# १–नवां नीकळेलां पुस्तको

વિવિધ ગ્રંથમાળાનું ગયું પુસ્તક નીકળ્યા પછીથી આ પુસ્તક (સ્વામી રામતીર્થ ગ્રંથ ૩ જો) બહાર પડતાં સુધીમાં નીચે જણાવેલાં પુસ્તકો નીકળી ચૂક્યાં છે. અને જેઠ માસની આખર સુધી તે નીચે જણાવેલી ખાસ ઓછી કિંમતે મળશે.

## श्रीमद् भागवत भाषांतर–छठ्ठी आवृत्ति

આ પુસ્તકની પાંચમી આવૃત્તિ આજથી નવ વરસપર નીકળેલી તે ટુંક સમયમાં ખલાસ થઇ બહોળી માગણી જારી રહી હતી; પરંતુ મોઘારત અને બીજી અગવડોને લીધે નવી આવૃત્તિનું કાર્ય હાથ ધરી શકાયું ન હતું. અનુકૂળ સંયોગો મળતાં હવે તે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આ આવૃત્તિ સ્વદેશી એન્ટિક કાગળપર સંસ્થાના પોતાનાજ મુદ્રણાલયમાં નવા ટાઇપોવડે છપાઇને તૈયાર થઇ છે. આર્ટપેપર ઉપર છાપેલાં સુંદર ૧૫ ચિત્રો એમાં આપેલાં છે અને મુંબઇમાં તૈયાર થએલા સ્વદેશી મજબૂત અને સુશોભિત કાપડવડે તેનાં પૂંઠાં બંધાવવામાં આવ્યાં છે. વળી પૂજામાં રાખનારાઓને માટે હિંસારહિત રેશમી કપડાથી પણ કેટલીક પ્રતો બંધાવવામાં આવી છે. દરેક અધ્યાયની શરૂમાં એકેક મૂળ શ્લોક આપેલો છે. શ્લોકાંકનો ઉપયોગ સૌમાંથી એકાદ વાચનારને પણ ભાગ્યેજ રહેતો હોવાથી-અને સામાન્ય વાંચનારાઓમાટે સળંગ વાંચનમાં તેવા અંક એક રીતે કંઇક અગવડકારક પણ જણાવાથી તે આ આવૃત્તિમાં લેવાયા નથી. આગલી આવૃત્તિઓ જાડપણમાં વધુ હોવાથી પુસ્તક પકડવામાં કંઇક અગવડ રહેતી, તેથી કરીને આ આવૃત્તિની લંબાઇપહોળાઇ થોડીક વધારીને જાડાઇ ઘટાડવામાં આવી છે. આથી આ આવૃત્તિનું કદ ઇંચ ૮×૧૧ નું તથા પૃષ્ઠસંખ્યા ૭૦૦ ની થએલી છે.

આ પ્રમાણે ભાગવતની આ આવૃત્તિને બને તેટલી સગવડભરી તેમજ સ્વદેશી બનાવવામાં આવી છે. આગલી આવૃત્તિનું મૂલ્ય રૂ. ૨) હતું. તે સમય કરતા કાગળ છપાઇ વગેરેની મોંઘારત હજી બેથી ત્રણ ગણી હોવાને લીધે આ આવૃત્તિનું મૂલ્ય રૂ. ૫) તથા રેશમી-પૂંઠાંવાળી પ્રતોનું રૂ. પા રાખવામાં આવ્યું છે. જેઠ માસની આખર સુધી દર પ્રતે રૂ. ૧) ઓછો લેવા ગોઠવણ છે. મુંબઇના કાર્યાલયમાં ત્યાંના તેમજ રસ્તાના ખર્ચ બદલ રૂ. ૦ાા વધુ લેવાશે. અમદાવાદથી ટપાલ રસ્તે મંગાવનારને પોસ્ટેજ વી. પી. બદલ દર પ્રતે રૂ. ૧)= ખર્ચ વધુ આવશે.

પ્રથમથી પૂરા પૈસા તથા રૂ. ૦I પેકીંગ ૪૦ બદલ વધુ મોકલીને કમમા કમ બે પ્રત રેલ્વે પારસલથી સામટી મંગાવનારને ખર્ચ ઘણો ઓછો આવશે. આ પ્રમાણે એક પ્રત મંગાવવાથી પણ કંઇક બચાવ તો થશેજ.

# स्वामी विवेकानंद—भाग १ थी ५ नी बीजी आवृत्ति

વિવિધ ગ્રંથમાળાદ્વારા અગાઉ પ્રસિદ્ધ થયેલા આ પાંચે ભાગ કેટલોક સમય થયાં ખલાસ થયેલા હોવાથી તેની આ બીજી આવૃત્તિ એ મોટાં પુસ્તકોરૂપે છપાવવામાં આવી છે.

દરેક પુસ્તકમાં ઇંચ ૫ાા×૮ ના કદનાં ૬૦૦ લગભગ પૃષ્ઠ હોઇ કાગળ મજબૂત સ્વદેશી, પૂંઠાં પાકાં, તથા મૂલ્ય સવા બબે રૂપીઆ છે. પોસ્ટેજ દરેકનું ૦।= છે.

આ ભાગોમાં આવેલા વિષયોની વિગત આ ગ્રંથની છેવટની જા૦ ખ૦ માં આપેલી છે.

જેઠ માસની આખર સુધી આ પુસ્તકોનું મૂલ્ય ચાર ચાર, આના ઓછું રહેશે.

# श्रीरामकृष्णकथामृत—भाग १—२ भेगा

અગાઉ વિવિધ ગ્રંથમાળાદ્વારા નીકળી ચૂકેલા આ બન્ને ભાગોએ સંસ્કારી તેમજ સામાન્ય વાચકવર્ગની પુષ્કળ પ્રીતિ સંપાદન પ્રાપ્ત કરેલી હોઇ તેની પુષ્કળ માગણીને લઇને આ બીજી આવૃત્તિ છપાવવામાં આવી છે. સ્વામી વિવેકાનંદજીના સદ્ગુરુ પરમહંસ રામકૃષ્ણદેવ જેવા બ્રહ્મનિષ્ઠ, સરળ અને મહાન્ પુરુષની અનેક સુવિખ્યાત પુરુષો સાથેની સરળ, સચોટ, તેમજ ઉપરાઉપરિ અમરકારક દૃષ્ટાંતોથી ભરપૂર, એવી આધ્યાત્મિક વાતચીતોનું તથા વખતો વખત હરિજનો સાથેનો તેમનો કીર્તનાનંદ, નૃત્ય અને તેમને વારંવાર થઈ આવતી ભાવસમાધિઓનું વર્ણન તેમનાં એક વિદ્વાન શિષ્યે આ ગ્રંથમાં એવું તો આબેહુબ આપેલું છે, તેમજ પરમહંસજીએ સ્વમુખે કહેલા પોતાના સાધકદશાના તથા તે પછીના અનુભવો તેમની બાળક જેવી ભોળી, સ્વાભાવિક અને હૃદયંગમ ભાષામાં આપેલા છે કે જેથી આ ગ્રંથનું વાચન તથા શ્રવણ ભલભલા આધ્યાત્મિક ગ્રંથો કરતાં પણ અધિક આનંદ, ઉપદેશ અને ઉન્નતિ આપી શકે છે. આ કથામૃતમાં મતપંથનો જરા પણ આગ્રહ ન જણાતાં ઉલટો સર્વ ધર્મો તરફ અને તેના સ્થાપકો તરફ તે સદ્ભાવ પ્રકટાવે છે.

આ પુસ્તકનું કદ ઇંચ ૫ાા×૮ માં પૃષ્ઠ ૬૫૦ નું તથા મૂલ્ય રૂ. ૨ાા હોઇ ને આવતા જેઠ માસ સુધી તેમાં રૂપીએ બે આના ઓછા લેવાશે.

# स्वामी रामतीर्थ—ग्रंथ २ जो—भाग १०—११

આ ગ્રંથ તે આ પુસ્તક પોતેજ છે. પૃષ્ઠ સંખ્યા ૫૨૦, છૂટક મૂલ્ય પાકાં પૂઠાં સાથે રૂ. ૨) છે, પરંતુ જેઠ સુધી રૂ. ૧ાાા અને મુંબઇના કાર્યાલયમાં રૂ. ૨) લેવાશે.

# २—संपूर्ण महाभारत

સંપૂર્ણ મહાભારત કઢાડવાની યોજના અગાઉ આ સંસ્થાએ પડતી મૂકેલી તે પાછી નવેમ્બરથી શરૂ કરવાની તૈયારી ચાલે છે. ઈશ્વરેચ્છા હશે તો આવતા વર્ષમાં તેની યોજના રજુ કરાશે: તથા બનતાં સુધી બેજ વરસમાં આખો ગ્રંથ બહાર પડી જશે.

## ३–हवे पछी वहार पडनारां बीजां पुस्तको

નીચલાં પૈકી ઘણુંખરાં પુસ્તકો ચાલુ સાલમાં તેમજ આવતા-૧૯૮૧ ના વર્ષમાં નીકળશે; અને બાકીનાં તે પછી નીકળશે. પછી તો ઈશ્વરેચ્છા

નેપોલિયનનું મોટું ચરિત્ર છપાય છે.
શ્રીજ્ઞાનેશ્વરી ગીતા. ત્રીજી આવૃત્તિ.
ભારતનાં સ્ત્રીરત્નો. છપાય છે.
બંકિમ નિબંધમાળા–બીજી આવૃત્તિ.
રામતીર્થ–ભાગ ૧૨ થી ૧૪
તુલસીકૃત રામાયણ–મૂળ તથા ટીકા.
ભજનસાગર, પદ્યપ્રભાકર.
રાજસ્થાનનો ઇતિહાસ બંને ભાગ.
શાંતિપર્વ–મહાભારતનું.
ગિરધરકૃત શુદ્ધ રામાયણ.
પઢિયારનાં સ્વર્ગનાં પુસ્તકો.
શ્રીગૌરાંગ મહાપ્રભુનું મોટું ચરિત્ર.
સંતવાણીસંગ્રહ–અનેક ભાગોમાં.
ટુંકી વાતોના નહિ મળતા ભાગો.
ભારતનાં પુરુષરત્ન.
યોગવાસિષ્ઠ મહારામાયણ.
ભગવતી ભાગવત નવી આવૃત્તિ
મહાભારતના સર્વભાગો.

## ४–ज्ञानयज्ञ फंडनी चालु सालनी योजना

ગયા વર્ષમાં આ ફંડદ્વારા ગીતાના ૧૮ મા અધ્યાયની ગુજરાતી ટીકા સહિત પુસ્તિકાઓ વિના મૂલ્યે ફેલાવવામાં આવી હતી; તેજ ધોરણે આ ફંડની ચાલુ વર્ષની આવકમાંથી હિન્દી તથા મરાઠી ટીકાવાળી પુસ્તિકાઓ આવતા ચાતુર્માસના ધાર્મિક દિવસોમાં તે તે ભાષા બોલનારાઓમાં ફેલાવવાની ધારણા રાખવામાં આવી છે અને કેટલેક અંશે અત્યારથી પણ તે કામ જારી કરી દેવામાં આવ્યું છે; માટે જે જે સજ્જનો આ જ્ઞાનપ્રચારના ધર્મકાર્યમાં પોતાના પૈસાનો સદ્વ્યય કરવા ઇચ્છતા હોય તેમને તે બનતી ત્વરાએ મોકલી આપવા પ્રાર્થના છે.

આ ફંડમાં ગમે તેટલી રકમ ભરનાર પણ જો તેણે પ્રથમથી જણાવ્યું હશે તો ભરેલા પ્રત્યેક ચાર આના દીઠ પોસ્ટેજ સુદ્ધાં નવ પ્રત, અને પોસ્ટેજ વિના ૧૨ા પ્રત પ્રમાણે જેટલી પ્રતો થાય, તેટલી પ્રતો સુધી સ્વહસ્તે વહેંચવા સારૂ આ સંસ્થા પાસેથી મેળવી શકશે; અને તે પ્રતો ઉપર "અમુક તરફથી ભેટ" કે એવું કાંઇ લખવું હશે તો સ્વહસ્તે લખી શકશે અથવા રબર સ્ટાંપથી છાપી શકશે.

આ ફંડમાં ઓછામાં ઓછા રૂ. ૧૦૦) ભરનાર સજ્જનની ઇચ્છા હશે ( અને તે ઇચ્છા પ્રથમથી દર્શાવેલી હશે ) તો પાંચ હજાર પુસ્તિકાઓ ( અને રકમ એથી વધુ હશે તો વધુ પુસ્તિકાઓ ) ના મુખપૃષ્ઠ ઉપર "અમુક વ્યક્તિ અથવા પ્રસંગના સ્મરણમાં અમુક તરફથી ભેટ" એવી મતલબનું છાપી અપાશે. કોઈ આવા ગૃહસ્થની ઇચ્છા ગુજરાતી ટીકાવાળીજ પુસ્તિકાઓ મેળવવાની અને ફેલાવવાની હશે તો તે પ્રકારની પુસ્તિકાઓ પણ તૈયાર કરાવી આપવામાં આવશે.

અને ત્યાંસુધી આ જ્ઞાનયજ્ઞની યોજના હમેશ માટે ચાલુ રાખીને તેના દ્વારા વરસો વરસ જૂદા જૂદા પ્રકારની પુસ્તિકાઓ ફેલાવવાની ધારણા હોવાથી આ યોજનાને લગતો મૂળ લેખ વિવિધ ગ્રંથમાળાના વાંચનારાઓ ઉપરાંત બીજાઓના પણ વાંચવામાં આવે તેટલા માટે (આ પુસ્તકની પ્રતો વિ૦ ગ્રંથમાળાનાં ગ્રાહકો કરતાં ખાસ ઘણી સંખ્યામાં છપાયલી હોવાથી) તે લેખ આ પુસ્તકમાં પણ (આ પછીનાં પૃષ્ઠોમાં) આપવામાં આવ્યો છે.

## ५–विविध ग्रंथमाळाविषे बे बोल

માળાના કદમાં ફેરફાર—ગયા વર્ષના છેલ્લા પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે ચાલુ સાલમાટે મોટા (ઇંચ ૫॥×૮ ના) કદનાં પૃષ્ઠ આપવાનું આ પુસ્તકથી શરૂ થયું છે. જણાવવાની જરૂર નથી કે આ ફેરફાર માત્ર અજમાયશ તરીકેજ હોઇને બીજા વર્ષમાં તે ચાલુ રહેવા ન રહેવાનો આધાર ગ્રાહકસંખ્યા વધવા ન વધવા ઉપર છે.

આ પછીનું પુસ્તક—આ પછીના પુસ્તક તરીકે નેપોલિયન બોનાપાર્ટનું જીવનચરિત્ર (શુમારે આશરે ૭૦૦ પૃષ્ઠનું) છપાતું હોઇને તે આવતા જેઠ અથવા આષાઢ માસ સુધીમાં ગ્રાહકો તરફ મોકલાઇ જશે. અગાઉ દશેક વર્ષ પર આ માળાદ્વારા નેપોલિયનનું જે ટુંકું જીવનચરિત્ર પ્રસિદ્ધ થયેલું તેના કરતાં આ જીવનચરિત્ર કદમાં ત્રણેકગણું, પુષ્કળ વિગતોવાળું, તથા વધારે સારું, રસિક અને બોધપ્રદ છે.

## ६–प्रत्येक ग्राहक प्रत्ये एक खास प्रश्न

વિવિધ ગ્રન્થમાળાને લગતાં પુસ્તકોની પસંદગી તેના વાચકવર્ગના હિત તરફ દૃષ્ટિ રાખી યથામતિ થતી આવી છે તેમ થયાજ કરશે, પરંતુ નીચે જણાવેલાં પુસ્તકો હવે પછીનાં વર્ષોમાં એ માળાદ્વારા કહાડવાં કે કેમ તે બાબતમાં માળાના ગ્રાહકવર્ગને પૂછવું યોગ્ય લાગવાથી પ્રત્યેક ગ્રાહકબંધુને પૂછવાનું કે:–

સ્વ૦ અમૃતલાલ સુંદરજી પઢિયારકૃત સાચું સ્વર્ગ તેમજ સ્વર્ગની જીંદગી એ બે ઉપયોગી પુસ્તકો અત્યાર અગાઉ વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થયાં છે; તે ઉપરાંત એ લેખકનાં બીજાં નીચલાં પુસ્તકો પણ તેવાંજ ઉપકારક છે.

ભક્તિમાર્ગના અસરકારક દાખલા, દૃષ્ટાંત, તેમજ ઉપદેશોનાં પુસ્તકો

| | |
|---|---|
| સ્વર્ગનું વિમાન | સ્વર્ગનો ખજાનો |
| સ્વર્ગની કુંચી | સ્વર્ગના રત્નો |
| સ્વર્ગનો આનંદ | સ્વર્ગની સડક |

ધર્મમિશ્રિત સામાજીક વિષયોને લગતાં પુસ્તકો

| | |
|---|---|
| સંસારમાં સ્વર્ગ | સ્ત્રીઓનું સ્વર્ગ |

| | |
|---|---|
| સ્વર્ગની સીડી | જુવાની જાળવવાના ઉપાય |
| સ્વર્ગની સુંદરીઓ | સ્વર્ગના સંદેશા |

ઉપલા પૈકીનાં છેલ્લા સિવાયનાં સર્વ પુસ્તકો અગાઉ છપાઇ ચુકેલાં છે; પરંતુ હાલ તે મળી શકતાં નહિ હોવાથી તે આ સંસ્થાદ્વારા પ્રસિદ્ધ તો થનારજ છે; છતાં આ પ્રશ્ન પૂછવાનો એટલા માટેજ કે વિવિધગ્રંથમાળાનાં જે ગ્રાહકો પામે એ પુસ્તકો હોય અને તેથી કરીને જેઓ આ માળાદ્વારા તેને મેળવવા ન ઇચ્છતા હોય, તેમણે તે વિષે આ પુસ્તક ચૈત્રમાં મળ્યા પછીથી એક માસ સુધીમાં આ સંસ્થા તરફ અવશ્ય લખી જણાવવું. જો ગ્રાહકોની મોટી સંખ્યા તેને માટે ના લખી જણાવશે તો તે પુસ્તકો છુટાં પ્રસિદ્ધ કરવામાં આવશે, અને તેવું નહિ જણાય તો તે પુસ્તકો વિવિધગ્રંથમાળામાંજ પ્રસિદ્ધ કરાશે.

# ૭–મહાત્માઓની વાણી માટે ખાસ માગણી

અગાઉ થઇ ગએલા જ્ઞાનીઓ તેમજ ભક્તોની વાણીમાંથી જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય વગેરેને લગતાં સારાં સારાં ભજન, ધોળ, રેખતા, સાખીઓ, છંદ, વગેરે ચુંટી કહાડીને તે આવા કદનાં ૫૦૦–૫૦૦ પૃષ્ઠના શુમારે પાંચેક ભાગોમાં આ સંસ્થા તરફની વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ કરવાની ધારણા રાખવામાં આવી છે.

આ કામને માટે, અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થઇ ચુકેલી વાણી ઉપરાત બીજી પણ મળી આવે તેટલી વાણી ભેગી કરવાની હોવાથી પ્રત્યેક વાચક બધુને તેમજ અન્ય જે જે મહાજનોથી બની શકે તેમ હોય તેમને વિનતિ કરવાની કે:—

મહાત્મા કબીર, તુલસીદાસ, મીરાંબાઇ, સૂરદાસ, નૃસિંહમહેતા, પ્રીતમદાસ, રવિદાસ, ભાણદાસ, ત્રિકમદાસ, લાલદાસ, ગંગારામ, દયાળમહારાજ, મૂળદાસ, ભોજોભક્ત, બાપુ સાહેબ, ધીરો, પ્રેમાનંદ, આનંદઘન, સ્વામીનારાયણ સંપ્રદાયના સંતો, નિરાંત, અખો, ગુરુનાનક ઇ૦ જે જે સત્ પુરુષોનાં ભજન, પદ, પ્રભાતિયાં, રેખતા, સાખી, વગેરેની જે કાંઇ લખેલી અથવા છાપેલી વાણી જેમની પાસે હોય અને જેઓ તેનું લાગત મૂલ્ય લઇને પણ મોકલી શકે તેમ હોય, તેમણે તે મોકલી આપવા તસદી લેવી. પ્રથમ તો જે વાણી પોતા પાસે હોય તે છાપેલી છે કે લખેલી, અને લખેલી હોય તો તેની પદસંખ્યા, પૃષ્ઠ સંખ્યા, તથા કર્તાનું નામ લખી જણાવવું; અને છાપેલી હોય તો તે પુસ્તકનું નામ, છપાયાની સાલ, પૃષ્ઠસંખ્યા અને મૂલ્યની વિગત લખી મોકલવી; એટલે તે વાણી આ સંસ્થાના સંગ્રહમાં છે કે નહિ તે તપાસી જોઇ હા કે ના નો ઉત્તર લખવામાં આવશે.



# निवेदन

સ્વામી રામતીર્થના સદ્દુપદેશનો નવમો ભાગ સવત ૧૯૭૨ માં નીકળ્યા પછી સાત વર્ષ જેટલા લાંબા સમયે આ ( ૧૦ તથા ૧૧ મા ) ભાગો કઢાડવા બન્યુ છે

સ્વામી રામતીર્થનાં ભાષણો તથા લેખો ઉર્દુ લીપીમાં શ્રીમાન્ નારાયણ સ્વામીના વ્યવસ્થાપકપણા નીચે પ્રસિદ્ધ થએલાં, તેના ઉપરથી આ ભાગો અનુવાદિત થએલા હોવાથી તેમનો, તેમજ તેમના અધ્યક્ષપણા નીચે લખનઉમાં સ્થપાયલી 'રામતીર્થ પબ્લીકેશન લીગ'દ્વારા હિન્દીમાં પ્રકટ થએલા ઉપદેશોની પણ આ અનુવાદ તૈયાર થવામાં તથા તેનુ સશોધન કરવામા મદદ મળેલી હોવાથી તે સસ્થાનો પણ આ સ્થળે સપ્રેમ આભાર માનવામા આવે છે.

જે વ્યાખ્યાનો અગ્રેજી ઉપરથી ઉર્દુમાં થએલાં છે, તે તો ગુજરાતી આગલા ભાગોમા સીધા અગ્રેજી ઉપરથીજ લેવાઇ ચુકેલાં હોવાથી. તે આમાં લેવાયા નથી

સ્વામીજીના ઉપદેશો, ભજનો, વગેરેને લગતુ બીજુ પણ એક પુસ્તક હજી લગભગ આટલાજ કદનુ થવા જશે, અને બનતા સુધી તે આવતા વર્ષમાં પ્રસિદ્ધ થશે. આગલા નવ ભાગોમા મોટે ભાગે સ્વામીજીના વિદેશમા અપાયતાં અગ્રેજી ભાષણોના અનુવાદ આપેલા છે એ ભાષણો, તેના લેવાયલા રિપોર્ટો ઉપરથી અને સ્વામીજીની દૃષ્ટિતળે નીકળ્યા વિનાજ છપાયલા હતા ત્યારે તેમના ઉર્દુમા છપાયલા લેખો તો તેમના સ્વહસ્તેજ વિચારપૂર્વક લખાયલા છે વળી સ્વદેશમાં આવ્યા પછી તેમણે દેશની ભાષામાં જે ભાષણો આપેલા તે પણ મોટે ભાગે સ્વામીજીના અવલોકનમાં આવ્યા પછીજ ઉર્દુ કે હિંદમા છપાયા હતાં

ઉપના કારણોને લીધે અગ્રેજીવાળા ઉપદેશો કરતા ઉર્દુવાળા ઉપદેશોમા કુદરતી રીતેજ કેટલીક વિશેષતા આવી ગેઇ છે, અને તેથી કરીને તેમા સ્વામીજીના અનુભવ-સિદ્ધ જ્ઞાનની ખુમારી, તેમનો આત્મસાક્ષાત્કારનો પ્રભાવ, તેમની અસામાન્ય વિદ્વત્તા, તેમનો ઉભરાઇ જતો સર્વાત્મભાવ અને માનવપ્રેમ, મુડદાને પણ જીવતુ કરી નાખે એવી તેમની જોસદાર અને મીઠી વાણી, તેમનો આદર્શ ત્યાગવૈરાગ્ય, તેમનુ વિશુદ્ધ, નિસ્પૃહ અને નિડર ચારિત્ર્ય, તેમનો અદ્ભુત પરમાર્થપ્રેમ, તેમની અસામાન્ય દેશ-

હિતૈષિતા, વગેરે તેમના ઉચ્ચતમ ભાવો ઉર્દુ ઉપદેશોમાં કોઇ ઓરજરૂપે પ્રકટી નીકળેલાછે.

ગુજરાતી અનુવાદમાં પણ એ ભાવો બનતે પ્રકારે જેમના તેમ ઉતરી આવે, એ ખાસ જરૂરનું હતું. બે ત્રણ સજ્જનોને હાથે એ ઉર્દુ ઉપદેશોનો થોડો થોડો અનુવાદ કરાવી જોયા પછી છેવટે ઈશ્વરકૃપાથી સૈયદ અત્તાઉલ્લાહ જેવા સુયોગ્ય ગ્રેજ્યુએટ* બંધુનો સુયોગ પ્રાપ્ત થયો. ફારસી અને ઉર્દુમાં પ્રવીણ હોવા સાથે તેમનો ગુજરાતી ઉપર પણ ઠીક કાબુ જોઇને આ કાર્ય તેમને સોંપવામાં આવ્યું; અને તે તેમણે બનતી કાળજીથી પૂરું કરી આપ્યું છે. આ ભાષાંતર સંપાદક પાસે આવવા પહેલાં તેમાં સ્વામી સ્વયંજ્યોતિના હાથથી પણ કેટલુંક સંશોધન થઇ આવ્યું હતું.

એકાદ સૂકું કાષ્ઠ પ્રજ્વલિત અગ્નિમાં પડતાંજ ઝડપાઇને અગ્નિરૂપ બની રહે છે; તેમ ઉત્તમ કોટીના એકાદ વિરલ જીજ્ઞાસુને માટે વેદાન્તનું માત્ર એકાદ સારભૂત વાક્ય કિંવા શબ્દ પણ બ્રહ્મસાક્ષાત્કાર કરાવી શકે છે; પરંતુ લીલા કાષ્ઠને તો તેમાંનો જળવિકાર નષ્ટ થતાં સુધી વગર બળ્યેજ અગ્નિનું સેવન કરવું પડે છે; તેમ મંદ અને મધ્યમ કોટીના જીજ્ઞાસુઓને પણ આત્મસાક્ષાત્કારને માટે મળવિક્ષેપ દૂર થતાં સુધી અધ્યાત્મવિદ્યાનું અને તેમાં બતાવેલા ઉપાયોનું સેવન થોડો કે વધુ સમય કરવુંજ પડે છે. સંસારમાં જીજ્ઞાસુઓનો મોટો ભાગ એવી કોટીનોજ હોવાથી તેમની અનેકવિધ પ્રકૃતિઓને સુગમતા મળી તેમનો માર્ગ વધારે સરળ બને, અને વિષય એકનો એકજ છતાં તે જૂદા જૂદા પ્રકારે સમજવાની સગવડ પ્રાપ્ત થઈ તેઓનો તે વિષયનો અભ્યાસ રસપૂર્વક જારી રહે; એટલા માટેજ આપણા પ્રાતઃસ્મરણીય ઋષિમુનિઓએ, પરમપૂજ્ય આચાર્યોએ અને અનેક સંતમહાત્માઓએ એકના એકજ આધ્યાત્મિક વિષય ઉપર એકને એકજ મુખ્ય ઉદ્દેશ રાખીને અનેક પ્રકારના હજારો ગ્રંથ, સ્તોત્ર, ભજન, વગેરેની રચના કરી છે; અને તેમાંથી પોતપોતાને અનુકૂળ પડે તે તે ગ્રંથાદિનું પઠનપાઠન કરતા થકા હજારો અને લાખો જીજ્ઞાસુઓ હજારો વર્ષથી તેનો લાભ લેતા આવ્યા છે.

સ્વામી રામતીર્થજીનાં પણ અનેક લખાણો તથા ભાષણોમાં માનવહિતનો એકજ ઉદ્દેશ અને એકજ અધ્યાત્મવિદ્યા તરવરી રહેલાં હોવા છતાં તેમાંની માત્ર એકાદ કે બેચાર બાબતોજ પ્રસિદ્ધ કરીને નહિ અટકતાં તેમના સમગ્ર લેખ ૪૦ પ્રસિદ્ધ કરવાનું અને તે જનસમૂહ માટે આકર્ષક તથા હિતાવહ થતા ચાલી તેની ઉપરાઉપરિ આવૃત્તિઓ નીકળવાનું કારણ પણ એજ છે.

સ્વામીજીના ઉપદેશોના જે નવ ભાગ આગળ નીકળી ચૂકયા છે; તેમાંના કોઇ કોઇ વિષયની સાથે આમાંનો કોઇ કોઇ વિષય વધારે મળતો આવવા છતાં પણ તે તેમાં રહેલી કેટલીક વિશેષતાને લીધે આમાંથી બાતલ કરેલો નથી. કરેલો નથી; અને તેને

*મુખપૃષ્ઠપર તેમના નામ સાથે "બી. એ."ની ઉપાધિ જોડવાની તેમણેજ ના કહી હતી.

બદલે આગલા ભાગો હવે પછી છપાય ત્યારે તેમાથીજ એવા પ્રકારના એકાદ બે લેખ પડતા મૂકવાનુ રાખ્યુ છે

ગમ બાદશાહની અલૌકિક બક્ષિસરૂપ આ આધ્યાત્મિક વાનીઓથી ભરપૂર પત્રાવલિ હૃદયના ઉડા પ્રેમપૂર્વક પાઠકવૃન્દના કરકમળમાં એવી ભાવનાસહિત સમર્પિત થાય છે કે,–પરમપદાભિલાષી પાઠકમધુઓ તેમાંની દેવદુર્લભ વાનીઓનુ આદરસહિત આસ્વાદન કરીને તેને પોતાના સર્વાગમાં (આચાર તેમજ વિચારમા) પચાવી દે, અને તે શાશ્વત, અનુપમ તુષ્ટિ–પુષ્ટિને પ્રાપ્ત કરે કે જેથી પછી આ અસત–જડ–દુ ખરૂપ સસારનાં ભુખ–દુ ખ અને આવાગમન સહેવાં નહિ પડતા ઋષિમુનિઓએ કહેલી તે સર્વોપરિ કૃતકૃત્યતા, તે અનુપમ નિત્યાન દ અને તે ચૈતન્યમયી અમરતા તેમની પોતાની બની રહે ૐતત્સત્

ઋષીકેશ, શિવરાત્રી, સવત ૧૯૮૦ ભિક્ષુ:—અખંડાનંદ

# ૧–જ્ઞાનયજ્ઞની યોજના

વાચનાર બધુઓ અને બહેનો !

જે પરમાત્માની કૃપાથી અને આપણા મહાન્ ઋષિમુનિઓના પ્રતાપથી આજે આવા ઉમદા ગ્રથોનો લાભ તમે સહજમા લઇ શકો છો, તે પ્રભુ અને ઋષિમુનિઓ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવી એ પણ પ્રત્યેકનું કર્તવ્ય છે આ કૃતજ્ઞતા માત્ર વાણીથી નહિ, પણ કૃતિથી–એટલે કે પોતાના કરતાં ઉતરતી સ્થિતિવાળાં મનુષ્યોની ઉન્નતિમાટે તનમનધનથી ઉદાર બનીને દર્શાવવી જોઇએ આ પ્રકારે આ કૃતજ્ઞતા જેટના પ્રમાણુમા માણુસ બજાવનો ચાને છે (અર્થાત્ પોતાથી ઉતરતી સ્થિતિવાળાઓ ,પ્રત્યે ઉદારતા વધારતો ચાલે છે) તેટના પ્રમાણુમાં તેના તરફ તે પરમ પિતા પ્રભુની કૃપાદૃષ્ટિ પણ અધિક ઉતરી આવીને તેને અધિકાધિક ઉચ્ચ વસ્તુસ્થિતિઓ આપોઆપ પ્રાપ્ત થતી ચાલે છે ઓરડાનાં બંને તરફનાં દ્વાર ખુલ્ના મૂકવાથી મલિન હવા નીકળતી રહી તેને ઠેકાણે બહારની વિશુદ્ધ હવા પ્રવેશતી રહે છે, તેવુજ આ બાબતમાં પણ છે

ઉત્તમ ગ્રન્થોનુ સેવન કરવાના અનેક લાભો તમે પોતે અનુભવતા હશો, પરતુ દેશમાનાં લખીવાચી જાણુનારા લાખો કરોડો મનુષ્યોમાથી સેકડે દશ માણસો પણ ભાગ્યેજ ઉત્તમ વાચનનો લાભ લઇ શકે છે અને બાકીનો નેવુ ટકા ભાગ તો તેનાથી બેનશીબજ રહે છે પ્રભુનાં આ બાળસતાનોના–અક્ષરબોધરૂપી છતી આંખોએ અજ્ઞાનના અધકારમા અથડાયા રહેલાં આપણા આ અસખ્ય નાના ભાઇબહેનોના–જીવનપથને પ્રકાશવા માટે તેમને ઉત્તમ વાચનરૂપી જ્ઞાનદીપક વિનામૂલ્યે પૂરા પાડવા એના જેવુ શ્રેષ્ઠ કર્તવ્ય પ્રભુસેવા, માનવસેવા, અથવા પુણ્યકાર્ય બીજુ કયુ હોઈ શકે ? તે પરમ

પિતા પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવાનો આથી ઉત્તમ માર્ગ બીજો કયો હોઈ શકે ?

પ્રભુએ આ સૃષ્ટિ રચીને તેને બીજાઓની દયાઉપરજ મૂકી દીધી હોય એવું તો હોયજ નહિ તે પ્રભુની સર્વવ્યાપકતા, સર્વશક્તિમત્તા, સર્વજ્ઞતા અને સર્વ પ્રાણિ-પદાર્થ પ્રત્યેની અનુપમ મહત્ કૃપાદૃષ્ટિ આગળ તો મોટા સમ્રાટનું સમગ્ર પૃથ્વીનું દાન પણ તૃણતુલ્ય ગણાય તેમ છે આમ છતા તે કૃપાળુએ શ્રીમાનો ઉપર કૃપા કરીને તથા તેમનાપર કેટલીક ફરજ મૂકીને એવો માર્ગ પણ રાખ્યો છેજ કે જેથી તેઓ પોતાથી ઉતરતી સ્થિતિવાળાઓને તનમનધનથી અમુક દરજ્જે ઉપયોગી બની શકે, અને તેમ કરીને પોતાનુ હિત સાધી શકે તથા પોતાનુ પુણ્ય અને સુખ વધારી શકે આ પ્રમાણે પોતાનુ ઉત્તમ હિત સાધવા માટે તેમજ ધનવૈભવની સાથે જોડાયલા અનેકવિધ જ્ઞાત-અજ્ઞાત પાપોમાથી છૂટવા માટે પણ આ માર્ગ ઘણોજ સરસ છે

ઉપર જણાવ્યુ તેમ માનવસમાજમાંનો જે મોટો ભાગ જ્ઞાનચારિત્ર્યવર્ધક ગ્રંથોનો લાભ નથી લઈ શકતો, તેમાં સદ્ગ્રંથોના અસ્તિત્વનુ તથા તેના સદુપયોગના ફાયદાઓનુ તે વર્ગનુ અજ્ઞાન, પૈસા ખર્ચવાની તેમની અરુચિ કે અશક્તિ, માત્ર સમાચારપત્રો કે વિનાસી વાર્તાઓમાજ તેમનુ પડ્યા રહેવુ, વગેરે અનેક કારણો હશે, પરતુ જેમ ઘરમાના મોટા માણસો બાળકોને બોલતાં, ચાલતા, ખાતાં, પીતાં, લખતાં, વાચતા વગેરે શિખવવાની અને બીજીપણ સર્વ આવશ્યકતાઓ પૂરી પાડવાની પોતાની ફરજ સમજે છે, તેમ દેશરૂપી કુટુબમાના બાળવર્ગ સમાન એ અતિ વિશાળ માનવસમાજ પ્રત્યે પણ તેમના વડીલ બધુઓ તરીકે સમજુ સજ્જનોને માથે આ બાબતમાં ખાસ અગત્યની ફરજ રહેલી છે, અને તે ફરજ તેઓ નથી બજાવતા, એ કારણ સર્વથી મોટુ છે.

હકીકત એ પ્રમાણે હોવાથી સામાન્ય જનસમૂહમાં ચડતા વર્ગવાળાઓએ વિદ્વાનો અને ધનવાનોએ વખતોવખત નાનમોટા જ્ઞાનચારિત્ર્યવર્ધક ચોપડીચોપાનીઆં મોટી સખ્યામાં ફેલાવતા રહીને પોતાની પેઠે તેમને પણ ઉત્તમ જ્ઞાનનુ આસ્વાદન મળે અને તેમનો જીવનમાર્ગ સરલ તથા સુખાવહ બને તેમ કરવુ જોઈએ અને ઉપર જણાવ્યુ તેમ તેમના વડીલ બધુઓ તરીકેનીજ નહિ, પણ તેમની મહેનતનો અનેક પ્રકારે લાભ ઉઠાવનાર તરીકેની પણ ફરજ બજાવવા માટે પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે કાંઈ પણ સક્રિય કૃતજ્ઞતા દર્શાવવા માટે, ધનવૈભવની સાથે જોડાયલા અનેકવિધ જ્ઞાત અજ્ઞાત પાપોમાથી છૂટવા માટે, તથા પ્રભુની અધિક કૃપા મેળવી અધિકાધિક સુખસપત્તિ અથવા મોક્ષપદનો લાભ મેળવવા માટે પણ સમજુઓએ તે બહુસખ્યક માનવબંધુઓમા જ્ઞાનચારિત્ર્યનો પ્રચાર ખૂબ છૂટથી થાય તેમ કરવુ જોઈએ

આ પ્રકારનુ કાર્ય એક સ્વતત્ર યોજનાના રૂપમા ઉપાડી લઈ તેની પાછળ

-સર્વભાવે મંડી પડનાર કોઇ નિઃસ્વાર્થી, ચારિત્ર્યવાન્ બહુશ્રુત અને વ્યવહારકુશળ વ્યક્તિ ગુજરાતને માટે નીકળી આવે તો તે બહુજ અગત્યની લોકસેવા બજાવી શકે ધર્મ, નીતિ, આરોગ્ય, ઘરગથુ ઉપાયો, સ્વચ્છતા, ગૃહવ્યવસ્થા, બાળઉછેર, માંદાંની માવજત, પરોપકાર, સારા રીતરિવાજ, ખરાબ રૂઢિબંધન, જનસેવાના દરેકથી બની શકે તેવા સાદા-સીધા પ્રકારો, અને બીજી અનેક બાબતોને લગતા નાના નાના અને અસરકારક નિબંધો તથા વાર્તાઓ આવા કામને માટે વખતો વખત યોજી શકાય; અને ગુજરાતી તથા બીજી ભાષાઓમાં આવાં ચોપડીચોપાનીઆં વખતો-વખત મેળાઓદ્વારા, ગામડાંઓમાં લોકસેવાનાં કામો બજાવનારાઓદ્વારા, તેમજ ગ્રંથમાળાઓ અને માસિકપત્રો વગેરેના સંસ્કારી વાચકવર્ગદ્વારા ઘણા મોટા પ્રમાણમાં ફેલાવી શકાય.

ખ્રિસ્તી લોકો ભારતવાસીઓને પોતાની જાળમાં વિશેષ સપડાવવા સારૂ અનેક પ્રકારનાં પુસ્તકપુસ્તિકાઓ ફેલાવવા પાછળ તનમનથી અથાક શ્રમ લેવાની સાથે ધનથી પણ લાખો કરોડોનો ખર્ચ કર્યા કરે છે; તો પછી આપણા પોતાનાજ દેશના અને પોતાનાજ ધર્મના લોકોની આવા પ્રકારની સેવાઓ તરફ આપણાજ દેશના અને આપણાજ ધર્મના સમજુ સજ્જનોએ લક્ષ આપવાની કેટલી બધી જરૂર છે?

જ્યાંસુધી આવાં કામો એવા સ્થાયી અને મોટા પાયા ઉપર ઉપાડવામાં આવે નહિ; ત્યાંસુધી એ દિશામાં પણ થોડું ઘણું થાય તે કરવાના હેતુથી આ સંસ્થા તરફથી આ "જ્ઞાનયજ્ઞ" ની યોજના અને ફંડ ચાલુ કરવામાં આવ્યાં છે.

આ જ્ઞાનયજ્ઞની પ્રથમ આહુતિ તરીકે શ્રીમદ્ ભગવદ્ગીતાના સારાંશરૂપ ૧૮ મા અધ્યાયની પ્રત ૧૧૪૦૦૦ ટીકાસહિત છપાવીને ૧૯૭૯ના ચાતુર્માસમાં-તેનો ઉપયોગ કરવા ઇચ્છે એવાં મનુષ્યોમાં ફેલાવાઇ હતી; અને ચાલુ સાલમાં પણ તે મુજબ થશે.

આ પ્રમાણે દરેક વર્ષના ચાતુર્માસમાં, તેમજ અનુકૂળતા આવે ત્યારે ત્યારે આ "એકાધ્યાયી ગીતા" બીજાં વધારે માણસોમાં તથા બીજી ભાષાઓમાં ફેલાવી શકાય; તથા બીજાં પણ જૂદી જૂદી ઉપયોગી બાબતોને લગતાં નાનાં નાનાં ચોપડીચોપાનીઆં વખતો વખત મોટી સંખ્યામાં ફેલાવી શકાય; તેટલા સારૂ આ **જ્ઞાનયજ્ઞફંડ સદાને માટે ખુલ્લું રાખવામાં આવ્યું છે.**

આ ફંડમાં કમમાં કમ ચાર આનાસુધીની રકમ લેવાશે અને વખતો વખત જે રકમ ભેગી થશે, તેમાંથી જ્ઞાનચારિત્ર્યને વધારનારાં લોકોપયોગી ચોપડીચોપાનીઆં તે તે વર્ષના ચાતુર્માસમાં અથવા અન્ય અનુકૂળ સમયે ફેલાવાતાં રહેશે.

આ ખાતે મોકલાતી દરેક રકમ સાથે "જ્ઞાનયજ્ઞફંડમાટે" એટલું અવશ્ય જણાવવું. મ૦ ઓ૦ દ્વારા મોકલનારને તો ટપાલ રસ્તે તેની પાવતી મળે છેજ. અમદાવાદ

અથવા મુંબઇના કાર્યાલયમાં રૂબરૂ આપનારને રૂબરૂમાંજ પાવતી મળશે.

આ ફંડના વહિવટનો હિસાબ વિવિધ ગ્રંથમાળાદ્વારા વખતો વખત પ્રસિદ્ધ થશે અને તેમાં મળેલી પ્રત્યેક રકમ દાતાના નામ સાથે છપાશે. ઉપર જણાવેલી પ્રત ૧૧૪૦૦૦ ના ખર્ચનો, તથા ત્યાંસુધીમાં જ્ઞાનયજ્ઞફંડમાં ભરાયલાં નાણાંનો હિસાબ એ માળાના પુસ્તક "વિવેકાનંદ ભાગ ૧૦ મો" એમાં છપાઇ ચૂક્યો છે.

આ કોષમાં આર્થિક મદદ આપનારા જે સજ્જનો, આ યોજનાદ્વારા નીકળતાં ચોપડીચોપાનીઆં ફેલાવવાનું કાર્ય પણ બજાવવાની તત્પરતા જણાવશે તેઓની તેવી સહાય પણ ધન્યવાદની સાથે લેવાશે, અને કમમાં કમ તેમણે આપેલી રકમમાંથી તૈયાર થઇ શકે એટલી પુસ્તિકાઓ તો તેમને અવશ્યજ મોકલી અપાશે

આશા છે કે જ્ઞાનપ્રચારનો મહિમા સમજનારા સજ્જનો આ શુભ કાર્યમાં વખતો વખત ઉપયોગી થતા રહી શુભાશુભ પ્રસંગે આ ફંડને યાદ કરવા ચૂકશે નહિ.

આ "જ્ઞાનયજ્ઞકોષ" માં રૂ. ૧૦૦ અથવા તેથી વધુ રકમ મોકલનારની જો ઇચ્છા હશે અને તે પ્રથમથીજ જણાવી હશે, તો તેટલા દ્રવ્યવડે તૈયાર થનારી પુસ્તિકાઓના મુખપૃષ્ઠ ઉપર "અમુક તરફથી અમુક પ્રસંગ યા વ્યક્તિના સ્મરણમાં સદુપયોગાર્થે ભેટ" કે એવું કાંઇ છપાવવું હશે તો છાપી શકાશે, અને એવું છપાયલી સઘળી અથવા જેટલી પ્રથમથી કહી હશે તેટલી પ્રતો તે ધણીને સ્વહસ્તે વહેંચવા સારૂ મોકલી આપી બાકીની પ્રતો સસ્થા તરફથી બીજાઓદ્વારા વહેંચાશે.

ગમે તેટલી થોડી પ્રત ખરીદીને વહેંચવા ઇચ્છનાર પણ જો ઇચ્છશે તો તે પ્રતો ઉપર જણાવ્યા પ્રમાણે પોતાનું નામ વગેરે હાથવડે અથવા તો રબ્બરના સીક્કાવડે લખી-છાપી શકાશે.

આર્ય ઋષિમુનિઓએ લોકસેવાદ્વારા સ્વહિતને સધાવનારાં જે અનેકવિધ યજ્ઞદાનાદિ ઉપદેશ્યાં છે, તેમાં જ્ઞાનદાનને સર્વોપરિ ગણીને તેને "બ્રહ્મદાન" કહ્યું છે.

પરમવંદનીય શ્રીજ્ઞાનેશ્વર મહારાજ જ્ઞાનેશ્વરીમાં કહે છે કે:-"જે કોઇ પુસ્તકના નિમિત્તથી ગીતા બીજાઓને આપે છે, તે માણસ લોકોને માટે આ સંસારરૂપી બજારમાં મોક્ષસુખનું સદાવ્રતજ ખોલે છે...ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળક છૂટાં ભટકે છે, તેમનો મેળાપ કરાવી આપવો, એ સજ્જનોનો ધર્મ છે.

ભૂતમાત્રના સદાના સહાયક અને પરમ આધારસ્વરૂપ પરમાત્મદેવની અપાર લોકહિતાવહતામાં નિમિત્તભૂત બનવામાં રહેલું અહોભાગ્ય સર્વને સમજાઓ. ૐ તત્સત્.

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઇ

# १०-शुद्धिपत्र



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩ | ૧૦ | આ સામાન્ય | સામાન્ય |
| ૮ | ૨૫ | ચૂસતા | ચૂસતાં |
| ૧૧ | ૨૬ | છટી | છૂટી |
| ૧૫ | ૭ | क्लेशसंयुक्ता | क्लेशसंयुक्ताः |
| ૨૦ | છેલ્લી | વૈરાત્ય | વૈરાગ્ય |
| ૪૨ | ૩ | સવામાં | સેવામાં |
| ૪૫ | ૯ | સર્વેને | સર્વેમાં |
| ૪૫ | ૨૬ | શ્રતિનું | શ્રુતિનું |
| ૫૫ | ૧૭ | કર્યું | કર્યું તે |
| ૬૦ | ૨૬ | ક્રિયાએના | ક્રિયાઓના |
| ૬૧ | ૮ | કબતરને | કબૂતરને |
| ૬૪ | ૭ | ધળને | ધૂળને |
| ૬૪ | ૧૦ | ધમાવવામાં | ધુમાવવામાં |
| ૯૧ | ૪ | અરૂડ | અરૂડ ( લુહાણા ) |
| ૯૬ | ૧૦ | શ્રતિ | શ્રુતિ |
| ૯૬ | ૧૮ | નિયમક | નિયામક |
| ૯૭ | ૧૪ | પછીની લીટી ન જોઇએ | |
| ૧૧૩ | ૨૫ | ડે છે | જોડે છે |
| ૧૨૩ | છેલ્લી | પિતાઓ | પિતાએ |
| ૧૩૯ | ૧૯ | ક્ચો | ફૂચ્યો |
| ૧૪૫ | ૧૮ | નાહ | નહિ |
| ૧૬૦ | ૨૨ | कार्य | कार्य न |
| ૧૬૮ | ૯ | માની | માનીએ |
| ૧૯૨ | ૨૦ | અર્યા | આવ્યા |
| ૨૦૫ | ૧૦ | પાણીઓના | પ્રાણીઓના |
| ૨૦૬ | ૨૨ | गच्छन्ति | गच्छन्ति |
| ” | ” | यममन्तिरम् | यममन्दिरम् |
| ૨૧૨ | ૧૬ | અને અને | અને |
| ૨૧૮ | ૧૯ | ( अर्थात् | अर्थात् |
| ૨૨૩ | ૨૧ | उपाघि | उपाधि |
| ” | ૨૮ | श्रुत्यः | श्रुतयः |

| | | | |
|---|---|---|---|
| ૨૨૮ | ૧૭ | તમા રીજ | તમારીજ |
| ૨૩૭ | ૨૫ | ફૂટી | ફૂટા |
| ૨૫૯ | ૨૬ | કાયો | કાર્યો |
| ૨૬૦ | ૧૬ | ચશતું | ચૂસવું |
| ૨૬૬ | ૨૮ | હાથે , | હાથ |
| ૨૬૮ | ૨૩ | ગારાંગ | ગૌરાંગ |
| ૨૭૩ | ૨ | દઢતા ભલેથી | દઢતા ) ભલે |
| ૨૭૩ | ૨૨ | शिवाहम् | शिवोऽहम् |
| ૨૯૦ | ૧૭ | તમનાં | તેમનાં |
| ૨૯૪ | ૪ | બ્રમ | બ્રમરૂપ |
| ૨૯૫ | ૨૬ | ધળ | ધૂળ |
| ૩૧૭ | ૧૫ | જૈન ) | ( જૈન ) |
| ૩૨૮ | ૧૮ | मनसौ | मनसो |
| " | " | स्थर | स्थिर |
| ૩૨૯ | ૧૨ | ક્યા | ક્રિયા |
| ૩૩૫ | ૨ | કરે કરે | કરે |
| ૩૪૫ | ૨૯ | અને તુજ | તુજ |
| ૩૫૨ | ૪ | ક્યા | ર્યા |
| ૩૭૫ | ૨૩ | कोत्स्यः | कोट्य· ॥ |
| ૩૯૨ | ૨૧ | ૌશલ્ય | કૌશલ્ય |
| ૩૯૯ | ૧૭ | કરવામાં રવામાં | કરવામાં |
| ૪૨૪ | ૧૨ | મત્યત | સત્યજ |
| ૪૨૯ | ૨૩ | ક્યા | ચૂક્યા |
| ૪૨૬ | ૨૦ | કેમકે | ( કેમકે |
| ૪૩૮ | | અશ્રપૂર્ણ | અશ્રુપૂર્ણ |
| ૪૪૪ | ૧ | ધળના | ધૂળના |
| ૪૪૯ | ૨૦ | સાદય | સૌંદર્ય |
| ૪૬૭ | છેલ્લી | સય | સૂર્ય |
| ૪૭૨ | ૮ | નથીક રતા | નથી કરતા |
| ૪૭૮ | ૨૧ | ગોળચંદ | ગોલચંદ |
| ૪૭૯ | ૮ | વાલછડ | બાલછડ |
| ૪૮૨ | ૨૫ | નવવધની | નવવધૂની |
| ૪૯૫ | ૧૧ | છપાઇને | છુપાઇને |

# ११—आ ग्रन्थनी अनुक्रमणिका



પ્રકીર્ણ બાબતો



# स्वामी रामतीर्थ

## एमना सदुपदेश

## ग्रंथ ३ जो

## रामपरिचय

( સ્વર્ગવાસી રાયબહાદુર બૈજનાથ જઈના " સચ્ચાસાધુ " નામે લેખ ઉપરથી )

### સાચા સાધુ તરીકેનું જીવન



વર્તમાન સમયમા સ્વામી રામતીર્થજી મહારાજ એમ. એ. સાચા સાધુઓના એક ઉમદા ઉદાહરણ થઇ ગયા છે. આ મહાત્મા ગોસ્વામી તુલસીદાસ જીના કુળમા થયા છે મુરાલીવાલા, જિલ્લે ગુજરાવાલા, (પંજાબમા) કાર્તિક શુક્લ પ્રતિપદા સંવત ૧૯૩૦ ના દિવસે તેમનો જન્મ થયો હતો. તેમનુ કુટુંબ ધનવાન ન હતું, તોપણ નિજ પુરુષાર્થવડે પંજાબ યુનિવર્સિટીમાં એમણે એમ. એ. ની ઉપાધિ મેળવી, અને ફોરમૅન કૉલેજ, લાહોરમાં બે વર્ષસુધી ગણિતવિદ્યાના અધ્યાપક રહ્યા પંજાબ યુનિવર્સિટીમા તેઓ ગણિતવિદ્યાના પરીક્ષક પણ બહુધા નીમાયા કરતા હતા. તેમને બે પુત્ર અને એક પુત્રી થઇ તેમનું વય માત્ર ૨૬ વર્ષનું હતુ, અને શરીરે પણ આરોગ્ય હતા. કુટુંબનાં સર્વ મનુષ્યો અનુકૂળ હતા. તેમને સર્વત્ર માન આપવામા આવતુ હતુ, અને સંસારથી વૈરાગ્ય ઉત્પન્ન

થાય એવી કોઈ સામગ્રી નહોતી. તથાપિ ઉપનિષદોનાં મહાવાક્યોનો સાક્ષાત્કાર ( અનુભવ ) કરવાને ખાતરજ તેમણે નોકરી, સ્ત્રી, પુત્ર, પિતા, મિત્ર, સ્નેહી આદિ સર્વનો ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કર્યો. ડિસેમ્બર ૧૯૦૧ (૧૯૫૭)માં સ્વામીજી મથુરા આવ્યા. અહીં વ્યાખ્યાન આપ્યાં અને પછી આગ્રા, લખનઉ, ફૈઝાબાદ ઇત્યાદિ સ્થળોએ ફરી ફરીને અનેક સૂતેલાને જાગ્રત કર્યા. સહસ્રો મનુષ્યોને જણાવી દીધું કે ત્યાગ અને જ્ઞાન સિવાય બીજે ક્યાંય સુખ નથી. તેમણે કપિલ, પતંજલિ, ગૌતમ, કણાદ, જૈમિનિ, વ્યાસ, શંકર આદિના સિદ્ધાંતોની સાથે સાથે શમ્સ તબ્રેઝ અને મૌલાના રૂમના સિદ્ધાંતોનો ફારસીમાં; તથા પ્લેટો, કૅન્ટ, હેગલ, શોપનહોઅર, હક્ષલે, સ્પેન્સર, કાર્લાઇલ, ઇમર્સન, જેમ્સ આદિના સિદ્ધાંતોનો અંગ્રેજીમાં અભ્યાસ કર્યો હતો; અને એ સઘળાનો સારાંશ તેમને એજ જણાયો હતો કે, આત્મસાક્ષાત્કાર પામનારને આખું જગત્ પોતાના શરીરરૂપ બની જાય છે. પોતાનાથી ભિન્ન તેને કંઈજ નથી રહેતું. આટલી બધી વિદ્યા હોવા છતાં પણ તેમનો સ્વભાવ અત્યંત સરળ હતો અને અહંકાર તેમનામાં લેશ પણ નહોતો. તેઓ સદા હસતા રહેતા હતા, સર્વની સાથે પ્રેમની વાતો કરતા અને દેશભક્તિથી પરિપૂર્ણ હતા. પરોપકાર તેમનામાં સ્વાભાવિક હતો. ભારતનું કલ્યાણ કેવી રીતે થઈ શકે ? એ વિચાર તેમનામાં રહ્યાજ કરતો. તેઓ નિશ્ચયપૂર્વક માનતા હતા કે સમષ્ટિ તેમજ વ્યષ્ટિ બન્નેનો રોગ એકજ છે અને તેની ચિકિત્સા પણ એકજ છે. ઈશ્વરમાં નિવાસ કરો અને કરાવો, એટલે પછી આનંદજ આનંદ છે. એવું નહિ કરવામાં આવતાં દુઃખજ દુઃખ છે. તેઓ શુદ્ધ આહાર અને શુદ્ધ વ્યવહારની મૂર્તિ હતા. અમેરિકા વગેરે દેશોમાં અત્યંત કષ્ટ સહ્યા છતાં પણ કોઈ પ્રકારનો અભક્ષ્ય પદાર્થ તેમણે ગ્રહણ નથી કર્યો. તેઓ નકામા કદિપણ ન બેસી રહેતા. સદા કંઈને કંઈ ઉપદેશ, ચિંતન, લેખન કે પાઠ કર્યાજ કરતા. ઉદ્યમી તો એટલા હતા કે ત્રણે વેદ-ભાષ્ય, નિરુક્તસહિત બ્રહ્મવિદ્યાભરણ, અને ચિત્સુખી આદિ વેદાંતના ક્લિષ્ટ ગ્રંથોનો પણ એક વર્ષમાં એટલો બધો અભ્યાસ કરી નાખ્યો, કે જેટલો કોઈ મહા પ્રતિભાવાન્ પંડિતજ કરી શકે. તેઓ શરીરથી પણ સદા વ્યાયામ કરતા રહેતા હતા. તેઓ બહુજ એકાંતસેવી હતા. તેમને પર્વતો અને અરણ્યોમાં વિચરવું

બહુ ગમતું. માનઅપમાનનું ધ્યાન તેમને જરા પણ નહોતું.

## ધર્મતત્ત્વ

મહાત્મા મથુરાપુરીજીએ તેમને ધર્મવિષે જે પ્રશ્નો કરેલા તેમના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું હતું કે, ધર્મનાં બાહ્ય લક્ષણ દેશ, કાળ અને અધિકારના ભેદ પ્રમાણે બદલાતાં રહે, તોપણ તેનું સામાન્ય લક્ષણ તો ચિત્તની એવી ઉચ્ચ અવસ્થા છે, જેનાથી શાંતિ, સત્ત્વગુણ, પ્રેમ, શક્તિ અને જ્ઞાન સ્વયં પ્રકટ થાય; સર્વ જગત્ પોતાનોજ આત્મા જણાય; ભેદ-બુદ્ધિ સર્વથા નષ્ટ થઇ જાય અને સઘળે આત્મજ્યોતિજ પ્રકાશે. આનુંજ નામ વેદાંત છે. વેદાંતની આ સામાન્ય જીવમાત્રને એટલી બધી આવશ્યકતા છે કે, જેટલી વૃક્ષોને વાયુની અને પ્રાણીઓને આહારની આવશ્યકતા છે. જે સમાધિમાં અહંમમની ગંધ માત્ર પણ રહી શકતી નથી અને ભિન્નભાવનું નામનિશાન પણ ટળી જાય છે; જે સમાધિમાં ક્ષણમાત્ર પણ સ્થિતિ થયા પછી આખા દેશનું તો શું, પણ સમસ્ત જગતનું સુખદુઃખ પોતાનુંજ જણાય છે; એવી મહાન્ સમાધિ પણ વેદાન્તના એ અંતરંગ ધર્મનાજ પરિણામ અથવા ફળરૂપે પ્રાપ્ત કરી શકાય છે. ઉપનિષદ્, ગીતા આદિ સત્ શાસ્ત્રોનો પુનઃ પુનઃ વિચાર, અને અનુભવસિદ્ધ જ્ઞાનીઓની સેવા તથા સમાગમ કરવો એજ એ સર્વોપરી ધર્મને તથા ચિત્તની વિશુદ્ધિને પ્રાપ્ત કરવાનો મુખ્ય ઉપાય છે. આપણા જે સ્વરૂપમા—જે આત્મામાં આપણું મન અને સમગ્ર સંસાર તરંગવત્ લહેરાય છે એવા આપણા નિજસ્વરૂપને જાણવું; અને તેમાં ચિત્તને તન્મય કરવું એજ આ ધર્મનો પરમ ઉદ્દેશ છે. ચિત્તની જેટલી એકાગ્રતા વિના કોઇ અગત્યનો સાંસારિક પદાર્થ પણ નથી મેળવી શકાતો તેટલી એકાગ્રતા તમે જો આત્મચિંતનમાં એક ક્ષણ પણ કરો, તો સમસ્ત બ્રહ્માંડ તમારૂં બની રહે. આ ચિત્ત ઉપર વિજય મેળવવામાટેના સંગ્રામમાં એકવાર સર્વભાવથી કૂદી પડીને, થોડા સમયમાટે પણ જો તમે બુદ્ધિ અને મનને દેશ, કાલ અને કારણના પરદાથી બહાર પહોંચાડી શકો, તો પછી સદાકાળને માટે તમને એક એવું અદ્ભુત અને નિર્ભયપદ પ્રાપ્ત થશે, અને તમારા હૃદયમાંથી આ-

**નંદનો એક એવો સતત ઝરો ફૂટી નીકળશે, કે જેમાં તમારે ફાવે ત્યાંસુધી અને ફાવે તેટલી વખત મગ્ન થઇ આનંદજ આનંદ અનુભવ્યા કરજો.** જ્યાંસુધી આ નામરૂપનાં બંધન તમારા ચિત્તને ચતુર્ભુજ કરી રહ્યાં હોય છે, જ્યાંસુધી સ્વયંપ્રકાશ આત્મારૂપી સૂર્યની ઉપર તમારા મિથ્યા અહંમમનું વાદળ છવાઇ રહેલું હોય છે, જ્યાંસુધી તમારી અંતર્દષ્ટિ અવિદ્યાના અંધકારથી ઢંકાઇ રહેલી હોય છે, ત્યાંસુધીજ ભય, કાયરતા, દુઃખ અને ક્લેશરૂપી ક્ષુદ્ર જંતુઓ તમારા હૃદયસ્થાનમાં રહી શકે છે. એ પડળ-એ અંધકાર એકવાર દૂર થયો એટલે પછી એ બિચારાં રહેજ કેમ કરીને ? પ્રાણીમાત્રને સુષુપ્તિ અવસ્થા એટલા માટેજ સુખદાયક લાગે છે કે તેમાં ઇંદ્રિય, મન અને બુદ્ધિ, સર્વ તમસ્‌ના આવરણસહિત આત્મામાં લય થઇ જાય છે. સમાધિદશામાં જ્યાં એમનો લય અજ્ઞાનવડે નહિ પણ જ્ઞાનવડે થાય છે, ત્યાં તો એ આનંદનું શું જ-પૂછવું ? અહીં સઘળાં શાસ્ત્રો અને જ્ઞાનની સમાપ્તિ થાય છે. આ અવસ્થા સંપાદન, કરવામાટેજ એ બધાં સાધનોની આવશ્યકતા છે. એ સર્વમાન્ય મૂળ ધર્મને પ્રાપ્ત કરવામાં નીચલી બાબતો પણ બહુ સહાયકારક છે.

"(૧) એટલું અને એવા પ્રકારનું ભોજન કરવું જોઇએ કે જે સત્ત્વર પચી જાય. (૨) નિદ્રા પૂર્ણ થાય ત્યાંલગીજ સૂવું જોઇએ. (૩) શરીરના આરોગ્યમાટે વ્યાયામ કરવો જોઈએ. (૪) જેનાથી રાગદ્વેષાદિ ઉત્પન્ન થાય એવી સંગતથી દૂર રહેવું જોઈએ. જો કોઇ સત્‌પુરુષનો સંગ ન મળે તો એકલા રહેવું એ પણ વધારે સારૂં છે. (૫) શુદ્ધ આચાર, શુદ્ધ વ્યવહાર, સત્ય, ઉદારતા, ક્ષમા અને પરોપકારપરાયણતા, એ ધર્મનાં મુખ્ય સાધન છે. મનુષ્ય જેવું ભોજન કરે છે અથવા જેવા લોકોની પાસે બેસે છે, અથવા જેવો આચારવ્યવહાર કરે છે, તેવીજ તેના ચિત્તની અવસ્થા થાય છે. આ પ્રાણીના જેવા પૂર્વસંસ્કારો હોય છે અને માતાપિતાના તરફની જેવી અસરો તેને મળી હોય છે, તે અવશ્ય ફાલે છે; પરંતુ શિક્ષણ અને સત્સંગ એવી પ્રબળ વસ્તુ છે કે તેના વડે એ ખરાબ અસરો અને સંસ્કારો સર્વ ફેરવાઇ જાય છે. વૃક્ષો અને પશુઓના સંસ્કાર દેશ, કાળ અને આહારવડે કદાચ નહિ બદલાવી શકાતા હોય; પરંતુ મનુષ્યોમાં તો એવી એવી શક્તિઓ ખીલવ્યા વિનાની અને વાપર્યા વિનાની પડી

રહેલી છે, કે તેના વડે તે એ બધાંને પોતાને અધીન બનાવી શકે છે. જો એ શક્તિને જાગ્રત કરી તેનાવડે કામ, ક્રોધ, લોભ આદિને દબાવી દઇને નિજસ્વરૂપને સર્વમાં અને સર્વને નિજસ્વરૂપમાં જોવામાં આવે, તો બધાજ ખરાબ સંસ્કારો અજવાળાથી અંધારૂં નષ્ટ થાય તેમ નષ્ટ થઇ જશે. આ અનુભવ–આ સર્વવ્યાપી ધર્મ કોઇ અમુકજ વ્યક્તિ, વર્ણ કે આશ્રમને માટે નથી; પરંતુ જેના પણ અંતરમાં તેને માટે તીવ્ર જિજ્ઞાસા ઉપજે તેવા એકે એક મનુષ્યને માટે તે છે. કૃષ્ણ મહારાજને સહસ્રો રાજા-મહારાજા મળ્યા હતા, પરંતુ ગીતા તો બીજા કોઇએ નહિ પણ માત્ર અર્જુનેજ સાંભળી; પરંતુ તે કયારે કે જ્યારે તે પોતાનું અને પારકું, દીન અને દુનિયાને શ્રીકૃષ્ણના ચરણોમાં અર્પણ કરીને વૈરાગ્યની મૂર્તિ બની રહ્યો હતો ત્યારેજ. આત્મસાક્ષાત્કારની સાચી ઇચ્છા ઉદ્‌ભવી હોયતો પછી તેને માટે અધિક પ્રયત્ન ન બને અને સત્સંગને માટે આત્મસાક્ષાત્કાર પામેલો કોઇ જ્ઞાની ન મળી આવે, એ વાત અસંભવિત છે. જો શિષ્યના મનમાં વાસના શુદ્ધ હોય છે તો ઘેર બેઠે પણ એવા ગુરુ આપોઆપ આવી મળે છે. કોલસામાં આગ લાગેલીજ હશે તો તેને માટે જરૂરનો ઑક્સિજન વાયુ આપોઆપજ ખેંચાઇ આવવાનો; તેમ જો મનુષ્ય ખરા મનથી સત્યની શોધમાં પડયો હશે તો સત્યની પ્રાપ્તિ તેને અવશ્ય થશેજ.”

### દુઃખનું કારણ અને તેનું નિવારણ

“ મનુષ્યને જે જે ઠોકરો લાગે છે, જે જે દુઃખ અને ક્લેશ થાય છે, તે સર્વનું કારણ બહારથી તો કંઇ જુદુંજ જણાય છે; પરંતુ અંતરમાં દૃષ્ટિ કરી પક્ષપાત, ભૂલથાપ અને રાગદ્વેષને દૂર કરી જોવાથી એમજ જણાશે કે અધ્યાત્મ–અવનતિજ આધિભૌતિક દુઃખનું મૂળ કારણ છે. ચિત્તમાંથી આત્મા અથવા બ્રહ્મની વિસ્મૃતિ થઇ નામરૂપના ફાંસામાં ફસાવું એજ દુઃખમાત્રનું મૂળ છે. જ્યારે આ ચિત્ત સ્ત્રીની ચાહમાં ડૂબે છે, અથવા કોઇને પોતાનો શત્રુ માંની વિષ ઓકે છે, અથવા જે વસ્તુ સ્વયં પ્રિય નહોતી, પરંતુ પોતાના સ્વાર્થનેજ ખાતર પ્રિય હતી, તે વસ્તુને પ્રિય ગણવા લાગે છે, ત્યારે તેને દુઃખ વિના બીજું શું થાય ? બુદ્ધભગવાને પોતાના શિષ્યો અને અનુયાયીઓને કહ્યું હતું કે;–‘ જે જેવું ચિંતન કરશે, તેવોજ તે થઇ જશે. ’ માટે ‘ સમસ્ત જગત્ મારોજ આત્મા છે, મારાથી

ભિન્ન નથી. " એ સિદ્ધાંતને પોતાની સન્મુખ રાખી સર્વ પ્રાણિપદાર્થને આત્મદૃષ્ટિથી જોશો તોજ આ વિષયો વિષરૂપ બનીને તમોને નહિ ડસે.

ચેહ કાકુલે-ઝુલ્માતે-માયા પેચ પેચાં હય, વલે,
સીધેકો જલ્વ એ-રામ હય, ઉલ્ટેકો ડસતા માર હય.

અર્થાત્:—આ માયાના અંધકાર જેવી કાળી કાળી કેશલટો ગુંચળાં ઉપર ગુંચળાં વળી રહી છે; પરંતુ સીધા ( જ્ઞાની ) પુરૂષને મન તો તે રામનો મહિમા છે, અને વક્ર(અજ્ઞાની)પુરૂષને માટેજ તે સર્પ થઈને ડસે છે.

ક્યા ઇન્તિઝારો ક્યા ગ્રુસીબત ક્યા બલા ક્યા ખારે-દશ્ત,
શોલા મુબારિક જબ ભડક ઉઠ્ઠા તો સબ ગુલઝાર હુંય.

અર્થાત્:—શું આસક્તિ કે શું આપત્તિ, શું દુઃખ કે શું અરણ્યનો કાંટો, જ્યારે જ્ઞાનરૂપી કલ્યાણકારી અગ્નિ ભભકી ઉઠે છે ત્યારે એ બધું પુષ્પોદ્યાનરૂપ બની રહે છે. સમષ્ટિ હો કે વ્યષ્ટિ, સર્વત્ર આજ નિયમ પ્રવર્તે છે. **જે દેશ કે જાતિમાં સત્યપરાયણતા અને પોતાને સર્વનો આત્મા જાણવાનો સ્વભાવ પ્રબળ છે, તેજ દેશ કે જાતિ સુખી અને શ્રીસંપન્ન રહેશે.** જ્યાં એ સ્વભાવ નથી ત્યાં તો દુઃખજ રહ્યા કરવાનું. આજ સાચો ધર્મ છે, તેનું પાલન કરવામાંજ કલ્યાણ છે. રૂઢિ અને રિવાજ, ખાવું, પીવું, સ્વર્ગ-નરકનાં સાધનોનો વિચાર, આચાર અને વિચારનું આંદોલન, એ સર્વ તો એ ધર્મનાં અંગ છે. તે સર્વ અંગોથી બનેલો ધર્મ એવો છે કે 'સર્વને આત્મવત્ જુઓ.' જે લોકો આ મૂળ ધર્મને ભૂલી બહારના વ્યર્થ વાદવિવાદમાં સમય ગુમાવે છે, તેમને કંઈજ પ્રાપ્ત થતું નથી. જે લોકો આ ધર્મને નથી જાણતા તેઓજ એક ધર્મને મોટો અને બીજાને નાનો ગણે છે; અને એકને છોડી બીજાને ગ્રહણ કરવા તૈયાર થાય છે. સાચા ધર્મમાં ન તો મતમતાંતરનું ખંડનમંડન છે કે ન તો વાદવિવાદ. એમાં તો પોતાના અંતઃકરણની શુદ્ધિજ મુખ્ય-પદાર્થ છે."

## જગત્ શું છે ?

" માણસો પોતાનો સમય એવા વિચારમાં ગુમાવે છે કે આ જગત્ કેમ ઉત્પન્ન થયું ? આ નામરૂપાત્મક પ્રપંચ માયામય છે કે નહિ ? તે ત્રણે કાળમાં વિદ્યમાન છે કે નહિ ? આ સર્વ પ્રશ્નોના ઉત્તર આજ દિવસ

સુધી ન તો કોઇએ આપ્યા છે, ન કોઈ આપી શકે છે; કેમકે નામરૂપાત્મક જગતના જે મૂળને–અધિષ્ઠાનને તમે જાણવા માગો છો તે દેશકાળથી પર છે, તેથી દેશકાલ અને કારણથી બદ્ધ એવી બુદ્ધિવડે તે કેમ જાણી શકાય ? માટે આ વિચારો ઉપર સમય વ્યતીત કરવો વ્યર્થજ છે. વર્તમાન સમયની પદાર્થવિદ્યા ( સાયન્સ )માં સત્યાન્વેષણનો એવો નિયમ ઘડવામાં આવ્યો છે કે ભેદવડે અભેદને જાણવો, અર્થાત્ નાનાત્વમાં એકને શોધવો. જેમકે જે નિયમને લીધે એક ફળ વૃક્ષ ઉપરથી જમીનપર આવી પડે છે તેજ નિયમ પ્રમાણે ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે. એને તેઓ ગુરુત્વાકર્ષણનો નિયમ કહે છે; અને એ નિયમ તેમણે જુદા જુદા પદાર્થોની આકર્ષણશક્તિને તપાસી સિદ્ધ કર્યો છે. તેજ પ્રમાણે ધર્મમાં પણ જેટલા ભેદ ઉપર ઉપરથી જણાય છે તે બધાની અંદર એકજ નિયમ પ્રવર્તી રહ્યો છે. તે નિયમને જાણવો અને તે પ્રમાણે ચાલવું એજ ધર્મનો ફલિતાર્થ છે. યૂરોપના વિજ્ઞાનશાસ્ત્રીઓ બુદ્ધિબળદ્વારા દ્વૈતમાથી અદ્વૈતસુધી પહોંચવાના પ્રયત્નો કરી રહ્યા છે. આ દશ્યમાન્ જગતનું અધિષ્ઠાન એકજ છે એમ તેઓ પોકારી પોકારીને કહે છે. આપણાં ઉપનિષદ્, મુસલમાનોનું તસવ્વુફ, ચીનનું તાઓઇઝમ, પારસીઓની ઝન્દાવસ્થા ઇત્યાદિ પણ તેનાથી ભિન્ન કંઈજ નથી કહેતાં. વિજ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણવડે ધર્મનો સાક્ષાત્કાર કરી રહ્યું છે. જે ધર્મમાં તત્ત્વસાક્ષાત્કાર નથી તે ધર્મજ નથી. વિજ્ઞાન નામરૂપ તથા ઇંદ્રિયોને અધીન છે, ત્યારે ધર્મ અંતરાત્માને અનુભવે છે અને તેથી તેને દેહ ઇંદ્રિયાદિકની અપેક્ષા નથી. જગતના તત્ત્વના અન્વેષણમાં પણ આજ નિયમનો ઉપયોગ કરવો પડશે, વ્યર્થ વાદવિવાદનું કામ નથી. ”

### ભેદ અને તેને દૂર કરવાના ઉપાય

" જેટલા જાતિભેદ, મતભેદ, સંપ્રદાયભેદ, આશ્રમભેદ છે, તે સઘળા કેવળ એટલામાટેજ છે કે કામ જુદાં જુદાં થાય, પરંતુ લક્ષ્ય એકજ રહે. આ વાતને ભૂલી જવાથીજ બધી આપત્તિ ઉભી થઇ છે. શાસ્ત્ર અને સ્મૃતિ આપણે માટે છે, કંઈ આપણે શાસ્ત્ર અને સ્મૃતિને માટે નથી. ભારતવર્ષની નદીઓનો પ્રવાહ પલટાઈ ગયો, પર્વતો ઉપર બરફ પડવાની જગ્યાઓ ખસી ગઈ, જંગલો કપાઇ ગયાં, નવાં નવાં શહેર વસ્યાં,

ભાષા બદલાઇ ગઇ અને માણુસોનાં રંગરૂપ પલટાઇ ગયાં, તોપણ આપણે એવી રૂઢિઓ અને રિવાજોને કાયમ રાખવા માગીએ છીએ કે જેમાં કંઈ જીવ કે માલ નથી. આપણને તો એજ ઉપમા લાગુ પડે છે કે ચાલીએ આગળ અને જોઇએ પાછળ. આપણે એમ તો કહીએ છીએ કે અમે ઋષિઓનાં સંતાન છીએ; પરંતુ એ વાતને ભૂલી જઇએ છીએ કે ઋષિઓના સમયમાં રેલગાડી, તાર, વીજળી, સ્ટીમર ઇત્યાદિ ક્યાં હતાં ? તેમને યુરોપ અને અમેરિકાના વીસમી સદીના સાયન્સ જાણવાવાળા કારીગરો અને વિદ્વાનોનો મુકાબલો ક્યાં કરવો પડયો હતો ? તેથી યા તો આપણે આધુનિક સમયની સાથે ચાલવા યોગ્ય બનવું જોઇએ, અથવા તો પિતૃલોકમાં પધારી જવું જોઇએ. જે લોકો દેશભક્તિની બૂમો પાડે છે તેઓ જ્યાંસુધી દેશની સાથે એવા એકચિત્ત નહિ થઈ જાય, કે જેથી દ્વૈતનું નામનિશાન પણ તેમના હૃદયમાં રહેવા પામે નહિ; ત્યાંસુધી આપણે કંઈજ કરી શકવાના નથી. જ્યારે દિલમાં આ વાત દૃઢ રીતે જામી જશે અને રોમે રોમથી એજ પ્રકટ થવા માંડશે કે 'હુંજ ભારતવર્ષ છું; સમસ્ત ભારતવર્ષ મારૂંજ શરીર છે; મારોજ આત્મા ભારતવર્ષનો આત્મા છે; જ્યારે હું ચાલું છું ત્યારે સમગ્ર ભારતવર્ષ ચાલે છે; જ્યાં હું શ્વાસ લઉંછું ત્યાં ભારતવર્ષ શ્વાસ લે છે; હુંજ શંકર છું; હુંજ શિવ છું;' ત્યારેજ આપણે ભારતના સાચા પુત્ર બની શકીશું. અજગર કૃષ્ણને ગળી તો ગયો, પરંતુ પચાવી ન શકયો. આપણી પણ તેવીજ દશા છે. મડદા ઉપર તો 'રામ રામ સત્ય છે' કહીએ છીએ; પરંતુ જીવતાને એમ નથી કહેતા, કે નથી આપણે પડે એવું આચરણ રાખતા. મરણ સમયે તો ગીતા બધાને સંભળાવવામાં આવે છે; પરંતુ જીવતે જીવ પોતાના જીવનને ભગવદ્‌ગીતાને અનુસરતું કેમ નથી બનાવતા ? માતાએ બાળકને કેરી ચૂસવા આપી. ચૂસતા ચૂસતા મોં રસથી ભરાઈ ગયું. લુગડાં પણ રસપૂર્ણ થઈ ગયાં અને કેરી ચૂસવામાં બાળકને ન તો કેરીની, ન માતાની કે ન તો લુગડાંની ખબર રહી; રસજ રસ બની ગયો. તેજ પ્રમાણે જો શ્રુતિભગવતીનું આપેલું મહાવાકયરૂપી આમ્રફળ આપણા મુખમાં પડતાંજ જો આપણને રસરૂપ બનાવી સાચા દેશભક્ત, સાચા હિન્દી નહિ બનાવે તો બીજું કોણ બનાવશે ?" ૬

"સૌ કોઇ ઐક્ય, ઐક્યની બૂમો તો પાડે છે; પરંતુ શું એકતા તે આપણા ઉપર છવાઇ રહેલા અંધકાર અને અવિદ્યામાંથી ઉત્પન્ન થઇ શકવાની હતી ? જ્યાંલગી એવું રહેશે કે એક અપચો થતાં સુધી ખાય અને દશ ભૂખે મરે; ત્યાંલગી કંઇજ થવાનું નથી. જ્યાં દેશની બહાર પગ મૂકતાંજ જ્ઞાતિબહાર થઇ જવાનું હોય ત્યા ઐક્ય ક્યાંથી રહે ? ગમે તેટલી જન્મપત્રિઓ બનાવરાવો, મંત્ર ભણાવો, પૂજા કરો; પરંતુ જ્યાં બાળકોને લગ્નને નામે બાંધવા જકડવામાં આવે છે ત્યાં તેઓ મોટાં થઇને પણ શું ઉકાળી શકે ? આ બાળવિધવાઓની સુંદર આંખોમાંથી આંસુ ટપકતાં જોઇને પણ જ્યારે આપણું કાળજું ફાટી નથી જતું, ત્યારે પછી આપણે ઋષિઓની સંતતિ કેવી રીતે કહેવાઇ શકીએ ? આ વિધવાઓની હાય જો આપણને કાળી ભવાનીની પેઠે ભક્ષણ નહિ કરી જાય તો બીજું શું થવાનું છે? જ્યાંલગી આપણે બ્રહ્મચર્યની રક્ષા નહિ કરીએ ત્યા લગી આપણે વિનાશમાંથી કેવી રીતે બચી શકવાના ? જ્યાંલગી સ્ત્રીઓ અશિક્ષિત અને શ્રીમંતો અવિદ્યાગ્રસ્ત તેમજ દેશહિતની ભાવનાથી અજ્ઞાત છે, કે તેના વિરોધી છે ત્યાંલગી શું થઇ શકવાનું છે ? આ સઘળું અવિદ્યાની વૃદ્ધિને લીધેજ બનવા પામ્યું છે. જ્યારે ધર્મનું તત્ત્વ વિદ્યાદ્વારા શોધવામા આવશે ત્યારેજ આપણું અને દેશનું કલ્યાણ થશે."

## દેશસુધારણા ઉપર વિચાર

ઑગસ્ટ ૧૯૦૨માં સ્વામી રામ જાપાન થઇ અમેરિકા ગયા. ત્યાં તેમની કાષાય-વસ્ત્ર ધારણ કરનારી મૂર્તિ ચિત્રકારોને એક અગ્નિના સ્તંભ જેવી, કે જેમાંથી શબ્દ નહિ, પરંતુ જ્ઞાનની ચિણગારીઓ નીકળતી હતી એવી પ્રતીત થઇ. ત્યાંના લોકો કહેતા હતા કે તેમની પાછળ પણ તેમની ઓરડીઓમાં તેમની જ્ઞાનામૃતથી પરિપૂર્ણ મૂર્તિ વિરાજતી હતી. અમેરિકામાં કેલીફોર્નિઆના વિદ્વાનોએ તેમનું એવા શબ્દોમાં સ્વાગત કર્યું કે આપના તત્ત્વસાક્ષાત્કાર આગળ અમારી સઘળી સભ્યતા-વિદ્વત્તા હારી જશે. અમેરિકામા તેમણે દેવળો અને અન્ય સ્થાનોમાં વ્યાખ્યાન આપ્યાં. પેસિફિક રેલરોડ કંપનીના અધ્યક્ષે ત્યાંની ઉત્તમોત્તમ ગાડી 'પુલમૅનકાર' રામને અર્પણ કરીને કહ્યું કે "આપની સૌમ્યતા અદ્વિતીય છે." સેન્ટ

લુઇના પ્રદર્શનમાં ત્યાંનાં વર્તમાનપત્રોના કહેવા પ્રમાણે સ્વામી રામજ સમસ્ત મેળાવડાના જીવન-પ્રાણ હતા. સ્વામીજી અમેરિકામાં બે વર્ષ રહ્યા; પરંતુ ભારત સદા તેમના ચિત્ત ઉપર રહેતું. ત્યાં તેમણે કલેશ સહ્યા, પરંતુ અભક્ષ્ય ન ખાધું, માત્ર વનસ્પતિના આહાર ઉપરજ બધા દિવસો વીતાડયા. અમેરિકામાં તેમને એવો નિશ્ચય થયો કે "અહીંઆંની ઉન્નતિ વાસ્તવમાં સુખનો હેતુ નથી. પૈસો કમાતાં કમાતાં મરી જવું, પોતાના ભાઈઓથી પોતાને સર્વથા જુદા પાડી સારી પેઠે શણગારેલા ગૃહોમાં રહેવું, પોતાનાજ ઐશ્વર્ય અને ભોગમાં ઉન્મત્ત થઇ બીજાને કંઇજ લેખામાં ન ગણવા, અધર્મવડે ધનના પર્વત ઉપાર્જન કરવા, ચિત્તને કદાપિ શાંત અને અંતર્મુખ ન રાખવું, સદા ઉદ્વિગ્ન અને ચિંતાગ્રસ્ત રહેવું, એ બધું સુખ નહિ પણ દુઃખજ છે. આ ઉદ્વેગને ત્યાગી, અંતર્મુખ થઇ સઘળાને આત્મવત્ જોવામાંજ સુખ છે. જો સુખ ઇચ્છતા હો તો આ દોડધામ, આ ધનોપાર્જનના જ્વરનો ત્યાગ કરો. ભારતની પણ આજ દશા છે; અને એટલી વિશેષતા છે કે અહીં કર્તવ્યબુદ્ધિનો ઘણે ભાગે અભાવ છે. પ્રત્યેક મનુષ્ય એમજ ઇચ્છે છે કે હું મારૂં પોતાનુંજ ભલું કરી લઉં, પછી દેશ ગમે તો પડો કે રહો. એ વાત અસંભવિત છે કે કોઈ શરીરમાં હાથ તો પ્રબળ હોય; પરંતુ અન્ય સઘળાં અંગો દુર્બળ હોય. દેશોન્નતિને માટે સૌથી પ્રથમ એકાગ્રચિત્ત થઇ કામમાં પ્રવૃત્ત થવાની આવશ્યકતા છે. એનુંજ નામ સાચું વેદાંત છે. લોકો કહે છે કે વેદાંતમાં કર્મત્યાગવડેજ શાંતિ, સુખ અને મોક્ષ પ્રાપ્ત થાય છે, પણ તેઓ એટલું નથી જાણતા કે પોતાને ભૂલી જઇ, તન્મય થઇ, પરાર્થે ઉદ્યોગ કરવો એજ કર્મનો પરમ ત્યાગ છે. જ્યારે કોઇ વિદ્વાન્, પંડિત, કારીગર, કવિ અથવા ગણિતવેત્તા કોઇ ગૂઢ વિષયના વિચારમાં પ્રવૃત્ત હોય છે; ત્યારે જ્યાંસુધી તે પોતાને સર્વથા ભૂલી જઇ, એકચિત્ત થઇ, તન્મય નથી બની જતો, ત્યાંસુધી તેનાથી કોઇ વાત સિદ્ધ નથી થતી. દેહેંદ્રિયાદિને ભૂલી જઈ પોતાના ઇષ્ટ વિષયના ધ્યાનમાં મગ્ન થવાથીજ સિદ્ધિ મળે છે અને જે વિષય કદિ નહોતો સૂઝયો તે સૂઝે છે. ઉત્તમ પ્રવૃત્તિજ પરમયોગ, પરમ વેદાંત છે; અને તે જંગલમાં પણ નગરના જેવીજ સાધી શકાય છે. જ્યાંસુધી તમે તમારાં દેહેંદ્રિયાદિને નિરંતર કર્માગ્નિમાં નહિ હોમો, જ્યાંસુધી તમારી

અંદર નિષ્કામ કર્મનો દીપક પ્રજ્વલિત નહિ થાય, જ્યાંસુધી બહારની તેલબત્તીની લાલચ રાખશો, ત્યાંસુધી તમારાથી કોઈપણ અગત્યનું કાર્ય નહિ થાય; અને બધો ઉદ્યોગ નિષ્ફળ જશે. ચિત્રકાર ચિત્ર દોરવા પહેલાં કોઇનાં સુંદર નેત્ર, કોઇનું મુખ, કોઇના પગ, કોઇનાં સ્તન વગેરે જોઇ પોતાના ચિત્તમાં રાખતો જાય છે; અને સમય આવતાં પોતાની અંદરથી કાઢીને ચિત્રમાં મૂકે છે. આમાં જોઇને ચિત્તમાં રાખવું એ પણ જેમ તેનો એક ઉદ્યોગ હતો; તેજ પ્રમાણે સાચો કામ કરનાર મનુષ્ય દરેક બાજુએથી પોતાના કામની સામગ્રી એકઠી કરીને સમય આવતા તેને ઉપયોગમા લઇ લે છે. નિયમ એવો છે કે કામ કરો, કદાપિ કામ વગરના ન રહો. ફલાભિસંધિનો ત્યાગ કરો. જ્યાસુધી એવી આશા મનમાં રહેશે કે અમુક ઉદ્યોગ કરવાથી મને અમુક બાહ્ય પદાર્થનો લાભ થશે, ત્યાંસુધી કોઇપણ અસામાન્ય કાર્ય તમારાથી સિદ્ધ નહિ થાય અને જ્યારે એવી સ્વાર્થી આશા નહિ રહે, ત્યારે તમારા સર્વ ઉદ્યોગ સફળ થશે. આ સ્વાર્થત્યાગજ મોક્ષનું દ્વાર છે. એજ પરમ કૈવલ્યને આપનાર છે. સ્વાર્થત્યાગજન્ય કર્મનું લક્ષ અત્યંત ઉચ્ચ હોય છે. એનું નામ અહંભાવનો અભાવ છે. જે જેટલું આપે છે તેટલોજ તે સુખી થાય છે. જે જેટલું લે છે તેટલોજ તે સુખી નથી. સૂર્યના કિરણોમાં સાતે રંગ હોય છે; પરંતુ પ્રત્યેક પદાર્થ તે બધાને પોતાની અંદર નથી લેતો. કેટલાક રંગ એવા રહી જાય છે કે જેમને તે તજી દે છે અને તેજ તેની શોભાનું કારણ નીવડે છે. તેવીજ રીતે ચિત્તમાં પણ જે નાના પ્રકારની વાસનાઓ સ્ફુરે છે અને આપણે ઈચ્છીએ છીએ કે આપણી તે સર્વ ઇચ્છાઓ પૂર્ણ થાય; પરંતુ કોઇની પણ બધી ઈચ્છાઓ ન તો પૂર્ણ થઈ છે કે ન તો પૂર્ણ થવાની છે. આશા પૂર્ણ થવાનો મૂળ મંત્ર ‘ આશાનો ત્યાગ ’ છે. જ્યાંસુધી યોદ્ધો ધનુષ્યની દોરીને ખેંચી રાખે છે, ત્યાસુધી બાણ નથી છૂટતું. દોરીને છૂટી મૂકતાજ બાણ છૂટે છે. તેવીજ રીતે આશાની દોરીને તાણી રાખવાથી આશાપૂર્તિનું બાણ નથી છૂટતું; પરંતુ તેને મૂકતાજ છૂટી જાય છે. જ્યાંસુધી પોતાને બીજાઓથી ભિન્ન ગણશો ત્યાંસુધી તમારો ઉદ્યોગ સફળ નહિ થાય, કોઇ સિદ્ધિ નહિ મળે. જ્યારે આ ભિન્નભાવ દૂર થશે, જ્યારે પ્રેમથી પરિપૂર્ણ બની સર્વની સાથે એટલીજ પ્રીતિ રાખશો કે જેટલી પોતાના શરીરનાં

અંગો સાથે અને સંબંધીઓ સાથે રાખો છો, ત્યારે સમસ્ત સૃષ્ટિ અને સર્વ દેશકાળ તમને અનુકૂળ થઈ જશે. જે પોતાને સર્વરૂપ જુએ છે, જેણે પોતાના ચિત્તને જગત્ સાથે એક કરી દીધું છે, તેનાં પવન, અગ્નિ, જળ વગેરે સર્વ સહાયક બની જાય છે. જેવું ચિત્તમાં હોય છે તેવુંજ બહાર સ્ફુરે છે; અને તેવીજ બીજાઓ ઉપર પણ અસર થાય છે. એવું કહેવાય છે કે એક બાદશાહ શિકારે નીકળ્યો. માર્ગમાં પોતાના સાથીઓથી વિખૂટો પડી તરસને લીધે એક બાગમાં પહોંચ્યો; અને માળી પાસે પીવાનું પાણી માગ્યું. માળી તત્કાળ એક સુંદર દાડમનું ફળ લઈ આવ્યો અને રસ કાઢી પ્યાલો ભરી આપ્યો; પરંતુ બાદશાહની તરસ ન છીપાઈ, તેથી તેણે રસનો બીજો પ્યાલો માગ્યો. માળી બીજું દાડમ લેવા ગયો તેવામાં બાદશાહના મનમાં આવ્યું કે આવા સુંદર બાગના માલિક ઉપર અવશ્ય કર નાખવો જોઈએ. બાદશાહ હજુ તો એવો વિચારજ કરતો હતો એટલામાં માળી બીજું ફળ લઈ આવી પહોંચ્યો; પરંતુ તેના રસવડે પ્યાલો ન ભરાયો. બાદશાહે તેનું કારણ પૂછયું. માળીએ જવાબ આપ્યો કે પહેલાં આપના મનમાં કાલુષ્ય નહોતું તેથી પ્યાલો ભરાઈ ગયો હતો, હવે ખરાબ વિચાર આવ્યો એટલે પ્યાલો ન ભરાયો. સાચુંજ છે કે બાહ્ય **જગત્ અંતર જગતનું પ્રતિબિંબજ માત્ર છે.** જો ચિત્તમાં પ્રેમ હશે તો જગત્ પણ પ્રેમમય ભાસશે અને દ્વેષ હશે તો દ્વેષયુક્ત જણાશે. ચિત્તની પ્રસન્નતા, સંતોષ, શાંતિનો મહિમા આવો છે. ઉદ્વિગ્ન ચિત્તનો કોઈ ઉદ્યોગ સફળ નથી થતો. પ્રસન્નચિત્ત પુરુષનાંજ સર્વ કાર્ય પૂરાં થાય છે. આ પ્રસન્નતા માત્ર વાતો કરવાથીજ નથી આવતી, પરંતુ અનાત્મ વૃત્તિઓને દૂર કરી આત્મામાં નિષ્ઠા રાખવાથીજ, એકાગ્ર થવાથીજ આવે છે. જ્યારે તમારા આત્મદેવમાં દૃઢ નિષ્ઠા કરશો; જ્યારે એવો નિશ્ચય થઈ જશે કે આ દેહેન્દ્રિયાદિક હું નથી, તેમ ન તો હું કોઈ બંધનથી બંધાયલો છું. હું તો નિત્યશુદ્ધ, નિત્યમુક્ત છું; જ્યારે નટની પેઠે પોતાને આ જગતરૂપી નાટ્યગૃહમાં એક ખેલ કરનારો જાણી તેમાં આસકત નહિ થાઓ; જ્યારે તમારીજ આત્મજ્યોતિવડે પ્રકાશશો; એ વખતે શું મગદૂર છે કોઈની કે તમારા માર્ગમાં વિઘ્ન નાખે ? જે જ્ઞાની અહંભાવ અને આસક્તિને ત્યાગી કર્મમાં પ્રવૃત્ત થઈ જાય છે, તે જ્ઞાનીને દેવતાઓ પણ

સહાયક થઇ જાય છે. જુઓ, બાળક કેવું સ્વતંત્ર છે ? બધાંની ઉપર કેવું આધિપત્ય ચલાવે છે ? મોટા મોટાની દાઢી ખેંચે છે. કોઇને શિરે ચઢે છે, કોઇના ખોળામાં મૂતરી જાય છે, કોઇના બાલ ખેંચે છે; પરંતુ બધાં તેની વાતો પ્રેમથી સહન કરે છે; કેમકે તેને અભિમાન નથી કે નથી દેહેન્દ્રિયાદિનું કાંઈ ભાન. જ્યાં એ બાળકમાં તેને કંઇ સુધ આવે છે કે પોતાનું આ આધિપત્ય તે ગુમાવતો ચાલે છે. આ અહંકારજ ચિત્તની પ્રસન્નતાને તથા સંતોષને નષ્ટ કરનારો છે. તેને દૂર કરી જ્યારે ચંદ્ર, સૂર્ય અને નક્ષત્રોની પેઠે માત્ર ઇશ્વરની નીતિપાલન દૃષ્ટિથીજ કામ કરશો, ત્યારે બધાં દુઃખો દૂર થઈ જશે. આધિ, વ્યાધિ, જન્મ, જરા, મૃત્યુ, ઇષ્ટનો વિયોગ, અનિષ્ટનો સંયોગ આદિ બધા કલેશો ત્યાંસુધીજ છે કે જ્યાંસુધી અહંમમ છે. જ્યાં એ ન રહે ત્યાં દુઃખ કયાંથી હોય ? આજ સાચું વેદાંત છે; ભયજ સર્વ ઉદ્યોગોની સિદ્ધિમાં વિઘ્નરૂપે છે. શરીરના કલેશોનો ભય, ધનના નાશનો ભય, લોકભય ઇત્યાદિ ભયજ સર્વ શુભ કાર્યમાં વિઘ્નકર્તા છે; પરંતુ આત્મા–બ્રહ્મ અભય છે. જ્યારે તે અભય પદમાં દૃઢ નિષ્ઠા થઇ જાય છે,ત્યારે સઘળાં વિઘ્નો આપોઆપ જતા રહે છે. જેના ચિત્તમાં ભય નથી તેની સામે ભયની સામગ્રી ઉભી નથી રહી શકતી.”

સ્વામી રામનો આ દૃઢ નિશ્ચય હતો. તેમની પાસે એક વખત પાચ જંગલી રીંછ આવી ઉભાં; પરંતુ તેઓ કહે છે કે “મારા ચિત્તમાં જરાયે ભય ન થયો. મેં તે રીંછોના ભણી નજર ભરીને દૃષ્ટિ કરી કે તેઓ નાસી ગયાં. તેવીજ રીતે વરૂ, સિંહ આદિ પણ આવ્યા અને આંખોની સાથે આંખો મળતાંજ નાસી ગયાં.”

સ્વામી રામ કહે છે. “ જોઈએ છે સુધારકો. બીજાઓના નહિ, કિંતુ પોતાનીજ જાતના સુધારકો જોઇએ છે. યુનિવર્સિટીઓની પદવી જીતનારાઓ નહિ, પરંતુ પોતાનાજ મનને જીતનારાની જરૂર છે. આ પદને પ્રાપ્ત કરવા ઇચ્છિનારા મહાનુભાવોમાટે વયનો કોઈ નિયમ નથી. તેઓ તો સદા યુવાનજ ગણાવાના. આ પદનું વેતન ઇશ્વરભાવ છે. અરજી કરો, તે યાચનાપૂર્વક નહિ પરંતુ યોગ્યતાપૂર્વક કરો; અને તે સર્વ જગતના નિયંતા–તમારા પોતાનાજ આત્મદેવ ઉપર મોકલી આપો. ”

“ સાધુ તે છે કે જેની અંદર જ્ઞાનાગ્નિ એવો ભભુકી રહેલો હોયકે

દેહાભિમાન, અથવા સાધુ હોવાનું અભિમાન, કે આભડછેટની સુગ તેમજ જૂના ખરાબ રીતરિવાજો ઉપરનો મોહ સમૂળગાં બળી ભસ્મ થઇ જાય; સમસ્ત જગત્‌ને તેના જ્ઞાનાગ્નિના પ્રકાશથી અજવાળું મળે અને આગળ વધવાનો રસ્તો સ્પષ્ટ જણાઇ આવે. જેનામાં આ વાતો નથી તે સાધુ માત્ર લીલા લાકડા જેવોજ છે; કેમકે લાકડું ધૂમાડોજ ધૂમાડો કરી મેલે છે અને બધા લોકોને નાકમાં દમ ખેંચાવે છે. જ્યાંસુધી તે સૂકાશે નહિ ત્યાંસુધી ન તો તે પોતે પ્રકાશશે અને ન તો બીજાને પ્રકાશ આપી શકશે. જ્યાં-સુધી હૃદય નથી રંગાયું ત્યાંસુધી લુગડાં રંગવાથી પોતાનું કે પારકાનું દુઃખ કેમ દૂર થઇ શકે ? ”

સ્વામી રામને પૂછવામાં આવ્યું કે “ આપ સર્વ પદાર્થોને એકજ કમણ્ડલુમાં નાખીને કેમ આઓછો ? ” તેમણે ઉત્તર આપ્યો: “ જો હું રસાસ્વાદ ચાહતો હોત તો ઘરનેજ કેમ તજી દેત ? મહાભારતમાં કહ્યું છે કે “ ધૈર્યવડે શિશ્નોદરને રોકો—અર્થાત્ ખરાબ ખાવાથી દૂર રહો અને પરસ્ત્રીનું ધ્યાન ન કરો. હાથપગને નેત્રોવડે રોકો—અર્થાત્ દુષ્ટ જગ્યાઓમાં ન જાઓ. નેત્ર અને શ્રોત્રને મનવડે રોકો—અર્થાત્ ખરાબ શબ્દો ન સાંભળો, ખરાબ વસ્તુઓને ન જુઓ; અને મન તથા વાણીની કર્મવડે રક્ષા કરો—અર્થાત્ ખોટા વિચારો અને પરનિંદાને ત્યાગો. ” સ્વામી રામે એક વ્યાખ્યાનમાં આ પ્રમાણે કહ્યું છે કે, લાહોરમાં એક મોટા ઘરવાળી, સુંદર અને તરુણ વિધવા એક મહાત્મા પાસે બહારથી તો ઉપ-દેશ સાંભળવા માટે ગઇ; પરંતુ તેના અંતરમાં પાપ હતું. મહાત્મા તે જાણી ગયા; અને પોતાની શુદ્ધ વૃત્તિનો તેના ચિત્ત ઉપર એવો પ્રભાવ પાડયો કે, જે વાત દેખાવને ખાતર કરતી હતી તે વાસ્તવિક બની ગઇ અને તેણે સાચો ત્યાગ કર્યો. સાચુંજ છે કે સાચા મહાત્માનાં દર્શન થતાંજ અશુદ્ધ પણ શુદ્ધ થઈ જાય છે. પદાર્થસંગ્રહનો સર્વથા ત્યાગ અને પોતાની જરૂ-રીઆતોને કમી કરવાની પ્રથમ આવશ્યકતા છે. જે ધન સાધુ એકઠું કરે તે ઉપયોગમાં લઇ લેવું જોઇએ; અન્યથા પડયું પડયું સડી જશે, અથવા હમેશ થાય છે તેમ સરકારની કચેરીઓમાં ખર્ચાઈ જશે. જેટલા સાચા મહાત્માઓ થઇ ગયા છે અથવા હાલ વિદ્યમાન છે, એ બધા વસ્તુસંગ્રહને અત્યંત વિક્ષેપકારક ગણે છે. જેના વગર શરીરયાત્રા ન ચાલી શકે તેથી અધિક

ખોરાક કે વસ્ત્ર રાખવાનું તેમને ગમતું નથી. સ્વામી રામને લોકો બહુમૂલ્ય વસ્તુઓ આપતા, અને સ્વામીજી તેમની આવશ્યકતા દૂર થતાં તે વસ્તુઓ બીજાને આપી દેતા અથવા ફેંકી દેતા. કમંડળ સિવાય બીજું કંઇજ નહોતા રાખતા કોઇ કોઈવાર એ પણ ફેંકી દેતા. ભારતમાં સાચુંજ કહ્યું છેઃ–

विस्ताराः क्लेशसंयुक्ता संक्षेपास्तु सुखावहाः ।
परार्थे विस्तराः प्रोक्तास्त्यागमात्महितो विदुः ॥

અર્થઃ–જેટલા વિસ્તાર છે તેટલા કલેશદાયકજ છે, સંક્ષેપોજ સુખદાયક છે. વિસ્તાર બીજાંઓને માટેજ છે. ત્યાગજ આપણું હિત કરનાર છે.

સ્વામી રામ જ્યાં જતા ત્યાં પહોચતાજ સહસ્રો માણસો તેમની પાછળ પાછળ વ્યાખ્યાન સાભળવામાટે આવી એકઠાં થઈ જતાં. સત્યનું બળ મહાન્ છે. જો વકતાના ચિત્ત ઉપર તેના કથનનો એટલોજ પ્રભાવ પડતો હોય કે જેટલો તે શ્રોતાજનો ઉપર પાડવા ઇચ્છતો હોય, જો તેનું કથન ન્યાયાનુકૂલ, સત્ય, પ્રેમપૂર્ણ હોય, જો તે શ્રોતાની બુદ્ધિનો વિચાર કરીને બોલતો હોય, જો તે એમ જાણતો હોય કે મારા શબ્દોનો જે અર્થ હું સમજું છું તેજ અર્થ શ્રોતાજનો પણ તેનો કરે છે, તો એ અસંભવિત છે કે તેની વાત ન માનવામા આવે. સ્વામી રામના કથનની તત્કાલ અસર થતી હતી, કેમકે તેમનો પ્રત્યેક શબ્દ તેમના હૃદયમાથી નીકળતો હતો. એક સમયે ગાઝીપુરમા તેઓ પોતાના એક વ્યાખ્યાનની અધવચમાં એકાએક બેસી ગયા, કેમકે તેમને પોતાના કહેવાની અસર પોતાનીજ ઉપર કઈ જણાઈ નહિ વર્તમાન સમયમા ધર્મનો એટએટલો ઉપદેશ હોવા છતા અને એટલા બધા સાધુપુરૂષો ધર્મ ધર્મ પોકારે છે, તોપણ શ્રોતા અને વક્તાઓમા રાગદ્વેષ, કામક્રોધ, લોભ, મોહ ઘણું કરીને જોવામાં આવે છે, જેને લીધે ધર્મની વૃદ્ધિ થતી નથી. વેદાંતના ઉપદેશોની પણ તેજ દશા છે કારણ એટલુજ કે કહેવાય છે ઘણું, પણ કરવામા આવે છે બહુજ થોડું. કોઈએ તિતિક્ષામૂર્તિ પરમહંસ સ્વામી ભાસ્કરાનંદજીને પૂછયું કે, આપ સુખી છો કે નહિ ? તેમણે ઉત્તર આપ્યો કે મારો દ્વૈતભાવ નષ્ટ નથી થયો, એટલે સુખ ક્યાથી હોય ? તેઓ હિંદુ, મુસલમાન, અંગ્રેજ, નાના, મોટા સર્વના ઉપર પ્રેમ કરતા કોઇની સાથે કંઇ સબંધ ન હતો. સર્વ

લોકો તેમને સિદ્ધવત્ માનતા હતા; પરંતુ તેઓ પણ આંખમાં આંસુ લાવી વસિષ્ઠ ભગવાનનો આ શ્લોક બોલ્યા કરતા:-

न केनचद्विक्रीता विक्रीता इव संस्थिताः ।
यत मूढा वयं सर्वे जानाना अपि शांबरम् ॥

અર્થ:-જો કે કોઈએ અમોને વેચ્યા નથી તોપણ વેચાયલા જેવી સ્થિતિ છે. ખેદની વાત છે કે આ માયા છે એવું જાણવા છતાં અમે મૂઢ થઇ ગયા છીએ.

જ્યારે આવા જગત્ વિખ્યાત પરમહંસોની આ દશા છે તો બીજાઓની તો વાતજ શી કરવી ? જો સઘળા ઉપદેશ કરે થોડો અને આચરે અધિક તો ધર્મ વધુ સફળ થશે.

સ્વામી રામ કહે છે કે :-" સમાધિ અને મનની એકાગ્રતા તો ત્યારેજ થશે કે જ્યારે તમારા મનવડે માલ અને મિલ્કત ઉપર જાણે હળ ફરી જશે; સ્ત્રીપુત્ર, વૈરી-મિત્ર બધાં સાફ થઇ જશે અને રામજ રામનું તોફાન આવી મંદિરમાળીઆં તાણી લઇ જશે. દુઃખી-દુષ્ટમાં અને રંગીલા મસ્તમાં ફેર માત્ર એટલોજ છે કે એકના ચિત્તમાં કામનાનો અંશ ઉપર છે અને ભક્તિનો અંશ નીચે; અને બીજાના ચિત્તમાં રામ ઉપર અને કામના નીચે. એક જો સાક્ષર છે તો બીજો તેનાથી. ઉલટો રાક્ષસ."

મસ્ત કહે છે : —

નઝર આયા હય હર-સૂ[1] મહ-જમાલ[2] અપના, મુબારિક હો;
" વોહ મંય હું " ઈસિ ખુશીમેં, દિલકા ભર આના મુબારિક હો. ૧
યેહ ઉર્યાની[3] રૂએ-ખુર્શીદકી[4], ખુદ પર્દા હાયલ[5] થી;
હુવા અબ ફાશ[6] પર્દા, સિત્ર[7] ઉડ જાના મુબારિક હો. ૨
યે જિસ્મો-ઇસ્મકા[8] કાંટા, જો બેઢબસા ખટકતા થા;
ખલિશ[9] સબ મિટ ગઇ, કાંટા નિકલ જાના મુબારિક હો. ૩
તમસ્ખુરસે[10] હુવેથે કૈદ, સાઢે તીન હાથોંમેં;
વલે ફિકરો-તખય્યલસે[11] ભી બઢ જાના મુબારિક હો. ૪

૧-દરેક દિશાએ. ૨-જ્વલંત સૌંદર્ય. ૩-નગ્નાવસ્થા. ૪-સૂર્યના મુખની. ૫-આડે -વચમાં આવવું. ૬-ઉઘાડો. ૭-ઢાંકણુ, આવરણ. ૮-નામરૂપ. ૯-કાંટા ભોંકાવાથી થતી પીડા. ૧૦-મશ્કરીમાં. ૧૧-વિચાર અને કલ્પના.

અજબ તસ્વીરે–આલમગીર[1] લાઇ સલ્તનત[2] આલી,[3]
મહો–મેહકા[4] ભી ફરમાં કો બજા લાના મુબારિક હો. ૫
ન ખદશા[5] હર્જકા[6] મુતલક[7] ન અંદેશા[8] ખલલ[9] બાકી,
ફુરેરેહા[10] બલંદી[11] પે યેહ લેહરાના મુબારિક હો. ૬
તઅલ્લુક[12] સે બરી[13] હોના હરૂફે–રામ[14] કી માનિંન્દ,[15]
હર ઇક [16] પેહલુ સે નુકત એ– દાગ[17] મિટ જાના મુબારિક હો. ૭

છેલ્લી પંક્તિનો અર્થ:–("રામ" શબ્દના અક્ષરો ફારસીમાં જુદા જુદા લખાય છે અને તેમની ઉપર એકે બિંદુ ચિન્હ નથી તે) રામના અક્ષરો પ્રમાણે પરસ્પર સંબંધોથી પર થઇ દરેક રીતે ડાઘારૂપી બિંદુ ચિન્હનું દૂર થવું મુબારક થાઓ.

"હે આનંદ સ્વરૂપ બ્રાહ્મણ! આનંદથી હસ, ખુશીમાં ગાન કર. હવે આ માયાને પોતાની છેતરપિંડી ન ચલાવવા દે. વારંવાર ઉપનિષદ્ વિચાર" એજ સાચા સાધુનું કર્તવ્ય છે; અને નહિ કે મંડળી, મઠ બનાવવા, ચેલા મુંડવા, રૂપિયા એકઠા કરવા, માન વધારવું ઇત્યાદિ.

કાર્તિક ૧૯૬૨ માં હરિદ્વારથી સ્વામી રામ વસિષ્ઠાશ્રમ ગયા. તે સ્થાનેથી જે આનંદથી ભરેલા લેખો તેમની લેખિનીદ્વારા ઝર્યા છે, તે સામાન્ય નથી. તેઓ કહેતા હતા કે મનુષ્યને એટલા માટેજ ઉત્પન્ન કરવામાં નથી આવ્યો કે તે એજ ચિંતા અને ફિકરમાં મરી જાય કે "મારૂં જીવન કેમ ચાલશે? મારૂં શું થશે?" તેને એટલો સંતોષ તો હોવો જોઇએ કે જેટલો માછલાં, પક્ષીઓ અને વૃક્ષોને હોય છે. તેઓ તાપ કિંવા વૃષ્ટિ સામે ફર્યાદ નથી કરતાં; પરંતુ પ્રકૃતિની સાથે એક થઇ રહે છે. કહો, "હુંજ આ મેઘ છું જે વરસી રહ્યો છું. હુંજ વીજળી થઇ તડકું છું. હુંજ ગર્જું છું. હું કેવો સુંદર, બળવાન ભયંકર છું!" આ પ્રમાણે "શિવોઽહમ્" સ્વત: ! હૃદયથી નીકળવું જોઇએ. આત્મસાક્ષાત્કારનો અર્થ એ છે કે પોતાના આત્માને પરમાનંદરૂપ અને પ્રકાશમાન્ જાણવો. મારા વહાલા, વેદાંત બનાવટી ધતીંગ નથી. આ જગત્

---

૧–દિગ્વિજય. ૨–સામ્રાજ્ય ૩–ઉચ્ચ,મહાન. ૪–સૂર્યચંદ્ર. ૫–ખરખરો. ૬–વિઘ્ન. ૭–જરાએ. ૮–ભય. ૯–વિઘ્ન. ૧૦–પતાકા. ૧૧–ઉંચાઇ. ૧૨–સંબંધ. ૧૩–પર. ૧૪–રામના અક્ષરો. ૧૫–પેઠે. ૧૬–બાજુ. ૧૭–ડાઘરૂપી બિંદુ.

કંઈ વસ્તુ નથી. તેજ મરે છે કે જે આને કંઈક લેખાનું ગણે છે. જો કંઈ પણ સત્ય છે તો તે ઈશ્વરજ છે. આ સુંદર જણાતા પદાર્થોને કૃષ્ણની પેઠે મનરૂપી અજગર ગળી તો જાય છે; પરંતુ જીરવી શકતો નથી. એટલે રડે છે કે હાય મર્યો, હાય મર્યો. વહાલા! તમે નામરૂપથી કેમ ભોળવાઈ ગયા છો? હજુએ સત્યમાં નિવાસ કરી ઈશ્વરનો આશ્રય લો; ઈશ્વરને પોતાની અંદર લાવો; ઈશ્વરની સંગાથે ચાલો; ઈશ્વરના જેવું જીવન બનાવી લો. સંસારાસક્તિનો ત્યાગ કર્યાવિના પદાર્થોમાં જે આનંદ રહેલો છે, તે કદાપિ પ્રકટ થવાનો નથી. નામરૂપનો પડદો ઉંચકયા વિના તેની નીચે ઢંકાયેલા આત્માને તમે કદિપણ જોઇ શકવાના નથી. ઈશ્વરજ છે; નામરૂપ તો છેજ નહિ. પદાર્થોનાં નામરૂપાદિને તજી તેમના સત્તાઅંશમાં ચિત્તને સ્થિર કરવું, પદ અથવા શબ્દથી પર જઈ તેના અર્થમાં લીન થવાની પેઠે ચર્મચક્ષુથી દેખાતા જગતને ભૂલી બ્રહ્મમાં મગ્ન થવું, એજ ઉપાસના છે. ઉપાસના એ સાધન છે. જ્ઞાન એ સિદ્ધ-અવસ્થા છે. ઉપાસનામાં યત્ન કરીને અંતરબાહ્ય બ્રહ્મ જોવામાં આવે છે. જ્ઞાનમાં વિના પ્રયત્ને-સ્વાભાવિક રીતેજ રોમે રોમમાંથી " अहं ब्रह्मास्मि " ના ઢોલ વાગી અન્ય સર્વ વૃત્તિયોને તે દબાવી દે છે; અને બહારથી પ્રત્યેક ત્રસરેણુ તત્ત્વમસિનું દર્પણ દેખાડતું ભેદભાવનાને ભગાડી દે છે. સાચો ઉપાસક કોણ છે? એવો ઉપાસક કહે છે કે હવે મારાથી બબ્બે વાતો નથી નિભાવી શકાતી. ખાવાપીવાનું અને લુગડાંઝુંપડીનું પણ ધ્યાન રાખું તેમજ પ્રિયતમનું મુખ પણ દેખું. ચૂલામાં જાય એ પહેરવું, ખાવું, જીવવું, મરવું. એ બધાથી મારો નિર્વાહ નથી થતો. મારી તો મધુકરી (ભાખરી) છો તમે; કામળી છો તમે, ઔષધિ છો તો તમે, શરીર છો તો તમે, આત્મા છો તો તમે. શરીર વગેરેને રાખવા ઇચ્છતા હો તો રાખી મૂકો.

આંખેં લગાકે તુઝસે ન પલકેં હિલાયેંગે;
દેખેંગે ખેલ હમ, તુમ્હેં આગે નચાયેંગે.

લોકો ભલે આને અંધપરંપરાની શ્રદ્ધા કહે; પરંતુ રામને મન તો તે *અક્ષરશઃ સત્ય છે.*

न पश्यो मृत्युं पश्यति न रोगं नोतदुःखतां सर्वमाप्नोति सर्वशः ॥

"બ્રહ્મવિત્ મૃત્યુ, રોગ, દુઃખને નથી જોતો. તે તો સર્વને સર્વ પ્રકારે વ્યાપ્ત

કરી રહેલો હોય છે. પ્યારા બ્રહ્મ! દશ્યમાં વિશ્વાસ એજ મૃત્યુ છે. જેને અધિષ્ઠાનરૂપી દોરડાનો સાક્ષાત્કાર છે, તેને ભાસમાન થતા સર્પનો કંઈ ભય નથી. જેણે અધિષ્ઠાનરૂપી છીપને ઓળખી છે, તેને દશ્યમાન રૂપું આકર્ષી શકતું નથી. **જેણે કેવળ સત્યને અનુભવ્યું છે, તેને દુનિયાનાં નિંદાસ્તુતિ ચલાયમાન નથી કરી શકતાં.** આ જગતમાં જે કંઈ દેખાય છે તે બધું ગારૂડીના ખેલ જેવું છે. इदम् चेतन, सत्-ब्रह्म, अस्ति એજ સત્ય છે. જે એ સત્યને જોતો નથી અને મિથ્યા દશ્ય ઉપરજ આસ્થા રાખે છે, તે દુર્યોધનની પેઠે માયાના મંદિરમાં, તેને પાણી જાણી તેમાં નહાવા કૂદી પડી, પોતાને હાસ્યાસ્પદ બનાવે છે. તમારો અંતરાત્મા દીન જેવડો નથી; પરંતુ તે એક એવો સૂર્ય છે, એવો સાક્ષી ચેતન છે, કે જેના પ્રકાશવડે તમામ જગત્ પ્રકાશે છે.

હય મૌત દુનિયામેં બસ ગનીમત, ખરીદો રાહતકો મૌતકે ભાવ;
ન કરના ચૂં તક, ચેહી હય મઝહબ, ખડે હય રામ ઔર ગલા રુકે હય. ૧
જિસે હો સમઝે કે જાગ્રત હય, યેહ ખ્વાબે ગફ્લત હય સખ્ત, અયજાં!
કલૉરોફારમ હંય સબ મતાલિબ, ખડે હંય રામ ઔર ગલા રુકે હય. ૨
ઠગોંકો કપડે ઉતાર દે દો, લુટાદો અસબાબો–માલો–ઝર સબ;
ખુશીસે ગરદનપે તેગ ધર તબ, ખડે હંય રામ ઔર ગલા રુકે હય. ૩
ન બાકી છોડંગે ઈલ્મ કોઈ, થે ઈસ ઈરાદેમેં જમકે બૈઠે;
હય પિછલા લિખ્ખા પઢાભી ગાયબ, ખડે હંય રામ ઔર ગલા રુકે હય. ૪

સને ૧૯૦૬ ઈ. સ.માં સ્વામી રામ વસિષ્ઠાશ્રમથી ટિહરી આવી ગંગાતટ ઉપર રહેતા હતા. ત્યાં તેમણે કાર્તિક વદી ૧૩ સંવત્ ૧૯૬૩ ના રોજ એક લેખ “ નિજાનંદ ” ઉપર લખ્યો; અને તેને સમાપ્ત કરી ગંગાસ્નાન કરવા ગયા તે પાછા ફર્યાજ નહિ. તેમનું અંતિમ કથન આવું છેઃ–

“ ભલે ભાઈ, ગમે ત કહો. રામ તો પ્રત્યેક રંગમાં રમનો રામ છે. પ્રત્યેક શરીરમાં પ્રાણ અને પ્રત્યેક પ્રાણનું જીવન છે. સર્વમાં સર્વ કંઈ છે. અત્યારે તે લેખિની બનીને લખી રહ્યો છે. સૂર્ય બનીને પ્રકાશી રહ્યો છે. ગોલી ગંગી (જેને લોકો શ્રી ગંગાજી કહે છે) બનીને ગાન કરી રહ્યો છે. પર્વત બનીને લીલા દુશાલા ઓઢી કુંભકર્ણની પેઠે પગ પસારી સુષુપ્તિમાં આનંદ લઈ રહ્યો છે; પરંતુ પોતાનું એક સ્વરૂપ તેને અત્યંત ગમે

છે. હું વાયુ છું. મારા વિના પ્રત્યેક વસ્તુ નિશ્ચેષ્ટ, ગતિહીન અને નિર્જીવ છે. મારી સત્તા મેળવ્યા વગર એક પાંદડું પણ હાલી શકતું નથી. મારા વગર બધું ઉધઈની પેઠે સૂઇ જાય છે. બળી ગયેલા દોરડાની પેઠે રહી જાય છે. કામ વણસવા લાગ્યું ! હું કો'ની ઉપર આળ મૂકું ? મારા વિના કોઈ હોય ત્યારેને ? ઓ મૃત્યુ ! નિઃસંદેહ ઉડાવી દે આ એક શરીરને; મારાં અન્ય શરીરો કાંઇ મારે માટે ઓછાં નથી. માત્ર ચંદ્રનાં કિરણો -રજતસૂત્રો-પહેરીને પણ ચેનમાં રહી શકું છું. પર્વતીય નદી-નાળાંના વેષમાં ગાન કરતો ફરીશ. સિંધુતરંગોરૂપે લહેરાતો રહીશ. હુંજ ગજ-ગામી અનિલ-મદમાતો સમીર છું. મારી આ સૈલાણી સૂરત પ્રત્યેક પળે ગતિમાન રહે છે. આ રૂપે પર્વતોથી ઉતર્યો. ચીમળાઈ જતા છોડવાઓને ફરી તાજા કર્યા. પુષ્પોને હસાવ્યાં; બુલબુલને રડાવ્યું; બારણાં ખટખટાવ્યાં; સૂતેલાને જગાડ્યા; કોઇનાં આંસૂ લૂછયાં; કોઇનો ઘુંટ ઉઘાડ્યો; આને છેડી, તેને છેડી, તને છેડી, **ઓ ગયો, ઓ ગયો. ન કંઇ સાથે રાખ્યું, ન કોઇને હાથ આવ્યો.**"

## ઉપસંહાર

કોની લેખિનીમાં તાકાત છે કે આવા સાચા દેશભક્ત, આનંદ-રસથી પરિપૂર્ણ મહાનુભાવ મહાત્માનું ચરિત્ર લખી શકે ? સ્વામી રામ તે ગણ્ત્રીના મહાપુરુષોમાંના છે કે, જેઓ થોડા સમયને માટે વખતોવખત ભારતને જાગ્રત કરવામાટે ઈશ્વરના નિયમાનુસાર આવે છે; અને પોતાના જીવનને સદાના આદર્શરૂપે છોડી જાય છે. જે કોઇ ભારતવાસી, પછી તે ગૃહસ્થ હોય કે સાધુ, આવા મહાપુરુષોને પગલે પગલે ચાલે તો તેઓ પોતે પણ આનંદમાં રહે; અને બીજાઓને પણ આનંદિત કરી શકે એમાં શું સંદેહ હોઈ શકે ? અમે એમ નથી કહેવા માગતા કે વર્તમાન સાધુઓમાં સ્વામી રામજ એકમાત્ર જ્ઞાની અથવા ત્યાગી થયા છે. ઘણાયે મહાત્માઓ જેઓ આ અસાર સંસાર ત્યાગી ચાલ્યા ગયા છે અને ઘણાયે જેઓ અત્યારે વિદ્યમાન છે, તેઓ સ્વામી રામ કરતાં ત્યાગ, વૈરાગ્ય અને જ્ઞાનમાં અધિક, પણ હશે; પરંતુ એવા તો થોડાકજ હશે કે જેમને એક બાજુ તો બન્ને વિદ્યાઓનું બળ પ્રાપ્ત હોય; અને બીજી બાજુ દેશભક્તિ પણ પૂરેપૂરી હોય અને શ્રીરામચંદ્રજીની પેઠે અકારણ વૈરાગ્ય

થયો હોય ઘણુંકરીને બે પ્રકારના સાધુ જોવામા આવે છે એક તો જેઓ ત્યાગી અને જ્ઞાની બન્ને છે, પરતુ પોતાના ધ્યાનસમાધિ સિવાય તેઓ બીજાઓના ઉદ્ધારભણી લક્ષ નથી આપતા, અથવા બીજાઓ જેઓ કેવળ નામમાત્રથી કે વેષમાત્રથી સાધુ છે, આ બીજી કોટિના અનેક છે આ બન્નેમાથી એકે વડે ભારતનું કોઇ પણ પ્રકારનું જરાએ શ્રેય નથી થઇ શકતુ વસિષ્ઠ ભગવાન કહે છે કે, જો આ સસારમા રાગદ્વેષ અને અત કરણની ગ્રથિયોથી રહિત સાધુપુરુષો વિરાજમાન છે, તો પછી તેમના સમાગમનો લાભ જતો કરીને તપ, દાન અને તીર્થોનું સેવન કરવાનું શુ પ્રયોજન છે ? આવા મહાત્માઓનો સગ સન્માર્ગનો પ્રકાશક અને હૃદયના અધકારને દૂર કરનારો છે આ સત્સગનો એવો પ્રબળ પ્રતાપ છે કે જેનાવડે પાપી પણ પુણ્યશીલ થઇ મોક્ષનો ભાગી થઇ શકે છે માટે આવા સાધુના જેટલા સન્માન અને પૂજા કરવામા આવે તેટલા થોડા છે, પરતુ એ સાચો સાધુ હોવો જોઇએ અર્થાત્ પોતાના આચરણમા સાધુ, સરલ સ્વભાવ, જ્ઞાનસપન્ન, કાર્યમા તત્પર અને દેહાભિમાનથી રહિત હોવો જોઇએ અદર દેહાભિમાન અને ઉપર શિવોહનો ઢોળ ન જોઇએ, પરતુ અતરના શિવોહમે દેહાભિમાનને બાળીને ભસ્મ કરી દીધુ હોવુ જોઇએ ઈશ્વર આગગ સદૈવ પ્રાર્થના છે કે ભારતનો સમસ્ત સાધુસમાજ શીઘ્ર એવો થઇ જાય કે તે બધા ભેદ અને દ્વૈતને દૂર કરી સર્વને આત્મવત્ જુએ, તે કેવળ અભેદવાદીજ નહિ, કિંતુ અભેદ આચરણવાળો પણ થાય, અદ્વૈતને વાતોમાજ પૂરૂ ન કરી દે, પરતુ વર્તનમા પણ લાવે, જ્ઞાન, આનદ, પ્રેમ, ત્યાગ, વૈરાગ્યને દર્શાવનારા જેવા નામ ધરાવે છે તેવોજ તે થઇ રહે, પ્રત્યેક પ્રકાશથી સ્વયપ્રકાશિત થાય અને બીજાઓને પ્રકાશિત કરે, પ્રત્યેક સચ્ચિદાનદમય સ્વરૂપમા મગ્ન હોય, અને પ્રત્યેક પોતાના આત્માને સર્વમા જુએ ધન્ય હશે તે દિવસ કે જ્યારે એવી સ્થિતિ થશે

ૐ તત્ સત્

# आनंद

( " અલિફ્ " નામના ઉર્દુ માસિકમા પ્રસિદ્ધ થયેલો સ્વામી રામનો પ્રથમ લેખ )




ય પાઠક ! જરા તે દિવસને યાદ કરો; જ્યારે તમારો આનંદ માતાના પાલવમાં ઢંકાયલો હતો અને માતાની બાહ્યથી બંધાયલો હતો ! સ્વર્ગીય સુંદરીઓ પ્રેમથી બોલાવે છે; અપ્સરાઓ ખોળામાં લેવા તલ્પી રહી છે, પણ તમે ભલા ને માતાનો પાલવ ભલો ! પોતે તેમાં સંતાઇ જાઓ છો, મુખડું સંતાડો છો. રાજા સાહેબ બોલાવે છે અને મૅજીસ્ટ્રેટ સાહેબ યાદ કરે છે; પણ તમારી બલા જાણે. તમો તો તેની સામે જોતાયે નથી. બલ્કે સ્વર્ગીય સુંદરીઓ અને દોરદમામવાળા પુરુષોના ઉપર વિનાસકોચે મૂતરી દેવું એ તમારૂંજ કામ હતું ! એમ. એ. અને એલ.એલ. બી. જેવાઓની તમારી આગળ કંઇ વિસાતજ નથી ! બહુમૂલ્ય પુસ્તકો તમારા મનથી તો ફાડી નાખવામાટેજ બનાવેલાં હતા ! કેમ ભાઇ, તે દિવસોમાં કેવા સુખી હતા ? જોનારાં સઘળાં ઓવારણાં લઇ રહ્યાં છે; ભાઇ ફિદા ફિદા થઇ જાય છે; બહેનો વારી વારી જાય છે, બાપના વાલા, માની આંખોના તારા. ન ઓઢવાની ચિંતા કે ન બિછાવવાની પરવા ! કવિએ ઠીકજ કહ્યું છે કે;— " સ્વર્ગ સદૈવ નિર્દોષ—બાળક—ની સાથેજ છે. " કેવી અદ્ભુત અવસ્થા કે જ્યારે દૃષ્ટિમાં ન તો આ લોક, કે ન તો પરલોક ! ન તો જીવ કે ન તો શિવ ! ન તો હું કે ન તો તું ! ન તો ગુણ કે ન તો ઉદ્ધતાઇ કે ન તો મર્યાદા ! સુંદરીઓના ગમે તેવા હાવભાવ અને કટાક્ષ પણ સાવ નકામા ! સાંસારિક સઘળો વૈભવ અને દબદબો તદ્દનજ નિરર્થક !

ધન્ય ભાગ્ય છે તે મહાપુરુષોનાં કે જેઓ સમસ્ત અવસ્થાઓ પસાર કરી, વિજ્ઞાનસ્વરૂપ બની બાળકની પેઠે સઘળા દ્વંદ્વોથી મુક્ત થઇ ચૂક્યા

છે અને આ કથનને યોગ્ય બન્યા છે કે:–

ઈંતેહાએ-કાર જો થી ઈબ્તેદાએ-કાર થી.

અર્થાત્ કાર્યનો જે અંત હતો તે કાર્યનો આરંભ હતો. પ્રિય પાઠક ! આ ઉપરથી યાદ રાખજે કે ભોળાભટાક અને વહાલ ઉપજે તેવા મહાત્મા તેજ છે, કે જેમનું કામ ઈશ્વરની છાતી ઉપર કૂદવાનું છે. ઈંદ્રાદિક દેવતા તેમને હાથોમાં ઉંચકે છે; બ્રહ્માઆદિક તેમની ઉપર વારી વારી જાય છે; પણ એ પરવાઈ તો જુઓ ! કે આંખ ઉઘાડી જોતા પણ નથી ! ચારે વેદ તેમનીજ પ્રશંસા અને સ્તુતિનાં ગાન કરે છે.

ધૂલિ તિન્હૌંદી જે મિલે નાનક દી અરદાસ.

અર્થાત્ મહાત્મા ગુરુ નાનક કહે છે કે એવા પુરુષોના ચરણની ધૂળ પણ મળે એવી મારી પ્રાર્થના છે.

ઉપલે પ્રકારે ઘણો સમય નથી વીતતો એટલામાં તો બાળકનો આનંદ પોતાનું સ્થાન બદલે છે. હવે તેને રમત ગમતમાં જે મજા પડે છે તે બીજે ક્યાંયે નથી. તે એટલે સુધી કે માતાને પણ વિસરી જવાય છે, તો પછી હુન્નર, વિદ્યા, ધનસમૃદ્ધિનું તો પૂછવુંજ શું ?

જરાક વધુ સમય પસાર થાય છે એટલે આનંદનું ચક્ર પુસ્તકોને પોતાનું કેંદ્ર બનાવી લે છે. હવે ન તો રમત ગમે છે ન વ્યાયામ, ન માતા યાદ આવે છે, ન સૌંદર્ય કે તમાશો.

થોડાક સમય પછી નોકરી મળી એટલે આનંદ લક્ષ્મીના કૌતુકમાં આવીને જામ્યો. હવે રૂપિયાના ખણખણાટ જેવો બીજો કોઇપણ સ્વર પ્રિય લાગતો નથી; અને ધન એકઠું કરવા સમાન બીજું કોઈ કાર્યજ શ્રેષ્ઠ લાગતું નથી.

આ જડ માયા આવી એટલે ચંચલ માયા (સ્ત્રી) ની લગનમાં પણ મગ્ન થવાયું. જે રૂપીઓ બીજી બધી વસ્તુઓ કરતા વધુ પ્રિય હતો, તેને હવે સ્ત્રીને માટે તિલાંજલિ આપવાનું હૃદયપૂર્વક સ્વીકારવામાં આવ્યું. હવે કાન વીંધેલા ગુરુજી (સ્ત્રી) ના રાત્રિની એકાંતના ગુરુમંત્રોમાં આનંદ-જીએ આવી આસન જમાવ્યું, પણ પાછી ત્યાં પણ તેને કળ ક્યાં પડે છે ?

હવે તો વહુજી અને બાબુજી બંને દીકાની વાટ જોઈ રહ્યાં છે. હાયા ક્યારે અમારા ઘરમાં બાળક રમશે ? તે રમકડાથી હૃદય ક્યારે પ્રસન્ન થશે ? બાબુજી વર્તમાનપત્રોમાં અને ડાકતરોને ત્યાં જઈ ઔષધોપચાર

શોધે છે, ત્યારે વહુજી ચીડીદોરા, માદળિયાં અને સાધુફકીરની ખોળમાં રહે છે કે કોઇપણ પ્રકારે અમારા યૌવનના છોડને ફળ બેસે છે! ધન છે, ઘરેણાં છે, જમીન છે, પણ એકજ વાતની ખોટ છે; જેના વગર આ સઘળી વસ્તુઓ લુખ્ખી છે. પુત્રની ખાતર બાબુજી પોતાની અર્ધાંગનાની હયાતીમાં બીજું લગ્ન કરવાને પણ તૈયાર છે.

ગંગામૈયાની કૃપાથી બાળક પણ થયું. આંખના પલકારામાં પુત્રનું મોં જોવા મળ્યું. એવું સુખ ફરી ક્યાંથી મળવાનું ? આનંદથી ફૂલ્યા નથી સમાતા. કીકો શું છે એક તમાશો છે. આખા કુટુંબનો પ્રાણ છે. તેનો એક પળમાટેનો વિયોગ અસહ્ય છે. ઑફિસમાં કામ કરતાં પણ કીકોજ આંખો આગળ દેખાયા કરે છે. ગૃહસ્થીના આનંદની પરાકાષ્ઠા આવી રહી. મા બાળકને ચૂમતી નથી, પણ ગાયની પેઠે ચાટે છે. તેને પોતાનોજ જીવ, દેહ અને પ્રાણ ગણે છે. દાદીના પ્રેમનું તો કંઇ પૂછતાજ નહિ.

પુત્ર કંઇક મોટો થયો. માની સાડીની પાછળ જરાક મોં છુપાવી પોતાની તોતડી બોલીમાં "પપા છાબ" કહેતાંજ મા અને બાપ બન્નેને બેશુદ્ધ કરી નાખ્યા. મન મોહી લીધું. ચિત્ત ચોરી લીધું. માતપિતા ખુશ ખુશ થઇ ગયાં. સાચું કહેજો કે આ સ્થિતિ એક સામાન્ય સંસારી માણસને માટે આનંદની સુખદાયક સીઢીનું ઉંચામાં ઉંચું પગથિયું છે કે નહિ ? કહેવુંજ પડશે કે આ અવસ્થા પછી આનંદનો સૂર્ય મધ્યાન્હ રેખાથી નીચે ઉતરવા માડે છે. એક બાજુ યુવાવસ્થાના બપોર ઢળવા માંડે છે; અને બીજી બાજુ બાળક ગલીપચી કરવા યોગ્ય નથી રહેતું ! ઊલટું એતો અંકુશમાં રાખવા લાયક અને સુધારવા લાયક થતું ચાલે છે ! આનંદથી બેવડા થઇ જઈ અને મોં ફાડી નિશ્ચિંતપણે ખડખડ હસવાનું સાધન હવે એ જરાય નથી રહ્યું. હવે તો તેના શિક્ષણ અને કેળવણીની ચિંતા કરવી પડશે; અને અવાર નવાર ધમકાવવો પણ પડશે. હવે તો તે આનંદદાયકને બદલે ચિંતાજનક થયો ! બાબુસાહેબ આ પ્રમાણે આનંદની ટોચ ઉપરથી પાછા નીચે આવવા લાગ્યા.

*પણ આપણે બાબુસાહેબ સાથે શું કામ છે ? આપણે તો આનંદનો ઇતિહાસ લખવો છે. કેવાં કેવાં રૂપ બદલ્યાં ! ક્યાં ક્યાં ફર્યો ! !* માતાના પાલવતળે, બાળકોની રમતગમતમાં, પુસ્તકોનાં પાનાંમાં, યુવ-

ર્યની ઝમકમાં, પુષ્પોના રૂપરંગમાં, સુંદરીઓનાં સ્મિતપૂર્ણ ચક્ષુઓમાં, અર્ધાંગનાનાં ચુંબન અને આલિંગનમાં; અને હૃદય-ખંડના પ્યારા પ્યારા લાલ લાલ સ્મિત કરતા હોઠોમાં.

ઓ આનંદ! શું તું ખરેખર આજ સ્થાનોમાં વાસ કરે છે?

દૃશ્ય બીજું

બપોરનો સમય છે. આપણા બાબુસાહેબ કોટપાઘડી ઉતારી ઑફિસના કામમાં લીન છે. પંખો ચાલી રહ્યો છે. એ ટયો, લેમોનેડની બાટલી ઉઘડી. બરફ નાખી બાબુસાહેબે ગટગટાવી, પણ તરસ નથી છીપતી. હાય ગરમી!

બાબુસાહેબની હાજરીમાં હાથ નીચેના કારકુનો વગેરે સઘળા ચૂપચાપ પોતપોતાના કામમાં લાગેલા છે. કોઈ માથું સુદ્ધાં નથી ઉચકતું.

ટ્રન ટ્રન ટ્રરરરરન ટ્રન.

બાબુસાહેબઃ—રામા! સાંભળ તો ટેલિફોન શું કહે છે? શું સમાચાર છે? કુશળ તો છે ને?

નોકરને એટલું કહ્યું અને પછી કોણ જાણે કેમ ઝટ લઇને પોતેજ સાંભળવા લાગ્યા. સાંભળતાંજ હાય હાય કરી છાતી કૂટી. શું થયું? શા સમાચાર હતા? કેવી પ્રાણઘાતક ઘટના હતી? કેવો હૃદય ચીરી નાખે એવો અવાજ હતો? સાભળતા વેત આશાના પાક ઉપર વીજળી પડી. રંગ ઉડી ગયો. હોઠ સૂકાઈ ગયા. હાથપગ ફૂલી ગયા. "કાપો તો લોહી નહિ શરીરમાં."

પોતાને જોવામાટે સામે મૂકેલા સરકારી કાગળો અને નોટ ઝટપટ પેટીમાં બધ કરવા ઇચ્છે છે, પણ હૃદય એટલું વ્યાકુળ છે કે હાથ કામ નથી કરી શકતા. જનોઇએ બાંધેલી ચાવીથી પેટીની કળ ફેરવવા જાય છે તો આગળાં ખસી જાય છે. જેટલી ઉતાવળ કરે છે તેટલીજ વાર થાય છે. અસ્વસ્થ અવસ્થામાં માથે પાઘડી અને શરીર ઉપર ડગલો ઘાલી ઑફિસની બહાર દોડ્યા. બટન પણ ભીડ્યા ન ભીડ્યાં. ન તો કોઇને સલામ કરી, ન રામરામ. બધાને આશ્ચર્ય થાય છે કે હે ભગવન્! છે શું? (ટેલીફોનના તે કર્કશ અવાજે એટલી બધી વ્યાકુળતા ઉત્પન્ન કરી દીધી કે, જેટલી બંસરીના મધુર મનોહર સ્વરે વ્રજની ગોપિકાઓમાં

ફેલાવી હતી.)

રામો:—સાહેબ, કોચમેનને કહ્યું છે, હમણાં ઘોડા જોડી ફાઇટન લાવે છે.

બાબુસાહેબ:—અરે બળી મૂઆ, બળી મૂઆ, આગ, આગ.

એટલું બોલ્યા ન બોલ્યા અને તરતજ પોતાના મોભા તથા આબરૂની પરવા કર્યા વગર ભર બજારમાં દોડ્યા. દોડતી ટ્રામગાડીને થોભાવવા બૂમ મારી, હાથ ઉંચો કર્યો અને ઝટ ટ્રામગાડીમાં જઇને બેઠા. વ્યાકુળતાને લીધે ટ્રામવાળાને બૂમ મારી કહે છે "જલ્દી, જલ્દી." તેમનું ચાલે તો ચાબુક અને લગામ ટ્રામવાળાના હાથમાંથી પડાવી લઈ ઘોડાઓને પૂરપાટ દોડાવી મૂકે. સામે પ્રાંતના ગવર્નર સાહેબની ગાડી મળી. જે ગવર્નરની સેવામાં હાજર થઇ સલામ કરવાનો પ્રસંગ હિંદી રાજાઓ અને જાગીરદારોને એક વખત પણ મળ્યો હોય, તો પછી વર્ષો સુધી પોતાના ઇષ્ટ મિત્રોમાં બેસી મગરૂરીથી તેની વાતો કર્યા કરે છે. તેજ ગવર્નર સાહેબની ગાડી સામી મળી, પણ અત્યારે તો આપણા બાબુજીની દૃષ્ટિમાં જગત્ આખું કાળું કાળું દેખાય છે. લૉર્ડ સાહેબની ગાડી પાસેથી પસાર થઈ ગઇ પણ તેમને તેનું ભાન સરખું પણ થયું નહિ, તો પછી સલામની તો વાતજ શી? પણ વળી ટ્રામમાં જમણી બાજુથી આ મીઠો મીઠો સ્વર કોનો સંભળાય છે?

જુંબિશ મેં હોંઠ ઐસે હુંય નાઝુક નફ્સ કે સાથે,
જ્યસે હિલે નસીમસે પત્તી ગુલાબકી.

અર્થાત્-હોઠો નાજુક હાલતા, મધુર શ્વાસની સાથ,
પુષ્પ પત્ર જ્યમ હાલતાં, અનિલલહરીને હાથ.

"જનાબ શેઠજી, આપના તેજોમય લલાટ ઉપર વિષાદ કેમ જણાય છે? તે કાંતિ ક્યાં ગઇ? ઇશ્વિરની ખાતર અમારાપર તો આપની કૃપા જારીજ રાખજો." વહાલા વાચક! જાણે છે એ કોનો સ્વર હતો? તે એક ચંદ્રવદની, ઉર્વશીને ઇર્ષ્યા આવે તેવી સુંદરીના શબ્દો હતા, જેની સાથે બાબુસાહેબનું મન દીર્ઘકાળથી લાગેલું હતું, જેના સમાગમનું ધ્યાન તેમના મગજમાંથી કદિ ખસતું નહોતું, જેની છબી હૃદયદર્પણમાં દૃઢતાથી અંકાયલી હતી. કામધંધાનો પડદો જરાક સરકનો કે ઝટ તેની તરફ નજર પહોંચી જતી. આજે તે કામણગારી સૌંદર્યવતી અપ્સરા,

મધુર હાવભાવથી બાબુસાહેબ સાથે વાણી વિલાસ કરી રહી છે, પણ હાય! હૃદયકળી ઉપર કેવી તુષાર–વર્ષા પડી ગઇ હતી કે જ્યોતિર્મય સુખરૂપી સૂર્ય સામે આવવા છતાં પણ તે નજ ખીલી.

લબ અઝ ગુફ્તન ચુનાં બસ્તમ કે ગોઇ,
દહન બર ચેહરા ઝખ્મે બુદો બેહ શુદ.

અર્થ:–મેં વાતચીત સામે મોં એવું બંધ કરી લીધું છે કે, જાણે મુખમંડળ ઉપર મોં એ રૂઝાઇ ગયેલા ઘાની પેઠે દેખવા માત્રજ છે!

નોટઃ—કેમ વાંચનાર બંધુ! તમારા ઘરના આગ હોલવવા માટે તમે કદિ પણ એટલા વ્યાકુળ થયા છો? તમારી સઘળી સંપત્તિ બળી રહી છે. તેમાં જોશવર આગ ભડકી રહી છે. તમારૂં પાટનગર (રોમ) ભસ્મીભૂત થઇ રહ્યું છે. આત્માનો તો પત્તો પણ રહ્યો નથી. શાંતિ લુપ્ત થઈ ચૂકી છે. સ્વરૂપનું જ્ઞાન*ગુમાઇ ગયું છે, પણ છે કંઇ ચિંતા આ આગ હોલવવાની? નીરોની પેઠે ઘરબારને આગ લગાડવી અને વંઠેલાઓમાં બેસી ધિંગામસ્તી કર્યા કરવી એજ શું તમારા નશીબમાં લખેલું છે? ક્યાસુધી એ મૂર્ખતા રાખશો?

આંચે મા કરદીમ બરખુદ, હીચ ના બીના ન કર્દ;
દરમિયાને ખાના ગુમ કરદીમ સાહિબ ખાનારા.

અર્થ:–મુજ કૃતિ જેવી કૃતિ આંધળો પણ નહિ કરે;
ઘરની અંદર ખોઇ બેઠો ઘરધણીને, હાય રે!

દિલા તા કય દરીં કાખે મિજાઝી,
કુની માનિન્દે તિફ્લાં ખાક બાઝી?

અર્થ:–હૃદય! તું કયાં લગી નશ્વર જગતમાં,
શિશુસમ ખેલશે માટી ને ધૂળમાં?

## બાબુજીનું ઘર

હજી ટ્રામથી ઉતર્યા પણ નથી એટલામાં તો દૂર ધૂમાડો આકાશ તરફ ગમન કરતો જણાયો. જરા આગળ વધ્યા તો બૂમાબૂમ અને રડારોળ, આક્રંદ અને વિલાપ તેમનું સ્વાગત કરવા હાજર થયા. ઘરની પાસે સ્ત્રીપુરુષોની ઠઠ જામેલી હતી. ઇન્સ્પેકટર, પોલિસ, સિપાહી, હજારો માણસોનાં ટોળે ટોળાં ત્યાં એકઠાં થયાં હતાં. હાહાકાર થઇ રહ્યો હતો.

આગ ચારે તરફ સળગેલી હતી. દરેક બાજુએ ભડકા ઉઠતા હતા. આ માળ પડ્યો. તે થાંભલો ભાગ્યો. સર્વત્ર તડાતડ ફટાક ફટાક થઈ રહ્યું હતું. સેંકડો પખાલો અને હજારો ઘડા ભરી ભરીને લાવવામાં આવતા હતા, પણ પાણી તેલનું કામ કરતું હતું. મકાન તૈયાર થયાને હજી એકજ વર્ષ થયું છે. વાસ્તુને દિવસે ભારે ધામધમથી એમાં બ્રહ્મભોજન કરાવવામાં આવ્યું હતું, ગરીબો અને નિરાશ્રિતોને તૃપ્ત કરવામાં આવ્યાં હતાં અને ભારે ઉત્સાહ સાથે હવનનો અગ્નિ પ્રજ્વલિત કરવામાં આવ્યો હતો. એક દિવસ એવો પણ હતો અને આજે એવો પણ દિવસ છે કે આખું મકાન અગ્નિદેવની આહુતિ બની રહ્યું છે; અને વેદની ઋચાઓને સ્થાને રુદન અને આક્રંદના ધ્વનિ કર્ણગોચર થાય છે! લોકો તે દિવસે પણ એકઠા થયા હતા; કેમકે મકાન તૈયાર થયું હતું. આજે પણ લોકો એકઠા થયેલા છે; કેમકે તે ભસ્મીભૂત થઇ રહ્યું છે.

ઘર બનાઉં ખાક ઇસ વેહશત-કદેમેં,[1] નાસેહા;[2]
આયે જબ મઝદૂર[3] મુઝકો ગોરકન[4] યાદ આ ગયા.

અર્થાત્ હે ઉપદેશક! ભયના સ્થાનરૂપ જગત્‌માં ઘર તે શું બંધાવું? કેમકે બાંધનારા મજુર આવે છે કે તરતજ મને ઘોરખોદુ જાનવર યાદ આવી જાય છે.

વાહ રે જગત્ તારી અનિત્યતા! અને વાહ રે મનુષ્ય તારી આસક્તિ! વહુજી અને બાબુજી ક્યાં છે? દાસ અને દાસીઓ ક્યાં છે? કીકો કેમ જણાતો નથી? સઘળાં વ્યાકુળ છે. બીજાં બધાં તો આગની બહાર છે, પણ બાળક તો મકાનમાંજ રહી ગયું છે!

બાબુસાહેબ નિરાશ તો પહેલાંથીજ થઇ ગયેલા હતા. તેમાં આ હૃદયભેદક સમાચાર સાંભળ્યા; એટલે તેમના હૃદય ઉપર એક વધુ આઘાત થયો. વ્યાકુળતા વધી જતાં રડવાનો આરંભ કર્યો. હૃદય વાંસવાંસ ઉછાળા મારવા લાગ્યું. પશ્ચાત્તાપથી હાથ ઘસવા લાગ્યા; અને પોકારી પોકારી બૂમો પાડવા માંડ્યા, "અરે! કોઈ મારા જીગરના ટુકડાને બચાવો! તેની ઝિંદગી જોખમમાં છે. તે તડફડે છે. હજુ સમય છે. એવું ન થાય કે

૧ વેહશત કદા—ભયસ્થાન; જગત. ૨ નાસેહા—ઉપદેશક. ૩ મઝદૂર—મજુર. ૪ ગોરકન—ઘોરખોદુ.

તે બળીને રાખ થઇ જાય. હજારો રૂપિયા ઇનામ આપીશ. આખી ઉમર ગુલામ બની રહીશ. બચાવો, બચાવો, કોઈ પરમેશ્વરની ખાતર બચાવો !"

વહુજી સુવર્ણ આભૂષણ ઉતારી ઉતારીને ફેંકે છે કે "આ લ્યો અને મારા લાલને મને લાવી આપો." દાદી છાતી કૂટે છે "હાય! હું મૂઇ ! હું મૂઇ ! મારો દીકો, મારો દીકો !" દાસદાસીઓ જુદાંજ કકળાટ મચાવી રહ્યાં છે. બાળકની હૃદયદ્રાવક સ્થિતિએ મકાનના બળવા તથા હજારો રૂપિયાના સામાનના ભસ્મીભૂત થવાની વાતને વિસરાવી દીધી છે!

નિઃસંદેહ બાળક એવીજ પ્રિય વસ્તુ છે. લાખો અને કરોડો રૂપીઆની તેની આગળ શું વિસાત? સંસારમાં સૌ વસ્તુઓ કરતાં અધિક પ્રિય હોય છે સંતાન. પણ સંતાન કરતાંયે કોઇ વસ્તુ વધુ પ્રિય હોય છે કે નહિ ? જુઓ, આ વખતે બધી માલમિલ્કત બાળક ઉપર કુરબાન કરવાનું કહે છે; પરંતુ એવા પ્રિય બાળકને પણ એક અન્ય વસ્તુ ઉપર તેઓ કુરબાન કરી રહ્યા છે, તે શું ? પોતાનો પ્રાણ ! "વાહ રે મારા પ્રાણ !" હજારો રૂપિયા જાય, ઘરેણાં જાય, દીકાને બચાવનારાઓના પણ પ્રાણ જાય, તો ચિંતા નહિ; પરંતુ બાબુસાહેબ કે વહુજી પોતે પોતાના પ્રાણ બચાવવાને ખાતર આગમાં નથી કૂદી શકતાં !

જોતજોતામાં બાળક બળીને ભસ્મ થઈ ગયું, પરંતુ બાબુ અને વહુએ પોતાનો જીવ બચાવ્યો ! પોતાની આંખોની સામે જીગરના કકડાને અગ્નિમાં સ્વાહા થતો જોયો ! લોકોક્તિ પ્રખ્યાત છે કે જ્યારે વાંદરીના પોતાના પગ બળવા માંડે છે, ત્યારે પોતાના બાળકને પગતળે દબાવી દે છે.

જરા સાંભળજો ! શું આગ ભડભડે છે ? ના, અગ્નિ દેવતા પોકારી પોકારીને ઉપદેશ કરે છે કે;–

न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति । (યજુ૦ બૃ૦ અ૦ ૪. બ્રા૦ ૫ મં૦ ६)

અર્થાત્ હે મનુષ્યો! પુત્ર કાંઈ પુત્રને અર્થે પ્રિય નથી, પણ પોતાને અર્થે પ્રિય છે

કેવો જોસબંધ પવન વાઇ રહ્યો છે ! સનનન સનનન ! એ વેદનો સંદેશો લાવ્યો છે અને ઘાંટો પાડી પાડીને, લલકારી લલકારીને સંભળાવે છે કેઃ–

स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशंदिशं पतित्वाऽन्यत्रायतनमलब्ध्वा बन्धनमेवोपश्रयत । एवमेव खलु सोम्य । तन्मनो दिशं दिशं पतित्वाऽ

न्यत्रायतनमलब्ध्वा प्राणमेवोपश्रयते प्राणबन्धनं हि सोम्य ! मन इति ।
( સામ૦ છાં૦ ઉ૦ પ્રપા૦ ૬. ખંડ ૭. મં૦ ૨. )

હે પ્રિય બાળ ! જે પ્રમાણે ( પારધીની ) જાળમાં સપડાયલું પક્ષી જુદી જુદી દિશાઓમાં ઉડી જવાને માટે પ્રયત્ન કરવા છતાં કયાંય પણ આશ્રય નહિ મળવાથી આખરે બંધનનોજ ( જાળનોજ ) આશ્રય લે છે; તે પ્રમાણે હે પ્રિયદર્શન ! આ મન પણ જુદી જુદી દિશાઓ તરફ દોડે છે પણ કયાંય આશ્રય નહિ મળવાથી છેવટે પ્રાણનોજ આશ્રય લે છે; કારણ કે પ્રાણજ મનનું બંધન છે.

હે મૃગ ! તારી સુગંધથી થયુંજ વન ભરપૂર,
કસ્તૂરી તુજ પાસ છે શીદ ન્હાસે છે દૂર ?
બગલમેં બૈટા ને શહેરમેં ઢંઢોરા !

રામ ! આનંદ તો બતાવતા રહ્યા પણ આગ ઠીક લગાડી.

રામઃ—હા, જ્યાંસુધી સમસ્ત બાહ્યસંસાર જ્ઞાનાગ્નિને સમર્પણ ન કરવામાં આવે, ત્યાંલગી સાચો–ટકાઉ આનંદ કદાપિ પ્રાપ્ત થવાનો નથી. પુત્ર એ અગ્નિમાં બળી ભસ્મ થઇ જાય; સ્ત્રી, માતા, પોતાનું શરીર અને સઘળાં સંબંધીઓ ઉડી જાય; માત્ર રામજ રામ દેખાય; જેવી રીતે જ્ઞાની-પુરુષ આગળ ૐ (પ્રણવ) અક્ષર તરતજ પોતાનો અર્થ સ્પષ્ટ કરી દે છે, તેવીજ રીતે સઘળી વસ્તુઓ દૃષ્ટિ પડતાંજ ચિત્રલીપીની પેઠે રામનું ભાન કરાવે; ત્યારેજ એ આનંદ ખરા અર્થમાં પ્રાપ્ત થાય છે.

अत्र पिताऽपिता भवति माताऽमाता लोकाऽलोकाः देवा अदेवाः वेदा अवेदाः ( યજુર્વેદ, બૃહ. ઉ. અ. ૪. બ્રા. ૩. મં. ૨૨. )

તાત્પર્યઃ—એ આનંદની દશામાં આત્મા સમસ્ત બંધનથી રહિત થઇ પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિત થાય છે. ત્યાં પિતા પિતા નથી રહેતો, માતા માતા નથી રહેતી, સંસાર સંસાર નથી રહેતો, દેવતા દેવતા નથી રહેતા અને વેદ વેદ નથી રહેતા. તાત્પર્ય એજ કે જ્યારે પુરુષ સમસ્ત સંબંધો અને બંધનોથી મુક્ત થાય છે ત્યારે આનંદનો સાગર તેના અંતરમાં ઉભરાઇ આવે છે; અર્થાત્ ત્યારે તેને પોતાના સ્વરૂપનો અનુભવ થાય છે, તેની પહેલાં કદાપિ નથી થતો.

" શૂળી ઉપર છે પ્યારાની સેજ. "

"મોતી ઉપયોગી વસ્તુ છે, પણ તે મૂર્ખના હાથમાં અપાતું નથી. દીવો પતંગિયાને માટે છે, માખીને માટે નથી."

પસ અઝમુર્દન બનાયે જાએંગે સાગિર મેરી ગિલકે,
લબે જાનાં કે બોસે ખૂબ લેંગે ,ખાકમેં મિલકે.

અર્થાત્ મરણ પછી મારી માટીનાં જામ બનાવવામાં આવશે; અને એવી રીતે માટીમાં મળ્યા પછીજ પ્રિયતમના ઓષ્ઠનાં ચુંબન સારી પેઠે લઈશું.

વિષયોમાં જે આનંદ મળ્યો તે શું સ્ત્રીનાં માંસ, હાડ અને ચર્મની આસપાસ ભરાઇ બેઠો હતો? હર હર હર! જરાએ નહિ. તે તો કેવળ ચિત્તવૃત્તિના નિરોધમાં રહેલો હતો–એકાગ્રતામાં સમાયલો હતો.

यद्यत् सुखं भवेत्तत्तद् ब्रह्मैव प्रतिबिंबनात् ।
वृत्तिष्वंतर्मुखास्वस्य निर्विघ्नं प्रतिबिंबनम् ॥

તાત્પર્ય:–વિષયોદ્વારા પણ જ્યારે જ્યારે સુખ પ્રાપ્ત થાય છે, ત્યારે ત્યારે અંતઃકરણમાં બ્રહ્મજ પ્રતિબિંબિત થયેલું હોય છે. અર્થાત્ અંતઃ–કરણમાં પોતાના સ્વરૂપના પ્રતિબિંબિત થયા વિના કદાપિ આનંદ અનુભવાતો નથી; અને આ પ્રતિબિંબ અંતઃકરણમાં ત્યારેજ પડે છે કે જ્યારે ચિત્તવૃત્તિઓ અંતર્મુખ ( નિરુદ્ધ ) થએલી હોય છે અને મન અચંચલ હોય છે.

જ્યાં એક ક્ષણમાટે પણ અહંમમભાવનો નાશ થઇ આત્મભાવનો અનુભવ થયો, ભય અને ચિંતાથી મુક્તિ મળી, શરીર અને નામરૂપ ભેદ નષ્ટ થયો કે તત્ક્ષણ આનંદજ આનંદ ઉભરાવા લાગે છે "હું શરીર છું" એ મિથ્યા વિચારનો નાશ થતાંજ આનંદ દૃષ્ટિગોચર થાય છે. જ્યાં ભ્રાંતિનું વાદળ સરક્યું કે આનંદરૂપી ચંદ્રે મોં દેખાડ્યું. આ ચંદ્ર ( આનંદ ) તારો આત્મા છે. દ્વૈતભાવરૂપી કેશલટોને તારા મુખ ઉપરથી દૂર કર અને શોકની રાત્રિને ઉત્સવનો દિવસ બનાવ. હે મન! તુંજ દ્વૈતભાવનો પડદો છે; ઉઠ દૂર થા.

બર ચેહરએ તૂ નિકાલતા ક્ય? બર ચશ્મ એ ખુર સહાબ તા ક્ય?
અર્થાત્ તારા મુખ ઉપર આવરણ ક્યાંલગી રહેશે? સૂર્યના તેજ ઉપર વાદળ ક્યાંસુધી રહેશે?

"પોતાના ચંદ્રવદન ઉપર ઘુંઘટ તાણી તું એક બાજુ કેમ ઉભો રહ્યો છે? હે પ્રિય! તું તને પોતાનેજ ઈશ્વર જાણ."

"તેં પોતેજ આંખો મીંચીને અવિદ્યા (દુઃખ) રૂપી અંધકાર ઉત્પન્ન કર્યો છે. હે સૂર્ય! જરા તારી આંખ ઉઘાડ. એટલે પ્રકાશજ પ્રકાશ થઈ રહેશે. સર્વ વસ્તુઓને પ્રકાશિત (આનંદમય) કરનાર તુંજ છે."

આફતાબી આફતાબી આફતાબ, ઝર્રહા દારંદ અઝ તૂ રંગોતાબ

અર્થાત્ સૂર્ય છે તું, સૂર્ય છે તું, સૂર્ય છે, તુજ કનેથી રજકણો રંગતેજ લે.

न तत्र सूर्यो भाति न चंद्रतारकं नेमा विद्युतो भांति कुतोऽयमग्निः। तमेव भांतमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति। (કઠ ઉ૦ અ૦ ૧. વ૦૫ મં૦ ૧૫.)

તાત્પર્યઃ—ન તો ત્યાં (વાસ્તવિક સ્વરૂપમાં) સૂર્ય પ્રકાશે છે કે ન તો ચંદ્ર; તેમજ આ વીજળી પણ ત્યાંસુધી નથી જઇ શકતી, તો પછી અગ્નિજવાળાનું તો લેખુંજ શું ? સત્ય તો એ છે કે તે પ્રકાશોના પણ પ્રકાશ સ્વરૂપના તેજથી આ સમસ્ત જગત પ્રકાશિત છે; અને તેનાજ તેજથી આ સઘળાં નામ અને રૂપ તેજોમય બની રહ્યાં છે.

ચ—ચાનણા કુલ્લ જહાન કાતૂં, તેરે આસરે હોય વ્યવહાર સારા.
તૂં સબકી આંખમે ચમકતા હૈ, તુઝે સૂઝતા ચાનણા અંધ્યારા.
નિત જાગના સોવના ખ્વાબ તીનોં, દેખ તેરે આગે હોવે કઇકબારા.
બુલ્હાશા પ્રકાશ સ્વરૂપ તેરા, ઘટ વદ્ધ ન હોત હય એક સારા.

પ્રશ્નઃ—બાળક હમેશાં કેમ આનંદિત રહે છે? મસ્ત ફરે છે?

ઉત્તરઃ—તેનામાં "હું શરીર છું" કે બુદ્ધિ છું" એ ભ્રમે વાસ નથી કરેલો હોતો. તેને હજુ દ્વૈતની રાત્રિ નથી પડી.

પ્રશ્નઃ—સંસારી પુરૂષને ઇંદ્રિય વિલાસથી જે આનંદ પ્રાપ્ત થાય છે તે આગીયાની પેઠે છમકતાં વેંતજ અદૃશ્ય કેમ થઈ જાય છે?

ઉત્તરઃ—આ વિષય સુખોથી દ્વૈત (દેહાધ્યાસ) કેવળ ક્ષણભરમાટેજ દૂર થાય છે, અથવા એમ કહો કે દ્વૈતની અંધારી રાત્રિમાં માત્ર એક ક્ષણમાટેજ આત્મદેવ (આનંદ)ની વીજળી ચમકારો મારી જાય છે.

આ અવિદ્યારૂપી રાત્રિ (દુઃખ)ને જો તમે સદાનેજ માટે નષ્ટ કરવા માગતા હો તો પોતાના ખરા સ્વરૂપને ઓળખો.

अथातो ब्रह्मजिज्ञासा ॥ ( વેદાંતદર્શન પ્રથમ સૂત્ર. )

જુસ્તજૂ કુન જુસ્તજૂ કુન જુસ્તજૂ,
દર બરે ખુદ બીં કે બીરૂં નીસ્ત ઉ.
તાત્પર્ય:–શોધ કર તું, શોધ કર તું, શોધી લે;
નિજ હૃદયમાં પેખ, બાહિર નહિ મળે.

એટલાં પૃષ્ઠો કાળાં થયાં, ઉપદેશ શું મળ્યો ? એટલોજ કે જેટલી બાહ્ય વસ્તુઓ આરામ આપનાર અને આનંદદાયક છે, તે સઘળી તેવી હોવાનું કારણ કેવળ એટલુંજ છે કે આનંદની ખાણરૂપ જે પોતાનું નિજસ્વરૂપ તે ( હિરણ્યગર્ભ )માંથી થોડુંક સુવર્ણ લઈ તેમની ઉપર ઢોળ ચઢાવવામાં આવ્યો છે. જ્યારે આ ઢોળ ઉતરી જાય છે ત્યારે પોત ઉઘાડું પડે છે અને સર્વ વસ્તુઓ દુઃખી લાગે છે. " દરેક જણને પોતાનો પુત્ર સુંદર અને પોતાની બુદ્ધિ સંપૂર્ણ જણાય છે." બાળક પોતાની માતાના ખોળામાં બેસી તોતડી ભાષામાં જ્યારે " મારી મા "–" અમારી મા " બોલે છે ત્યારે એ " મારી " અને " અમારી " " સુવર્ણ–સ્પર્શ " બની જાય છે, પ્રિય બનાવનાર મંત્ર થઈ પડે છે. જ્યારે તે મોટા ભાઈને એક ભાવયુક્ત વાણીમાં કહે છે કે " મારી છે, અમારી છે "–અને તે કહે છે કે " ના, મારી છે " ત્યારે એટલો દુભાય છે કે નાનકડા હોઠ પસારી રોવા લાગે છે. તે જોઈ મા તરત બચ્ચી ભરીને કહે છે કે " મારી કહેનારા ઉપર વારી જાઉં. " વાહ ! " મારી " પણ કેવું કામણ છે ? પછી જેમ જેમ તે જુએ છે કે એ " મા " માં બીજાઓનો પણ ભાગ છે ત્યારે તેના સંબંધનું તંત્ર નિર્બળ થતું જાય છે; અને પહેલાંના જેટલો પ્રેમ નથી રહેતો. તેમાથી જેટલો " મારો " કમી થાય છે, તેટલોજ પ્રેમ પણ ઘટતો જાય છે. કોઈ અન્ય સ્ત્રી ગોદમાં લઈ લે તો મા યાદ પણ આવતી નથી હે મનુષ્ય ! જગતની સર્વ વસ્તુઓ તારી આગળ નાચ નાચે છે; મુજરો તમાશો બતાવે છે. જેની ઉપર તારી કૃપાદષ્ટિ થાય છે તેને તું અમૂલ્ય પોષાક અર્પણ કરે છે. " મારી " " અમારી " " પોતાની " વગેરે પદ્વીઓથી શોભાવે છે. આ તે પદ્વી છે, તે પોષાક છે કે જે કોઈ પણ વસ્તુને મળતાંજ તે આનંદરૂપ બની જાય છે.

ગુલિસ્તાં મેં જાકર હરએક ગુલકો દેખા,

ન તેરીસી રંગત ન તેરીસી બૂ હય.

'ગાર્ગન'ની દૃષ્ટિ જેની ઉપર પડતી તેનો પત્થર બનાવી દેતી; પણ આ "મારૂં" કહેનાર દૃષ્ટિ જેની ઉપર પડે છે, તે આનંદથી ભરાઈ જાય છે.

એક માણસ ફરીને ઘેર આવ્યો એટલે ખભા ઉપરના અતિ ભારે કિંમતી દુશાલાવડે પોતાના એક કે દોઢ રૂપિયાના બૂટ સાફ કરવા લાગ્યો. કોઇએ આ બેપરવાઇનું કારણ પૂછ્યું તો જણાયું કે દુશાલો તો તેના પિતાનો છે, પણ બૂટ તેના પોતાના! વાહ! પહેલાં આપ, પછી બાપ!

ઉષા અને સંધ્યાસમયના રંગો એવા ચમકદમકવાળા અને ચિત્ર વિચિત્ર હોય છે, કે કૃત્રિમ રંગો તેમના સૌંદર્યની સ્પર્ધા ક્યાંથી કરી શકવાના હતા? તોપણ દિવાનખાનામાં ટાંગેલી છબીઓના રંગ અધિક આકર્ષક હોય છે. કારણ?—એટલુંજ કે તેમને "મારા" કહીને સંબોધી શકાય છે. ક્યાં આકાશના મહાન્ તારા અને ક્યાં નવવધૂની ત્રણ ગજની ચુંદડી (ઝીણી બનારસી સાડી)ના તારા? પરંતુ વાચકગણ! સાચું કહેજો, જે મનમોહકતા આ બીજા તારાઓમાં છે તે આકાશના તારાઓમાં જણાય છે? નહિ, કદાપિ નહિ કારણ?—માત્ર એટલુંજ કે ચુંદડીના તારા "હું" "મારા"ની પરિસીમામાં આવેલા છે. ઓ "હું" (આત્મા)! તારી કારીગરી ઉપર ઝઉં વારી!

પ્રશ્ન:—"મારા દિલને છાતીમાંથી એ કોણ ચોરી જાય છે?"

ઉત્તર:—"તારૂંજ સૌંદર્ય બહાર પ્રતિબિંબિત થઇ માશુક બનીને તારૂં હૃદય ચોરી જાય છે. અર્થાત્ તુંજ માશુક બનીને આ ચોરી કરી રહ્યો છે. તેમા બૂમ બરાડા શાના માટે છે?"

મન હરણ કરવામા સૌથી વધારે કુશળ કોણ હોય છે? શું ચતુર્દશવર્ષી ચંદ્રમુખી? ના, કદાપિ નહિ; પરંતુ જેની ઉપર મન લાગી જાય, અર્થાત્ જેની ઉપર "હું" મોહિત થાય.

મેરા ગિરયા[1] તેરે રૂખસારકો[2] ચમકાતા હય,
તેલ ઇસ આગપે તિલ આંખકા ટપકાતા હય.

શું લયલાના સૌંદર્ય ઉપર મજનું મોહિત થયો હતો? ના, મજનું

૧. ગિરયા–રુદન. ૨. રૂખસાર–ગાલ.

મોહિત થયો, પછીજ લયલા સુંદર બની. કેવી સરસ ઉક્તિ છે કે "લયલાને મજનુંની આખથી જો." ગોપિકાઓ શ્યામવર્ણ ઉપર મોહી, તો શ્યામમાં એવું સૌંદર્ય ઉત્પન્ન થયું કે તારાને પણ લજ્જિત બનાવ્યા.

દેખ છબી સબ તારે લાજેં, નૈન ચકોર મુખચંદકો ભાજેં.

વિચાર કરીને જવાબ આપો, હે મારા પ્રાણ ! અદૃશ્ય ઈશ્વિર તરફ લોકો એટલા કેમ આકર્ષાય છે, તેને કેમ ચાહે છે ? તે કેમ એટલો પ્રિય છે? માત્ર પોતાનીજ ખાતર. તે અન્નદાતા છે, ધણી છે, કૃપા કરનારો છે, ઉદાર છે, ઉત્પન્ન કરનારો છે, માતાના ઉદરમાં તેણેજ ઉછેર્યો, બાલ્યાવસ્થામાં દૂધ પાયું અને તેનીજ કૃપાથી વાદળ, વાયુ, ચંદ્ર, સૂર્ય, આકાશ, સઘળા તારે માટે પોતપોતાના કાર્યમાં લીન છે; માટે તું પણ ખોરાક ઉત્પન્ન કરે, તે અજ્ઞાની (પ્રમાદી) બનીને ન ખાતો. આ સઘળા ચંદ્રસૂર્યાદિ તારેજ માટે ફરી રહ્યા છે અને પ્રભુના આજ્ઞાધિકારી બન્યા છે; માટે હવે જો તું આજ્ઞા નહિ પાળે તો તે ઠીક નહિ કહેવાય.

એવીજ રીતે ખ્રિસ્તીઓમાં ઈશ્વિરસ્તુતિનું એક ગીત ગવાય છે કે "તેણે પ્રથમ મારી સાથે પ્રેમ કર્યો, હું કેમ તેના પ્રેમમા ન બંધાઉ?"

મારૂં કેવળ નિજસ્વરૂપ શું છે ? શરીર છે ? ના, શરીર તો અન્ય વસ્તુઓની પેઠે આ આનંદસ્વરૂપ આત્માના પ્રતિબિંબને ધારણ કરવાને લીધેજ પ્રિય બન્યું છે. અન્ય વસ્તુઓ કરતા તે વધારે નિકટ રહે છે, અને તેથીજ તેમના કરતાં તે અધિક પ્રિય લાગે છે

"સગે હુઝુરી બેહ અઝ બિરાદરે દૂરી."

અર્થાત્ પાસે રહેનાર કૂતરો દૂર રહેનાર ભાઈ કરતા સારો લાગે છે.

જિજ્ઞાસુઃ—જો આત્મા શરીર નથી તો શરીરમાં તે કયા છે ?

જ્ઞાનીઃ—જે પ્રિયતમ છે તેજ આત્મા છે જેના પ્રભાવથી અન્ય વસ્તુઓ ગળી બને છે તે સાકર અથવા ખાંડજ આત્મા છે.

જિજ્ઞાસુઃ—શું આત્મા પગ છે કે જે આખા શરીરનો ભાર વહે છે?

જ્ઞાનીઃ—ના, પગ પણ પ્રિયતમ નથી.

જિજ્ઞાસુઃ—પગ નહિ તો શરીરનો કોઇ બીજો અવયવ આત્મા હશે. હાથનેજ લ્યો.

જ્ઞાનીઃ—હાથ પણ આત્મા નથી હોઈ શકતો. હાથ કરતાં તો મસ્તક

અતિ ઘણું પ્રિય છે ઈસ્પિતાલમાં એક બાજુ એક જખમી હાથને કાપવામાં આવે છે બિચારો રોગી રડે છે બીજી બાજુએ એક જણાના મસ્તક ઉપર શસ્ત્રક્રિયા કરવામાં આવે છે એ બિચારો પહેલા રોગીની ઈર્ષ્યા કરે છે કે અરેરે! કપાળને બદલે મારા હાથ ઉપર ગુમડું થયું હોત તો કેવું સારૂં? ચહેરા ઉપર ઘાવ તો ન પડત! એવા પ્રસંગોથી સ્પષ્ટ થાય છે કે હાથ કરતા કપાળ વધારે પ્રિય હોય છે, પરંતુ કપાળ પણ પ્રિયતમ નથી. આંખ અથવા કોઈ બીજો અવયવ તેનાથી પણ અધિક

અર્થાત્ જો એક વાળ જેટલો પણ વધુ ઉંચો ઉડું, તો પ્રકાશના તેજથી મારી પાંખો બળી જાય.

न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति न मनो न विद्मो न विजानीमो यथैतदनुशिष्यादन्यदेव तद्विदितादथो अविदितादधि । इति शुश्रुम पूर्वेषां ये नस्तद्व्याचचक्षिरे ॥ ( સામવેદ–કેનોપનિષદ્ મંત્ર ૩. )

ભાવાર્થ:—ન ત્યાં ( સત્ય સ્વરૂપમાં ) ચક્ષુ જઇ શકે છે ન વાણી, ન શ્રોત્ર જઈ શકે છે ન મન. અર્થાત્ એ સ્વરૂપને ઇંદ્રિયો પહોંચી શકતી નથી. એ સ્વરૂપનો કેવી રીતે ઉપદેશ આપવો તે અમો નથી જાણતા કે સમજી શકતા; કારણ કે તે જ્ઞાત અને અજ્ઞાતથી પણ પર છે. એવું તે તત્ત્વવેત્તાઓ પાસેથી સાંભળેલું છે, જેઓએ અમારામાટે તેનું વર્ણન કરેલું છે.

જિજ્ઞાસુ:—ત્યારે જીવ એજ પ્રિયતમ છે અને એજ મારો આત્મા (નિજસ્વરૂપ) છે; કેમકે તેનાથી આગળ તો બુદ્ધિ કંઇ કળી શકતી નથી.

જ્ઞાની:—કદાપિ નહિ. બુદ્ધિ ત્યાંસુધી કામ ન આપી શકે તો પરવા નહિ. આત્મા બુદ્ધિ અને જીવ બન્નેથી પર છે. એ ખરૂં કે આત્માનું સત્ય સ્વરૂપ વિચાર, અનુમાન, ધારણા અને કલ્પનાથી પર છે; તોપણ તેના અસ્તિત્વવિષે જરાએ શંકા નથી. તે સત્સ્વરૂપ છે.

જિજ્ઞાસુ:—કેવી રીતે ?

જ્ઞાની:—હ્યો સાંભળો ! થોડા દિવસ ઉપર એક વિદ્યાર્થીને પ્રાણ છોડતો જોયો હતો. તેને પગોમાથી દુઃખ થવું શરૂ થયું. પ્રથમ તો દુઃખ માત્ર ઘુટણ સુધીજ આવતું. પગ અને પિંડીઓ આપોઆપ તડફડતાં અને ઝટકા ખાતાં હતાં. ધીમે ધીમે દુઃખ જાંગ સુધી પહોંચ્યું; અને શરીરનો ત્યાંસુધીનો ભાગ આપો આપ અધમૂવા પક્ષીની પેઠે તડફડવા માંડયો. દુઃખ આગળ ને આગળ વધતું ગયું. આખરે જ્યારે તે હૃદય ઉપર પહોંચ્યું, ત્યારે દુઃખથી મુક્તિ મળી. અંત ઘડીએ તે યુવકના મોંમાંથી આ શબ્દો નીકળ્યા હતા. “ અરે ! હવે તો નથી સહેવાતું. હવે તો આ જીવડો નીકળી જાય તો સારૂં. ”

હે પ્રિય ! આ પ્રમાણે જે જીવને પણ ત્યજવા ઇચ્છે છે તે જીવનો પણ માલિક છે. જેના સ્પર્શથી જીવ પ્રિય બને છે, જે આનંદસ્વરૂપ ઉપર પ્રાણની આહુતિ આપવાનું સ્વીકારવામાં આવે છે, તે પ્રાણોનો પ્રાણ આત્મા છે.

यत् प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते॥ (સામવેદ કેનોપનિષદ્ મંત્ર ૮.)

ભાવાર્થ:–જેનું અસ્તિત્વ પ્રાણ ઉપર આધાર રાખતું નથી, પણ પ્રાણનો આધાર જેના ઉપર છે. અર્થાત્ જે પ્રાણોનો પણ પ્રાણ છે. તેજ બ્રહ્મ છે એમ તું જાણ. જેની સ્તુતિમાં વેદ ગાન કરે છે કે:–

आनंदो ब्रह्मेति व्यजानात्। आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते।
आनन्देनैव जातानि जीवन्ति। आनन्दं प्रयन्त्यभिसंविशन्तीति॥
(યજુ૦ તૈત્ત૦ ઉ૦ભૃ૦વ૦ અ૦ ૬.)

આનંદસાગરમાં જગત્ છે એક નાની લહેર સમ,
સાગરતણા અસ્તિત્વથી છે લહેરનું અસ્તિત્વ ત્યમ.
લહેર જ્યાં થઇને અલોપ બધેજ જલનિધિભાસતો,
તે તેજ છે તું દશદિશે શું અહિં તહિં તું શોધતો ?

ખાંડના બનાવેલા ઉંટને તેની ઉપર લાદેલા સામાન સાથે ડંડો મારી તોડી નાખવામાં આવે તો શું નીકળે ?–ખાંડ. ખાંડના હાથીને તેની ઉપર બેઠેલા રાજાસહ તોડી નાખવામાં આવે તો શું મળે ?–ખાંડ. ખાંડની બનાવેલી રેલગાડીને તેની અંદરના સાહેબ સાથે ભાંગી નાખીએ તો શું પ્રાપ્ત થાય?–એજ ખાંડ. તેમાં શું ખાંડ ભાંગી ? નહિ, તે તો જેમની તેમ ખાંડજ રહી. ત્યારે ભાંગ્યું શું ? કેવળ નામ અને રૂપ. તેવીજ રીતે ખાંડ, વિષ, વાયુ, અગ્નિ તેમજ પૃથ્વી વગેરેનાં નામરૂપ तत्त्वमसि મહાવાક્યના હથોડાતળે કુટાઇને ચૂરે ચૂરા થાય તો શું મળે ?–એક આત્મા.

આપહી આપ હું યાં ગૈર[1]કા કુચ્છ કામ નહિ;
ઝાતે મુતલક[2]મેં મેરી શિકલ[3] નહિ નામ નહિ.

સમ્રાટોના દેશ, કાલ અને વસ્તુપરિચ્છેદની નીચે ડોકિયું કરતાં ત્યાં પણ પોતાનાજ નિજસ્વરૂપને જોયું. દેવી દેવતાઓના મુખ ઉપરથી દ્વૈતરૂપી પડદો અર્થાત્ દેશકાળ અને કાર્યકારણ–દૂર કર્યાં. તો ત્યાં પણ મારૂંજ શુદ્ધ સ્વરૂપ નજરે પડ્યું. પવિત્ર પરમેશ્વરના મુખ ઉપરનો પડદો ચીરી જોયું તો ત્યાં પણ મારૂંજ દિવ્ય સ્વરૂપ જણાયું.

મનમ ખુદા, વબ બાંગે બલંદ મી ગોયમ,

૧ ગૈર–અન્ય. ૨ ઝાતે મુતલક–સતસ્વરૂપ ૩ શિકલ–રૂપ, આકાર

હર આકે નૂર દેહદ મેહરો માહરા ઉયમ.

અર્થાત્ હુંજ ખુદા છું, અને પોકારી પોકારીને કહું છું કે સૂર્ય તથા ચંદ્રને પ્રકાશ આપનાર હુંજ છું.

જેણે આ એકતાનો સાક્ષાત્કાર (અનુભવ) કર્યો છે, અર્થાત્ તેને વાણીમાં નહિ પરંતુ વ્યવહારમાં મૂકી ચૂકયો છે, તેને માટે વિજ્ઞાન (સાયન્સ) અને તત્વજ્ઞાનના ભંડારમા કંઇ પણ નવું નથી. ધર્મ પોતાનું મહાન્ અધિકારપૂર્ણ મસ્તક તેની આગળ નમાવી દે છે. "શું અને શા", "કેમ અને કયારે" તેની કચેરીમાં આવી શકતાં નથી. જે રાજા અને ભિખારી સઘળાને એકસરખી રીતે ખાઇ જઇ નષ્ટ કરે છે તે કામનારૂપી કીડો એવા જ્ઞાનીની પાસે ફરકતો પણ નથી.

અય કૌમ બહજ રફતા કુજાઇદ, કુજાઇદ ?
મા'શૂક હમીંજાસ્ત, બેયાઇદ, બેયાઇદ.
મા'શૂકે તૂ હમ સાયએ દીવાર બ દીવાર,
દર બાદયા સરગશ્તા ચેરાઇદ, ચેરાઇદ ?

અર્થ:—હે હજ (મક્કાની યાત્રા) કરનારાઓ કયાં છો, કયાં છો ? તમારો પ્રિયતમ તો અહીંજ છે, આવો, આવો. તમારો પ્રિયતમ તો એકજ દિવાલને ઓથે તમારી પડોશમાંજ છે, વનવન કેમ રઝળો છો, કેમ રઝળો છો ?

ધિક્ છે, જો આ છલોછલ ભરેલા ભંડાર (પોતાનાજ આત્મા) ને ભૂલી કદિ માટીમાં, કોઈ વખત લોહી અને માંસ (સ્ત્રી)માં, તો કદાપિ વાતા વાયરા સમાન અસ્થિર એવી લોકોની પ્રશંસામાં આનંદને શોધતા ફરીએ; તો સ્વયં સર્વ વસ્તુઓને આનંદમય બનાવવી અને પછી પોતે ગાડાની પેઠે તેમની પાછળ પડવું !

આપહી ડાલ સાયેકો ઉસકો પકડને જાય કયું ?
સાયા જો દોડતા ચલે કીજીયે વાય વાય કયું ?

ભાવાર્થ:—પોતેજ છાયા નાખી છે. પછી તેને પકડવા શા માટે દોડવું ? અને તેની પાછળ દોડીએ તેમ તેમ તે પણ આપણી આગળ આગળ દોડયા કરે ત્યારે હાય હાય શા માટે કરવી ?

હે મનુષ્ય! જો આનંદપ્રાપ્ત કરવા ઇચ્છે તો પોતાની અંદરજ તેને શોધ.

अथातो ब्रह्मजिज्ञासा ॥

જિજ્ઞાસુ:—ફિકે મઆશો, જિકે બુતાં યાદે રફતગાં,
દુનિયામેં આન કર ભલા કયા કયા કોઇ કરે ?

ભાવાર્થ:-ઉદરચિંતા, પ્રિયચર્ચા, વિયોગીનાં સંભારણાં;
આ જગતમાં આવીને કોઈ, ભલા, શું શું કરે ?

તે ઉપરાંત વળી આપ અમારી ઉપર એક નવો ભાર લાદવા માગો છો. પેટની વેઠ મહા સબળ છે, તેના કામોમાંથી મુક્તિજ કયાં છે? પેટની ચિંતા અમો ન કરીએ તો બીજું શું કરીએ? જે પેટની રાશિ (કન્યા) છે તેજ પરમેશ્વરની પણ છે. અમો પરમેશ્વરને પણ બહુ સન્માનપૂર્વક પ્રણામ કરીએ છીએ; અને નમી નમીને દંડવત કરીએ છીએ. અરે દૂરથીજ નમસ્કાર કરીએ છીએ. )

જ્ઞાની:—કેમ વહાલા ! તમારા ખોરાકને કઈ શક્તિ પચાવે છે? શું એ શક્તિ તમારી ચિંતા છે? તમારાં સ્નાયુઓ અને નસોમાં રક્તને કોણ દોડાવે છે? શું તમારો સંકલ્પ એ કામ કરે છે? તમારા શરીર અને કેશને કોણ મોટા કરે છે? શું તમારા વિચાર અને શ્રમનાં એ ફળ છે? જ્યારે તમે ગાઢ નિદ્રામાં પલંગ ઉપર બેભાન પડેલા હો છો ત્યારે તમારા પ્રાણની કોણ ખબર રાખે છે? સારી પેઠે સ્મરણમાં રાખો કે એજ ચેતન જે તમારા અન્નને હજમ કરે છે તેનેજ તમારા ભરણ-પોષણની ચિંતા છે. તમારાં શરીર અને પ્રાણ, તમારાં સ્ત્રી અને બાળક, માલ અને મિલ્કત સઘળાનો આધાર એજ છે. પેલા મૂર્ખાનું અનુકરણ ન કરો, કે જે સામાનથી ભરેલો થેલો ઘોડા ઉપર નાખી તેની ઉપર સવાર થઇ કયાંક જતો હતો; અને જેણે રસ્તામાં કંઇક અંશે ઘોડા ઉપર દયા લાવીને અને કેટલેક અંશે સામાનના મોહને લીધે "હાય મારો સામાન, મારો સામાન" કહીને તે થેલો માથા ઉપર ઉંચકી લીધો; પણ પોતે ઘોડા ઉપરજ બેસી રહ્યો. મતલબ કે ભાર તો પ્રથમની પેઠે ઘોડા ઉપરજ રહ્યો, પણ મૂર્ખ મહાશયે પોતાની ઉોક ફોકટમાં ભાંગી.

જિસ્મો[1] અયાલો[2] માલો ઝર,[3] સબકા હય બોઝ રામપર,
અસ્પ[4]પે સાથ બોઝ ધર, સરપે ઉસે ઉઠાય કયું ?

૧-શરીર. ૨-સંતાન. ૩-પૈસો. ૪-ઘોડો.

હાય ! હાય ! આનંદસાગર પરમાત્માની સાથે પેટની તુલના કરવી ! તે પરમેશ્વર જેના ભ્રમરના એક સંકેતથી સમસ્ત ગ્રહ અને રાશિઓ અસ્ત-વ્યસ્ત થાય છે !

શરીરને ખાતર વસ્ત્રો છે, પણ વસ્ત્રોને ખાતર શરીર નથી. તે માણસની સ્થિતિ દયા કરવા જેવી છે જે પોતાનો સઘળો વખત વસ્ત્રોની શણગાર-શોભામાં વ્યય કરે પણ માંદા શરીરની જરાએ ખબર ન લે; અને તેથી પણ વધુ દયામણી તેની સ્થિતિ છે જે પોતાનું આખું જીવન શરીર અર્થાત્ પેટના ધંધાઓમાં ખર્ચી નાખે અને આત્મા ( કે જેની સામે શરીરની વિસાત વસ્ત્ર જેટલી પણ નથી ) તેને બરબાદ થવા દે. ઓ પ્રિય ! આ મનુષ્યદેહરૂપી છીપમાંથી પ્રથમ મોતીને કાઢી લે, પછી એ છીપ ગમે તો તુટી જાય કે ગમે તો આખી રહે, તેની તને ચિંતા ન હોવી જોઈએ. આ મુક્તાફળરૂપી આત્મજ્ઞાન જ્યારે વાતોમાંથી આગળ વધીને હૃદયમાં ઘર કરેછે, જ્યારે તે રોમેરોમમાં રચીપચી જાય છે, સ્નાયુ અને નસોમાં પેસી જાય છે, ત્યારે અનુભવ એ વાતની સાક્ષી પૂરે છે કે એક તરફ જ્યાં એ સ્વરાજ્ય હાથ કર્યું, અર્થાત્ પરમેશ્વરના સામ્રાજ્યમાં દાખલ થયા—કિંવા સત્યના સિંહાસન ઉપર પગ ટેકવ્યો, કે બીજી બાજુ પ્રારબ્ધ દાસ બને છે, દેવતાઓ આજ્ઞા-ધિકારી થઈ જાય છે; અને એવી કોઈ આવશ્યકતા બાકી રહેતી નથી કે જે આપોઆપ પૂર્ણ ન થઈ જાય. તે પૂર્ણજ્ઞાની જેણે આ ભ્રમને નષ્ટ કર્યો છે કે "હું શરીર છું કિંવા શરીર મારૂં છે" અને જે પોતાનાજ પ્રકાશમાં સદા ભવ્યતાથી સ્થિત છે, જે પોતાના મહિમામાં મસ્ત પડેલો છે, જેના "થા" કહેવા પહેલાં તો થઈ જાય છે, તેનીજ દૃષ્ટિ સૃષ્ટિ બને છે, તેનીજ નજર પ્રત્યક્ષ થાય છે. આ અકળિત લાભ, હે વાચકગણ ! તમારો પણ જાતીય હક્ક છે, તે દરેકનો વારસો છે; પણ તમે સાંભળ્યું હશે કે હજરત યાકુબના જ્યેષ્ઠ ભાઈએ રાજ્યાધિકાર અને નબૂવત, જે તેમનો જન્મસિદ્ધ હક્ક હતો તેને એક વાટકી શાક લઈ વેચી નાખ્યો હતો ! ધિક્કાર છે અને શત ધિક્કાર છે, કે તેનુંજ અનુકરણ કરીને રોટલીને માટે આલોક અને પરલોકમાં પોતાને માટે કાંટા વાવવામાં આવે છે. હે પ્રિય ! વિષય વાસનાઓના કુસંગનો ત્યાગ કર અને પોતાના સત્યસ્વરૂપને ઓળખ.

એક માંદો માણસ એક ઓરડીમાં પલંગ ઉપર સૂતેલો છે. ચાલો !

જરા એની ખબર અંતર પૂછતા જઈએ. બે માણસો તેના શિર તરફ ઉભા છે, બે પગ તરફ ઉભા છે, ત્રણ બીજા આસપાસ સવામાં હાજર છે. તમો એવી ઘડીએ પહોંચી શકયા કે અંદર કાર્ડ મોકલ્યું તો જવાબ મળ્યો કે "અંદર જવાશે નહિ. વધુ બીમાર છે." વારૂ, હઠ કરી અંદર દાખલ થયા તો તમારો સત્કાર કરવાનું તો એક કોરે રહ્યું, પણ બીમારે તો આંખ સરખી ઉઘાડીને જોયું નહિ. બે ત્રણ વખત તમે પોતાના આવવાના સમાચાર કાને નાખ્યા તો ભારે નખરાથી નાક ચઢાવીને કહ્યું કે:—"એમ! બહુ સારૂં" ચારે બાજુ ગાદલાં પાથરેલાં છે, ઓશિકાં લગાવ્યાં છે, લોકો સલામ કરવા સતત આવતા રહે છે. વગેરે. બીમારી પણ એક જાતની અમીરી છે. પણ વહાલા! રોગ સહીને આ બાહ્ય પ્રતાપ મેળવ્યો છે. થૂ છે સાંસારિક વાસના (વિષમ રોગ) ઉપર કે જે બાહ્ય ઠાઠમાઠને ઇચ્છનારી હોય છે; પરંતુ આત્માને બિમાર કરી દે છે.

જરા જુઓ તો! આ કેવો આનંદ મણાઇ રહ્યો છે! વાજાં વાગે છે અને ગીતો ગાતી, આનંદ કરતી સ્ત્રીઓ કયાં જાય છે? તેઓ શીતળા માતાની પૂજા કરવા જાય છે. એક બાળકને માતા નીકળ્યાં હતાં, હવે કંઈક આરામ થયો છે. તેથી આરોગ્યતામાટે ધન્યવાદ પ્રકટ કરે છે. જે મકાનની બાહ્ય શોભા અને ભવ્યતા જોઇને તેને રાજાનો ખજાનો ધાર્યો હતો તે તો કીડા અને જીર્ણ હાડકાંનો ભંડાર અર્થાત્ કબ્રસ્તાન નીકળ્યું. પ્રિયવર! તેમનું અનુકરણ ન કર, જે પ્રથમ સંકલ્પરૂપી શીતળાના રોગમાં ફસાય છે અને પછી જ્યારે જરા ઠીક થાય છે તો ફૂલીને દડા થઈ જાય છે; અને ભાત ભાતના ભોગ વિલાસના સામાનોથી એમ બતાવે છે કે અમો શીતળાના ભોગ થઈ પડયા હતા. તેઓ એક સુંદર સકરજન જેવા છે જે સકરજન અંદરથી સડી ગએલું છે. ભાગ્યશાળી છે તે પુરૂષ કે જે આ રોગનો ભોગ નથી થયો. જેણે ન તો કીચડથી શરીરને ખરડયુંછે, ન તેને તે પાછળથી ધોતો ફરે છે.

કીચ પીછલો ધોય કર આગેકો ન લગાઓ,
ચંદન આત્મજ્ઞાન તજ વિષય બીચ મત જાઓ.

સંસારમા જ્યારે કોઈની એક કામના શાંત થાય છે, જેવી કે પરીક્ષામાં પસાર થવું અથવા લગ્ન કરવાં, તો તેના શિર ઉપરથી કેટલો ભાર

ઓછો થયેલો જણાય છે? અને તેને કેટલો આનંદ થાય છે? તો હવે તે વિદ્વાનના આનંદનું શું પૂછવું કે જેના હૃદયમાં જરા પણ વાસના રહી નથી અને સઘળો ભાર ઉતરી ગયો છે, સઘળા સંકલ્પોનો નાશ થયો છે; અને નિજસ્વરૂપને ઓળખવાથી જેના સઘળા ધર્મો પૂરા થયા છે.

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत्।
तद्वत् कामायं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी॥
(ગીતા. અધ્યાય ૨–શ્લોક ૭૦)

તાત્પર્ય –પાણીથી ભરપૂર સમુદ્રમા બીજાં પાણી આવી પડે છે તો-પણ તે પોતાની હદ મૂકતો નથી; (છલકાઇ જતો નથી) તેમ–મનની સર્વ કામનાઓ જેના મનમાજ પાછી સમાઇ જાય છે તેજ માણુસ શાતિને પામે છે, અને જેને નવા નવા ભોગની ઇચ્છાઓ થાય છે તે પામતો નથી.

શાહિનશાહે જહાં હય, સાઇલ હુવા હય તૂ,
પયદા કુને–ઝમા હય, ડાઈલ હુવા હય તૂ. ૧
સો બાર ગર્ઝ હોવે તો ધોધો પીયેં કદમ,
કયું ચર્ખો, મેહરો, માહ પે માઇલ હુવા હય તૂ? ૨.
ખંજર કી કયા મજાલ કે એક ઝખ્મ કર સકે?
તેરા હી હય ખિયાલ કે ઘાઈલ હુવા હય તૂ. ૩.
કયા હુર ગદા ઓ શાહ કા રાઝિક હય કો ઔર?
ઇફ્લાસો તંગ–દસ્તી કા કાઈલ હુવા હય તૂ. ૪.
ટાઈમિ હય તેરે મુજરે કે મોકે કી તાકમેં;
કયું ડર સે ઉસકે મુફ્તમેં ઝાઇલ હુવા હય તૂ. ૫.
હમ બગલ તુઝસે રેહતા હય હર આન રામ તો,
બન પરદા અપને વસ્લમેં હાઇલ હુવા હય તૂ. ૬

अथातो ब्रह्मजिज्ञासा॥
શોધ કર તું, શોધ કર તું, શોધી લે,
નિજ હૃદયમા પેખ, તે તો ત્યાંજ છે

હે માનવીઓ! આ ખુશખબર સાંભળો! હે લક્ષ્મીના ચિંતનમાં ડૂબી રહેનારા! હે હાવભાવ ઉપર મરી ફીટનારા અને નયનકટાક્ષ ઉપર ઓવરાઇ જનારાઓ! જેના એકાદ છૂટા–

છવાયા કિરણના પ્રભાવથી આ સૂર્ય અને ચંદ્ર પ્રકાશમાન થાય છે, પુષ્પોના રંગ અને સુવાસ જેના એકાદ શ્વાસને લીધે છે, અને મગરૂર રમણીઓનાં સ્મિત જેની કૃપાને આધારે છે, તે પ્રકાશોનો પ્રકાશ, આનંદોનો આનંદ અને સૌંદર્યનો આત્મા તે તમારોજ આત્મદેવ છે.

બા હમા હુસ્નો ખૂબીયમ, આશિકે રૂયે કીસ્તમ ?
રસ્તા ઝ દામે જિસ્મો જાં, બસ્તએ મૂયે કીસ્તમ?
મસ્ત ઝબૂયે મન જહાં, દર પયે નિગહતમ રવાં;
વાલાઓ મસ્ત દર પયે નિગહતો બયે કીસ્તમ ?

અર્થ:-સમસ્ત સૌંદર્ય અને તમામ ખૂબીઓથી ભરપૂર છું તો પછી કોના મુખચંદ્રનો હું આશક બનું ? શરીર અને મનના બંધનથી મુક્ત છું તો પછી કોના કેશપાશમાં બંધાઉં ? મારી સુવાસપર મુગ્ધ થઇને આખું જગત્ મારી પાછળ ફર્યા કરે છે ત્યારે હું કોની સુવાસ પછવાડે ઘેલો બનું ?

સિતમસ્ત ગર હવસત કશદ કે બ સૈરે-સરવો સમન દર આ,
તૂ ઝ ગુન્ચા કય ન દમી દઇ, દરે દિલ કુશા બ ચમન દર આ.
પયે નાફ્હાયે રમીદા બૂ, મ પસંદ ઝે હય તે જુસ્તજૂ,
બ ખિયાલે હલ્કએ ઝુલ્ફે ઉ, ગિરહી ખુરો બ ખુતન દરઆ.

અર્થ:-બાગ અને પુષ્પની સેલ કરવાની જો તને ઇચ્છા થઇ આવે તો જુલમનીજ વાત છે; કેમકે તું પોતે કંઇ પુષ્પ કરતાં ઓછો ખીલવાવાળો નથી. માત્ર અંતરનાં દ્વાર ઉઘાડ અને પોતાની હૃદયવાટિકાની સૈર કર. એ સુગંધિત નાભિઓની પાછળ પડેલા બંધુ ! તેને શોધવાનું કષ્ટ સહન ન કરતાં, તે પ્યારા ( પરમાત્મદેવ ) ના કેશગુચ્છમાં ગુંથાઈ જઈ ખુતન[1] માં દાખલ થા.

વેદ તમોને આ શુભ સમાચાર સંભળાવે છે કેઃ-
त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ।
त्वं जीर्णो दंडेन वंचसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥ ३ ॥
नीलः पतंगो हरितो लोहिताक्षस्तडिद्गर्भ ऋतवः समुद्राः ।

[1] ખુતન દેશમાં કસ્તુરીમૃગ વિપુલતામાં મળી આવે છે એમ કહેવાય છે.

अनादिमत्त्वं विभुत्वेन वर्तसे यतो जातानि भुवनानि विश्वा ॥
(યજુર્વેદ, શ્વેતાશ્વતરોપનિષદ્ અ. ૪-મંત્ર ૩-૪)

અર્થાત્ સ્ત્રી (પ્રકૃતિની) તમેજ છો, પુરુષ, કુમાર અને કુમારી પણ તમેજ છો અને દંડની સહાય લઈને ચાલતા વૃદ્ધ પણ તમેજ છો; અને તમેજ જન્મ પામેલા દેખાઓ છો તથા તમેજ વિશ્વમુખવાળા છો; કૃષ્ણવર્ણી પતંગરૂપ પણ તમોજ છો; લાલ આંખવાળા લીલારંગના પક્ષીરૂપે (પોપટ રૂપે) તમેજ છો; જેના મધ્યભાગવિષે વિદ્યુત્ રહેલી છે એવા મેઘ તમેજ છો; ઋતુઓ તથા સમુદ્રો પણ તમેજ છો; તથા તમેજઅનાદિ હોઇને સર્વેને વ્યાપીને રહેલા છો; કારણ કે સર્વ ભુવનોની ઉત્પત્તિ તમારાથીજ થએલી છે.

બાંકી અદાયેં દેખો, ચંદ કાસા મુખડા પેખો. ટેક.
બાદલમેં, બેહતે જલમેં, વાયુમેં મેરી લટકેં,
તારોંમેં, નાયિકામેં, મોરોંમેં મેરી મટકેં.
ચલના ઠુમક ઠુમક કર, બાલકકા રૂપ ધરકર,
ઘુંઘટ અબ્રર[1] ઉલટ કર, હંસના યે બિજલી બનકર.
શબનમ,[2] ગુલ ઔર સૂરજ, ચાકર હૈં યે તેરે પદકે,
યે આનબાન સજ ધજ, અય રામ, તેરે સદકે.
તેથી ઓ પ્રિયનામજપમાં ડૂબેલો ! એટલા માટેજ
શોધ કર તું, શોધ કર તું, શોધી લે,
નિજ હૃદયમાં પેખ, બાહિર નહિ મળે.

अथातो ब्रह्मजिज्ञासा ॥ (વેદાંતદર્શન પ્રથમ સૂત્ર)

યાદે રફ્તગાં (મૃતજનોનું સ્મરણ)—ઓ પ્રિયજનોના અવસાન-માટે આક્રંદ કરનાર ! જો તું વહાલાંઓના શોકમાંથી મુક્તિ મેળવવા ઇચ્છતો હોય તો આવ; તારા પવિત્ર અંતઃકરણરૂપ શુદ્ધ નિર્ભયસ્થાનમાં આશ્રય લે અને અમૃતરૂપ થા. પોતાના તે મૂળધામમાં નિવાસ કર કે જ્યાં આવતાં મૃત્યુને પણ મરવાનો ભય લાગે છે; અને પછી જો કે શ્રુતિનું કથન સત્ય છે કે નહિઃ—

अतिमुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवंति ।
(સામવેદ-કેનોપનિષદ્ મં. ૨.)

---

૧ અબ્રર—વાદળ. ૨ શબનમ—ઝાકળ; તુષાર.

અર્થાત્ ધીર પુરુષો આ સંસારથી અત્યંત વિમુખ થઇનેજ અમૃતને પ્રાપ્ત થાય છે. અર્થાત્ વિષયોના પંજામાંથી છૂટકારો થતાંજ પોતાના અવિનાશી સ્વરૂપે બની રહે છે.

ગમો-ગુસ્સા-ઓ-યાસો-અંદોહો-હિરમાં;
હવાયે સુરુ'ન ઉડા લે ગઈ હય.

ભાવાર્થઃ-દરદ, શોક, દુઃખ, ક્રોધ, નિરાશા, એ બધાંને આનંદોર્મિએ ઉડાવી દીધાં છે; માટે ફોકટનો રુદનઆક્રંદની શોકમય કાળી કોટડીમાં દિવસની રાત્રિ અને રાત્રિનો દિવસ કરવાને બદલે શ્રુતિયોની સુસ્વર ધુનદ્વારા—

શોધી લે તું, શોધી લે તું, શોધી લે;
નિજ હૃદયમાં પેખ,'તે તો ત્યાંજ છે.

अथातो ब्रह्मजिज्ञासा ॥

હે પ્રિય! સંસારની વસ્તુઓ વસ્તુતઃ સંતોષદાયક નથી હોઈ શકતી. હૃદયની તૃષ્ણા તેનાથી કદાપિ નથી છીપતી.

એન્ટોનિએ આનંદને પ્રેમમાં ખોળ્યો, બ્રુટસે કીર્તિમાં અને સીઝરે સામ્રાજ્યમાં. પહેલાને અપમાન મળ્યું, બીજાને તિરસ્કાર, ત્રીજાને કૃતઘ્નતા—અને છેવટે બધાજ મરી મટયા. કેવળ એક આત્માનુભવજ તારા હૃદયને શાન્તિ અને આનંદ આપી શકશે. માટેઃ-

ફિક્રે મઆશો, ઝિક્ર બુતાં, યાદે રફ્તગાં,
અપનાહી તૂ ફ્રરે ફ્રતા હોવે તો સબ મીટે.

ભાવાર્થઃ—ફદરચિંતા, પ્રિયચર્ચા, વિરહીનાં સંભારણાં;
નિજસ્વરૂપે લીન થાતું એ બધાં સહજે ટળે.

अथातो ब्रह्मजिज्ञासा ॥

શોધી લે તું, શોધી લે તું, શોધી લે;
નિજ હૃદયમાં પેખ બાહિર નહિ મળે.

જિજ્ઞાસુઃ—આ તો બહુ કઠિન છે, અત્યંત ગૂઢ છે, અમે કેવી રીતે તેની ઉપર વિજય મેળવી શકીશું ?

જ્ઞાનીઃ—ધારો કે ગૂઢતમ છે અને અત્યંત કઠિન છે; પરંતુ તોપણ યાદ રાખજો કે તેના વગર લાખ વરસે પણ તમને ચેન નથી પડવાનું.

આ દવા મોંઘી હોય તોપણ અદ્વિતીય છે. વિષમ રોગમાટે તેના સિવાય અન્ય ઔષધ ક્યાં છે ? नान्यः पन्था विमुक्तये । મુક્તિનો બીજો માર્ગ જ નથી; માટે તે જેટલો કઠિન છે તેટલોજ તમારો ઉત્સાહ પણ વધારી મૂકો.

अथातो ब्रह्मजिज्ञासा ॥

શોધી લે તું, શોધી લે તું, શોધી લે;
નિજ હૃદયમાં પેખ, તે તો ત્યાંજ છે.

જિજ્ઞાસુઃ—મારા કેટલાક મિત્રોને એક વખતે વેદાંતની ઘેલછા લાગી હતી. તેમણે થોડા દિવસ માથું ફોડી અંતે તે બાબત પડી મૂકી. તેમને તેમાં કંઇ રસ પડયો નહિ.

જ્ઞાનીઃ—હશે. એમાં આશ્ચર્ય શું છે ? તે શિયાળની વાર્તા તમે નહિ સાંભળી હોય કે જેણે પોતાની અશક્તિ છુપાવવા ખાતર દ્રાક્ષવિષે કહ્યું હતું કે " હજુ તે કાચી છે, કોણ દાંત ખાટા કરે ! "

માટે નિરુત્સાહને ત્યાગી દૃઢ નિશ્ચયથી શ્રવણ, મનન અને નિદિધ્યાસનની ભૂમિકાઓ પાર કરી જાઓ.

आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः ।
( યજુ૦ બૃહ૦ અ૦૪ બ્રા૦૫ મંત્ર, ૬ )

અર્થાત્ નિઃસંદેહ આ આત્મા જોવા, સાંભળવા, મનન કરવા અને અનુભવ લેવા યોગ્ય છે. આ વેદવાક્ય અસત્ય નથી કે તમો આનંદઘન છો, ચેતનઘન છો, સત્‌ઘન છો, પ્રયોગ–અનુભવ કરી જુઓ, એટલે ખાત્રી થશે.

અફસોસ છે તે કેદીમાટે કે જે કાનોને બાંધનાર ફાંસલાને કર્ણ–કુંડલ માનતો હોય, હાથપગની બેડિયોને કંકણ અને ઝાંઝર ગણતો હોય અને ગળામાંની સાંકળને વિશ્વવિદ્યાલયનો માનાસ્પદ પટ્ટો લેખતો હોય. વહાલાઓ ! ઉઠો, જાગ્રત થાઓ, સાંસારિક વાસનાઓની શૃંખલાને એકદમ તોડી નાખો, અજ્ઞાનની નિદ્રાને ઉરાડી મૂકો. જુઓ તો ખરા ! તમારો બંદિવાસજ તમારી સ્વતંત્રતા પૂરવાર કરે છે. સૂરજમાં તે વળી અંધારૂં કેવું ?

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
( યજુ૦ કઠો૦ અ૦ ૧. વ૦ ૩.–મં. ૧૪ )

અર્થ:-ઉઠો, જાગો, ઉત્તમ જ્ઞાનીઓ પાસે જાઓ; અને તેમની પાસેથી પોતાના સત્ય સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરો.

મિનગર બ હરસૂ અયજાં, કે તૂ ખાસ જાને માઈ;
મફરોશ ખીશ અર્ઝાં, કે તૂ બસ ગિરાં બહાઈ. ૧
બિસ્તાં ઝ દેવ ખાતિમ, કે તૂઈ બજાં સુલેમાં;
બિશ્કન સિયાહ અખતર, કે તૂ આફતાબે રાઈ. ૨
બુગસલ ઝ બે અસીલાં, મિશ્નવ ગરીવે ગોલાં;
કે તૂ અઝ શરીફે અસલી, કે તૂ અઝ બલંદે જાઈ. ૩

ભાવાર્થ:-"હે જીવ ! આમ તેમ ન જોતો ફર; કેમકે તુંજ સર્વનું જીવન છે; પોતાની જાતને તું આટલી સસ્તી ન વેચ; તું તો અતિ મૂલ્યવાન્ છે."

" રાવણની પાસેથી સીતા પડાવી લે; કેમકે મારા જીવના સમ,તું પોતેજ શ્રીરામચંદ્ર છે. અજ્ઞાનરૂપ કાળા પડદાને તોડી નાખ એટલે તુંજ પ્રકાશમાન સૂર્ય છે."

" નીચ લોકો સાથેનો સંબંધ તોડી નાખ અને પિશાચોની ફોસલાવનારી વાણી સાંભળતો નહિ; કેમકે તું ઉચ્ચ કુળનો ઉત્તમ પદધારી છે."

હું શરીર છું કે શરીરનો છું એ ભ્રમનો ત્યાગ કર; અને:—

શોધી લે તું, શોધી લે તું, શોધી લે;
નિજ હૃદયમાં પેખ, તે તો ત્યાંજ છે.

*अथातो ब्रह्मजिज्ञासा ॥*

એક રાજાએ બે નિપુણ ચિત્રકારો ( રવિ અને કવિ )ની પરીક્ષા લેવાની ઇચ્છા કરી. પરીક્ષા કરવામાં સરળતા રહે તે માટે બન્નેને સામસામી ભીંતો ઉપરની પોતાની નિપુણતા બતાવવાનો હુકમ થયો.

આજ્ઞા અનુસાર પડદા નાખી દેવામાં આવ્યા કે એક બીજાની કૃતિને જોઈ ન શકાય. દરરોજ બન્ને જણા આવતા અને પોતપોતાની દિવાલ ઉપર કામ કરીને ચાલ્યા જતા. નિશ્ચિત સમય વીત્યા પછી રાજા સાહેબ પોતાના દરબારીઓ સાથે પરીક્ષા કરવાના સ્થાન ઉપર ગયા. પ્રથમ રવિની દિવાલ ઉપરથી પડદો ખસેડવામાં આવ્યો. જોનારા આશ્ચર્યચકિત થઈ ગયા. વાહ વાહ કરવા લાગ્યા અને અનાયાસે બોલી ઉઠયા કે ચીનનાં ચિત્રો પણ આનાથી વધુ સારાં નજ હોઇ શકે. ચારે બાજુથી એજ વાત

સંભળાવા લાગી કે " બસ, હદ વળી ગઇ. મહાભારતની સઘળી ઘટનાઓને આણે તો નવેસરથી સજીવન કરી બતાવી. ચિત્રો જાણે હમણાં બોલી ઉઠશે. આનાથી અધિક તો કલ્પનામાં પણ આવી શકતું નથી. રવિનેજ ઇનામ મળવું જોઇએ. હવે કવિની કૃતિ જોવાનીયે આવશ્યકતા નથી. કમાલ કર્યું છે કમાલ ! " રાજા સાહેબ પણ એટલા તૃપ્ત થઇ ગયા હતા કે કવિની દિવાલ જોવા જેટલી મહેનત ઉઠાવવાની પણ તેમની ઇચ્છા નહોતી; પરંતુ કવિએ પોતેજ પડદો ઉંચકી લીધો. પડદો ઉઠતાંજ ચારે બાજુના લોકો આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયા. રાજા સાહેબ અને અમીરો દાંતમાં આંગળાં ઘાલી ઉભા રહી ગયા. કેટલીક પળસુધી તો શ્વાસ પણ અંદરને અંદરજ રહી ગયો. જ્યાં જુઓ ત્યાં નીચલો હોઠ ઉપરના હોઠથી દૂરજ જણાતો હતો. બધાજ આશ્ચર્યચક્તિ થઇ ઉભેલા હતા. થયું શું હતું ? કવિએ એવી તે શું અલૌકિક વાત કરી હતી, એવું શું જાદુ કર્યું હતું ? અહા હા ! એવી સફાઇ ! વાહ ! વાહ !વાહ! દૃષ્ટિ લપસી પડે છે ! અને જુઓ તો ખરા દિવાલમાં બબ્બે ગજ ઉંડા ચિત્રો બનાવ્યાં છે !

વાંચકો ! તમો સમજ્યા કે કવિએ કઇ વાતમાં રવિને મહાત કર્યો હતો ? સામસામી ભીંતો વચ્ચેનું અંતર આશરે બે એક ગજ હશે. નિશ્ચિત કરેલા સમયે રવિ તો પોતાની ભીંત ઉપર રંગ અને વાર્નિશ ચઢાવતો રહ્યો; અને કવિ તેટલો સમય પોતાની દિવાલને સ્વચ્છ તથા લીસી–ચળકતી બનાવવામાં લીન રહ્યો, તે એટલે સુધી કે પોતાની દિવાલને દર્પણ જેવી સ્વચ્છ અને ચમકતી બનાવી દીધી ! પરિણામ જે આવ્યું તે તમોએ જોયું છે. આ ચમકતી દમકતી દિવાલની સરખામણીમા રવિની ભીંત ખડબચડી અને બેડોળ જણાતી હતી. તે ઉપરાંત રવિની સઘળી મહેનત એ સ્વચ્છતાને લીધે કવિએ લઇ લીધી; અને દૃષ્ટિશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર બન્ને દિવાલો વચ્ચે જેટલું અંતર હતું તેટલાજ અંતર ઉપર કવિની દિવાલમાં રવિનાં ચિત્રો જણાતાં હતા.

હે બાહ્ય વિદ્યાઓના વિદ્યાર્થીઓ ! હૃદયની પાટી ઉપર રવિની પેઠે બાહ્ય ચિત્રકામ ક્યાં લગી કર્યા કરશો ? માત્ર સપાટી ઉપરજ ચિત્રવિચિત્ર આકારો ક્યાસુધી બનાવતા રહેશો ? ઠાંસેલા ભિન્ન ભિન્ન રંગો તમારા મસ્તિષ્કમા ક્યાં સુધી ભરાયલા રહેશે ? અને છિન્ન ભિન્ન વિચારોને

ઠાંસી ઠાંસીને ભરવાથી શું ઉપયોગમાં આવશે ? એજ્યુકેશન એટલે કેળવણીનો અર્થ એવો થાય છે " અંદરથી બહાર કાઢવું-કેળવવું ",અને નહિ કે બહારથી અંદર ઠાંસવું. એજ્યુકેશનના આ મૂળ અર્થને ક્યાં સુધી ઘોટાળામાં રાખશો ? કવિની પેઠે તે પવિત્રતા અને પૂર્ણતાને આપવાવાળી આત્મવિદ્યા તરફ કેમ લક્ષ નથી આપતા ?

હરદમ અઝ નાખુન ખરાશમ સીનએ અફગારરા;
તા ઝ દિલ બીરૂં કુનમ ગયરે ખિયાલે યારરા.

અર્થઃ-દરપળે હું મારા ચીરાયલા હૃદયને નખવડે ખોતર્યા કરૂં છું, એટલા માટે કે મિત્રસિવાય અન્યનો વિચાર તેમાં પેઠો હોય તો નીકળી જાય.

ક્યાં તત્ત્વને દર્શાવવાવાળી બ્રહ્મવિદ્યા અને ક્યાં રૂપાસક્ત સાંસારિક વિદ્યાકળાઓ, કે જે એક વખત ભારતવર્ષમાં વૈશ્ય તથા શૂદ્રોને માટેજ હતી ! આજ આપણા નવ જવાનો આ નામની વિદ્યાઓ અને કાળાઓના કૂપમાં પડીને અધોગતિમાં પારંગત થઇ તે કૂવાને તળિયે પહોંચી ગયા છે. જો આ કાળી કોટડીની વિદ્યાનેજ આત્મજ્ઞાન લેખવામાં આવશે તો તે આજે પણ આંખો ( હૃદયચક્ષુ ) ને આંધળી બનાવશે અને કાલે પણ.

જે એકને જાણવાથી સઘળી વસ્તુઓ જાણી શકાય છે, ન સાંભળેલી સાંભળી શકાય છે, ન જોયેલી જોઈ શકાય છે; જેનાથી સર્વોત્તમ મહાત્માઓ અને અવતારી પુરૂષોના હૃદયમાંનાં સમગ્ર જ્ઞાન ચારિત્ર્યમય ચિન્હો આપણા હૃદય દર્પણમાં ઉતરી આવી આપણુંજ બની રહે છે; જેના વડે સઘળાં મહત્તમ રહસ્ય અને અજ્ઞાત ભેદો સામાં આવીને ખડાં થઈ જાય છે, તે ઉપનિષદ્‌વિદ્યા ( આત્મજ્ઞાન ) રૂપી સુરમાથી તમારાં હૃદયચક્ષુને પ્રકાશિત કેમ કરતા નથી ?

યેનાશ્રુતં શ્રુતં ભવત્યમતં મતમવિજ્ઞાતં વિજ્ઞાતમિતિ।(સામ૦છાં૦પ્ર૦૬.ખં૦૧ મંત્ર૩)

અર્થઃ-આત્મજ્ઞાનથી ન સાંભળેલું સાંભળેલું બને છે, અજ્ઞાત જ્ઞાત થાય છે અને ન જાણેલું જાણવામાં આવે છે. ( એવા સ્વરૂપને ઓળખો. )

आत्मानं वा विजानीयात् अन्यां वाचं विमुंचथ ।

અર્થઃ-એ આત્માને ઓળખો અને અન્ય સઘળી વ્યર્થ વાણીને છોડો. એ તત્ત્વજ્ઞાન સિવાય બીજું કંઈ ન સાંભળો. '

ઈલ્મ રા ઓ અકલ રાઓ કાલો કીલ,જુમ્લા રા અંદાખ્તમ દર આબે નીલ.

ઈસ્મ રા ઓ જિસ્મ રા દર બાખ્તમ, તા કમાલે મારેફત દરયા ફતમ.

અર્થઃ—સઘળી વિદ્વત્તા, અક્કલ અને વાતચીત, એ સઘળાને મેં નીલનદીના પાણીમાં નાખી દીધાં અને જીવ તથા શરીરને પણ ફેંકી દીધાં, ત્યારેજ આત્મજ્ઞાનની પરાવધિ મારી સમજમાં આવી.

ઈક નુકતે વિચ ગલ મુકદી હય.

ફડ નુકતા છોડ હિસાબાંનૂં, કર દૂર કુફર દિયાં બાબાનૂં;
દે ફૂંક હિસાબ કિતાબાંનૂં, કર સાફ દિલે દિયાં આબાનૂં;
ઈક અલિફ પઢો છુટકારા હય, એક અલિફ પઢો છુટકારા હય.
શોધી લે તું, શોધી લે તું, શોધી લે;
નિજ હૃદયમાં પેખ, તે તો ત્યાંજ છે.

અથાતો બ્રહ્મજિજ્ઞાસા ।

એક માણસ મંદિરમાં આવી કોઈ બનાવની ખુશાલીનો પ્રસાદ વહેંચતો હતો અને અત્યંત આનંદ મનાવતો હતો. કોઈએ આ અસાધારણ આનંદનું કારણ પૂછયું, તો તેણે ઉત્તર આપ્યો કે "મને બીજી વખત જીવન મળ્યું છે. ઠીક બચી ગયો. ચોરોના પંજામાંથી મેં મુક્તિ મેળવી છે. મારો ઘોડો તો ચોર લઈ ગયા, પણ હજાર ધન્યવાદ છે પરમેશ્વરને કે હું ઘોડા ઉપર સવાર નહોતો, નહિ તો મને પણ તેઓ ચોરી જાત ! હું ચોરાઈ ન ગયો તેની ખુશાલીમાં હું આનંદ મનાવું છું."

વાંચકો હસતા હશે કે કોઈ વિચિત્ર મૂર્ખો હશે. એટલુંય ન સમજ્યો કે જો હું ઘોડા ઉપર સવાર હોત તો મને ચોરી જવાનું તો એક કોરે રહ્યું; પરંતુ ઘોડાને પણ કેવી રીતે ચોરી જાત ? પણ હાય !

હર કસી નાસેહ બરાયે દીગરાં,નાસહે ખુદ યાફતમ કમ દરજહાં.

અર્થાત્ પર–ઉપદેશે બહુ નર ડાહ્યા, નિજ વર્તનમાં કોઈકજ લાવ્યા.

પણ જરા અંતર્મુખ થઈ પોતપોતાવિષે વિચાર કરી જુઓ કે શું થઈ રહ્યું છે ? સવાર ગુમ છે કે ઘોડો ? સ્વર્ગસમ હિંદુસ્તાન કે જેનાં પ્રચંડ વૃક્ષોની ઘટાઓમાં કાં તો કોયલનો મધુર સ્વર, કે કાંતો શાંતિ વર્ષાવતો વેદધ્વનિ કર્ણગોચર થતો હતો. જેનો મંદ વાયુ કાં તો પુષ્પોની સુગંધને ફેલાવતો ફરતો, કે કાંતો પવિત્ર પ્રણવ (ૐ) ના ધ્વનિને; જેનાં દર્પણસમ અને ચમકતાં સ્વચ્છ ઝરણાં તથા નદીઓ તે મહાપુરુષોના અંતઃકરણ કરતાં

વધુ નિર્મળ ન હતાં, કે જેઓ ત્યાં રમણ કરતા હતા; જેનાં સરોવરો અને તીર્થો ઉપર એક બાજુ ખીલેલાં કમળ, અને બીજી બાજુ તીર્થરૂપ જ્ઞાનવાનોનાં તેજોમય મુખારવિન્દ આનંદ આપતાં હતાં; જેનાં શહેરોમાં પોપટ અને મેના સુદ્ધાંના મુખમાં બ્રહ્મવાર્તા સંભળાતી હતી. આજ તે ઋષિ-મુનિઓના ભારતવર્ષમાં આ છેડાથી પેલા છેડા સુધીમાં કેટલા માણસો એવા મળશે કે જે સ્વરૂપમાં આરૂઢ હોય. કેટલાક હસ્તામલક* દેખાશે ? જેને પૂછશો તેની પાસે સવાર તો હશેજ નહિ, ઘોડાનાજ સમાચાર આપશે, અર્થાત્ શરીરનાંજ નામ ઠામ બતાવશે. ફલાણી ઑફીસમાં નોકર છે, આટલો પગાર મળે છે. જાતે ફલાણો, ફલાણાનો પુત્ર, અમુક ગામમાં રહે છે, આટલું વય છે. હું સુંદર છું. હું પુરૂષ છું. હું એમ. એ. છું. ઇત્યાદિ, ઇત્યાદિ, પરંતુ પ્રિય ભાઇ ? આ સઘળું તો શરીર (ઘોડા) નું વર્ણન છે. તમો કાંઇ શરીર નથી. શરીર ઉપર સવારી કરનાર અને શરીરના માલિક તમો પોતે કોણ છો તે બતાવો ? બસ ચૂપ ! ગળામાંથી અવાજ પણ નીકળતો નથી. ખોવાયું !! ખોવાયું !!! શું ખોવાયું ? કેમ બૂમ બરાડા પાડો છો ? શું ઘોડા ખોવાઈ ગયો છે ? ના, ઘોડા અર્થાત્ શરીરનો તો બરાબર પત્તો લાગે છે, પણ સવાર–આત્મા ગૂમ થઇ ગયો છે. આશ્ચર્યની વાત છે! કેવો તમાશો ?

જેવું મેં કર્યું તેવું આંધળો પણ નહિ કરે,
ઘરની અંદર ખોઈ બેઠો ઘરધણીને, હાય રે !
ભારતવાસી ! ઓળખ પોતાની જાતને.
શોધી લે તું, શોધી લે તું, શોધી લે;
નિજ હૃદયમાં પેખ, બાહિર નહિ મળે.
અથાતો બ્રહ્મજિજ્ઞાસા । (વેદાન્તદર્શન પ્રથમ સૂત્ર.)
હસ્તીયો ઇલ્મ હું, મસ્તી હું, નહીં નામ મેરા;
ખુદ–પરસ્તી યે ખુદાઈ હય યે બસ કામ મેરા. ૧
ચશ્મે લયલા હું, દિલે કૈસ હું, દસ્તે ફર્હાદ;
બોસા દેના હોતો દેલે હય લબે જામ મેરા. ૨.
ગોશે ગુલ હું, રૂખે યુસુફ, દમે ઈસા, સરમદ;

*હાથમા રાખેલા આમળાની વા નિર્મળ જળની પેઠે બ્રહ્મસ્વરૂપનો સ્પષ્ટ અનુભવ કરનાર.

તેરે સીનેમેં બસું હું, હય વોહી ધામ મેરા. ૩.

હક્કે મન્સૂર, તને શમ્સ હું, ઇલ્મે ઉલમા;

વાહવા ! બેહ્ હું, બોર ખુદબુદા એક રામ મેરા.

જિજ્ઞાસુઃ–મારા મતપ્રમાણે તો પાદરી લોકો રેવરંડ સ્લેટર અને ડૉકટર ફ્રોઝીયર ઈત્યાદિ જેવા, સાચુંજ કહે છે કે વેદાંત મહાસ્વાર્થી ધર્મ છે; તે પ્રથમ પંક્તિનું સ્વાર્થીપણું શીખવે છે. પોતાનાજ શ્રેયનો ઉપદેશ કરે છે.

જ્ઞાનીઃ–"જગતમાં એવો કોઇ માણસ નથી જે આનંદ ન ઇચ્છતો હોય. સીધી કે આડકતરી રીતે સઘળા આનંદની પાછળજ ભટકે છે. સર્વને એજ ભાવના છે કે सुख भूयात् दुःख मा भूयात्। સુખ થજો, દુઃખ કદાપિ ના થજો. ફેર માત્ર એટલોજ છે કે કેટલાક અજ્ઞાન છે. ક કે જે સર્વવ્યાપી નિજસ્વરૂપને ભૂલી શરીર ભાવમાં ડૂબેલા છે, એક સાડા ત્રણ હાથના ટાપુમાં પૂરાયલા રહે છે, અન્ય સમસ્ત સૃષ્ટિને પોતાથી તદ્દન ભિન્ન ગણી તેમની ઉપર જરાએ પ્રેમ નથી રાખતા, અને આનંદને તે જડ વસ્તુઓમાં શોધે છે, કે જ્યાં આનંદ છેજ નહિ, તેઓ પ્રકૃતિની વિરુદ્ધ વર્તન કરે છે તેથી ડગલે ને પગલે ઠોકર ખાય છે અને દુઃખ સહન કરે છે. તેમનું નામ જગત્માં અજ્ઞાની અથવા જૂઠાને બદલે સ્વાર્થી રાખવામાં આવ્યું છે. ખ બીજા કેટલાક એવા છે કે તેઓ પોતાના કે બીજાના અનુભવથી એટલું જાણી શકયા છે, કે અમોને માત્ર એક શરીરનું ભલું ઇચ્છિવાથી આનંદ પ્રાપ્ત થવાનો નથી. ક્રિયા અને પ્રતિક્રિયાના નિયમાનુસાર "કર ભલા, હોગા ભલા." અથવા એમ કહો કે આ લોકો પ્રકૃતિ માતાની થપ્પડો ખાઇ ખાઇને એટલું શીખી ગયા છે, કે આનંદ પ્રાપ્ત કરવામાટે બીજાઓને પણ એટલાજ ચાહવા જોઇએ કે જેટલો હું મારી જાતને ચાહું છું. બીજાઓનું ભલું કરવામાજ મારૂં કલ્યાણ સમાયલું છે. પણ એવું શામાટે છે તે વાત હજુ તેઓ નથી સમજ્યા. સાંચાની પેઠે કામ તો કેટલેક અંશે સારૂં કરી નાખે છે, પરંતુ અંતરમાં પ્રાણ નથી. આવા કેટલાક મહાશયોથી તો તે આંતરિક પવિત્રતાની કલ્પના પણ નથી થઇ શકતી, કે જેના વડે સમજી શકાય છે કે સર્વ શરીર મારાં છે. માત્ર એકજ શરીરને પોતાનું કહેવું એ તો જૂઠ બોલવું છે. પૃથ્વીના રાજાધિરાજ અને નારાયણસ્વરૂપ એવા પોતાના આત્માને પરિમિત અને બદ્ધ માનીને કલંકિત કરવો એ તો આપઘાત તેમજ મહાપાપ

કરવા સમાન છે. માટે સ્વાર્થીપણું શા કામનું ?"

વ નંબરના માણસો પણ ક નંબરવાળાના જેટલાજ સ્વાર્થી (આનંદની ઇચ્છાવાળા) છે; પણ એટલો ફેર છે કે વ નંબરવાળા પોતાના સ્વાર્થને પૂર્ણ કરવાની રીત પણ કંઈક અંશે જાણતા હોય છે, ત્યારે ક નંબરવાળા તો એ રીતિથી તદ્દન અજ્ઞાત હોય છે. વ નંબરવાળાઓને જગતમાં ખુશમિજાજ, સારા માણસ, સ્તુત્ય લક્ષણવાળા કહેવામાં આવે છે. વાહવા! ધન્ય છે એવા પુરુષોને, ધન્ય છે! ગમે તેમ તોપણ આ લોકો સત્સંગના પ્રતાપે, અથવા લોકોમાં પ્રતિષ્ઠા મેળવવા ખાતર, કિંવા ધર્મના ચાબુક સહન કરીને, અથવા ખાસ પ્રકૃતિ પાસેથી ધરો મેળવીને એટલું જરૂર શીખી ગયા છે કે ગુણાકાર કેમ કરવો જોઇએ. ક નંબરના માણસોની પેઠે ગુણાકાર કરવામાટે બાદબાકી કરવા જેવું નથી કરી નાખતા; તોપણ ગુણાકારના નિયમનાં મૂળતત્ત્વોને તો તેઓ નથી સમજતા. સમસ્ત વિશ્વના મૂળ સિદ્ધાંતોને જાણનાર, નીતિના ગુણકારના સિદ્ધાંતનાં મૂળતત્ત્વ તો શું, ઘાત, લોગેરિધમ ( ઘાતાંકગણુન ) અને ક્વેટરનિઓનના મૂળને પણ પહોચી ગયેલો હોય છે અને પ્રકૃતિનો તે ધણી છે. જે માણસ આ એમ જાણે છે કે દરેક ઠેકાણે તેજ આત્મા પ્રકાશમાન છે, જ્યાં ત્યાં શું ફકીર કે શું અમીર, શું નાનો કે શું મોટો, શું બંદિવાન કે શું પ્રધાન સર્વ એકજ છે.

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद् दशांगुलम् ॥

અર્થાત્ સહસ્ર શિરવાળો, સહસ્ર નેત્રવાળો, સહસ્ર પગવાળો તે પુરુષ છે. તે સર્વ બાજુથી ભૂમિને વ્યાસ કરીને દશે દિશાઓમાં સ્થિત છે.

એવી સમજવાળા માણસને સ્વાર્થી ન કહી શકાય; કેમકે તેની અંદર ન અહંકાર રહે છે ન સ્વાર્થ. તેને આનંદની ઇચ્છા શામાટે થાય ? તે તો પોતેજ આનંદ છે. જેની ઇચ્છા થાય છે તે તો તે પોતેજ છે; તેથીજ તેનું નામ છે 'ખુદ આ' અથવા ખુદા.

મતલબે દીદારે હક દીદારે મા; મંબએ ગુફ્તારે હક ગુફ્તારે મા.

*અર્થાત્ અમારાં દર્શન તેજ પરમેશ્વરનાં દર્શન છે. અમારી વાણી* તેજ પરમેશ્વરની વાણી છે.

જ્યારે એક જગ્યાની હવા સૂર્યની ઉષ્ણતાથી તપીને સૂક્ષ્મ બની ઉપર

ચઢી જાય છે, ત્યારે તેની જગ્યા પૂરવામાટે ચારે તરફની હવા આપો-આપ ધસી આવે છે—ઉન્નતિને પ્રાપ્ત થાય છે. તેવીજ રીતે જે જ્ઞાની સર્વોચ્ચ અવસ્થાને પ્રાપ્ત કરી ચૂકયો છે અને સંસારમાં આવાગમનથી મુક્ત હોઇ પોતાની જગ્યાને ખાલી કરી ગયો છે, તે ગમે તો કોઇથી વાત કરે અથવા ન કરે; તોપણ શું શૂદ્ર, શું વૈશ્ય, શું ક્ષત્રી, શું બ્રાહ્મણ, સર્વનો આત્મા બનીને તમામને એક ડગલું આગળ વધારે છે. આ એક એવો અદ્ભુત સુધારક છે કે જેને લીધે આખો દેશ ઉન્નતિ પામે છે.

જિત્થે બૈઠત સંત જન, ઓહ થાન સોહંદા.

"પવિત્ર હૃદયનો માણસ ચૂપચાપ બેઠો હશે તોપણ તેના નિર્મળ ચ્હેરામાંથી બીજાઓને ઉપદેશ મળતો રહે છે.એવા મહાત્માની તો વાતચીત, વર્તન અને દર્શનજ સજીવન ઉપદેશરૂપ હોય છે. જેમની કૃપાથી—

ધન ભૂમિ ધન દેશ કાલ હો, ધન ધન લોચન કરિહૈં દર્શ જો.

આર્કિમીડીઝ નામનો ગણિતશાસ્ત્રી કહ્યા કરતો કે " ઉચ્ચાલનના સિદ્ધાંત અનુસાર જો મને ઉચ્ચાલનનું આધારબિંદુ મળી જાય, નો જો કે હું આટલો નાનો દેખાઉં છું; તોપણ આખી પૃથ્વીને ફેરવી શકું. " તે આધાર-બિંદુ બિચારા આર્કિમીડીઝને ન મળી શકયું; પણ વેદાંત એ બિંદુ કયું છે તે બતાવી આપે છે. તે તારૂંજ નિજસ્વરૂપ ( આત્મા ) છે કે જે સ્વત:સિદ્ધ, સર્વનો અધિષ્ઠાતા ( આશ્રય–ટેકો ) છે. તેનો સાક્ષાત્કાર કરવાથી આખા જગતને ફેરવી શકાય છે. સારાંશ પોતાનેજ સુધારવાથી જગતને સુધારી શકાય છે. " અરે ઓ વૈદ્ય, પહેલા તુંજ સારો થા. " જ્યાંસુધી તમોનેબહાર ચોર જણાય છે, ત્યાંસુધી તમારા અંતરમા અવશ્ય ચોર હશે. જ્યાસુધી તને અન્ય લોકો બ્રહ્મથી ભિન્ન ( નાલાયક, દુષ્ટ, સુધારવા યોગ્ય, ) જણાય છે, ત્યાંલગી હે બીજાઓને સુધારવા નીકળનાર ! તારા પોતાનોજ ઉપચાર કર, તારી અવનતિ ઉપર ચોધાર આંસુ પાડ, જો તારા હૃદય કે કલેજામાં લોહીનું એક પણ ટીપું હોય તો તેને આંસુ બનાવી આંખોની વાટે કાઢી નાખ, જેથી આખરે તારી હૃદયનાટિકા સિંચાતી સિંચાતી એક દિવસ આ જ્ઞાન ( આનંદ ) થી પ્રફુલ્લિત બની જાય કે:—

ब्रह्मैवाहमिदं जगच्च सकलं चिन्मात्रविस्तारितम् ।
सर्वं चैतदविद्यया त्रिगुणयाऽशेषं मया कल्पितम् ॥

અર્થઃ-હું અને આ વિસ્તરેલો સમસ્ત સંસાર ચિન્માત્ર બ્રહ્મજ છીએ; અને આ સમસ્ત જગત્ ત્રણ ગુણોવાળી અવિદ્યાને કારણે મારૂંજ કલ્પેલું છે.

ઓ યૂરોપવાસીઓ ! જે વેદાંતનો આદર્શ સંન્યાસ છે, જેમાં મોટાઇનું ચિન્હ ત્યાગ છે, તે વેદાંતને તમો સ્વાર્થી કહો છો ! જ્યારે કોઇ વ્યક્તિનું મહત્ત્વ જોવું હોય છે ત્યારે તેને એમ ન પૂછવું ઘટે કે તેની પાસે પૈસો કેટલો છે, પણ એજ જોવું જોઇયે કે તેનામાં આત્મસંયમ કેટલો છે.

मही रम्या शय्या विपुलमुपधानं भुजलता ।
वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः ॥
स्फुरद्दीपश्चंद्रो विरतिवनितासंगमुदितः ।
सुखं शांतः शेते मुनिरतनुभूतिर्नृप इव ॥ ભર્તૃહરિ, વૈ० શ० ૫૮

અર્થઃ-જેને ભૂમિ એજ સુંદર શય્યા, ભુજા એજ ઓશિકું, આકાશ એજ મંડપ, અનુકૂળ વાયુ તે પંખો અને પ્રકાશમાન ચંદ્ર તે દીપક છે; અને જે ઉક્ત સામગ્રીઓથી વિરક્તિરૂપી સ્ત્રીના સંગમાં આનંદિત અને પ્રસન્ન છે, તેવો બ્રહ્માનુભવી વિરકત મુનિ મોટા ઐશ્વર્યવાન્ રાજાઓના જેટલાજ સુખથી શયન કરે છે.

ખિશ્ત ઝેરે સરો બર તારકે હફ્ત અખ્તર પાય;
દસ્તે કુદરત નિગરો મન્સબે-સાહબ જાહી.

અર્થાત્ શિરતળે ( ઓશિકામાટે ) તો ઇંટ છે, પણ પગ સાતે ગ્રહોના માથા ઉપર રાખે છે; મહાત્મા પુરૂષોની પદવી અને શક્તિ તો જો !

સાત ગાંઠ કૌપીનમેં સાધ ન માને સંગ;
રામ અમલ માતા ફિરે ગિને ઈંદ્રકો રંક.

જે વેદાંતના દ્વારમાં પગ મૂકવામાટે પણ इहामुत्रफलभोगविरागः ની આવશ્યકતા છે, અર્થાત્ સ્વર્ગની સુંદરીઓ અને અપ્સરા ઉપર નજર સરખી ન નાખવી એટલુંજ નહિ પણ ઈંદ્ર, બ્રહ્મા આદિકના ઉચ્ચ સ્થાનોને પણ લાત મારવી જોઇએ; ત્યારે પછી તે વેદાંતમાં આ જગતની અસ્થિર અને ચાર દિવસની ચીજો પાછળ ભટકવાનું અને ધૂળ ઉડાવવાનું તો હોયજ કયાંથી ?

હૂરે[1] પે આંખ ન ડાલે કભી શયદા[2] તેરા;
સબસે બેગાના[3] હય, અય દોસ્ત, શિનાસા[4] તેરા.

---

૧. હૂર-અપ્સરા. ૨. શયદા-આશિક. ૩. બેગાના-અજાણ્યો. ૪. શિનાસા-જાણનાર.

હા, એક રીતે વેદાંત પહેલા નંબરની સ્વાર્થીવિદ્યા છે. કેટલાક તત્ત્વવેત્તાઓનું એમ કહેવું છે કે જ્યારે કોઇ ભલો માણસ એક દુઃખથી પીડાતા માણસ ઉપર દયા લાવીને તેની ઉપર કૃપા કરે છે, તો તેનાથી તે બીજા માણસ ઉપર જરાએ આભાર કરતો નથી; પરંતુ પોતાની જાત ઉપરજ મહેરબાની કરે છે. તેનું કારણ એ છે કે, જેમ કેટલાક મનુષ્યોની પ્રકૃતિ એવી કોમળ હોય છે કે પાસેવાળાને સળેખમ થયું હોય તો તેઓ પણ સળેખમ ગ્રહણ કરી લે છે; અને નજીકનો માણસ બગાસું ખાય છે તો તેમને પણ બગાસું આવી જાય છે, ત્યારે બીજા ચેપી રોગોની અસર થવાનું તો પૂછવુંજ શું ? તેવીજ રીતે કોમળ હૃદયવાળો પુરુષ પોતાના પાડોશીઓના દુઃખને ચેપી રોગની પેઠે તરત ગ્રહણ કરી લે છે; અને પછી પોતે વહોરી લીધેલ દુઃખ અને શોકને ટાળવા ખાતર તે પેલા પાડોશીને મદદ કરે છે; આ પ્રમાણે તેની સઘળી કૃપા અને દયા પોતાનેજ માટે હોય છે; માટે જેને તમો દયા અને કૃપા માની બેઠા છો તે પણ એક જાતનું સ્વાર્થીપણુંજ છે. વળી વેદાંતનું સ્વાર્થીપણું તો તેનાથી પણ અધિક-છેક છેટલી હદનું છે અહીં તો, ઓ વેદાંતને કુદૃષ્ટિથી જોનાર મહાશય ! જ્ઞાનીનો અહંભાવ એટલો બધો વધી જાય છે, એટલા બધા મુલ્કોને જીતી લે છે; અને જગત્ ઉપર એટલું બધું સ્વામિત્વ જમાવે છે કે તેની વ્યાખ્યા કરવા જતાં જીભ અટકી પડે છે અને કલ્પના રૂંધાઇ જાય છે.

જેવી રીતે તમોને તમારા શરીરવિષે એવું ભાન છે કે "આ મારૂં છે" બરાબર તેટલીજ નિશ્ચિતતાપૂર્વક જ્ઞાની સમસ્ત સૃષ્ટિને "મારી કહી શકે છે."

मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव। (ગીતા અ૦ ૭-૭)

અર્થ:-દોરામાં મણકા પરોવ્યાની પેઠે આ સર્વ મારામા પરોવાયલું છે.

यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते। યજુર્વેદ, ૪૦. ઉપ. મંત્ર ૬

અર્થાત્ જે સર્વ પદાર્થોને પોતાના આત્મામાંજ અને પોતાના આત્માને સર્વ પદાર્થોમાં જુએ છે, તે પછી કોઈની ચાડી નથી ખાતો, અર્થાત્ તેને સઘળાં પોતાનાંજ સ્વરૂપ દેખાય છે, તેથી તેનામાંથી સર્વને માટે પોતાની જાતના જેટલોજ પ્રેમ ઝરે છે.

જ્ઞાનીની એક અવસ્થા એવી હોય છે કેઃ-

પત્તીકો ફૂલકી લગા સદમા નસીમકા;

શબનમકા કતરા આંખમેં ઉસકી નજર પડા

અર્થાત્ ગુલાબની પાંખડી ઉપર તો મંદ વાયુનો જરા સરખોજ આઘાત થયો, પણ હાય ! જુઓ આ અભેદતા ! કે જ્ઞાનીની આંખો ભીંજાઈ ગઇ.

ખું રગે-મજનૂંસે નિકલા ફસ્દ લયલાકી ખોલી;

ઇશ્કમેં તાસીર હય પર જઝબે કામિલ ચાહિયે.

અર્થાત્ ફસ લયલાની ખોલી અને લોહી નીકળ્યું મજનુની રગમાંથી ! પ્રેમમાં આટલી બધી ખુબી છે; પરંતુ તેને પૂરેપૂરો પ્રકટાવવો જોઇએ.

બતલાઉં અપને કુફ્રકી ગર રમ્ઝ શેખકો;

બે-ઇખ્તિયાર કેહ ઉઠે, " ઇસ્લામ કુચ્છ નહિ. "

અર્થાત્ ધર્માચાર્યને મારા અંતરનું રહસ્ય કહી બતાવું તો તે તરતજ કહી ઉઠે કે, આ માણસમાં તો ધર્મ જેવું કશું છેજ નહિ.

અરે ! પણ વેદાંત એટલેથીજ કયાં અટકે છે ? વહાલા ડૉકટર ફ્રોઝીઅર ![1] વેદાંતના જુલ્મ અને સિતમ હજુ વધારે જુઓ કેમકેઃ-

ઇબ્તેદાયે ઇશ્ક હય રોતા હય કયા ?

આગે આગે દેખિએ હોતા હય કયા ?

અર્થાત્ ગભરાઓ નહિ, આતો હજી પ્રેમની શરૂઆતજ છે. હજી તો આગળ આવશો તેમ જોશો કે શું શું બને છે !

તે જ્ઞાનીની જાદુભરી દષ્ટિ જ્યાં પણ પડી ત્યાં પરમેશ્વરજ પરમેશ્વર બનાવી દે છે ! ન તો કંઇ નીચતા રહી ન ઉચ્ચતા, ન ગાંડપણ ન ડહાપણ.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।

शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ ( ગીતા-૫-૧૮ )

અર્થઃ-વિદ્યા અને વિનયવાળામાં, બ્રાહ્મણમાં, ગાય, હાથી અને કૂતરામાં અને ચાંડાળમાં પણ પંડિતો સમદષ્ટિથી જોનારા હોય છે.

આ પ્રકાશના તોફાનની આગળ ઘરબાર, બ્યાદલ, સવાર, સઘળા ઉડીગયા; સાવરણી ફરી ગઈ, સઘળે સ્વચ્છતા થઈ ગઇ. વધુ શું કહું ? વધુ શું કરૂં ?

જ્ઞાનકી આઇ આંધી રે, યારો, જ્ઞાનકી આઈ આંધી;

---

૧ આ 'માણસ વેદાન્તને સ્વાર્થી' કહે છે તેનો ઉત્તર કંઇક કટાક્ષ ભરેલી રીતે આમાં અપાયો છે.

સકલ ઉડાની ભરમકી ટાટી, કયા રાની કયા બાંદી.
સમસ્ત સંસાર જ્ઞાનાગ્નિમાં બળી ભસ્મ થઇ ગયો.
વાર, પાર, યાર;– જિતવલ દેખા નૂર જમાલ.

રામકૃષ્ણ-પરમહંસની સામે એક સ્ત્રી આવી ઉભી. તેમણે તો ' 'મા મા. કાળી, કાળી " કહી ચરણ પકડી લીધા. એકવાર મજનૂંની સામે તેનો બાપ ઉભો હતો તે પણ તેને લયલારૂપજ દેખાયો.

તેણે કહ્યું:–બાપ વળી કોણ ? લયલાવિના બીજું છેજ કયાં ? બાપ વળી શું ?

મહાત્મા ' શિબલી ' ને જુમ્માની નમાઝ પઢાવવામાટે ઇમામ (અગ્રેસર) બનાવવામાં આવ્યા તો તેમણે આ મધુર સૂર ગાયો કેઃ–

મન ખુદાયમ, મનખુદાયમ, મનખુદા; ફારેગમ અઝ કિબ્રો–અઝ કીનો હવા.
અર્થ:–હું ખુદા છું, હું ખુદા છું, હું ખુદા; રાખું નહિ અભિમાન, ઇર્ષ્યા, વાસના.

એ સાભળી જુનૈદે કહ્યું કે " મેં તને જે કહ્યું છે તેને ગુપ્ત રાખવું સારૂં છે, તું તો તેને પ્રકટ પણે કહી દે છે. " શિબલીએ ઉત્તર આપ્યો.

મન હમી ગોયમો હમી શનવમ, નીસ્ત કસ ગયરે મન બ હરદુ દિયાર.

અર્થાત્ હુંજ કહું છું અને હુંજ સાંભળું છું; મારા સિવાય આ લોક અને પરલોકમાં બીજો કોઇ નથી.

હું તો અત્યંત એકાંત ( નિકુંજ સ્થાન ) મા છું, અન્ય કોઈ છેજ નહિ, તો પછી પ્રકટ કરવા–કરાવવાનો અર્થ શો ?

તન્હાસ્તમ, તન્હાસ્તમ, દર બેહ્રો બર યકતાસ્તમ;
જુઝ મન ન બાશદ હીચ શય, મન જાસ્તમ, મન માસ્તમ.
અર્થ:–હું એકલો છું, એકલો, જલ થલમાં નાકો મુજ સમો,
મુજ વિણ નથી વસ્તુ કોઇ, હું પૃથ્વી ને હું પાણી છું.

ધન્ય છે આ છાકટાપણાને ! જેની ઉપરથી હજારો ધર્મો કુરબાન છે. ધન્ય છે આ દિવાનાપણાને ! કે જેની ઉપરથી લાખો ન્યૂટન અને કેલ્વિનને વારીને ફેંકી દઈએ.

દર્દ મારા બે શુમા, દરમાં મબાદા બે શુમા;
મર્ગ બાદા બે શુમા, જાની મબાદા બે શુમા.
બિશનવ અઝ ઈમાં કે મી ગોયદ બ આવાઝે બુલંદ,

આંખો મીંચી લે છે. તેના મનથી તો તે પોતાને એમ કરવાથી બિલાડીની દ્રષ્ટિથી તે અદશ્ય થઇ ગએલું સમજે છે, પણ એમ કાંઇ અદશ્ય થવાય ખરૂં? એથી કબૂતરને જોકે બિલાડી નથી દેખાતી; પરંતુ બિલાડી તો તેને દેખતીજ હોય છે. તે તો તરતજ તેને પકડી લેશે. તેવીજ રીતે ભાઈ, તમે પોતાની શોચનીય સ્થિતિને વિસારી મૂકશો તો શું સંકટરૂપી સર્પનાં ગુંચળાંમાંથી મુક્તિ મળી જશે ? ઉલટું તમે સાંભળ્યુંજ હશે કે જંગલમાં જો વાઘ, ચિત્તા વગેરે સાથે મુકાબલો થઈ જાય તો તેજ માણસ બચી જાય છે, કે જે વાઘ આદિ સાથે નયનયુદ્ધ ( તાકીને સામે જોઈ રહેવા ) માં ન હારે. તેવીજ રીતે સંસારમાં પોતાની ભૂલો અને ત્રુટીઓ ઉપર ધ્યાનપૂર્વક દ્રષ્ટિ રાખવાથી મુક્તિનો માર્ગ મળી આવે છે. વાચકગણ! આજે તો તમારે પોતાનીજ સ્થિતિ ઉપર વિચાર કરવો પડશે.

આક્ષેપકઃ—અરે આ ગૂઢ વિષયને વાંચી કોણ મગજને ચક્કરમાં નાખે ? આપજ તે લખો અને આપજ વાંચજો. બીજાને તેની શું પડી છે ? વળી એથી આપનું અદ્વૈત પણ સુંદર રીતે સિદ્ધ થશે.

રામઃ—નિઃસંદેહ.

ભોમિયો ભૂલો પડયો છે ભૂલભૂલામણી મહીં.

વળી "આપજ લખો અને આપજ વાંચો" એ વાત તો અનુપમજ કહી. "ખુદ કૂઝાઓ ખુદ કૂઝા ગરો ખુદ ગિલે કૂઝા." અર્થાતઃ—

પોતે કુંભ કુંભારજ પોતે, પોતે કુંભતણી માટી.

વળી પણ કહ્યું છે કે "શાગિર્દ હુંય તો હમ હુંય, ઉસ્તાદ હુંય તો હમ હુંય." આ પ્રમાણે સ્વરૂપથી તો આપણી એકતામાં કદાપિ ફેર નથી પડી શકતો. બાહ્યદ્રષ્ટિએ જો કે હજારો અને લાખો માણસો વાંચનારા હોય; પરંતુ વાસ્તવમાં તો એક રામજ સર્વમાં નિવાસ કરી રહ્યો છે. તે પોતેજ લખે છે, પોતેજ

---

ચકોની જાણ માટે નીચે આપેલો છે.

"સ્વામી રામ જ્યારે ગૃહસ્થાશ્રમી હતા ત્યારે ઇ. સ. ૧૯૦૦ માં તેમની લેખિનીથી ઝરેલો આ બીજો લેખ છે. જે તેમના માસિક "અલિફ" ના બીજા અંકમાં પ્રકટ થયો હતો. આ લેખ અને તે પછી સ્વામીજીએ અમેરિકામાં આપેલા વ્યાખ્યાન "આત્મવિકાસ" બન્નેનો વિષય એકજ છે; તોપણ લેખ અને ભાષણની શૈલીમાં અત્યંત ભેદ હોવાને લીધે લેખનું પણ અહીં શબ્દશઃ ભાષાંતર આપીએ છીએ."

વાંચે છે, પોતેજ વાંચનનો વિષય બને છે અને વાંચીને પોતેજ પ્રસન્ન થાય છે.

हा ३ वु हा ३ वु हा ३ वु । अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादो ३ ऽहमन्नादो ३ ऽहमन्नादः । अहं श्लोककृदहं श्लोककृदहं श्लोककृत् ।
(યજુ ૦ તૈત્તિરીયોપનિષદ્ ભૃ ૦ અ૦ ૧૦)

અર્થ:--વાહવા ! વાહવા ! ! વાહવા ! ! ! હું અન્ન (જ્ઞેય) છું, હું અન્ન છું, હું અન્ન છું; હું અન્નને ખાનારો (જ્ઞાતા) છું, હું અન્નને ખાનારો છું, હું અન્નને ખાનારો છું; હું કવિ (અન્ન અને ભોકતાને એક કરનાર) છું, હું કવિ છું, હું કવિ છું. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય હુંજ છું.

"અલિફ્" નો અર્થ થાય છે સહસ્ર, તોપણ અલિફ્ એકજ છે. સાગરમાં લાખો તરંગો હોય, તેથી સમુદ્રની એકતામાં ફેર નથી પડી શકતો. મારા નિજસ્વરૂપ આક્ષેપક મહાશય ! જો આ ગોળ ચક્કરોમાંથી બચવામાટે આ વિષયથી નાસવા માગો છો, તો કહો તો ખરા કે પ્રથમ આ સંસાર ચક્રનાં ચક્કરોમાંથી બચવાનો કોઈ માર્ગ યોજી રાખ્યો છે ? પ્રથમ તો આપની આંખજ ગોળ છે. એક ચક્ર છે. પછી આકાશભણી દૃષ્ટિ ફેરવો; તે પણ ગોળ ચક્ર છે. સૂરજ, ચંદ્રમા, તારા, એ બધાં પણ ગોળ છે. (ચક્ર રૂપ છે.) જેને સીધી લીટી કહેવામાં આવે છે તે પણ આધુનિક ગણિતશાસ્ત્રીઓના સંશોધન અનુસાર એક વિશાળ વર્તુળ (ચક્ર) છે; જેનું કેંદ્ર અનંત અંતરે છે. સેન્ટ ઑગસ્ટીનના કથનાનુસાર "ઈશ્વર પણ એક એવા વર્તુળ સમાન છે; કે જેનું કેંદ્રસર્વત્ર છે; પરંતુ પરિધ કોઈપણ ઠેકાણે નથી." ચોમાસાનો અને ઇશાની પવન વિષુવવૃત્તભણી વાય છે અને ત્યાંથી ગરમ બની ઉપર ચઢી ઉલટાં નામ ધરાવી પાછો ફરે છે; અને ફરી પાછો ઠરો પડી વિષુવવૃત્ત તરફ વાય છે. આમ પવન પણ હરવખત ચક્કરમાં ફર્યા કરે છે, વર્તુળ બનાવ્યા કરે છે. સમુદ્રના પ્રવાહોની પણ એવીજ દશા છે, જે તેમનાં ગલ્ફ-સ્ટ્રીમ (વમળપ્રવાહ) અને એન્ટી ગલ્ફ સ્ટ્રીમ (પ્રતિ વમળપ્રવાહ) નામો ઉપરથી સ્પષ્ટ પ્રકટ થાય છે. સરિતાઓ પણ બિચારી રેંટના ઘડાોની પેઠે ચક્કરમાં પડી છે; પર્વતો ઉપરથી ઉતરી મહા મહેનતે ભૂતલ પ્રતિક્રમણ પૂરૂં કરી સમુદ્ર સુધી પહોંચે છે; અને પાછી ત્યાંથી વરાળ રૂપે ઉપર ચઢી આકાશ પ્રતિક્રમણ પૂરૂં કરી પર્વતો ઉપર પાછી ફરે છે અને એ પ્રમાણે વર્તુળ પૂરૂં કરે છે. ઘડિયાળના કાંટા બારના અંકથી ફરતા ફરતા

બાદુ ઝુલ્ફે કાફિરત, કીમાં મબાદા બે શુમા.

અર્થ:-દર્દ હો જો તમ વિના, ઔષધ ન હોજો તમ વિના.
મોત હો જો તમ વિના, જીવન ન હોજો તમ વિના;
કાફિર લટો તારી, તેને, ઈમાન પોકારી કહે;
સાંભળ જરા તું કાન દઈ, "શ્રદ્ધા ન હોજો તમ વિના."
અરે સાંસારિક દૃષ્ટિ ! હે હાડ અને ચામ જોનારી દૃષ્ટિ !
મર કયું ન જાયે તૂ કટારી પેટ ખાય કે ?

સદ શુક્ર ગોયમ હર અમાં હમ ચંગરા, હમ જામરા;
કીં હરદૂ બુર્દન્દ અઝ મિયાં, હમ નંગરા, હમ નામરા. ૧.
દિલ તંગમ અઝ ફર્ઝાનગી, દારમ સરે દીવાનગી;
કઝ ખુદ દેહમ બેગાનગી, હમ ખાસરા, હમ આમરા. ૨.
ચું મુર્ગ પર્રદ અઝ કફસ, દીગર ન ચંદેશદ ઝકસ;
બીનદ મુબારક પીશો પસ, હમ દાનેરા, હમ દામરા. ૩.
અય જાં તૂ ગર હિમ્મત કુની, દિલ અઝ દૂ આલમ બરકની;
ચકબારા અઝ હમ બિશકની, હમ પુખ્તા રા, હમ ખામરા. ૪.

ભાવાર્થ:-હું ચંગ અને દારૂની પ્યાલીને હર વખત ધન્યવાદ આપતો રહું છું; કેમકે એ બન્નેએ મારામાંથી લાજ અને શરમને દૂર કરી છે.૧
અક્કલ હુશિયારીથી હું હવે કંટાળી ગયો છું. હવે તો મારા મગજમાં ઉન્મત્તતા અને પાગલપણું ઘર કરી બેઠું છે. સર્વ સામાન્ય અને વિશેષ વસ્તુસ્થિતિઓને હું મારાથી હવે તો ભિન્ન સમજું છું. ૨
પક્ષી પાંજરામાંથી ઉડી ગયું એટલે પછી તે કશાથી ડરતું નથી. પછી તો જાળને અને દાણાને પણ તે શુભ ગણે છે. ૩.
ઓ જીવ ! જો તું હિમ્મત કરે અને આ લોક તેમજ પરલોકથી તારા હૃદયને વિરક્ત બનાવી દે, તો સારી અને માઠી ઇચ્છાઓ તથા ક્રિયાઓનો અને તેનાં ફળોને અવશ્ય નષ્ટ કરી શકે. ૪

સિજદા ગર્દાનમ કેરા, અય આહિદા ? ખુદ ખુદાયમ, ખુદ ખુદાયમ, ખુદ ખુદા.
અર્થાત્ કોને નમું? કોને નમું? એ કર્મઠો! ખુદ ખુદા હું, ખુદ ખુદા હું, ખુદ ખુદા!

ૐ ! ૐ !! ૐ !!!

# जीवतो कोण छे ? *







આક્ષેપક:–આ ભૂલભૂલામણીઓ કેમ બનાવી છે? આ ગુંચળાં ગુંચળાંવાળી ફાંસીઓ કોને ફસાવવામાટે છે? તમે તો કંઇ અજબ ચક્કરમાં નાખવા માગો છો!

રામ:–વહાલા, ચક્કરોમાંથી મુક્તિ અપાવવામાટેજ આ વર્તુળો બનાવવામાં આવ્યાં છે. તમારી સ્થિતિ બતાવવાને ખાતરજ આ દર્પણ આગળ ધરવામાં આવ્યું છે.

કબૂતરને જ્યારે બિલાડી પકડવા આવે છે ત્યારે તે બિચારૂં પોતાની

* રામતીર્થ પબ્લીકેશન લીગ તરફથી હિંદીમાં પ્રકાશિત થએલા સ્વામી રામતીર્થના ૧૪મા ભાગમાં આ લેખ વિષે જે ટિપ્પણી આપેલી છે તેનો ભાવ ગુજરાતી વા-

આંખો મીંચી લે છે. તેના મનથી તો તે પોતાને એમ કરવાથી બિલાડીની દૃષ્ટિથી તે અદરય થઇ ગએલું સમજે છે, પણ એમ કાંઇ અદરય થવાય ખરૂં ? એથી કબૂતરને જોકે બિલાડી નથી દેખાતી; પરંતુ બિલાડી તો તેને દેખતીજ હોય છે. તે તો તરતજ તેને પકડી લેશે. તેવીજ રીતે ભાઈ, તમે પોતાની શોચનીય સ્થિતિને વિસારી મૂકશો તો શું સંકટરૂપી સર્પનાં ગુંચળાંમાંથી મુક્તિ મળી જશે ? ઉલટું તમે સાંભળ્યુંજ હશે કે જંગલમાં જો વાઘ, ચિત્તા વગેરે સાથે મુકાબલો થઈ જાય તો તેજ માણસ બચી જાય છે, કે જે વાઘ આદિ સાથે નયનયુદ્ધ ( તાકીને સામે જોઈ રહેવા ) માં ન હારે. તેવીજ રીતે સંસારમાં પોતાની ભૂલો અને ત્રુટીઓ ઉપર ધ્યાન પૂર્વક દૃષ્ટિ રાખવાથી મુક્તિનો માર્ગ મળી આવે છે. વાચકગણ ! આજે તો તમારે પોતાનીજ સ્થિતિ ઉપર વિચાર કરવો પડશે.

આક્ષેપકઃ–અરે આ ગૂઢ વિષયને વાંચી કોણ મગજને ચક્કરમાં નાખે ? આપજ તે લખો અને આપજ વાંચજો. બીજાને તેની શું પડી છે ? વળી એથી આપનું અદ્વૈત પણ સુંદર રીતે સિદ્ધ થશે.

રામઃ–નિઃસંદેહ.

શોમિયો ભૂલો પડચો છે ભૂલભૂલામણી મહીં.

વળી " આપજ લખો અને આપજ વાંચો " એ વાત તો અનુપમજ કહી. " ખુદ કૂઝાઓ ખુદ કૂઝા ગરો ખુદ ગિલે કૂઝા. " અર્થાત્:–

પોતે કુંભ કુંભારજ પોતે, પોતે કુંભતણી માટી.

વળી પણ કહ્યું છે કે " શાગિર્દ હુંય તો હમ હુંય, ઉસ્તાદ હુંય તો હમ હુંય." આ પ્રમાણે સ્વરૂપથી તો આપણી એકતામાં કદાપિ ફેર નથી પડી શકતો. બાહ્યદૃષ્ટિએ જો કે હજારો અને લાખો માણસો વાંચનારા હોય; પરંતુ વાસ્તવમાં તો એક રામજ સર્વમા નિવાસ કરી રહ્યો છે. તે પોતેજ લખે છે, પોતેજ

વાચકોની જાણ માટે નીચે આપેલો છે

" સ્વામી રામ જ્યારે ગૃહસ્થાશ્રમી હતા ત્યારે ઇ. સ. ૧૯૦૦ માં તેમની લેખિનીથી ઝરેલો આ બીજો લેખ છે જે તેમના માસિક "અલિફ" ના બીજા અંકમાં પ્રસિદ્ધ થયો હતો. આ લેખ અને તે પછી સ્વામીજીએ અમેરિકામાં આપેલા વ્યાખ્યાન "આત્મવિકાસ " બન્નેનો વિષય એકજ છે, તોપણ લેખ અને ભાષણની શૈલીમાં અત્યંત ભેદ હોવાને લીધે લેખનું પણ અહીં શબ્દશઃ ભાષાંતર આપીએ છીએ."

વાંચે છે, પોતેજ વાંચનનો વિષય બને છે અને વાંચીને પોતેજ પ્રસન્ન થાય છે.

हा ३ वु हा ३ वु हा ३ वु । अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादो ३ ऽहमन्नादो ३ ऽहमन्नादः । अहं श्लोककृदहं श्लोककृदहं श्लोककृत् ।

(યજુ ० તૈત્તિરીયોપનિષદ્ ભૃ ० અ० ૧૦)

અર્થ :–વાહવા ! વાહવા ! ! વાહવા ! ! ! હું અન્ન (જ્ઞેય) છું, હું અન્ન છું, હું અન્ન છું; હું અન્નને ખાનારો (જ્ઞાતા) છું, હું અન્નને ખાનારો છું, હું અન્નને ખાનારો છું; હું કવિ (અન્ન અને ભોક્તાને એક કરનાર) છું, હું કવિ છું, હું કવિ છું. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય હુંજ છું.

" અલિફ્ " નો અર્થ થાય છે સહસ, તોપણ અલિફ્ એકજ છે. સાગરમાં લાખો તરંગો હોય, તેથી સમુદ્રની એકતામાં ફેર નથી પડી શકતો. મારા નિજસ્વરૂપ આક્ષેપક મહાશય ! જો આ ગોળ ચક્કરોમાંથી બચવામાટે આ વિષયથી નાસવા માગો છો, તો કહો તો ખરા કે પ્રથમ આ સંસાર ચક્રનાં ચક્કરોમાંથી બચવાનો કોઇ માર્ગ યોજી રાખ્યો છે ? પ્રથમ તો આપની આખજ ગોળ છે. એક ચક્ર છે. પછી આકાશભણી દષ્ટિ ફેરવો, તે પણ ગોળ ચક્ર છે. સૂરજ, ચંદ્રમા, તારા, એ બધાં પણ ગોળ છે (ચક્ર રૂપ છે.) જેને સીધી લીટી કહેવામા આવે છે તે પણ આધુનિક ગણિત શાસ્ત્રીઓના સંશોધન અનુસાર એક વિશાળ વર્તુળ (ચક્ર) છે; જેનું કેંદ્ર અનંત અંતરે છે સેન્ટ ઑગસ્ટીનના કથનાનુસાર " ઈશ્વર પણ એક એવા વર્તુળ સમાન છે, કે જેનું કેંદ્રસર્વત્ર છે, પન્તુ પરિઘ કોઈપણ ઠેકાણે નથી." ચોમાસાનો અને ઈશાની પવન વિષુવવૃત્તભણી વાય છે અને ત્યાંથી ગરમ બની ઉપર ચઢી ઉલટાં નામ ધરાવી પાછો ફરે છે, અને ફરી પાછો ઠંડો પડી વિષુવવૃત્ત તરફ વાય છે. આમ પવન પણ હરવખત ચક્કરમા ફર્યા કરે છે, વર્તુળ બનાવ્યા કરે છે. સમુદ્રના પ્રવાહોની પણ એવીજ દશા છે, જે તેમનાં ગલ્ફ–સ્ટ્રીમ (વમળપ્રવાહ) અને એન્ટી ગલ્ફ સ્ટ્રીમ (પ્રતિ વમળપ્રવાહ) નામો ઉપરથી સ્પષ્ટ પ્રકટ થાય છે. સરિતાઓ પણ બિચારી રેંટના ઘટોની પેઠે ચક્કરમાં પડી છે; પર્વતો ઉપરથી ઉતરી મહા મહેનતે ભૂતલ પ્રતિક્રમણ પૂરૂં કરી સમુદ્ર સુધી પહોચે છે; અને પાછી ત્યાંથી વરાળ રૂપે ઉપર ચઢી આકાશ પ્રતિક્રમણ પૂરૂં કરી પર્વતો ઉપર પાછી ફરે છે અને એ પ્રમાણે વર્તુળ પૂરૂં કરે છે. ઘડિયાળના કાંટા બારના અંકથી ફરતા ફરતા

એક, બે વગેરે અંકો વટાવી પાછા બાર ઉપર આવી જાય છે. તેમના ભાગ્યમાં પણ દિનરાત આજ ચક્કરની કેદ લખાયેલી છે.”

તેજ પ્રમાણે “સવાર, બપોર, સાંજ અને રાત” એ પણ કાળચક્રનાં ચક્કરોમાં ઘૂમે છે. વસંત, ઉનાળો, પાનખર અને શિયાળો એ પણ કાળના પૈડા ઉપર ફરી રહ્યા છે. સતયુગ, ત્રેતા, દ્વાપર અને કળિયુગ અસ્તિત્વનાં સરકસ (ગોળ અખાડા) માં ઉછળી કૂદી, જગતરૂપી ધળને ઉડાવતા ઉડાવતા ચક્કર લગાવી રહ્યા છે. પૃથ્વી પોતે ચક્કરમાં છે. ચંદ્રમાનું મોં ચક્કર ખાઇ ખાઈ પીળું–ફીકું પડી ગયું છે. બધા તારાઓને ખેડૂતની ગોફણની પેઠે ઘમાવવામાં આવે છે. ધ્રુવનો તારો માતા–પ્રકૃતિના રેંટિયાની ત્રાકણની એકજ સ્થાને ચક્કર ખાઇ રહ્યો છે. સમુદ્ર આ ચક્કરોને લીધે હાય હાય પોકારી રહ્યો છે. વાયુ આ ચક્કરબાઝીમા ઠંડા શ્વાસ લઇ રહ્યો છે. સંકટમાં સપડાયેલાઓ જે આકાશને જુલમગાર કહે છે, તે આકાશ પણ આ ચક્કરની આંખો જોઇ પોતાના તારારૂપી નિરાશ નયનોને ચોતરફ ફેરવી રહ્યું છે.

હવા નહીં હય, યે નેચરકી સર્દ આહેં હંય;
સિતારે કબ હંય? યે હસરત ભરી નિગાહેં હંય.

અર્થાત્ “પવન નથી, આ તો પ્રકૃતિના નિશાસા છે; ક્યાં છે તારા? એ તો પ્રકૃતિની દુઃખ ભરી નિગાહો (કીકીઓ) છે. ટુંકમાં, આ ચક્કરના જુલમ અને સિતમ ક્યાંસુધી લખીએ? “જીવન” પોતે પણ અસ્તિત્વના સમુદ્રમાં એક વમળ (ચક્કર) જ છે થોડાક કાળમાટે અસ્તિત્વના સમુદ્ર (અધિષ્ઠાન) ની સપાટી ઉપર જીવનનું વમળ મઝા કરે છે અને પછી નષ્ટ થઇ જાય છે.

જો જન્મમરણની ચક્કીમાંથી છૂટવા માગતા હો, તો આ વર્તુળોવાળા નિબંધને ધ્યાનથી અને ધીરજથી વાચો. ધીરજથી અમારી સાથે વાતો કરતા કરતા પ્રથમ જરા અટપટાં પાનાનો માર્ગ પૂરો કરી જાઓ, એટલે પછી સીધો પગદંડીઓ જોવામાં આવશે અને ખરો માર્ગ દેખાશે. જોજો, કંઇક આ નાના નાના વર્તુળોની ફાંસીમાંજ ફસાઇ ન રહેતા!

માત્ર વર્તુળના પરિઘ (અર્થાત્ નામરૂપ) ઉપરજ જ્યાંસુધી દોડાદોડી થતી રહેશે, ત્યાંસુધી તો વિરોધ અને લડાઇટંટા કદાપિ શાંતિનું રૂપ ધારણ કરવાના નથી. જો ચિત્તના વિક્ષેપ અને ચિંતાનાં ચક્કરોમાંથી મુક્તિ

મેળવવા ઇચ્છતાજ હો તો કેંદ્ર (અર્થાત્ મૂળ સત્યતત્ત્વ) ભણી વળ.
નિષદ્ વિદ્યાનો અભ્યાસ કરો. ત્યાં સર્વ ભેદ નષ્ટ થઇ જાય છે, દ્વૈત ગચ્છંતિ માપી જાય છે. બાહ્ય વિદ્યાઓ તો માત્ર ફાનસ જેવી છે. આ પ્રકાશ બહારની વસ્તુઓને કેટલેક અંશે પ્રકાશિત અવશ્ય કરે છે; પરંતુ તેનું વર્તુળ (સીમા) અંધકારના એક મોટા વર્તુળથી સદા ઘેરાયલું હોય છે. પ્રકાશ જેટલો વધશે તેટલુંજ અંધકારનું વર્તુળ પણ વધતું જશે. ગ્રીક લોકો પાણીને મૂળ તત્ત્વ માનતા હતા; પરંતુ આધુનિક વિજ્ઞાને પાણીને મિશ્રણ સિદ્ધ કરી તેની જગ્યાએ ઑક્સિજન અને હાઇડ્રોજનને મૂળતત્ત્વ ઠેરવ્યાં છે. જ્યાં પહેલાં એક (પાણી) અજ્ઞાત તત્ત્વ (વિજ્ઞાતવ્ય) હતું, ત્યાં હવે બે (ઑક્સિજન અને હાઇડ્રોજન) અજ્ઞાત તત્ત્વ નીકળી આવ્યાં. આ પ્રમાણે પદાર્થજ્ઞાન અવશ્ય વધ્યું; પરંતુ તેની સાથેજ અજ્ઞાનનું વર્તુળ પણ વૃદ્ધિગતજ થતું ગયું. બાહ્ય વિદ્યાઓમાં એક બાજુ ન્યૂટનના જેટલી માહિતીઓ પ્રાપ્ત થશે, તો બીજી બાજુ અવિજ્ઞાતનો સમુદ્ર પણ એવા તરંગો ઉછાળશે, કે તે માહિતીઓને માત્ર કિનારા ઉપરની છીપો અને કાંકરાનીજ ઉપમા આપવી પડશે.

અનુભવાવલંબી વિદ્યાઓ (બાહ્યવિજ્ઞાન) રૂપ દુઃશાસન પ્રપંચ (જગત્) રૂપી દ્રૌપદીનાં ચીર ઉતારવા માગે છે; પરંતુ એક પટ ઉતરતું નથી ત્યાં તો બીજું ઉપસ્થિત થઇ આવે છે; અને તેને ઉતારતાં ત્રીજું જણાય છે, અને એજ પ્રમાણે ચાલ્યા કરે છે. અંતે બિચારો દુઃશાસન ગભરાઇને બોલી ઉઠે છે કે " નારીમેં સાડી હૈ કિ સાડીમેં નારી હૈ! " " ચીર ઉપર ખેંચાશે તો યે ચીર ઉપર ચીર રહી જશે."

સર આઇઝૅક ન્યૂટને એક વખત પોતાના ઘરમાં લીવર અને ચક્રોને વિચિત્ર રૂઢિથી ગોઠવી એક પંખો બનાવ્યો; અને તે ચલાવનાર મજુર તરીકે ફાલતુ ઉંદરોને રાખ્યા. તેની રચના એવી હતી કે એક દાંતાવાળા ચક્રના છેડાની નજીક એક પતરૂં જડીને તેના ઉપર થોડાક ઘઉં એવી રીતે રાખ્યા, કે જેથી ચક્ર ફરે તોપણ ઘઉં પડી જાય નહિ. ઉંદર ઘઉં મેળવવા માટે એક દાંતા ઉપરથી ઉછળી બીજા દાંતા ઉપર પડતો, એટલે ચક્ર તેના ભારથી ફરતું અને પંખો ચાલતો; પરંતુ ગરીબ બિચારો મજુર (ઉંદર) પાછો પોતાની અસલ જગ્યાએજ નીચે આવી પડતો; અને ઘઉંથી

તો પહેલાના જેટલોજ દૂર રહેતો; ભોળો ઉંદર પાછો ફરીથી દાતા ઉપર ચડતો અને પંખો ફેરવતો; પરંતુ હાથમાં કંઈજ ન આવતું. ફરી ફરી એજ પ્રમાણે તેને તો પ્રત્યેક પળે એજ આશા રહેતી કે હમણાં ઘઉં લઈશ; હમણા લઈશ. આ વખતે તો જરૂર લીધા સમજો. માત્ર એક વખત વધુ કૂદવાનીજ વાર છે, તરત મળી આવશે. તેવીજરીતે સંસારની વાસના કે સાંસારિક વિદ્યાઓની વાસના ભોળા ઉંદરની પેઠે પોતાના મનોરથો કદાપિ પ્રાપ્ત કરી શકવાની નથી; કદાપિ શાંત થઈ શકવાની નથી; સત્ સ્વરૂપને કદાપિ તે સ્પર્શી શકવાની નથી. હા, એટલું અવશ્ય થાય છે કે તેદ્વારા સંસારરૂપી ભપકાદાર પંખો ચાલ્યા કરે છે.

સૂર્યના પ્રકાશનાં કિરણોમા કાળી રેખાઓ હોય છે; પરંતુ સૂર્યગ્રહણ સમયે એ રેખાઓ સફેદ દેખાશે. બરાબર એજ પ્રમાણે, વહાલા વાચક ગણ! આ રેલગાડીઓ, તોપો, બલૂનો વગેરે વસ્તુઓ અવિદ્યારૂપી ગ્રહણ દમિયાનજ સફેદ રેખાઓ જણાય છે, ગ્રહણ છૂટ્યા પછી તેને જોવામા આવે તો કાળી રેખાઓ બની જશે.

બ કૂયે મય ફરોશાનશ બ જામી બર નમીગીરંદ;
ઝહે સજ્જાદએ તકવા! કે યક સાગર નમીઅર્ઝદ. ૧
કુલાહે તાજે સુલ્તાની કે બીમે જા દરૂ દર્જ સ્ત,
કુલાહે દિલકશસ્ત અમ્મા બ દર્દે સર નમી અર્ઝદ. ૨

અર્થાત્ "મદિરા વેચનારાઓ તેને એક પ્યાલી સાટે પણ ખરીદતા નથી. વાહ! એ બાહ્ય પવિત્રતા (ઉપરના ઠાઠમાઠ) શું કામનાં કે જેની એક પ્યાલી જેટલી (જ્ઞાનના એકાદ વાકય જેટલી) પણ કિંમત નથી?"

"જેમાં સદાય જીવનું જોખમ સમાયલું છે એવો સમ્રાટ્પદનો મુકુટ જો કે છે તો મનોહર; પરંતુ માથાનો દુઃખાવો દૂર કરવા જેટલી પણ તેની કિંમત (તાકાત) નથી."

"જો એક માણસ પોતાના આત્માને ગુમાવીને આખું જગત્ પ્રાપ્ત કરે, તોપણ તેથી તે મનુષ્યને શું લાભ થવાનો છે?"

એમા શક નથી કે બાહ્ય વિદ્યાઓના સંશોધકો સાંસારિક કીર્તિના આકાશમા તારાની પેઠે ચમકવાને યોગ્ય છે; કેમકે તેઓ અંધારી રાત્રિએ ઘણાયે ભૂલા પડેલાઓને નકામા ભટકણમાથી બચાવે છે; અને પોતાના

પ્રકાશવડે પ્રવાસીઓને કીચડમા ફસાઈ પડતા કે ખાડામા પડીજતા બચાવે છે, પરંતુ જ્ઞાનનો સૂર્ય ઉદય થયો એટલે એ બધાજ તારાઓ પોતાને નિરુપયોગી થએલા જોઇ ઝાખા પડીને લોપ થઇ જાય છે

દુનિયા વ આકેબત બના, વાહવા ! જો જહેલ ને કિયા,

તારૂ સા મેહરે રામને દમમે ઉડા દિયા કે સુ.

અર્થાત્ આ લોક અને પરલોક રચી અજ્ઞાને જ્યા વાહવા ! નો પોકાર કર્યો-પ્રસન્નતા દેખાડી, તેટલામાજ રામના સૂર્યે તેમને તારાઓની પેઠે એક ક્ષણમા ઉડાવી દીધા

**ઓ ભારતવાસીઓ ! અંધાર કોટડીઓમાં પેસી કાળી રાત્રિને યોગ્ય દારૂખાનાં અને કૃત્રિમ ઝાડોવડે શોભા શણગાર કરવાં એ તો તમે વિદેશીયો પાસેથી શીખોજ છો; પરંતુ હાય' પોતાના દેશના સૂર્ય ( બ્રહ્મવિદ્યા ) ને તો મોં બતાવવાથી પણ દૂર રહો છો.**

વર્તુળો

આવો, હવે જરા આ વર્તુળોવિષે વિચાર કરીએ આ પ્રસંગે એ યોગ્ય જણાય છે કે જે પારિભાષિક શબ્દો આ વિષયમા વારંવાર આવનાર છે, તેમનો પણ કંઇક ખુલાસો આપી દેવામા આવે

વ્યાખ્યા -વર્તુળ તે સમતલ આકારને કહેવામા આવે છે કે જે એક જ ( ગોળ પરિઘ નામની ) રેખાથી પરિમિત હોય, અને જેની વચોવચમા એક એવું બિંદુ ( કેંદ્ર ) હોયકે જેમાથી ગમે તેટલી રેખાઓ પરિઘસુધી ખેંચવામા આવે, તોપણ તે સઘળી લંબાઇમા બરાબર હોવી જોઇએ




આ પરસ્પર સમ રેખાઓમાની પ્રત્યેકને ત્રિજ્યા કહે છે

જો વર્તુળ અત્યંત નાનું હોય, અર્થાત્ તેની ત્રિજ્યા અનહદ નાની હોય, તો તેવી દશામા વર્તુળ પણ માત્ર બિંદુજ બની જશે, જેમકે પહેલા પાના ઉપરના ચિત્રમા સૌથી નાના વર્તુળનુ કેંદ્ર દ ય ની અત્યંત નજીક છે અથાત્ ત્રિજ્યા યદ અનહદ નાની છે, અને તેથી દ વર્તુળ એક મીંડા કિંવા બિંદુ સમાન દેખાય છે પછી જેમ જેમ ય થી કેંદ્ર

નું અંતર અધિક થતું જશે, તેમ તેમ ત્રિજ્યા મોટી થતી જશે અને વર્તુળ વિશાળ થતું જશે. પહેલા પાનાની આકૃતિમાં બીજા વર્તુળનું કેંદ્ર द વધારે છેટે ગયું તો તે વર્તુળ પણ વિસ્તૃત બન્યું. આ વર્તુળમાં ह ના જેવાં કેટલાંયે વર્તુળો સમાઇ જાય છે. ત્રીજા વર્તુળનું કેંદ્ર ज તેથીયે વધુ છેટે ગયું, તો તેની સાથેજ તે વર્તુળ ज ની પરિસીમા પણ વિશાળ બની. એટલેસુધી કે તેમાં द જેવાં કેટલાંયે વર્તુળોનો સમાસ થઇ શકે છે.

તેજ પ્રમાણે व વર્તુળ ( કે જેનું કેંદ્ર व તેથીએ આગળ વધ્યું છે ) એટલી ઉન્નતિ-વિશાળતાએ પહોંચ્યું કે ज અને द અને ह જેવાં કેટલાંયે વર્તુળો તેમાં ખપાવી દેવા જેટલો સમાસ થઇ ગયો છે.

પરિણામઃ-પ્રકારના કેંદ્રને જેમ જેમ દૂર ખસેડવામાં આવશે, તેમ તેમ વર્તુળનો વિસ્તાર વૃદ્ધિ પામતો જશે.

અહીં એક બીજી વાત ઉપર લક્ષ્ય આપવું એ યોગ્ય ગણાશે. આ વર્તુળો ઉપર ધ્યાનપૂર્વક એકવાર દૃષ્ટિ કરો. य બધાં વર્તુળો માટે એક સામાન્ય સ્થળ છે. अ य આ રેખા બધાં વર્તુળોની સ્પર્શરેખા છે. વર્તુળ ह સવથી નાનું છે. द વર્તુળ તેનાથી મોટું; અને તેથીજ નાનું વર્તુળ ह મોટા વર્તુળ द ની અંદર આવેલું છે.

અથવા એમ કહો કે य બિંદુની પાસે द વર્તુળનો પરિઘ સીધી લીટી अ य અને વર્તુળ ह ની વચમાં આવેલો છે.

એજ વાતને બીજા શબ્દોમાં એમ વર્ણવી શકીએ કે द વર્તુળ (જે ह વર્તુળથી મોટો છે ) સીધી લીટી अ य ભણી વધુ વલણ ધરાવે છે.

અથવા ह વર્તુળ કરતાં મોટા વર્તુળ द નું વલણ સીધી લીટી अ य ભણી વધુ છે; અને નાના વર્તુળ કરતાંમોટા વર્તુળનું સીધી લીટીથી ભિન્નત્વ ઓછું છે.

અર્થાત્ ( બીજા શબ્દોમાં કહીએ તો ) द વર્તુળ જે મોટો છે, તેની વક્રતા નાના વર્તુળ ह ની વક્રતા કરતાં ઓછી છે; અને य બિંદુ પાસે નાના કરતાં મોટું વર્તુળ સીધી લીટીથી વધારે મળતું આવે છે. તેજ પ્રમાણે ज વર્તુળની વક્રતા द વર્તુળની વક્રતા કરતાંયે ઓછી છે; અને ज વર્તુળ द વર્તુળ કરતાંયે સીધી લીટીને વધુ મળતું આવે છે. એજ સિદ્ધાંતાનુસાર સીધી રેખા સાથે એકતા અને સમાનતા ધરાવવામાં व વર્તુળ

જ વર્તુળને પણ માત કરે છે.

પરિણામ:-ય બિંદુ આગળ જાણે આલિંગન આપવામાટે પોતાની ભુજાઓને ડાબાજમણી ફેલાવી, પ્રેમનું વર્તુળ જેમ જેમ વિસ્તૃત થતું જશે તેમ તેમ તેનો પરિઘ સીધી રેખાને વધુ અને વધુ સમાન થતો જશે.

આ બન્ને પરિણામોને મેળવવાથી એવો ફલિતાર્થ પ્રાપ્ત થાય છે કે જેમ જેમ કેંદ્ર આગળ ઉન્નતિ કરતું જશે, તેમ તેમ વર્તુળનો વિસ્તાર અધિક થતો જશે; અને સીધી લીટી સાથેની તેની સમાનતા વધતી જશે.

છેવટે જ્યારે કેંદ્ર અનંત અંતરે પહોંચશે, ત્યારે વર્તુળના વિસ્તારનું માપ કાઢવું મનુષ્યની શક્તિ બહારનું કાર્ય થઈ જશે; અને ય ની આસપાસ પરિઘની હીલચાલ જોઇશું તો કાયા પલટાઇ ગયેલી જણાશે અલિફ્ જેવી સીધી આકૃતિ દેખાશે. વાંકી પીઠ (કુબડાપણું) નષ્ટ થઈ ગયેલી જણાશે; અને વર્તુળ સીધું ઉભું રહી તાડની પેઠે સીધી તથા ઉંચી પ્રિયાનું યૌવન બતાવશે. અર્થાત્ કેંદ્ર અનંત અંતર ઉપર જવાથી વર્તુળ સીધી લીટી બની જાય છે.

ઉદાહરણ:-નારંગી ગોળ હોય છે. તેના કેદ્રમા થઇને જાય એવો કાપ મૂકવામાં આવે તો હમેશાં ગોળ વર્તુળ બનશે ખડબૂચા કે સક્કરજનને પણ કેંદ્રમાંથી જતી સમતલ સપાટી પ્રમાણે ચીરવામા આવે તો વર્તુળજ પ્રાપ્ત થશે સક્કરજન સાધારણ રીતે મોટુ હોય છે તેથી આ વર્તુળ નારંગીના વર્તુળ કરતા મોટું થશે. એક મોટુ તરબૂચ લ્યો. તેને કાપવાની તકલીફ ક્યા ઉઠાવો છો ? તેની સપાટી ઉપર ચપ્પુને એવી રીતે મૂકો કે તેની અણી હરવખત તરબૂચના કેદ્ર ભણી રહે; અને પછી તે અણીવડે તરબૂચ ઉપર રેખા દોર્યા કરો. એટલે એ પ્રત્યેક રેખા પણ એક વર્તુળનું પરિઘજ બનશે. પણ સક્કરજનવાળા વર્તુળ કરતા આ વર્તુળ મોટું થશે; કેમકે તરબૂચ સક્કરજન કરતા મોટું હોય છે.

હવે પૃથ્વીને પણ નારંગી, સક્કરજન કે તરબૂચની પેઠે ગોળ માનવામાં આવે છે. ફેર માત્ર એટલોજ છે કે પૃથ્વી તેના કરતાં અત્યંત મોટી છે. તેથી જો કોઇ સીધી સપાટીમાં ચાલતાં ચાલતાં તરબૂચની પેઠે પૃથ્વી ઉપર એક લાંબી રેખા બનાવતો ચાલે, તો ગણિતશાસ્ત્રાનુસાર આ રેખા સીધી રેખા ન હોવી જોઈએ; પરંતુ એક વર્તુળનું અંશ કિંવા ત્રિજ્યાજ હોવી જોઈએ.

વળી જેવી રીતે તરબૂચ ઇત્યાદિ ઉપર ખેંચેલી રેખા સીધી નથી હોતી, તેવીજ રીતે પૃથ્વી ઉપર પણ ગમે તેવી રીતે રેખા ખેંચવામાં આવે તોપણ તે સીધી કદાપિ નજ હોવી જોઇએ, વર્તુળજ હશે.

આક્ષેપકઃ–વાહવા ! કેમ ન હોય ? એક બાળક પણ બતાવી શકશે કે પૃથ્વી ઉપર સીધી રેખાઓ દોરી શકાય છે. બતાવવાની વાત શું, હમણાં દોરી દેખાડશે. વળી બધા મનુષ્યનો અનુભવ પણ કહી આપશે કે સડકો અને બજારો સીધીજ હોય છે. આ પણ અક્કલનું અજબ અજીરણ છે કે આપ કહો છો કે "બજારો વર્તુળના અંશ છે, સઘળી સડકો વર્તુળના કકડા છે." બાલ્યાવસ્થામા આવી ઉક્તિ સાભળ્યા કરતા હતા કે "પંચરાશિ છે જેમની તેમ, ત્યારે કુટુંબ ડૂબ્યું કેમ* ?" અહીં તેજ ઉદાહરણ બરાબર લાગુ પડતુ જોઇ લીધું. વાચી વાચીને પણ મસ્તિષ્ક કેવુ ભમી જાય છે ! ઠીકજ છે. આ ચક્રમપણાને લીધેજ લોકો આવા સાક્ષાત પ્રત્યક્ષ સંસારને જૂઠો ઠરાવી દે છે, અને બધું બ્રહ્મજ બ્રહ્મ છે એમ કહ્યા કરે છે, અને એવા અર્થહીન વાક્યો બક્યા કરે છે કેઃ—

બસ કે દર ચશ્મો દિલમ હર લેહઝા અય યારમ તુઇ,
હર ચે આયદ દર નઝર, અઝ દૂર પિન્દારમ તુઇ.

* એક માણસને શિયાળામા કુટુંબ સહિત નદીને પેલે પાર જવાનુ થયુ. પહેલા તો પોતેજ લાકડી હાથમાં લઇ ઠેક ઠેકાણેથી નદીની ઉંડાઇ માપી, અને દીર્ઘકાળ વ્યતીત કર્યા પછી ત્રિરાશીના નિયમ પ્રમાણે નદીની સરાસરી ઉંડાઇ કાઢી, પછી પોતાની ઉંચાઇ અને સ્ત્રીબાળકોની ઉંચાઇ માપી અને આખા કુટુંબની સરાસરી ઉંચાઇનો અડસટ્ટો બાંધ્યો આ સરાસરી ઉંચાઇ નદીની સરાસરી ઉંડાઇ કરતા વધારે જણાઇ અને ઉંચાઇના તે વધારા ઉપર ભરોસો રાખી બાળબચ્ચાને લઇ બેધડક નદીમાં ઉતર્યો. હવે જોકે સરાસરી ઉંડાઇ તો તે બધાના શરીરોની સરાસરી ઉંચાઇ કરતા ઓછી હતી, પરંતુ નદીના કેટલાક ભાગમા પાણી વધુ ઉંડું હતુ ત્યા પહોચ્યા એટલે બિચારાં બાળકો ડૂબવા લાગ્યા !

એ વખતે આપણા અર્ધદગ્ધ ગણિતશાસ્ત્રીને શોક થયો હશે કે નહિયે થયો હોય, તે તો પ્રભુ જાણે, પણ પોતાના હિસાબનુ એવુ પરિણામ જોઇ એમને આશ્ચર્ય પૂર્વક એવું તો જરૂર લાગ્યુ હશેજ કે —

"પચરાશિ છે જેમની તેમ, ત્યારે કુટુંબ ડૂબ્યું કેમ ?"

અર્થાત્ ઓ મિત્ર, તું મારા હૃદય અને ચક્ષુઓમાં પ્રતિપળે એટલો સમાયેલો છે, કે જે કંઇ દૃષ્ટિએ પડે છે તેને દૂરથીજ ધારૂં છું કે તું છે.

બે ગાના ગર નજર પડે તો આશના કો દેખ;
બન્દા ગર આયે સામને તો ભી ખુદાકો દેખ.

અર્થાત્ જો અજાણ્યો નજરે પડે તોયે મિત્રને જો; અને જો મનુષ્ય સામે આવે તોયે પરમેશ્વરનેજ જો.

રામઃ—વહાલા! પડેલા અમારી વાત તો પૂરી સાંભળી લેવી હતી, પછી તમારો ગુસ્સો બતાવવો હતો. ઉતાવળા ન થાઓ. આ ઉતાવળને લીધે બુદ્ધિના પગ જરૂર લપસશે. અમે જાણીએ છીએ કે આજે આ સાધારણ ગણિતના સવાલો સાથે આખો દહાડો ઘસી ઘસીને તમે થાકી ગયા છો અને તેથીજ ભ્રકુટી ચઢાવી રહ્યા છો; પરંતુ તમને યાદ દેવડાવું છું કે તમે એ દેશના રહેવાસી છો કે જ્યાંથી ગણિતનો સૂર્ય ઉગ્યો હતો. તમો તે ઋષિઓનાં સંતાન છો કે જેમને માટે તત્ત્વચિંતન આહારવિહાર જેટલું સ્વાભાવિક હતું. દૃઢ આશા રાખું છુ કે હવે અતિ વિકટ અને ગૂઢ પ્રશ્નો સમજવામાં પણ તમે ગભરાશો નહિ.

લો સાંભળો. પૃથ્વી ઉપર જે રેખાઓ અને લીટીઓ દોરવામાં આવે છે, તે સાચું જોતાં ત્રિજ્યા અને વર્તુળના કકડાજ હોય છે, પરંતુ પૃથ્વી એક અતિ મોટો ગોળ હોવાને લીધે ભૂમિ ઉપરની આ રેખાઓ અતિ વિશાળ વર્તુળના કકડાઓ હોય છે; અને તેથીજ આ રેખાઓ સીધી લીટી જેવી જણાય છે.

પૃથ્વીની સપાટી ઉપર મનુષ્યનું હરવું ફરવું એવું છે કે જેવું માટીના ઘડા ઉપર કીડીનું ફરવું છે. પૃથ્વીના જે વર્તુળોના ત્રિજ્યાઓ ઉપર મનુષ્ય હરે ફરે છે, તે વર્તુળોનું કેંદ્ર લગભગ ચાર હજાર માઇલને અંતરે હોય છે. એટલે ત્રિજ્યાઓ સીધી લીટી સમાન કેમ ન દેખાય? આ વાત એ સિદ્ધાંતનું અનુભવસિદ્ધ પ્રમાણ છે કે જે વર્તુળનું કેંદ્ર અનંત છેટે જશે તે વર્તુળ સીધી રેખા બની જશે.

હે વહાલા! વર્તુળ સીધી લીટી બની જાય છે એ વાત જેવી રીતે ગણિતશાસ્ત્રીઓ કબૂલ કરાવે છે, તેવીજ રીતે જો જરા ધૈર્ય અને દૃઢતાથી કામ લેવામાં આવે તો અજાણ્યો ઓળખીતો બની જાય છે; અને

મનુષ્ય પરમેશ્વર થઈ જાય છે એ વાત પણ સમજવામાં આવી જેશે.

**જેવી રીતે સંસારના ક્ષણભંગુર બખેડાઓમાં તમે હિમ્મત નથી હારતા, તેવીજ રીતે આમાં (આત્મજ્ઞાનમાં) પણ કમર કસીને વળશો તો અક્ષય જીવન પ્રાપ્ત કરશો અને નિત્યાનંદ અનુભવશો.'**

કતરા બિગરીસ્ત કે અઝ બેહ્ર જુદાઇમ હમા;
બેહ્ર બર કતરા બ ખંદીદ કે માઈમ હમા.
બ હકીકત દિગરે નીસ્ત ખુદાઈમ હમા;
લેક અઝ ગર્દિશે યક નુકતા જુદાઇમ હમા.

અર્થાત્ બિંદુ રોયું કે અમે બધાં સમુદ્રથી ભિન્ન છીએ; સમુદ્ર હસ્યો કે આપણે સર્વ પાણીજ છીએ. વાસ્તવમાં આપણે ઈશ્વર છીએ; પરંતુ એક બિંદુના ઉપર નીચે થવાથી જુદાં થઈ ગયાં છીએ.

## જીવનનું સામાન્ય લક્ષણ છે ગતિ [ચેતનતા]

સજીવન મનુષ્ય સર્વ કંઈ કરી શકે છે, મેડી ઉપર ચઢે છે, ખાઈયોમાં ઉતરે છે, ઉછળે છે, કૂદે છે, દોડે છે અને તેથી પણ વધુ, પોતાના બળવડે આસપાસની વસ્તુઓને ગતિમાં લાવી મૂકે છે. ત્યારે મૃત મનુષ્યનો નથી હાથ હાલી શકતો કે નથી પગ. આખ, કાન કે બીજું કોઇ પણ અંગ કાર્ય કરી શકતું નથી. તેની નાડી નથી ચાલતી, તેનો શ્વાસ નથી ચાલતો. મૃત શરીરમાંથી કોઇ પણ પ્રકારની ગતિ ઉત્પન્ન નથી થઇ શકતી, તેથી તેમાં જીવનનું નામનિશાન નથી.

સજીવન પ્રાણી પોતે ચાલે છે, બગ્ગી, રથ આદિને ચલાવે છે, ખેડુતનો રેંટ ચલાવી ખેતરોને પાણી પાય છે. અરબસ્તાનના રેતાળ રણોમાં એટલું ઉપયોગી થાય છે કે તે "અરણ્યનું વહાણ" કહેવાય છે. બંગાળાનાં કેટલાંએક પ્રાણી વનોમાં પોતાની એક ગર્જનાની સાથે વનનાં તમામ જનાવરોને નસાડી મૂકે છે—શીઘ્ર ગતિમાન બનાવી દે છે. બિચારા મૃત પ્રાણીમાં પોતે હાલવાચાલવાની કે બીજાઓને ગતિમાન બનાવવાની વાત તો એક કોરે રહી; પણ શ્વાન, સમડી અને નાની નાની (સજીવન) કીડીઓનો આહાર બની જાય છે.

સજીવન વનસ્પતિ વધે છે, ફેલાય છે, ડાળો ફેલાવે છે અને બીજ

ઉત્પન્ન કરે છે; અને તે દ્વારા પોતાનાં સમજાતિ વૃક્ષો પૃથ્વીને ભરપૂર કરી દે છે. મતલબ કે એ ગતિમાન થાય છે અને ગતિમાંથી ઉન્નતિ પ્રાપ્ત કરે છે. મૃત વનસ્પતિ ( કપાઇ ગયેલાં વૃક્ષ ઇત્યાદિ ) વધશે પણ શું અને ઉન્નતિ પણ શું કરી શકશે ? જો તેમનામાં ગતિ પ્રકટ થઇ શકતી હોત તો તે મરતજ કેમ? "ગતિ"નો આવિર્ભાવ વિવિધ પ્રાણીઓમાં વિવિધ પ્રકારે થાય છે. થોડો વિચાર કરશો તો જણાશે કે સૃષ્ટિમાં જડ, વનસ્પતિ, પ્રાણી અને મનુષ્યની ઉંચ નીચ કોટિઓને "ગતિ"ના ગજથીજ માપીને નક્કી કરવામાં આવી છે. જીવનની ઉત્તમ અને કનિષ્ઠ શ્રેણિઓ બધી "ગતિ"નાજ માપથી પરખાઇને નિશ્ચિત થયેલી છે; અને "ગતિ"નીજ કસોટીએ મનુષ્યને ઉત્તમોત્તમ પ્રાણી નિશ્ચિત કર્યો છે.

સામાન્ય માન્યતા પ્રમાણે જડ વસ્તુઓ ( પત્થર વગેરે ) મનુષ્યો કે વનસ્પતિની પેઠે આપો આપ ચેષ્ટા નથી કરી શકતી. એ નતો વધે છે કે ન સંતતિ ઉત્પન્ન કરે છે; ન હાલે ચાલે છે, કે ન કૂદે ઉછળે છે; કેમકે એ જડ ( અચેતન ) છે. જો બાહ્ય શક્તિઓના વશમાં આવી એક વાર કોઇ સ્થળે સ્થિર થઇ જાય તો પછી સદા સ્થિરજ રહેશે; અને જો બાહ્ય શક્તિઓદ્વારા ગતિમાં આવી જાય તો ગતિમાંજ રહેશે. ( ન્યૂટનના ગતિ વિષેના પ્રથમ સિદ્ધાંત અનુસાર. ) પાષાણ આદિમાં આપોઆપ પોતાની સ્થિતિ બદલવાની કે કોઈ પણ પ્રકારની ગતિ પ્રકટ કરવાની કિંચિત પણ શક્તિ નથી; અને એટલા માટેજ એ તદ્દન નિર્જીવ કહેવાય છે, તથા જીવનશ્રેણિમાં સૌથી નીચલી પાષાણની પદવી પ્રાપ્ત કરે છે.

કેટલાક એમ કહે છે કે પૃથ્વીનાં પડ, પર્વત, ખાણો, ઇત્યાદિ અથવા અમુક બીજી જડ વસ્તુઓ આપોઆપ પોતાની સ્થિતિ બદલવાની શક્તિ ધરાવે છે; પરંતુ તે એટલી થોડી કે સૈકાંઓ પછી જે પરિવર્તન તેમનામાં થાય તે પણ ઘણીજ મુશ્કેલીથી મનુષ્યને જણાઇ શકે. એવા પદાર્થોને આપણે "સજીવન" માનીએ તોપણ તેમની અતિમંદ આંતરિક ગતિ તરફ જોતાં તેમને કનિષ્ઠ જીવનવાળાંજ માનવાં પડશે. હા, જીવનની કચેરીમાં છેવટની પંક્તિએ વનસ્પતિ પણ બેસી શકે છે, એ વાત તો સાધારણ મનુષ્યો પણ સ્વીકારી લેશે. જડ અને વનસ્પતિ વચ્ચેની ઉત્તમતાનું કારણ એજ છે કે વનસ્પતિ વર્ગની આંતરિક ગતિ જડ પદાર્થોની ગતિ

કરતાં વિશેષ છે. વનસ્પતિ વર્ગ ફળ આપે છે, ફૂલ આપે છે, લીલો તાજો થાય છે, છાંયડો કરે છે, ભીની ભીની ખુશબો આપે છે, સ્વાદિષ્ટ મેવા આપે છે, ઈત્યાદિ. જડ પદાર્થોમાં તેમાંની એક વાત પણ ક્યાં છે ?

જીવનશ્રેણિમાં પ્રાણીઓનું પદ વનસ્પતિના પદ કરતાં ઉપર છે; કારણ સ્પષ્ટજ છે કે પ્રાણીઓની આંતરિક ગતિ ઉચ્ચ કોટિની છે. પ્રાણીઓ વનસ્પતિ પ્રમાણે પ્રતિદિન વધવા ઉપરાંત એક જગ્યાએથી બીજી જગ્યાએ જઇ શકે છે, સમુદ્રના તળિયાની ખબર લઇ આવે છે, આકાશમાં સેલ કરે છે. ચીં ચીં કરે છે, ગાય છે, આ વાતો વનસ્પતિના ભાગ્યમાં નથી ?

મનુષ્ય ઈતર પ્રાણીઓથી ઉત્તમ છે એ વાતની પણ કોઈ ના નહિ પાડે. હા તેના કારણની પ્રત્યેક મનુષ્યને ખબર નયે હોય. કારણ એ છે કે મનુષ્યની અંદર ઉત્તમોત્તમ કોટિની ઈચ્છા–ગતિ પ્રકટ થાય છે. બાહ્ય શક્તિવડે પાષાણ ઈત્યાદિ જડ પદાર્થોની પેઠે મનુષ્યનું શરીર પણ ઉછાળી અને નીચે પાડી શકાય છે. વનસ્પતિની પેઠે મનુષ્યનું શરીર વધે છે, જાડું થાય છે અને પ્રાણીઓની પેઠે મનુષ્ય, એક જગ્યાએથી બીજી જગ્યાએ જઇ શકે છે, દોડી શકે છે, ગાઇ શકે છે, પણ એટલેથીજ બસ નથી થતું. મનુષ્યનું મહત્વ તો તેનામાં રહેલી ઉત્તમોત્તમ આંતરિક ગતિ (ચેતનતા) ઉપર રચાએલું છે, કે જે સૃષ્ટિમાં બીજી કોઇ પણ જગ્યાએ જડતી નથી. તે ગતિ (ચેતનતા) દ્વારાજ મનુષ્ય રેલગાડીને એવી ઝડપ અર્પણ કરે છે કે તે મહિનાઓની મુસાફરીને કલાકોમાં પૂર્ણ કરી દે છે. તેના દ્વારા શીઘ્ર ગતિમાન વિદ્યુતને પણ પોતાનો એપિયો બનાવી હજારો કોસને અંતરે બેઠા બેઠા મિત્રોની ખબર અંતર સેકન્ડોમા પૂછી શકે છે; અને ઝડપથી ઉડનારાં વિમાનો તૈયાર કરી એક રીતે હવાની પીઠ ઉપર પણ સવારી કરી શકે છે,તથા તેના દ્વારા એકજ જગ્યાએ બેઠો બેઠો મહાકાશની સેલ કરી આવે છે. વળી તે ચંદ્ર, સૂર્ય, બુદ્ધ, બૃહસ્પતિ, શુક્ર ઇત્યાદિ આકાશી ગ્રહોની હકીકત પણ જાણી લે છે. તાત્પર્ય કે મનુષ્યજીવનને ઉત્તમ પદ અપાવનાર મનુષ્યમાં રહેલો ગતિનો અખૂટ ઝરો છે. દેવતાગણ પણ તેમને માનનારાઓની માન્યતા પ્રમાણે, એવા પ્રકારનું જીવન ધરાવે છે કે તેઓ જ્યાં ઈચ્છા થાય ત્યાં તત્કાળ જઇ શકે છે. હમણાં આકાશ ઉપર હતા. હમણાં કોઇએ યાદ કર્યા એટલે પૃથ્વી ઉપર આવી ઉપસ્થિત થયા. વળી

તેઓ ભૂત, ભવિષ્ય અને વર્તમાનના પ્રદેશમાં પણ પ્રવેશ કરી શકે છે. વિચારોમાં રહેલી ગતિ કરતાં પણ તેઓ અધિક ગતિવાળા છે; અને તેમની ગતિ ઉત્તમોત્તમ કોટિની હોવાને લીધેજ તેઓ ઉત્તમોત્તમ જીવનવાળા છે.

પરિણામઃ-જીવનનું પ્રમાણ "આંતરિક ગતિનો પ્રકાશ" છે; અને આ ગતિની ઉચ્ચ કે નીચ કોટિ ઉપરજ જીવનની ઉત્તમતા કે કનિષ્ઠતા નિર્ભર છે.

### માનવી રૂપમાં જડ

દાક્તરોએ સિદ્ધ કર્યું છે કે જ્યારે મનુષ્ય માતાના ઉદરમાં હોય છે, ત્યારે તેનું શરીર ક્રમે ક્રમે કેટલાંયે પ્રાણીઓનું રૂપ ધારણ કરે છે, અને છેવટે મનુષ્યનું રૂપ ધારણ કરે છે. કૅલૉગ સાહેબ જેવા પ્રખ્યાત દાક્તર કહે છે કે;-

"ગર્ભાવસ્થા દર્મિયાન અંડમાં ઘણાં અદ્ભુત પરિવર્તનો થાય છે. વૃદ્ધિ કરતાં કરતાં તે કેટલીક મજલો પસાર કરે છે; અને તેમાની કેટલીએકમા તે પ્રાણી જીવનની તુચ્છ કોટિના વિવિધ જીવો સાથે અત્યંત વિસ્મયકારક રીતે મળતો આવે છે. એક વખતે આ વૃદ્ધિંગત થતુ મનુષ્ય, જેને વૈજ્ઞાનિક પરિભાષામાં ગર્ભ કહેવામાં આવે છે, તે થોડા દિવસોસુધી સેવવા બેસાડેલા ઈંડામાંના પીલાને કંઇક મળતું આવે છે. બીજે સમયે તે ગર્ભ કૂતરાના બચ્ચા સાથે એટલો બધો મળતો આવે છે કે, અનુભવી શારીરધર્મશાસ્ત્રી સિવાય બીજો કોઈ પણ તેને જોઇ સહેલાઈથી ભૂલાવામાં પડી જાય. વળી એક સમયે ગર્ભના છેડા ઉંદર કે વેલરસ માછલીની પાંખો સાથે ઘણાજ મળતા હોય છે; અને અમુક સમયે તેનું આખું શરીર પ્રાણીવર્ગમાંના તેના નજીકના સંબંધી, વાનરની પેઠે વાળથી ઢંકાયલું હોય છે."

કેટલાક નાજુક સ્વભાવના મહાશયોને તો કૅલૉગ સાહેબનુ આ લખાણ પણ ગમ્યું નહિ હોય; કેમકે આ લખાણથી તેમનો પવિત્ર માનવીદેહ પણ પાશવદેહ સાથે અત્યંત ગાઢ સંબંધ ધરાવે છે એવું સિદ્ધ થાય છે. પરંતુ હાય ! અત્યંત દિલગીરી સાથે કહેવું પડે છે કે ઉત્તમ મનુષ્યદેહમાં પણ જડ પદાર્થો જેવા જીવનવાળા, વનસ્પતિઓ જેવા જીવનવાળા અને પશુઓ જેવા જીવનવાળા મોટી સંખ્યામાં વિદ્યમાન છે. અલબત્ત, એટલી વાત આનંદદાયક છે કે માનવીદેહમાં મનુષ્યો પણ અવશ્ય હોય છે, પરંતુ તે થોડાજ; અને એ વાતની પણ ના પાડી શકાય એમ

નથી કે માનુષીવેષમાં દેવતાઓ પણ મળી આવે છે, પણ તે જવલ્લેજ.

પહેલાં કહેવાઇ ગયું છે કે પત્થરની ઠીકરી ( પાષાણ, જડ પદાર્થો ) ઈત્યાદિનું લક્ષણ જડતા છે. તે આપોઆપ પોતાની સ્થિતિ જરા પણ બદલી શકતા નથી. તેમની સ્થિરતા અને ગતિનું કારણ બાહ્ય શક્તિઓ હોય છે. *આ તદ્દન નિર્જીવ જડ પદાર્થોમાં મોતી, લાલ, રૂપિયા, હીરા,* આદિ જેમને અત્યંત મૂલ્યવાન્ ગણવામાં આવે છે તેમનો પણ સમાસ થઇ જાય છે. તીર, તલ્વાર, બંદૂક અને તોપના ગોળા, જોકે આ હુથિયારો અન્યને હાથે ગતિમાં આવી મોટા બળવાન વીર પુરુષોને પણ નિર્જીવ બનાવી દેવાની શક્તિ ધરાવે છે; તોપણ તેમને જડ, નિર્જીવ અને લાગણી વગરના જડ પદાર્થોની કોટિમાંજ મૂકવામાં આવે છે. નિર્જીવ જડ પદાર્થોને ન તો હીરામોતીના રૂપમાં પૂર્ણતા પ્રાપ્ત થાય છે, કે ન મુકુટ અને તોપના રૂપમાં. કેવળ પવિત્ર મનુષ્યદેહમાંજ સંપૂર્ણતા-ઉત્તમતા મળી શકે છે. **આ દેવતાઓને પણ ઈર્ષ્યા આવે તેવા મનુષ્યદેહમાં જડજીવો પણ પ્રકટ થાય છે; અને રાજદરબારના સતવચનીઆ અને ખુશામતીઆ બની પોતાના સંબંધીઓને તે ગોળ ગોળ સફેદ સફેદ ટીકડી ( રૂપિયા ) કરતાંયે અધિક પ્રિય થઇ પડે છે; અને બહારના સ્વાર્થી માણસો તેમને તીર અને તોપની પેઠે વાપરીને બિચારા ભારતવર્ષને ઊલટો વધુ ઘાયલ કરે છે.** સાચેજ તે મહાશયો જેઓ માત્ર આભૂષણનુંજ કામ સારે છે. પોતાની અંદર ( વાસ્તવિક ) જીવન નથી ધરાવતા ( કે જેની દ્વારા બાહ્ય અસરોની સામે થઇ શકાય છે, બાહ્ય વસ્તોઓને ઉપયોગમાં લાવી શકાય છે; અને જેને લીધે ખરી ઉન્નતિ કરી શકાય છે. ) તે મહાશયો જડ પદાર્થો જેવું જીવન નથી ધરાવતા તો બીજું શું છે ? તેમનામાં ન તો નામમાત્રની પણ આત્મશ્રદ્ધા કે વીરતા હોય છે, કે ન તો કોઈ ખાસ ધ્યેય કે ઉદ્દેશ હોય છે. જે તરફનો પવન આવે તે તરફ તેઓ ઉડતા ફરે છે.

આક્ષેપકઃ-આ તો પ્રતિષ્ઠિતઅને મોટી પદવીવાળા પુરૂષોને તમે ગાળો ભાંડી રહ્યા છો ? તેથી તમારા ઉપર માનહાનિનો દાવો માંડવામાં આવશે.

રામઃ-જડ પત્થર ભલેને ગમે તેટલો બહુમૂલ્ય હોય, પરંતુ તે દાવો-આવો માંડી શકતો નથી; અને દાવો માંડશે કોણ ? જાદુઇ દર્પણમાં

જોતાં જોતાંજ જેમ લકવા મટી જાય છે તેમ આ અલિફને વાંચતાં વાંચતાં તો તેની દશા બદલાઇ જવાની છે, તેનામાં સમજ આવી જવાની છે, જડતા દૂર થઈ જવાની છે; અને સતવચનિયાપણું ઉડી જવાનું છે. કચેરીસુધી પહોંચતાં પહોંચતાં તો તે વાદી મટીને પ્રતિવાદી થઇ જશે; તો પછી દાવો માંડશે કોણ ?

જડસૃષ્ટિનો સ્વભાવ રાખનારા મનુષ્યોને કદાચ સજીવન માની પણ લઇએ, તો ખનિજ પદાર્થની પેઠે તેને અત્યંત અલ્પ ચેતનાવાળા માનવા પડશે, કે જે ચેતના અચેતન સમાન છે. જે ચેતનાથી સમજી શકાય એવી કોઇ ઉન્નતિ નથી થતી. તે ચેતના રમતીઆળ બાળકના લાકડાના ઘોડાજેવીજ હોય છે, કે જે અલ્પચેતના તેના કેંદ્ર નાના એવા શરીરમાંથી બહાર નીકળી શકતી નથી; એ ચેતનાવાળાં જડ મનુષ્યોના જીવનચક્રનું પહેલા પૃષ્ઠપર બતાવેલા ह વર્તુળથી નિરૂપણ થઈ શકે છે. તે વર્તુળ એટલું બધું નાનું છે કે માત્ર નાના મીંડા જેવું જણાય છે. એ કક્ષાના મનુષ્યનું ચેતનાકેંદ્ર તેના નાનકડા શરીરમાંજ આવી રહેલું છે. અર્થાત્ તે પોતાના વહાલા પેટને માટેજ ચોતરફ ભટકે છે; તે જે કાંઈ કરે છે તે સર્વ માત્ર પોતાના શરીર માટેજ કરે છે. તેના સર્વ કર્મ તેના પોતાના પેટનેજ અર્પણ થાય છે.

આક્ષેપકઃ–કોઈ પણ ઇતિહાસ કે કોઇ પણ દેશનું ધર્મશાસ્ત્ર "સ્વાર્થ-પરાયણતા" ને ધર્મનું નામ નથી આપતું. તમે પણ અજબ ગપોડાં હાંકો છો.

રામઃ–વાહવા, ભાઈ ! એ તો ઠીક, પણ એટલેથીજ કેમ અટકી પડયા? "અલિફ" ને વાંચતા રહેશો તો જોશો કે આખું જગત્ (હું, તું, આ, તે, બધાં) રામનાં કપોલકલ્પિતજ છે.

નકશે દૂઈ દિલસે મિટા દૂં, તો સહી;
મખલૂક કો ખાલિક ન બનાદૂં, તો સહી. ૧.
કતરા ન "અનલ બેહ્ર" કહે તો કેહના ?
આબિદ સે ન માઅબૂદ બનાદૂં, તો સહી. ૨.

અર્થાત્ દ્વૈતની છાપ હૃદયમાંથી હઠાવું, તો ખરો,
સૃષ્ટિ જે તેને તો સ્રષ્ટાજ બનાવું, તો ખરો.
"સાગરાસ્મિ" ન વદે ટીપું, તો સુજને કહેજો;
ભક્તને આજ તો ભગવાન બનાવું, તો ખરો.

"ધર્મ" નો અર્થ અમે તે જાતિ કિંવા સંપ્રદાય નથી કરતા, કે જે મુકદ્દમા લડતી વખતે લોકો ન્યાયની કચેરીમાં દાવા અરજી ઉપર વૈષ્ણવ, હિન્દુ, મુસલમાન, ઇત્યાદિ લખાવે છે; પરંતુ "ધર્મ" નો અર્થ અમે એવો વિશ્વાસ–એવી શ્રદ્ધા કરીએ છીએ કે જે મનુષ્યોની હૃદય પાટી ઉપર આસન જમાવી રક્તની સાથે તેમની દરેક નાડી અને સ્નાયુમાં ઉછળી રહ્યો હોય છે; અને સિક્કો બનીને તેમનાં બધાં કાર્યો અને વિચારો ઉપર પોતાની છાપ પાડી રહ્યો હોય છે. તે સજીવન શક્તિજ કોઈ પણ મનુષ્યનો અસલ ધર્મ હોઈ શકે છે કે જેના પ્રકાશમાં તે અન્ય સર્વ કાર્યો કરતો હોય છે.

"જે વસ્તુને કોઇ એક વ્યક્તિ વસ્તુતઃ માને છે, (અને ઘણી વાર પોતાના મન સાથે પણ તે વાતનો ઇકરાર કરવા છતાં પણ આમજ હોય છે,) જે વસ્તુને કોઈએક વ્યક્તિ વસ્તુતઃ હૃદયમાં ઉતારે છે અને નિશ્ચયપૂર્વક જાણે છે કે પ્રત્યેક પ્રસંગે અને દરેક સ્થિતિમાં તે તેને માટે પ્રથમ પંક્તિની આવશ્યકતારૂપ છે; અને જે વસ્તુ તેને માટે બીજી બધી બાબતોનો સક્રિય રીતે નિર્ણય કરે છે, તે વસ્તુજ તે વ્યક્તિનો ધર્મ છે." (કાર્લાઇલ)

શું તે "ભોજનધર્મી" મૂર્ખ માણસ પોતાને ખરા અર્થમાં હિંદુ, બ્રાહ્મણ, વૈષ્ણવ, આર્ય કે વેદાંતી કહેવડાવવાને યોગ્ય છે કે જેને "ચલ્લ મેરી લકડી રંગ બદલ જા" ની ઉપમા લાગુ પડે છે, અને જે કોઈ અંગ્રેજ બહાદુર આગળ કે અન્ય મતવાળા કોઇ રૂઆબદાર કે પૈસાદાર માણસની સમક્ષ તરત પોતાના ધર્મનો ઇનકાર કરી બેસે છે. એવા હિંદુ, મુસલમાન, ખ્રિસ્તીઓની કેટલી મોટી સંખ્યા છે કે જેઓ જીભવડે તો પરમેશ્વરને હાજરનાજર માને છે, સર્વવ્યાપી કહી વર્ણવે છે; મંદિરોમાં, પ્રાર્થનાલયોમાં, વ્યાખ્યાનોને સમયે અને ઉપદેશોને વખતે તો પોતાનું તન, મન, ધન પરમેશ્વરને અર્પણ કરી દે છે; પરંતુ જ્યાં જરા અન્નની, મકાનની, રૂપિયાની કે ભોજનની આશા જેવું જણાયું કે ખલાસ! તે શુદ્ધ પરમેશ્વરની આંખોમાં ધૂળ નાખી તન પણ તેની પાસેથી પડાવી લે છે, મન પણ લઇ લે છે તથા જર અને જમીનને માટે પોતાના ભાઇઓ સાથેજ લડાઇઓ અને મુકદ્દમા ચાલુ કરી દે છે! કોઇ સ્ત્રીનાં નયનો સાથે નયનો મળ્યાં તો તે હાજરનાજર, એક અને અદ્વિતીય પરમેશ્વર બાજુએ રહી જાય છે! કોઇ ડેપ્યુટી કમીશનર

સાહેબ કે કોઇ અન્ય ઉંચા અમલદારની સમક્ષમાં તેની આવી અવગણના થવી હોત તો જુદી વાત હતી; પરંતુ આતો સદા સમીપ, અધિકારીઓનો અધિકારી ઈશ્વિર ભગવાન્ કે જેને કયસરે હિંદ, ખાકાનેચીન અને રૂશીઆના ઝારનો પણ માલિક જાણે છે; એટલુંજ નહિ પરંતુ સમસ્ત પૃથ્વી, તારા, ગ્રહો, સૂર્ય અને ચંદ્રનો જેને બાદશાહ કહે છે ! તે સર્વશક્તિમાન્ પ્રભુનીજ હાજરીમાં ન કરવા અને ન કહેવા યોગ્ય કર્મો કરવાની ધૃષ્ટતા આવી ગઈ છે. હાય ! એવી ઠગબાજી અને છેતરપિંડીથી ભરેલા હિંદુપણા, મુસલમાનપણા, ખ્રિસ્તીપણા કે અન્ય કોઇપણા ઉપર તો સાડાત્રણ અક્ષરનો ધિક્કાર ! ! !

વાએઝાં કીં જલ્વા બર મેહરાબો મિમ્બર મીકુનન્દ,
ચું બ ખિલ્વત મીરવન્દ આં કારે દીગર મીકુનન્દ.

અર્થાત્ આ વ્યાસપીઠ ઉપર પોતાની પ્રતિભા દેખાડનારા ઉપદેશકો જ્યારે એકાંતમાં હોય છે ત્યારે કંઇ બીજાંજ કાર્યો કરે છે.

એકાંતમાં, સૂવા પહેલાં કે સ્વપ્નોમા જે આકાંક્ષાઓ હૃદયમા બળ પૂર્વક ઉદ્ભવે છે, તે ઉપરથીજ જાણી શકાય છે કે તેનો ધર્મ અને ઉપાસ્ય દેવ રૂપિયો છે, સ્રી છે, જ્ઞાન છે કે વાસ્તવમા ઈશ્વરજ છે.

ધન્ય છે તે પુરુષોને કે જેઓ પોતાના આતમ ધર્મને જરાપણુ ન છુપાવતાં વ્યવહારમા પ્રકટ કરે છે.

" સદ જાં ફિદાયે આંકે ઝુબાનો દિલશ યકીસ્ત. " " જેના મન અને વચન એક.છે તેની ઉપર સો જીવ કુરબાન. " હિંદી ભાષાના મહાન્ કવિ બાબુ હરિશ્ચંદ્ર ભારતેંદુએ રસખાન, ખાનખાનાન આદિ સાચા મુસલમાન ભક્તોવિષે કેવું સરસ કહ્યું છેઃ–

"ઇન દો ચાર મુસલમાનપર કોટો હિંદુ વારીયે "

રામના વિચારોથી સંપૂર્ણ રીતે મળતો આવતો હોય, પરંતુ તેમને આચરણમાં ન મૂકતો હોય તેવા મનુષ્ય કરતાં જે માણસ સાચા હૃદયવાળો હોય, તે રામની અત્યંત અધિક નિકટ છે.

મન નમી ગોયમ " અનલહક ", યાર મીગોયદ " બગો;"
ચું ન ગોયમ ? બર સરે બાઝાર મી ગોયદ " બગો."

અર્થાત્ હું મારા મનથી "અનલહક" (સત્યાસ્મિ, બ્રહ્માસ્મિ) નથી કહેતો,

પણ તે મિત્ર (સત્યસ્વરૂપ પ્રભુ) મને ભર બજારમાં તેમ કરવાનું કહે છે, ત્યારે હું કેમ ન કરૂં ?

કબ લિબાસે દુન્યવી મેં છુપતે હંય રોશન ઝમીર;
જામએ ફાનૂસમેં ભી શોઅલા ઉર્યાં હી રહા.

અર્થાત્ સાંસારિક વસ્ત્રોમાં પણ પ્રતિભાશાળી મહાપુરુષો કયાં છુપા રહે છે ? ફાનસરૂપ પહેરણ પહેર્યા છતાં પણ દીપક તો નગ્નજ રહે છે.

બાહ્ય દેખાવમાં હિંદુ હો, મુસલમાન હો કે ખ્રિસ્તી; પરંતુ તે માણસ વાસ્તવમાં "સ્વાર્થપરાયણતા" ધર્મનોજ અનુયાયી છે, કે જે પોતાની જાત સિવાય બીજા કશાની પરવા રાખતો નથી. દુનીયા ભલે મરી જતી હોય પણ પોતે તો દોસ્તોમા બેસી ગાંજા અને ચરસનો દમ લગાવે; અને ચિમન બીબી ( અફીણ ) નો રંગ ઉડાવે.

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायंते विवृद्धे कुरुनन्दन ॥ (ગીતા૦૧૪-૧૩.)

અર્થ:-હે અર્જુન ! તમોગુણની વૃદ્ધિ થતાં મૂર્ખતા, અપ્રવૃત્તિ, આલસ્ય અને મોહ એ બધાં ઉત્પન્ન થાય છે.

જો માનવ તરીકે અવતરવા છતાં પણ જડ પદાર્થોમાંજ ભમ્યા કરવું હતું, તો એક મહાત્મા કહે છે તેમ:-

કિસી રંજકશ કો દેતે તો કુચ્છ ઉસકો સૂદ હોતા;
દિલે સખ્ત, કાશ ! પત્થર હજરૂ લય હુઇ હોતા.

અર્થાત્ યહુદી પાષાણ ( ઔષધ તરીકે વપરાતો એક જાતનો પત્થર) કે કોઇ અન્ય મૂલ્યવાન પત્થરજ બનવું હતું, કે જેથી ઘંટી બનીને ગરીબોને દળવાના કામમા તો આવત.

આવો સ્વાર્થપરાયણતા ધર્મનો અનુયાયી, વિષય રાક્ષસનો દાસ, બહારથી ભલે મોટો અમીર કે શહેનશાહ પણ બની જાય, તોપણ જ્ઞાની પુરુષોને મન તો તે ક્ષુદ્રજ ગણાશે.

રોમન સામ્રાજ્યના ભાગ્યનો સિતારો જ્યારે પૂર્ણ કળાથી પ્રકાશી રહ્યો હતો, જ્યારે તે નગર ( તે સમયે જણાયલા ) લગભગ આખાજ ગતનું પાટનગર હતું, તે સમયના ત્યાંના સમ્રાટોની નામાવલીમાં પણ કલૉડિયસ, કૅલિગ્યુલા, ટાઇબેરિયસ, ડામિશિયન, વાઇટેલિયસ, નીરો વગેરે નામો એવા

પ્રકારનાં મળી આવે છે, કે જેઓ બાદશાહ છતાં વાસ્તવમાં ક્ષુદ્ર પ્રાણી હતા અને જેમને સાંભળતાંજ તેમનાં અકથનીય પાપો તથા અત્યાચારો યાદ આવે છે, કે જેવાં ખરાબ કર્મ કરવાનું જગત્‌માંના દુષ્ટમાં દુષ્ટ મનુષ્યનીજ કલ્પનામાં આવી શકે; અને જેમને વર્ણવતાં લેખિની પણ કંપી ઉઠે છે; તથા જેમાંના એકને લખવાનો વિચાર સરખો આવતાં રોમાંચ થઇ આવે છે. પાઠકગણુ ! જો ઉપરોક્ત સમ્રાટોની પદવી એ શરતે પ્રાપ્ત થતી હોય કે તેમનો સ્વભાવ અને લક્ષણો પણ અવશ્ય લેવાં પડશે, તો થૂંકો એ રાજ્યાધિકાર ઉપર અને ધૂળ નાખો એ સમ્રાટ્‌પદ ઉપર.

ગર ફરીદૂં શવદ બ ને અમતો મુલ્ક, બે હુનર રા બ હીચકસ મશુમાર;
પુર્નીયાનો નસીજ બર ના એહૂલ,લાજવર્દી તિલાસ્ત બર દીવાર.

અર્થ:—જો કલાવિહીન મનુષ્ય સંપત્તિ અને સામ્રાજ્યમાં ફરીદૂં સમ્રાટ જેવો થઇ જાય, તોયે તેને તું માણુસ ન ગણુતો.

**નીચ પુરુષના શરીર ઉપર ચઢેલાં સુંદર સુંવાળાં રેશમ અને કસબનાં વસ્ત્રો કોઇ ભીંત ઉપર સોનું અને ઝવેરાત લગાવ્યા જેવાં છે.**

હે ભારતનિવાસી ! સ્મરણુમાં રાખ કે તું આરંભથીજ એવા દેશમાં જન્મેલો છે કે જ્યાં રૂપિયાવાળાનાં માન અને મહિમા નથી; પરંતુ સદ્‌ગુણુવાળાનીજ મહત્તા છે; જ્યાં હજુસુધી પણ રૂપિયાને ન અડકનાર સંન્યાસી તેના જ્ઞાનને લીધે નારાયણુસ્વરૂપ મનાય છે; અને જ્યાં એક પર્ણકુટીમાં રહેનારો, નમ્ર અને ફળ–ફૂલ ઉપર ગુજરાન ચલવનાર ગરીબ બ્રાહ્મણુ તેનાં જ્ઞાન અને પવિત્રતાને લીધે દેવતા સમાન પૂજાતો હતો; તેને માત્ર સામાન્ય મનુષ્યોજ પૂજતા હતા એમ નહિ, પરંતુ (બળવાન, સુશોભિત વસ્ત્રોમાં સજાયેલા, ઝવેરાતથી આભૂષિત થયેલા ) રાજા મહારાજાઓ પણુ તેની આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા હતા.

**બહારના ચાર દિવસના ઠાઠમાઠ અને વૈભવને બદલે તે વાસ્તવિક આનંદ-અવિનાશી પ્રસન્નતાને હાથમાંથી ન ખુઓ. ચૂનાના ગોળાની સફેતી ઉપર મોહી પડી તેને બદલે તમારા હાથમાંનો તાજા માખણનો પિંડો ન આપી દો. પસ્તાશો. વહાલા ! જે ઉત્કંઠાથી**

સાંસારિક ધનવૈભવ મેળવવામાટે રાત્રિ-દિવસ મથે છે (અને કંઇ પ્રાપ્ત કરી શકતા નથી, અથવા પ્રાપ્ત થાય છે તોપણ છેવટે તેનો વિયોગ થાય છે) તેવીજ ઉત્કંઠાથી આત્મિક ઉન્નતિમાટે તે કરતાં ઓછો સમય પણ ખર્ચો, તો અનંત જીવન પ્રાપ્ત થઈ જાય.

શશિ સૂર પાવક કો કરે, પ્રકાશ સો નિજ ધામ બે;
ઇસ ચામ સે તજ નેહ તૂ, ઉસ ધામ કર બિસરામ બે.
ઇક દમક તેરી પાયકે, સબ ચમકદા સંસાર બે;
ટુક ચીન[1] બ્રહ્માનંદ કો, જગનીરતે હુએ પાર બે.
મન્સૂરને સૂલી સહી, પર બોલતા વાહી બૈન બે;
બન્દા ન પાયો ખલકમેં, જબ દેખિયો નિજ નૈન બે.
આશિક લિખાવેં સૈન જો, લિખ સૈન કો કર ચૈન બે;
તૂ આપ માલિક ખુદ ખુદા, કયું ભટકદા દિનરૈન બે.

### માનવીરૂપમાં વનસ્પતિ.

વનસ્પતિ જોકે ઘણા પ્રકારની હોય છે, જેવાં કે નારીયેળ, સરોવર વૃક્ષ, સફરજન, દ્રાક્ષ, પીપળો, આકડો, ખાખરો, સુંબુલ ઇત્યાદિ. એની સંપૂર્ણ વિગત જાણવાને માટે મોટાં મોટા પુસ્તકો મળી શકે છે. સાધારણ રીતે વનસ્પતિમાત્રનો સ્વભાવ એવો છે કે એકજ જગ્યાએ વધવું, ફળ આપવાં, ખીલવું, પોતાની જાતિને ટકાવી રાખવી, છાયા કરવી, પોતાના આશ્રિતને કે માલિકને મીઠા કે કડવાં (જેવા હોય તેવા) ફળ હજર કરવાં, પણ એક સ્થળેથી બીજે સ્થળે જવાની શક્તિ તેનામાં નથી હોતી; અને ઘણીવાર મનુષ્ય કે અન્ય પ્રાણીઓના જુલ્મી હાથવડે તેઓ નષ્ટ થઈ જાય છે, કપાઇ જાય છે.

જેવી રીતે બ્રહ્માંડમાં વનસ્પતિ પુષ્કળ છે તેવીજ રીતે માનવ પ્રાણીઓમાં પણ વનસ્પતિના જેવા સ્વભાવવાળાઓની સંખ્યા પુષ્કળ છે; પરંતુ કવિ કહે છે તેમઃ—

ગરચે કસ બે અજલ ન ખાહદ મુર્દ,[2] તૂ મરવ દર દહાને અઝદર હા.

અર્થાત્ જો કે મૃત્યુ વિના કોઇ મરી શકતું નથી, તોપણ તું અજગ-

---

[1] જાણ. [2] વેણુ

રના મોંમા ન જા.

ખંદા રૂ ખૂદન બેહ અઝ ગંજે ગોહર બક્ષી દનસ્ત,
તા તુવાની બર્ક ખૂદન અબ્રે નયસાની મ બાશ.

અર્થાત્ પ્રસન્નવદન રહેવુ એ ખજાના અને મોતી આપવા કરતાં વધારે સારૂં છે. જ્યાંસુધી તારાથી વીજળીના જેવું હાસ્ય કરતાં રહેવાય, ત્યાંસુધી સ્વાતિ નક્ષત્રનો મેઘ ન બનતો. (અર્થાત્ મોતી જેવાં અશ્રૂ ન સારતો.) **જે મનુષ્યદેહ ધારણ કરીને પણ વનસ્પતિ જેવાજ રહ્યા અને તે સુખસ્વાતંત્ર્ય પ્રાપ્ત ન કર્યું, કે જે આ દેહમાં મળી શકે છે; તથા ચાતકની પેઠે મિષ્ટ જળમાં ઉભા રહેવા છતાં જે તરસ્યાજ રહ્યા; અને ચારે બાજુ સ્વાદિષ્ટ મેવા હોવા છતાં જે ભૂખ્યા રહ્યા, તો અફસોસ ! હજારો અફસોસ !!**

"હીરે જૈસા જનમ તુમારા, કૌડી બદલે બેચ દિયા."

વાચકગણુ ! જાણી તો ગયાજ હશો કે મનુષ્યોમા વનસ્પતિના જેવા કોણ છે ? કુટુંબપોષક માણસો એ વર્ગના છે. તેમના જીવનને વૈશ્ય જીવનની ઉપમા આપી શકાય, અને તેમનુ જીવન વર્તુળ ह કરતા મોટા બીજા વર્તુળ द થી બતાવી શકાય છે. તેમના જીવનની ગતિ ઘાણીના બળદની ગતિ સમાન હોઇને તેમનો વાસ્તવિક ધર્મ દુકાનદારી છે. તેમની મુક્તિમાટેનો પયગમ્બર રૂપિયો છે, તેમનો ગુરૂ સ્ત્રી છે; અને તેમનો ઇષ્ટદેવ વૃથા આડંબર-શેખીપણું છે. આવા લોકાનું જીવનવૃત્ત અલબત્ત પેટપાળુઓના જીવનવર્તુળ કરતા મોટું હોય છે પેટપાળુ તો માત્ર પોતાનુંજ પેટ પાળે છે; ત્યારે પરિવારવાળો તો આખા કુટુબને પાળે છે. તે પડે ભૂખ્યો રહી, દુઃખ વેઠી કુટુબની સેવા કરે છે; ત્યારે પેટપાળુના પ્રેમના હાથ એટલા નાના ને વાંકા હોય છે કે તે બિચારો આલિંગન આપવામાટે તે પ્રેમ બાહુઓ પહોળા કરવા જાય છે એટલે એક હાથનો છેડો બીજા હાથના છેડાને અડકે છે, એટલે અન્યને તે પોતાના પ્રેમ-વર્તુળમાં લાવી શકતોજ નથી. "કુટુબપોષક" એનાથી કંઇક મોટા હાથવાળો હોય છે. એટલે તે બાલબચ્ચાને પોતાની બાથમાં સમાવી શકે છે. જેવી રીતે ઘાણીના બળદના કુંડાળામા લાટ વગેરેનાં અનેક કુંડાળાં સમાઈ શકે છે, તેવીજ રીતે "કુટુંબપોષક"ની ઉદારતાનું વર્તુળ

થોડાક આશ્રિતોને આશ્રય આપી શકે છે. લાટ કરતાં બળદ અતિ મૂલ્યવાન્ હોય છે, તેમ પેટપાળુ કરતાં " કુટુંબપોષક " નું અસ્તિત્વ વધારે આશીર્વાદરૂપ છે. વનસ્પતિ વિષે કોઈએ કહ્યું છે કેઃ—

હે નર ઐસી પ્રીતિ કર જૈસી વૃક્ષ કરે,
ધૂપ સહે સિર અપને ઔરોં છાંવ કરે.

વનસ્પતિવર્ગના મનુષ્ય પણ બહુધા આ પ્રશંસાને યોગ્ય હોય છે. વળી દેશના રૂપ અને સૌંદર્યમાં તેઓ વૃદ્ધિ કરે છે.

આજ કાલ હિંદુસ્તાનમાં તો આ વૈશ્ય વર્ગનીજ વાહવા છે. ક્ષત્રીઓ તો સમસ્ત દેશને પોતાનું ઘર સમજવાને બદલે એકાદ નાના સરખા ઘરનેજ પોતાનો દેશ સમજે છે; બ્રાહ્મણો બ્રહ્મ ચિંતનમાં ઘરબારની ચિંતાને વિસારી દેવાને બદલે સ્રીપરિવારની ચિંતામાં બ્રહ્મને વિસારી રહ્યા છે; અને ક્ષત્રીઓ વૈશ્યોને રૂપિયાનો ત્યાગ કરવાનું શિખવવાને બદલે તેમની પાસેથી રાજસતામસ અયોગ્ય દાન ગ્રહણ કરવાનું શિખી રહ્યા છે. જે જુઓ તે વ્યાવહારિક રીતે વૈશ્યધર્મમાંજ મચી રહેલો છે. વાહવા ! વૈશ્યધર્મ ! આજકાલ તારા પોબાર છે. રાજ્યકર્તા જાતિ પણ વૈશ્યજ છે.

ખ્રિસ્તીધર્મપુસ્તક બાઇબલના જૂના કરારમાં લખ્યું છે કે એકવાર હજરત લૂત, તેમની પુત્રીઓ અને તેમની પત્ની, સૌ સૉડોમ નગરની બહાર જતાં હતાં. બીજાં બધાંનું વલણ તો નગરની બહાર હતું, પરંતુ લૂતની પત્નીનું ધ્યાન નગરમાંજ ચોંટેલું હતું. પરિણામ એ આવ્યું કે બીજા બધાને મુક્તિ પ્રાપ્ત થઇ, પરંતુ લૂતની પત્ની તો બિચારી ત્યાંજ મીઠાનો સ્તંભ બની ગઈ. વહાલા વાચકો ! આ વાર્તા મનુષ્યવિષેનો એક પ્રાકૃતિક નિયમ દર્શાવે છે. આ નિયમ લૉર્ડ બાયરનના શબ્દોમાં આમ વર્ણવી શકાય છે " તેનો (મનુષ્યનો) સ્વભાવ છે કે ઉન્નતિ કરવી અથવા પાછા પડવું. તે સ્થિર હદ ઉભો રહેતો નથી, કાંતો ક્ષય પામતો જાય છે અથવા ઉન્નતિ કરતો રહે છે. " જન્મ થયા પછી જેવી રીતે મનુષ્યનું શરીર ક્રમશઃ વધતું રહે છે, તેવી રીતે તેની આત્મિક દશામાટે પણ ક્રમશઃ ઉન્નતિ કરતા રહેવું આવશ્યક છે. પ્રકૃતિનો નિયમજ આવો હોવાથી જો પોતાના વર્તુળને વિસ્તૃત બનાવવાનું દિનપ્રતિદિન આગળ વધવાનું અટકાવવામાં આવશે, તો પ્રકૃતિના નિયમરૂપી યન્ત્રમાં દબાઇ ચગદાઇ જવુંજ પડશે.

ખંજર ન ચલે તો મોરચા[1] ખાયે, પાની ન બહે તો ઉસમેં બૂ[2] આયે.

લૂતની પત્નીની પેઠે જેમને પોતાની પહેલી સ્થિતિમાંથી નીકળવાનું ન ગમે; અને તેણે જેમ તાજાં ખેતરો અને ખુલ્લી હવા તરફ જવાની ના પાડી, તેમ જેઓ મોટા વર્તુળ તરફ વધવાના પાડશે તેમની પણ દુર્દશાજ થવાની. જ્યાં બળદે આગળ વધવામાં આળસ દેખાડયું કે ફટાક લઈને ખેડુતનો ચાબખો પીઠ ઉપર પડ્યો સમજવો. જ્યારે કોઇ વ્યક્તિ, જાતિ કે દેશ એકજ સ્થિતિમાં બંધાઇ રહેવા ઇચ્છે છે, ત્યારે પ્રકૃતિ-નિયમનો ડંડો તરતજ તેની પીઠ ઉપર પડે છે; અર્થાત્ વિવિધ પ્રકારનાં સંકટોમાં અને દાસત્વની સાંકળમાં તેને બંધાવું પડે છે. બી. એ. નો અભ્યાસ ભલે શ્રેષ્ઠજ હોય, પરંતુ જો કોઈ વિદ્યાર્થી તેજ અભ્યાસમાં ઘર કરી બેસે, અને પાસ થવાનું ઇચ્છેજ નહિ; તેના સંગાથી વિદ્યાર્થીઓની એક ટોળી પરીક્ષા પાસ કરી ગયા પછી પાછો તે તેજ બીજી ટોળીનો સાથી બને અને પછી પાછો ત્રીજી ટોળીનો સાથી બને; આજ પ્રમાણે ચલાવ્યા કરે તો તે વિદ્યાર્થી નાલાયકજ લેખાશે તથા નિરાશા અને અપમાન તેને સહેવાં પડશે. તેવીજ રીતે વૈશ્ય બુદ્ધિવાળો માણસ ( કુટુંબનો દાસ ) જો ઘરની ચાર ભીતોની વચ્ચેજ પોતાના ગુણ સૌંદર્યને દાટી દે, અને પ્રેમના વર્તુળને ન વિસ્તારે તો તે અપમાનજ સહેશે અને દુઃખી થશે.

द વર્તુળભણી ધ્યાનપૂર્વક જુઓ. તે થોડીક જગ્યાને ઘેરીને રહેલું છે, પરંતુ કાગળની બાકીની તમામ સપાટી ભણી પીઠ ફેરવી બેસેલું છે અર્થાત્ તે જરાક જેટલા સ્થળને પોતાનુ બનાવે છે, પણ તેની સાથેજ બાકીના સમગ્ર જગતથી દૂર-વિમુખ-થાય છે. આગળ ઉન્નતિ ન કરનાર અને કુટુંબપોષણમાંજ મચ્યા રહેનારની પણ આવીજ દશા છે. તે બાલબચ્ચાંને પાળે છે એ ખરૂં; પરતુ કૅમીસરીયેટ ખાતામાં, વહીવટી ખાતામાં, એન્જીનીઅરીગ ખાતામાં, દુકાનદારીમાં, ડૉકટરરૂપે કે વકીલના વેષમાં, અથવા જે કોઇ ખાતામાં હોય ત્યાં બધે તે પોતાના સજાતીય પ્રાણીઓના રક્તમાં હાથ રગવાને હરવખત તૈયાર રહે છે; જેની સાથે કામ પડી જાય તેમનાં ગળાં રેંસવામાં તે સારી પેઠે તત્પર હોય છે. જો બીજાનાં ઘરો ઉજડી જતાં હોય તો તેની બલાને એ તો લાચો

૧ કાટ. ૨ ગંધ, વાસ.

અને રિશવતો લઇ લઇને પોતાના ઘરને કોઈ અમીરના મકબરા (કબર અથવા સમાધિ ઉપર ચણેલું મકાન) જેટલું ઉંચું જરૂર બનાવશે. જે લોકોને તેની સાથે પાનું પડે તેમની સ્ત્રીઓનાં વદન ભલે દુઃખથી કરમાઈ જતાં હોય, તેની તેને શી ચિંતા છે? એતો તેમની સ્ત્રીઓનાં ઘરેણાં વેચાવીને પણ પોતાની પત્નીના મુખચંદ્રને સુવર્ણથી અવશ્ય સુશોભિત કરશે. પોતાના આત્માની અધોગતિ થતી જાય અને મન ક્રમશઃ સંકુચિત થતું જાય તો શી પરવા છે? એ તો સ્થૂલ માલ-મિલ્કતમાં જરૂર વધારો કરશે. એ તો પોતાના મકાનને વધારે ઉંચું બનાવવાનોજ. અરેરે! અરેરે!!

" ખરીં અકલો દાનિશ બ બાયદ ગિરીસ્ત. "

" આવી બુદ્ધિ અને સમજણ ઉપર રડવું જોઇએ. " આવા બંદિવાસમાં અધિક કાળપર્યંત બંધ રહેવાથી ચોરી, ઠગાઇ, લુટફાટના રોગોમાં ફસાઇ પડે છે. ધનવાનોનું ખૂન કરવાનું પણ આજ નિશાળમાં શિખે છે; અને કેમ ન શિખે?

" કે બૂ ફિસાદ કી આતી હય બંદ પાનીમેં "

અર્થાત્ " બંધ પાણીમાં વિકારની ગંધ આવે છે " સખત પરિશ્રમ વેઠયા છતા ત્યાંના ત્યાંજ રહેવામા અને ઉન્નતિ ન કરવામાં ઘાણીનો બળદ પ્રખ્યાત છે. બળદને આ પંજાબી ઉક્તિ બરાબર લાગુ પડે છે:- " લૌં ચૌં કે ઉગ્ગો દે ચક્ક " ચાલે ચાલે ને ત્યાં ને ત્યાં. સાંસારિક મનુષ્યની પણ બરાબર આવીજ દશા છે. બિચારો બળદની પેઠે મહેનત કરે છે, રાત્રિદિવસ ઓફિસો કે દુકાનોમાં આંખો ઉપર અંધારિયાં (ચશ્માં) ચઢાવી ઘાણી ચલાવ્યા કરે છે, પરંતુ આ ઘાણી ચલાવી કયાં જઇ રહ્યો છું, શું બનાવી રહ્યો છું વગેરેની તેને કંઇજ ખબર નથી. હા, જ્યારે અંતકાળે આખો ઉપરથી અંધારિયાં જરાક ઉંચકાશે ત્યારે જાણશે કે હાય! હાય! રાત્રિદિવસ મહેનત કરતાં કરતાં મરી ગયા. સમજતા હતા કે ઘણોએ રસ્તો કાપ્યો હશે, પરંતુ જોયું તો પોતે ત્યાંના ત્યાંજ છે. કંઇ ઉન્નતિ ન કરી. હાય હાય! હાય વાય! કંઇ કરી ન શકયા. કંઇજ ન બનાવી શકયા. તે વખતે રડવા અને પીટવાનુંજ રહેશે. જીવ પણ જશે તો મહા વેદના પછી.

જાં બ જાનાં દેહ વરના અઝ તુ બિસ્તાનદ અજલ;

ખુદ તુ મુન્સિફ્ બાશ, અય દિલ ! ઇ નિકો યા આ નિકો ?

અર્થઃ-તારા પ્રાણ પણ પ્રિય (બ્રહ્મ)ને અર્પણ કર, નહિ તો યમદેવ તારી પાસેથી તે જબરદસ્તીથી લઇ લેશે; ઓ હૃદય, હવે તુંજ ન્યાય કર કે આ સારૂં કે તે ?.

હે કુટુંબપરિવારમાં બદ્ધ થયેલા પુરુષ !

"આરામ કી નહીં હય ચેહ જા, હાં બઢે ચલો, હાં બઢે ચલો"

આ જગ્યા વિશ્રામની નથી, આગળ વધો, આગળ વધો. આલિંગનમાટે બાહુઓને પહોળા કરી આગળ લંબાવો, તમારા પ્રેમવર્તુળને વિસ્તૃત બનાવો, વધો, આગળ વધો, એટલેસુધી કે ચારેબાજુથી પરિમિત જીવન વર્તુળ વિસ્તૃત થતા થતા અપરિમિત વિસ્તાર ધારણ કરે અને સીધી રેખા બની જાય, અને તમારૂં જીવન ભૂલભૂલામણીમાથી નીકળી સર્વને સીધો સત્યનો માર્ગ બતાવે. આગળ વધો, આગળ વધો, એટલેસુધી કે આ ક્ષણભંગુર જગતના "આગળ અને પાછળ" તદ્દન નિરર્થક થઇ જાય.

ब्रह्मैवेदममृतं पुरस्तात् ब्रह्म पश्चात् ब्रह्म दक्षिणतश्चोत्तरेण ।
अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥

(અથર્વ. મંડો અ ૨ ખ ૨)

અર્થઃ-અમૃતરૂપી બ્રહ્મજ સામે છે, બ્રહ્મજ પાછળ છે, બ્રહ્મજ જમણી બાજુ અને બ્રહ્મજ ડાબી બાજુ છે, નીચે અને ઉપર પણ તેજ વ્યાપી રહેલો છે, તેજ આ સર્વ કંઇ છે અને સર્વથી પર-શ્રેષ્ઠ છે.

"અંદરૂનો બિરૂ તુઇ, અય દોસ્ત, દર ચપો રાસ્ત ઝેરો બાલાઇ"

અર્થાત્ જમણે ને ડાબે, નીચે ઉંચે, અંદર બાહિર તુંજ રહ્યો.

આગળ વધો, હૃદયને વિશાળ બનાવો, એટલેસુધી કે તેની બહાર હરવાફરવા જેટલી પણ જગ્યા ન રહે

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥५॥ (યજુર્વેદ ઇશાવાસ્ય ઉપનિષદ)

અર્થઃ-હમ ચલ હુંય, હમ ચલ હુય નાહિ, હમ નેડે, હમ દૂર,
હમ હી સબકે અંદર ચાનન, હમ હી બાહર નૂર;
મસ્તમ કુના ચુના કે ન દાનમ ઝ બે ખુદી,
દર અરસ એ ખિયાલ કે આમદ કુદામ રફ્ત.

અર્થઃ-મને એવો મસ્ત બનાવી દે કે બેભાન અવસ્થાને લીધે મારા

વિચારોના મેદાનમાં કોણ આવ્યું અને કોણ ગયું તેની પણ મને ખબર ન પડે. આગળ વધો, આગળ વધો, એટલેસુધી,કે ચક્કરમાં નાખી વ્યાકુળ અને વિસ્મિત કરનારાં વર્તુળોથી બચીને સીધી રેખા-સત્યને માર્ગે ચાલનાર સૂર્ય જેવું જીવન પ્રાપ્ત કરી લ્યો, પ્રકાશજ પ્રકાશ બની જાઓ, અને આવી દશા પ્રાપ્ત થાય કે જ્યાં,

क चात्मा क च वानात्मा क शुभं काशुभ तथा।
क चिंता क च वाचिंता स्वमहिम्नि स्थितस्य मे॥ ( અષ્ટાવક્ર ગીતા )

અર્થઃ-આત્મ કયાં ? અનાત્મ કયાં ? કયાં, શુભ અને અશુભ રહ્યાં ?
ચિંતા અચિંતા કેવી જ્યાં નિજ, સ્વરૂપમાંહી સ્થિર થયાં ?

વહાલા વાચકો ! એક અનિત્ય, કલ્પિત અને અસ્થિર વિશ્રામસ્થાન સાથે એટલો બધો પ્રેમ કરી દીધો કે અસલી ઘરને તો ભૂલીજ ગયા ? આ ખોટપણું તજી દો. અસલી ઘર-નિજ ધામ ભણી મોં ફેરવો. મૂળ સ્વદેશાભિમાનને ન ત્યાગો.

તાએરાનીમ કઝ કઝા વ કદર, ઊફ્તાદા જુદા ઝ ગુલઝારીમ;
મુર્ગે-શાખે-દરખ્તે-લાહુતીમ, ગૌહરે-ગંજે-દુર્જે-અસરારીમ;
યા દુરી અઝ મુહીતે તૌહી દીમ, ગૌહરી યા ઝ કાને ઇર્ફાનીમ.

અર્થઃ-અમે ભાગ્યને આધીન થઇ પુષ્પોદ્યાનથી વિખુટાં પડેલાં પક્ષી છીએ; અમે નિસ્ત્રૈગુણ્ય ( ગુણાતીત ) વૃક્ષની ડાળ ઉપર બેસનારાં પક્ષી છીએ; અમે રહસ્યોના ખજાનામાંની દાબડીમાંનાં મોતી છીએ; અથવા અમે અદ્વૈતસાગરમાંથી નીકળેલાં મોતી છીએ; અથવા અમે આત્મજ્ઞાનની ખાણુમાના હીરા છીએ.

બરાયે નામ ભી અપના ન કુચ્છ બાકી નિશાં રખના;
ન તન રખના, ન દિલ રખના, ન જી રખના, ન જાં રખના. ૧
ત અલ્લુક[1] તોડ દેના, છોડ દેના ઉસકી પાબંદી;[2]
ખબરદાર અપની ગર્દન પર ન યે બારે ગિરાં રખના. ૨
મિલેગી કયા મદદ તુઝકો મદદગારાને દુન્યાસે;
ઉમીદે યાવરી ઉનસે ન યહાં રખના ન વ્હાં રખના. ૩
બહોત મઝબૂત ઘર હય આકે બતકા દારે દુન્યાસે;

૧ સબંધ. ૨ બંધન.

ઉઠા લેના યહાં સે અપની દૌલત ઔર વહાં રખના. ૪
ઉઠા દેના તસવ્વુર ગૈર કી સૂરત કા આંખોંસે;
ફકત સીને કે આઇને મેં નકશે દિલસિતાં રખના. ૫
કિસી ઘરમેં ન ઘર કર બૈઠના ઇસ દારે ફાનીમેં;
ઠિકાના બે ઠિકાના ઔર મકાં બર લામકાં રખના. ૬

### મનુષ્યરૂપમાં પ્રાણવર્ગ

હવે જ વર્તુળભણી દૃષ્ટિ નાખો, આ વર્તુળ ૬ કરતાં ઘણું મોટું છે, જોકે તેની વક્રતા હજુ ગઇ નથી. આ વર્તુળ તે લોકોના જીવનવૃત્તનું નિરૂપણ કરે છે કે જેઓ પોતાના પંડ ઉપર જેટલો પ્રેમ રાખે છે, અથવા કુટુંબ-પોષક માણસ પોતાનાં બાલ બચ્ચાંની સાથે જેટલો પ્રેમ રાખે છે, તેટલોજ પ્રેમ પોતાની સમસ્ત જાતિના ભલામાટે રાખે છે; અને તેટલીજ જીવતોડ મહેનત તેમને માટે કરે છે. પેટપાળુના પ્રેમનું કેંદ્ર ( ભમરડાની પેઠે ) પોતાના શરીરમાંજ હતું; કુટુંબપાલકની ગતિનું કેંદ્ર ઘાણીના બળદની પેઠે શરીરથી જરાક છેટે હતું; અને આ જાતિભક્તનો પ્રેમ તેથી પણ ઘણો વિશાળ વર્તુળમાં કાર્ય કરે છે. ઉપરોક્ત બધાની સરખામણી કરતાં જાતિભક્તના જીવનના ચક્રની ગતિનું કેંદ્ર શરીર ( ય બિંદુ ) થી ઘણું દૂર છે. જાતિભક્તના જીવનની ગતિ શરતના ઘોડાની ગતિની સાથે મળતી આવે છે. આ ઘોડો દોડીને બળદ વગેરે કરતાં ઘણું મોટું વર્તુળ બનાવે છે. મેળાઓમાં કે અન્ય પ્રસંગે આ પ્રાણીનું પાણી જોવા શહેરોની પ્રત્યેક ગલીઓમાંથી શોખીન જીવડાઓ જાય છે. એ અતિ મૂલ્યવાન્ અને પ્રશંસાને પાત્ર પ્રાણી હોય છે. જાતિભક્તને પણ આ બધી પ્રશસા લાગુ પડે છે. જીવનવિકાસવાદની દૃષ્ટિએ ( જડ અને વનસ્પતિની અપેક્ષાએ ) પશુવર્ગમાં આવા પ્રકારનીજ ગતિ પ્રકટ થાય છે; અને મનુષ્યવર્ગમાં માનસિક જીવનના વિકાસની દૃષ્ટિએ જોતાં આવી ગતિ ( ચેતનતા ) જાતિભક્તના જીવનને વિશેષતા અર્પે છે. અર્થાત્ પશુઓનું શારીરિક જીવન અને જાતિભક્ત મનુષ્યનું આત્મિક જીવન એકજ પ્રકારનું હોઇને તેમને એકજ વર્તુળ-વડે દર્શાવી શકાય છે. જે ગતિ શરતના ઘોડામાં પ્રકટ થાય છે તેને મળતીજ ગતિ જાતિભક્ત મનુષ્યમાં પણ પ્રકાશ પામે છે. એવા મહાશયદ્વારા કેટલાયે મનુષ્યોને અને કુટુંબોને સુખ પહોંચે છે, અને કઢંગા રિવાજોની ધુંસરી

તેના સજાતીય પુરૂષોના ગળામાંથી નીકળી જાય છે. કોઇ પણ જાતિ, સમાજ કે સભાને માટે આવા મહત્વાકાંક્ષી પુરુષોનું અસ્તિત્વ સુભાગ્યનુંજ ચિન્હ છે પરંતુ વાચકગણ ! લૂતની પત્નીવાળા ઉદાહરણને ભૂલી ન જતા, તેમ સાયન્સ (વિજ્ઞાન) ના આ સિદ્ધાંતને પણ વિસારી ન દેતા, કે ગતિનું હોવું ન હોવું ગતિમાન્ શરીરના સ્થાન ઉપર આધાર નથી રાખતું; પરંતુ ગતિની દિશા ઉપર આધાર રાખે છે. વળી એ પણ યાદ રાખજો કે પ્રાણીના કદ ઉપરથી તેના શારીરિક આરોગ્યની અટકળ બાધવી એ તદ્દન ભૂલ ભરેલું છે. એક બાળકનું કદ નાનું જોઇને બોલી ઉઠવું કે આનું આરોગ્ય સારૂં નથી, અને એક બિછાને પડેલા લબા માણસને જોઇને કહેવું કે આનું આરોગ્ય અત્યંત સરસ છે, એ યોગ્ય નથીજ; કેમકે શરીર મોટું હોય કે નાનું, પણ જો તે અધોગતિમાં ગબડતું જતું હશે તો તે પ્રાણીનુ આરોગ્ય અવશ્ય ખરાબ હોવું જોઇએ; અને જો તે ઉન્નતિ પામતું હશે તો આરોગ્ય અવશ્ય સારૂં છે. આત્મિક જીવનની પણ બરાબર આવીજ દશા છે.

દૃ વર્તુળમાં જીવન ગાળનારો પાપોમાં ફસાયેલો મનુષ્ય પણ જો આજેજ પશ્ચાત્તાપ કરી પોતાનું વર્તુળ વિસ્તૃત બનાવવાનો નિશ્ચય કરી પ્રેમના બાહુ વિશાળ બનાવવાના પ્રયત્ન કરતો હોય, તો તે માણસ ઉન્નતિ તરફનીજ ગતિ પ્રકટ કરી રહ્યો છે. તેના જીવનનું વલણ બરાબર છે અને તેનું આત્મિક આરોગ્ય સારૂં છે; અને જો કોઇ મહાશય, જેમનુ જીવન વર્તુળ જ કે બ વર્તુળથી નિરૂપણ થઇ શકે છે, ( અર્થાત્ જાતિભક્ત કે દેશસેવકને નામે ઓળખાય છે, ) તે પોતાના વર્તુળમાંજ ફર્યા કરવામાં સમાપ્તિ માની બેઠેલા હોઇને તે વર્તુળને વિસ્તૃત ન બનાવતા હોય; બીજા શબ્દોમાં કહીએ તો તેમની પ્રથમની ગતિના વેગમાં વધારો ન થતો હોય, તો તે મહાશય આત્મિક રોગી છે અને તેમના જીવનની ગતિ થોડા કાળમાંજ અવનતિ તરફ વળી જશે. તેઓ પડે પણ પડશે અને પોતાના ચેપી રોગવડે આખી જાતિને અને દેશને પણ નુકસાન પહોંચાડશે.

કેમ કે જાતિનો તે સરદાર કે જેના હૃદયમાં પોતાનીજ જાતિ સમાયેલી હોય, પોતાની જાતિની બને તેટલી ઉન્નતિ કરવા ઇચ્છતો હોય, જાતિના રક્ષણ અને ઉન્નતિમાટે તનમનથી કાર્ય કરતો હોય; પરંતુ અન્ય જાતિઓની કંઇજ પરવા ન કરતો હોય પણ ઊલટું અન્ય જાતિયોને

પોતાની જાતિની સત્તાતળે લાવવા ઇચ્છતો હોય, [ પોતે બ્રાહ્મણ જાતિનો હોય તો એમ ઇચ્છે કે બ્રાહ્મણોની ઉન્નતિ થાઓ, અને અન્ય સઘળી જાતિયો જાઓ જહન્નમમાં; અને પોતે જો કાયસ્થકૉન્ફરન્સ કે અરૂઠ વંશ-સભાનો હોય તો કાયસ્થો કે અરૂડોનું રાજ્ય પ્રવતાવવા ઇચ્છતો હોય, અને અન્ય સઘળી જાતિયોનું સત્યાનાશ વાળવા રાજી હોય, પોતે આર્યસમાજી હોય તો સનાતનધર્મીઓ અને બ્રહ્મસમ જીઓના રકતનો તરસ્યો હોય; અથવા સનાતનધર્મી હોય તો આર્યસમાજીઓનો કટ્ટો શત્રુ હોય, વગેરે વગેરે ] તો આવો જાતિભક્ત જોકે પેટપાળુ અને કુટુંબપોષક બન્ને કરતાં અધિક છે, તેમનો મોટો ભાઇ છે, પરંતુ તે પણ આત્મિક રોગી તો છેજ. તેની ગતિ નષ્ટ થવાની છે, તે અવનતિ ભણી ગબડી રહ્યો છે, અને છેવટે તેનું જીવનવર્તુળ પ્રતિદિન સંકુચિત થતું જાય છે, કેમકે "આ મારી જાતિ છે" "મારી પોતાની છે" એટલા માટેજ જે પુરુષ અન્ય જાતિઓ સાથે લડાઈ અને ઝગડા કરી પોતાની જાતિને ઉન્નતિને શિખરે લઇ જવા માગે છે, તે સંપ્રદાયમા બદ્ધ થયેલો આત્મહત્યારો છે. (કેમકે "આત્મા" કે જે પવિત્ર, સર્વવ્યાપી અને આનંદઘન છે તેને વ્યવહારૂ રીતે તે શરીર માને છે) આવો માણસ જ્યારે પોતાની જાતિવાળાઓ સાથે બેસશે ત્યારે જાણે અજાણે પોતાના સિદ્ધાંત અનુસાર, તે જાતિમા પોતાના કુટુંબને ઉત્તમ ગણાવવાના પ્રયત્ન કરશે, કેમકે તેના હૃદયમા એજ વિચાર હશે કે "આ મારૂં નિકટનું છે" "આ મારૂં પોતાનું કુટુંબ છે" "આ મારૂં છે," અને બીજા કુટુંબોની સત્તા પડાવી લઈ પોતાના કુટુંબની સત્તા વધારતા જરાપણ અચકાશે નહિ આવા પુરુષનું વર્તુળ જમાથી અધોગતિ કરી દ મા પણ ગબડી પડે તો તે બનવા જોગ છે. વળી જે માણસ પોતાના કુટુંબ ઉપર માત્ર એટલા માટેજ પ્રેમ રાખે છે કે આ કુટુંબ મારૂં છે, (અર્થાત્ જે માત્ર શારીરિક સંબંધનેજ સમજી શકે છે, ઉચ્ચ સંબંધથી તદ્દન અજ્ઞાત છે, ) તે પોતાના કુટુંબને બીજા કુટુંબો ઉપર સરસાઇ ભોગવતું બનાવવાના પ્રયત્ન ભલે કરતો રહેતો હોય; પરંતુ ધાસ્તી રહે છે કે જ્યારે પ્રસંગ આવશે ત્યારે તે પોતાના ભાઇઓનાજ હક્ક લૂટીને પેટપાળુના વર્તુળમાં આવી પડશે.

કોઇ કોઇવાર કોઈ સંપ્રદાય કે ધર્મ કોઇ સાચા હૃદયવાળા (પ્રગ-

તિશાળી) મહાશયની અસરથી કડવા વેલાની પેઠે વધે છે, ફેલાયછે, પરંતુ થોડાજ સમયમાં તેમાં ફૂટ પડી જઇ તે ભાંગી પડે છે. આ અવનતિનું મૂળ કારણ બહુધા એજ હોય છે કે તે મતના અનુયાયીઓ જેઓ આરંભમાં નાના વર્તુળોમાંથી ઉન્નતિ કરતા કરતા મોટા વર્તુળમાં પ્રવિષ્ટ થયા હતા, તેઓ આગળ વધવાનું પડતું મૂકે છે અને તેથી પોતાનું આરોગ્ય બગાડી નાખે છે. આ નાશવંત જગત્‌માં એક સ્થિતિમાંજ સ્થિર થઈ રહેવું એનુંજ નામ મૃત્યુ છે. જે ઉત્સાહ તે મતવાદીઓના જીવનવર્તુળને વિસ્તૃત બનાવવાને ખાતર આપવામાં આવ્યો હતો, તે તેના યોગ્ય કાર્યમાં નથી વપરાતો; તો તે કુદરતના નિયમાનુસાર નષ્ટ પણ નથીજ થવાનો. એ તો દ્વેષ, લોભ, ક્રોધ વગેરે અવગુણોના રૂપમાં ફેરવાઇ જવાનો અને કુસંપનું કારણ બનવાનો. (જ્યાં ગાળ, અપશબ્દ, વૈર અને ઉત્પાતની ગંધ આવતી હોય, ત્યાં જાણજો કે કોઇ આત્મિક શબના સડાની દુર્ગંધ છે.) ઘણીવાર તો આમલો એટલો વધી પડે છે, અને ધાર્મિક ઝનૂન એટલી હદસુધી આંખો મીંચી લે છે કે ધર્મને ઓથે શરીરભાવજ અધિકાર ચલાવે છે, અને એક સંપ્રદાય બીજા સંપ્રદાયની જડ ઉખેડી નાખવા તૈયાર થઇ જાય છે, એટલે પછી બીજો સંપ્રદાય પહેલા સંપ્રદાયને નિર્મૂળ કરવા મથે છે. અને આ બધું માત્ર એજ વિચારથી થાય છે કે આ "મારો નથી." હાય રે આત્મઘાત! વોય રે આત્મહત્યા! બન્ને ભૂલીજ ગયા છે કે તેમનું નિજસ્વરૂપ તો દૈવી સત્ય પોતેજ છે, તેમનું નિજસ્વરૂપ તેજ શત્રુનું પણ નિજસ્વરૂપ છે. શત્રુ છેજ ક્યાં?

વહાલા ભારતવાસીઓ! શત્રુને ઘાયલ કરવા ઇચ્છતા હો તો કરો આ અભ્યાસ, પાકો કરો આ પાઠ, યાદ કરો આ શિક્ષા અને અનુભવો આ સત્યને કે શત્રુ તમારાથી ભિન્ન નથી. જેવી રીતે તમે પોતાને શરીરમાં હિપ્નોટાઇઝ કરી ચૂકયા છો, (ભ્રમનેલીધે પોતાને આ મલિન શરીર માની બેઠા છો,) તેવીજ રીતે પોતાના શુદ્ધ સ્વરૂપમાં નિષ્ઠા ધારણ કરો અને પછી જુઓ, કે લોહીતરસ્યા શત્રુના આભાસમાં પણ તમે પોતેજ વિદ્યમાન છો કે નહિ?

आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः। (ગીતા ૬-૫)

"પોતેજ પોતાનો બંધુ છે, અને પોતેજ પોતાનો શત્રુ છે." "હું-

જ શત્રુરૂપે દેખાઉં છું, હુંજ શત્રુ છું, હુંજ શત્રુ છું ” શત્રુ ઉડી ગયા. શત્રુ હવા થઇ ગયા. જ્ઞાનના ગોળાઓએ શત્રુઓને ઉડાડી દીધા. હુંજ હું છું. एकमेवाद्वितीय । છું, પવિત્ર સ્વરૂપ છું.

બે રંગ કહ્યુ હોકે દિખાહું તુઝકો,
તૂ ગુલ હય તો બૂ હોકે દિખાહું તુઝકો;
મંય આપસે જો અપને સે ફુરસત પાઉં,
ક્યા ઔર તૂ? તૂ હો કે દિખાહું તુઝકો.

“ જ્યાં જ્યાં મારી દૃષ્ટિ પડે છે તે સઘળાનો હું સમ્રાટ્ છું, મારી સત્તા સામે માથું ઉંચકનાર કોઇ નથી. ” ( કૂપર )

### માનવીરૂપમાં મનુષ્ય

હવે ઘ વર્તુળની વારી આવી છે. આ વર્તુળ જ કરતાંએ મોટું છે. જ જેવાં કેટલાંયે વર્તુળો તેમાં સમાયેલાં છે. તેની વક્રતા ઘણીજ ઓછી છે. સીધા માર્ગ જેવી છે. છતાંયે હજુ થોડુંક વક્રપણું બાકી છે. વક્રગતિ તદ્દન દૂર નથી થઇ ગઇ. આ વર્તુળ તે પુરુષોના જીવનચક્રનું નિરૂપણ કરે છે, કે જેઓ સમસ્ત દેશને માટે તેવીજ પ્રીતિ અને તેટલોજ પ્રેમ ધરાવે છે, કે જેટલો પેટપાળુ પોતાના પેટમાટે, કુટુંબપોષક કોઈ કુટુંબનેમાટે અને જાતિભક્ત કોઇ જાતિમાટે ધરાવે છે. આ વર્ગના મનુષ્યોએ પોતાનો સઘળો સમય અને સઘળું ધ્યાન દેશની ભલાઇ–ઉન્નતિનેજ અર્પણ કરી દીધાં હોય છે; જેમને પોતાના દેશની ધૂળ સુદ્ધાં પ્રિય હોય છે; અને તેઓ જાતિ, વર્ણ કે ધર્મનો ભેદ રાખ્યા વગર પોતાના દેશની દરેક વ્યક્તિને પોતાના સગા ભાઈ સમાન પ્રિય ગણે છે આ વર્તુળમાં ફરનારા પુરુષની ગતિનું કેંદ્ર ય બિંદુ ( અર્થાત્ શરીર) થી અત્યંત અધિક અંતરે હોય છે, અને તેનું જીવનવર્તુળ અત્યંત વિશાળ હોય છે. સ્વદેશસેવકના જીવનની ગતિને, તેના વર્તુળનો વિસ્તાર જોતાં, આપણે ચંદ્રની ગતિની ઉપમા આપી શકીએ છીએ સ્વદેશસેવક તે છે કે જે ભૂખે મરતાં સ્વદેશીઓને માટે ચંદ્રની પેઠે ઈદ ( ઉત્સવ ) આણનારો હોય, અથવા જે સ્વદેશની સંકટની રાત્રિમાં ચારે બાજુ પ્રકાશનો વરસાદ વરસાવતો હોય. ભલે તેની સેવામાં એટલું બળ ન હોય કે રાત્રિ નષ્ટ થઇ જાય અને દિવસ નીકળી આવે; પરંતુ જેવી રીતે ચંદ્રની ચાંદનીને લીધે છોડવાઓમાં રસ ભરાય છે, તેવીજ

રીતે આવા દેશસેવકદ્વારા લોકોને એક યા બીજા રૂપમાં ઠીક લાભ પહોંચી શકે છે. આત્મિક જીવનના વિકાસમાં આવો દેશહિતૈષી ખરા મનુષ્યની શ્રેણીમાં છે; તેનું અંતર તેમજ બાહ્ય મનુષ્ય છે; તેનું કાર્ય મનુષ્યનું છે; અને તેનું નામ પણ મનુષ્ય છે.

મરના ભલા હય ઉસ્કા જો અપને લીયે જીયે,
જીતા હય વોહ જો મર ચુકા ઇન્સાન કે લિયે.

"છે કોઇ આ પૃથ્વી તલ પર મૃતહૃદયનો માનવી,
" નથી કહ્યું જેણે કદાપિ નિજ હૃદયમાં ગર્વથી,
" " આ છે મારી જન્મભૂમિ, હા, હા, મારી લાડલી " "(સ્કૉટ)

ઓ હિંદ ! તારા શિવાજી, ગુરુગોવિંદસિંહજી અને રાણા પ્રતાપ ક્યાં લગી સૂતા રહેશે ? જો તેમણે બીજી વસ્તુઓની પેઠે સ્વદેશપ્રેમનો પાઠ પણ અંગ્રેજો પાસેથીજ શિખવાનું ધાર્યું હોય, તો તે ડૉક્ટરની વાતને હૃદયપટ ઉપર કેમ કોતરાવી નથી રાખતા કે જેના સ્વદેશપ્રેમના પ્રતાપે હિન્દમા અંગ્રેજ જાતિના પગ દૃઢતાથી જામી ગયા છે ? વાચકો ! તમે ઇતિહાસમાં આ વાર્તા કેટલીયે વાર વાંચી નાખી હશે, પરંતુ તેને પોતાના જીવનમા ઉતારીને ભવિષ્યના ઇતિહાસમાં તમારા સ્વદેશપ્રેમની નોંધ તરીકે યાદગાર બનાવી જવાનો દૃઢ નિશ્ચય જ્યાંસુધી તમે નથી કર્યો, ત્યાંસુધી નક્કી સમજજો કે એ વાર્તાને તમે સ્વપ્નમા પણ નથીજ વાચી *

પરંતુ વાચકગણ ! માની લીધું કે દેશહિતૈષીનું જીવન અત્યંત ઉત્તમ પંક્તિનું છે, અને તેનુ જીવન વર્તુળ (ચ) ઘણું વિશાળ હોય છે;

---

*આ હકીકત એવી છે કે દિલ્હીના બાદશાહ ફરૂખસીયર એક વખત સખ્ત બીમાર થયા હતા. તમામ હકીમો પોતાના ઉપાય અજમાવી નાઉમેદજ થયા અને બાદશાહના બચાવની આશા છોડી બેઠા એ સમયે એક અંગ્રેજ ડૉક્ટર પણ દિલ્હીમા રહેતો હતો. છેવટે આ ડૉક્ટરની દવા જારી કરવામા આવી. આ દવાથી બાદશાહને ત્રણ ચાર દિવસમાજ આરામ થઇ ગયો. બાદશાહ ફરૂખસીયર ઘણાજ ઉદાર સ્વભાવનો હતો. તેણે એક દરબાર ભર્યો અને પેલા અંગ્રેજ ડૉક્ટરને પુષ્કળ ધન વગેરે આપવા માંડ્યુ; પરતુ તે સ્વદેશપ્રેમી ડૉક્ટરે પોતે મોટા ધનવાન્ કે અમીર ઉમરાવ બનવાનુ ન ઇચ્છતા, પોતાના દેશબંધુ અંગ્રેજોને માટે દરિયાકાંઠે અમુક જમીન તેમજ પોતાના દેશના માલમાટે જકાતની માફી આ બે વસ્તુઓ માગી લીધી. અંગ્રેજોનો પગ આવા રીતે એક અંગ્રેજ ડૉક્ટરના સ્વદેશપ્રેમને લીધેજ ભારતવર્ષમા પેઠો હતો.

પરંતુ આ વર્તુળ પણ હજુ વધારે વિસ્તૃત થવાના અવકાશ અને યોગ્યતા ધરાવે છે; કેમકે તે હજુ સીધી રેખારૂપ નથી બન્યું. જો કે તેણે ઘણી જગ્યા ઘેરેલી છે, તોપણ તેટલી જમીન સિવાય અન્ય સઘળી પૃથ્વી તરફથી મેં ફેરવી લીધું છે. દેશહિતૈષી જોન બુલ ( અંગ્રેજ ) તો માત્ર પોતાના ઈંગ્લેન્ડને માટેજ ચંદ્રમા સમાન છે; ફ્રાન્સ અને સ્પેનને માટે તો તે રાહુ સમાનજ છે. આ વર્તુળમાં રહેનારો સહેનારો સ્વદેશપ્રેમી ઉપરોક્ત અન્ય સઘળાં વર્તુળોવાળા ભાઈઓ કરતાં મહાન છે; પરંતુ તે પણ માંદો પડતાં (અર્થાત્ પોતાના વર્તુળને વિસ્તૃત બનાવવામાં મંદ બની પોતાની શક્તિ નેપોલિયનની પેઠે સ્વાર્થ તરફજ વાળી દેવામાં આવતાં ) આખા દેશના વિનાશનું કારણ થઇ પડે છે. પેટપાળુને હાથે તો બહુધા એકજ કુટુંબનાં માણસો દુ:ખી થાય છે; કુટુંબપોષક નઠારો બને તો એકાદ કુટુંબનેજ બીજા કુટુબ સાથે કૂટાવી મારશે; જાતિભક્ત વણસે તો એક સમાજ કે જાતિને બીજા સમાજ, જાતિ કે સભા સાથે લડાવશે, અને સેંકડો કિંવા હજારો સ્ત્રીપુરુષોના હૃદયમાં દ્વેષ અને ઉત્પાતની આગ ભડકાવશે; પરંતુ તે નામ ધારી દેશહિતૈષીઓ કે જેઓ ઈશ્વરીકૃપારૂપી મેઘનાં મોટા મોટા ફોરાની પેઠે દેશને જલતૃપ્ત કરવા આવેલા હતા. તેઓ જો પોતાની સ્થિતિમા સ્થિર થઈ જાય, ગડાઇ જાય તો તો મોટા કરારૂપે બનીને દેશ ઉપર તેનોજ વરસાદ વરસાવવાના. તેઓ તો ઓળા નહિ પરંતુ ગોળા વરસાવીને દેશબંધુઓનું તેમજ બીજા દેશવાળાનું સત્યાનાશજ વાળશે. હજારો બલ્કે લાખો ઈશ્વરના પ્રાણીઓનાં તે ગળાં રેંસાવશે, એક દેશને બીજા દેશની આણતળે લાવવામાટે રક્તની સરિતાઓ વહેવડાવશે અને પોતે વિષયોના ગુલામ છે તેટલામાટે બીજા દેશવાળાઓની સ્વતંત્રતાનો પણ નાશ કરશે. ઓ ! ધિક્ છે ! *

વહાલા ! સ્વતંત્રતાને ચાહતા હો તો જગતરૂપી જેલખાનામાં તેને ન શોધો. દેશના સ્વામી બની જવાથી પણ તે નથી મળવાની. નિજસ્વરૂપને ઓળખશો, તોજ સર્વ બંધન દૂર થઇ સાચી સ્વતંત્રતા મળશે. પોતાના તે પૂર્ણ સત્ય તથા સ્વતંત્ર

* યુરોપના જમદગ્નિરૂપી ઇંદના અતિઘોર યુદ્ધે રામે પ્રબોધેલા વિચારોને કેવા આબાદ સાચા પાડી આપ્યા છે !

**સ્વરૂપને અનુભવો કે જેના નેત્રના પલકારા માત્રથી રાવરંક હતા ન હતા થાય છે, અને જેના સંકેત ઉપર દેશકાળ તથા વસ્તુનું અસ્તિત્વ અવલંબી રહ્યું છે.**

તમારીજ આંખના પલકારામાં સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય છે. વાહ રે જગત્ ઉત્પન્ન કરનાર દૃષ્ટિ! વાહ રે જાદૂ ભરેલાં નયનકમળ!

અમી હલાહલ મધ ભરે, શ્વેત શ્યામ રતિનાર;
જીવત મરત ઝુક ઝુક પરત, જે ચિતવત એક બાર.

વહાલા જરા જાગ તો ખરો! પોતાના મહિમારૂપી ઘોડા વેચીને અવિદ્યારૂપી વેશ્યાના પાશમાં ક્યાં લગી સૂતેલો રહીશ? શ્રુતિ ભગવતી તારા શિરભણી બેસી તને મોહનિદ્રામાંથી જાગ્રત કરવામાટે ઉચ્ચ સ્વરે તારી પ્રશંસાનાં પ્રભાતિયાં ગાઇ રહી છે; પરંતુ હાય! તું તો જરા સળવળતો સરખોયે નથી.

सपर्य्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम्। कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः (ઇશો મં ૮)

અર્થાત્ તે બહાર આવિર્ભાવ પામ્યો છે, તે પ્રકાશિત છે, પિંડરહિત છે, દોષ-ચિન્હવિનાનો, સ્નાયુવિનાનો, પવિત્ર અને પાપથી રહિત છે. તે સર્વજ્ઞ મનનો નિયમક તથા સર્વવ્યાપી છે. તે સ્વયંભૂએ સર્વ પદાર્થોને તેમના સ્વકર્માનુસાર સનાતન સમયથી સંપૂર્ણ રીતે વ્યવસ્થિત કર્યાં છે. ઉંઘવામાં મુરદાંઓને પણ માત કરવાની રમત હવે મૂકીદો. એક વખત ઇંદ્ર સ્વપ્નમાં શૂકર બનીને ખુજલી વગેરે રોગોમાં સપડાઇ ગયો. બીજા દેવતાઓએ જ્યારે પોતાના સ્વામીની આવી દશા જોઇ ત્યારે તેઓ ગભરાયા, શરમાયા અને અંતે ઇંદ્રની સ્વપ્નસૃષ્ટિમાં આવી પહોંચ્યા. એક જણાએ પાસે આવીને કહ્યું "મહારાજ, આ શું? શું આપ અપ્સરાઓને પણ ભૂલી ગયા છો?" બીજાએ કાનમાં કહ્યું "દેવરાજ! આ શું? આપ અમૃતરસને વિસરી ગયા છો?" ત્રીજો બોલ્યો "જગત્‌ના આશ્રયદાતા! આ શું? આપ પોતાના રત્નજડિત સિંહાસનને પણ વિસ્મરણ કરી ચૂકયા છો શું?" ઇત્યાદિ. બધાના ઉત્તરમાં ઇંદ્રે માથું ધુણાવ્યું અને શૂકરનાજ સ્વર તથા વાણીમાં કહ્યું—"હુવાં! હુવાં!" જાણે પોતાની અત્યક્ષ દશારૂપી વાણીથી એમ ન કહેતો હોય કે "શૂકરની ગંદકી અને

કીચડ જે અત્યારે મને મસ્ત બનાવી રહ્યાં છે તેના કરતાં અપ્સરા, અમૃત અને સિંહાસનમાં શી વિશેષતા છે વારૂ ? માટે હે દેવતાગણુ ! તમે તમારા સિંહાસનને તમારે ઘેરજ રાખો. અમને તો કીચડમાં આળોટવું પુષ્પોની સેજ ઉપર સૂવા કરતાંયે અધિક પ્રિય લાગે છે." વાહ ! મારા વહાલા ! તારૂં નિજ સ્વરૂપ તો ઇંદ્રનો પણ ઇંદ્ર છે. તું તો જગત્-સ્વપ્નમાં પડીને મૃત્યુને વૈદ્ય અને રોગને ઔષધ કેમ માની રહ્યો છે ?

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत । (યજુર્વેદ. કઠોપનિષદ્-૩—૧૪.)

અર્થાત્ ઉઠો, જાગો, જ્ઞાનીઓની પાસે જાઓ અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરો.

સર બિનેહ બર કફ બિયા અય ગાઝીયા,
ખ્વાબ રા બુગઝારો ખુદરા કુન રિહા.

અર્થ:-ઓ ધર્મવીર ! શિર હથેલી ઉપર ધરીને આવ, નિદ્રાનો ત્યાગ કર અને પોતાને મુક્ત બનાવ.

"ઉઠ જાગ ઘુરાડે માર નહીં, એહ સૌન તેરે દરકાર નહીં."

સર્ગનો સારાંશ.

| વર્તુળ | ગતિ | જીવન | કાર્ય કે નામ |
|---|---|---|---|
| ह | ... ભમરડો ... ... ... | જડ ... | ... ઉદરભક્ત |
| द | ... ઘાણીનો બળદ ... | ... વનસ્પતિ | ... કુટુંબભક્ત |
| ज | ... શરતનો ઘોડો ... | ... પ્રાણી ... | ... જાતિભક્ત |
| य | ... ચંદ્ર... ... ... | ... મનુષ્ય ... | ... દેશભક્ત |
| अ | ... સૂર્ય (ચિદ્‌ઘન) ... | ... પરમાત્મા | ... જ્ઞાની (આત્મદર્શી) |

વક્રતાનો સદતર નાશ.

## અમર પુરુષ

ઓ પ્રકૃતિ ! તારા પુરુષ (સ્વામી) નાં દર્શન કરી લે ! ઓ જવાહિરસમ તારાઓ ! તમે તે સૂર્યોના સૂર્ય ઉપર કુરબાન થઈ જાઓ. ઓ અંધકાર ! નાસી જા ! ! ઓ આશા-ઉદ્યાનની કળીઓ ! આંખો ઉઘાડો. જગતના પ્રાણનો મહિમા જુઓ ! ઓ અજ્ઞાનની પથારીમાં આળોટનારાઓ ! તમારાં નેત્ર કેમ નથી ખોલતા ? તમારીજ આંખોના તેજને બહાર ગ્રોઈ લો. સ્વપ્નાવસ્થામાં સંકલ્પોરૂપી દોઢ ચાવલની ખીચડી ક્યાંસુધી રાંધ્યા કરશો ? રાત્રિ તો પૂરી થઇ. ઓ વિશ્વવાટિકાનાં પક્ષીઓ ! સ્વ-

મહિમાનાં આનંદપૂર્ણ ગીતો ગાયા કરો. વરરાજા (સૂર્યરૂપ જ્ઞાની)નો વરઘોડો આવે છે. ઓ પૃથ્વી અને આકાશ! વરરાજામાટે ગુલાલ તૈયાર કરો. વસંતસમીર! રંગ ઉડાળ્યો જા. ઓ કૃપા-વૃષ્ટિના મેઘ! સડક ઉપર પાણીનો છંટકાવ કર. લીલાં વસ્ત્રધારી કન્યાઓ! (વૃક્ષો) બની ઠનીને પોતાના કાનોમાં મોતી પહેરી, સ્વચ્છ અને સુશોભિત બની સ્વાગતમાટે હારબંધ ઉભી થઇ જાઓ. આનંદ! આનંદ!! આનંદ!!!

નરગિસ બ ચમન રાહે કે મીદીદ, ખુદા ?
ગોશે ગુલ આમદની હાયે કે ઇસગા મી કર્દ ?

અર્થ:-ઓ ઈશ્વર! બગીચામાં નરગિસ (આંખો) કોની વાટ જોતું હતું? અને ગુલાબ (કાન) કોનો પગરવ સાંભળવામાટે ઝુકેલાં (ધ્યાન લગાવી રહેલાં) હતાં? ઉપલી સર્વ તૈયારીઓ કોની પધરામણીને માટે, કોની આગતા-સ્વાગતા કરવાને માટે ચાલી રહી છે? તેનીજ પધરામણીને માટે કે જે પ્રથમથીજ સર્વત્ર મોજૂદ છે, તે સૂર્યજીવનવાળા જ્ઞાનીનેજ માટે.

આફતાબસ્ત, આફતાબસ્ત આફતાબ,
ઝર્રહા દારન્દ અઝ ઉ રંગો તાબ.

અર્થાત્ સૂર્ય છે તે, સૂર્ય છે તે, સૂર્ય છે; રજકણો રંગ તેજ તેનાથી ગ્રહે.

મતલએ દીદારે હક દીદારે ઉ; મંબએ ગુફતારે હક ગુફતારે ઊ.

અર્થ:-તેનું દર્શન તે પ્રભુનું દર્શન સમજો. તેની વાણીને પ્રભુની વાણી સમજો.

એજ સૂર્યરૂપ જ્ઞાની (બ્રહ્મનિષ્ઠ) પર્વતો અને નદીઓમાં હીરા અને મોતીને બનાવે છે. પ્રત્યેક પાન અને પુષ્પને પ્રફુલ્લતા અર્પે છે, પ્રાણીઓમાં પ્રાણ ફુંકે છે, મનુષ્યમાં જીવન પ્રેરે છે; પૃથ્વી પણ એજ મૂળ સૂર્યમાંથી નીકળેલી એક ચિણગારી માત્ર છે, ગ્રહો સઘળા તેનીજ આકર્ષણશક્તિને લીધે ગતિમાન્ છે.

સૂરજ કો સોના, ચાંદકો ચાંદી તો દે ચુકે,
ફિરભી તવાફ[1] કરતે હુંય દેખું જિધરકો મંય.
તારે ઝમક ઝમક કે બુલાતે હુંય રામ કો,
આંખોંમેં ઉનકી રેહતા હું, જાઉં કિધરકો મંય ?

આ અમર પુરુષ-ચિદ્‌ઘન (સર્વ અસ્તિત્વનું મૂળ) જે દેશમાં પ્રકાશે છે તેજ દેશનું આત્મિક જીવન કાયમ રહેશે. સૂર્યની પેઠે આ વિજ્ઞાનરૂપ

---

૧ પ્રદક્ષિણા.

મહાપુરૂષ પ્રત્યક્ષમા કંઇ ન કરતો હોય તોપણ પેટપાળુને અને કુટુંબ-પોષકને, જાતિભક્તને અને દેશહિતૈષીને, સર્વને જીવન અર્પનારો તેજ છે. પ્રત્યેકના હૃદયમાં, દરેકના મસ્તિષ્કમાઅને હરએકની આખોમાં તેનો નિવાસ છે. ધનવાન હો કે ભિખારી, દરેકનાં શરીર, નામ અને અણુએ અણુનું અસ્તિત્વ તેનેજ આધારે છે. શરીરરૂપી કોટડીઓની અંદર ભલા તેમજ ભુડા વિચારો એજ પ્રકાશોના પ્રકાશના છૂટાં છવાયાં કિરણોમા રજ-કણોની પેઠે અસ્તિત્વ ધરાવે છે.

"નાહનો અકરબો ઈલયહે મિન હબલિલ વરીદ." (કુરાન સુરા ૫૦. (કાફ) આયા. ૧૬ )

અર્થાત્ "અમો તેના કંઠની ધોરી નસ કરતાં પણ અધિક સમીપ છીએ"

નાચું મય નટરાજ રે, નાચુ મેં મહારાજ.
સૂરજ નાચું, તારે નાચુ, નાચું બન મેહતાબ[1] રે. નાચુ મે નટરાજ.
તન તેરે મેં મન હો નાચુ, નાચુ નાડી નાઠ રે. "
બાદર નાચું બાયુ નાચું, નાચું નદી અરુ[2] નાબ[3] રે. "
ઝર્રા[4] નાચું સમુદ્ર નાચુ, નાચુ મોઘર કાજ રે. "
મધુવાલબ[5] બદ મસ્તીવાલા નાચુ પીપી આજ રે. "
ઘર લાગો રંગ, રંગ ઘર લાગો, નાચુ પાપા દાજ રે. "
રાગ ગીત સબ હોવત હરદમ, નાચુ પૂરા સાજ રે. "
રામ હી નાચત, રામહી બાજત, નાચું હો નિલાજ રે. "

નઝર બ હરકે કુનમ, સુયે ખુદ હમી બીનમ,
બ હરકે મીનિગરમ, રૂયે ખુદ હમી બીનમ
બ જુઝવો કુલ હમા મા, મૂરમ અઝ ઝમીનો ઝમા,
બ જાનિ બી કે રવમ કુયે ખુદ હમી બીનમ.

અથોત્ જે તરફ દષ્ટિનાખુ છું ત્યા મારૂજ મુખ જોઉ છુ, અને જેના તરફ જોઉ છું ત્યા મારોજ ચહેરો દેખાય છે. સમસ્ત વ્યષ્ટિ અને સમષ્ટિમાં દેશ અને કાળથી હું ભરપૂર છુ જે તરફ જાઉ છું ત્યા મારીજ ગલી (નિવાસ સ્થાન) માલમ પડે છે.

संपूर्ण जगदेव नंदनवनं सर्वेऽपि कल्पद्रुमाः ।

૧ ચંદ્ર ૨ અને. ૩ નૌકા. ૪ ઝરો. ૫ સોમરસ.

गांगंवारि समस्तवारिनिवहा. पुण्या. समस्ताः क्रियाः ।
वाचः प्राकृतसंस्कृताः श्रुतिशिरो वाराणसी मेदिनी
सर्वावस्थितिरस्य वस्तुविषया दृष्टे परे ब्रह्मणि ॥

અર્થ.–પરબ્રહ્મનો સાક્ષાત્કાર થયો એટલે સમસ્ત જગત્ તેને માટે નંદનવન બની જાય છે, સર્વ વૃક્ષો કલ્પદ્રુમરૂપ, સમસ્ત જળ ગંગાજળરૂપ સર્વ કર્મ પુણ્યરૂપ, પ્રાકૃત અને સંસ્કૃત, સર્વ વાણી ઉપનિષદ્‌રૂપ, સમસ્ત પૃથ્વી વારાણસી(કાશી) અને સર્વ અવસ્થાઓ બ્રહ્મસ્વરૂપને વિષય કરનારી બની જાય છે. અહાહા !

કહું કયા હાલ ઇસ દિલ કા કે શાદી મૌજ મારે હય,
હય એક ઉમડા હુવા દરિયા, અહાહાહા ! અહાહાહા !

અર્થાત્ આ હૃદયની દશાનું વર્ણન શું કરૂં ? અહાહા ! જેમાં આનંદના તરંગો ઉછળી રહ્યા છે એવી જાણે એક પૂર આવેલી નદીસમાન છે. અહાહા !

શબે મેહતાબો બાદે ખુશ, લબે દર્યા, સનમ દરબર,
ચે સા દાનન્દ હાલે મા ગરીકાને તમવ્વુજહા.

અર્થઃ–ચાંદની રાત, સુમધુર પવન, સરિતાતટ, અને પ્રિયનો ભુજપાશ, આવી મારી સ્થિતિનો આનંદ મંઝારનદીમાં ડૂબી રહેલાં મનુષ્યો કેવી રીતે કલ્પી શકે ? જર્મન કવિ ગેટી કહે છે.—

"આત્મસ્થિતિને સાંસારિક શરીરાદિરૂપ મેઘના આવરણ ઢાંકી શકતાં નથી. મનુષ્યની આંખો ઉપર પડળ ફરી વળેલા હોવાથી તે તેને જોઈ શકતી નથી. મનુષ્યનું હૃદય મુરદાલ હોવાથી તે પણ તેને અનુભવી શકતું નથી. હે મનુષ્ય ! તું જો સાચું અસ્તિત્વ ધરાવનાર એ આત્મવસ્તુને જાણવા માગતો હોય, તો તારા સંસારિક–મલિન હૃદયને જ્ઞાનસૂર્યની લાલીવડે તેમાંથી સઘળા ત્રિગુણાત્મક સંકલ્પરૂપી ડાઘ નીકળી જાય ત્યાં લગી ધો "

જેનું સ્વ, પિતા, માતા, પુત્ર, ઘરબાર, માલ મિલકત, થાપણ, ઇત્યાદિ સર્વ કંઇ બ્રહ્મ છે, તેજ સીધા માર્ગ ઉપર ચાલનારો નારાયણરૂપ બ્રહ્મજ્ઞાની છે

તુરા ગોયમ, તુરા દાનમ, તુરા બીનમ, તુરા ખાનમ

અર્થાત્ "તને કહું ને તને જાણું, તને જોઉં ને બોલાવું "

મન તૂ શુદમ તુ મન શુદી મન તન શુદમ તુ તન શુદી,
તા કસ ગોયદ બાદ અઝી મન દીગરમ તૂ દીગરી.

અર્થઃ–હું તું થયો, તું હું થયો, હું માણુને તું તન થયો,

કોઈ હવે ન કહી શકે, હું ભિન્ન ને તું ભિન્ન છે.

आत्मक्रीड आत्मरति क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः (मुण्डकोपनिषद् अ. ૧.મં.૨)

અર્થ:–જે મનુષ્ય આત્મામાજ ક્રીડા–રમત કરી, આત્મામાજ આસક્ત રહી સમસ્ત કાર્યો કરે છે તે સર્વ બ્રહ્મજ્ઞાનીઓમા શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞાની છે.

સબાહે ઈદ કે મર્દુમ બ કારો બાર રવન્દ,
બબા કશાને મુહબ્બત બ કૂયે યાર રવન્દ

અર્થ:–ઈદની સવારમા જ્યારે અન્ય માણસો પોતપોતાને કામે જાય છે, ત્યારે પ્રેમની પીડા સહન કરનારાઓ પ્રિયની ગલી ભણી જતા જણાય છે.

"સુખમણી" સાહેબમા મહાન્ ગુરૂ નાનકદેવે કેવા સુમધુર શબ્દોમાં અમર પુરુષનું ચિત્ર આલેખ્યું છે:—

બ્રહ્મજ્ઞાની કા ભોજન જ્ઞાન, નાનક બ્રહ્મજ્ઞાની કા બ્રહ્મધ્યાન.
બ્રહ્મજ્ઞાની સદા નિર્લેપ, જૈસે જલમે કમળ અલેપ.
બ્રહ્મજ્ઞાની સદા નિર્દોષ, જૈસે સૂર સરવકો સોખ.
બ્રહ્મજ્ઞાની નિર્મળ તે નિર્મળ, જૈસે મૈલ ન લગે જલ.
બ્રહ્મજ્ઞાની સદા સમદર્શી, બ્રહ્મજ્ઞાનીકી દૃષ્ટિ અમૃતવર્ષી
બ્રહ્મજ્ઞાની સંગ સકલ ઉદ્ધાર, નાનક બ્રહ્મજ્ઞાની કો જપે સકળ સંસાર.
બ્રહ્મજ્ઞાની સદા સદ જાગત, બ્રહ્મજ્ઞાની અહંબુદ્ધિ ત્યાગત
બ્રહ્મજ્ઞાની મન પરમાનંદ, બ્રહ્મજ્ઞાનીઘર સદા આનંદ.
બ્રહ્મજ્ઞાની કા દર્શન બડભાગી પાઇયે, બ્રહ્મજ્ઞાની કો બલ બલ જાઇયે.
બ્રહ્મજ્ઞાની કો ખોજે મહેશ્વર, નાનક બ્રહ્મજ્ઞાની આપ પરમેશ્વર
બ્રહ્મજ્ઞાની કા કથ્યા ન જાયે અધાખર, બ્રહ્મજ્ઞાની સર્વકા ઠાકર
બ્રહ્મજ્ઞાની કી મત કૌન બખાને, બ્રહ્મજ્ઞાની કી ગતિ બ્રહ્મજ્ઞાની જાને.
બ્રહ્મજ્ઞાની કા અંત ન પાર, નાનક બ્રહ્મજ્ઞાની કો સદા નમસ્કાર.
બ્રહ્મજ્ઞાની સબ સૃષ્ટિકા કર્તા, બ્રહ્મજ્ઞાની સદજીવે નહિ મરતા
બ્રહ્મજ્ઞાની મુક્ત જુગતજીકા દાતા, બ્રહ્મજ્ઞાની પૂરણ પુરુષ વિધાતા.
બ્રહ્મજ્ઞાની અનાથ કા નાથ, બ્રહ્મજ્ઞાની કા, સબ ઊપર હાથ.
બ્રહ્મજ્ઞાની કા સકળ આકાર, બ્રહ્મજ્ઞાની આપ નિરંકાર

પ્રશ્ન–જ્ઞાનવાન્ તો આપણા જેવો અપવિત્ર શરીરવાળો, પરિમિત (પરિચ્છિન્ન) હોય છે, તે આવી ઉત્તમ પ્રશંસાને પાત્ર ક્યાથી હોઇ શકે?

ઉત્તરઃ–નારાયણ! જ્ઞાની એકજ શરીરમાં પરિમિત હોતો નથી.

વો મૌજૂદ રેહતા હય હર રંગ મેં, કભી આબમેં[1] ઔર કભી સંગમેં.[2]

આ રહસ્યને તેજ જાણે છે કે જેની ઉપર વીતી હોય.

ભાઇ રે મીરાં પ્રેમ દિવાની, મેરા મર્મ ન જાને કોઇ,
સૂલી ઉપર સેજ પિયાકી, કિત બિધ મિલના હોઇ.

તમારી નજરે અમુકજ શરીર તેનું છે અને બીજું શરીર કોઇ બીજાનું છે; પરંતુ તેને તો સૌ એકજ છે. આ શરીર તેને વધારે વહાલું અને પેલું બીજું શરીર તેનું ઓછું સંબંધી નથી. વળી તેની વાસ્તવ દૃષ્ટિએ તો શરીર બરીર છેજ ક્યાં? ભુંડું કહો, ભલું કહો, કાપી નાખો, કકડા કકડા પણ કરી નાખો. જો તમારામાં શક્તિ હોય તો તેમાં તેનું શું બગડવાનું છે?

યે જિસ્મ અપના, તો અય બદગો, તસવ્વુર મહેઝ હય તેરા;
હમારા હય બિગડતા ક્યા? અહાહાહા! અહાહાહા!!

અર્થાત્ હે ખોટું વદનારા! આ "તારૂં શરીર" તો તારી કલ્પના–ભ્રમણામાત્રજ છે. અમારૂં બગડવાનુંજ શું છે? અહાહાહા! અહાહાહા?

લોકો એમ સમજતા હશે કે મન્સૂરને સૂલી ઉપર ચઢાવ્યો, શમ્સની ખાલ ઉતારવામાં આવી અને તેમ કરીને તેમને મારી નાખવામાં આવ્યા. પરંતુ હાય! ક્યાંથી?

સૂલી સલીબ ઝહરદે મુક્કે, કદે ન મુકદા જો; ફકીરા આપે અલ્લાહ હો.

અર્થાત્ સૂલી ક્રૂસ કે વિષને લીધે કદી ન તે મરતો; ફકીરા આપજ અલ્લાહછો.

દારપર ચઢકર કહા મન્સૂરને, આજ અપના બોલ બાલા હો ગયા.

અર્થાત્ મન્સૂરે સૂલી ઉપર ચઢીને કહ્યું કે આજે મારી બોલ બાલા થઇ ગઇ છે–જય જયકાર પોકારાઇ ગયો છે.

મરે ન ટરે ન જરે હરે તમ, પરમ આનંદ સો પાઇયો,
મંગલ મોદ ભર્યો ઘટ ભીતર, ગુરુશ્રુતિ "ब्रह्म त्वमेव" બતાઇયો.

न मे मृत्युशंका न मे जातिभेदः पिता नैव मे नैव माता न जन्म ॥
न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्य श्चिदानन्दरूपः शिवो ऽहं शिवो ऽहं ॥
(શંકરાચાર્ય સ્તોત્ર.)

અર્થઃ–મને–આત્માને ન તો મૃત્યુનો ભય છે, ન તો જાતિભેદ છે, ન કોઇ

૧. પાણી ૨. પત્થર.

મારો પિતા છે ન કોઈ મારી માતા; ન તો કદાપિ મારો જન્મ, ન તો કોઈ સગો, ન કોઈ મિત્ર, ન ગુરુ, ન શિષ્ય, હું તો એ સઘળા સંબંધો તથા નામ-રૂપથી મુક્ત સચ્ચિદાનંદ સ્વરૂપ છું. શિવ છું, શંકર છું.

શ્રુતિ ડંકો બજાવીને પોકારે છે કે:—अयमात्मा ब्रह्म આ આત્મા બ્રહ્મ છે.

ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ।
अनेन वेद्यं सच्छास्त्रमिति वेदांतडिंडिम ॥ બ્રહ્મનામાવલિ,

અર્થાત્ બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે અને જીવ બ્રહ્મજ છે; જુદો નથી; આજ સત્શાસ્ત્ર જાણવાની વિદ્યા છે, એવું વેદાંતનું ડિંડિમ–ઢંઢેરો છે; અને બીજી તરફ પ્રત્યેક પાંદડું અને રજકણ ઢોલ વગાડી જાહેર કરે છે કે तत्त्वमसि-तत् त्वमसि તે તું છે, તે તું છે. (સામવેદ છાંદોગ્ય ઉપનિષદ્ પ્ર૦૬ખ૦૮)

" અઝ માહ તા બ માહી, હાકિમ તુઈ ઓ શાહી "

અર્થ:—ચંદ્રમાથી લઈને તે માછલીસુધી (અર્થાત્ આકાશથી લઈ પાતાળસુધી) તુંજ શાસનકર્તા છે, તુંજ રાજાધિરાજ છે.

પૃથ્વીના પ્રત્યેક સ્નાયુમા હું એવો ભરપૂર થયો કે બિચારીના ઉદરમાં હવે વધુ સમાઈ શકતો નથી. તેનું શરીર ફાટું ફાટું થઈ રહ્યુ છે. તેથી મને ધક્કા ખાઈ વનસ્પતિરૂપે બહાર આવવું પડે છે. પાણીમા જઈ આશ્રય લીધો તો તળાવ, ઝરણુ, નદી વગેરે સઘળા મુજ મત્સ્યથી, એવા ભરાઈ ગયા કે તેમના પોતાનામાટે જગ્યાજ રહી નહિ, તેઓ નષ્ટ થઈ ગયાં, માત્ર હુંજ હું રહી ગયો.

અજબ યક દુરેં નાયાબ બમ કે દર દરિયા નમી ગુંજમ,
ચે તુર્ફ્રા આહુયે હસ્તમ કે દર સેહરા નમી ગુંજમ.

અર્થાત્ હું એક એવુ વિચિત્ર મોતી છુ કે સમુદ્રમા પણ નથી સમાઈ શકતો; એક એવો અજબ જેવો મૃગ છુ કે અરણ્યમા પણ નથી માતો.

સમુદ્રના પ્રત્યેક બિંદુમાં પણ જઈ પેઠો. પોતાની જાતને બહુજ દાબીદાબીને અંદર ભરી; પરંતુ હાય! ત્યા પણ મને શિર ઢાકવા જેટલી જગ્યા ન મળી.

દામાને નિગેહ તંગો ગુલે હુસ્ને તુ બિસ્યાર,
ગુલચીને-બહારે-તુ ઝ દામા ગિલા દારદ.

અર્થાત્ દષ્ટિરૂપી પાલવ રહ્યો નાનો ને તારા સૌંદર્યરૂપ પુષ્પો રહ્યા ઘણાં, તારી વસંતના ફૂલ ચુંટનાર પાલવના સાંકડાપણાની ફરિયાદ કરે છે.

મારા સતત આઘાતોને લીધે સમુદ્રના એકે એક બિંદુમાં અસહ્ય પીડા થવા માંડી. બિચારો આળોટી–ગુંચળાં ખાઇ રહ્યો છે. વારંવાર પોતાના શરીરને ઉછાળે છે અને હૂ હૂ ! હા હા ! નું આક્રંદ મચાવી રહ્યો છે.

આકાશરૂપી આ પરપોટામાં મારો પ્રાણવાયુ ક્યાંથી સમાઇ શકે ? બિચારાનું ઉદર મને ધારણ કરતાં ફૂલી ગયું છે; પરંતુ ક્યાં લગી ? લ્યો તે પણ ફૂટી ગયું. સુનું ઘર ભાંગી ગયું ઘરબાર વિનાનો છું, રોદણાંથી ભરેલો છું, મારા માટે કોઈ સ્થળ નથી રહ્યું. હવે કયાં જાઉં ? શું બનાવું ? પણ હાય ! કોને સંભળાવું ? અન્ય કોઇ નથી, અન્ય કોઈ નથી. (एकमेवाद्वितीयम्)

આપ હી આપ હું યહાં ગૈરકા[1] કુચ્છ કામ નહીં.

અંતર્ધ્વનિઃ–જાઓ જહન્નમમાં.

રામઃ–જહન્નમ પણ ધ્યાન કરતાંજ જહન્નમમાં સિધાવે છે–નષ્ટ થઈ જાય છે, તેનું નામ નિશાન પણ રહેતું નથી. (આનંદ સ્વરૂપ છું.) કાળ મારો એવો કટ્ટો શત્રુ છે ( કાળાતીત છું ) કે જહન્નમમાં જાઉં તો જહન્નમ ત્યાં નથી રહેતું. પગ મૂકવાને જગ્યાજ નથી મળતી.

નમી ગુંજમ, નમી ગુંજમ બ ઐહ્રો બર નમી ગુંજમ,
અજન્નત દર નમી ગુંજમ, તહય્યુર એહરે મન હયરાં.
નિશાનમ બે નિશાં મીદાં, મકાનમ લા મકાં મી ખાં,
જહાં દર દીદામ્મ પિન્હાં, મરા જોયન્દ ગુસ્તાખાં.

અર્થાત્ નથી સમાઈ શકતો, નથી સમાઇ શકતો, હું જલ કે થલ કયાંએ નથી સમાઈ શકતો; સ્વર્ગમાં પણ નથી સમાઇ શકતો; આશ્ચર્ય પણ પોતેજ મારા થકી આશ્ચર્યમાં પડી ગયું છે. મારૂં ઠેકાણું ઠેકાણા વગરનું જાણ અને મારૂં સ્થાન સ્થાનાતીત પ્રમાણ; સર્વ સ્થાનસહિત જગત્ મારી આંખમાં સંતાયલું છે; મને ઉદ્ધત લોકોજ શોધે છે.

અય રોશનીયે તબઅ તુ બરદન બલા શુદી.

અર્થાત્ ઓ સ્વભાવ–બુદ્ધિનો પ્રકાશ, તું મારા માટે વિપત્તિ થઈ પડયો છે.

આ શું ? આ હું શું કરી રહ્યો છું ? સ્થાનોનો સ્થાન હું; કાળનો પણ કાળ હું; સ્વતઃસ્થિત છું, કોઇના આધારની આવશ્યકતા નથી. મારા મહિમામાં કેમ મસ્ત ન રહું ? પરંતુ, હા ! મારે માટે શ્રુતિએ એક

૧ અન્ય.

જગ્યા અવશ્ય નિશ્ચિત કરેલી છે. ત્યાં વિશ્રામ કરૂં છું.

અતર્ધ્વનિઃ–તે શું ?

રામઃ–તમારૂં અંતઃકરણ.

અર્ઝો સમાં કહાં મેરી વુસઅત કો પાસકે ?
તેરા હી હય વ્હો દિલ કે જહાં હમ સમા સકે.

અર્થાત્ પૃથ્વી અને આકાશ મારી વિશાળતાને કયાં સમાવી શકે એમ છે ? એ તો માત્ર એક તારૂં અંતઃકરણજ છે કે જ્યાં અમો સમાઇ શકીએ છીએ.

अंगुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति। (વલુ. કઠોપ. ૧-૪-૧૦)

અર્થાત્ અંગુઠા જેટલો પુરુષ શરીરની વચમાં–અંતઃકરણમાં રહે છે.

તે છે મુક્તને સ્વછંદી, તેને નહિ કોઇ બંધી.
પોતાની શક્તિરૂપી, ભરી ભરી મદિરા પ્યાલી.
પાયે છે તે હર હમ્મેશ, યુગે યુગે ને દેશે દેશ.
યુગ યુગને સૌ દેશ સમીપ, ખાલી કરે પીપના પીપ.
સર્વ કોઇનો સર્વ પ્રકાર, ઉત્પાદક ને સર્જનહાર.
વિશ્વ, વીંટી તેની મંત્રેલ, તેના ચમત્કારનો ખેલ.

* * * *

તું શોધે ગ્રહ તારામાં, તે સંતાયો પવિત્રતામાં.
શોધે ફુવારા, જ્વાળામાં, તે આત્મા સૌ પ્રેરણામાં.
ધરી બન્યો છે તારાની, ચમક બન્યો જળ ધારાની.
અંતર છે સૌ પ્રાણીનો, મૂળ અર્થ સૌ વાણીનો.

મન તેનું આકાશ સમું, તેથીયે ઊડું અને ઊંચું. (એમર્સન)

બુલ બુલ અઝ ગુલ બુગ ઝરદ ચું દર ચમન બીનદ મરા;
બુત પરસ્તી કય કુનદ ? ગર બર્હમન બીનદ મરા.
દર સુખન પિન્હાં શુદમ ચું બૂએ–ગુલ દર બર્ગે–ગુલ;
હર કે દીદન મૈલ દારદ, દર સુખન બીનદ મરા.

અર્થઃ–બુલ બુલ તજી દે પુષ્પને જો વાડીમાં દેખે મને,
મૂર્તિ પૂજે વિપ્ર કયમ ? જો મૂર્તિમાં દેખે મને.
પુષ્પમાંહી સુગંધ પેઠે છુપાયો નિજ વાણીમાં,
જોવા ઇચ્છે જે મને, મુજ વાણીમાં દેખે મને.

# राम

( આ સ્વામીજીનો ત્રીજો લેખ છે. જે પૂર્વોક્ત ઉર્દુ માસિક "અલિફ"માં સને ૧૯૦૦ ઇ. સ. માં પ્રકટ થયો હતો, અને જે લખતાં લખતાં સ્વામીજી સહપરિવાર વનોમાં પધારી ગયા હતા. )




राः प्रेत्यास्माल्लोकादमृता भवंति। (સામ૦ કેનો૦ મંત્ર૦૩)

અર્થઃ—ધીર પુરુષોજ આ સંસારથી વિમુખ થઇ અમૃતપદ પ્રાપ્ત કરે છે.

પ્રેમ સુરાહી સો પિયે જો શીશ દક્ષિણા દેત;
લોભી શીશ ન દે સકે નામ પ્રેમ કા લેત.

તા શાના સિફ્‌ત સર ન નેહી દર તહે અર્રાં,
હરગિઝ બ સરે ઝુલ્ફે નિગારે ન રસી. ૧.
તા સુર્મા સિફ્‌ત સૂદા ન ગર્દી તહે સંગે,
હરગિઝ બ સફા-ચશ્મે નિગારે ન રસી. ૨.
તા હમચુ દુર્રી સુફ્‌તા ન ગર્દી બા તાર,
હરગિઝ બ બિનાગોશે નિગારે ન રસી. ૩.
તા ગુલ શુદા બુખરીદા ન ગર્દી અઝ શાખ,
હરગિઝ બ ગુલે હુસ્ને નિગારે ન રસી. ૪.
તા ખાકે તુરા કૂઝા ન સાઝંદ ન કુલાલાં,
હરગિઝ બ લબે લાલે નિગારે ન રસી. ૫.
તા હમચુ કલમ સર ને નેહિ દર તહે કારદ,
હરગિઝ બ સર અંગુશ્તે નિગારે ન રસી. ૬.
તા હમચુ હિના સૂદા ન ગર્દી તહે સંગે,

હરગિઝ બ કફે પાયે નિગારે ન રસી. ૭.

અર્થ:—જ્યાંસુધી કાંસકીની પેઠે તારૂં શિર કરવતી તળે નહિ મૂકે ત્યાંસુધી પ્રિયતમાની કેશલટો સુધી પહોંચીશ નહિ. ૧.

જ્યાંસુધી સુર્માની પેઠે પત્થર તળે પીસાઈ જઈશ નહિ, ત્યાંસુધી તને પ્રિયતમાનાં નયનોનો સ્પર્શ પ્રાપ્ત થશે નહિ. ૨.

જ્યાંસુધી મોતીની પેઠે વીંધાઇશ નહિ, ત્યાંસુધી તું પ્રિયતમાના કાનની બૂટ સુધી પહોંચી શકવાનો નથી. ૩.

જ્યાંસુધી તું પુષ્પની પેઠે સંસારવૃક્ષપરથી ચુંટાશે નહિ; ત્યાંસુધી પ્રિયતમાના સૌંદર્યરૂપી પુષ્પ સાથે એક હારમાં (ઐક્યમાં) તેનો ગુંથાવારૂપ સહવાસ તને પ્રાપ્ત નહિ થાય. ૪.

તારી માટીનો જ્યાંસુધી રગડાઇ ગુંથાઇને તથા ભઠ્ઠીમાં પડીને પ્યાલો નહિ બને, ત્યાંસુધી પ્રિયતમાના લાલ હોઠસુધી પહોંચીશ નહિ. ૫.

જ્યાંલગી લેખિનીની પેઠે પોતાનું શિર છરી તળે નહિ મૂકે, ત્યાંલગી પ્રિયતમાની અંગુલીઓસુધી પણ પહોંચીશ નહિ. ૬.

જ્યાંલગી મેંદીની પેઠે પત્થર તળે પિસાશે નહિ, ત્યાંલગી તું પ્રિયતમાના ચરણતલસુધી પણ કદિ પહોંચીશ નહિ. ૭.

... ... ... ...

ખાક દર ચશ્મી કે ઊ નિશનાખ્ત હુસ્ને ખીશરા;
મુર્દા આં દિલ કૂ બલા ગર્દી ન શુદ દુરવીશ રા.

અર્થ:—ધૂળ પડજો તે આંખમાં કે જેણે પોતાનાજ સૌંદર્યને નહિ જાણ્યું, અને મરી જજો તે હૃદય કે જે સાધુ પુરુષ ઉપર કુરબાન નથી થતું.

* * *

ઇશ્ક કરન તલ્વાર દી ધાર કપ્પન,
નહીં કામ એહ ભુકિખયાં નંગિયાં દા;
એથે થાં નાહીં અડબંગિયાં દા,
એહ તા કમ્મ હય સિરાં થીં લંઘિયાં દા;

અર્થાત્ પ્રેમ કરવો અને તલવારની ધારથી કપાવું એ કામ કંગાલોનું અને ભૂખડી બારસોનું નથી. અડબંગી માણસોનો એમાં પત્તોજ લાગે તેમ નથી. માથાં આપે તેવાનુંજ એ કામ છે.

બ્રહ્મ છે, तत् त्वमसि તે તું છે, ઇત્યાદિ. તું તેનો અર્થ દેહાદિક અનાત્મામાં કરીને તે પવિત્ર શબ્દને અપવિત્ર ન કર. "બીજાઓની પેઠે તું પણ કુરાનને છલકપટની જાલ ન બનાવ." આ યશોગાનને રદ કરી વેદ ભગવાનનું અપમાન ન કર, તેમ પોતાના શિર ઉપર લાત પણ ન ખા.

ઉપરોકત દષ્ટાંત આ પ્રમાણે પણ કહેવામાં આવે છે કે જ્યારે તે અજાણ્યો કવિ ગણ પાડતી વખતે બોલ્યો "અય તાજે દો ....મુસતફઅલુન" ત્યારે, રાજકવિ ઉતાવળ કરી બોલવા લાગ્યો "આગળ વધો, આગળ." અજાણ્યો કવિ પોતાના સામાવાળાનો પ્રપંચ જાણી ગયો અને તરતજ રાજા તરફ ફરી મોટેથી બોલ્યો "લત ખર સરત" (તારા શિરે લાત) મુસ્તફએલુન.... મતલબ કે "ઓ છિદ્રાન્વેષી! તારી ઉપર ફિટકાર હોજો"

વહાલા! તારા અજ્ઞાનજન્ય અનાત્મભાવને વેદભગવાન્ ઠપકો આપતાં કહે છેઃ-

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ (ગીતા. ૩-૨૭)

અર્થાત્ માયા કે ગુન કરત હેં સભી કરમ યે જાન,
અહંકાર આતમ વિમૂઢ લેત આપન કો માન.
ઝ હક બે ખબર, ગાફિલ અઝ ખીશતન,
શિનાસદ કે હર કાર આ યદ ઝ મન;
ગિરિફતારે જેહલ સ્ત, ખબ્તશ રસા સ્ત,
બર અહવાલે ઉ હયફ બુર્દન રવાસ્ત.

અર્થાત્ સતથી હોય અજ્ઞાતને પોતાથી અણજાણ,
"હું કરૂં, હું કરૂં" એમ તે મૂર્ખ કરે અભિમાન.
કૂપ અંધારે તે પડયો ભ્રમથી રહે જકડાઇ,
ઉગરે, કાઢે બહાર જો સાધુ કો દયા ખાઈ.

એ અહંકારને તારી સંગતમાં ન રાખ. એ હુંપણાનો ઉચ્છેદ કર. અહંકારને વશ થઇ ન તો તું નીચ બન, ન પરમેશ્વરને પરિમિત ગણી પોતાથી જૂદો જાણ. જગતમાં એક મોટી ભૂલ આ ફેલાયલી છે કે આત્મા (પોતાનું સ્વરૂપ), જે અનુમાન અને બુદ્ધિથી પર છે, તેને લોકો જ્ઞાત પદાર્થોના સમુદાયમાં લાવવા ઇચ્છે છે; જે નિર્ગુણ છે તેને સગુણ બનાવવા ચાહે છે.

જેવીરીતે સૂર્યથી સઘળાં પશુ, પક્ષી, મનુષ્યાદિ પ્રતિપાલિત થાય છે; આંખ જુએ છે તો સૂર્યની કૃપાથી, હાથપગ કામ કરે છે તો સૂર્ય પાસેથી શક્તિ (ચેતના) મેળવીને, ભૂમિ સ્થિર છે તો સૂર્યને લીધે, આખી કાર્યસંકલના સૂર્યની સહાયતાથી ચાલે છે, લોકોમાટે ખોરાક સૂર્યની મહેરબાનીથી ઉત્પન્ન થાય છે, ચંદ્રની ચાંદની પણ મૂળમાં સૂર્યનોજ પ્રકાશ છે, તેલ પણ સૂર્ય પાસેથીજ પ્રકાશ પ્રાપ્ત કરે છે, અને કાષ્ઠ પણ સૂર્યની પાસેથીજ ઉષ્ણતા મેળવે છે; દુનિયામાં ભલું ભુંડું જે કંઇ થાય છે તે સઘળાં સૂર્યનાજ પ્રતાપે થાય છે.

आदित्येनैव ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म कुरुते विपल्यतीति ।

અર્થ "સૂર્યના પ્રકાશથી મનુષ્ય બેસે છે, હાલેચાલે છે, કામકાજ કરે છે, અને ઘેર પાછો ફરે છે."

કોઇ પણ સારૂં કે નરસું કાર્ય કરતી વખતે પ્રત્યેક અંગ અને અવયવની ગતિનું કારણ સૂર્યજ હોય છે, તોપણ એવું કદી જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી કે કોઇ ન્યાયમંદિરમાં સૂર્યને પ્રતિવાદી ગણી તેની ઉપર કામ ચલાવવામાં આવ્યું હોય.

એ પ્રકાશના સ્રોત! તમે આ શું અંધેર ચલાવો છો? પ્રત્યેક કાર્યના કર્તા--કારવતા હોવા છતાં તેની જવાબદારી માથે લેતા નથી? એ સૂર્ય! અને અપરાધ છતાં સર્વ કારોબારના સાક્ષી પણ તમેજ બની બેઠા છો! આમ ક્યાંસુધી ભરમાવતા રહેશો? આજે મનુષ્ય મહારાજના ન્યાયમંદિરમાં આવી જબાની આપો.

ખાકે પંરતીસે અગર દામન તેરા હુમદમ નહીં,
યે બડાઈ કા નિશાં અય નૈયરે આઝમ નહીં. ૧
અપની હસ્તી સે લી, અયખૅર, તૂ અગર મેહરમ નહીં,
હમદમે યક ઝર્રએ ખાકે દરે આદમ નહીં. ૨
તૂ સદા મિન્નત પિઝિરે સુબ્હો ફર્દા હી રહા,
નૂરે મસ્જૂદે મલક ઝેબે તમાશા હી રહા. ૩

અર્થાત્ જે તારો પાલવ આ ભૂમિની ધૂળમાં ઘસડાતો નથી તો એ મહાન સૂર્ય! તે કંઈ મોટાઇનું ચિન્હ નથી.

એ સૂર્ય! જો તું તારા અસ્તિત્વનું મૂળ જાણતો ન હોઉં તો તું મનુષ્યના દ્વાર ઉપરની ધૂળની એક રજની બરાબરી કરવા લાયક પણ નથી. ૨

અઝ ખુદી બેઝાર ગસ્તન દોસ્તરા જુસ્તન ઝ જાં,
તર્કે દરમાં કર્દનો બ દર્દે-ઇશ્કશ સાખ્તન.
અય પિસર ઇશ્કસ્ત જાનત ખેશતન રા ઇશ્ક દાં,
ઇં ચુનીં બાશદ બ માની ખીશ રા બિશનાખ્તન.

અર્થ:-અહંકારથી વિરક્ત થવું, પરમ સુહૃદ પ્રભુને જીવને સાટે શોધવો, બાહ્યાચારથી બેપરવા બની આંતર પ્રેમની પીડા વધાવી મૂકવી ( આ પ્રેમ અને પ્રેમીનાં લક્ષણ છે). હે પુત્ર ! પ્રેમજ તારો પ્રાણ છે, તું પોતાને પ્રેમજ જાણ. " પોતાને જાણવો " તેનો અર્થ એટલોજ થાય છે.

" જે કોઈ પોતાના જીવનને બચાવશે તે તેને ગુમાવશે; અને જે તેને ગુમાવશે તે તેને બચાવશે. " ( ખ્રિસ્તી બાઇબલ. )

પ્રાણ આપ, પ્યારાને મળ, શિર ત્યાગ ને સરદાર થા; સૂલી ઉપર ચઢ, મન્સૂર (વિજયી, ફતેહમંદ) થા; પોતાના તેજસ્વી મુખ (સ્વરૂપ) ઉપરથી પડદો ઉંચક અને બહારના સૂર્ય તથા ચંદ્રને ઝાંખા પડી છુપાઇ જવા દે.

કુમરીયાં આશિક હુંય તેરી સર્વ બંદા હય તેરા,
બુલ્બુલેં તુઝ પર ફિદા હુંય, ગુલ તેરા દિવાના હય.

અર્થાત્ હોલાઓ તારા પ્રેમ પાશમાં બંધાયલા છે; કલ્પવૃક્ષો તારાં દાસ છે; બુલબુલો તારી ઉપર મરી ફીટે છે અને ગુલાબ તો તારી પાછળ ઘેલું-દિવાનું બન્યું છે.

ખુદી ( અહંકાર ) તજ, ખુદા ( ઈશ્વર )થા.

આક્ષેપઃ-ટીપું તે વળી કંઈ સમુદ્ર થઇ શકે છે ? અંશથી તે વળી પૂર્ણ કેમ થવાય ? આપણે કદાપિ ઇશ્વર નથી થઇ શકતા.

ઉત્તર:-પ્રથમ તો તમે પોતાને કંઇકના કંઈક માની લઈને આત્મહત્યા કરો છો; અને બીજું તમે પરમેશ્વરને પણ જુદાજ પ્રકારનો ગણીને તેને પરિમિત બનાવો છો, કલંક લગાવો છો. આવી સ્થિતિમાં તમને સત્ય કદિ પણ જ્ઞાત થઈ શકવાનું નથી. હા, જો " હું " ( त्वम् )નો લક્ષ્યાર્થ જાણો અને ( तत् ) પરમેશ્વરના સ્વરૂપને યથાવત્ ઓળખો, તો હમણાંજ આનંદનું એવું માધુર્ય પ્રાપ્ત થાય કે "કેમ" અને "કેવી રીતે"નું મોં બંધ થઇ જાય. " હું, નામે અમુક, અમુકપદવી ધરાવનાર, જ્ઞાતે ફલાણો, રહેવાસી અમુક સ્થાનનો " વગેરે તમે નથી. એનું નામ વેદાંતવાળાઓએ અહં-

કાર રાખ્યું છે. આ " અહંકાર " તમે નથી; આ " અહંકાર " આત્મા નથી; આ " અહંકાર " પરમેશ્વર નથી. જ્યારે કોઇ જ્ઞાનીના મોંમાંથી આ શબ્દ સાંભળવામાં આવે છે કે अहं ब्रह्मास्मि। " મન ખુદાયમ, " હું બ્રહ્મ છું, ત્યારે ન તો એ अहं " હું " શબ્દનો લક્ષ્યાર્થ અહંકાર થાય છે, ન બ્રહ્મ શબ્દનો અર્થ સગુણ અને પરિમિત ઈશ્વર લેવાનો છે. આ વાક્યના તત્ત્વાર્થને ન સમજીને સામાન્ય મનુષ્ય આ અભેદના શુભ સમાચારને પોતાની અજ્ઞાનતાને લીધે આકસ્મિક આપત્તિ ધારી લે છે. અહંકાર તારૂં સ્વરૂપ નથી. તમારા આ અનાત્મામાં થયેલા આત્મભાવરૂપ અહંકારને વેદાંત કાઢવા માગે છે, હુંપણાનો ઉચ્છેદ કરવા ઇચ્છે છે.

એક રાજાની પાસે કોઇ અજાણ્યો કવિ એક કાવ્ય બનાવી આવ્યો. કાવ્યની પહેલી લીટીમાં હતું કે " અય તાજે દૌલત બર સરત અઝ ઇબ્તેદા તા ઇન્તેહા. "

અર્થઃ–સમૃદ્ધિનો મુકુટ તારા શિરે આરંભથી તે અંતલગી તપો.

રાજા સાહેબ ફારસી ભાષા જાણતા ન હતા, પણ સ્વાભાવિક રીતે પોતાની અજ્ઞાનતા પણ પ્રકટ કરવા નહોતા ઇચ્છતા. કાવ્ય નિઃસંદેહ અતિ ઉત્તમ હતું. રાજા સાહેબે પોતાની ગુણગ્રાહકતા બતાવવા ખાતર આજ્ઞા કરી કે કવિને ઇનામ આપો. તે જોઇ રાજકવિને (રાજા પાસે રહેનારા હમેશના કવિને) બહુ ઇર્ષ્યા આવી. તેણે રાજા સાહેબની હાજરીમાં તે અજાણ્યા કવિને કહ્યું કે તમારા કાવ્યના ગણ પાડો જોઉં. અજાણ્યો કવિ ગણ પાડવા માંડયો, " અય તાજે દૌ "…. મુસ્તફ્એલુન, " લત બર સરત " …. મુસ્તફ્અલુન …. ઇત્યાદિ. બિચારો કવિ "લત બર સરત" કહેતો હતો એવામાં રાજકવિએ તેને બોલતો અટકાવ્યો, અને કહ્યું " અરે નીચ ! અમારા મહારાજને " લત બર સરત " ( તારા શિરે લાત ) જેવા અપમાનયુકત શબ્દો કહે છે ? બસ ચૂપ રહે. " રાજા સાહેબ પણ ક્રોધથી ભરાઇ ગયા અને દાંતો વચ્ચે હોઠ કરડી બોલ્યા, "હેં! એમ છે ? " તે બિચારો તો આભોજ બની ગયો કે આતો લેવાના દેવા થઇ પડ્યા.

હે રાજ–રાજેશ્વર મનુષ્ય ! બરાબર આજ પ્રમાણે વેદ ભગવાન્ તારી પ્રશંસાનાં ગીત આ શબ્દોમાં બનાવી લાવ્યો છે કે अयमात्मा ब्रह्म । આ આત્મા

બ્રહ્મ છે, तत् त्वमसि તે તું છે, ઇત્યાદિ. તું તેનો અર્થ દેહાદિક અનાત્મામાં કરીને તે પવિત્ર શબ્દને અપવિત્ર ન કર. "બીજાઓની પેઠે તું પણ કુરાનને છલકપટની જાલ ન બનાવ." આ યશોગાનને રદ કરી વેદ ભગવાનનું અપમાન ન કર, તેમ પોતાના શિર ઉપર લાત પણ ન ખા.

ઉપરોક્ત દૃષ્ટાંત આ પ્રમાણે પણ કહેવામાં આવે છે કે જ્યારે તે અજાણ્યો કવિ ગણુ પાડતી વખતે બોલ્યો "અય તાજે દૌ ....મુસતફઅલુન" ત્યારે, રાજકવિ ઉતાવળ કરી બોલવા લાગ્યો "આગળ વધો, આગળ." અજાણ્યો કવિ પોતાના સામાવાળાનો પ્રપંચ જાણી ગયો અને તરતજ રાજા તરફ ફરી મોટેથી બોલ્યો "લત બર સરત" (તારા શિરે લાત) મુસ્તફએલુન.... મતલબ કે "ઓ છિદ્રાન્વેષી! તારી ઉપર ફિટકાર હોજો"

વહાલા! તારા અજ્ઞાનજન્ય અનાત્મભાવને વેદભગવાન્ ઠપકો આપતાં કહે છેઃ-

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ (ગીતા. ૩-૨૭)

અર્થાત્ માયા કે ગુન કરત હેં સભી કરમ યે જાન,
અહંકાર આતમ વિમૂઢ લેત આપન કો માન.
ઝ હક બે ખબર, ગાફિલ અઝ ખીશતન,
શિનાસદ કે હર કાર આ યદ ઝ મન;
ગિરિફ્તારે જેહલ સ્ત, ખબ્તશ રસા સ્ત,
બર અહ્વાલે ઉ હયફ ખુર્દન રવાસ્ત.

અર્થાત્ સતથી હોય અજ્ઞાતને પોતાથી અણજાણ,
"હું કરૂં, હું કરૂં" એમ તે મૂર્ખ કરે અભિમાન.
કૂપ અંધારે તે પડયો ભ્રમથી રહે જકડાઇ,
ઉગરે, કાઢે બહાર જો સાધુ કો દયા ખાઈ.

એ અહંકારને તારી સંગતમાં ન રાખ. એ હુંપણાનો ઉચ્છેદ કર. અહંકારને વશ થઇ ન તો તું નીચ બન, ન પરમેશ્વરને પરિમિત ગણી પોતાથી જૂદો જાણ. જગતમાં એક મોટી ભૂલ આ ફેલાયલી છે કે આત્મા (પોતાનું સ્વરૂપ), જે અનુમાન અને બુદ્ધિથી પર છે, તેને લોકો જ્ઞાત પદાર્થોના સમુદાયમાં લાવવા ઇચ્છે છે; જે નિર્ગુણ છે તેને સગુણ બનાવવા ચાહે છે.

જેવીરીતે સૂર્યથી સઘળાં પશુ, પક્ષી, મનુષ્યાદિ પ્રતિપાલિત થાય છે; આંખ જુએ છે તો સૂર્યની કૃપાથી, હાથપગ કામ કરે છે તો સૂર્ય પાસેથી શક્તિ (ચેતના) મેળવીને, ભૂમિ સ્થિર છે તો સૂર્યને લીધે, આખી કાર્યસંકલના સૂર્યની સહાયતાથી ચાલે છે, લોકોમાટે ખોરાક સૂર્યની મહેરબાનીથી ઉત્પન્ન થાય છે, ચંદ્રની ચાંદની પણ મૂળમાં સૂર્યનોજ પ્રકાશ છે, તેલ પણ સૂર્ય પાસેથીજ પ્રકાશ પ્રાપ્ત કરે છે, અને કાષ્ઠ પણ સૂર્યની પાસેથીજ ઉષ્ણતા મેળવે છે; દુનિયામાં ભલું બુરું જે કંઇ થાય છે તે સઘળાં સૂર્યનાજ પ્રતાપે થાય છે.

आदित्येनैव ज्योतिषाऽस्ते पल्ययते कर्म कुरुते विपल्यतीति ।

અર્થ "સૂર્યના પ્રકાશથી મનુષ્ય બેસે છે, હાલેચાલે છે, કામકાજ કરે છે, અને ઘેર પાછો ફરે છે."

કોઇ પણ સારૂં કે નરસું કાર્ય કરતી વખતે પ્રત્યેક અંગ અને અવયવની ગતિનું કારણ સૂર્યજ હોય છે, તોપણ એવું કદી જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી કે કોઈ ન્યાયમંદિરમા સૂર્યને પ્રતિવાદી ગણી તેની ઉપર કામ ચલાવવામાં આવ્યું હોય.

ઓ પ્રકાશના સ્રોત! તમે આ શું અંધેર ચલાવો છો? પ્રત્યેક કાર્યના કેર્તા-કારવતા હોવા છતાં તેની જવાબદારી માથે લેતા નથી? ઓ સૂર્ય! અને અપરાધ છતાં સર્વ કારોબારના સાક્ષી પણ તમેજ બની બેઠા છો! આમ ક્યાંસુધી ભરમાવતા રહેશો? આજે મનુષ્ય મહારાજના ન્યાયમંદિરમાં આવી જબાની આપો.

* ખાકે પરતીસે અગર દામન તેરા હમદમ નહીં,
યે બડાઈ કા નિશાં અય નૈયરે આઝમ નહીં. ૧
અપની હસ્તી સે લી, અયખૅર, તૂ અગર મેહરમ નહીં,
હમસરે યક ઝર્રએ ખાકે દરે આદમ નહીં. ૨
તૂ સદા મિન્નત પિઝિરે સુબ્હો ફર્દા હી રહા,
નૂરે મસ્જૂદે મલક ઝેબે તમાશા હી રહા. ૩

અર્થાત્ જો તારો પાલવ આ ભૂમિની ધૂળમાં ઘસડાતો નથી તો ઓ મહાન સૂર્ય! તે કંઈ મોટાઇનું ચિન્હ નથી.

ઓ સૂર્ય! જો તું તારા અસ્તિત્વનું મૂળ જાણતો ન હોઉં તો તું મનુષ્યના દ્વાર ઉપરની ધૂળની એક રજની બરાબરી કરવા લાયક પણ નથી. ૨

તું સદૈવ આજ અને કાલના (દેશકાળ અને કારણના) આભાર તળેજ દટાઇ રહ્યો; જેની આગળ ફરિશ્તા(દેવતાઓ) પણ નમન કરે છે, તે પ્રકાશ માત્ર રમતનું રમકડુંજ બની રહ્યો।

**સૂર્યની જબાની.** (શુભ પ્રતિજ્ઞા સહ). ઓ અધિકારીઓના અધિકારી મનુષ્ય ! સર્વ કંઇ મારા વતીજ થાય છે; અને હું કોઇ કાર્યનો કર્તા પણ નથી હોતો. પણ તમો જરા મારો વંશ અને કુળ તો શોધી કાઢો. હું તો માત્ર અજવાળું આપની છાયા છું, આપ વસ્તુત: જે કંઇ છો, તેનું હું પ્રતિબિંબ છું. મારી શુ વિસાત કે આપના આત્માને ભળતુંજ નામ આપી શકું ? તોયે ઉલટા મને અપરાધી ગણ્યો છો? વાહવા ! " જાદૂ વો જો સરપે ચઢકે બોલે "

વાચકો, હવે જરા વિચાર કરો, અને જુઓ કે તમારો આત્મા બુદ્ધિ કે અહંકાર નથી. તેમ તે એમ પણ કદી નથી કહેતો કે મેં અમુક વાત કહી, મેં આ કર્યું કે તે કર્યું; કેવી કેવી મજા માણી, શું શું કરી બતાવ્યું, ઇત્યાદિ. આત્મા એટલો નાના પેટનો નથી કે તેની ઉપર આ પંક્તિઓ લાગુ થઇ શકે.

ઇતના ભી ચાહિયે હૌસલા ફૂવ્વારે સા ન તંગ,
ચુલ્લુ હી ભર જો પાની મેં ગજ ભર ઉછલ પડે.

અર્થાત્ ફુવારાની પેઠે એટલા અભિમાની ન થવું જોઈએ કે એક ખોબો પાણી મળતાં ગજભર ઉંચા ઉછળી પડીએ.

આત્મા તો સૂર્યના જેવો છે. તેનાથી ભિન્ન કંઇ નથી. તેમ તે કર્તા-ભોક્તા પણ નથી. અસ્તિત્વના મંદિરમાં આત્મા પાસેથી જીવન (સત્તા) મેળવી પાંચે પ્રાણો (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન) પોતપોતાનું કાર્ય કરે છે.

यः प्राणेन प्राणिति स त आत्मा सर्वान्तरः। योऽपानेनापानीति स त आत्मा सर्वान्तरः। यो व्यानेन व्यानीति स त आत्मा सर्वान्तरः। यो उदानेनोदानीतिस त आत्मा सर्वान्तरः। एष त आत्मा सर्वान्तरः॥(બૃહ.ઉ. ૪-૩-૧)

જે પ્રાણને ગતિ આપે છે તે તારો આત્મા છે, અને સર્વમાં વસી રહેલો છે. જે અપાનવાયુને નીચે ઉતારે છે તે તારો આત્મા છે ને સર્વમાં વસી રહેલો છે. જે વ્યાનને દરેક જગ્યાએ સ્થાપે છે તે તારો આત્મા છે અને સૌમાં

વસનારો છે. જે ઉદાનને ઉપર ચઢાવે છે તે તારો આત્મા છે, અને સર્વમાં વસી રહેલો છે. આ તારો આત્મા સર્વમાં-સર્વત્ર-વસનારો છે.

આત્માના પ્રકાશથીજ સર્વ ઇંદ્રિયો પ્રવર્તે છે; અને આત્માને લીધેજ મસ્તિષ્કરૂપી હાર્મોનિયમમાંથી બુદ્ધિ અને અહંકારરૂપી સૂર નીકળે છે, તોપણ આ આત્મદેવ "હું કરૂં છું" એવા વિચારથી પર અને અલિપ્ત છે. આત્મા કોઇ દિવસ એવું નથી કહેતો કે મેં રક્ત બનાવ્યું, મેં હાડકાં અને માંસના લોચા તૈયાર કર્યા, મેં કેશને મોટા કર્યા. ઇત્યાદિ સર્વ કંઇ તેનાથીજ થાય છે અને તે કરવાનું નામ સરખુંયે નથી લેતો. કરવા અને કરાવવાની ભાવનાથી આત્મા પર છે. બુદ્ધિ અને ભાવના એતો તેના નાનાં નાનાં રમકડાં માત્ર છે. સેંકડો કાર્યો તેની સત્તાથી આપો આપ થયા કરે છે-જેવા કે શ્વાસોચ્છવાસ, લોહીનું ફરવું, શુક્રનું ઉત્પન્ન થવું, ખોરાકનું પાચન થવું, વાળનું ઉગવું. ઇત્યાદિ-તેમજ મસ્તિષ્કના વિચારો પણ તેનાજ પ્રકાશને લીધે પ્રકટ થાય છે. મનુષ્યની બુદ્ધિ તો માત્ર એક ચીપીયા જેવી છે, જે જગતના સર્વ પદાર્થોને પકડી શકે છે, પણ એ ચીપીયામાં એટલી શક્તિ નથી કે તે વ્યક્તિની આંગળાયોને પકડી શકે જેની સત્તામાં પોતે છે, અને જેના તાબામાં રહી તે અન્ય સઘળી વસ્તુઓ ઉપર સત્તા ધરાવી શકે છે તે મૂળ ચેતન વસ્તુને જડ બુદ્ધિ પકડી શકજ નહિ. બીજા શબ્દોમાં કહીયે તો બુદ્ધિ ઇંદ્રિયજન્ય પદાર્થો ઉપર અધિકાર પ્રાપ્ત કરી શકે છે, પરંતુ આત્માને નથી પકડી શકતી.

यो मनसि तिष्ठन्मनसोऽन्तरः, य मनो न वेद, यस्य मनः शरीरं।
यो मनोऽन्तरो यमयति एष त आत्माऽन्तर्याम्यमृतः।(બૃ.ઉ.અ ૩ બ્ર ૭.મં. ૨૦)

અર્થ:-જે મન (બુદ્ધિ-અહંકાર) માં રહ્યા છતાં મનથી અંતર છે, જેને મન જાણતું નથી, મન જેનું શરીર છે, જે અંતર રહ્યા છતાં મનને પોતાના વ્યાપારમાં જોડે છે, એ તારો આત્મા સર્વનો અંતર્યામી છે, અવિનાશી છે.

ખિરદ રા હોશ મી શુફ્તમ કે અય અકસીરે દાનાઈ,
હમત એ મગ્ઝ હુશ્યારી, હમત એ દીદા બીનાઇ.
ચે ગોઇ, દર વુજૂદે આં કિયસ્ત? કીં શાયસ્તગી દારદ,
કે તૂ બા આબરૂયે ખીશ ખાકે પાયે ઉસાઇ.

અર્થ:-કાલે બુદ્ધિને હું પૂછતો હતો કે "ઓ ડહાપણુની પારસમણિ! મસ્તિષ્ક વગર તારામાં ચતુરાઈ ભરેલી છે અને આંખ વગર તું સઘળું જોઇ શકે છે; તો જરા કહે કે તારી એટલી બધી પ્રતિષ્ઠા હોવા છતાં તું કોના ચરણુની ધૂળ સાફ કર્યા કરે છે?

આક્ષેપ:—જગતમાં તો બેજ પ્રકારની વસ્તુઓ હોય છે, જડ અને ચેતન. આપના કહેવા ઉપરથી તો એમ જણાય છે કે આત્મા ચેતન નથી; કેમકે આપ કહો છો કે આત્માવડેજ સર્વકામ થાય છે છતાં આત્માને એવો વિચાર નથી આવતો કે " હું કરૂં છું. " માટે આપના ન્યાયશાસ્ત્રના આધારે આત્મા અવશ્ય "જડ" હોવો જોઇએ.

કેવી આશ્ચર્યની વાત છે કે તમારૂં વેદાંત આત્માને જડ માને છે. આવો જડ આત્મા ચેતન બુદ્ધિને શું રાખ શક્તિ આપવાનો હતો?

જવાબ:—હા, જગતમાં તો બેજ પ્રકારની વસ્તુઓ હોય છે, જડ અને ચેતન. પરંતુ આત્મા જગતની વસ્તુ નથી. આ પદાર્થ સાંસારિક નથી. આ માલ ઇંદ્રિયોની ગલી કૂચીયોમાં નથી વેચાનો.

હોશ ભી જિસ પર ફ઼ડક જાયેં વો સૌદા ઑર હય.

અર્થ:-ડહાપણ પણ જેના ઉપર ફિદા થઇ જાય તે ગાંડપણ જૂદુંજ છે.

પાયે ઝાહિર રવ હમેશા રાહે ઝાહિર મી રવદ,
કતઐ રાહે બાતનીહા કારે પાયે દીગર સ્ત.

અર્થાત્ દશ્યનેજ જોઈ શકનારા પગો સદા દશ્ય તરફ઼જ દોડતા રહે છે. અદશ્યના માર્ગપર ચાલનારા પગ જુદાજ હોય છે.

તમે જડ અને ચેતનને માનતા હો, તો આત્મા ન તો જડ છે ન ચેતન. તેનું વર્ણન થઈ શકતુંજ નથી. જ્યાંલગી તમારામાં જડ અને ચેતનનું ભાન છે ત્યાંલગી આત્માનો સાક્ષાત્કાર નથી થઇ શકવાનો. જ્યારે આત્મ-સાક્ષાત્કાર થશે, ત્યારે જડ અને ચેતન વચ્ચેનો ભિન્નભાવ નીકળી જશે. ભલા કહો તો ખરા કે આત્મા વિચારે તો શું વિચારે? વિચારવાના કાર્યમાં અવશ્ય કોઈને કોઈ અન્ય વસ્તુનુંજ ચિંતન કરવાનું હોય છે. આત્માથી ભિન્ન એવી કોઈ વસ્તુજ નથી તો પછી જ્ઞાન શું? અને જ્ઞાતા કોણ?

જ્યારે હું પણ તે (આત્મા), તમે પણ તે (આત્મા), આ પણ તે (આત્મા), તે પણ તે (આત્મા) અને સર્વ કંઇ તે(આત્મા) છે, તો પછી તેનાથી ભિન્ન

બીજું શું રહ્યું કે જેના વિષે તે (આત્મા) વિચાર કરે. આત્મામાં દુનિયા ક્યાં રહી? સંસાર ક્યાં રહ્યો? સૂર્યને એટલાં વર્ષ થયાં છે, તોપણ તેણે સ્વપ્નમાં પણ અંધારૂં જોયું નથી. દિવસ અને રાત્રિ, અંધારૂં અને અજવાળું, એ તો પૃથ્વીને માટે છે. સૂર્યમાં ન તો કદાપિ રાત્રિ પડી છે ન દિવસ ઉગ્યો છે. રવિએ જ્યાં દૃષ્ટિ કરીકે તિમિરે મોં ફેરવી લીધું. વહાલા! સૂર્યના પણ સૂર્ય એવા આત્મદેવમાટે અજ્ઞાન અને સંસાર છેજ કયાં? આત્માને તે વળી સોચવિચાર હોય? સોચવિચાર તો દેશ, કાળ-અને વસ્તુના બંધનોમાં જકડાયલાઓમાટે છે. જે સર્વ કાળમાં, સર્વ દેશમાં અને સર્વ પદાર્થમાં વિદ્યમાન હોય તે કયા દેશ કે કાલનું ચિંતન કરે?

કયા સોચે કયા સમઝે રામ? તીન કાલ કા જ્હા કયા કામ?
કયા સોચે કયા સમઝે રામ? તીન લોક નહીં ઉપજા ધામ.
નિત્યતૃપ્ત સુખસાગર નામ; કયા સોચે કયા સમઝે રામ.
જહાં રામ તહાં કામ નહિ જહા કામ નહિ રમ.

यत्र हि द्वैतमिव भवति, तदितर इतरं पश्यति, तदितर इतरं जिघ्रति, तदितर इतरं रसयते, तदितर इतरमभिवदति, तदितर इतरं शृणोति, तदितर इतरं मनुते, तदितर इतर स्पृशति, तादतर इतरं विजानाति; यत्रत्वस्य सर्वमात्मैवाभूत्, तत्केन कं पश्येत्, तत्केन कं जिघ्रेत्, तत्केन कं रसयेत् तत्केन कमभिवदेत्, तत्केन क शृणुयात्, तत्केन कं मन्वीत, तत्केन कं स्पृशेत्, तत्केन क विजानीयात्, येनेदं सर्वं विजानाति, तं केन विजानीयात्, ......विज्ञातारमरे केन विजानीयादिति।

(બૃ૦ અ૦ ૪. બ્રા૦ ૫. મંત્ર ૧૫)

અર્થાત્ જે સ્થિતિમા દ્વૈત જેવું થાય છે તે સ્થિતિમાજ એક બીજો એકબીજાને જુએ છે, ત્યાંજ એક બીજાને સૂંઘે છે, ત્યાજ એક બીજાનો રસ લે છે, ત્યાંજ એક બીજાની ચર્ચા કરે છે, ત્યાજ એક બીજાને સાંભળે છે, ત્યાજ એક બીજાની ચિંતા કરે છે, ત્યાજ એક બીજાને સ્પર્શ કરે છે, અને ત્યાંજ એક બીજાને જાણે છે; પરંતુ જ્યા સર્વ કંઈ એક આત્માજ આત્મા હોય, ત્યા કોણ કોને અને શેનાથી જુએ? કોને અને શેનાથી સૂંઘે? કોનો અને શેનાથી રસ લે? કોની સાથે અને શેનાથી વાત કરે? કોને અને શેનાથી સાભળે? કોની અને શેનાથી ચિંતા કરે? કોને અને

શેનાથી સ્પર્શ કરે ? કોને અને શેનાથી જાણે ? જેના વડે આ સઘળી વસ્તુઓ જાણી શકાય છે, તેને શેનાથી જાણે ?.... .......અરે મૈત્રેયી ! તે સર્વના જાણનારાને શા વડે જાણે ?

અય ખુદા જોયા ખુદા ગુમ કર્દાઈદ;
ગુમ દરી અમવાજ કુલ્ઝુમ કર્દાઈદ.

અર્થાત્ હે પરમેશ્વરને શોધવાવાળાઓ ! તમારી શોધખોળેજ પરમેશ્વરને ગુમ કર્યો છે પ્રયત્નરૂપી તરંગોમા તમો તે નિત્યસિદ્ધ આત્મસિંધુને ગુમાવી બેઠા છો. એમ ન સમજતા કે આત્મા ભીંતની પેઠે જડ છે આત્મા તો જ્ઞાન સ્વરૂપ છે શ્રુતિ ભગવતીની આજ્ઞા સાંભળોઃ—

यद्वैतन्न पश्यति, पश्यन्वैतन्न पश्यति न हि द्रष्टुर्दृष्टे विपरिलोपो विद्यतेऽविनाशित्वात् , न तु तद् द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यत् पश्येत् ॥
(બૃ૦ઉ ૦ ૪-૩-૨૩)

અર્થ.-(જો એમ કહો કે) આત્મા ત્યા સુષુપ્તિમા કઇ નથી જોતો, (તો) નહિ જોતા છતા પણ જુએ છે, કેમકે આત્મા અવિનાશી હોવાથી તેનામાથી જોવાની શક્તિ કદાપિ નાશ પામતી નથી, પરતુ ત્યા બીજો કોઈ છેજ નહિ આત્માથી ભિન્ન હોય એવાનુ નામનિશાન સુદ્ધા ત્યા નથી, એટલે પછી આત્મા કોને જુએ ?

આગાહ ન યમ અઝ શિબ્હે તૂ, દાનમ કે ન આદસ્ત,
હોશીઅએ અઝ હૃદએ શિબ્હે તૂ અદમ રાસ્ત.

અર્થ -તારી ઉપમાથી હું જ્ઞાત નથી એટલુંજ જાણુ છુ કે પ્રકૃતિએ તારી ઉપમાને ઉત્પન્નજ કરી નથી શૂન્યરૂપ વગાના પેટથી તે અવતરીજ નથી.

यद्वैतन्न मनुते, मन्वानो वै तन्न मनुते । नहि मन्तुर्मतेर्विपरिलोपो विद्यते-विनाशित्वात , न तु तद्द्वितीयमस्ति, ततोऽन्यद् विभक्तं यन्मन्वीत ॥
(બૃહ૦ઉ૦-૪૩ ૨૮)

અર્થાત્ આત્મા કઇ વિચારતો નથી, અને ન વિચારતાયે વિચાર કરે છે. આત્મામાથી વિચાર કરવાની શક્તિ કદાપિ નષ્ટ નથી થતી, કેમકે તે અવિનાશી છે, પરતુ ત્યા અન્ય કોઇ છેજ નહિ આત્માથી ભિન્ન હોય એવાનુ નામ નિશાન સુદ્ધા નથી મળતુ એટલે પછી આત્મા કોનો વિચાર કરે ?

सलिल एको द्रष्टाऽद्वैतो भवति । एष ब्रह्मलोक......

અર્થાત્ આત્મદર્શી એવો અનુપમ સાગર બની રહે છે, કે આ નાનાવિધ સૃષ્ટિઓ તેના તરંગો અને બુદ્બુદો સમાન બની રહે છે. એજ બ્રહ્મલોક છે.

एषाऽस्य परमा गतिरेषास्य परमा संपदेषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्दः । (बृ० उ०-४-३-३१)

એજ તેની પરમ ગતિ છે, એજ તેની પરમ સંપત્તિ છે, એજ તેનું સર્વોત્તમ પદ અથવા પરમ લોક છે, અને એજ તેનો પરમ આનંદ છે.

प्रेयान्यः सदनधनात्मजप्रियादेर्यत्प्रेम्णा प्रियमिति मन्यते पराचः ।
पाराध्यावधिरवधीरितेतराय्यों विज्ञेयः स खलु सुखाब्धिरन्तरात्मा ॥
(સ્વાત્મ નિ.)

"જે આત્મા ઘર, ધન અને પુત્રાદિ પ્રિય વસ્તુઓના કરતા અધિક પ્રિય છે; જે આત્મા ઉપરના પ્રેમને લઈનેજ બાહ્ય વસ્તુઓ પ્રિય લાગે છે; જે આત્મા ઇચ્છવાયોગ્ય અન્ય સર્વ વસ્તુઓમા અત્યંત શ્રેષ્ઠ છે; જે આ માની અપેક્ષાએ અપ્રિય સર્વ વસ્તુઓ તુચ્છ જેવી લાગે છે. તે આનંદના મહાસાગરરૂપ અંતરાત્મા નિશ્ચય જાણવા યોગ્ય છે. એવા આત્માનો સાક્ષાત્કાર કેમ ન કરવો ? એવા આત્માનુ આત્મજ્ઞાન કેમ પ્રાપ્ત ન કરવું ? '

જિજ્ઞાસુ:—હજુ કંઈ સમજાયુ નહિ; ગડબડ ગોટાળો થઈ ગયો છે.

જ્ઞાની:—આત્મસાક્ષાત્કાર કંઇ માશીનું ઘર નથી. એમા ધૈર્ય અને દઢતાની આવશ્યકતા છે. સરકારમા નાની નાની નોકરીઓમાટે પણ વર્ષો સુધી ઉમેદવારી કરવી પડે છે, તો પછી અવિનાશી આનંદ પ્રાપ્ત કરવા માટે એટલી બધી અધિરાઇ ! વાહ ! હિમ્મત ન હારો.

*श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यन्नविद्युः ।*
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धाऽऽश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥ ७ ॥
(કૃષ્ણયજુ૦ કઠઉપનિષદ્, અ૦ ૧. વલ્લી ૨, મ ૧૦)

" જે ઘણાખરા માણુસોવડે સાંભળવાને માટે પણ લભ્ય નથી; ઘણા સાંભળતાં છતાં પણ જેને જાણી શકતા નથી ધન્ય છે આ જ્ઞાન આપનારને, અને ધન્ય છે તેની પ્રાપ્તિ; ધન્ય છે આ વિદ્યા ગ્રહણ કરનારને; અને ધન્ય છે તેની સત્યશિક્ષણપ્રાપ્તિને. "

ॐ ॐ ॐ

# लोकोने वेदांत केम नथी गमतुं ?

( ઉર્દૂ ભાષામાં સ્વામીજીની લેખિનાથી ઇ. સ. ૧૯૦૦ માં '' અલિફ '' માસિકના અંકોમાં પ્રસિદ્ધ થયેલા લેખોનો અનુવાદ. )




રે મનુષ્ય કોઈ નવો વિચાર કરે છે, અથવા નવાં પુસ્તકનો અભ્યાસ કરે છે, ત્યારે તેના મસ્તિષ્કમાં તેની એક રેખા અંકાઇ જાય છે; અને ભવિષ્યમાં તેના વિચારો ગ્રામોફોનની પેઠે તે રેખાઓ ઉપર સહેલાઇથી દોડી શકે છે. અર્થાત્ જે વિચારો એક વખત મગજમાં ઠસી ગયેલા હોય છે, તે વિચારોને પુનઃ પુનઃ સ્મરણ કરવા કરાવવાનું કાર્ય તેને માટે સરળ થઇ જાય છે, અને જો કોઈ ઠેકાણે એ વિચારોવિષે ચર્ચા ચાલતી હોય તો તે તત્કાળ સમજાઇ જાય છે; પરંતુ જ્યારે એવા વિચારોની સાથે તેનો ભેટો થાય છે કે જે તેના મસ્તિષ્કમાં અંકાયેલી રેખાઓવાળા વિચારોની સાથે મળતા નથી આવતા, ત્યારે તે વિચારોમાં તેને જરાએ ગમ પડતી નથી. તેની બુદ્ધિને ચક્કર આવી જાય છે, અને બધો ગોટાળો ગોટાળોજ જણાય છે. વાર્તાઓ અને નાટકોમાં ઘણું કરીને એવાજ વિષયો ચર્ચવામાં આવે છે કે જેમના વિષે નિત્યના અનુભવોએ મસ્તિષ્કમાં પ્રથમથીજ રેખાઓ આંકી રાખેલી હોય છે, તેથી તે વાંચતી વખતે મસ્તિષ્કમાં પડેલી ઉપર્યુક્ત રેખાઓ ઉપર મનુષ્યની સમજ રેલગાડીની પેઠે દોડી જાય છે; પરંતુ દર્શન કે ગણિતશાસ્ત્રનું અધ્યયન કરતી વખતે તો મસ્તિષ્કમા નવી રેખાઓ ઉપજાવવી પડે છે, અને તેથી એ વિદ્યાઓ પ્રાપ્ત કરવામાં ઘણી મુશ્કેલી જણાય છે. વેદાંત કઠિન લાગવાનું મૂળ–કારણ પણ આજ છે.

મૈત્રાયણુ બ્રાહ્મણુ ઉપનિષદમાં લખ્યું છે કે કંઠિનતાની જાળમા ફસાઇ જવાનું કારણુ પણુ ખરેખર એજ છે, કે જેઓ સ્વર્ગ અથવા પવિત્ર સ્થિતિમાં રહેવા યોગ્ય હોય છે, તેઓ અજ્ઞાનને લીધે એવા લોકોની સંગત કરે છે કે જેઓ સ્વર્ગ અર્થાત્ સદ્ગુણોને લાયકજ હોતા નથી. આજ કાલના લગભગ સઘળા યુવકો બાલ્યાવસ્થાથીજ પોતાનો સમય એવી સંગતિમા ગાળે છે, એવા પુસ્તકો વાંચે છે અને એવા પ્રકારનું શિક્ષણુ મેળવે છે કે જેને લીધે સંસારનું ક્ષણિક તથા વિલાસી જીવનજ તેમના મસ્તિષ્કમાં ઘર કરી બેસે છે. વાસ્તવિક રહસ્યના સૂર કાઢે એવો કોઇ તારજ તેમના મસ્તિષ્કરૂપી તંબુરામા લગાડવામાં આવતો નથી, તો પછી અવસર આવે ત્યારે તેમાંથી એ સુર નીકળેજ કેવી રીતે ? જ્યારે પણુ તેઓ વ્યાખ્યાન વગેરેમાં પોતાને રુચિકર વાત સાભળે છે ત્યારે તેમના હૃદયમાનો તેવા પ્રકારનો તાર હાલવા માંડે છે, અને તેથી તેઓ ઝટ તાળીઓ પાડવા મંડી જાય છે. પણુ જ્યા તેમને પરમાર્થનો ઉપદેશ કરવામા આવે, અથવા તેમની આગળ આત્મજ્ઞાનવિષે કઇ વાચવામા આવે છે એટલે તેમને બગાસા ઉપર બગાસા આવવા શરૂ થાય છે, જીવ ગભરાય છે અને તેઓ બોલી ઉઠે છે કે “મન નથી લાગતું કઇ મજેદાર નથી કંટાળો આવે છે.” ગણિત, દર્શન, વિજ્ઞાનશાસ્ત્ર વગેરે વિષયો જો કે કઠિન છે, તોપણુ એ કઠિનતાઓને આપણા નવયુવકો વિશ્વવિદ્યાલયની પરીક્ષાના ભયથી જીતી લે છે, તેજ પ્રમાણે ધારો કે બ્રહ્મવિદ્યા પણુ ગૂઢ છે તોયે મૃત્યુની પરીક્ષા પસાર કરવામાટે તેની પણુ આવશ્યકતા તો છેજ, પરંતુ આશ્ચર્યની વાત છે કે ઘણાખરા નવયુવકો એ અંતિમ પરીક્ષામા પોતાને બેસવું પડનાર છે એ વાત એટલી બધી વિસરી ગયા છે કે એક ક્ષણુભર પણુ તે તરફ ધ્યાન આપતા નથી !

સાધારણુ રીતે સઘળા બાળકો મસ્તિષ્કમા નવી રેખાઓ પ્રાપ્ત કરવાને ઉત્સુક હોય છે, અર્થાત્ શિખવાને તત્પર અને જ્ઞાનના ભૂખ્યા હોય છે. જ્ઞાનમાટેની ભૂખ કેટલેક અંશે નવયુવકો અને વૃદ્ધોમા પણુ હોવી જોઈએ; પરંતુ આજકાલના ભારતવર્ષમાં તો જિજ્ઞાસા એ વિરલજ જણાય છે. સામાન્ય રીતે હાલના નવજવાનોમા એવી ન્યૂનતા આવી જાય છે કે તેઓ જ્ઞાન મેળવવામાં અતિ સુસ્ત બની જાય છે, મગજની જાગૃતિ

ગુમાવી બેસે છે અને જડ જેવા થઇ જાય છે કોને પડી છે કે જે સાંસારિક વિચારોની રેખાઓ મસ્તિષ્કમાં જામી ગઈ છે તેમને ભૂસી નાખીને આધ્યાત્મિક વિચારોથી મગજને વિભૂષિત બનાવે ?

એક ગાડીને અનેક મુશ્કેલીઓ વેઠી કોઈ પહાડી સડકને રસ્તે પર્વતની ટોચસુધી લઇ જાઓ, અને પછી તેને છૂટી મૂકી દો, તો તે ગાડી આપોઆપજ ગબડતી કેટલા બધા વેગથી નીચે આવશે ? આજકાલના વિદ્યાર્થીઓની પણ સાધારણ રીતે આજ દશા છે વિદ્યારૂપી ગાડીને ખેંચી ખેંચીને શિક્ષાપ્રણાલીની ટોચ (બી એ, એમ એ )સુધી પહોંચાડવામાં આવે છે, અને ત્યાં પહોંચતાંજ તેને મૂકી દેવામાં આવે છે, અર્થાત્ પુસ્તકાવલોકનને નવ ગજના નમસ્કાર કરવામાં આવે છે, અનુસંધાન અને વિવેચનને તદ્દન રુખસદ દેવામાં આવે છે અને ટુંક સમયમાંજ પોતાની ઓફિસને લગતી વિદ્યા સિવાય અન્ય જે કંઈ વાંચેલું કે શિખેલું હોય, તેને પોતાના હૃદયની પાટી ઉપરથી સાફ ધોઇ નાખવામાં આવે છે જો કે એમાં પણ કેટલાક અપવાદરૂપ તો હોય છેજ, પરંતુ એમાં તો જરાયે સંદેહ નથી કે સામાજિક સંબંધોને લીધે વા નકામી ઘરગથ્થુ ચિંતાઓને લીધે, કે ગમે તે કારણથી પણ કોલેજ છોડતાંજ કેળવાયલા પુરુષોની વિદ્યા અને આત્મોન્નતિ સાધારણરીતે અટકી પડે છે વસ્તુસ્થિતિ જ્યારે આમ છે ત્યારે વેદાંતનું અધ્યયન કોણ કરવાનું હતું ?

વેદાંત કઠિન હોવાનું મોટું અને મુખ્ય કારણ એ છે કે પ્રત્યેક મનુષ્યમાં એવી યોગ્યતા નથી હોતી કે તેને તત્ત્વ વસ્તુનું રહસ્ય સમજાઇ શકે જેમ દોઢ વરસનું બાળક કવિ કાલિદાસના મેઘદૂતના અર્થ સમજવાને અશક્તજ હોય છે, પણ કેટલુંક શિક્ષણ મેળવ્યા પછી એ કવિના સર્વ નાટકોના અર્થ પોતાની મેળે સમજવાને શક્તિવાન્ થાય છે, તેવીજ રીતે વેદાંતનું રહસ્ય સમજવામાટે સંસારી મનુષ્યને શિક્ષણની અને અંતઃકરણની શુદ્ધિવડે હૃદયદર્પણ ઉપરનો મેલ નીકળી જવાની આવશ્યકતા છે કે જેથી જ્ઞાનજ્યોતિનો પ્રકાશ તેઓ ઝીલી શકે અને ચારિત્ર્યપ્રદેશમાં તેને પ્રકટાવી શકે.

### આંતરિક શુદ્ધિ

વેદાંત અથવા તત્ત્વજ્ઞાન એ કોઇ સંપ્રદાય કે મતનું નામ નથી, કે જેથી બીજા સંપ્રદાયના લોકો તેની ઉપર આક્ષેપ કરે તો યોગ્ય કહેવાય એ

તો તે તત્ત્વ વસ્તુનું જ્ઞાન છે કે જે વસ્તુ પ્રત્યેક મનુષ્યનું સ્વરૂપ છે. આ બ્રહ્મવિદ્યા તો ગણિતની પેઠે એવું ચોક્કસ જ્ઞાન છે કે જેમા સંશયનું નામ-નિશાન નથી. અંકગણિતથી તેજ વિદ્યાર્થીઓ ચીઢાય છે કે જેમની બુદ્ધિ ઠેકાણે હોતી નથી, અથવા જેમનામાં સ્થિરતા નથી હોતી. વેદાંતથી પણ તેજ મહાશયો નાખુશ થાય છે કે જેમણે તેને ઉચિત રીતિએ પ્રાપ્ત નથી કર્યું.

જ્ઞાનની પ્રાપ્તિ બે રીતિએ થઈ શકે છે:—(૧) પુસ્તકદ્વારા કે શ્રવણદ્વારા (૨) અનુભવદ્વારા–પ્રયોગદ્વારા. રસાયણશાસ્ત્રનો અભ્યાસી જો સાથે સાથે પ્રયોગો પણ ન કરતો જાય તો તે વિદ્યાનો તેને યોગ્ય લાભ નહિ મળી શકે. તેજ પ્રમાણે આત્મવિદ્યાનો જિજ્ઞાસુ પણ ત્યારેજ **તેનો ખરો આનંદ લઈ શકે છે કે જ્યારે વિદ્યાની સાથે સાથે તેનો** પ્રયોગ (વ્યવહાર) પણ કરતો જાય. જેમ ગણિતશાસ્ત્રમા કોઈ રીતિને કેવળ કંઠસ્થ કરી નાખવી એજ પૂરતું નથી. જ્યાસુધી એ રીતિની સાથે સબંધ રાખવાવાળા પ્રશ્નોને ઉકેલવામા ન આવે ત્યાસુધી ગણિતશાસ્ત્રમા પ્રવેશજ ન થઇ શકે જ્યાસુધી ગણિતની રીતિઓજ મોપર ગોખી રાખેલી હોય છે ત્યા લગી સફળતા નથી મળતી. સફળતામાટે તો એ રીતિઓ નખોમાં ઉતરી આવવાના આવશ્યકતા છે. અર્થાત્ તે રીતિઓ ઉપર એટલો બધો અધિકાર પ્રાપ્ત થઈ જવો જોઈએ કે જાણે આંગળીઓ આપોઆપ તે પ્રશ્નો ઉકેલવા મંડી જાય. વેદાતનું પણ તેમજ છે એ વિદ્યાનો આનદ ત્યારેજ અનુભવાય કે જ્યારે બ્રહ્માભ્યાસ ત્યાસુધી પહોચી ગયો હોય કે શમ, દમ, વિવેક, વૈરાગ્ય, આદિ આપોઆપજ રોમેરોમમાં ઝલકવા લાગે. ચહેરા ઉપરથી શાતિ અને આનદ વર્ષવા માડે, વાણીમાંથી આનંદ ઝરવા લાગે. જો કોઇ માણસ ભૂમિતિના ૪૭મા સિદ્ધાંતનું પ્રમાણ જાણવા માગતો હોય, તો તેણે પહેલા તેની આગળના ૪૬ સિદ્ધાંતો બરાબર શિખી આવવા જોઇએ. જો તે એ સિદ્ધાંતોને નહિ જાણતો હોય, તો તેને ૪૭મો સિદ્ધાંત પણ નહિજ આવડે. જો કોઇ બાળક ગણિતમાં લઘુતમ કાઢવાની રીતિ શિખવા ઇચ્છતો હોય, પણ ગુણાકાર ભાગાકાર ન જાણતો હોય તો તેને લઘુતમ કદિ નહિ આવડે. તેવીજ રીતે જો સત્યનો જિજ્ઞાસુ નીચે લખેલા વેદાંતના આરંભિક પાઠોને વ્યવહારૂ રીતિએ યાદ નહિ કરી લે, તો તે ગમે તેટલા ગ્રંથોને વાંચશે તો-

પણ આત્મિક આનંદથી વંચિતજ રહેશે.

## વ્યાવહારિક જ્ઞાન

જ્યારે પાંડવો અને કૌરવો બાલ્યાવસ્થામાં સાથે અભ્યાસ કરતા હતા ત્યારે એક દિવસ તેમની પરીક્ષા લેવામાં આવી. કોઈ વિદ્યાર્થીએ અર્ધી ચોપડી વાંચી સંભળાવી, કોઈએ આખી અને કોઇએ બે ચોપડીઓમાં પરીક્ષા આપી અને કોઇએ ચારમાં; પરંતુ જ્યારે યુધિષ્ઠિરને પૂછવામાં આવ્યું કે તમે શું યાદ કર્યું છે ? ત્યારે તેણે બાળપોથીના મૂળાક્ષરો ઉપરાંત કેવળ બે વાકયો તરફ આંગળી કરી કહ્યું કે "મેં ફક્ત આ બે વાકય યાદ કર્યાં છે." તે સાંભળી પરીક્ષક મહાશયને અતિ ક્રોધ ચઢયો અને બોલ્યા, "અરે મૂર્ખા તું સૌથી મોટો છે છતાં હજુસુધી માત્ર બેજ વાકયો યાદ કર્યા છે? કેટલું બધું આળસ ? તને લાજ નથી આવતી ? ઢાંકણીમાં પાણી લઇ ડૂબી મર." વગેરે. પરીક્ષક મહારાજ એટલેથીજ અટકયા નહિ. તેઓ તો લપડાક ઉપર લપડાક લગાવવા લાગ્યા. બિચારા યુવરાજ કુમારના ગાલ થપ્પડો ખાઇ ખાઇ લાલચોળ થઈ ગયા. પણ ધન્ય છે એ રાજકુમારને કે તેણે ઉફ સુદ્ધાં ન કરી. એ તો શાંત ઉભો રહ્યો. આ સ્થિતિ જોઇને પરીક્ષક મહાશયને અત્યંત આશ્ચર્ય થયું. તેઓ વિચારવા લાગ્યા કે આજ સવારેજ દુર્યોધનને કોઇ અપરાધમાટે ધમકાવવા માંડયો ત્યારે તે જૂતી ઉતારવા તૈયાર થઈ ગયો હતો. ત્યારે હે ભગવન્ ! આ કેવો રાજકુમાર છે કે તેને આટલી બધી સજા કરી તોપણ ચૂં સુદ્ધાં નથી કરતો અને ઉલટો પ્રસન્ન વદને ઉભો છે ?

હવે-એ યુધિષ્ઠિરના અભ્યાસની હકીકત સાંભળો. અક્ષરપરિચય થઇ રહ્યા પછી ગુરુજીએ જે પહેલું વાકય શીખવાડયું તે આ હતું કે "ક્રોધ-ગુસ્સો કરવો નહિ." સુશીલ બાળક ગુરુજીને મોંયે આ વાકય સાંભળી એકાંતમાં જઇ ગુરુજીના ઉપદેશને યાદ કરવા લાગ્યો; તેની ઉપર વિચાર કરવા માંડયો; કાનવડે સાભળેલા પાઠને રોમે રોમમાં ઉતારવા લાગ્યો-પોતાના વ્યાવહારિક જીવનમાં તેને ઉતારવા લાગ્યો. આ બિચારા ભોળાભાળા યુધિષ્ઠિરને એવા પ્રકારની શિક્ષણકળાની તો ખબર સુદ્ધાંએ ન હતી, કે જે શિક્ષણકળાના પ્રતાપે હાલના સાધારણ બાળુ લોકો વિદ્યારૂપી ગંગાની નહેરને પોતાના મસ્તિષ્કરૂપી પૂલઉપરથી એવી સફાઇથી પરબારી વહેવડાવી દે છે, કે રૂડકીવાળી નહેરની પેઠે તેમાંથી એક ટીપું સરખું પણ પૂલની નીચેની

જમીનપર–તેમના હૃદયપ્રદેશપર–ચારિત્ર્યપ્રદેશપર–પડવા નથી પામતું ! તેમના મગજ ઉપર તો જ્ઞાનની સાક્ષાત્ ગંગા વહેતી હોય છે પણ નીચેનો હૃદયપ્રદેશ તો સૂકોને સૂકોજ રહે છે. જોવામાં તો સેંકડો પુસ્તકો વાંચી નાખ્યાં હોય છે, અને પરીક્ષાઓમાં પૂરેપુરા આંક મેળવેલા હોય છે અને વિશ્વવિદ્યાલયમાંથી પારિતોષિક અને ઉપાધિઓ પ્રાપ્ત કરેલી હોય છે; પરંતુ અંતરમાં એક ટીપું સરખુંએ પડેલું હોતું નથી, આચરણમાં કંઇજ ન મળે. બિચારો યુધિષ્ઠિર હાલના આવા પદવીધરો ઉપર લાગુ કરવામાં આવતી વિચિત્ર શિક્ષણકળાના સપાટામાં આવેલો નહિ હતો. એ તો જે કંઇ વાચતો તે ઝટ લઇને તેના હૃદયમાં ઉતરી જતું. ઉપલું વાકય સાભળ્યા પછી તે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો:—

"ક્રોધ ન કરવો" પણ કેવી રીતે ? આપણને ક્રોધ તો આવીજ જાય છે. પણ તે કેમ આવે છે ? તેનું આવવું ઉચિત છે કે અનુચિત ? ક્રોધ વિના કામ ચાલશે કે નહિ ? જો ક્રોધ નહિ કરવામાં આવે તો નોકર લોકો ઉદ્ધત બની જશે; કામ બરાબર નહિ કરે; પ્રભાવ નહિ પડે; વ્યવહાર નહિ નભે; રસોઇ વખતસર તૈયાર નહિ થાય ઇત્યાદિ. ક્રોધ ત્યજવામા મુશ્કેલીઓ તો નડશે; પણ શું ક્રોધનો ત્યાગ અસંભવિત છે ? જો અસંભવિત હોત તો ગુરુજી એવો ઉપદેશજ કેમ આપે ? શિક્ષક એવું અનુશાસનજ કેમ આપે ? હવે શું કરવું ? ક્રોધ તો આવે છેજ. શું એમ યોગ્ય ન કહેવાય કે માનવું તો એમજ કે ક્રોધ કરવો ઉચિત નથી, પણ વખતે ક્રોધ આવી જાય તો આવવા દેવો ? ના, ના, એ તો કપટ કહેવાય. ગુરુજી અને શાસ્ત્રો સાથેની એ તો છેતરપિંડી છે. મોએ તો હા કહેવું અને આચરણમાં ન મૂકવું !–હવેથી દૃઢ સંકલ્પ કરું છું કે "ક્રોધને મારી પાસે ફરકવા નહિ દઉં." ક્રોધ કેમ ઉત્પન્ન થાય છે ? સાધારણ રીતે જ્યારે કોઇ કામ બગડે છે, અથવા કોઇ વસ્તુ વણસી જાય છે, ત્યારે ક્રોધ આવે છે. અરે મન ! કામ તો એક વાર બગડી ચૂકયું, હવે તું તેની ઉપર ચિત્તને પણ કેમ બગાડે છે ? વસ્તુ વણસી ગઇ, તો પરવા નહિ; રૂપીઆ બે રૂપીઆ કે સો રૂપીઆની હશે. તે માટે ચિત્ત જેવી અણમોલ વસ્તુને કેમ વણસાડે છે ? આનંદ તો મારું જન્મસિદ્ધ સ્વત્વ છે. માટે જો કોઇ સાંસારિક વસ્તુ ખોવાય તો તે પાછળ હું મારા જન્મસિદ્ધ સ્વત્વને પણ કેમ નષ્ટ કરું ?

એકવાર દુર્યોધને પોતાના પિતા પાસે તલવાર માગી હતી. પિતાએ

અસ્વીકાર કર્યો એટલે દુર્યોધન એકદમ ગુસ્સે થઇ ગયો, અને કહેવા લાગ્યો હતો કે "હું તમારા ઘરમાંજ રહેવાનો નથી. તમારો પુત્રજ નથી થવાનો. ગમે ત્યાં ચાલ્યો જઇશ. વિષપાન કરીશ." ઇત્યાદિ. હવે તલવાર વધારેમાં વધારે દશ કે વીશ રૂપીયાની હશે. તે ન મળી તો શું બગડવાનું હતું? એને ખાતર પોતાના જન્મસિદ્ધ સ્વત્વ (સામ્રાજ્ય-રાજગાદી) ને પણ ગુમાવવા તત્પર થઇ જવું એ કેટલું ખરાબ કહેવાય? એજ પ્રમાણે સત્ત્વગુણ એ તો મારૂં જન્મસિદ્ધ સ્વત્વ છે. દુર્યોધનનું અનુકરણ હું કદિ નથી કરવાનો. ગમે તેવી હાનિ થશે તોપણ હું મારા જન્મજાત સ્વત્વનો કદિ ત્યાગ કરવાનો નથી. રાજકુમારોનો રિવાજ તો અવશ્ય એજ છે કે વાત વાતમાં ગુસ્સે થઇ જવું, અઠ્ઠના લોટની પેઠે અતડાવું; પરંતુ ગુરુજીનો ઉપદેશ કહે છે કે "શાંત રહો, મનને ચળવા ન દો." હવે કોને આચરણમાં મૂકુ? ગુરૂજી તો એકજ છે, પરંતુ તેમની વિરુદ્ધ વર્તનનું શિક્ષણ આપવાવાળા અનેક છે. તેમાં કોનું માનું? યોગ્ય તો ગુરુજીની આજ્ઞા માનવી એજ છે. હું વ્યવહાર કે રીતરિવાજની જરાએ પરવા કરવાનો નથી. **ગુરુજીદ્વારા જે કંઈ મને સત્ય જણાશે, તે પ્રમાણેજ વર્તીશ. પછી આખું જગત્ વિરુદ્ધ પડે તો તેની પણ પરવા નથી. હું જગત્‌ને મારો ગુરુ નહિ બનાવું, હું તો સત્યનેજ મારો સાથી બનાવીશ.**

### વેદાંતનું એક સાધન-પ્રસન્નતા

परित्यजेयं त्रैलोक्यं राज्यं देवेषु वा पुनः ।
यद्वाऽप्यधिकमेताभ्यां न तु सत्यं कथंचन ।।
त्यजेच्च पृथिवी गंधमापश्चरणमात्मनः
ज्योतिस्तथा त्यजेद्रूपं वायुः स्पर्शगुणं त्यजेत् ।।
प्रभां समुत्सृजेदर्को धूमकेतुस्तथोष्मतां ।
त्यजच्छद्बं तथाकाशं सोमः शीतांशुतां त्यजेत् ।।
विक्रमं वृत्रहा जह्यात् धर्मं जह्याच्च धर्मराट् ।
नत्वहं सत्यमुत्स्रष्टुं व्यवस्येयं कथंचन ।।

અર્થાત્ ત્રણે લોકોનો ત્યાગ કરવો, સ્વર્ગનું રાજ્ય છોડી દેવું, અરે, તેનાથીયે જો કંઇ અધિક વસ્તુ હોય તો તેનો પણ અસ્વીકાર કરવો કબૂલ છે, પરંતુ સત્યથી વિખૂટા પડવાનું નહિ સ્વીકારી શકું. ગમે તો પૃથ્વી પોતાનો

ગંધ ગુણ ત્યજી દે, જલ પોતાનો ગુણ ત્યજી દે, તેજ પોતાનો પ્રકાશસ્વભાવ છોડી દે, વાયુ પોતાનો સ્પર્શગુણ છોડી દે, સૂર્ય પોતાનો પ્રકાશ ત્યજી દે, અગ્નિ પોતાની ઉષ્ણતા મૂકી દે, આકાશ પોતાના ધર્મ (શબ્દ)ને છોડી દે, ચંદ્ર પોતાની શીતળતાને છોડી દે, વૃત્રનો હંતા (ઇંદ્ર) પોતાના વૈભવનો ત્યાગ કરે, અને ધર્મરાજ ધર્મ (ન્યાય)ને છોડી દે; પરંતુ હું સત્યતાને કદાપિ ત્યાગવાનો નથી.

" આ વચનો ભીષ્મપિતામહનાં છે. ભીષ્મપિતામહ તે પ્રમાણે વર્તે છે. હું પણ તેમનેજ મારા આદર્શ બનાવીશ. ગમે તો આખી સૃષ્ટિ વિરુદ્ધ હો, પણ જો એક વખત મને એમ સમજાશે કે આ વાત સત્ય છે તો હું તે પ્રમાણે અવશ્ય ચાલીશ. હવે એક વખત જાણ્યું છે કે ક્રોધ કરવો ન જોઈએ. એટલે છેવટનો નિર્ણય થઇ ચૂકયો. ગમે તેમ થઈ જાય તોપણ હું ક્રોધાધીન નહિ થાઉં."

મહાત્માઓના મુખથી ઘણી વખત એમ પણ સાભળવામાં આવ્યું છે કે " જે કંઇ થાય છે, તે રૂડામાટેજ થાય છે. " શું આ સત્ય છે ? મારો તુચ્છ અનુભવ એ વિષયમાં હજુ કંઇ મત આપવા યોગ્ય નથી; પરંતુ તેમની વાત ઉપર વિશ્વાસ કેમ ન કરૂં ? સૌ થાય છે તે સારાનેજ માટે. પ્રકૃતિએ સેવા કરવામાટે કમર કસી છે. દેવતાઓએ શપથ લીધા છે કે સદૈવ મારી ભલાઇમાટે પ્રયત્ન કરતા રહેશે. જો વસ્તુસ્થિતિ એમજ છે તો કોઈપણ વાતમાટે ચીઢાવું કે શોક કરવો તે એવું મૂર્ખતા ભર્યું કામ છે, કે જેટલું એક અજાણ્યા બાળકનું પોલિસના સિપાહીને જોઈને બીવું. પોલિસનો સિપાઇ તો નગરના લોકોની રક્ષા અને સેવા કરવામાટેજ ફરે છે, ચોરો અને બદમાશોનો નાશ કરવામાટેજ તે કટિબદ્ધ થયો છે, તેનાથી બીવું શાને ? સંસારનાં સુખ અને દુઃખ બન્ને મને ઉન્નતિની નીસરણી ઉપર ચઢાવે છે, મારે શામાટે ગભરાવું જોઇએ ? જેને હું ખરાબ સમજું છું, તે પણ જ્યારે સારૂંજ છે તો પછી ક્રોધ શેના ઉપર કરવો ?

સર–નિવિશ્તે–મા બ–દસ્તે–ખુદ–નિવિશ્ત;
ખુશ–નિવિશસ્તો ન ખ્વાહદ બદ નિવિશ્ત.

અર્થઃ–અમારા ભાગ્યના લેખ તેણે પોતાને હાથે લખેલા છે; તે

બહુજ ડાહ્યો લખનારો છે, એટલે ખોટું નહિ લખે.

આ સંસાર માત્ર લીલા છે, સ્વપ્ન–વિચાર છે, નાટકશાળા છે, આતશબાજીના ખેલ સમાન છે. આતશબાજીના હાથી, ઘોડા, વગેરે સઘળા બાળી મૂકવામાટેજ બહાર દેખાડવામાં આવે છે. તેથી એવા હાથીની સૂંઢ સુંદર બની તોએ શું અને જરાક વાંકી થઈ ગઈ તોયે શું ? તેને તો જોતજોતામાં નષ્ટ થવાનું છે. એવી કૃત્રિમ વસ્તુમાટે ક્રોધ કરવાનું અને કઠોર વચન વદવાનું શું પ્રયોજન ?

એક કવિ એવા ભાવનું કવે છે કે રોમનો મહાન સત્તાધારી સમ્રાટ્ (સીઝર), મરીને માટી થયા પછી કોઈના ઘરની ભીંતમાં પડેલી ફાટ પૂરવાને માટી તરીકે પણ વપરાવાનોજ ! અરેરે ! જે માટી આખા જગત્‌ને ધ્રૂજાવતી હતી તેજ આજે એક નાનીસરખી ફાટ પણ પૂરી શકતી નથી !

મતલબ એટલીજ કે રોમનો તે સમ્રાટ્ જે પ્રભાવ અને સત્તાથી આખા જગત્‌ને ધ્રૂજાવતો હતો, તે આજે એક ગરીબ મજુરના હાથમાં પણ પોતાને નથી બચાવી શકતો !

આં કસ કે બર ચર્ખ હમીઝદ પેહલુ,
બર દરગહે ઊ શહાં નિહાદન્દેહ રૂ;
દીદીમ કે બર કગુરે અશ ફાખ્તઈ,
બિનિશસ્તા હમી ગુફ્તકે કૂ કૂ કૂ કૂ.

અર્થ:–તે મહેલ કે જે આકાશ સાથે વાતો કરતો હતો અને જેની અંદર બાદશાહો નિવાસ કરતા હતા—અમે જોયું કે તેની દિવાલ ઉપર એક હોલો બેઠો બેઠો કહેતો હતો કે કૂ કૂ કૂ કૂ

અર્થાત્ આ મહેલમાં રહેવાવાળા એ બધા હવે ક્યાં છે ? ક્યાં છે ? ક્યાં છે ? ક્યાં છે ?

ચીસ્ત દુનિયાં ? સરબસર પુરસીદમ અઝ ફરઝાનઈ,
ગુફ્તઃ યા ખ્વાબસ્ત, યા બાદસ્ત, યા અફસાનઈ;
ફીસ્ત આં કસ કૂ બરૂ શયદા શવદ, જાં મી દેહદ?
ગુફ્તઃ યા દેવસ્ત, યા ગોલસ્ત, યા દીવાનઈ.

અર્થ:–એક ડાહ્યા માણસને મેં સવાલ કર્યો "દુનિયા (સંસાર) શું છે ?" તેણે જવાબ આપ્યો, "કાંતો સ્વપ્ન છે, અથવા વાયુ છે અથવા

કોઈ કલ્પિત કથા. " ( મેં પૂછ્યું ) " એવો કોણુ છે કે જે તેની (સંસારની) ઉપર મોહીપડી જીવ સુદ્ધાં આપી દે છે ? " તેણે જવાબ આપ્યો " તે શયતાન છે, ભૂત છે અથવા કોઈ દીવાનો. "

વાયે નાદાની કે વક્તે-મર્ગ[1] યેહ સાબીત હુવા,
ખ્વાબ થા જો કુચ્છ કે દેખા, જો સુના અફ્સાના[2] થા.

ત્યારે જો બધું સ્વપ્ન છે તો પછી ચિંતાઓ કેવી ?

ગર સું હુવા વો ફિર ક્યા ? ઓર હું હુવા તો ફિર ક્યા?
ચે હાસિલ આં કે દર દુનિયા હમાં ઝાદન હમાં મુર્દન;
દરીં સંગમ શરર આશા હમાં ઝાદન હમાં મુર્દન. ૧
અજલ બર હસ્તીયે મા ખંદઇ દંદાંનુમા દારદ;
દરીં અબ્રીમ બર્ક આશા હમાં ઝાદન હમાં મુર્દન. ૨
નિગેહ તા વા કુની બાદે-અજલ કિશ્તી બગરદાનદ;
હુબાબે-મૌજે ઇં દરિયા, હમાં ઝાદન હમાં મુર્દન. ૩

અર્થ:-" સંસારમાં જન્મવું અને તરતજ મરી જવું તેમાં શું લાભ? આ પત્થરમાંની ચિણગારી પેઠે મારેયે જન્મવું અને તરતજ મરી જવાનું છે."

" મૃત્યુ આપણા અસ્તિત્વ ઉપર હસે છે અને દાંત કાઢે છે; આ વાદળાની અંદર દેખાતી વીજળીની પેઠેજ આપણું પણ જન્મવું અને પછી મરી જવાનું છે. "

" તું આખ ઉઘાડે તેટલામાં તો મૃત્યુનો પવન તારી નૌકાને પાછી ધકેલી દેશે, આ સરિતાના પરપોટાની પેઠે જન્મવું ને તરતજ મરી જવાનું છે."

હું સત્યતાને સદૈવ મારી નજર આગળ રાખીશ. આ ક્ષણભંગુર દુનિયાઇ વસ્તુઓને સ્વપ્નમાંના કુસુમ અને કંટક જેવી લેખીશ.

એક અંગ્રેજ લેખક એવા ભાવનું કહે છે કે આ સંસારી જીવન કે જે તે સત્ય જીવનની આગળ માત્ર ઘાસના એક તરણા સમાનજ છે; એવા આ ક્ષણભંગુર જીવનને માટે સાધુપુરુષોએ એક પણ શબ્દ વ્યર્થ ઉચ્ચારવો જોઇએ નહિ. "

सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः । (કઠોપનિષદ્ ૧,૧,૬.)
આ મનુષ્ય અન્નની પેઠે પાકે છે, અને પાકીને પાછું પડે છે ( અર્થાત્

૧. વક્તે-મર્ગ અંત સમયે, મરણઘડીયે. ૨. અફ્સાના-કલ્પિત કથા.

પેદા થાય છે અને મરણ પામે છે, ) અને પાછો અન્નની પેઠેજ જન્મે છે. અર્થાત્ મનુષ્ય વનસ્પતિની પેઠે જન્મે છે, મરે છે અને પાછો જન્મે છે. સારાશ નાશવંત છે.

કિસકી શાદી કિસકા ગમ, હુ[1] અલ્લાહ હુ દમ પર દમ.

યુધિષ્ઠિરનું મન જ્યારે પણ અશાંત બનવા લાગતું, ત્યારે તે પોતાના મનને સમજાવતા કે "હે અજ્ઞાન મન! સાવધાન! જ્યારે કોઇ કાંઈ કટુ વાક્ય કહે, ગાળ ભાડે, કામ બગાડી નાખે અથવા આપણી વિરુદ્ધ કાવત્રાં કરતો હોય, અથવા જ્યારે ચિત્ત અસ્વસ્થ હોય ત્યારે એવાજ સમયોમાટે, ધૈર્ય અને શાંતિની આવશ્યકતા હોય છે. જે સમયે સઘળા કાર્યો આપણી ઇચ્છાને અનુસાર થતા હોય તેવે સમયે પ્રસન્ન રહેવું એ કંઇ મોટી વાત ન કહેવાય.

મઝન ચી બર જબી વક્તે નુઝૂલે દર્દો ગમ અય દિલ,
કે ઐબસ્ત અઝ કરીમાં દર બ-રૂયે મેહમા બસ્તન.

**અર્થ –હે હૃદય, સંકટ અને શોક તારી ઉપર ઉતરી આવે તે સમયે તારા કપાળ ઉપર કરચલી ન પડવા દેતું: કેમકે અતિથિ આવે ત્યારે દ્વાર વાસી દેવાં એ દાતાપુરુષમાટે તો એક લાંછનજ છે.**

નિહંગો અઝદહાઓ શેરે નર મારા તો કયા મારા?
બડે મૂઝી કો મારા નફ્સે અમ્મારે કો ગર મારા. ૧
ન મારા આપકો, જો ખાકહો અકસીર બન જાતા,
અગર પારે કો અય અકસીર-ગર મારા તો કયા મારા? ૨

**અર્થ:-"મગરમચ્છ, અજગર કે કેસરીસિંહને માર્યો તો તેમાં શું! જો તું તારી વિષયવાસનાઓનો ક્ષય કરે, તોજ મોટા ઉપદ્રવીનો શિકાર કર્યો કહેવાય."**

"હે રસાયણશાસ્ત્રી! તેં પારાને મારી તેની ખાખ બનાવી તેમાં શું? તારી જાતને-તારા અહંમમત્વને માર્યું હોત તો આ માટી (તારૂં શરીર) અકસીર (કીમીયો અથવા રામબાણ ઈલાજ) બની જાત. વળી સાભળો.–

સહલ શેર દાં આં કે સફહા બિશ્કનદ,
શેર આનસ્ત આ કે ખુદરા બિશ્કનદ

૧. હુ–તે અથવા તે છે.

**અર્થ:–જે(પશુઓનાં કે મનુષ્યોનાં) દળને દળ ચીરી નાખે છે, તેને દુર્બળ જાણ; ખરો વીર તો તે છે જે પોતાને–પોતાના અહં-મમત્વને તોડી પાડે છે.**

યુધિષ્ઠિર એ પછી ઘણી વખત જાણીજોઇને એવા સ્થાનોમાં જતા કે જ્યાં દુર્યોધન વગેરે તેને સતાવતા અને દુઃખ દેતા, પણ યુધિષ્ઠિર હર વખત "ક્રોધ ન કરો" વાળા પાઠનો વ્યાવહારિક અનુભવ સફળતાથી કરતા. એમ કરતાં કરતાં જ્યારે ક્રોધ સર્વાંશે નીકળી ગયો ત્યારે ચિત્ત શાંત રહેવા માંડયું, આનંદ અને પ્રસન્નતાનો રંગ જામ્યો. જાણે મફતમાં ખજાના મળી ગયા. સર્વ કાર્યો આપોઆપ સુધરવા માંડ્યાં. અનુભવથી યુધિષ્ઠિરને એ સિદ્ધ થઇ ગયું કે ક્રોધ વિના કામ ન ચાલી શકે એવો લોકોનો વિચાર તદ્દન મિથ્યા છે.

દર ખુશ્ક–સાલી આબે ગુહર કમ નમી શવદ,
બુખ્લે–ફલક બ એહલે–કનાઅત ચે મી કુનદ.

અર્થ:–દુષ્કાળ સમયે પણ મોતીનું પાણી ઓછું નથી થતું. આકાશની કૃપણતા સંતોષી પુરૂષોને શું કરી શકે એમ છે?

પ્રિય વાચકો! બિચારા યુધિષ્ઠિરના ભણવાનો–શિક્ષણને પોતામા ઉતારવાનો એજ અર્થ થાય છે કે જે ઉપર વર્ણવવામા આવ્યો છે. અર્થાત અહોનિશ ચિંતન, વિચાર અને પ્રયોગ ચાલુ રાખવાં, તે એટલે સુધી કે ગુરૂ પાસેથી સાંભળેલો પાઠ વ્યવહારમાં ઉતરી જાય. જ્યારે પરીક્ષક મહાશયે મારવું શરૂ કર્યું ત્યારે તે પોતાના વિચાર પ્રમાણે "ક્રોધ ન કરો"ની વ્યાવહારિક પરીક્ષા આપતો હતો, અને મસ્ત ઉભો હતો. તેનું પ્રત્યેક રોમ એમજ કહેતું હતું કે "ક્રોધ ન કરો," શાંતિ! શાંતિ!! પરંતુ પરીક્ષક મહાશયના કાન સાંસારિક ચિંતાઓને લીધે એવા બહેર મારી ગયા હતા, કે કેટલીક વારસુધી તો તેઓ પોતે આ પાઠ યાદ પણ ન કરી શકયા. પણ આખરે ક્યાંસુધી ન યાદ કરે? જિહ્વા મહા બળવાન છે. પરીક્ષક મહાશય જ્યારે ધમકાવતાં ધમકાવતાં થાકી ગયા, ત્યારે યુધિષ્ઠિરના મુખ ઉપર દૃષ્ટિ કરી. એટલે તેમને ભાન આવ્યું. યુધિષ્ઠિરની શાંતિ તત્કાલ તેમના હૃદયમાં પેસી ગઇ; અને તેઓ સમજી ગયા કે ઓહો! આ છોકરો તો મારો પણ ગુરુ છે. ઉલટો એતો મનેજ શીખવાડે છે કે ભણવું એટલે શું? હાય,

હાય! આ તો બરાબર શીખી ગયો છે કે "ક્રોધ મત કરો," ત્યારે હું તો તે વસ્તુતઃ નથીજ શીખ્યો. આ વિચાર આવતાંની સાથેજ ગુરુજીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. બાળકને તે ભેટી પડ્યા અને રોઇ રોઇને હૃદયનો ડુમો ખાલી કરવા લાગ્યા.

**હે વર્તમાન યુગના નવયુવકો! આ તમોને ધ્યાન બતાવી ધૂળ ભરી આપનારી દાંભિક શિક્ષા ઉપર રડવું નથી આવતું ?**

पशोः पशुः को न करोति धर्मं,
प्राधीतशास्त्रोऽपि न चात्मबोधः।। (પ્રશ્નોત્તરી.)

અર્થાત્ સંસારમાં પશુઓનો પશુ કોણ છે ?

ઉત્તરઃ-જે ધર્મને નથી આચરતો અને ગ્રંથો ભણ્યા છતાં આત્મજ્ઞાન પ્રાપ્ત નથી કરતો.

यथा खरश्चंदन भारवाही भारस्य वेत्ता नतु चंदनस्य ॥

અર્થાત્ જેમ ગધેડા ઉપર ચંદન લાદવામાં આવતાં તેને માત્ર ભારનોજ અનુભવ થાય છે, સુગંધનો થતો નથી; તેજ પ્રમાણે કર્મહીન વિદ્વાન્ વેઠિયો ઢોર છે, વિદ્વાન્ કહેવડાવવાનો તે અધિકારી નથી. **જો મસ્તિષ્કમાં પોથાં ભરી નાખવામાંજ શ્રેષ્ઠતા સમાયલી હોય તો પુસ્તકાલયોની પણ ઋષિયોની શ્રેણીમાંજ ગણના કરવી જોઇએ.**

*वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यान कौशलं*
*वैदुष्यं विदुषां तद्वतद्भुक्तये न तु मुक्तये ॥*

અર્થાત્ શબ્દોની યોગ્યતા અને વાક્યોની સરસાઇ તથા શાસ્ત્રોની વ્યાખ્યા કરવાનું કૌશલ્ય વગેરે વિદ્વાનોના વિનોદમાટે છે, નહિ કે મુક્તિને માટે.

ઇલ્મ ચંદાં કે બેશ્તર ખાની; ચૂં અમલ દર તૂ નીસ્ત નાદાની.

અર્થઃ-ગમે તેટલી વિદ્યા ભણે પણ જો તું તે પ્રમાણે અમલ નહિ કરતો હોય તો પહેલા નંબરનો મૂર્ખ છે.

### વેદાંતના સહાયક

આત્મજ્ઞાનના જિજ્ઞાસુમાટે સત્વગુણના પ્રાબલ્યની સૌથી વધુ આવશ્યકતા છે, *અર્થાત્ ચિત્ત હરવખત આનંદ અને શાંતિની જ્યોતિથી પરિ*પૂર્ણ રહેવું જોઇએ. શોક, ક્રોધ અને પક્ષપાતથી ભરેલું ચિત્ત આત્મસાક્ષાત્કારનો આનંદ કદાપિ, નથી અનુભવી શકવાનું.

ઊરા બ ચશ્મે પાક તુવાં દીદ ચૂં હિલાલ,
હરદીદા જહ્વા ગાહીયે આં માહ પારા નીસ્ત.

અર્થઃ—તે પવિત્ર ચક્ષુવડે બીજના ચંદ્રની પેઠે જોઈ શકાય છે; એ ચંદ્રના કકડાનું સૌંદર્ય દરેક આંખમાં નથી સમાઈ શકતું. અર્થાત્ સઘળી આંખો નહિ પણ ફક્ત નિર્મલ અને પવિત્ર આંખોજ તે સત્યસ્વરૂપને જોઇ શકેછે.

એ તદ્દન સત્ય છે કે જ્યાંસુધી અજ્ઞાનનો નાશ ન થાય ત્યાંસુધી ક્રોધ મોહ આદિનું ઉચ્છેદન કદાપિ થઈ શકવાનું નથી. શાંતિ, સત્ય અને ઉદારતા એ જ્ઞાનનાં પરિણામ છે—જ્ઞાનનાં પદચિન્હ છે. કોઇ એમ કહે કે “શાંતિ ઉપર જ્ઞાન અવલંબી રહેલું છે” તો તે ઘોડાને ગાડીની આગળ જોડવાને બદલે ગાડીને ઘોડાની આગળ મૂકવા બરાબર છે; પરંતુ તોપણ વિદ્યાર્થીને માટે વાસનાઓને વશ કરવાના અને ઇંદ્રિયોને અધીન બનાવવાના પ્રયત્ન વ્યર્થ નથી જતા. જેવી રીતે એક છોડવાનાં પાંદડા અને ડાળિયો કાપી નાખવાથી તેનાં મૂળિયાં નથી ઉખડી જતા (હા, વૃક્ષનાં મૂળ કાપી નાખ્યા પછી તેની ડાળિયો સૂકાઇ જાય છે અને પાદડા ખરી પડે છે); પરંતુ વૃક્ષની ડાળિયો વગેરે કાપી નાખી તેને હલકુ કરી નાખવાથી એટલું અવશ્ય થશે કે તેનાં મૂળિયા ઉપર સહેલાઇથી કરવત મૂકી શકાશે, અને મૂલોચ્છેદમા એક જાતની સહાયતા મળી જશે. તેજ પ્રમાણે કામ, ક્રોધ, શોક, લોભ ઉપર કાબુ મેળવવાથીજ અજ્ઞાનનાં મૂળ કપાઇ જાય એવું કાઇ નથી; પરંતુ અજ્ઞાનરૂપી જડ ઉખડી જતાં તો જરૂર મોહ અને દુઃખ દૂર થઈ જાય છે.

तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः । ( ઇશોપ૦ )

અર્થાત્ જાન્યો અપના આપ જબ, શોક, મોહ, ભયનાશ;
ધુંદ અંધેરા નસ ગયે, કીનો રવી પ્રકાશ.

સારાંશ કે જે મનુષ્ય રજોગુણ અને તમોગુણ (કામક્રોધ)રૂપી પાદડાં-ડાળિયોને કાપી નાખી અજ્ઞાનના વૃક્ષને હલકું કરી નાખશે, તેને માટે અજ્ઞાનની જડ ઉપર “सर्वंखल्विदं ब्रह्म ” ( અથર્વવેદ માંડૂક્ય )—આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે—. એ મહાવાકયરૂપ કરવત ચલાવવી સહેલી થઇ પડશે.

नाविरतो दुश्चरितान्नाशांतो नासमाहितः ।
नाशांतमानसो वाऽपि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ (કઠોપનિષદ્.)

અર્થાત્ જેવીરીતે મેલાં લુગડાં ઉપર રંગ નથી ચઢતો, અથવા જેમ લીલી

લાકડી લાખ પ્રયત્ન કરવા છતાં બળતી નથી, તેવીજ રીતે જે માણસ વિવેક, વૈરાગ્ય, શમ, દમ, આદિ સાધનસંપન્ન ન હોય, તેની ઉપર આત્મજ્ઞાનનો રંગ ચઢવો મુશ્કેલ છે; તેનામાં આત્માનંદનો અગ્નિ પ્રજ્વલિત થવો અશક્યછે.

તે શાંતચિત્ત મહાત્માના આનંદનો પાર અસંયમી, મલિન અને ચંચળ મનવાળા માણસો પામી શકતા નથી.

રફતમ બ તબીબો શુફતમ અઝ દર્દે નિહાં,
શુફતા, કે ઝ ગયરે દોસ્ત બર બંદ ઝબાં.
શુફતમ કે ગિઝા ? શુફત હમીં ખૂને જિગર,
શુફતમ પરહેઝ ? શુફત અઝ હર દૂ જહાં.

ભાવાર્થ:–હું એક વૈદ્યની પાસે ગયો, અને મારા આંતરિક રોગની હકીકત સંભળાવી. તેણે કહ્યું કે **તારા મિત્ર સિવાય બીજાને માટે તારી જીભને તાળું** વાસ. (અર્થાત્ પોતાના પરમ મિત્ર આત્મદેવની ચર્ચા સિવાય બીજી કોઈ પણ પ્રકારની વાત ન કર.) પછી મેં પૂછયું કે ખાવું શું ? તેણે જવાબ આપ્યો કે પોતાના જિગર–કલેજાનું લોહી. ફરી સવાલ કર્યો કે કરી શેની પાળવી ? તેણે જવાબ આપ્યો કે બન્ને જહાનની (અર્થાત્ આ લોક અને પરલોકના ભોગોની.)

ખૂને ખાલિસે ખુદ ખુર કે શરાબે બેહ અઝીનીસ્ત;
દંદાં બ જિગર અનકે કબાબે બેહ અઝીનીસ્ત.
દર કંઝ વ હિદાયા ન તુવાં યાફત ખુદારા;
દર મુસ્હફે દિલ બીં કે કિતાબે બેહ અઝીનીસ્ત.

અર્થાત્ પોતાના સ્વચ્છ રક્તનું પાન કર, કારણ કે તેના કરતાં સરસ પીણું બીજું કોઈ નથી; અને પોતાનાજ જિગર–કલેજાંને દાંતવડે કરડ, કેમકે તેના કરતાં વધુ સરસ બીજું માંસ નથી. બહારનાં ધર્મપુસ્તકોમાં તને પરમેશ્વર નહિ જડે; તારા હૃદયરૂપ પુસ્તકમાંજ નજર કર; કેમકે તેના કરતાં ઉત્તમ પુસ્તક બીજું એકે નથી.

અય બુલ હવસ મ સોઝ કે આં ઇશ્ક આતિશસ્ત.
મા આ સમન્દરીમ કે આતિશ હયાતે–માસ્ત.

અર્થ:–હે મૂર્ખ ! તું અમારી દયા ખાઈશ નહિ; કેમકે તે ઇશ્ક–તે પ્રેમ છે તો અગ્નિરૂપજ; પરંતુ અમે પણ એવા આગના કીડા છીએ, કે એ અગ્નિજ અમારૂં જીવન છે.

જર્મન તત્ત્વવિચારક શોપેનહોઅરનું નીચલા ભાવનું કથન દેખાડી આપે છે કે સત્ત્વગુણની ગેરહાજરીમાં જ્ઞાનનો પ્રકાશ પડવો કઠિન છે.

"જ્યારે કોઈ પણ વ્યક્તિનું મન ચિંતાઓ કે ઠઠ્ઠામશ્કરીથી વિહ્વલ બનેલું હોય, અથવા તેની ઇચ્છાઓ અને કામનાઓના ઉદ્વેગથી પીડા પામતું હોય, ત્યારે તેની પ્રતિભા જકડાઇ ગયેલી હોય છે. જ્યારે ચિંતાઓ તથા કામનાઓ શાંત હોય છે ત્યારેજ પ્રતિભાને પોષણ આપે એવું સ્વતંત્ર વાતાવરણ ઉત્પન્ન થાયછે. તે સમયે જડ પ્રકૃતિનાં બંધનો તોડી નાખવામાં આવે છે અને કેવલ શુદ્ધ પવિત્ર આત્મા, સાક્ષી માત્રરૂપેરહે છે."

ખેડૂત એટલું બધું કષ્ટ વેઠે છે તે એટલામાટે કે વાવેલો દાણો જમીનમાં મૂળીયાં નાખે, અને તેને ડાળિયો, પાંદડાં અને ફળ આવે; પરંતુ સૂર્યના પ્રસાદવિના આ સઘળો પરિશ્રમ વ્યર્થ જાય છે; તેવીજ રીતે સત્યના જિજ્ઞાસુના સઘળા પ્રયત્ન પૂર્ણ ગુરુની સહાયતા વગર વ્યર્થ નીવડે છે.

નખથી શિખસુધી સ્વચ્છ થઈ જા, કે જેથી તારા પ્રિયની સન્મુખ તને જગ્યા મળે; કેમકે સૌંદર્યવાનોને ત્યા તો દર્પણનોજ સ્વીકાર થાય છે. (અર્થાત્ પરમાત્મદેવ પાસે તો શુદ્ધ અને પવિત્ર હૃદયજ ટકી શકે છે, અને સત્યસ્વરૂપનાં દર્શન નિર્મળ હૃદયમાજ થઇ શકે છે)

સત્ત્વગુણથી ઊલટું શું?–ક્રોધ અને શોક. એ ક્રોધ અને શોકનું મૂળ સ્વરૂપ શું છે?–ઇચ્છાઓ. કેવી રીતે?–જેમ કોઇ નદી કે વ્હેળું અત્યંત વેગથી વહેતું હોય અને રસ્તામાં કોઈ મોટા પત્થર સાથે અથડાય, તો તે નદી અથવા વ્હેળાનું પાણી અત્યંત કોલાહલની સાથે તરતજ ફીણવાળું થઇ જાય છે; તેવીજ રીતે જ્યારે કોઇ હૃદયમાં કામનાનો પ્રવાહ વેગથી વહેતો હોય અને એકાએક તેની વચમાં કંઈ અડચણ આવી પડે, ત્યારે તે કામનાઓ શોક અને ક્રોધના રૂપમા ફેરવાઈ જાય છે. ધ્યાનથી જુઓ, કે જ્યારે ઇચ્છાનુસાર કોઈ કામ નથી થતુ ત્યારેજ શોક કે ક્રોધ ઉત્પન્ન થાય છે. માટે કામનાજ શોક અથવા ક્રોધનું મૂળ છે. જે પુરૂષની સઘળી કલ્પનાઓ દૂર થઈ ગયેલી છે અને જેના સઘળા સંકલ્પો નાશ પામ્યા છે તેણે શોક અને ક્રોધનાં મૂળિયાં ઉખેડી નાખ્યાં છે.

आप्नोति ह वै सर्वान्कामानादिश्च भवति च एवं वेद । (માંડૂ૦ ઉપ૦)

અર્થઃ–જે વ્યક્તિ આ રહસ્યને સમજે છે, તેના નિઃસંદેહ સઘળા મનો-

રશે પૂર્ણ થાય છે, અને તે સૌનો સ્વામી બની જાય છે.

ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्यु प्रहाणिः ।
(કૃષ્ણ યજુર્વેદ શ્વેતાશ્વતરોપનિષદ્.)

ભાવાર્થઃ-દેવોના દેવને ઓળખ્યો કે સઘળાં બંધનો તુટી જાય છે, ક્લેશો દૂર થઈ જાય છે અને જન્મમૃત્યુથી મુક્તિ મળે છે.

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत् कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥
(ગીતા. ૨-૭૦)

ભાવાર્થઃ-જેમ જળથી ભરપૂર સમુદ્રમાં નદીઓ વગેરેનાં જળ સમાઈ જાય છે તે પ્રમાણે જે પુરુષની સર્વ કામનાઓ પોતામાંજ સમાઈ જાય છે, તેજ શાંતિ (આનંદ) ને પ્રાપ્ત થાય છે. ભોગોની કામનાવાળા નહિ.

જે જ્ઞાની સમસ્ત સંસારને પોતાનું સ્વરૂપ જોતો હોય, જે પ્રત્યેક વ્યક્તિને પોતાનુંજ સ્વરૂપ ગણતો હોય, તે કોનાથી અપ્રસન્ન થાય ? જ્યારે પોતાની જીભ પોતાનાજ દાંતો નીચે કચડાય છે ત્યારે દાંતોને પાડી નાખવાનો કોણ વિચાર કરે છે ?

यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ (યજુ૦ ઇશો૦ મંત્ર૬.)

ભાવાર્થઃ-સજ્જન સમસ્ત પ્રાણીઓને પોતામાં-આત્મામાં જુએ છે અને સમસ્ત પ્રાણીઓમાં પોતાને રહેલો જાણે છે. તે પછી કોની ઘૃણા કરે ?

અઝીમતહા હમી કર્દમ કે શયતાં બરતરફગરદદ,
ઝ યક-બીની વ યક-દાની હિસારી કર્દા અમ પયદા.

અર્થઃ-શયતાનને દૂર રાખવામાટે હું ઘણા સંકલ્પો અને નિશ્ચયો કરતો હતો. આખરે મેં ઐકયજ્ઞાન અને ઐકયદર્શનની મદદથી એક કિલ્લો બનાવી લીધો ત્યારે મને નીરાંત વળી.

બા બુતે-ઝિંદા કસી કે ગશ્ત યાર, મુર્દઃ રા કય દર કશદ અંદર કિનારી

અર્થઃ-જે માણસે જીવંત પ્રિયાની મિત્રતા પ્રાપ્ત કરી લીધી હોય, તે પછી મુરદાને (જડ જગતને) શામાટે ભેટે ?

પરંતુ જેને હજી જ્ઞાનનો અવિનાશી પ્રસાદ પ્રાપ્ત નથી થયો, અને જે રાગદ્વેષને દૂર કરવા યત્ન કરી રહ્યો છે તેણે પણ નિરાશ થવા જેવું નથી.

તેના પ્રયત્નો જો કે રાગ અને દ્વેષની ઉપર વિજય મેળવવામાં તો નિષ્ફળજ રહેશે; પરંતુ તે જ્ઞાનનો–રાગદ્વેષને દૂર કરનારી વસ્તુનો–અધિકારી તો બનીજ જશે. પ્રયત્નો પાછળ વપરાતી તેની શકિત નિષ્ફળ ન જતાં વિવેકના રૂપમાં ફેરવાઈને તેને પાછી મળતી જશે; અને તેને પરિણામે જ્ઞાનની પ્રાપ્તિ થતાં રાગ અને દ્વેષ આપોઆપજ નષ્ટ થશે.

પ્રિય જિજ્ઞાસુ! જ્યારે તું જ્વર અથવા કોઇ ચેપી રોગનો ભોગ થઇ પડે છે, ત્યારે તું ચાદરમાં મોં લપેટી ઓરડીની અંદર પડયો રહે છે. તેવીજ રીતે જ્યારે તું શોક અને ક્રોધ (જે અત્યંત ચેપી રોગ છે) નો ભોગ થઈ પડે ત્યારે તરતજ પોતાના મોંને સંતાડી દે, અને જ્યાંસુધી પ્રકૃતિ પાછી સ્વસ્થ ન થઇ જાય અને તારી સ્વાભાવિક પ્રસન્નતા (જેના વગર મનુષ્ય મનુષ્ય કહેવડાવવાનો અધિકારી નથી) તારા નેત્રોમાંથી સ્પષ્ટ રીતે પ્રકટ થવા ન માંડે, ત્યાંસુધી તારૂં મોં બીજા કોઇને દેખાડતો નહિ. પ્લેગથી પીડાતા રોગીને એવા સ્થાનમાં રહેવાનો હક્ક નથી કે જ્યાંથી તેનો ચેપ બીજાઓને લાગવાનો સંભવ હોય. તેવીજ રીતે તમારી માનસિક બીમારીનો ચેપ બીજાઓમાં ફેલાવવાનો તમોને એક તલભાર પણ અધિકાર નથી. को वा ज्वरः प्राणभृतां हि चिंता પ્રાણીઓમાટે જ્વર શું છે?–ચિંતા.

રૂઇ કે ઝુ દિલી ન કુશાયદ ન દીદનીસ્ત;
હર્ફે કે નીસ્ત મગ્ઝ દર્ ના શનીદનીસ્ત.

અર્થ:–જે મુખ જોઇ હૃદય પ્રફુલ્લિત ન થઈ જતું હોય, તે મુખ જોવા લાયક નથી; અને જે વાતમાં કંઇ સાર ન હોય તે સાંભળવા લાયક નથી.

એક અંગ્રેજી કાવ્યનો એવો અર્થ છે કે દાદર ઉપર તમારા પગરવ સાંભળીને તમને મળવાની ઉત્સુકતાને લીધે કોઇ પણ હૃદય વધારે ત્વરાથી ધબકવા માંડે છે? અથવા તમને મળીને કે તમને પ્રણામ કરીને કોઇપણ વ્યક્તિનું મોં આનંદથી પ્રફુલ્લિત થાય છે? તમારી વાણી સાંભળીને આજે કોઈ પણ પ્રાણી વધુ સુખી થયું છે? જો તમને મળીને અથવા તમારૂં આતિથ્ય પ્રાપ્ત કરીને કોઇપણ પ્રાણી સુખી–આનંદિત ન બનતું હોય, તો પછી તમારા આ જીવનમાં શું સાર? અર્થાત્ **જો તમારાથી કોઇને કંઇ લાભ ન પહોંચે તો સંસારમાં તમારૂં જીવવું વ્યર્થ અને નિષ્પ્રયોજન છે.**

જેના જીવન–સૂત્રમાં પ્રેમ અને ધ્યાનના મણકા પરોવાયલા છે

તેને બીજી કોઈ માલાની આવશ્યકતા નથી.

યમુના નદીના કિનારા ઉપર વૃક્ષોની ઘટામાં એક સાધુની અત્યંત સ્વચ્છ અને સફાઈદાર પર્ણકુટિ આવેલી હતી. તેમાં કોઈ કોઈ ઠેકાણે વ્યાઘ્ર અને મૃગચર્મ બિછાવેલાં હતાં, તો કોઈ ઠેકાણે વૃક્ષોની ડાળીઓ અને ખુંટીઓ ઉપર ભગવા રંગનાં વસ્ત્રો લટકતાં હોઈ તે સ્થાનની શોભામાં વૃદ્ધિ કરતાં હતાં. સંયોગવશાત્ એક શૂદ્રજાતિનો યાત્રાળુ તે તરફ આવી ચઢ્યો. પર્ણકુટિની પાસે નદી ઉપર એક સુંદર અને પાકો ઘાટ બનેલો જોઈ તેને ઇચ્છા થઈ આવી કે ચાલો સ્નાન કરી લઈએ. સ્નાન કરી રહ્યા પછી તે અભાગી યાત્રાળુને લૂગડાં પણ ત્યાંજ ધોઈ નાખવાનું મન થઇ આવ્યું. ઘાટ ઉપર લૂગડાંને ઝીંકી ઝીંકીને ધોવા લાગ્યો. બપોરનો વખત હતો. સાધુજી પર્ણકુટીની અંદર આરામ કરતા હતા. કપડાં ધોવાનો અવાજ સાંભળી તે જાગી ઉઠ્યા અને જુએ છે તો મેલાં લૂગડાંના છાંટાવડે તેમનું પવિત્ર આસન અને ભગવાં વસ્ત્રો છંટાતાં હતાં, અને તે અપવિત્ર છાંટાથી તેમનો ચોકો પણ ભ્રષ્ટ થતો હતો. નજર કરતાં શૂદ્ર લૂગડાં ધોતો જણાયો. એ પછી એ ગરીબ બિચારા ઉપર જે કંઇ વીત્યું તેનું શું વર્ણન કરીએ? સાધુજી તો કાંઈ પણ પૂછપરછ કરવા ન રહેતાં ક્રોધથી લાલચોળ બની એક ભારે ડાંગ ઉપાડી છાનામાના બિચારા શૂદ્રની પાછળ આવી ઉભા. તે બિચારો શૂદ્ર પોતાના તાનમાંને તાનમાં જેવો લૂગડાં ઝીંકવા નીચો નમ્યો કે વીજળીના વેગથી તેની પીઠ ઉપર સાધુજીની ડાંગ પડી. અરરરાં કરતી બૂમ પાડી કે ડંડાનો એક બીજો પ્રહાર પણ થયો અને તે બાપડો બેભાન થઇ ભોંય ઉપર પડ્યો. સાધુજીએ પછી તેના પર લાતોના પ્રહાર શરૂ કર્યા, અને પછી ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. જ્યારે બધી વાતે થાક્યા ત્યારે અંતે હારીને બેસી ગયા. થોડી વાર થાક ખાઈ નદીમાં સ્નાન કરવા લાગ્યા. એટલામાં તે શૂદ્રને પણ ભાન આવ્યું. પર્ણકુટિથી થોડે દૂર જઈ તે પણ ન્હાવા માટે યમુનામાં કૂદી પડ્યો. હવે સાધુજીનો ક્રોધ કંઇક નરમ પડ્યો હતો, તેમણે બૂમ મારી "અરે ચંડાળ! ગરમ ગરમ શરીરે પાણીમાં કેમ પડ્યો છે? શું તને માંદા થવાનો ભય નથી? અત્યારે ન્હાયા વગર ક્યાં નહોતું ચાલતું? મને લાગે છે કે તું પહેલાં એક વાર ન્હાઈ ચૂક્યો છે; ત્યારે આ બીજીવાર ન્હાવાની શી જરૂરત હતી?

શૂદ્ર:–આપે પણ સવારે અવશ્ય સ્નાન કર્યું હશે. ત્યારે આ બીજીવાર કેમ સ્નાન કરો છો?

સાધુજી:–અરે, તું મારી બરાબરી કરવા ઇચ્છે છે? હું તો તારો ચંડાળનો સ્પર્શ થયો તે માટે સ્નાન કરૂં છું.

શૂદ્ર:–ત્યારે હું પણ એટલા માટેજ સ્નાન કરૂં છું કે મને ચંડાળોના પણ ચંડાળનો સ્પર્શ થયો છે. સ્નાન કરી પોતાને શુદ્ધ બનાવીશ.

સાધુજી( આંખો કાઢીને ):–હેં! મને ગાળ દે છે? ચંડાળોનો ચંડાળ કોને કહ્યો?

શૂદ્ર(હાથ જોડીને):–ના, ના, મહારાજ! ક્રોધ ચંડાળોનો ચંડાળ છે. આપના પવિત્ર શરીર ઉપર તેનો આવેશ ચઢ્યો હતો, એટલે આપના હાથ અને લાતોદ્વારા તે ચંડાળે મને સ્પર્શ કર્યો. ચંડાળ તો ક્રોધ છે. મેં આપને કંઇ નથી કહ્યું. કૃપા કરી ક્ષમા કરો.

એ સાંભળીને સાધુજી મનમા લજ્જિત થયા, અને વિચારવા લાગ્યા કે આ શૂદ્ર સાચું કહે છે. આ સમયે ગીતાનો ઉપદેશ યાદ આવ્યો કે "હું તે પુરુષને ચાહું છું કે જે સમસ્ત પ્રાણીઓમાથી કોઈની પણ સાથે દ્વેષ નથી કરતો, જે સ્વયં પ્રેમસ્વરૂપ છે, દયાળુ છે, અભિમાનરહિત છે, સ્વાર્થરહિત છે, જે ભલાભૂંડાથી ચલાયમાન નથી થતો, જે સદૈવ એકરસ રહે છે, જે ધીર અને સહનશીલ છે, સંતોષી છે, દૃઢ વિશ્વાસવાળો છે, જેણે પોતાની જાત ઉપર કાબુ મેળવેલો છે, જે પોતાના બોલ કે પ્રતિજ્ઞાનો પાળવાવાળો છે, મન અને પ્રાણથી મને શોધે છે અને જે પોતાના જીવનને મારી ઉપર કુરબાન કરે છે. તે પુરુષ મને નિ:સંદેહ અતિપ્રિય છે. જે મનુષ્યમાત્રને દુ:ખ કે કલેશ આપતો નથી, તેમ જેને કોઈ દુ:ખ દેતું નથી, જે ક્રોધરહિત અને પ્રસન્નતા, શોક કે ભયના આવેશ વગરનો છે." (ભગવદ્ગીતાનો અનુવાદ અધ્યાય ૧૨ શ્લોક ૧૩–૧૫.)

ચંડાળનો સ્પર્શ તો બાહ્યશરીરનેજ બગાડે છે, પરંતુ ક્રોધનો સ્પર્શ તો અંતર (હૃદય) નું સત્યાનાશ વાળે છે; અને સૂક્ષ્મશરીરને ખરાબ કરે છે, પરંતુ આશ્ચર્યની વાત એ છે કે આ બાહ્ય ચંડાળથી આપણે જેટલા દૂર નાસીએ છીએ, તેના કરતાં વધારે પ્રમાણમા આપણે આપણું તનમન ક્રોધને સ્વાધીન કરીએ છીએ; અને તેને આપણી ગર્દન ઉપર સવાર થવા દઇએ

છીએ. ગીતામાં લખ્યું છે કેઃ—

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना । (૯-૪)

અર્થ:-મારા અવ્યક્ત-અપ્રકટ સ્વરૂપવડે આ સઘળું જગત વ્યાપી રહ્યું છે.

इदं ब्रह्मेदं क्षत्रमिमे लोका इमे देवा इमे वेदा इमानि,
भूतानीदं सर्वं यदयमात्मा. (બૃહદારણ્યકોપનિષદ્.)

અર્થ:-આ બ્રાહ્મણ, આ ક્ષત્રી, આ સમસ્ત લોક, આ દેવતાઓ, આ વેદો, આ સમસ્ત પ્રાણીઓ અને તત્ત્વો, એ સઘળાં આત્માજ આત્મા છે.

महद्देवानामसुरत्वमेकं (ઋગવેદ મંડળ ૩)

અર્થ:-સમગ્ર દેવતાઓની શક્તિનું ઉદ્ભવસ્થાન એકજ છે.

પુરાણોમાં સ્થળે સ્થળે એવા પ્રકારનાં વ્યાખ્યાન આવે છે કે "અમુક રાજાને ભગવાને પક્ષીના રૂપમાં દર્શન આપ્યાં," "અમુક વ્યક્તિને નારાયણ શ્વાન-સ્વરૂપે દેખાયા, "અમુક બ્રાહ્મણ પાસે ભગવાન ભિખારીના રૂપે પ્રકટ થયા." ઈત્યાદિ.

આ આખ્યાનોમાંથી પણ એજ શિક્ષણ પ્રાપ્ત થાય છે કે આપણે નાના-મોટા સર્વમાં પરમેશ્વરનેજ જોવો જોઇએ.

બ હરજા બિન ગરમ આલાઓ ગર પસ્ત,
ને બીનમ દર દૂ આલમ જુઝ યકી હસ્ત.
મન અઝ બેગાનગાં હરગિઝ ન નાલમ,
કે બામન હરએ કર્દઆં આશના કર્દ.

અર્થ:-ઉપર અને નીચે જ્યાં જોઉં છું ત્યાં બન્ને જહાંનમાં એક સિવાય બીજું અસ્તિત્વ દેખાતું નથી. હું બીજાઓની કદી ફર્યાદ કરવાનો નથી, કેમકે મારી સાથે જે કંઇ કરવામાં આવ્યું છે તે સઘળું તે પ્રિયતમેજ કર્યું છે.

માટે જો તેજ તે હોય, અથવા વેદાંતની શૈલીમાં કહીએ તો જ્યારે "હું જ હું" છું તો ક્રોધ કોની ઉપર કરવો ? રીસાવું કોનાથી ?

ફરીદા ખાલિક ખલ્ક મેં ખલ્ક બસે રબમાંહી,
મંદા કિસનૂં આખિએ જાં તુજ બિન કોઈ નાહીં.
ગુફ્તમ કે ગમઝએ તૂ બ ખૂનમ નિશાન્દ, ગુફ્ત,
ઊરા ગુનાહ નીસ્ત કે ફ્રસુદ ઇમ મા.

અર્થ:-મેં કહ્યું કે તારા નેત્રકટાક્ષે તો મને લોહીલોહાણ કરી નાખ્યો,

તો તેણે જવાબ આપ્યો કે તેમાં નેત્રોનો વાંક નથી, અમેજ તેમને આજ્ઞા આપી હતી.

બડબડવું--એ ભગવાનના આ પવિત્ર વચનને આચરણથી અસત્ય સાબિત કરવા બરાબર તથા નાસ્તિકતાનો દાવો કરવા સમાન છે.

ઈંદ્રપ્રસ્થમાં જ્યારે રાજસૂયયજ્ઞ પૂરો થયો અને બધા અતિથિઓ વિદાય થવા લાગ્યા, ત્યારે પાંડવોએ અતિપ્રેમપૂર્વક દુર્યોધનને પોતાની પાસે રોકી લીધો, અને તેની સારી પેઠે આગતાસ્વાગતા કરી મયદાનવે બનાવી આપેલો એક વિચિત્ર મહેલ દેખાડવામાટે તેઓ દુર્યોધનને લઇ ગયા. આ મહેલમાં એક ઠેકાણે ભોંય ઉપર અતિ મૂલ્યવાન અને સ્વચ્છ પત્થરો તથા કાચ એવી ઉત્તમતાથી જડેલા હતા, કે જાણે લહેરાતું લહેરાતું પાણી વહેતું હોય એમ જણાતું હતું. આવી બનાવટી નદીને જોઇ દુર્યોધન ભોળવાઇ ગયો. તેને ઉછાળા મારતું પાણી જાણીને તેની પાર જવામાટે પોતાનાં વસ્ત્રો તેણે ઉંચાં પકડ્યાં તે જોઇને ભીમસેન અને દ્રૌપદી વગેરે ખડખડ હસી પડ્યાં.

પ્રિય જિજ્ઞાસુ ! આ સંસાર પણ માયાએ રચેલું ઘર છે. તારા ચિત્તને પ્રસન્ન કરવામાટે ભાત ભાતના રંગોથી એ સજ્જિત અને સુશોભિત બનાવેલું છે. તેમાં મૃગજળ સમાન ભૂલથાપ ખવાડનારાં સ્થળો જ્યાં ત્યાં આવેલાં છે. જે જોઇ તું ગભરાઇ જાય છે, અને બૂમો પાડવા માંડે છે કે "હાય, ડૂબ્યો ! હું ડૂબ્યો!" તથા વ્યાકુલતાને લીધે હાથ પગ પછાડવા માંડે છે, ધીરજ અને સ્થિરતાની લગામને હાથમાંથી મૂકી દે છે, સંશય અને ભ્રમને વશ થઈ જાય છે, મોં ફિક્કું પડી જાય છે, અને જાણે ખરેખરોજ તું વિપત્તિના ચક્રમાં ફસી ગયો ન હોય ! એવી સ્થિતિ થઈ રહે છે, પરંતુ

બહોત શોર સુન્તે થે પેહલૂમેં દિલ કા,
જો ચીરા તો એક કતરએ- ખૂ ન નિકલા.

અર્થાત્ પડખામાં હૃદયનો ઘોંઘાટ તો બહુ સાંભળવામાં આવતો હતો પણ જ્યારે તેને ચીરી જોયું, તો તેમાંથી રકતનું એક ટીપું સરખુંએ ન નીકળ્યું.

જ્યારે અજ્ઞાનનો પડદો દૂર થાય છે ત્યારેજ ખબર પડે છે કે એમાં કંઈજ નહોતું. ત્યાં પાણી તો હતુંજ નહિ, વસ્ત્રો નકામાં ઉતાર્યાં. વ્યર્થ મશ્કરી થઇ !

મારા વ્હાલા ! સારી પેઠે યાદ રાખજે કે સંસારમાં જેટલી વસ્તુઓ પ્રત્યક્ષમાં ગભરાવે એવી જણાય છે, તે વાસ્તવમાં તારી પ્રફુલ્લતા અને આનંદને માટે પ્રકૃતિએ તૈયાર કરેલી છે; છતાં તારીજ મૂર્ખતાને લીધે તું ગભરાઇ જાય છે, નહિ તો તને નીચું જોવડાવે એવું આ જગત્‌માં કોઇજ નથી. નિશ્ચયપૂર્વક માનજે કે આ સંસાર દ્વારા કોઈ શત્રુએ ઉત્પન્ન કર્યો નથી; પરંતુ તારા પ્રિયતમ, તારા આત્મદેવનોજ એ સઘળો વિકાસ છે. સંસારનો કોઇપણ પદાર્થ વાસ્તવમાં તને દુઃખ દઈ શકે તેમ છેજ નહિ, એ પ્રત્યેક પદાર્થ તો ઉલટો તારા ચિત્તની પ્રફુલ્લતાને માટે છે. હૃદયને પ્રેમથી ભરો, મનને શુદ્ધ બનાવો અને પછી જુઓ કે તમારા સુખ અને આનંદ માટે અનેક પ્રકારની રચનાઓ નવી નવી રચાઈ રહી છે.

ખંદાં-રૂ બૂદન બેહ અઝ ગંજે ગોહર બક્ષીદનસ્ત,
તા તુવાની બર્ક બૂદન અબ્રે નૈસાની મબાશ.

અર્થઃ-હસમુખા રહેવું એ ખજાના અને મોતી વહેંચવા કરતાં પણ વધારે સારૂં છે; જ્યાંસુધી તારાથી વીજળી બનીને રહેવાતું હોય (હસમુખ રહેવાતું હોય ) ત્યાંસુધી સ્વાતિ નક્ષત્રનો મેઘ પણ ન બનતો.

આક્ષેપઃ— લોકોક્તિ પ્રસિદ્ધ છે કે " સીધી લાકડી હરકોઇ કાપી લે છે. " ત્યારે શું તમે એમ ઇચ્છો છો કે અમે અત્યંત સીધા બની જઈએ ? જો એમ કરીએ અને પોલિસી ( કૂટનીતિ )ને સદંતર તજી દઈએ તો અમને સંસારમાં રહેવાજ કોણ દેશે ? અમારૂં ભરણપોષણ કેવી રીતે થશે ? શું બળવાન લોકો અમોને ખાઇ નહિ જાય ?

અતિ સીધે મત હોઇએ, કછુક વ્યંગ મનમાંહી,
સીધી લકડી કાટ લે, ટેઢી કાટે નાહીં.

ઉત્તરઃ— અમે પૂછીએ છીએ કે શું આ સત્ય છે ? " ટેઢી ( વાંકી ) કાટે નાહીં " ? વાંકી લાકડીને જેમની તેમ રહેવા દેવામાં આવે છે ? તેને કંઇ ઉપયોગમાં નથી લેવામાં આવતી ?

એ વાત તદ્દન અસત્ય છે. સમય આવ્યે સઘળી કપાઇ જાય છે-શું સીધી કે શું વાંકી. કેવળ આગળપાછળનો ભેદ છે, કપાવામાં તો સઘળી સમાનજ છે.

હા, જો કાંઇ ખરેખરો તફાવત છે તો તે એટલોજ છે કે વાંકી લાક-

ડીને કાપ્યા પછી બાળવામાં આવે છે, તેને બળતણુ તરીકે વાપરવામાં આવે છે, ત્યારે સીધી લાકડીને કાપીને બાળતા નથી, પણ તે રંગ અને રોગાનથી સુશોભિત થઇ અમીરો, વૃદ્ધો, મહાપુરુષો, છબીલાઓ અને સુંદરીઓના પવિત્ર કરકમળોનો દંડ બને છે; અથવા જો તે જાડી અને ભારે હોય તો મંદિરો, મહેલો વગેરેમાં મોભ તરીકે વાપરવામાં આવે છે, તેને સ્તંભની પદવી મળે છે, ઇત્યાદિ. સારાંશ કે દરેક રીતે એ સીધી લાકડી પોતાની પ્રથમની અવસ્થામાંથી વિકાસ–ઉન્નતિ કરે છે, જ્યારે વાંકી લાકડીને અવનતિ અને વિનાશ પ્રાપ્ત થાય છે. એજ પ્રમાણે **શુદ્ધચિત્ત પુરુષોને પણ કોઈ કુહાડાની પેઠે કાપે અને હાન પહોંચાડે તો પણ એ સારી પેઠે સ્મરણમાં રાખજો કે કારણોના કારણ ચૈતન્યદેવ અંતર્યામી તેમને પહેલી અવસ્થામાંથી કપાવા દઇને પણ કોઈ અતિ ઉત્તમ અને ઉચ્ચ પદ ઉપરજ લઇ જશે.** તે કુહાડારૂપી બળવાન શત્રુ મોં તાકતો રહી જશે, અને આ પવિત્ર હૃદય અને શુદ્ધાત્મા મહાશય પ્રત્યક્ષમાં કપાતાં છતાં પણ ઉન્નતિના પરમ શિખર ઉપર ચઢી જશે.

**હે સંસારી લોકો ! સંસારી ઘોંઘાટ અને જગતના ધંધાઓમાં ફસાઇને આ સર્વસામાન્ય સિદ્ધાંતને ન ભૂલી જાઓ; કે જો કોઇ પણ વસ્તુમાં વાસ્તવિક શક્તિ રહેલી હોય તો તે કેવળ સત્યતા પવિત્રતા અને શ્રદ્ધામાં રહેલી છે.**

બા સાફ દિલ મજાદિલા બા ખેશ દુશ્મનીસ્ત,
સંગે અની બર આઇના બર ખુદ હમી ઝની.

અર્થઃ—શુદ્ધ હૃદયવાળાઓ સાથે વિરોધ, એ તો પોતાનીજ સાથે દુશ્મની કરવા સમાન છે; દર્પણ ઉપર પત્થર મારવો તે પોતા ઉપરજ પત્થર મારવા સમાન છે.

શાંતિ અને સ્વચ્છતામાં કેવળ એવોજ લોકોને ભય ભાસે છે કે જેઓએ તે સદ્‌ગુણોનો કદિ અનુભવ નથી મેળવ્યો. વ્હાલાઓ ! આત્મનિષ્ઠ પુરુષોને પૂછો, શુદ્ધ હૃદયોને પૂછો, તો જણાશે કે તેમના ભિન્ન ભિન્ન અનુભવોએ નીચેની વાત સાબિત કરી આપી છે કેઃ—**જો આપણું મન ઈર્ષા–દ્વેષથી તદ્દન રહિત અને શુદ્ધ હોય તો સંસારની કોઇ પણ વસ્તુ આપણને કદિ હાનિ નથી કરી શકતી. શાંતિ અને આનંદથી ભરેલા**

સાચા મહાત્માઓની આગળ ક્રોધ-મૂર્તિ મનુષ્ય પણ નરમ ઘેંશ જેવો થઇ જાય છે, જંગલનાં વરૂ, સિંહ વગેરે તેમને જોઇ મેમ વિહ્વળ બની જાય છે, અને સાપ, વીંછી વગેરે પોતાના દુષ્ટ સ્વભાવને વિસરી જાય છે.

બરમન અઝ રોશન દિલી વઝએ જહાં હમવાર શુદ,
ખાર દર પયરાહને-આતિશ શુલિસ્તાં મીશવદ.

અર્થઃ-હૃદયશુદ્ધિને લીધે સંસારની સઘળી સ્થિતિઓ મારે માટે એવી સરળ થઇ ગઇ છે કે જેવી અગ્નિના ખોળામાં કાંટાની સ્થિતિ થાય છે.

કોઇ માણસ વાસ્તવમાં ભલો નહિ છતાં પોતાને એવો ધારી બેઠો હોય કે હું નખથી શિખાસુધી સારોજ છું; બીજા શબ્દોમાં કહીએ તો અસલ સોનું ન હોતાં ફક્ત ઢોળજ હોય તો તેને પરીક્ષાની આગથી અવશ્ય હાનિ પહોંચશે, પરંતુ શુદ્ધ સુવર્ણ તો આગમાં ઉલટું વધુ ચમકશે.

સિંહ જ્યારે શિકારે નીકળે છે ત્યારે જંગલમાં ઉભો રહી મોટેથી ગર્જના કરે છે. તેની ગર્જના સાંભળતાંજ આસપાસનાં શિયાળ, હરણ વગેરે ચમકી ઉઠે છે, અને ભયનાં માર્યાં ગભરાઇને આપોઆપ પોતાનાં સુરક્ષિત સ્થાનોને છોડી અહીં તહીં નાસવા માંડે છે. તે વખતે સિંહની દૃષ્ટિ બહુજ સહેલાઇથી તેમની ઉપર પડી જાય છે, અને તેઓ તેનાં શિકાર થઇ જાય છે. ગરીબ બિચારાં પશુઓ પોતપોતાની ઝાડીઓ અને ગુફાઓ કેમ છોડી દે છે, તેનું કારણ એમ બતાવવામાં આવે છે કે ગર્જના સાંભળતાંજ તેમને એવો ભ્રમ થઇ જાય છે કે "હાય સિંહે પકડી લીધા! આ સિંહ આવ્યો!" અને તેથી બચાવની ખાતર તેઓ બહાર નાસી આવે છે; કિંતુ તેમનો તે બચાવનો ઉપાયજ તેમના વિનાશનું કારણ થઇ પડે છે. ગભરાઇ જનારા મનુષ્યોની પણ લગભગ આવીજ સ્થિતિ થાય છે. ભ્રમે કલ્પી કાઢેલી બલાના પંજામાંથી બચવામાટે તેઓ જાત જાતના ઉપાયો શોધવામાં વખત ગુમવ્યા કરે છે, અને પોતપોતાનીજ માન્યતા ઉપર મોહિત થાય છે; કિંતુ-

[1]અજલ કો જો તબીબ[2] ઓર મર્ગ[3] કો અપની દવા સમઝે,
પડે પત્થર સમઝ પર ઐસી, તુમ સમઝે તો ક્યા સમઝે ?

આ પ્રમાણે ભ્રમિત માણસોના બચવાના-સુખી થવાના ઉપાયોજ તેમને

૧ અજલ=યમ. ૨ તબીબ=વૈદ્ય. ૩ મર્ગ=મૃત્યુ.

વિનાશના મુખમાં લઈ જાય છે.

તર્કે કોશિશ દામને મંઝીલ ખદસ્ત આવુર્દનસ્ત,
રાહે ખુદરા દૂર મી સાઝી બ કોશીદન ચેરા ?

અર્થાત્ ( એવા અવળા ) પ્રયત્નનો ત્યાગ કરવો એજ મંઝિલ ( અંતિમ ધ્યેય )નો પાલવ ઝાલવા સમાન છે; ત્યારે ( એવા ) પ્રયત્નોમાં પ્રવૃત્ત થઇ શા માટે પોતાના સત્યમાર્ગને ઊલટો દૂર કરે છે ?

દૂર–બીની કૂર દારદ મર્દ રા, હમચુ ખુફ્તા દર સરા કૂર અઝ સરા.

અર્થ:–અજ્ઞાનીની દૂર–દર્શિતાજ તેને આંધળો બનાવી મૂકે છે; ઘરમાં સૂતેલો મનુષ્ય ઘરથી બેખબર હોય છે તેમ.

એક આંગ્લ કવિ કહે છે કે " સંસારલુબ્ધ મનુષ્ય સંસારરૂપી પિંજરામાંજ સુખશાન્તિ ખોળે છે; અને પિંજરામાં પૂરાયલા પક્ષીની પેઠે પોતાના શરીરને રાતુંમાતું બનાવે છે; પરંતુ સાચો સંત–મહાત્મા જંગલના સ્વતંત્ર પક્ષીની પેઠે સૂર્ય તરફ ઉંચો ઉડે છે. પિંજરામા પૂરાયલા પક્ષીને ખાવાપીવાનું તો સારી પેઠે મળે છે, પણ ટુંક સમયમાજ તેને હાડીમાં ઉકાળવામાં આવશે; જ્યારે પેલા સ્વતંત્ર પક્ષીને કોઇ ખોરાક આપતું નથી તોપણ આકાશ અને પૃથ્વી બન્ને તેનાંજ છે. '

હરચે દર દુનિયાસ્ત બર આઝાદગાં આમદ હરામ,
ખાતિરે–જમ અસ્ત દર ઝેરે ફલક સામાંને મા.

અર્થ:–જે કંઇ આ જગત્‌માં છે તે બધું સ્વતંત્ર મનુષ્યોને માટે નિષિદ્ધ છે.' આ આકાશની નીચે અમારી બધી માલમિલ્કત માત્ર અમારા ચિત્તની શાંતિજછે.

એક લહેરી મહાત્મા ગંગાતીરે બેઠેલા હતા. સાથે પાંચ છ બીજા માણસો હતા. અચાનક ગંગાના તરંગોએ શીતળ પાણીથી સઘળાનાં વસ્ત્રો તરબોળ કરી ત્યાંથી સર્વને ઉઠાડી મૂકયા. તે લોકો ટાઢ વાવાને લીધે ખડખડવા લાગ્યા. આહ ઉહ કરવાનો આરંભ કર્યો; પરંતુ તે મહાત્મા તો જેમના તેમ પોતાના પત્થર ઉપર બેસી રહીને આનંદથી સ્મિત કરતા હતા, અને ગાતા હતા કે " મેરી પ્યારી ગંગા, પ્યારી માત ગંગા " ઇત્યાદિ.

પ્રિય પાઠકો ! જરા વિચાર તો કરો. જેને તમો ભયાનક ઘટનાઓ અને ભયંકર આઘાતો માની બેઠેલા છો, તે વાસ્તવમાં " પ્યારી ગંગા, તમારી માત ગંગા" નીજ રસભરી લહરીઓ છે. જો કંઇ છે તો તે પણ તમારાજ પ્રિય-

તમ આત્મદેવની લીલા છે, પરમાત્માનીજ વિભૂતિ છે. પછી ફરિયાદ શેની? સઘળી ભયાનક વાતો અને પ્રાણઘાતક ઘટનાઓ રૂપ અને આકારમાં તો વિષસમાન દેખાય છે; પણ તે સાકરની બનેલી છે–.

મિસરી[1] કી તુંબી[2] રચી, રંગરૂપતા માંહીં,
ખાન લગ્યો જણ ભ્રમ તજ, સો તણ કડવી નાહીં.

સ્વપ્નાવસ્થામાં પુરુષ વસ્તુત: પોતે એકલોજ હોય છે, છતાં એક બાજુએ તો ત પોતાના વ્યષ્ટિરૂપથી પોતાની જાતને કોઇ ભિખારી, શ્રીમંત, વિદ્યાર્થી અથવા મંત્રી આદિ રૂપે જુએ છે, અને બીજી બાજુએ પોતાનાજ સમષ્ટિરૂપવડે સિંહ, વ્યાઘ્ર, નગર, સરિતા, ઇત્યાદિ ઉત્પન્ન કરે છે અને એ બધાં તે સમયના પોતાના કાલ્પનિક સ્વરૂપથી જુદાંજ ધારે છે. જાગ્રત અવસ્થાની દૃષ્ટિથી જોઇએ તો જેને તે સ્વપ્નમાં પોતાનું સ્વરૂપ માનતો હતો તે પણ તેનો ભ્રમ હતો, અને જેમને તે પોતાથી ભિન્ન ગણી ભય પામતો હતો, તે પણ તેણેજ ઉપજાવેલી સૃષ્ટિ હતી. પોતજ મેંઢો છે અને પોતેજ વરૂ પણ. પોતેજ પગ છે અને પોતેજ કાંટો પણ. જાગ્રત અવસ્થાનું પણ લગભગ એમજ છે.

હે નિજસ્વરૂપ જિજ્ઞાસુ! જેને તું જાગ્રત અવસ્થા સમજી રહ્યો છે, તે પણ વાસ્તવમાં તો સ્વપ્નજ છે, પણ તે જરા મોટા પ્રમાણનું સ્વપ્ન છે. વાસ્તવમાં તારૂં વ્યક્તિત્વ એ તારી માયાનું વ્યષ્ટિ-રૂપ છે, અને "સમસ્ત જગત્" તારીજ માયાનું સમષ્ટિરૂપ છે. તારી દશાનિમ્નલિખિત પંક્તિઓના જેવી છે:—

બાગે જહાં કે ગુલ હૈં યા ખાર[1] હૈં તો હમ હૈં,
ગર યાર હૈં તો હમ હૈં, અગયાર[2] હૈં તો હમ હૈં. ૧
દરિયાએ–મારફત[3] કે દેખાતો હમ હૈં સાહિલ,[4]
ગર વાર હૈં તો હમ હૈં, વર પાર હૈં તો હમ હૈં. ૨
વા બસ્તા[5] હૈં હમીં સે ગર જબ્ર[6] હૈં વગર કદ્ર,[7]
મજબૂર[8] હૈં તો હમ હૈં, મુખતાર[9] હૈં તો હમ હૈં. ૩

૧ મિસરી=સાકર. ૨ તુંબી=તુંબડી.

૧ ખાર=કંટક. ૨ અગયાર=અન્ય જણ ૩ દરિયાએ-મારફત=જ્ઞાન-સરિતા ૪ સાહિલ=કિનારો; તીર. ૫ વાબસ્તા=સંબંધ ધરાવતું. ૬ જબ્ર=પ્રારબ્ધ. ૭ કદ્ર=પુરુષાર્થ. ૮ મજબૂર=પ્રારબ્ધ આધીન. મુખ્તાર=પુરુષાર્થ સ્વતંત્ર

મેરા હી હુસ્ન* જગમેં હરચંદ મૌજ ઝન+ હુંય,
તિસપરભી તેરે તિશનએ-દીદાર– હુંય તો હમ હુંય. ૪

અને જ્યારે વસ્તુસ્થિતિ આમ છે કે જે કોઈની સાથે કામ પડે તે સઘળાં તારાંજ સ્વરૂપ છે, તારાજ પ્રકાશ છે–

ફૈલા કે દામે-ઉલ્ફત[૧] ઘિરત ઘિરાતે હમ હુંય,
ગર સૈદ[૨] હુંય તો હમ હુંય, સૈયાદ[૩] હુંય તો હમ હુંય. ૧
અપના હી દેખત હુંય હમ બંદોબસ્ત યારો,
ગર દાદ હુંય તો હમ હુંય, ફર્યાદ હુંય તો હમ હુંય. ૨

પછી કટાણું મો અને જલદ મિજાજ રાખવાથી શું ફાયદો?

કુચ્છ લાએ ન થે કિ ખો ગએ હમ, થે આપ હી એક, સો ગએ હમ,
જું આઇના[૪] છીરપે યાં નજર કી, સાથ અપને દોચાર[૫] હો ગએ હમ.

રામની પાસે અત્યારે એક ચિત્ર પડેલું છે. તેમાં એક શિકારી ધનુષ્ય-બાણ હાથમાં લઈ તાકીને ઉભો છે. છાયાદાર વૃક્ષોની નીચે લીલા લાંબા ઘાસમા લીલાં લીલાં પાંદડાં અને પીળા રંગના નરમ નરમ જંગલી ફૂલોની વચ્ચે, હરિણોની ચમકતી આખો જોઈને તેમની ઉપર નિશાન તાકી રહ્યો છે. અરે, નિર્દય! જોતજોતામા તું બિચારા હરિણને મારી નાખશે. હે ક્ષણભંગુર જીવનવાળા મૃગ! ગભરાતો નહિ, જાગ્રત થા અને જરા વિચાર તો કર કે તું છે કોણ? શું તું હરિણ છે? ના, ના. હરિણ તો તને "હરિણ કહેનારા"ની બુદ્ધિમાંજ હશે તું તો કાગળ છે કાગળ અને તારા સ્વરૂપ (કાગળ)ની દૃષ્ટિથી શિકારી પણ તુંજ છે, તુંજ બાણ છે અને તુંજ પ્રાણનાશક બાણનું ફળ છે. તને ભય કોનો? કેવી ભીતિ? કયાનો ડર? શેનો શોક?

બિગડે તબ જબ હોય કુછ બિગડન વાલી શય,×
અકાલ, અછેદ, અભંગ કો કૌન શખ્સ કા ભય?
કૌન શખ્સ કા ભય? બુદ્ધિ યે જિસ્ને પાઈ,
તિસકે ઢિગ દિલગીરી નહીં કદાચિત આઈ.

* હુસ્ન–સૌંદર્ય. + મૌજ ઝન–ઉછાળામારતુ. – તિશ્નએદીદાર–દર્શનના તરસ્યા
૧. દામે-ઉલ્ફત=પ્રેમનીજાળ ૨ સૈદ=શિકાર. ૩ સૈયાદ=શિકારી.
૪ આઇના=દર્પણ ૫ દોચાર=સામસામા. × શય=વસ્તુ

હે મનુષ્ય મહારાજ! વ્યાકુળ થવું એ તમારા ગૌરવથી વિરુદ્ધ છે. તું તારા શરીર અને નામના અંતર ઉપર તો નજર નાખ, પોતાના સાચા સ્વરૂપને તો પિછાણ; જેનાથી તું બીએ છે તે તું પોતેજ છે, જેનાથી તું ભયભીત થાય છે તે તુંજ છે. જોકે બાહ્યદૃષ્ટિથી તું અત્યાચાર કરવા જેવો અને તુચ્છ છે તોપણ અંતરદૃષ્ટિથી જોતાં તેજોમય, પ્રતાપવાન્ મહારાજાધિરાજ પણ તુંજ છે. પોતાનાંજ તેજ અને પ્રતાપથી ભયભીત ન થા. અગ્નિ પોતાના તાપથી સ્વતઃ નથી ગભરાતો. સઘળા તારાજ પ્રકાશ છે. તેનાથી બી નહિ, નિર્ભય થઈ જા.

हंता चेन्मन्यते हंतुं हतश्चेन्मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥ કઠો० १-२-१९.

અર્થઃ—જો હણનારો હનન કરવાને ચિંતવે છે, અને હણાયલો જો પોતાને હણાયો માને છે તો તે બન્ને સત્ય નથી જાણતા; કારણ કે એ બન્નેમાં જે વાસ્તવિક જીવન ( સત્ય સ્વરૂપ છે ) છે, તે ન તો કોઈને મારે છે, કે ન કોઈ તેને મારી શકે છે.

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ ભ० ગીતા. અ० २-२३.

અર્થઃ—હથિયારો તેને છેદી શકતાં નથી, દેવતા તેને બાળી શકતો નથી, પાણીથી તે ભીંજાતો નથી અને પવનથી તે સૂકાતો નથી.

આ ચિત્રમાં હંતા ( શિકારી ) જેને હરિણ સમજે છે, તે તો સ્વયં ત્રિલોકના નાથ શ્યામસુંદર ભગવાન કૃષ્ણચંદ્ર છે. આ ચમકે છે તે હરિણની આંખ નથી, તે તો કૃષ્ણ પરમાત્માનાં ચરણપદ્મ છે. આ હન્ય (શિકાર ) નથી, તે તો પ્રત્યેકના હૃદય પક્ષીનો શિકાર કરનાર શિકારી, યમદેવની પણ ખબર લઈ નાખનાર સ્વતઃ પીતાંબરધારી આરામ કરી રહ્યો છે. વહાલા! લોકો તને હન્ય ( શિકાર ) ગણે છે તો શું થયું? કોઈ તને હરિણ કહે છે તેથી શું? તને બ્રાહ્મણ, ક્ષત્રી, અમીર, કે ફકીર ધારે છે તો શી ચિંતા? તું તો તારા યથાર્થ સ્વરૂપમાં સ્વયં કૃષ્ણ પરમાત્મા ત્રિલોકનો ઉપાસ્ય દેવ પ્રત્યેક રંગમાં જ્યોતિર્મય પ્રકાશમાન છે.

यतश्चोदेति सूर्योऽस्तं यत्र च गच्छति ।
तं देवाः सर्वेऽर्पितास्तदु नात्येति कश्चन ॥एतद्वैतत् ॥

અર્થાત્ જેમાંથી સૂર્ય ઉદય થાય છે, અને જેમાં અસ્ત પામે છે, જેમાં સર્વ દેવતાઓએ પ્રવેશ કર્યો છે, અને જેનાથી કોઇ અળગો નથી, આ આત્મા તેજ છે.

તે અદૃશ્ય આત્માજ સમસ્ત સૂક્ષ્મ તત્ત્વોને સ્વરૂપ અર્પે છે. અગ્નિમાં તેજ પ્રજ્વલિત થાય છે. સૂર્ય અને ચંદ્રમાં તેજ પ્રકાશે છે. ગ્રહો અને તારકોમાં તેજ ચળકી રહ્યો છે. તેજ વાયુની સાથે વહી રહ્યો છે. સમુદ્રની લહેરો સાથે તેજ લહેરાઇ રહ્યો છે. તેજ પ્રજાપતિ સ્વરૂપે છે કે જેનાથી સમસ્ત સંસાર વ્યાપ્ત છે.

રામ તૂંહી તૂંહી કૃષ્ણ, તૂંહી દેવન કો દેવ,
તૂંહી બ્રહ્મ, શિવ શક્તિ તૂં, તુહી સેવક તુહી સેવ;
તુહી સેવક તુહી સેવ, તુહી ઇંદ્ર તુહી શેષ,
તુહી હોયે સબરૂપ, કિયો સબમેં પ્રવેશ;
કહે ગિરધર કવિરાય પુરુષ તુહી તુહી રામ,
તુહી લક્ષ્મણ, તુહી ભરત, શત્રુઘ્ન, સીતા રામ.

---

ખુદાઇ કહતા હૈ જિસકો આલમ, સો વહભી હય એક ખિયાલ મેરા,
બદલના સૂરત હજાર ઢબસે, હરએક દમ મેં હુંય હાલ મેરા.
કહીં હું સૂરજ, કહીં હું ઝર્રા,[1] કહીં હું દરિયા, કહીં હું કતરા;[2]
વફુરે-કસરત[3]મે અપની મુઝકો હુવા હૈ મિલના મહાલ[4] મેરા.
તિલસ્મે-ઇસરારે-ગંજે-મખફી[5] કહું ન સીને[6] કો અપને કયું કર?
અયા[7] હુવા હાલે હર દો આલમ, હુવા જો ઝાહિર કમાલ મેરા.
"હિજાબે-ખુરશીદે ઝાતે-માની[8]" હુવા ઝુહુરે-નમૂદે-સૂરત,[9]
મિટા જો દુનિયા સે નામે આદમ હુવા હૈ મુઝકો વિસાલ[10] મેરા

---

શનીદાઅમ બ સનમ ખાના અઝ ઝબાને સનમ,
સનમ પરસ્તો સનમ હમ સનમ શિકન હમા ઉસ્ત.
ઇમાને આલમ અઝ રૂખે નૂરા નિયે વયસ્ત,
કુફ્રે જહાં ઝ તુર્રએ ઝુલ્ફે દુતાએ ઉસ્ત.

---

૧. ઝર્રા=કણ, રજ. ૨. કતરા=ટીપુ. ૩. વફુરે કસરત=અનેકતાની વિપુલતા. ૪. મહાલ=અશક્ય. ૫ છુપા ખજાનાના ભેદનો મત્ર. ૬. સીના=છાતી. ૭. અયા=પ્રકટ ૮. સત્ય સ્વરૂપ સૂર્ય ઉપરનો પડદો. ૯. દશ્ય પ્રપંચનું પ્રકટ થવું. ૧૦. વિસાલ=સંયોગ

અર્થ:-પ્રકાશની અત્યંત વિપુલતા-અતિરેકતા-એજ અત્રે પ્રકાશ ઉપરનું આવરણ છે; સરિતાનું આચ્છાદન તેનામાં ઉઠતી લહેરોજ છે.

હા, વેદાંતના ગ્રંથોમાં આ પ્રમાણેનો શ્લોક છે:-

व्यापारे खिद्यते यस्तु निमेषोन्मेषयोरपि ।
तस्यालस्यधुरीणस्य सुखं नान्यस्य कस्यचित्॥ (અ० ગી० ૧૬-૪.)

ભાવાર્થ:-જેનું મન વ્યાપાર (પ્રવૃત્તિ) ઉપરથી એટલું બધું ઉઠી ગયું છે કે તેને આંખ મીંચવા અને ખોલવાની ક્રિયા પણ આકરી લાગે છે, તે (પ્રત્યક્ષમાં આળસુ) જ્ઞાનીનેજ સાચો આનંદ પ્રાપ્ત થાય છે, બીજાને નહિ.

"વ્યાપાર ઉપરથી મન ઉઠી જવું" નો અર્થ નીચે લખેલા પદ્ય પ્રમાણે મૃત્યુ નથી થતું:-

બ કદ્રે હર મકું રાહત બુવદ બિનગર તફાવતરા,
દવીદન, રફતન, ઈસ્તાદન, નિશસ્તન, ખુફતનો મુર્દન.

અર્થ:-જેટલો ગતિનો અભાવ વધારે તેટલોજ આરામ પણ વધારે; દોડવા, ચાલવા, ઉભા રહેવા, બેસવા, સૂવા તેમજ મૃતદશા વચ્ચેના ફરક ઉપરથી જોઇ લ્યો.

જે પુસ્તકમાં આ ઉપર્યુક્ત શ્લોક આપવામા આવ્યો છે તેજ પુસ્તકમાં એક બીજો શ્લોક પણ છે. તે શ્લોક વ્યાપાર ઉપરથી મન ઉઠીજવાનું તાત્પર્ય સ્પષ્ટ કરી બતાવે છે.

निर्ममो निरहंकारो न किंचिदिति निश्चित ः
अंतर्गलित सर्वाशः कुर्वन्नपि करोति न ॥ (અ० ગી० ૧૭-૧૯.)

અર્થ:-જે પુરુષે "હું અને મારૂં" અર્થાત્ અહંમમ-ભાવને દૂર કર્યો છે, જેના ચિત્તમાં આ સત્ય નિશ્ચયપૂર્વક ઠસી ગયું છે કે જે કંઈ જોવા કે સાંભળવામાં આવે છે તે સઘળું માત્ર ભ્રમજ ભ્રમ છે, જેના અંતરમાંથી સમસ્ત ઈચ્છાઓ ગળી ગયેલી છે, તે સર્વ કાંઈ કરતા છતા પણ નથી કરતો.

બિચારો મજૂર આખો દિવસ બજારમાં પત્થર ફોડે છે અથવા કોઇ અન્ય પ્રકારની સખત મહેનત કર્યા કરે છે. એ પ્રમાણે પોતાની જાતનો પ્રસ્વેદ વહેવડાવી તે પોતાનું ગુજરાન ચલાવે છે. ખરેખરો એ ઘણું કામ કરનારો છે. ઉચ્ચ કોટિનો આજ્ઞાધિકારી ન તો સડક ઉપર ઠેકાં ભાગે છે, ન મુસાફરોનો સામાન ઉચકે છે, ન ખેતરમા જઈ હળ હાંકે છે, ન કોઇ

અન્ય પ્રકારનું કષ્ટ સહન કરે છે. તે તો ફક્ત જીભજ હલાવે છે. ત્યારે શું તે નકામો અને આળસુ છે?

વાચક! જેવી રીતે આ તર્ક વ્યર્થ છે તેવીજ રીતે જ્ઞાનીને બીજાઓની પેઠે વાત વાતમાં વ્યાકુળ થતો ન જોઇને અથવા શારીરિક દૃષ્ટિથી મૂક અને કામધંધા વગરનો જોઇને એમ કહેવું, કે વેદાંત મનુષ્યોને નકામા અને સુસ્ત બનાવી દે છે, એ તદ્દન નિરર્થક છે. જેમ જેમ ઉંચું પદ મળતું જાય છે, તેમ તેમ સ્થૂલ કામ બંધ પડતું જાય છે. ઉચ્ચ આજ્ઞાધિકારી મનુષ્ય મજૂરોની પેઠે હાથ પગ ન હલાવતાં માત્ર જીભ (અર્થાત્ સૂક્ષ્મ ઇંદ્રિય) હલાવે છે; પરંતુ તેની એકાદ આજ્ઞા પણ હજારો મજૂરોને નાસાનાસ કરાવી મૂકે છે. એજ પ્રમાણે એક સાચો મહાત્મા જેના "વિચાર માત્રમાંજ" જગત સ્થિત થઇ રહ્યું છે, તે સાંસારિક કામો તો શું વહન કરે, પરંતુ જીભ સરખી પણ ન હલાવે–ઉપદેશ પણ ન કરે, તોપણ તેનો સત્યસંકલ્પ સેંકડો અને હજારો ઉચ્ચ સત્તાધારીઓનાં હૃદયો, જીહ્વાઓ અને શરીરોને નાસાનાસ કરાવી મૂકે છે. પછી તમે ભલે ગમે તો તેને "જડ, મૂક, આળસુ" કહો અથવા ચેતનઘન, શક્તિનું મૂળ અને બળનું મૂળતત્ત્વ કહો. પ્રિય આક્ષેપકાર! એક વખત જઇને કોઇ એક સાચા અદ્વૈતનિષ્ઠ મહાત્માનાં દર્શન તો કરી આવ. પછી જોઇશું કે તારા આક્ષેપો ક્યાં ઉડી જાય છે? આ તે વ્યક્તિ છે કે જેના તેજોમય ભાલ ઉપર ચળકતા અક્ષરોએ લખેલું છે કે "અલબત્ત, એની પૂજા કરો." એજ તદ્વનં (વિશ્વનો ઉપાસ્ય) છે. (કેન ઉપનિષદ્)

મન અમ કુની ઝ ઇશ્કિ વય અય સુફ્તીયે ઝમાં,
માઝૂર દારમત કિ તૂ ઊરા ન દીદ ઇ.

અર્થ:–હે સાંસારિક ન્યાયાધીશ! તેના તરફ પ્રેમ ધરાવવાની તું મને ના કહે છે, પણ હું તને ક્ષમા કરું છું, કેમકે તેં તેને જોયોજ નથી.

દિલ ઢેર[1] બુખારો[2] કે લગાતા હય કક્કા[3] મેં,
ઉડ જાતે હંય ખુરશેદ સા જબ મુંહ નઝર આયા.

(૨) શું સાચેજ કર્તવ્ય એમ ઇચ્છે છે કે આપણું ચિત્ત આકુળ વ્યાકુળજ થયા કરે?

રામના ધારવા પ્રમાણે તો કદાપિ નહિ. હા, એમ ઘણી વખત જોવામાં

૧ ઢેર=ઢગ. ૨ બુખારોં=વરાળ; લાગણીના ઉભરા. ૩ કક્કા=પીક; પીક પાછળ.

આવે છે કે જ્યારે સ્ત્રીઓ અથવા પુરુષો લડાઇ ટંટો કરતાં હોય, ત્યારે ગમે તે પક્ષને કજીઆનું કારણ પૂછશો તો એજ ઉત્તર મળશે કે "વિરોધી પક્ષે આમ કેમ કર્યું?" અથવા "આમ કેમ ન કર્યું ?" તે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે માણસોને શોક અને ક્રોધ ઉપજવાનું કારણ તેમની પોતાની ભૂલ નથી હોતી, પણ બીજા કોઈથી પોતાનું કર્તવ્ય બજાવવામાં કંઇ ભૂલ-ચૂક થઈ કે તરતજ ક્રોધાગ્નિ ભડકી ઉઠે છે. કેવી હસવા જેવી વાત છે કે પોતાનું કર્તવ્ય તો નહિ, પણ બીજાઓની ફરજ અક્ષમ્ય પ્રકૃતિના પુરુષોને શોક અને ચિંતાના કૂપમાં નાખે છે.

બરવ બ-કારે-ખુદ અય વાઈઝ, ઈંચે ફર્યાદસ્ત ?
મરા ફિતાદ દિલ અઝ કફ, તુરા ચે ઉફ્તાદસ્ત ?

અર્થઃ–હે ઉપદેશક ? જા, તારૂં કામ કર; આ શું ઘોંઘાટ મચાવ્યો છે. મારૂં તો હાથમાંથી દિલ પડી ગયું છે, તને શી પીડા અથવા તારૂં શું ખોવાયું છે?

ગર હમને દિલ સનમ કો દિયા ફિર કિસીકો કયા ?
ઇસ્લામ છોડ કુફ્ર લીયા, ફિર કિસી કો કયા? ૧
હમને તો અપના આપ ગિરેબાં[1] કિયા હૂંય ચાક,
આપ હી સીયા, સીયા ન સીયા, ફિર કિસીકો કયાં ? ૨

કોઇ કહે કે "નહિ, મહાશય ! કેટલાક પ્રસંગોએ કર્તવ્ય આપણને ભવાં ચઢાવવાં, આંખો કાઢવા, તથા ધમકાવવા અને ડરાવવાની ફરજ પાડે છે." તો એ વાતમાં રામ એટલુંજ કહે છે કે "શાંતિથી કામ લેવું, અને ચિત્તને વશ રાખવું" એ શું તમારૂં ઉત્તમ કર્તવ્ય નથી ? જો લડાઈ (કસોટી) ને સમયે શસ્ત્રોનો ઉપયોગ ન કરો તો તેનો શું ઉપયોગ ? જો વિહ્વળ અને કોપાયમાન બનાવનાર પ્રસંગોએ શાંતિને વર્તનમાં ન મૂકો તો પછી એ શ્રેષ્ઠધર્મ (શાંતિ)ને કયા પ્રસંગે આચરણમાં લાવશો ? આગળ પાછળ તો દરેક મનુષ્ય શાંતજ રહે છે, પરંતુ ધર્માત્મા તેજ છે કે જે હૃદયને ચલાયમાન કરનારા પ્રસંગોએ પણ ચિત્તને વશ રાખે, અને શોક તથા ક્રોધનો પ્રવેશ ન થવા દે.

૧ ગરેબાં = પહેરણ, ખમીસ વગેરે વસ્ત્રોનું ગળું.

ઝફર આદમી-ઉસકો ન જાનીયેગા, વો હો કયસા હી સાહિબે-ફેહમો-ઝકા,[1]
જિસે અયશમેં[2] યાદે ખુદા ન રહી, જિસે તયશમેં[3] ખોફે ખુદા ન રહે.

જ્યારે કોઇ એવા પ્રકારનું સામાજિક, પારિવારિક, રાજનૈતિક કે ધાર્મિક કર્તવ્ય ઉપસ્થિત થાય કે તમોને કંટાળી કટાણું મોં કરવાની ફરજ પડે, ત્યારે નિશ્ચયપૂર્વક માનજો કે તેને કર્તવ્ય ગણવું એ તમારી ભૂલ છે; અને તમારો સમાજ, કુટુંબપરિવાર, રાજ્ય અથવા ધર્મનું તે અંગ કે જે આવા કર્તવ્ય સાથે સંબંધ ધરાવતું હોય તેમાં અવશ્ય સુધારો થવો જોઇએ.

કેટલીક સદીઓ સુધી યૂરોપ અને એશિયાના શિક્ષકો એમ માનતા હતા કે બાળકોના અંતરમાં શિક્ષણ ઠસાવવામાટે તેમનું એ કર્તવ્ય છે કે જરાપણ સંકોચ વગર તેમની ખાલ ઉખાડવી જોઇએ. "સોટી વાગે ચમચમ વિદ્યા આવે ઘમઘમ." પરંતુ આજે સંપૂર્ણ સાબિત થઇ ચૂક્યું છે કે એ મત તદ્દન નિરર્થક હતો. બાળકો કે વૃદ્ધો, કોઇને પણ આપણે ફાયદો કરી શકતા હોઈએ તો તે ક્રોધથી નહિ પરંતુ પ્રેમથીજ કરી શકાય છે. કેળવણી અને શિક્ષાના પ્રદેશમાં "દંડ શાસન" ને બદલે "પ્રેમ શાસન" દાખલ કરવાની યોજનાઓ થઇ રહી છે. બાળકોને માટે કિંડરગાર્ટન કિંવા બાળ-વાટિકાની પદ્ધતિ ઘણે ઠેકાણે ચાલુ થઇ ચૂકી છે, અને બાકીનાં સ્થળોમાં પણ ક્રમે ક્રમે ચાલુ થઇ જશે.

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે પૃથ્વીતળ ઉપર ભાતભાતની રૂઢિઓ અને રિવાજો વંટોળિયાની પેઠે આવે છે, અને પછી નષ્ટ થઇ જાય છે. એવો સમય પણ હતો કે જ્યારે ગુલામો રાખવાની પદ્ધતિ સર્વત્ર આવશ્યક માનવામાં આવતી. હવે એ કામને પ્રથમ પંક્તિની દુષ્ટ રૂઢિજ નહિ પણ પાપ ગણીને બંધ કરી દેવામાં આવ્યું છે. તેજ પ્રમાણે સતી થવું, ઠગબાજી વગેરે રિવાજો એક વખતે પ્રચલિત હતા, પણ હવે એ નિષિદ્ધ ગણાય છે.

આંગ્લ રાજ-કવિ ટેનિસન કહે છે કે "આપણા નાનકડા પ્રબંધો પોતાનો જીવનકાળ ભોગવી લે છે, અને પસાર થઇ જાય છે. તે સઘળા તારાજ તૂટયાફૂટયા પ્રકાશ છે, અને તું તો, ઓ ઈશ્વર! તે સઘળા કરતાં મહાન્ છે."

પરિવર્તનશીલ અને ક્ષણભંગુર સાંસારિક રીતરિવાજોને વશ થઇ સાચી ઉન્નતિને અટકાવવી, તથા ચારિત્રને લાંછન લગાડવું એ પોતાની શક્તિ-

૧ સાહિબે-ફેહમો-ઝકા = અક્કલ હોશિયારીવાળો. ૨ અયશ = સમૃદ્ધિ. ૩ તયશ = ક્રોધ.

એને નાશ કરવા સમાન છે, ખરા બ્રહ્મચર્યને ગુમાવવા બરાબર છે, અને મનુષ્યદેહરૂપી ચિંતામણીને કાગડા ઉરાડવાનું કામ સોંપવા સમાન છે.

ઢોરોના ઘણાખરા વેપારીઓમાં એવો ચાલ છે કે તેઓ એક જાડું અને લાંબું દોરડું લઇ તેની અંદર થોડે થોડે અંતરે નાની નાની દોરીઓ ફાંસલાના આકારમાં બાંધી દે છે; અને આ નાની દોરીઓનો એક ફાંસો એક ઢોરના ગળામાં, બીજો બીજા ઢોરના ગળામાં બાંધતા જાય છે. તે પ્રમાણે ઘણાંયે ઢોરો એકજ લાંબા દોરડાની મદદથી વશમાં રાખી શકાય છે. ઋગ્વેદના ઐતરેય આરણ્યમાં લખ્યું છે કે:–

तस्य वाक्तन्तिर्नामानि दामानि तदस्येदं वाचातन्त्या ।
नामभिर्दामभिः सर्वं सितं सर्वं ह्रीदं नामनीति ॥(२-१-६-१)

અર્થ:–(પ્રાણના હાથમાં) વાચાનું એક લાંબુ દોરડું છે અને નામ તેમાંના ફાંસા છે; અને વાચાના તથા નામોના ફાંસામાં આ સઘળું જગત બંધાયલું છે; કેમકે બધી વસ્તુઓ નામમાત્રજ છે.

જ્યારે કોઇ પુરુષ પોતાનું નામ લેવાતું સાંભળે છે, ત્યારે તરત તે તેના તરફ આકર્ષાય છે, જાણે કે ગળામાંના ફાંસાવતી તેને ત્યાં ઘસડવામાં આવે છે.

રિ શતઇ દર ગર્દનમ અંદાખ્ત દોસ્ત,
મી કશદ હરજા કે ખાતિર ખાહે ઓસ્ત.

અર્થ:–મારા ગળામાં મિત્રે એક રસી નાખી છે અને તેની મરજીમાં આવે ત્યાં મને ખેંચી જાય છે.

એક બીજી શ્રુતિમાં કહ્યું છે:—

अन्योऽसावन्योऽहमस्मीति न स वेद ।
यथा पशुरेव स देवानाम् । (બૃ૦ઉપ૦ અ. ૧. બ્રા. ૪, મંત્ર ૧૦)

અર્થ:-હવે જે માણસ એમ ધારીને દેવતાની ઉપાસના કરે છે કે તે દેવતા (ઉપાસ્ય) અને હું (ઉપાસક) બન્ને ભિન્ન છીએ, તે કંઇજ નથી જાણતો. ઉલટો તે ઉપાસક તો ઉપાસ્યદેવતાના પશુ સમાન છે.

તેજ અનુસાર ભગવાન્ શંકરે લખ્યું છે:—

अन्योऽसावहमन्योऽस्मीत्युपास्ते योऽन्य देवताम् ।
न स वेद नरो ब्रह्म स देवानां यथा पशुः ॥

અર્થ:–"હું જુદો છું અને આ જૂદો છે" એમ ધારીને જે અન્ય (પોતાથી

ભિન્ન) દેવતાની ઉપાસના કરે છે, તે પુરુષ બ્રહ્મને નથી જાણતો. તે દેવતાઓના પશુ સમાન છે.

જ્યાંસુધી માનવબાલ ઘણો નાનો હોય છે ત્યાંસુધી તે સ્વતંત્ર રહે છે, મસ્ત ફરે છે, તેના માટે દૂધની સરિતાઓ વહેતી રહે છે, તે સ્વર્ગમાં નિવાસ કરી રહે છે. પણ જ્યાં ઘઉંનો દાણો ખાવાનો આરંભ કર્યો, શરીરને ઢાંકતાં શીખ્યો, ભેદ-બુદ્ધિરૂપી વૃક્ષનું ફળ ચાખ્યું, "આ જૂદો છે હું જૂદો છું" નો પાઠ વાંચ્યો કે તરતજ નામ, જાતિ આદિનો ફાંસો ગળામાં આવી પડ્યો, ગુલામીની બેડીઓમાં જકડાયો, પશુઓની પેઠે બંદિવાસમાં પડ્યો, બંધનમાં બંધાયો, અને સાંસારિક કર્તવ્ય માથે ચઢી બેઠાં. એ બંધનો હવે તેને શ્વાસલેવાનીએ ફુરસદ નહિ આપે, પણ ચાબુક ઉપર ચાબુક લગાવ્યે જશે.

સંધ્યાપૂજામાટે સમય રહ્યો નહિ. શું કરીએ ? ધંધો છોડાતો નથી. ફરજ મહા બળવાન્ છે. આજે તો સ્નાન કરવામાટે પણ વખત ન મળ્યો. ફરજ !

ઑફિસમાં દળણું દળનારીની પેઠે ઘંટી દળતા આવ્યા, ઘરમાં પણ ઘરને લગતું અનેક પ્રકારનું કામ મોજૂદજ છે. સત્સંગમાટે ફુરસદ ક્યાંથી મળે ? ફરજ ! પુત્ર કે પુત્રીનાં લગ્ન છે. ખર્ચ પૂરો કરવા મકાન ગિરો મૂકવાની ચિંતા માથે ચઢી બેઠી છે. ફરજ !

હે ખુશામત! છળ, કપટ, લાંચ ! તમેજ મને તમારા રક્ષણ તળે લ્યો અને આ નિર્ધનતાના અપમાનમાંથી બચાવો. ફરજ ! બિચારો ધન અને આબરૂની લાલસાની લાતો ખમતો ખમતો અહોનિશ દડાની પેઠે ગબડ્યા કરે છે, અને તેનું નામ રાખે છે "ફરજ."

અરે ! ઓ સાચા કર્તવ્ય ! આવ; તારૂં નામ લઈને ભાતભાતની દુષ્ટતા મારાં વહાલાંનું રક્ત ચૂસી રહી છે.

ગંગા ! ઠોકરેં ખાતે નીંદમેં સદિયાં ગુઝર ગઈ,
બચ્ચેં કે સરપે "ટેમ્ઝ" સી નદીયાં ગુઝર ગઈ.
ક્યા ખોફનાક ખ્વાબ હય, પુર દર્દ હાલ હય,
નેકી કી રૂહો જાન પે બદિયાં ગુઝર ગઈં.

વહાલાઓ ! પોઢેલા બાળકના ઉપર સવારના પહોરમાં જાડી ધાબળી ઓઢેલી હોય તેની પેઠે આ સાંસારિક કર્તવ્ય મનુષ્ય ઉપર ચઢી બેઠેલાં હોય

છે. પ્રથમ તો એ ધાબળીને લીધે બાળકોની આંખ ઉઘડતી નથી, અને ઉઘડે છે તો ધાબળી ભારે હોવાને લીધે તેમનાથી ઉઠાતું નથી. તેમનો સાદ પણ એ ધાબળીમાંજ રોકાઈ જઈને માના કાનસુધી પહોંચી શકતો નથી. વહાલાઓ! આ મીઠી મીઠી ઉંઘજ કડવાં સ્વપ્ન લાવી રહી છે. જો તમો પોતે એ ધાબળીને નથી દૂર કરી શકતા તો મોટેથી બૂમ પાડો. કોઈ પણ પ્રકારે તમારા રડવાનો સાદ જગદમ્બા (ઉમા) બ્રહ્મવિદ્યાને કાને પાડો. તમારી વહાલી માતા (શ્રુતિ ભગવતી) તરતજ તમોને એ બોજા તળેથી ઉંચકી લઈને છાતી સરસા ચાંપશે, અને અમૃતરૂપી શક્તિદાતા દૂધ (જ્ઞાન) ધવડાવશે.

એ તે દેશના રહેવાસીઓ! કે જ્યાંની સ્ત્રીઓ (સાવિત્રી) પોતાની પવિત્રતાના યોગે યમરાજના પંજામાંથી પુરુષને છોડાવી લાવતી હતી, અને જ્યાંના પુત્રો (નચિકેતા) સાક્ષાત્ મૃત્યુના મુખમાંથી અમૃત કાઢી લાવતા હતા; પ્રિય ભારતનિવાસી! જરા વિચારીને કહે કે તું પોતાને અમર જાણે છે કે મરી જવાવાળો? તારા અંતરમાં હરવખત આનંદજ આનંદ પ્રકાશે છે કે શોક અને ક્રોધનો અંધકાર છવાયલો રહે છે? તારી અંદર અનંત શક્તિ નજરે પડે છે કે સડતી દુર્બળતાની દુર્ગંધ ઉઠે છે? જો તું નાશવાન્, દુઃખી અને નિર્બળ છે, તો તે તારાજ પાપનું ફળ છે; કેમકે તું ગૌહત્યા કરી રહ્યો છે. બુદ્ધિરૂપી ગાયને તું સાંસારિક ઇચ્છાઓના હાથમાં વેચી રહ્યો છે; અનિત્ય ઇચ્છાઓના દાસત્વને કર્તવ્ય સમજીને રક્ત-માંસના બંદિખાનામાં ટોપલાં ઉંચકી રહ્યો છે.

કર્તવ્યનો અક્ષરાર્થ શું છે? "જે આપણે કરવું જોઇએ-ફરજ, ધર્મ." પરંતુ શું અમુક માણસ જે કઇ કહે તે કરવુંજ જોઇએ? અમુક રૂઢિ કે રીવાજ જે કંઇ આજ્ઞા કરે તે બજાવવીજ જોઇએ? શું કરવું જોઇએ? જો ધનની ઇચ્છા હોય તો નોકરી કરવી જોઇએ; જો લોકોની પોકળ વાહવાહજ સાંભળવી છે તો લગ્ન-મરણ પ્રસંગે કરજ કરવું જોઈએ; જો શારીરિક-સુખની આકાંક્ષા હોય તો સ્ત્રીપુત્રની અધીનતા સ્વીકારવી જોઇએ. મારા પ્રાણપ્રિય! એ "જોઇએ" (ચાહીએ)ની ગાંસડી ત્યાંસુધીજ તારી પીઠ ઉપર પડી રહી શકે છે, કે જ્યાંસુધી તને ટટ્ટુ બનાવનાર ચાહ (ઇચ્છા-કામના) તારી અંદર રહેલી હોય છે. જો એ ગાંસડીનો ભાર કાઢીજ નાખવો હોય તો એ ચાહને તારે નષ્ટ કરવીજ જોઇએ.

સબકો દુનિયા કી હવસ ખાર લીયે ફિરતી હય,
કૌન ફિરતા હય ? યે મુરદાર લીયે ફિરતી હય.
ચાહ ચમારી ચુહડી અતિનીચનકી નીચ,
તું તો પૂરણ બ્રહ્મ હય જો ચાહ ન હોવે બીચ.

સમસ્ત બાહ્ય કર્તવ્યો તારીજ ચાહ ઉપર અવલંબી રહેલાં છે. આ ચાહ એક એવી વેશ્યા છે કે જે નરદેહને પોતાનો ભોગ-શિકાર બનાવીને ઘડીમાં આ કુકર્મ કરાવે છે તો ઘડીમાં બીજું કરાવે છે. આ " ચાહ " જ મનુષ્યને વિપત્તિના કૂપમાં પાડે છે.

હે પ્રિય ! જો તારૂં કંઇ પણ કર્તવ્ય હોય, જો તારે કંઇપણ કરવુંજ જોઇએ એવું હોય તો તે એ છે કે આ " જોઇએ " થી તારો પાલવ છોડવ. આ " ચાહ " ના ડાઘને ભૂંસી નાખ. તારે કંઇજ નથી જોઇતું. તારા કસમ, તું તો નિત્યતૃપ્ત છે. ભ્રાંતિમાં પડીને દીન અને દરિદ્ર કેમ બને છે ? જો તારૂં કંઇ કર્તવ્ય છે તો તે એ છે કે તારા દાટેલા ખજાનાને બહાર કાઢ, અને તારી શહેનશાહતને હાથમાં લે. બાકીનાં બધાં કર્તવ્યો માત્ર તારી કલ્પનાએજ જોડી કાઢેલાં છે.

ચાહ ઘટી ચિંતા ગઇ, મનવા બે પરવાહ,
જિનકો કછુ ન ચાહીએ, સો શાહનપતિ શાહ.

જગત્‌ને મોઢેથી ભલે તમે પોતાને ગમે તો રાજા કહેવડાવો, હિંદના તારા કહેવડાવો, પણ જ્યાંલગી તમે કામનાઓનાં મેલાં, ગંધાતાં, જરી–પુરાણાં વસ્ત્રો તમારા અંગપરથી નથી ઉતાર્યાં, અને જ્યાંસુધી ચિંતાઓના સૂકા ટુકડા તમારા પેટમાં ચુંક લાવી રહ્યા છે, જ્યાંલગી તમે સ્વરાજ્ય ( પોતાનાં મન-ઈંદ્રિયોપર સ્વામિત્વ ) પ્રાપ્ત નથી કર્યું, અને જ્યાંસુધી તમે કામનાઓના દાસ બનેલા છો, ત્યાંલગી તમો પ્રતિષ્ઠિત શેના ?

કામનાઓનો ત્યાગ કરવાનો અર્થ એ નથી કે તમો શબની પેઠે નિશ્ચેષ્ટ અને ગતિશૂન્ય બની જાઓ, પરંતુ તેનો અર્થ એ છે કે આ વિશ્વ વાટિકામાં એક સામાન્ય મજૂરના જેવું જીવન ગાળવાને બદલે તમે તમારા સત્ય પ્રતાપ અને ગૌરવની સાથે સેલ કરો. આ સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી તમારે હાથે જે કંઇ કાર્ય થશે તે અસામાન્ય સુંદરતા અને મધુરતાથી ભરેલું હશે. સુલતાન આંખના એક સંકેત માત્રવડે પણ કંઇનું કંઈ

કરી નાખવા શક્તિવાન્ હોય છે, પણ ભયભીત અને દીન દાસથી શું બની શકે?

જગતની બીજી બધી બાબતો તમારે માટે ઐચ્છિક છે. જો કાંઇપણ ફરજિયાત હોય તો તે સર્વ કામનાઓને નષ્ટ કરનાર બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ છે. હે ત્રિગુણાનંદિત ! તારેજ માટે વેદમાં લખ્યું છે કે:-

पादोऽस्य विश्वाभूतानि त्रिपादस्यामृतंदिवि ।(ઋગ્વેદ મંડલ ૧૦ સૂક્ત ૯૦)

અર્થ:-તેના ત્રણ ભાગ આનંદમય અવિનાશી સ્વર્ગમાં છે, અને માત્ર એકજ ભાગ સંસારમાં.

આ પ્રમાણે છે, તો પછી સંસારની ચિંતાઓમાં કેમ રચીપચી પડયો છો?

એક અંગ્રેજ કવિ કહે છે કે " મેં અજાણ્યા અને વાંકાચુકા અનેક માર્ગોદ્વારા તે સત્યોની ખોળ કરી કે જે સત્યો મને પરમેશ્વર સુધી લઇ જઈ શકે; પણ જે જે પ્રત્યેક નવા માર્ગઉપર મેં પ્રયાણ કર્યું તે સર્વથી સત્ય તો મને દૂરજ દેખાયું. પછી મેં બુદ્ધિ અને જ્ઞાનની શોધ કરવા માંડી પણ જેટલી તીવ્રતાથી હું શોધતો તેટલીજ તીવ્રતાથી તે મારાથી દૂર નાઠાં; અને શિક્ષકો, પુસ્તકો અને પાઠશાળાઓએ તો વિચારોના વમળમાં માત્ર વધારોજ કરી મૂકયો. પછી તો થાકીને હું બેસી ગયો. આ પ્રમાણે હું શાંત અવસ્થા ભોગવી રહ્યો હતો, તેવામા સંયોગવશાત્ મે મારા અંતરાત્મામાં ડોકિયું કર્યું; અને પછી શું કહું ! હું જે કંઇ શોધતો હતો તે સઘળુંજ મને ત્યાં મળી આવ્યું !—મારા આત્માએ સઘળાને વ્યાપ્ત કરી દીધું ! "

यल्लाभान्नापरो लाभो यत्सुखान्नापरं सुखं।
यज्ज्ञानान्नापरं ज्ञानं तद्ब्रह्मेत्यवधारयेत् । (ઉપનિષદ્ )

તાત્પર્ય:—જે લાભથી મોટો લાભ બીજો કોઇ પણ નથી; જે સુખથી વધારે સુખ બીજું કોઇ નથી; જે જ્ઞાન કરતાં ચઢીયાતું જ્ઞાન કોઇપણ નથી; તે પરબ્રહ્મનેજ પ્રાપ્ત કરો.

મુંડકોપનિષદ્‌ના આરંભમાં કહે છે કે:—

ॐ ब्रह्मा देवानां प्रथमः संबभूव विश्वस्य कर्ता भुवनस्य गोप्ता।
स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठ पुत्राय प्राह ॥ १ ॥

અર્થ:—બ્રહ્મા દેવતાઓમાં સૌથી પ્રથમ હતા. જગતને ઉત્પન્ન કરનારા અને લોકોનું રક્ષણ કરનારા, એવા તેમણે પોતાના જ્યેષ્ઠ પુત્ર અથર્વને બ્રહ્મવિદ્યા આપી કે જે વિદ્યા ઉપર સમસ્ત વિદ્યાઓ અવલંબી રહેલી છે.

રાજાઓ પોતાના પુત્રને રાજ્ય આપે છે, જમીન આપે છે અને ધન રત્નાદિ પણ આપે છે. બ્રહ્માને અથર્વઋષિને વારસામાં આવું આપવાનું કેમ સૂઝયું ? એ ઉપરથી વિષયરત માનવોને એમ જણાશે કે દરિદ્ર હશે; પરંતુ અરે! બ્રહ્માને તો સમસ્ત પૃથ્વીનો રચનાર અને સ્વામી કહ્યો છે; તથા ઇંદ્ર આદિ સમસ્ત દેવતાઓ કરતાં પણ વૃદ્ધ કહ્યો છે; તો પછી તે દરિદ્ર કેવી રીતે હતો ? તે ન તો નિર્ધન હતો, કે ન તો તેને કોઇનો ભય હતો, વળી તે અજ્ઞાની પણ ન હતો. જેણે સમસ્ત પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં તે પ્રત્યેક વસ્તુના ગુણ અને મૂલ્યથી અવશ્ય જ્ઞાત હોયજ. તે તો પ્રત્યેક વસ્તુના તત્ત્વથી સંપૂર્ણ પરિચિત હતો. તેણે તો સમજી વિચારીને સમસ્ત વસ્તુઓમાં જે સૌથી અધિક મૂલ્યવાન્ રત્ન હતું તેજ પોતાના હૃદયખંડને ( સપુત્રને ) આપ્યું. તેણે તો પોતાની સઘળી સંપત્તિની (સ્થાવર અને જંગમની ચાવી) રૂપ અથવા બક્ષીસપત્રરૂપ બ્રહ્મવિદ્યા પોતાના સાચા ઉત્તરાધિકારીને સોંપીને તેને પોતાનો મુકુટ સિંહાસન તથા પોતાની પદવી અર્પી અને ઇંદ્રાદિ અધીન મહારાજાઓનો શાસક બનાવ્યો.

तां यो वेद।स वेद ब्रह्म ।सर्वेऽस्मै देवा बलिमावहंति । (કૃષ્ણ યજુર્વેદ)

અર્થઃ-જે પુરુષ તેને જાણે છે તેને સર્વ દેવતાઓ બલિ અર્પે છે.

હે વસિષ્ઠ, અત્રેય, ભરદ્વાજ જેવા ઋષિયો સાથે પોતાનું ગોત્ર મેળવનારાઓ ! હે રામ, કૃષ્ણ, બુદ્ધ અને શંકરના દેશમાં વસવાવાળા ! તમો કાલના અનુભવરહિત બાળકોનું અનુકરણ કરી રહ્યા છો; જેમણે આત્મિક ઉન્નતિનું તો હજુ મોં પણ નથી જોયું. ઉતારો પગમાંથી બૂટ અને શિરથી ટોપી, અને બજારની વચમાં માથે લાકડાંનો ભારો ઉપાડી આંસુઓના ઝાકળથી ભરેલી આંખોનું બળિદાન લઇ, કોઈ વેદવિત્ પૂર્ણ જ્ઞાનીના ચરણોમાં જઇને દંડવત્ પડો. માત્ર તેમાંજ તમારૂં કલ્યાણ છે; કેવળ એજ રીતે તમારી ટાઢ ઉડશે; ફક્ત એજ રીતે તમારા દુઃખોની રાત્રી વીતશે; માત્ર એજ રીતે તમારી નિદ્રા દૂર થશે; કેવળ એજ પ્રમાણે તમારાં પાપ બળી ભસ્મ થશે; અને ફક્ત તેમાંજ તમારી પ્રતિષ્ઠા અને ગૌરવ છે.

આફતાબ અઝ આંજે ઇઝ્ઝત રૂખ નિહદ બર ખાકે-પાશ,
હર કે બર રૂયશ નશીનદ ગિર્દે અઝ દરગાહે-મા.

અર્થાત્ સૂર્ય સર્વથી ઉચ્ચ-પ્રતિષ્ઠાવાળો છતાં પણ ( પોતાનાં કિર-

થોદ્વારા )તે જ્ઞાનીનાં ચરણને સ્પર્શે છે; અને ધૂળ જેવી તુચ્છ વસ્તુ માથા પર જઇને બેસે છે.

ચોલે જિન્હાં દે રતડે કંત તિન્હાં દે પાસ,
લ તિન્હાં દી જે મિલે નાનક દી અરદાસ.

એ પણ ખરૂં છે કે કોઇ કોઈ અમુક પ્રકારના મનુષ્યના હૃદયમાં વેદાંત જ્યારે ઘર કરી બેસે છે, ત્યારે તે સંસારના કામનો નથી રહી શકતો. કર્તવ્ય કર્મોને તે નિરસ બનાવી દે છે; સાંસારિક સંબંધોને ઢીલા કરી નાખે છે; ઈંદ્રિયોના વિષયસુખને ઉડાવી દે છે; " મારા તારા " નાં બંધન તોડી નાખે છે; અને ન તો તે ઘરનો રહે છે કે ઘાટનો.

ધૂલિ જૈસા ધન જાકો, શુલીસા સંસારસુખ;
ભૂમિ જૈસો ભોગ દીખૈ, અંતકસી યારી હય;
પાપ જૈસી પ્રભુતાઇ, શાપ જૈસો સન્માન,
બડાઇ બિછુઅન જૈસી, નાગિનીસી નારી હય;
અગ્નિ જૈસા ઈંદ્રલોક, વિઘ્ન જૈસા વિધિ લોક,
કીર્તિ કલંક જૈસી, સિદ્ધિસી ઠગારી હય;
વાસના ન કોઇ વાકી, ઐસી મતિ સદા જાકી;
સુંદર કહત તાકો બંદના હમારી હય.

---

વાહવારે મૌજ ફકીરૌં દી; વાહવારે.
કભી ચબાવેં ચના ચબીના, કભી લપટ લેં ખીરૌં દી;
કભી તો ઓઢેં શાલ દુશાલા, કભી ગુદડિયાં લીરૌં દી. વાહ૦
કભી તો સોવેં રંગમહલમેં, કભી ગલી અહીરૌં દી;
મંગ તંગ કે ટુકડે ખાદે, ચલતે ચાલ અમીરૌં દી. વાહ૦

तमात्मानं विदित्वा ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च च्युत्थायाऽथ भिक्षाचर्यं चरंति । ( વાજસનેય બ્રાહ્મણોપનિષદ. )

અર્થઃ-બ્રાહ્મણ ( બ્રહ્મવેત્તા ) તે આત્માને જાણ્યા પછી પુત્રૈષણા (સંતાનની કામના ) ધનૈષણા ( ધનની કામના ) અને સ્વર્ગાદિ લોકોની કામના ( લોકૈષણા )થી પર થઇને નિશ્ચિત ભિક્ષુકનું જીવન ગાળે છે.

આનાં કે ઝેરે સાયએ મેહરત મુકામે શાનસ્ત,
દર દિલ ચેરા તમ ટસુલે-બાલે-હુમા કુનંદ ?

શોરીદગાને—હુસ્ને—જમાલો—જલાલે—યાર,
તસ્કીને-દિલ બ મિલ્કે-દૂ આલમ કુજા કુનંદ ?
દીવાન ગાને—આહિયા પયમાયે ઈશ્કે ઊ
હફ્ત આસમાન ચશ્મ ઝદન ઝેરે પા કુનંદ.

અર્થઃ-જેઓને તારી પ્રેમરૂપ પાંખોની છાયામાં સ્થાન મળ્યું હોય તેઓ હુમા[1] પક્ષીની પાંખોનો વિચાર સરખોયે મનમાં શા માટે આવવા દે ? પ્રિયતમના તેજ અને સૌંદર્યની લગની જેને લાગી હોય તેવાઓને આ લોક અને પરલોક બંનેનું સ્વામિત્વ પણ શાંતિ કેમ કરીને આપી શકે ? તેની લગનીમાં જંગલમાં વિચરનારા દિવાનાઓ તો નિમિષમાત્રમાં સાતે સ્વર્ગોને પગ તળે રગદોળી નાખે છે.

બ ગદાયેઈશ્કે દસ્ત શાહીયે આલમ ચે કુનમ ?
તાજ બખ્શાને જહાં નંદ ગદાયાને ચંદ.

અર્થઃ-તારા દ્વારની ભિક્ષુકતાને બદલે જગતની શહેનશાહી મળે તો પણ તેને લઈને શું કરૂં ? કેમકે તારા કેટલાક ભિક્ષુકોએ તો સમસ્ત જગત્‌નો મુકુટ તેમના મસ્તકપર હતો તેનું પણ દાન કરી દીધું હતું.

બર દરે મયકદા રિન્દાને કલન્દર બાશન્દ,
કિ સિતાનંદો દેહન્દ અફસરે શાહનશાહી.

અર્થઃ-તારી પ્રેમમદિરાના દ્વાર ઉપર એવા મદોન્મત્ત કલન્દરો બેઠેલા હોય છે કે જેઓ બાદશાહીની આપ લે કરી શકે છે.

હર કે સાઇબ શવદ અઝ બાદએ ઇરફાં સરમસ્ત,
હમ ચુ ખુર્શેદ દરીં દાયરા તન્હા ગરદદ.

અર્થઃ—હે સાહેબ ! જે કોઇ જ્ઞાનની મદિરાથી ઉન્મત્ત થયલા હોય છે, તેઓ સૂર્યની પેઠે આ વર્તુલની અંદર એકલાજ ફરે છે.

એક મન થા સંગ ગયા સ્યામકે, કોન ભજે જગદીશ ?
ઉધોજી મન ન ભયે દસ બીસ.
બેહરીસ્ત બેહરે ઇશ્ક કે હીચશ કિનારા નીસ્ત,
ઇંજા જુઝ ઇંકે સર બ સિપારંદ ચારા નીસ્ત.

અર્થઃ— પ્રેમનો સમુદ્ર એવો છે કે તેમાં પડનારે શિર આપી દેવા સિવાય બીજો ઉપાયજ નથી; કેમકે એ સમુદ્રને કાંઠો-કિનારોજ નથી.

રેહ રેહ વે ઈશકા મારયાઈ, કહો કિસનું પાર ઉતારયા ઇ ?

વેદાંત નવયુવકોનાં શ્વેત વસ્ત્ર ઉતરાવી લાલ કફની પહેરાવે છે; તેમની સ્ત્રીઓની આંખોના સુરમાને ગરમ ઉષ્ણ અશ્રુધારામાં વહેવડાવે છે, તેમનાં વૃદ્ધ માતાપિતાને લોહીનાં આંસુ રોવડાવે છે.

ની સઇય્યાઁ ! મૈં કતદી કતદી લુટ્ટી.
પડી પરછી પિછવાડે રેહ ગઇ, હત્થ મેરિયેં તન્દે ટુટ્ટી;
સયૉ વરહિયૉ પિચ્છોં છલડી લાહી, કાગ મરેંદા ઝુટ્ટી;
સાલુ સલારી સડ ગએ સારે બાંહી રહી ન જુટ્ટી.
ભલા હોયા મેરા ચરખા ટુટડા, જિંદ અજાબો છુટ્ટી;
ગહને ગવાએ, હુઇ બે ફ્રિકરી, નક્કો કન્નોં બુટ્ટી.

પરંતુ હે ક્ષણિક સુખવાળા ગેડીના દડા ! સત્યરૂપ સૂર્યના આકર્ષણની દશા તું શું જાણે ? અહીં સારાનરસાનું વિધાન ન કરતો.

અય તુરા ખારે બપા ન શકિસ્તા કય દાની કે ચીસ્ત
હાલે શેરાની કે શમ્સીરે બલા બર સર ખુરંદ ?

અર્થઃ—જેના પગમાં કોઈવાર કાંટો સરખોએ વાગ્યો નથી એવો તું શિરઉપર વિપત્તિની તલવારો ઝીલનારા સિંહોની સ્થિતિને શું જાણે ?

તરસમ કે સર્ફએ ન બરદ રોઝે બાઝ પુર્સ,
નાને-હલાલે-શેખ ઝ આબે હરામે મા.

અર્થઃ—મને ભય છે કે ઇશ્વરી ઈન્સાફ સમયે શેખની (ધર્મશાસ્ત્રના

ઉપદેશકની) હલાલ (વિહિત) રોટલી અમારા હરામ (નિષિદ્ધ) જલની પાછળ ન રહી જાય !

(કવિવર હાફિઝના આ શેરનો અર્થ એ છે કે ધર્મશાસ્ત્રાનુકૂલ આચરણ કરવાવાળા કર્મકાણ્ડીઓ પ્રભુના સાચા પ્રેમીઓ કરતાં આગળ વધેલા નથી પણ પાછળજ છે.)

તે માણસોને કોણ ખરાબ કહી શકે જેમને:—
સૂઝે નહિ દિનરાત તેરે ધ્યાન મેં પ્યારે,
અપની તો સહર હય યહી ઔર શામ યહીહય.

त्वमेव माता च पिता त्वमेव। त्वमेव बंधुश्च सखा त्वमेव ॥
त्वमेव विद्या द्रविणं त्वमेव। त्वमेव सर्वं मम देव देव ॥

અર્થ:-હે ઈશ્વર ! આપજ મારી માતા છો, અને પિતા પણ આપજ છો; મારા બંધુ પણ આપજ છો અને મિત્ર પણ આપજ છો; વિદ્યા પણ આપજ અને ધન પણ આપજ છો, હે દેવોના દેવ ! આપજ મારૂં સર્વ કંઈ છો.

કિશ્વરે દિલ બતૂ દાદમ કે તૂઇ હાકિમે ઊ,
હાકિમે જુઝ તૂ દરીં કિશ્વર અગર હસ્ત, બિગો.

અર્થ:-હે પ્રભો ! મારૂં હૃદય-રાજ્ય મેં તને સોંપી દીધું, કે તુંજ તેનો શાસક છે. એમાં જો તારાસિવાય કોઇ બીજો શાસક હોય, તો દેખાડ.

શું તે લોકો ઉપર કર્તવ્ય-પાલનમાં કમી કરવાનું આળ મૂકી શકાય છે, કે જેઓ સંસારીદૃષ્ટિથી તો એક પ્રકારે "સ્વાગતમ્ ! હે મુવા-મૃત્યુ, વાહ વાહ !" એવું કહેતાં કહેતાં મુવા-મૃત્યુનો પ્યાલો ગટગટાવી ગયા છે ? જેમનો પ્રિય પતિ કિંવા પુત્ર જ્ઞાનાગ્નિમાં સ્વાહા થઇ જાય, એવી પત્ની અને માતા-પિતા એના કરતાં બીજું કયું મોટું અહોભાગ્ય ઇચ્છી શકે ?

यो वा एतामेवं वेदापहत्या पाप्मानमनंते स्वर्गे लोके ज्येये प्रतितिष्ठति प्रतितिष्ठति । (ઉપનિષદ્.)

અર્થ:-જેણે બ્રહ્મને પિછાણ્યો તેનાં સઘળાં લાંછન અને પાપ ખરી પડ્યાં. તે અનંત આનંદઘન--અને પરમસ્વરૂપમાં સ્થિર થઇ બેસે છે, સ્થિર થઇ બેસે છે.

' મુવહહદ! ચુ દર પાયે રેઝી ઝરશ,
ચે શમસીરે હિંદી નેહી બર સરશ,
ઉમીદો હિરા સશ ન બાશદ ઝ કસ;
બરીં નસ્ત બુન્યાદે તૌહીદો બસ.

અર્થ–હે વાદી! તે (બ્રહ્મવેત્તા)ના ચરણમાં તું સુવર્ણ મૂકે, અથવા તેની ડોકઉપર હિંદી શમસીરનો ઘા કરે તોપણ શું? તેને કશાની આશા કે ભય નથી. અદ્વૈતનો પાયો આ ઉપરજ રચાયલો છે. બસ.

વેદાંત જે કોઇને આવી રીતે કર્તવ્યથી બેપરવા બનાવે તેનું તો અહો ભાગ્ય! બીજું શું જોઈએ? પ્રિયતમ પોતેજ આવીને પ્રેમના આવેશપૂર્વક પ્રિયાનાં વસ્ત્રો ઉતારવા માંડે તો તો ભાગ્યોદયજ થયોને! તેનું તો સૂતેલું ભાગ્ય જાગી ઉઠ્યું. બીજા શેના માટે જન્મ લીધો હતો? તે આંખો, જે પ્રિયતમના મુખરૂપી દીપકઉપર પતંગીયાં નથી બની, તે કાગડા ઉડાવનાર ગોફણનો ગોળોજ કેમ ન બની? તે કાન, જે પ્રિયતમનીજ ચર્ચા સાંભળવામાં મગ્ન નથી રહેતા, તે ખાખરાનો પડીયો કેમ ન બન્યા?

સો સંગત જલ જાય કથા નહિ રામકી,
બિન લાડેકે બાત[1] ભલા કિસ કામકી?
વો આંખ કે બે નમ[2] હો, વો હો કૂર[3] તો બેહતર,
વો દિલ કે હય બે દર્દ, વો જલ જાય તો અચ્છા.

જિને ઇશ્ક પર સિર ના દિયા, જુગજુગ જિ યા તો કયા હુવા?
જિને પ્રેમ રસ ચાખા નહિ, અમૃત પિયા તો કયા હુવા?

ભારતના મિત્ર હોવાનો દાવો રાખનારાઓ! જ્યાંલગી તમારા નેત્રોની કીકીરૂપ અને કલેજાના ટુકડારૂપ નવયુવકોનો જ્ઞાનાગ્નિના કુંડમાં નરમેધ (મનુષ્ય-યજ્ઞ) થતો નહિ જુઓ, ત્યાંલગી તમારા દેશનો ભાર ઉતરવાનો નથી.

तं त्वा भग प्रविशानि स्वाहा। स मा भग प्रविश स्वाहा।
तस्मिन्सहस्रशाखे। निभगाऽहं त्वयि मृजे स्वाहा ॥

અર્થઃ–હે ૐ! મારો તારા સ્વરૂપમાં લય કરી દે–સ્વાહા. મારા અંતરમાં તું ઘર કરી લે–સ્વાહા. તારી માયામાં સહસ્રો શાખા છે; હું તારા સ્વરૂપમાં સ્નાન કરૂં છું–સ્વાહા.

१ વર વિનાની જાન. ૨ બે નમ=અશ્રુવિનાની. ૩ કૂર=આંધળી.

વેદાંતમાં એવી વાતને સ્થાનજ નથી કે જગત્ સારૂંજ થઇ રહે, હું સારીપેઠે તેનો ઉપભોગ કરતો જાઉં, અને જ્યારે કંઇ વિઘ્ન આવી પડે ત્યારે પ્રાર્થનાઓ કરીને ઈશ્વિર પાસે ઝાડુ કાઢવાનું કે દિવાનખાનું સજાવવાનું કામ કરાવી લઉં. વેદાંતનો ઈશ્વિર તો મહા વિશાળ મેધાવાળો ઈશ્વિર છે. તે દાસ કે ચાકરનું કામ કદાપિ નહિ કરવાનો, તમારી કામનાઓને પૂર્ણ કરવામાટે તે દલાલ નહિ બને. અહીં તો જ્યાંસુધી સઘળી કામનાઓ નષ્ટ ન થઈ જાય, ત્યાંસુધી મહારાજ દર્શનજ આપે તેમ નથી. અથવા એમ કહો કે ઈશ્વિરને ઓળખ્યો, એટલે કામનાઓ બામનાઓ સઘળી સફા થઈ જાય છે.

હરજા કે સુલ્તાં ખયમા ઝદ ગોગા નમાનદ આમરા.

જે સ્થળે સુલ્તાન ડેરા નાખે છે ત્યાંથી સામાન્ય મનુષ્યાદિની અવરજવર તથા ધાંધલ નષ્ટ થઇ જાય છે.

સત્ય સ્વરૂપ સૂર્યની આગળ જગત્ તો એક કણ પણ નથી બચી શકતું. વેદાંતનો વિસ્તાર કંઈ માત્ર આ જરાક જેટલી પૃથ્વી ઉપરજ નથી; અદ્વૈતની ચતુઃ-સીમા, શારીરિક કામનાઓ કરતાં અત્યંત વિશાળ છે.

હમ ખુદા ખાહી વ હમ દુનિયાએ દૂં,
ઈં ખ્યાલસ્તો, મહાલસ્તો, જુનું.

અર્થ:-શું તું પરમેશ્વર તેમજ આ નીચ દુનિયા બન્નેને મેળવવાની ઇચ્છા રાખે છે? તો તો એક ભ્રમ છે, અશકય છે. દિવાનાપણું છે.

पश्चात्मैवाऽधस्तादात्मोपरिष्टादात्मा पश्चादात्मा पुरस्तादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेदं सर्वमिति स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानंदः स स्वराड् भवति। ( છાંદો૦ ૭।૨૫ )

ભાવાર્થ:-નિઃસંદેહ આત્માજ નીચેછે અને આત્માજ ઉપર છે; આત્માજ પાછળ છે અને આત્માજ આગળ છે; આત્માજ દક્ષિણમાં છે અને આત્માજ ઉત્તરમાં છે; આત્માજ આ સર્વ કંઈ છે. જે આ પ્રમાણેજ જુએ છે, આજ પ્રમાણે વિચારે છે, આજ પ્રમાણે જાણે છે, તેને પ્રેમ છે તો આત્મા સાથે, તે રમે છે તો આત્મા સાથે, તે ભેટે છે તો આત્માને, તેના પ્રાણની વિશ્રાંતિ છે તો આત્મામાં. એજ તે જ્યોતિસ્વરૂપને પ્રાપ્ત કરે છે.

બૈઠત રામહિ, ઊઠત રામહિ, બોલત રામહિ, રામ રહ્યો હય,
ખાવત રામહિ, પીવત રામહિ, ધામહિ રામહિ, રામ ગહ્યો હય;
જાગત રામહિ, સોવત રામહિ, જોવત રામહિ, રામ લહ્યો હય,
દેતહુ રામહિ, લેતહુ રામહિ, સુંદર ગર્મહિ, રામ રહ્યો હય.
કરેં હમ કિસકી પૂજા ઔર લગાયેં કિસકો ચંદન હમ ?
સનમ હમ, દૈર હમ, બુતખાના હમ, બુત હમ, બરેહમન હમ.
ગેહ અઝ ઝુલ્ફત પરેશાનમ, ગેહ અઝ રૂયે તૂ હયરાનમ,
હમીં કુફ્રસ્તો ઇમાનમ, હમીં લયલો નહારે મન.
અર્થઃ-કોઈ વખત તારી (પરમાત્માની) કેશલટો (માયા) જોઇ વ્યાકુળ બની જાઉં છું, અને કદિ તારા મુખનું (સ્વરૂપનું) દર્શન કરી સ્તબ્ધ થઇ જાઉં છું. આજ મારી નાસ્તિકતા અને આસ્તિકતા છે, અને એજ મારાં રાત્રિ અને દિવસ છે.

તેરા જન રામ રસાયન માતા:
પ્રેમ રસાયન જાકો ઉપજ્યો, છોડ ન કિતકું જાતા,
ઊઠત હરહર, બૈઠત હરહર, હરહર ભોજન ખાતા;
અડસઠ તીરથ મજ્જન કીને, સાધુ ધૂરીં ન્હાતા,
સફલ જનમ હર જનકા ઉપજ્યો જિન કીનો સૌત બિધાતા.

તુરા ગોયમ, તુરા જોયમ, તુરા દાનમ, તુરા ખાનમ.
અર્થઃ-તને કહું ને તને શોધું, તને જાણું ને બોલાવું.
પુરસંદ દોસ્તાં કે કુજા મીરવી ? બુગો:
મુશ્તાકરા ચે પુરસી?-બરે યાર મીરવમ.
અર્થઃ-પૂછે જો દોસ્તો કે "ક્યાં જાય છે?" તો કહેઃ
પ્રેમીને શું પૂછો છો ? પ્રીતમને ત્યાંજ જાઉં છું.
યાર ગુફ્તા "કીસ્તી?"-ગુફ્તમ "સનાગોએ શુમા;"
"અઝમે કુજા દારી, બેગો ?"-ગુફ્તમ "સરેકૂયે શુમા."
અર્થઃ-મિત્રે પૂછ્યુ "તું કોણ છે ?"-કહ્યું મેં "પ્રશંસક તાહરો;"
"કહે, ક્યાં જવાનું ધાર્યું છે ?" "તારી ગલીના દ્વારપર."
સખાહે ઇદ કે મર્દુમ બ કારોબાર રવન્દ,
બલા કશાને મુહબ્બત બકૂયે યાર રવન્દ.

અર્થ:-ઇદની સવારમાં જ્યારે અન્ય મનુષ્યો પોતપોતાના કામધંધા તરફ જાય છે, ત્યારે પ્રેમની પીડા સહન કરનારાઓ પોતાના પ્રિયની ગલી ભણી જાય છે.

અપની તો સહર[1] હય ચેહી ઔર શામ ચેહી હય.

મહાદેવે વામદેવને કહ્યું છે કેઃ-

अंतर्योगं बहिर्योगं यो विजानाति तत्त्वतः ।
त्वया मयाप्यसौ वंद्यः शेषैर्वंद्यस्तु किं पुनः ॥

અર્થ:-જેણે અંદર અને બહાર એક આત્મદેવને જાણ્યો, તે તો મારે (શિવને) અને તારે (વામદેવને) પણ વંદન કરવા યોગ્ય છે; તો પછી બીજાઓને, માટે વંદનીય એમાં તો સંદેહજ કેવો ?

અવતારોવિષે પુરાણોમાં લખ્યું છે કે જેઓએ ભગવાન સાથે શત્રુતા જાહેરે કરી, અને તેમની સાથે યુદ્ધ અને સંગ્રામ કર્યાં, તેમનું બહુજ જલ્દી કલ્યાણ થઇ ગયું; કેમકે તેમને મહારાજે શીઘ્રજ મુક્તિ પ્રદાન કરી. હે પ્રિયે ! જે પુરુષ પોતાપ્રત્યે શત્રુતા રાખનારાઓનું પણ મનવાણીક્રિયાથી ભલું ઇચ્છે છે, જે તેમની સેવામાં પોતાની વહાલામાં વ્હાલી વસ્તુ હાજર કરવાને તત્પર રહે છે, જેના રોમેરોમમાંથી પ્રેમ ટપકે છે, જેની આંખોમાંથી આનંદ વરસે છે, જેના મસ્તિષ્કઉપર શાંતિરૂપી ચંદ્ર ચમકી રહ્યો છે, તેવો પુરુષ ભગવાનનોજ અવતાર છે. એવા મહાપુરુષની તરફથી વેદાંત પર્વત જેવડા ક્રોધને અને વંટોળીયા જેવડી શત્રુતાને યુદ્ધ કરવામાટે કહેણ મોકલે છે. તેનાં દર્શન થતાંજ ક્રોધનો પર્વત કે શોકના વંટોળીયાનું નામ સુદ્ધાં બાકી રહેવાનું નથી. તેમનો ક્યાંયે પત્તો મળે તો કહેજો.

આ શિકાને-આફતાબ અઝ દિલબરે મા ગાફિલંદ,
અય નસીહત ગો, ખુદારા રવ બબીનો, રવ બબીં.

અર્થાત્-સૂર્યના ઉપાસકો મમ પ્રિયથકી અજ્ઞાત છે; અરે શિક્ષક ! ઈશ ખાતર જઇને જો, તું જઇને જો.

બ્રહ્મવિદ્યા એ એક એવો જાદૂઇ મંત્ર છે કે જે કાળા રંગમાં અને ઠીંગણા અથવા નાના શરીરમાં તેમજ વાંકાં અંગોમાં પણ એવું આશ્ચર્યકારકરૂપ અને લાવણ્ય ભરી દે છે, કે આખા જગતનાં ઉંચા કદવાળાં અત્યંત સુંદર

[1] સહર=સવાર.

માનવો પણ હજારો વરસસુધી-વાંસળીથી સાપ ખેંચાઈ આવે તેમ-એક ગોવાળીયાની વાંસળીથી આકર્ષાઇને તેની ઉપર જાન કુરબાન કરવા તેના દેશમાં દોડતા આવે છે. અહો, ગોવાળ!

તા દીદા બ ખાબ દીદા રૂયત,
પયવસ્તા દર આરઝુયે ખાબ અસ્ત.

અર્થઃ-જ્યારથી આંખે તારૂં મુખ સ્વપ્નમાં જોયું છે ત્યારથી તેને સદૈવ તે સ્વપ્નનીજ ઝંખના રહી છે.

सुरतवर्धनं शोकनाशनं स्वरितवेणुना सुष्ठुचुंबितम्।
इतर रागविस्मारणं नृणां वितर वीरन तेऽधरामृतम्॥

અર્થઃ-આનંદ અને પ્રસન્નતામાં વૃદ્ધિ કરનાર, શોકને નષ્ટ કરનાર, ધીમા સ્વરવાળી બંસુરીવડે સારી રીતે ચુમેલ અને અન્ય સાંસારિક સુખોને ભૂલાવી દેનાર (વહાલા શ્રીકૃષ્ણ) નું જ્ઞાનોપદેશરૂપી અમૃત સત્યના જિજ્ઞાસુઓને મુક્તિરૂપી દાન દેવાની શક્તિ ધરાવે છે.

હાય ગોલ ચંદ્રસમાન! હે મારા લાલ! તું છાણ અને માટી (વિષયે ચ્છાઓ) વડે હાથ કેમ ખરડે છે? આ લીલા સારી નથી. માખણ જેવું શરીર તે કેમ મેલું કરી નાખ્યું? છાણ અને માટીમા તો વીંછી (દુઃખ) હોય છે, જો કરડશે તો મો પસારી રડવું શરૂ કરશો. તમારૂં રુદન તમારો "રામ" નથી ખમી શકતો. મારા નાનેગ! આવ, તને નવડાવું, ધોવડાવું, દૂધ પાઉં, તું ગોવાળીયો નથી. તું તો દ્વારકાધીશ (જલથલનો સ્વામી) છે. છત્ર-સિંહાસનનો અધિકારી છે. આ ગાંડપણને છોડી દે.



# उन्नतिनो मार्ग

( ૨૪ સપ્ટેમ્બર ૧૯૦૫ના દિવસે આપેલું વ્યાખ્યાન. )



વ્યાખ્યાનનો આરંભ કરવા પહેલાં રામ તમને એમ કહેવા ઇચ્છે છે કે આત્મ-પૂજા અને આત્મ-સમ્માન એ શબ્દોના શા અર્થ થાય છે. લોકો તેમના ખોટા અર્થ કરે છે. જો તમે આત્માને પરિમિત માનતા હો અને સ્વ એટલે કેવળ પોતાનું શરીર એમજ માનતા હો, તો સ્વમાનનો અર્થ અહંકાર અથવા અહંમન્યતા થશે; અને એમ માનવું તે તો પાપજ છે. પણ જો સ્વનું તાત્પર્ય ઈશ્વરનું સ્વરૂપ માનીએ તો તો સ્વ-માન કરતાં ચઢિયાતું બીજું કોઇ પુણ્ય નથી. રામ આપને વિનતિ કરે છે કે વ્યાખ્યાન એકાગ્રતાપૂર્વક સાંભળો. તમો ભગવત્‌સ્વરૂપ છો. તમો અનંત-સ્વરૂપ હોવાથી તમારી અંદર પરિચ્છિન્ન સાંસારિક વિચારો નજ રહેવા જોઇએ.

કોઇ એક રાજાનો પુત્ર પોતાના નોકરો વચ્ચે જઈ બેસતો હોય, અથવા કોઈને બીભત્સ શબ્દો સંભળાવતો હોય, તે વખતે જો તેને એમ કહેવામાં આવે કે " તમે આ શું કરી રહ્યા છો ? એ તમોને ન શોભે. તમો રાજાના પુત્ર થઇ આવા નીચ લોકોમાં બેસો છો અને તમો જીહ્વાને આવા બીભત્સ શબ્દો બોલી અપવિત્ર બનાવો છો ! "તો તત્કાળ તેને પોતાની અસલ સ્થિતિનું ભાન થઇ આવે છે અને તે લજ્જિત બની જાય છે. તેજ પ્રમાણે તમો પણ તમારા સ્વરૂપનું ધ્યાન ધરો. તમારૂં સ્વરૂપ તો પરમેશ્વર છે. તે સ્વરૂપ તો ત્રિલોકને આનંદ આપનારૂં છે, સૂર્યને પ્રકાશ અને ચંદ્રને શીતળતા આપનારૂં છે. માટે તે રાજપુત્રની પેઠે તમે પણ તમારા

વિચાર અને કાર્યોથી લજ્જિત થઇ પોતાની જાતને સાંસારિક વસ્તુઓમાં એટલી બધી આસક્ત ન થવા દો. તમારા સ્વરૂપને ઓળખો, તેને બરાબર પિછાનો. જુઓ તમારો ગાયત્રી મંત્ર શું શીખવે છે ? રામ તમને એ મંત્ર નહિ વાંચી સંભળાવે, પણ ફક્ત તેનો આશયજ જણાવશે. એ મંત્રનો આશય એવો છે કે મારી બુદ્ધિ પ્રકાશિત થાઓ; કેમકે, સૂર્ય, ચંદ્ર અને તારાઓને જે પ્રકાશ આપે છે તે મારો આત્માજ છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી રામ કહે છે કે જે લોકો અભેદવાદી હોય તેઓ પોતાની અભેદદૃષ્ટિને સન્મુખ લાવીને, તથા જેઓ ભેદવાદી હોય તેઓ ભેદદૃષ્ટિ ધારણ કરીને તે જ્યોતિ-સ્વરૂપનું ધ્યાન ધરે. એ ધ્યાન એજ છે કે બહારના તમામ પ્રકાશોનું તેમજ આંતરિક જ્ઞાનજ્યોતિનું બન્નેનું મૂળ મારા હૃદયમાંજ છે. મારા હૃદયમાં તેજ દીપક બળે છે, અને તેજ જ્યોતિ પ્રકાશમાન છે. હવે રામ આજના વિષય ઉપર આવે છે.

વિષય અત્યંત વિશાળ છે. તેથી તેના એકાદ ભાગ ઉપરજ રામ વિવેચન કરશે. સાધારણરીતે લોકો એવો પ્રશ્ન પૂછે છે કે આ "ઉન્નતિ, ઉન્નતિ"ની બૂમો મારનાર ક્યાંથી નીકળ્યા છે? અરે ભાઇઓ! પોતાને ઘેર બેસી અમન-ચેનમાં જીવન વ્યતીત કરવામાં સુખ છે, કે ઉન્નતિ ઉન્નતિની પીડા માથે વહોરી લેવામાં ? લોકોની જીહ્વા ઉપર તો આજ શબ્દો છે કે "અમોને અહીંજ રહેવા દો, અમો આગળ વધવા નથી માગતા" અને પોતાનું વર્તન પણ તેઓ એજ પ્રમાણે રાખે છે. તેઓ કહે છે કેઃ—

બ કદરે હર સકું રાહત બુવદ બિનગર તફાવતરા,
દવીદન, રફ્તન, ઇસ્તાદન, નિશસ્તન ખુફ્તનો મુર્દન.

અર્થાત્ઃ—ગતિનો અભાવ જેટલો વધારે તેટલોજ આરામ પણ વધારે; દોડવા, ચાલવા, ઉભા રહેવા, બેસવા, સૂવા અને મૃતસ્થિતિ વચ્ચેના તફાવત ઉપરથી જોઈ લ્યો.

પરંતુ આ આરામ શું છે ? એ તો ક્ષણભંગુર છે. એ અવસ્થા કંઇ સ્થિર રહી શકતી નથી. કોઇને કોઈ દિવસ એ આરામનો પણ અંત આવશેજ. સૌથી વધારે આનંદ તો ત્યારે હોઈ શકે કે જ્યારે એવું મૃત્યુ આવે કે તેના પછી ફરી મરવાનો વખતજ ન આવે. આવા આલસ્યના ઉપાસક મહાશયોને રામ પ્રકૃતિનો એક નિયમ દેખાડવા ઇચ્છે છે. વિકાસ-

વાદનો ઇતિહાસ આપણને એજ ઉપદેશ આપે છે કે " **આગળ વધો, નહિ તો મરો.** " જે કોઈ આગળ વધવાની ના પાડશે તે ચગદાઈ જશે. તે સિવાય અન્ય કોઈ ઉપાય કે આરો નથી. જગતમાં જેટલાં પ્રાણીઓ છે તે બધાંની સ્થિતિઉપર વિચાર કરવાથી એજ નિયમ જણાઇ આવે છે કે " આગળ વધો. " જડ, ચેતન, વનસ્પતિ, દરેક ઠેકાણે એજ નિયમ સામ્રાજ્ય ભોગવી રહ્યો છે. જંગલી જાતિઓ અને પશુઓની સ્થિતિનાં વર્ણન વાંચવાથી પણ એજ જણાઈ.આવે છે, કે તેમના રક્તના એક એક ટીપાઉપર એમ લખાયલું છે કે " આગળ વધો. " અને એ તદ્દન સાચું કહ્યું છે, કે ઉન્નતિ **પ્રયાસથી, પુરુષાર્થથી, પરિશ્રમથી અને કષ્ટ વેઠવાથી થાય છે.** જે વ્યક્તિ પરિશ્રમ અને પ્રયત્ન નહિ કરે તે નષ્ટ થશે અને ચગદાઇ જશે. ગાડીમાં જોડેલા ઘોડાનું કામ ગાડીને ખેંચી આગળ લઇ જવાનું છે. તેથી જ્યારે તે નથી ચાલતો અને અટકી પડે છે ત્યારે કોચમેન તેને ચાબુક ઉપર ચાબુક ફટકારે છે. વ્યક્તિઓ અને જાતિઓની પણ તેવીજ દશા છે.

**જે વ્યક્તિ અથવા જાતિ આગળ વધવાની ના પાડે છે તેને દૈવ અથવા પ્રકૃતિનો નિયમ ફટકા મારે છે.** આ નિયમ અટલ છે. તેમાં કોઇને પણ છૂટછાટ નથી મળી શકતી. પરમેશ્વર કોઈ પણ જાતિ અથવા સંપ્રદાયનો પક્ષકાર નથી. જે કોઈ તેના નિયમાનુસાર વર્તે છે તેને તે ચાહે છે અને તેજ બચી જાય છે, પરંતુ જે તેના નિયમનો ભંગ કરે છે તે તેનો શત્રુ હોઇ તે નાશ પામે છે. જરા જુઓ કે તમો સાંસારિક રાજ્યના નિયમવિરુદ્ધ વર્તો તોપણ તરત શિક્ષા પામો છો, તો પછી ઈશ્વરીનિયમનું ઉલ્લંઘન કરીને બચી જવાની આશા રાખવી એ તો મૂર્ખતાજ કહેવાયને ! ધર્મ-શાસ્ત્રાનુસાર પણ આગળ વધવાની ના પાડવી એનુંજ નામ પાપ. એને તમોગુણ કહે છે. પદાર્થશાસ્ત્રમાં દર્શાવેલા ગતિના નિયમો પૈકીના એક નિયમનું નામ " જડતાનો નિયમ " છે. પોતાની સ્થિતિ બદલવાની ના પાડવી તેનું નામ જડતા. પોતાની સ્થિતિ બદલવા ન ઇચ્છવું એનુંજ નામ સુસ્તી, શિથિલતા અથવા જડતા. આપણા શાસ્ત્રોમાં શ્રમ અથવા શક્તિશૂન્યદશાને તમોગુણ કહે છે. આ નિયમને વિસ્તારથી વર્ણવતાં એમ કહી શકાય કે જો એક વસ્તુને સ્થિર

અવસ્થામાં રાખીએ તો તે તેજ સ્થિતિમાં સદૈવ રહેશે; અને જ્યાંસુધી કોઇ ચેતન વસ્તુ તેની ઉપર કાર્ય ન કરે ત્યાંસુધી તે પોતાની સ્થિતિ બદલશે નહિ. એજ પ્રમાણે જો એક વસ્તુને ગતિમાં મૂકવામાં આવે તો તે હમેશાં ગતિમાંજ રહેશે, અને જ્યાંસુધી કોઇ ચેતનવસ્તુ તેની ઉપર કાર્ય ન કરે ત્યાંસુધી તે પોતાની ગતિમાન સ્થિતિને છોડશે નહિ. આ નિયમને સ્થિરતાનો નિયમ પણ કહે છે. તેથી આગળ ન વધવું, અથવા એમ કહો કે પોતાની સ્થિતિને પરિવર્તિત ન કરવી એનુંજ નામ જડતા-તમોગુણ-અને પાપ છે. એક બીજો નિયમ વૃદ્ધિ અથવા ફેરફારીનો છે. તેનાથી રજોગુણ પ્રકટ થાય છે. અર્થાત્ આ દશામાં જડતા ઉપર પોતાનો સંયમ અથવા કાબુ જામી જાય છે, અને આગળ વધવાની તથા સ્થિતિમાં પરિવર્તન કરવાની ઇચ્છા તેમજ શક્તિ પ્રાપ્ત થાય છે.

હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે મનુષ્ય તો અનન્તસ્વરૂપ છે, તેમાં આ પાપ ક્યાંથી આવ્યું? એનો જવાબ કેટલાક લોકો આ પ્રમાણે આપે છે કે પહેલ વહેલાં હજરત આદમે પાપ કર્યું, અને તે આપણને વારસામાં મળ્યું. રામ આ પ્રશ્નને એ રીતિએ નહિ ચર્ચે. રામ તમોને બતાવશે કે જરા હિંદુશાસ્ત્ર તરફ પણ દૃષ્ટિ નાખો અને જુઓ કે તે શું શીખવે છે? અહીં પુનર્જન્મનો પ્રશ્ન આવે છે. પુનર્જન્મ સાચો છે. તેને એક સ્વતંત્ર વ્યાખ્યાનમાં ચર્ચવામાં આવશે. રામ આ સમયે તે પ્રશ્ન ઉપર કશું નહિ બોલે. આપણને હિંદુ-શાસ્ત્ર એમ શીખવે છે કે મનુષ્ય ચોરાશી લક્ષ યોનિઓમા ફરીને ઉત્પન્ન થયો છે. વિજ્ઞાનનો પણ આ એક નિશ્ચિત સિદ્ધાંત છે કે મનુષ્ય અન્ય સર્વ પદાર્થોની છેવટે ઉત્પન્ન થયો છે. ઇતિહાસચિન્હવિદ્યા અને ભૂગર્ભ-વિદ્યા ઇત્યાદિમાંથી એ બાબતનાં સચોટ પ્રમાણ મળી આવે છે. ગર્ભશાસ્ત્ર પણ એ વાતને સિદ્ધ કરે છે. આ નવીન વિદ્યા 'હેકલે' પ્રચલિત કરી છે. આ વિદ્યાના પ્રત્યક્ષ અનુભવોથી સારી પેઠે સિદ્ધ થાય છે કે મનુષ્ય સૌના પછીજ ઉત્પન્ન થયો છે.

રામ એકવાર એક સંગ્રહસ્થાનમાં ગયો હતો. ત્યાં તેણે જોયુ કે ગર્ભની અંદરનાં એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, પાંચ દિવસ અને એજ પ્રમાણે મહીના બે મહીના સુધીના ભ્રૂણ (બાળક) શીશીયોની અંદર સ્પિરિટમાં રાખેલાં હતાં. તે ઉપરથી માતાના પેટમાં ચેતનની શી અવસ્થા થાય છે તે જણાતી

હતી. તે ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરે છે; અર્થાત્ માછલી, દેડકું, કૂતરો, વાનર વગેરે દશાઓમાં થઈ સૌની પછી મનુષ્યની અવસ્થા ધારણ કરે છે. તેથી સ્પષ્ટરીતે સિદ્ધ થાય છે કે સંસારમાં મનુષ્ય સૌથી છેલ્લો ઉત્પન્ન થયો છે, અને તે પાશવિક અવસ્થાઓ ભોગવીને તે પછીજ મનુષ્ય બનેલો હોવાથી હજુસુધી તેનામાં તમોગુણનો ભાગ રહી ગયેલો છે, અને તેજ કારણસર તેનામાં પાપ જોવામાં આવે છે. પાપ અથવા પુણ્ય એ સાપેક્ષ શબ્દો છે. જે વસ્તુ એક સ્થિતિમાં પાપરૂપ હોય તેજ વસ્તુ બીજી સ્થિતિમાં પુણ્યરૂપ થઈ શકે છે. બાળકને માટે જે પાપ નથી તે વૃદ્ધને માટે પાપ છે. ચોથા વર્ગનો વિદ્યાર્થી જો પોતાના વર્ગમાં ચાલતાં પુસ્તકોનું અધ્યયન કરે તો તે તેના માટે પુણ્ય છે. પણ જો એમ. એ. વર્ગનો કોઈ વિદ્યાર્થી પોતાનાં પુસ્તકો છોડી ચોથા વર્ગનાં પુસ્તકો વાંચવામાં વખત ગાળે તો તે તેના માટે પાપ છે. એફ૦એ૦ના ક્લાસમાંથી ઉન્નતિ કરી બી૦એ૦ના વર્ગમાં અભ્યાસ કરવો તે પુણ્ય છે. પરંતુ બી૦એ૦માં નપાસ થઈ ફરી ફરી બી૦ એ૦ નોજ અભ્યાસ કરવો એ પાપ છે. એ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે એક અવસ્થામાંથી આગળ ન વધવું એજ પાપનું મૂળ છે. તેવીજ રીતે જે વસ્તુઓ પશુઓમાં પાપરૂપ નથી ગણાતી તે વસ્તુઓ મનુષ્યાવસ્થા પ્રાપ્ત થતાં પાપરૂપ બની રહી છે. પશુઓની દશા છોડયા પછી જીવાત્મા મનુષ્યદશામાં આવે છે, પરંતુ તેનામાં તમોગુણ બાકીરહી જાય છે. તેથી જો એ સમયે તે પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરે કે જે બુદ્ધિ તેને પશુઓથી જૂદો પાડે છે, અને પોતાને માટે શું પુણ્ય છે અને શું પાપ છે તે ઉપર વિચાર ન કરે તો તે જડતાના નિયમ અનુસાર જડ છે; કેમકે તે પોતાની અવસ્થા બદલવા નથી ઇચ્છતો. પશુતાના જે અંશો તેનામાં બાકી રહેલા છે તેને તે જેમના તેમ ચાલુ રાખવા ઇચ્છે છે; અને પોતાના મળેલો બુદ્ધિના પ્રકાશનો લાભ ઉઠાવી આગળ વધવા નથી ઈચ્છતો.

સારાંશ કે જે વ્યક્તિ આગળ વધવાને તૈયાર નથી તે પાપજ કરે છે. પાપનું તત્ત્વ આજ છે, અને પાપ મનુષ્યમાં કેમ આવે છે તેનો સંબંધ પણ આવોજ છે.

તમારી બાઈસિકલનું પૈડું ફરી રહ્યું છે અને તમારો કૂતરો તેની આગળ આગળ દોડતો ચાલ્યો જાય છે. જો તે બરાબર દોડયો જશે તો તમારી

બાઈસિકલના પૈડાની ઠેસ તેને નહિ વાગે અને તેને કંઇ દુઃખ નહિ થાય. પણ જો તે અટકી પડે, અથવા તમારી બાઈસિકલ કરતાં પોતાની ગતિ મંદ બનાવી દે તો તે જરૂર પૈડાની નીચે આવી જશે. હા, તેને બચાવવાનો એક ઉપાય એ છે કે તમો પોતે તમારી બાઇસિકલને રોકી લ્યો. તેવીજ રીતે કાળચક્ર ચક્કર લગાવ્યે જાય છે. જો તેની સાથે સાથે દોડશો તો તો ક્ષેમકુશળ છે, નહિ તો તેની નીચે દબાઈ મરવુંજ પડશે; કેમકે પરમેશ્વર પોતાના પૈડાને રોકવાનો નથી. તેના નિયમ અટલ છે. તે સદા પ્રચલિત છે. એમાં કોઇને માટે પક્ષપાત નથી.

માટે ઉન્નતિ કરો, નહિતર ચગદાઇ મરશો, પીસાઇ જશો, નષ્ટ થઇ જશો. જે જાતિયો આગળ નથી વધતી, તે સદૈવ પાછળજ પગલાં ભરે છે અને જે માર્ગપ્રવર્તન પાપ ગણે છે તે જાતિઓનો નાશજ થાય છે. રામ આ શબ્દોની વ્યાખ્યા નહિ કરી બતાવે. તેના અર્થ તો તમો સ્વતઃ સમજી ગયા હશો. આ ઉપરથી એજ સારાંશ નીકળે છે કે ઉન્નતિ એટલે પ્રયત્ન અને પુરુષાર્થ.

ઉન્નતિ એટલે પ્રયત્ન એ ખરૂં; પરંતુ પ્રશ્ન એ ઉઠે છે કે પ્રયત્નથી શું થઇ શકે એમ છે ? પ્રત્યેક વસ્તુ પ્રારબ્ધને અધીન છે, એટલે કે ભાગ્ય ઉપર અવલંબી રહેલી છે. આ વિષય એવો છે કે તે ઉપર એક સ્વતંત્ર વ્યાખ્યાન આપવું જોઇએ. પરંતુ તેનો સંક્ષેપતઃ ઉત્તર આ પ્રમાણે છેઃ–

જે લોકો એમ કહે છે કે પ્રત્યેક કાર્ય ભાગ્યથીજ થાય છે, તેઓ પણ સાચા છે, પણ તેઓ એ સિદ્ધાંતનો ઉપયોગ કરવામાં ભૂલ કરે છે. ઉદાહરણ તરીકે જેવી ઋતુ હોયછે તેવીજ માણસોની રીતભાત પણ બની જાય છે. શિયાળાની મોસમમાં તમે ઉનનાં વસ્ત્રો પહેરશો, ઘરમાં રહેશો, આગ સળગાવશો વગેરે વગેરે કરશો; અને ગરમીની ઋતુમાં મેદાનમાં રહેશો, પાતળાં વસ્ત્રો પહેરશો. ઠંડુ પાણી પીશો વગેરે વગેરે.

હવે એમાં ઋતુનું બદલાવું તે દૈવ–ઇચ્છા અથવા ભાગ્ય કે પ્રારબ્ધ છે, અર્થાત્ તે એક નિયત વસ્તુ છે. અને આ પ્રારબ્ધ આખા દેશ ઉપર પ્રભુત્વ ભોગવે છે; પરંતુ ઋતુઅનુસાર વસ્ત્ર પહેરવાં અને બીજાં આચરણ બનાવવાં તે તો આપણાજ પુરુષાર્થપર આધાર રાખે છે. બદલાયલી ઋતુ એમાં કંઇજ કરી શકતી નથી. ચોર ચોરી કરે છે, વિદ્યાર્થી અભ્યાસ

કરે છે, ન્યાયાધીશ ઝઘડા પતાવે છે. આ સઘળા લોકો પોતપોતાનાં કાર્યો સૂર્યની સહાયતાથી કરે છે; કેમકે તેઓમાં કામ કરવાની શક્તિ અન્ન ખાવાથી આવે છે; અને તે અન્ન સૂર્યના પ્રકાશ અને શકિતને ખાઈનેજ પેદા થાય છે. આ હકીકત જોતાં સૂર્યના પ્રકાશજ આ જગતનાં સર્વ પ્રાણીઓમાં આવીને કાર્ય કરે છે. દીપકના પ્રકાશમાં જે જ્યોતિ છે તે પણ તેણે સૂર્ય પાસેથીજ મેળવી છે. તેથી સ્પષ્ટ થાય છે કે વસ્તુતઃ ઉપર જણાવેલા સર્વ લોકોનાં કાર્યોને કરવાવાળો સૂર્યજ છે; પરંતુ સૂર્ય ઉપર કેમ કોઈ પણ ચોરીનું આળ નથી ચઢાવતું? તેને કેમ અપરાધી ઠરાવવામાં નથી આવતો ? કારણ એજ કે સૂર્ય તો એમાં માત્ર પ્રકાશ અને શકિત આપનાર પદાર્થ છે. તેણે તો વકીલ, વાદી અને ન્યાયાધીશ દરેકને જેવી શકિત આપેલી છે તેવીજ ચોરને પણ આપી છે. ધારો કે એક માણુસને બીજાનો ધક્કો વાગવાથી તે પડી ગયો. એમાં એના પડવાનું કારણ વસ્તુતઃ ગુરુત્વાકર્ષણનો નિયમ છે, પરંતુ પડનારો માણુસ એ નિયમની સાથે નહિ લડે. તે તો ધક્કો મારનારનેજ પકડશે. આ પ્રમાણે પ્રત્યેક મનુષ્યમાં કેટલાક ભાગ અસ્થિર છે. અને કેટલાક ભાગ સ્થિર હોય છે. સ્થિર ભાગ તે પ્રારબ્ધ અને અસ્થિર ભાગ તે પુરુષાર્થ. હવે જોવાનું એ છે કે આ બન્નેમાં કંઇ સંબંધ છે કે તેઓ એક બીજા સાથેના સંબધથી રહિત અને નિષ્પ્રયોજન છે. રામ આ વાત તમોને વ્યાવહારિક દૃષ્ટિથી સમજાવે છે. તેમનામાં એક વિશેષ સબંધ છે. **તમારું પ્રારબ્ધ તમેજ બનાવ્યું છે.** જો પુરુષાર્થ કંઇ વસ્તુજ ન હોય તો ધાર્મિક પુસ્તકોમા વિધિ અને નિષેધ કેમ શીખવાડ્યા છે? કહ્યું છે કેઃ—

દર્મિયાને કેસરે દરિયા તખ્તા બંદમ ·કરદઈ,
બાજ મી ગોઇ કે દામન તર મકુન હુશિયાર બાશ.

અર્થાત્ નદીના ઉંડાણમાં મને ખીલા સાથે બાંધી લીધો છે, અને વળી કહે છે કે ખબરદાર, પાલવ ન ભીંજાય !

મુસલમાન, હિંદુ અથવા ખ્રિસ્તી કોઈ પણ ધર્મનાં પુસ્તકો જોવાથી સ્પષ્ટ વિદિત થાય છે કે તેમણે તમારી અંદર પુરુષાર્થનો અવકાશ જેયો છે.

હવે ગમ બન્ને વચ્ચેનો સંબંધ બતાવે છે. રેલગાડી પાટાને છોડી આમ તેમ નથી જઇ શકતી. પાટા તેનું ભાગ્ય છે, પરંતુ ચાલવામાં તે સ્વતંત્ર

છે, અને તે તેનો પુરુષાર્થ છે. પણ રેલગાડી ચાલુ થઈ તે પહેલાં પાટા પણ રેલવાળાઓના અધિકારમાં હતા. તેજ પ્રમાણે એક જણ કોઇ એવા ગરીબના ઘરમાં જન્મે છે કે જ્યાં તેનાં માતા પિતાને ખાવા સુદ્ધાં મળતું નથી. એક બીજો માણસ કોઈ અમીરને ત્યાં અવતરે છે, અને ત્રીજો કોઇ ગાંડા કે મૂર્ખને ત્યાં જન્મે છે. આનું કારણ રેલના પાટાની પેઠે તેમનું પ્રારબ્ધજ છે; પરંતુ એ પણ ધ્યાનમાં રહેવું જોઇએ કે આ ભાગ્યના પાટા તેમનાજ આગલા પુરુષાર્થ અનુસાર બનાવવામાં આવે છે. જુઓ, કરોળિયો પોતાના મોંમાંથી તાર કાઢે છે, અને તેને એકથી બીજી જગ્યાસુધી બંને છેડેથી બાંધીને પૂલ જેવું બનાવી દે છે. હવે તે એજ તાર ઉપર ચાલે છે પણ પોતે બનાવેલા એ રસ્તા સિવાય બીજી કોઇ બાજુએ તે જવા ધારે તો નથી જઈ શકતો. જો બીજી બાજુ તેણે જવુંજ હોય તો ફરીથી પોતાના મોઢામાંથી બીજો તાર કાઢીને બીજો માર્ગ બનાવી લેવાને તે મુખ્તીઆર છે. એમ કરવાથી પછી તે બીજી બાજુ પણ જઈ શકશે. તાર નીકળ્યો તે પહેલાં તાર કાઢવાનું કાર્ય એ તેનો પુરુષાર્થ હતો, પણ નીકળ્યા પછી તે તેનું પ્રારબ્ધ બની ગયું. હવે તેને તેનીજ ઉપર ચાલ્યા વગર છૂટકો નથી.

તમે જાણો છો કે તાર કાઢવા પહેલાં તેને અધિકાર હતો કે તેની મરજીમાં આવે તે તરફ લઇ જાય. અર્થાત્ પોતાના પ્રારબ્ધને બનાવવાનું પોતાનાજ અધિકારમાં હતું. પણ એક વખત પ્રારબ્ધ બંધાઇ ચૂકયું એટલે પછી તેને બદલવું હોય તો પાછી એજ યુકિત કરવી પડશે કે જે પહેલાં કરી હતી. રેશમના કીડાની સ્થિતિ ઉપરથી પણ એજ સિદ્ધ થાય છે.

એક બીજો દાખલો લ્યો. ધારો કે એક મનુષ્ય દસ્તાવેજ લખવા ઇચ્છે છે, અર્થાત્ કંઇ પુરુષાર્થ કરવા માગે છે. હવે આ પુરુષાર્થ કરતી વખતે તે કરવું કે ન કરવું તે તેના અધિકારની વાત છે. અર્થાત્ દસ્તાવેજ લખે કે ન લખે તથા દસ્તાવેજમાં ઈચ્છા અનુસાર શરતો લખવાનો તેને અધિકાર છે. પણ જો એક વખત લખાઇ રહ્યું એટલે પછી તે તેની સાથે બંધાઈ ચૂકયો. એ તેનું પ્રારબ્ધ બની ગયું. હવે એ શરતો પ્રમાણે ચાલવા સિવાય બીજો ઉપાય નથી. જેમકે

યારે મન—ખુદ કર્દા રા ઇલાજે નીસ્ત, કર્દની ખીશ, આમદની પીશ.

અર્થાત્ મારા વહાલા! હાથે કરેલ કાર્યનો કંઇ ઉપાય નથી. જે કરશો તેજ આગળ આવશે.

હંય ખતે તકદીરસે ચેહ ખતે-પેશાનિયાં,
પેશ આતી હુંય વોહીજો કે હુંય પેશ આનિયાં.

અર્થાત્: કપાળ ઉપર પડેલી આ કરચલીઓ પ્રારબ્ધેજ લખેલી લીટીઓ છે. જે આગળ આવવાનું છે તેજ માથા ઉપર આવી પડે છે.

યોગવાસિષ્ઠમાં લખ્યું છે કે પુરુષાર્થથીજ સર્વ કાર્યોની સિદ્ધિ થાય છે. સઘળા બુદ્ધિમાન્ પુરુષોનાં કામ પુરુષાર્થથીજ થાય છે. પ્રારબ્ધ શબ્દ તો ફક્ત એવા લોકોને આશ્વાસન આપવા ઘડી કાઢવામાં આવ્યો હતો કે જેઓ કોમલ ચિત્તના હોવા છતાં તેમની ઉપર કંઇ વિપત્તિ આવી પડેલી હોય, ત્યારે તેઓ હાયવોય કરી મૂકે નહિ, નહિ તો હમેશાં જીવનનાં સઘળાં કાર્યો પુરુષાર્થથીજ થાય છે. મનુષ્ય ભોજન જમે છે તે પણ પુરુષાર્થથી, પાણી પીએ છે તે પણ પુરુષાર્થથી, નોકરી પણ પુરુષાર્થથીજ કરે છે, અને કોઇ સાર્વજનિક કાર્ય કરે છે તો તે પણ પુરુષાર્થથીજ.

આટલી પ્રસ્તાવના કર્યા પછી રામ હવે આવશ્યક ઉન્નતિને સફળતાથી પ્રાપ્ત કરવાના ઉપાય જણાવશે. સર્વ કાર્યોમાં સફળતા મેળવવા માટે આ વાતો ધ્યાનમાં રાખવી જોઇએ.

(૧) સાંસારિક કામધંધામાટે સૌથી આવશ્યક વસ્તુ પ્રકાશ છે. ગમે તેટલું સ્વચ્છ અને સફાઇદાર ઘર હોય, તોપણ જો તેમાં અંધારૂં હશે તો તેમાં દાખલ થનાર કાતો ખુરશી સાથે અથડાશે અથવા ભીંતમાં તેનું માથું ભટકાશે, અથવા ફાનસને ઠોકર વાગી તેના ચૂરેચૂરા થઇ જશે.

અર્થાત્ ડગલે અને પગલે દુઃખને દુઃખજ સામે આવશે વળી ખુલ્લી જમીનમાં પણ પ્રકાશ વગર કોઇ પણ વસ્તુ ઉગી શકતી નથી. એક છોડવાને અંધારામાં વાવો, અને બીજાને અજવાળામાં વાવો. પછી બન્નેને એક સરખું પાણી પાઓ. પરિણામ એજ આવશે કે અંધારામાં વાવેલો છોડ સૂકાઇ જશે અને અજવાળામાં વાવેલો છોડ ખીલતો તથા વધતો જશે. એ રીતે જ્યારે પ્રકાશવગર વૃક્ષ પણ ઉન્નતિ કરી શકતું નથી, ત્યારે મનુષ્ય તો કેમજ કરી શકે? હવે ઉન્નતિના કાર્યમાં મનુષ્યને કયા પ્રકાશનું પ્રયોજન છે? તે ધ્યાન કે જેનો ઉલ્લેખ શમે ભાષણના

આરંભમાં કર્યો હતો; તેજ પ્રકાશોનો પણ પ્રકાશ જ્યોતિસ્વરૂપ આત્મદેવ; તેને ન ભૂલવો એનુંજ નામ પ્રકાશ છે. આ સાંભળી કદાચ તમે કહેશો કે સંસારમાં જે હજારો નાસ્તિક લોક હોય છે, તેમણે શું કંઇજ ઉન્નતિ નથી કરી ? રામ ઉત્તર આપે છે કે આ સુપ્રસિદ્ધ નાસ્તિક લોકો જેમને તમો નાસ્તિક કહો છો અને જેઓ મોટાં મોટાં કાર્યો કરી ગયા છે, જેવા કે હર્બર્ટ સ્પેન્સર, સ્પાઇનોઝા, તથા હકસલે; ધારો કે તેઓ નાસ્તિક હતા; પરંતુ તેમની ઉન્નતિનું પણ ખરેખરૂં કારણ તો તેમની ઇશ્વરાભિમુખતા અને તેમની ઇશ્વરોપાસનાજ છે. તે લોકોનાં જીવનચરિત્રોનું અધ્યયન કરવાથી જણાશે કે આ લોકો આપણે માનીએ છીએ તેવા ઇશ્વરને માનતા નહોતા, તોપણ તેઓ ઇશ્વરના ભાવને પોતાની નસેનસમાં રાખતા હતા. ધારો કે એક રાજાને ત્યાં બે નોકર છે. તેમાંથી એક તો રાજાની સારી પેઠે ખુશામત કરે છે, પણ કામ કંઇજ કરતો નથી. બીજો રાજાની ખુશામત કરવાની જરાએ દરકાર કરતો નથી, પણ પોતાનું ધાર્મિક કર્તવ્ય–પોતાને સોંપેલું કાર્ય—અત્યંત સુંદરરીતે બજાવે છે. હવે સવાલ એ છે કે રાજા કોની ઉપર પ્રસન્ન થશે ? તમો સારી પેઠે જાણો છો કે રાજા કામ કરનારા ઉપરજ પ્રસન્ન થશે. કામજ વહાલું લાગે છે, ચામ નહિ. ઉપર્યુક્ત નાસ્તિકોની પણ આવીજ દશા છે. તેમણે માળા નથી જપી, પરંતુ તેમણે પોતાના આચરણવડે ઇશ્વરની ઉપાસના કરી છે. તેમનું પ્રત્યેક કાર્ય પ્રભુની માળાનો એક એક મણકો હતો, અને તેમનું જીવન પોતેજ માળારૂપ હતું. રામ તમને એમ નથી કહેતો કે તમે નાસ્તિક બની જાઓ. તમે ઉપાસના પણ કરો અને કામ પણ કરો; પરંતુ નાસ્તિકોની પેઠે દરેક જણ કામ નથી કરી શકતો. માત્ર કોરે કોરા જ્ઞાનયોગવડે માણસ ઉન્નતિ નથી કરી શકતો. તેને પગથીયાની–આધારની–આવશ્યકતા પણ છે. કેવળ સગુણ ઇશ્વરને માનવાનું કારણ પણ એ આવશ્યકતાજ છે. જે લોકોને આ આધાર વગર નથી ચાલતું, તેમણે દરરોજ પોતાનું આધ્યાત્મિક ભોજન જમવું જોઇએ. તેમાંથી તેમને ઘણી સહાયતા મળશે. તે આધ્યાત્મિક ભોજન શું છે ? ધ્યાન, ભજન અને ઉપાસના. ક્રૉમવેલ અને મહારાજા રણજીતસિંહ ઇત્યાદિ વિષે લખ્યું છે કે જ્યારે તેઓ કોઇ શુદ્ધ આરંભતા ત્યારે પોતાનાં તન, મન અને ધનને પરમાત્માને

અર્પણ કરી પ્રાર્થનાની સાથે કામની શરૂઆત કરતા અને સફળ થતા એવાજ લોકોને માટે કહેવામાં આવ્યું છે કે:-

દૌલત' ગુલામે મન શુદો ઈકબાલ ચાકરમ.

અર્થ:-સંપત્તિ મારી દાસ ને પ્રારબ્ધ થયું ચાકર.

બાંધે હુએ હાથોં કો બ ઉમ્મેદે ઈજાબત,

રેહતે હૈં ખડે સૈંકડોં મજમૂં મેરે આગે.

અર્થ:-પોતાનો સ્વીકાર કરાવવાની આશાએ સેંકડો વિષય મારી આગળ હાથ જોડી ઉભા રહે છે.

પ્રાર્થનાના બે પ્રકાર છે:—એક માગવું, બીજો અર્પણ કરવું. એમાં માગવાનો પ્રકાર તો સ્વાર્થપણું છે; અર્પણ કરવું એજ પ્રાર્થનાનો સાચો પ્રકાર છે. એનો અર્થ એ છે કે જે કંઇ કામ કરવું તે પ્રભુને અર્પણ કરીને પ્રભુપ્રીત્યર્થેજ કરવું. સમર્પણ કરવું એટલે હૃદયમાં ઇશ્વરી પ્રકાશને જાગૃત કરવો, અને તેજ સાચી પ્રાર્થના છે. જે વ્યક્તિ પોતાના હૃદયને દેવાદાર દશામાં રાખે છે, અર્થાત્ જે, હમેશાં ઇચ્છાઓનો ગુલામ થઈ રહે છે, તેનાં કાર્યોમાં બહુ મુશ્કેલીઓ નડે છે; તથા તેવા લોકો સફળ પણ નથી થતા. સફળ તો એવાજ માણસો થાય છે કે જેઓ સદૈવ નમ્ર અને હસમુખા રહે છે. શોકાતુર લોકોથી ઉન્નતિ નથી થઈ શકતી. જેવી તમારી આંતરિક દશા હશે તેવીજ તમને સફળતા પણ મળવાની. લોકોક્તિ પ્રસિદ્ધ છે કે " ઘર સે જાઓ ખા કે, બાહિર મિલે પકા કે; ઘરસે જાઓ ભૂખે, બાહિર મિલે ધક્કે. "

જો તમો પરમેશ્વરની ભક્તિ ધન અથવા સંતાનની કામનાથી કરો છો તો તે પરમેશ્વરની ભક્તિ નથી; તે તો ધનની, સંતાનની અને પોતાના સ્વાર્થની ભક્તિ છે. એમાં તમે પરમેશ્વરની ભક્તિ નથી કરતા, પણ ઊલટો તેને પોતાનો દાસ બનાવો છો કે તે હરવખત તમારી સેવામાં હાજર રહે, અને જે વસ્તુની તમોને જરૂર પડે તે વસ્તુ તમને લાવી આપે.

*અહા! આ તો ગંગાને ઉંધી વહેવડાવવા જેવું છે. વહાલાઓ! તમારી* વિષય કામનાઓમાટે પરમેશ્વરને તકલીફ ન આપો. તમારે દરેક કામ હિમ્મત અને શાંતિથી કરવું જોઇએ. એજ સફળતાનું સાધન છે. જેમ તમારી પાસે કોઇ માણસ ભીખ માગવા આવે તો તમો મોં ફેરવી લ્યો

છો; તેવીજ રીતે જો તમે પરમેશ્વર આગળ ભિખારી બનીને જશો તો તે પણ મોં ફેરવી લેશે. પરમેશ્વરને હૃદયની પવિત્રતા તથા ભક્તિની સાથે મળો. જો તમારે ત્યાં કોઇ મહાપુરુષ આવે છે તો તમે તેને બહુ આદરપૂર્વક આવકાર આપો છો; પણ જો કોઇ ગરીબ થાકેલો માણસ આવી તમારી પાસે બેસવા ઈચ્છે તો તમે ગુસ્સે થશો. યાદ રાખજો કે આ આત્મા બળહીનથી નથી મેળવી શકાતો. પરમેશ્વરને ત્યાં દુર્બલતું કંઇ ચાલતું નથી. જેમ કે:—

હર દીદા જલ્વા ગાહે આં માહ–પારા નીસ્ત

અર્થાત્–પ્રત્યેક ચક્ષુ તે ચંદ્રવદન (પ્રિયાસ્વરૂપ પરમાત્મા)નું સૌંદર્ય નથી નિહાળી શકતું.

તમે એ વાતની ચિંતા ન કરો કે તમારી જરૂરિયાતો કેવી રીતે પૂરી થશે ? રામ તમોને એવો નિયમ જણાવશે કે જેને લીધે આવશ્યક પદાર્થ આપોઆપજ પ્રાપ્ત થઈ શકે છે જેને રસાયણશાસ્ત્રીઓ પ્રીતિ–નિયમ કહે છે, તે પ્રકૃતિનો એવો નિયમ છે કે જેને લીધે બળતા દીપકને વાતાવરણમાંથી ઓક્સિજન–પ્રાણવાયુ આપોઆપજ મળી રહે છે. માટે તમે પણ જો તમારા તનમનને બીજાઓને પ્રકાશ (જ્ઞાન–સહાય) આપવામાં બાળતા–વાપરતા હશો, તો તમારી પાસે પણ તમારૂં ભોજન અને બીજી જે વસ્તુઓ આવશ્યક હશે તે સર્વ આપોઆપજ આવી પહોંચશે. જ્યારે દીપક જેવી નિર્જીવ વસ્તુ માટે પણ પ્રકૃતિએ તેના ભોજનની વ્યવસ્થા કરી રાખી છે, તો શું મનુષ્યનેજ એનાથી વંચિત રાખવામાં આવ્યો હશે ? નહિ, કદાપિ નહિ. પણ શરત એટલીજ કે આપણામાં પણ એવીજ ધગશ જોઈએ.

અસર હય જઝબે ઉલ્ફતમેં તો ખિચકર આહી જાયેગે,
હમેં પરવા નહી ઇસકી વો હમસે તન કે બયઠે હય.

અર્થ.—જો અમારા પ્રેમાકર્ષણમા જરાએ અસર હશે તો આપોઆપ તેઓ તણાઇને અમારી પાસે આવી જશે, માટે તેઓ રીસાઇને બેઠા છે તેની અમોને જરાએ પરવા નથી

તમો જુઓ છો કે કેટલીક વસ્તુઓને રગ હોય છે, પરતુ તે રંગ

વાસ્તવમાં તે વસ્તુના પોતાના હોતા નથી. પાંદડાંનો રંગ લીલો છે, પણ તે રંગ પાંદડાંનો નથી હોતો. રંગ તો બધા સૂર્યનાજ છે, વસ્તુઓના નથી. જો વસ્તુતઃ રંગ વસ્તુઓના હોત અને સૂર્યના ન હોત તો અંધારામાં જોવાથી પણ તે દેખાત. પણ જો તમે એક પાંદડાને અંધારામાં જોશો તો તેનાં બીજાં બધાં અંગોને અનુભવશો, પરંતુ રંગને નહિ અનુભવી શકો; કારણ કે એ રંગ તો રંગવાળાનો છે. લીલા પાંદડામાં એક ક્લૉરોફીલ નામનું તત્ત્વ છે. એમાં એવો ગુણ છે કે તે સૂર્યના કિરણમાંના બીજા બધા રંગોને તો ગ્રહણ કરી લે છે, પણ લીલા રંગને પાછો ધકેલી દે છે. અર્થાત્ જે રંગ એ પાંદડામાં જરાએ નથી, તેનેજ આપણે તે પાંદડાંનો રંગ કહીએ છીએ. કાળી વસ્તુઓ આ સાતે રંગોને ખાઇ જાય છે, અને શ્વેત વસ્તુઓ સાતમાંથી એક પણ રંગને ગ્રહણ નહિ કરતાં બધાને પાછા ફેંકી દે છે. પ્રકૃતિનો આ નિયમ આપણને પ્રત્યક્ષ સમજાય છે, અને પ્રત્યેક ઠેકાણે નિયમ તો એકસરખોજ હોય છે. જે નિયમ બાહ્યજગત્માં પણ છે, તેજ આંતરિક જગત્માં પણ છે. આંતરિક જગત્માં આ નિયમનું ઉદાહરણ સાંભળો. જેવી રીતે સૂર્યમાં સાત રંગ છે પણ ખરા અને નથી પણ ખરા, તેવીજ રીતે પરમેશ્વરમાં પણ સર્વ ગુણો છે પણ ખરા અને નથી પણ ખરા. આનુંજ નામ માયા. જે વાતની આપણે પૂરેપૂરી વ્યાખ્યા ન કરી શકીએ તેનું નામ માયા. જગત્ના લોકોને જે ગુણ આપવામાં આવ્યા છે તે વસ્તુતઃ તેમના નથી, તે પરમાત્માના છે; પરંતુ તેમને મનુષ્યના ગુણ એટલા માટે કહેવામાં આવે છે કે મનુષ્ય તેમના વડે કામ કરે છે, અર્થાત્ તેમને તેમના મૂળ તરફ પાછા ફેરવે છે. ધનવાળો ધનના ઉપયોગ-વ્યયથીજ ધનાઢ્ય કહેવાય છે. બુદ્ધિમાન્ પણ બુદ્ધિનો ઉપયોગ વ્યય કરવાથીજ બુદ્ધિમાન બને છે. જમણો હાથ ડાબા કરતાં વધુ બળવાન કેમ છે? કારણ કે તે શક્તિનો ઉપયોગ વધારે કરે છે. અર્થાત્ ક્લૉરોફિલની પેઠે એ બધાં પણ સદૈવ કર્મ કર્યા કરે છે. પ્રકૃતિનો એક એવો નિયમ છે કે જેટલું ખર્ચશો તેટલું મેળવશો. કાળા રંગના જેવા મનુષ્યો તે છે કે જેઓ કહે છે કે "આ પણ મારું છે, તે પણ મારું છે." શ્વેત રંગના જેવા તેઓ છે કે જેઓ પ્રત્યેક વસ્તુ પરમેશ્વરને મનથી તેમજ ક્રિયાથી સમર્પણ કરતા રહે છે; અર્થાત્ જેઓ પરોપકાર કરે છે, અથવા જેઓ પોતાનું દરેક કાર્ય પરમેશ્વરની

પ્રીતિને માટેજ કરે છે. તેઓ એમ નથી કહેતા કે અમુક અમોએ કર્યું; અમુક કામમાં અમે સફળતા મેળવી; તેઓ તો સર્વ કાંઇ પરમેશ્વરને લીધેજ છે અને બને છે એમજ કહે છે. શાહ મહમુદ ગઝનવીને અયાઝ નામે એક સાચો મિત્ર હતો. અયાઝ અસલમાં એક ઘાસવાળો હતો, પણ બાદશાહની મહેરબાનીને લીધે તે એટલો ઉંચે ચઢ્યો કે આખરે વઝીરના હોદ્દા ઉપર તેની નીમણુક થઈ. તેની આવી ઉન્નતિ જોઇ કેટલાક ઈર્ષ્યાખોરોને અદેખાઇ આવી. તેઓ અયાઝને નીચો પાડવાની યુક્તિઓ કરવા લાગ્યા. તેથી તેમણે મહમુદ આગળ ફરિયાદ કરી કે અયાઝ દરરોજ ખજાનામાંથી રત્ન લઈ જાય છે. મહમુદે નજરે જોઈ તપાસ કરવાની ઈચ્છા કરી. તેથી એક દિવસ જ્યારે અયાઝ પોતાના નિયમિત સમયે ખજાનામાં દાખલ થયો એટલે લોકોએ બાદશાહને ખબર આપી. મહમુદ તે લોકોની સાથે ત્યાં ગયો અને બારીઓમાંથી જોવા લાગ્યો, તો અંદર જુવે છે કે અયાઝે પોતાના મંત્રીવેષનાં સઘળા વસ્ત્રો ઉતારીને એક બાજુએ મૂકર્યાં છે તથા પોતાના દાતરડાને પોતાની સામે રાખીને અને પોતાની જૂની કામળી બિછાવીને તેની ઉપર નમાઝ પઢે છે, અને આ પ્રમાણે પ્રાર્થના કરે છે કે "હે ભગવન્! આ મંત્રિત્વ મારૂં નથી, એ તારૂં છે; આ મંત્રી તરીકેનાં વસ્ત્રાદિ મારાં નથી; તારા છે; આ શરીરમાં શક્તિ તારી છે; આ આંખમાં જ્યોતિ તારી છે; આ બાહુઓમાં બળ તમારૂંજ છે–અર્થાત્ તે પોતાના સઘળા રંગોને જ્યાંથી આવ્યા હતા ત્યાંજ પાછા ફેરવી રહ્યો હતો, અને કૃતજ્ઞતાના આવેશમા પ્રેમાશ્રુ વર્ષાવી ખુલ્લે મોઢે રુદન કરતો હતો. અયાઝ આ કામથી નિવૃત્ત થઇ બહાર જવા લાગ્યો કે તરતજ મહમુદ તેની પાસે જઇ પહોંચ્યો અને કહેવા લાગ્યો કે "તમે મારા ગુરુ છો. તમે મને ઉગારી લીધો, નહિતર હું તો સંસારનાં પ્રલોભનોમાં ડુબીજ ગયો હતો." સારાંશ કે **સફળતાની પહેલી શરત** એ છે કે હૃદયમાં પ્રકાશ પ્રભુપ્રેમ–પ્રભુ પ્રત્યેની કૃતજ્ઞતા ઉભરાઇ જાય. અહીં ભાવનાનો સર્વથા ત્યાગ કરી પરમાત્માનેજ સઘળું અર્પણ કરવાથી હૃદયમાં પ્રકાશ ભરાય છે. કર્મ કરવાનો તમોને અધિકાર છે; પરંતુ જે સ્વાર્થીપણું વળગેલું છે તેના ત્યાગપૂર્વકજ કર્મ કરો. જે જે લોકો અને જે જે જાતિયોને સફળતા મળી છે તેમને આજ પ્રમાણે વર્તન કરવાથી મળી છે. જો કોઈ પણ ઈતિહાસ અથવા કોઇ પણ જીવનચરિત્રમાં આની વિરુદ્ધ એમ

લખ્યું હોય કે કોઈ વ્યક્તિ અથવા કોઈપણ જાતિ સ્વાર્થીપણાથી કાર્ય કરીને સફળ થઈ છે, તો તે વિષે રામ ભાર દઈને-છાતી ઠોકીને કહે છે કે એ વાત છેકજ ખોટી છે. આર્થર હેલ્પ્સે આવાજ પ્રસંગોમાટે કહ્યું છે કે **મને ઈતિહાસ ન દેખાડો, એ તો અવશ્ય ખોટોજ હશે.** * તમે જેટલા સંસારની પાછળ પડશો તેટલીજ તે તમારાથી દૂર નાસશે.

"ભાગતી ફિરતીથી દુનિયા, જબ તલબ કરતે થે હમ,
અબ કે જબ નિફરત હુઈ વો બે કરારઆને કો હય."

સારાંશ:-જ્યાંસુધી તમો પોતાના મનને હાય હાય-અને વોય વોય-માંજ ગોંધી રાખો છો, ત્યાંસુધી તમારો અર્થ સિદ્ધ થવાનો નથી પરમેશ્વર આનંદસ્વરૂપ છે, અને જે મનુષ્ય આનંદમાં રહે છે તે પરમેશ્વર-માંજ રહે છે, અને પરમેશ્વર તેનામાં રહે છે. પરમેશ્વરનું ધ્યાન ધરવાની વિધિ આ પ્રમાણે છે:-**વર્તમાનમાં જે વસ્તુસ્થિતિ તમને પ્રાપ્ત હોય તેમાંજ સંતોષ માની તેનો લાભ લ્યો-સદુપયોગ કરો. વર્તમાનમાં તમારી પાસે જેટલો ઈશ્વરી પ્રકાશ-જ્ઞાન અને શક્તિ હાજર હોય તેટલાને ઉપયોગમાં—અમલમાં આણો, એટલે પછી આગળ તમોને માર્ગ જડી જશે.** આ પ્રમાણે વર્તવાથી ધાર્મિક લડાઈ-ઝગડા આપોઆપજ અટકી જશે. તમો પૂછશો કે એ કેમ બને ? ઉત્તર ચોકખોજ છે. તમો તમારા ધાર્મિક નિયમોને વ્યવહારમાં મૂકો અને પછી જુઓ કે ધાર્મિક લડાઈ-ઝગડા બંધ થાય છે કે નહિ ? લડાઈ ઝગડા તો એ માર્ગને ત્યજવાથી ઉત્પન્ન થાય છે. તમારી પાસે એક ફાનસ છે, કે જે તમારા માર્ગમાં બસો પગલાં સુધી અજવાળું પાડી શકે છે. હવે જો તમો એ ફાનસની મદદથી બસો ડગલાં આગળ વધો, તો ત્યાંથી બીજાં બસો ડગલાંસુધી તેનું અજવાળું પડશે. એ પ્રમાણે જેમાં ફક્ત બસો ડગલાંસુધીજ પ્રકાશ આપવાની શક્તિ છે, એ ફાનસનાં આધારે તમો ઘણાએ ગાઉસુધી પહોંચી શકો છો. આમ કરવાને બદલે પ્રથમથીજ જો તમે અંતિમ સ્થાનની ચર્ચા ચલાવવા મંડી પડયા હોત તો દેખીતુંજ છે કે લડાઈ-ઝગડા ઉત્પન્ન થાત. તમારા ધાર્મિક સિદ્ધાંતોની પણ એજ દશા છે. એમાં પણ જો તમે તમારો માર્ગજ કાપતા ચાલશો તો કદિ લડાઈ ઝગડા કરવાનો વારો નહિ આવે.

* જેમકે વિદેશીઓએ હિંદને લગતી અનેક વાતો ઇતિહાસના પુસ્તકોમાં અવળી લખેલી છે.

પણ જો તમે તેના પ્રકાશને અલગ રાખી પહેલાંથીજ તર્ક-વિતર્ક કરવા માંડશો તો ઝગડા થવા સંભવિત છે. ધાર્મિક ઝગડા ફક્ત તે લોકોજ કરે છે કે જેઓ પોતાના આંતરિક પ્રકાશને વ્યવહારમાં નથી મૂકતા-

સદ જાં ફિદાએ આં કે ઝબાનો દિલશ યકીસ્ત.

અર્થ:-જેમનાં મન અને વાણી એક છે તેમની ઉપર સો જાનો કુરબાન છે.

કદાપિ આમાં એ દુઃખ હોય કે અમો તો આ લોકમાં રહીએ છીએ, અમારી સાથે તો આ લોકની વાતો કરવી જોઈએ, આ અલૌકિક વાતો અમારે શા ખપની? વહાલાઓ! તેનો ઉત્તર એજ છે કે આ લોકમાં પણ એવુંજ આચરણ રાખવું જોઈએ કે હાથ રહે કામમાં અને મન રહે રામમાં. કોયલ આંબાની ડાળે બેસે છે એટલે તેના કંઠમાંથી આપોઆપજ મીઠા મીઠા રાગો નીકળવા માંડે છે. તેવીજ રીતે જ્યારે તમારૂં મન તે ઈશ્વરીય પ્રકાશથી ભરાઈ જાય છે, ત્યારે તમારા મનમાથી પણ એ મધુર મધુર રાગ સ્વતઃ નીકળવા માંડે છે. આ લેમ્પ જે અહીંઆં રાખેલો છે તેમાંથી પ્રકાશ કેમ નીકળે છે? એનું ચિમનીરૂપી શરીર સ્વચ્છ અને નિર્મળ છે. તેથીજ તેની અંદરનો પ્રકાશ કંઇ પણ અડચણ વગર બહાર નીકળી આવે છે. એજ પ્રમાણે જો તમે પણ તમારા મનની કાળાશ અને અહંકારને કાઢી મૂકો તો તમારી અંદરનો પ્રકાશ પણ આપોઆપજ બહાર નીકળી આવશે. જેમકે-

કબ લિબાસે દુન્યવીમેં છિપતે હંય રોશન ઝમીર,
જામએ ફાનુસ મંચભી શો'લા ઉઠ્યાં હી રહા.

અને:-કબ સુબુક દોશ રહે કૈદીયે ઝિન્દાને વતન,
બૂયે ગુલ ફાંદની હય બાગ કી દીવારો કો.

અર્થ:-શુદ્ધિ ચિત્તવાળા પુરુષો સાંસારિક વેષમાં પણ ક્યારે છુપા રહે છે? ફાનસનું આવરણ છતાં પણ દીપક તો નગ્નજ રહે છે.

અને ઘર અને ગામરૂપ કેદખાનામાં પૂરાયલા કેદીઓ પણ છુપા ક્યાં રહે છે? પુષ્પની સુગંધ તો બગીચાની દીવાલોને પણ કૂદી જાય છે.

કદાચ એમ કહેવામાં આવે કે અમે તો અમારા ધાર્મિક સિદ્ધાંતોને અનુસરીએ છીએ, અને ધાર્મિક સિદ્ધાંત કહે છે કે ઝગડો કરવો જોઈએ, તો તેનો ઉત્તર એ છે કે લડાઇ ઝગડા કરવા એ કદાપિ ધાર્મિક સિદ્ધાં-

તેનો ઉદ્દેશ નથી થઇ શકતો. પ્રત્યેક ધર્મનો પહેલો સિદ્ધાંત એ છે કે ઈશ્વરને માનો અને ઓળખો. શું તમે તે પ્રમાણે વર્તો છો ?—કદિ નહિ. જો તમે તે પ્રમાણે ચાલતા હોત, તો શું પરમેશ્વરની એટલીએ પરવા અને ઇજ્જત ન કરત કે જેટલી તમારા જિલ્લાના કલેકટરની કરો છો ? જો કદિ હમણાં આ સભામાં કલેકટર સાહેબ આવી જાય તો સઘળા સ્તબ્ધ થઇ જશો. દર પળે એજ ચિંતા રહેશે કે કોઇ અયોગ્ય શબ્દ મોંમાંથી ન નીકળી પડે, કે કોઇ નિર્લજ્જ ચેષ્ટા ન થઇ જાય. કલેકટર સાહેબની હજુરમાં તમો કદિ ચોરી નહિ કરો, તેમના દેખતાં તમો કોઇ સ્ત્રી તરફ કુદષ્ટિ નહિ કરો, તેમજ તેમની આગળ કોઇ બીભત્સ વાત નહિ કરો.

તમારો ધર્મ શીખવે છે કે પરમેશ્વર સર્વત્ર વિરાજમાન્ છે; પરંતુ શોકની વાત છે કે તમે આ વાતને જાણો છો છતાં એક ક્ષણભર પણ તમારા મનમાં ઈશ્વરનો ડર નથી આવતો. જો આપણે પરમેશ્વરના અસ્તિત્વને માનતા અને પિછાણતા હોત, તો તેની હાજરીમાં સ્ત્રીઓની સામે તાકતી વખતે આંખો ફૂટી ન જાત ! જૂઠ બોલતી વખતે જીભ ન કપાઇ જાત ! બ્રહ્મશ્રોત્રિયે બ્રહ્મનિષ્ઠ બનવું જોઇએ. જો આચરણ ન હોય તો વિદ્યા વ્યર્થ છે, બલ્કે હાનિકારક છે. મસ્તિષ્કમાંના જે તંતુઓ જ્ઞાનને ગ્રહણ કરે છે તેમને જ્ઞાનેંદ્રિય કહે છે; અને જે તંતુઓ અંદરના જ્ઞાનને બહાર વ્યવહારમાં આણે છે, તેમને કર્મેંદ્રિય કહે છે. આરોગ્યને જાળવી રાખવા માટે આ બન્ને પ્રકારની ઇંદ્રિયોને ઉપયોગમાં લેતા રહેવું જોઈએ, નહિ તો પરિણામ સારૂં નહિ આવે. જે બ્રહ્મશ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ નથી હોતા, તેમની સ્થિતિ એવી છે કે તેઓ વિદ્યાને પોતાની અંદર ઠાંસી ઠાંસીને ભર્યે જાય છે, પરંતુ તેને બહાર--આચરણમાં કાઢતા નથી; અર્થાત્ તે એક એકજ પ્રકારની ઇંદ્રિયોનો ઉપયોગ કરે છે અને બીજા પ્રકારની ઇંદ્રિયોને નકામી કરી મૂકે છે. એવા લોકોને આધ્યાત્મિક કબજીયાત અને બુદ્ધિનું અજીર્ણ થઇ જાય છે. અને તેજ કારણસર તેઓ લડાઇ ઝગડામાં પડયા રહે છે. સારાંશ કે સંસારમાં સફળતા પ્રાપ્ત કરવામાટેની એ શરત છે કે આપણામાં જેટલી બુદ્ધિ છે તેને કેવળ તાર્કિકજ નહિ રાખતાં વ્યવહારમાં પણ મૂકવી જોઇએ.

સફળતામાટે બીજી શરત એ છે કે **બ્રહ્મચર્ય પાળવું જોઇએ** ગમે

તો તમો નવા સુધારાવાળા હો કે જૂના વિચારના, તમારાં પુસ્તકોએ એ વાતને અગત્યની ગણી હોય વા ન ગણી હોય; પરંતુ રામ તમોને કહે છે કે સફળતામાટે પવિત્રતા અને બ્રહ્મચર્યની અત્યન્ત આવશ્યકતાછે. **જો ભારતવાસીઓ બચી રહેવા માગતા હોય તો તેમણે બ્રહ્મચર્યની રક્ષા કરવી જોઈએ.** અન્યથા તેઓ પૂરેપૂરા ચગદાઇ જશે. તમારી સામે આ દીપક બળે છે; તે કેમ બળે છે ?– તેની અંદર તેલ ભરેલું છે. તે તેલ વાટદ્વારા ઉપર ચઢે છે, અને ઉપર આવી પ્રકાશમાં ફેરવાઇ જાય છે. પણ જો તેલવાળા વાસણની નીચે એકાદ છિદ્ર કરવામાં આવે તો તેમાંનું તેલ ધીમે ધીમે નીચે વહી જશે, અને પછી તેમાંથી પ્રકાશ નહિ નીકળી શકે. તમારી પણ એવીજ સ્થિતિ છે. **જો તમારી અંદરનું વીર્ય નીચે ઉપસ્થદ્વારા બહાર નહિ પડે તો તે ઉપર ચઢી બુદ્ધિના રૂપમાં ફેરવાઇ જશે—અર્થાત્ મસ્તિષ્કમાં જઇ આત્મિક જ્યોતિ બની જશે;** પરંતુ જો તમે પોતાના વીર્યનું સ્ખલન થવા દેશો, તો તમારી પણ તે દીપક જેવીજ દશા થશે. આ સ્થિતિને ઈંગ્લેન્ડના એક પ્રસિદ્ધ કવિએ આ પ્રમાણે વર્ણવી છે કેઃ–

"દશ માણસોના જેટલું મારામાં બળ છે, કારણ કે મારૂં હૃદય પવિત્ર છે."

હનુમાન સૌથી મહાન્ વીર કેમ બન્યા ?–તેઓ યતિ હતા. કહે છે કે મેઘનાદ એક મહાન્ યોદ્ધો હતો. તેને એજ પુરૂષ મારી શકે એમ હતું કે જેના હૃદયમાં બાર વર્ષસુધી કોઈ પણ અપવિત્ર વિચાર ન આવ્યો હોય. એવો પુરુષ કોણ હતો ?–શ્રી લક્ષ્મણજી. ભીષ્મનું નામ ભીષ્મ એટલાજ કારણથી પડયું હતું કે તેઓ જિતેંદ્રિય હતા. સર આઇઝેક ન્યૂટન જેવો પ્રખ્યાત તત્ત્વશોધક કે જેને માટે ઈંગ્લેન્ડ ઘણુંજ મગરૂર છે, તે સત્યાસી વરસસુધી જીવતો રહ્યો. અંતની ઘડીસુધી તેની અક્કલ હોશિયારી સચવાઇ રહી હતી; કારણ કે તે જિતેંદ્રિય અને અત્યંત પવિત્ર હતો. જે તત્ત્વવેત્તાએ યૂરોપના તત્ત્વજ્ઞાનને ફેરવી નાખ્યું તે કોણ ? તે જર્મનનો મહાન્ વિચારક કૅન્ટ પણ એક મહાન્ યતિ હતો. અમેરિકાના હેનરી ડેવિડ થૅારો અને ઈંગ્લૅન્ડના પ્રસિદ્ધ તત્ત્વવેત્તા હર-

બર્ટ સ્પેન્સર બન્ને ભારે જિતેંદ્રિય હતા. આ વખતે અમેરિકા, ઈંગ્લેન્ડ, જાપાન વગેરે દેશો ઉન્નતિ કરે છે તેનું શું કારણ ? કારણ એટલું જ કે ત્યાંના ગૃહસ્થાશ્રમી લોકો પણ એ બાબતમાં તમારે ત્યાંના કહેવાતા જિતેંદ્રિયો કરતાં શ્રેષ્ઠ છે. પહેલી વાત તો એ છે કે વીસ પચીસ વરસ પછીજ તેમનાં લગ્ન થાય છે. બીજું એ કે તેમની સ્ત્રીઓ એવી સુશિક્ષિત હોય છે કે જ્યારે પુરુષ અને સ્ત્રી મળે છે ત્યારે ઉત્તમોત્તમ વિષયો ઉપરજ વાર્તાલાપ કરે છે; એક બીજાના સત્સંગથી લાભ મેળવે છે; અને તેથી વિષયવિકારના વિચારોને અવકાશજ ભાગ્યે મળે છે. તેથી ઉલટું તમારે ત્યાંની સ્ત્રીઓ શિક્ષિત નથી હોતી. તમારે ત્યાં તો પુરુષ અને સ્ત્રી વચ્ચેની મુલાકાત એટલેજ પવિત્ર વિચાર અને તે છે પણ બરાબર; કેમકે જ્યારે તેઓ બિચારી કંઇ જાણતીજ નથી ત્યારે તમે તેમની સાથે અપવિત્ર વાતો સિવાય બીજું શું બોલી શકો ? તમારા હમેશના જીવનમાં જુઓ કે તમારાં કાર્યો અને સંકલ્પો ઉપર પવિત્રતાનો કેવો પ્રભાવ પડે છે. જો તમે તમારા વીર્યને સુરક્ષિત રાખ્યું હશે, તો તમો બહુજ જલ્દી સફળ થશો. રામ જ્યારે પ્રોફેસર હતો ત્યારે તેનો પોતાનો શું અનુભવ હતો ? રામ પરીક્ષામાં સફળ અને અસફળ વિદ્યાર્થીઓની એક નોંધ બનાવતો હતો, અને તેમને પૂછતો હતો કે પરીક્ષાના થોડાક દિવસ પહેલાં તેમની સ્થિતિ કેવી હતી. તેમાંથી રામને એ પરિણામ જણાયું કે જે વિદ્યાર્થીઓ પરીક્ષા પહેલાં ઉત્તમ અને પવિત્ર વિચારો રાખતા હતા તેઓ સફળ થતા હતા; અને જેઓ અપવિત્ર વિચાર રાખતા અને સદા ભયભીત રહેતા કે પરીક્ષામાં કંઇ નપાસ ન થઇ જઇએ, તેઓ નપાસજ થતા હતા. સારાંશ કે એ તો સિદ્ધ છે કે હૃદયની અંદર જેને જેવા વિચાર હોય છે તેવુંજ પરિણામ તેને મળે છે. આ વાતનું પ્રમાણ ઇતિહાસમાંથી પણ સારી પેઠે મળી આવે છે. પૃથ્વીરાજ જેવો પ્રસિદ્ધ યોદ્ધો જેણે કેટલીયેવાર મુસલમાનોને પરાજિત કર્યા હતા તે ભોગવિલાસમાં ડૂબ્યો, અને તે એટલે સુધી કે છેલ્લી વખતે જ્યારે તે રણે ચઢયો ત્યારે તેની કમર તેની રાણીએ બાંધી હતી. પરિણામ પ્રસિદ્ધજ છે કે તેનો પરાજય થયો. નેપોલિયન, કે જેની વીરતાની ધાક આખા જગતમાં બેસી ગઈ હતી, તે જ્યારે વૉટરલુના સમરાંગણમાં જવા

તૈયાર થયો, ત્યારે આગલી સાંજરે તે પોતાની જાતને વિષયભોગમાં નાખી ચૂક્યો હતો. પરિણામ તો જગજાહેર છે કે તેને અતિ સખત હાર ખમવી પડી. કુરૂક્ષેત્રના યુદ્ધનો પ્રસિદ્ધ યોદ્ધો અભિમન્યુ જે દિવસે માર્યો ગયો, તેની આગલી સાંજે તે વીર્યસ્ખલન કરીને આવ્યો હતો. ગુલાબના ફૂલમાં સુગંધ હોય છે પણ તેની અંદર મધમાખી પણ સંતાઈ રહે છે. એટલે જ્યાં તમે ફૂલને નાકે અડકાડયું કે તેણે ચટ લઈને ડંખ-માર્યો. તેજ પ્રમાણે સાંસારિક કાંતિ અને કટાક્ષ અતિ સુંદર અને ચિત્તા-કર્ષક હોય છે. તે તમારા મનને લોભાવે છે, પરંતુ તેમને ચાખીને જુઓ. એટલે તેમની અંદર એક જાતનું આધ્યાત્મિક વિષ ભરેલું જણાઇ રહેશે; અને તે વિષ તમોને ઉન્નતિથી વંચિત કરી દેશે. આ વિષયાનુરાગ, આ અનુચિત કાર્મપ્રિયતા, એ ઉપર કહ્યું તેવા ગુલાબના ફૂલ જેવાં છે. જો એનાથી બચશો તો જરૂર તમો સંસારને હલાવી શકશો.

સફળતામાટેની ત્રીજી શરત એક આધ્યાત્મિક શરત છે. એક બાદશાહવિષે એવી કથા છે કે તેણે એક ઓરડીમા એક શીંગડું ટાગી મૂક્યું હતું, અને તેમાં પાણી ભરેલું હતું. બાદશાહે એવો ઢંઢેરો પીટાવ્યો હતો કે જે કોઈ આ શીંગડામાંનું બધું પાણી પી જઈ તેને ખાલી કરી નાખશે, તેને હું મારૂં સમસ્ત રાજ્ય સોપી દઈશ. ઘણાયે લોકો આવ્યા અને તેમણે પાણી પીધું, પણ શીંગડાને કોઇ ખાલી કરી શકયું નહિ. તે શીંગડું જોવામાં તો બહુ નાનું દેખાતું હતું પરંતુ તેનો સબંધ પાતાળ સાથે હતો. અને તેથીજ તે ખાલી થતુ નહોતું. તેવીજ રીતે **જો કે તમારાં તનમન નાનકડાં છે, પરંતુ તેમનો સંબંધ તે સમુદ્રોના પણ સમુદ્ર ઈશ્વર સાથે છે. જે માણસ આ સંબંધને ટકાવી રાખે છે, તેની શક્તિ અનંત છે.** જો તમે પરમેશ્વરથી ભિન્ન નથી; અને પરમેશ્વર સત્યકામ અને સત્યસંકલ્પ છે, તો પછી

દોલત ગુલામે મન શુદા ઈકબાલ ચાકરમ.

અર્થ:-સંપત્તિ મારી દાસને પ્રારબ્ધ થયું ચાકર.

હવે રામ કેટલાંક ઐતિહાસિક ઉદાહરણો આપશે જેથી સિદ્ધ થશે કે જે કંઇ કહેવામાં આવ્યું છે તે તદ્દન સત્ય છે. પરાક્રમી મહારાજા

રણજીતસિંહ પોતાની સેનાને લઈ અટક નદીને કિનારે પડેલો હતો. પેલે કિનારે શત્રુની સેના હતી. રાતનો સમય હતો. અંધકાર છવાયલો હતો. ત્યાં ન તો કોઈ નૌકા હાજર હતી કે જેને આધારે પેલે પાર જઈ શકાય, બીજું પણ કોઈ સાધન નજરે પડતું નહતું. શું કરવું એ વાતની મહા મુશ્કેલી હતી. સિપાહીઓએ જઈ રણજીતસિંહ આગળ પોતાની મુશ્કેલીઓ જણાવી. તે તો જેમ શ્રીકૃષ્ણે કહ્યું છે:–

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥

અર્થ:–"હે અર્જુન ! તું સુખ અને દુઃખ તથા લાભ અને હાનિને સમ કરીને, અર્થાત્ હારજીતનો વિચાર કર્યા વગર, યુદ્ધમાટે ઉભો થઇ જા. જો તું યુદ્ધ નહિ કરે તો મહા પાપનો ભાગીદાર થશે." તેજ વિચારમાં મગ્ન હતો. તેને ન તો વિજયની પ્રસન્નતા હતી, ન પરાજયનો શોક. તે તો આજ વિચારમાં મસ્ત બની પોતાના ધર્મનું પાલન કરતો હતો. તેણે પોતાના સૈનિકોને કહ્યું:—

જાકે મન મેં અટક હય, સોઇ અટક રહા,
જો કે મન મેં અટક ના, વાકો અટક કહાં.

આ સાંભળતાંજ તેનું સૈન્ય નદીમાં કૂદી પડ્યું અને પેલી પાર પહોંચી ગયું. તેને જોતાંજ શત્રુઓનાં હાજાં ગગડી ગયાં, કે જ્યારે આવી વિશાળ અને અગમ નદીને તેઓ કોઇ પણ નૌકા વગર પલકવારમાં તરી આવ્યા છે, તો તેમની સામે થવામાં લાભ નથી. એમ વિચારી તેઓ નાસી ગયા અને વિજય રણજીતસિંહને મળ્યો.

તેજ પ્રમાણે એક વખત હજરત મહમ્મદ સાહેબ એક યુદ્ધમાં જવા માટે ભારે તૈયારી કરતા હતા. કોઇએ કહ્યું કે આપ આટઆટલી તૈયારી તો કરો છો, પણ જો આપની હાર થશે તો કેવું શરમાવું પડશે ? એટલુંજ નહિ પણ તેનાથી આપની હિમ્મત પણ તૂટી જશે. તે સાંભળી તેઓ ખડખડ હસી પડ્યા અને કહેવા લાગ્યા કે "મારૂં કાર્ય પરિશ્રમ કરવાનું છે, નહિ કે સફળતા ઇચ્છવાનું. હું તો અલ્લાહના ફરમાનથી કાર્ય કરૂં છું. ફક્ત મારી ફર્જ–મારો ધર્મ બજાવી રહ્યો છું. વધુ મારે કંઈ લેવા

દેવા નથી. ” ફ્રાંસ અને જર્મની વચ્ચેની લડાઇમાં મહારાજા ફ્રેડરિકની તદ્દન હાર થઇ હતી. શત્રુદળના સિપાહીઓ તેના કિલ્લામાં ઘુસી ગયા હતા અને ગુલછરી ઉડાવતા હતા. પરંતુ ફ્રેડરિકને પૂર્ણ વિશ્વાસ હતો કે પરમેશ્વર મારા પક્ષમાં છે. તેથી તેણે હિમ્મત ન છોડી. તેણે પોતાના માણસોને એકઠા કર્યા, અને તેમાંથી કેટલાકને એક બાજુ મોકલી કહ્યું કે તમો પેલા ટેકરા ઉપર જઇ ઉભા રહો. બીજાઓને બીજી બાજુ મોકલ્યા. તેજ પ્રમાણે ચારે બાજુ માણસોને મોકલ્યા. પછી પોતે હિમ્મત કરીને કિલ્લાની અંદર ઘુસ્યો અને સિપાહીઓને આજ્ઞા કરી કે હથિયાર છોડી દો. તેમણે પ્રશ્ન કર્યો “ કેમ ” ? તેણે જવાબ આપ્યો “ શું નથી જોતા કે મારી સેના સઘળી દિશાઓમાંથી આવે છે, અને તમો ઘેરાઇ ગયા છો ? ” આ જોઇને તેઓ ભયભીત થઈ ગયા, અને બધાં હથિયાર તેની આગળ મૂકી દીધાં. જો તમારૂં હૃદય ઇમાન–શ્રદ્ધાથી ભરેલું હશે તો એક શત્રુ તો શું પણ આખો સંસાર તમારી આગળ હથિયાર ફેંકી દેશે. હૃદયના આ ઉત્સાહેજ તેની વિકટ હારને પૂર્ણ વિજયમાં ફેરવી નાખી.

સારી ખુદાઇ એક તરફ—ફજલે ઇલાહી એક તરફ

* * * * * * *

ન મેંહગે પર ન સસ્તે પર, નહી મૉકૂફ ગલ્લેપર,
ફતેહ તો બસ ઉસીકી હય, ખુદા હય જિસકે પલ્લેપર

હાથી અને સિંહના શરીરમા કેટલો તફાવત છે ? પણ જુઓ કે સિંહના ઉત્સાહ અને હિમ્મતની આગળ એટલું પ્રચંડ શરીર હોવા છતાં હાથીને મુકાબલો કરવો ભારે થઇ પડે છે હાથીને પોતાની શક્તિ ઉપર જરાએ ભરોસો નથી હોતો. તે હમેશાં ટોળાબંધ રહે છે, કેમકે એને સંદેહ રહે છે કે એકલો પડીશ તો મને કોઈ ખાઇ જશે. સિંહ જોકે શરીરે તેનાથી નાનો છે તોપણ તેના હૃદયમાં હિમ્મત ભરેલી છે. હાથી તેનો મુકાબલો નથી કરી શકતો તેનું આજ કારણ છે. સિંહ પોતાની અંદરના ઇશ્વર અર્થાત્ આત્માને મારી નથી નાખતો, પરંતુ તેને વ્યાવહારિક સ્વરૂપમાં પ્રકટ કરે છે

ચીનમાં એક છોકરો હતો. તેનાં માબાપ બહુજ ગરીબ હતાં. તે એટલો ગરીબ હતો કે વાંચવામાટે તેને તેલ પણ મળતું નહિ, પરંતુ

તેને વાંચવાનો શોખ હતો. તે ઘણા આગીયાઓને એકઠા કરી એક કપડામાં બાંધતો, અને તેમના પ્રકાશમાં વાંચતો. લોકોએ તેને કહ્યું કે "આવી મૂર્ખાઇ કેમ કરે છે ? શું બાદશાહનો પ્રધાન ( વઝીર ) તુંજ બનવાનો છે ?" અહા હા ! તેણે એવો ઉત્તર આપ્યો કે જે સાંભળીને સઘળાનાં મન પ્રસન્ન થઇ ગયાં. તેણે કહ્યું. " મારા હૃદયમાં એવી ઉમંગો ઉઠે છે કે જેનાથી મને આશા છે કે હું વઝીર બનીશ. " છેવટે તે છોકરો ચીનનો પ્રધાન બન્યોજ.

લોકો કહે છે કે અમો અમુક કામ કેવી રીતે કરીએ ? અરે ભાઇ! આત્મહત્યા અથવા ઇશ્વરહત્યા શામાટે કરે છે ? તું શરીર નથી. તું તો સ્વયં અનંત છે. પછી કેમ પૂછે છે કે કેવી રીતે કરૂં ? શું તમે નથી જાણતા કે જલસ્થિતિ વિદ્યાનો એક નિયમ છે કે જે અનુસાર સમસ્ત સાગરના પાણીને એક જરા જેટલું પાણી રોકી શકે છે. એજ પ્રમાણે એક માણસ જો પોતાની અંદરના ઇશ્વરનો આધાર લે તો સમસ્ત સંસારને રોકી શકે છે. કારણોનું કારણ તુંજ છે, **પછી સાધન અને ઉપાય શામાટે ખોળતો ફરે છે ?**

સ્કૉટલેન્ડનો એક બાળક ત્યાંના અનાથાલયમાંથી નાસી લંડન આવ્યો. લંડનમાં સંયોગવશાત્ તે લૉર્ડમેયરના બાગમાં જઇ પહોંચ્યો; અને ત્યાં રમવા લાગ્યો. બન્યું એવું કે ત્યાંથી એક બિલાડી નીકળી. બાળકે તેની પૂંછડી ઝાલી અને તેની સાથે વાતો કરવા માંડી. એવામાં નજીકમાંથીજ ઘંટનો અવાજ સંભળાવા લાગ્યો. ઘંટનો અવાજ સતત ચાલુ હતો. એટલે તે બાળકે બિલાડીશી વાતો કરવા માંડી કે " આ ગાંડી ઘંટડી શું કહે છે ? ટન, ટન, વ્હિટ્ટિંગ્ટન, લૉર્ડ મેયર ઑફ લંડન ! "

તે આ પ્રમાણે વાતો કરતો હતો એવામાં લૉર્ડમેયર ત્યાંથી નીકળ્યો. તેણે કોઇને વાતો કરતો સાંભળ્યો એટલે જઇને જોવા લાગ્યો. તેણે છોકરાને પૂછ્યુ કે " શું કહે છે ? " તેણે ઉત્તર આપ્યો " લૉર્ડમેયર ઑફ લંડન " લૉર્ડમેયર એનાથી બહુ પ્રસન્ન થયો. એ તેને પોતાને ત્યાં લઇ ગયો, અને સ્કૂલમાં ભણવા મોકલ્યો. ત્યાં તે બહુજ મહેનત કરી અભ્યાસ કરતો હતો. તેણે સારી વિદ્યા પ્રાપ્ત કરી અને ધીમે ધીમે એક દિવસ તે લંડનનો લૉર્ડમેયર બની ગયો.

એક કવિ હતો જે પોતાની વિદ્યામાં બહુ પ્રવીણ હતો. તેણે ઘણીયે કવિતાઓ બનાવી અને બાદશાહ આગળ લઇ ગયો. બાદશાહ તે કવિતાઓ સાંભળીને અત્યંત પ્રસન્ન થયો અને તેને બહુ ઇનામ આપ્યું. બેગમોએ પણ તેની વાણીને પસંદ કરી અને જ્યારે બાદશાહ મહેલમાં આવ્યો ત્યારે તેમણે બાદશાહને અરજ કરી, કે કવિને મહેલની નજીકમાંજ કોઈ ઠેકાણે રાખવામાં આવે તો સારૂં. બીજે દિવસે બાદશાહે કવિને પૂછયું કે કયાં રહો છો? તે આ સવાલની મતલબ સમજી ગયો અને જવાબ આપ્યો કે " હું તો આંધળો છું. " તે સાંભળી બાદશાહે કહ્યું " જ્યારે તે આંધળો છે ત્યારે તો કંઇ ફિકર નથી. એને મહેલની નજીકજ એક કોટડીમાં રાખો. " પછી તેમજ કરવામાં આવ્યું. હવે તે ત્યાં રહેવા લાગ્યો અને નોકર ચાકરોને સતાવવા લાગ્યો. એક દિવસ એક દાસીને આજ્ઞા કરી કે લોટો ઉંચકી લાવ. તેણે જવાબ આપ્યો " અહીં લોટો કયાં છે ? " એણે ફરી આજ્ઞા કરી " ઉંચકી લેને ? " દાસી તરફથી ફરી એજ ઉત્તર મળ્યો. પછી કેટલીક તકરાર બાદ બોલી ઉઠયો " પેલું શું પડયુ છે, કેમ નથી ઉંચકતી ? " એટલે દાસી એકદમ દોડીને મહેલમાં ગઇ અને બેગમોને કહ્યું કે " આ મૂઓ તો દેખતો છે, આંધળો નથી. એ મૂઓ તો આપણી બધાની તરફ તાકી તાકીને જુએ છે." તત્કાળ બાદશાહને ખબર આપવામાં આવી. પરિણામ એ આવ્યું કે તેને મહેલમાથી કાઢી મૂકવામાં આવ્યો, અને આંધળો પણ બનાવવામાં આવ્યો.

તમે કહો છો કે પૂરતી સામગ્રી નથી એટલે કેવી રીતે કાર્ય કરીએ? આ સમગ્ર સંસાર સંકલ્પનોજ ખેલ હોવાથી જ્યારે તમારી અંદર નિશ્ચય શક્તિ આવશે ત્યારે તમારે માટે પણ બધી આવશ્યક સામગ્રી આપોઆપજ ખેંચાઇ આવશે; અને દેવતાઓ (પ્રકૃતિની શક્તિઓ) પણ તમારે માટે પોતાનો સ્વભાવ નિયમ બદલી નાખશે. ઉપર જે ઉદાહરણો આપવામાં આવ્યાં છે તેથી સ્પષ્ટ જણાય છે કે સારા વિચાર રાખવાવાળા માણસો સારા થશે, અને નઠારા મનોરથો રાખવાવાળા નઠારા નીવડશે. જેવા વિચાર કરશો તેવાજ બની જશો.

ગર દર દિલે તૂ ગુલ ગુઝરદ ગુલ બાશી,
વર બુલબુલે બે કરાર, બુલબુલ બાશી;

સૌદાયે-ખલા રંજે-ખલા મી આરદ,
અંદેશ-એ-કુલ પેશા કુની કુલ બાશી.

અર્થઃ-જો તારા દિલમાં પુષ્પનોજ વિચાર રમ્યા કરતો હશે તો તું પુષ્પ થઈ જઇશ; અને જો વ્યાકુળ બુલબુલનું ધ્યાન હશે તો બુલબુલ બનીશ. **દુઃખના વિચાર ગમ અને દુઃખજ આણે છે; અને જો તું પૂર્ણતા (પરમતત્ત્વ)નુંજ ચિંતન લઇ બેસીશ, તો તું પણ પૂર્ણરૂપજ બની રહીશ.**

પ્રત્યેક પ્રાર્થના સાંભળવામાં આવે છે, પરંતુ જે પ્રાર્થના હૃદયમાંથી નીકળે છે તેજ સ્વીકૃત થાય છે. એનું તાત્પર્ય એ છેકે જેવો તમારો સંકલ્પ હશે તેવુંજ પરિણામ તમારી અંદરની શક્તિ લાવી આપશે. તમારામા એવી શક્તિ રહેલી છે કે જેનાથી તમે દેવતાઓની બરાબરી કરી શકો છો. દેવતા એટલે પ્રકૃતિની શક્તિઓ. જો તમો વેદઅનુસાર વર્તન કરો તો દેવતાઓસુધી પહોંચી શકો છો. તમારા વિશ્વાસ અને નિશ્ચયના બળવડે તમે પ્રકૃતિની શક્તિઓને પણ તમારી તરફ આકર્ષી શકો છો અને એ પ્રમાણે દેવતાઓની બરાબરી કરી શકો છો; પરંતુ તમોએ તે સાધનોને વિસારી મૂક્યાં છે. જ્યાંસુધી આર્યસંતાનો એ સાધનોનો ઉપયોગ કરતા હતા ત્યાંસુધી તેવાજ વિચાર તમારા હૃદયમાં જામેલા હતા, અને તે સમયે પરિણામ પણ તેવાંજ આવતાં હતાં. પણ જ્યારથી એ વિચારોને છોડી દેવામાં આવ્યા, અને દુષ્ટ વિચારોએ હૃદયમાં ઘર કર્યું, ત્યારથી બધી બાજી પલટી ગઈ. ત્યારથી હિંદુઓમાં એ વિચાર ઉત્પન્ન થયો કેઃ—

"અમને નોકર રાખોજી, અમને નોકર રાખોજી,
હું ગુલામ, હું ગુલામ, હું ગુલામ તારો,
તું દિવાન, તુ દિવાન, તું દિવાન મારો."

અને હિંદુઓમા જ્યારે એ વિચાર તેમનો હાર્દિક-સાચા હૃદયનો વિચાર બન્યો, એટલે તેમની તેવી મનોકામના પણ પૂર્ણ થઈ. આવી રીતે તેઓ પરદેશીઓના ગુલામ બની ગયા. સ્પષ્ટજ છે કે જેવો વિચાર કરશો, તેવુંજ મળશે. આપણે આપણા વિચારોને સુધારવા જોઈએ. બુદ્ધભગવાને પણ એમજ શીખવ્યું છે કે તમે તમારા કે બીજા કોઈના સંબંધમાં મલિન વિચારો આવવા ન દો. અંદર અને બહાર ઇશ્વરજ ઇશ્વર જુઓ. મહ-

મહંમદસાહેબના હૃદયમાં આ વાત જામી ગઇ હતી, તેથીજ તેમણે શીખવ્યું હતું કે "લા ઇલાહા ઇલ્લલ્લાહ" અર્થાત્ નથી કાંઈ અલ્લાહના સિવાય હઝરત ઇસા મસીહની રગેરગમા પણ એજ વિચાર દોડતો હતો. તેથી તેમણે પણ એજ કહ્યું કે "હું અને મારો પિતા (ઈશ્વર) એકજ છીએ." આને લોકો સમજે કે ન સમજે, પણ સત્ય વાત તો એજ છે. જ્યારે હજરત મહમદ સાહેબના દિલમાં દૃઢ નિશ્ચય (યકીન) વ્યાપી ગયો, ત્યારે તેમણે કહ્યું કે "જો સૂર્ય મારા જમણે પડખે અને ચંદ્ર ડાબે પડખે આવી મને ધમકાવી કહે કે પાછળ હઠી જા, તોપણ હું પાછળ નજ હઠું." એક પુરુષ જે જંગલોમા વસનારો હતો તેના હૃદયમાં આ દૃઢ નિશ્ચયરૂપી અગ્નિ ભડકી ઉઠયો, અને તેણે અરબની મરૂભુમિમાં તેની રેતીના કાળા દાણાઓને સળગાવી મૂકયા. એ રજકણો દારૂની ગોળીઓ બની ગઇ, અને એક સદીમાં તો યુરોપ વા આફ્રિકાના પશ્ચિમ કાંઠાથી લઇ એશિયાના પૂર્વ કિનારા સુધી પ્રસરી ગઈ. આ છે શક્તિ આત્મબળની, આ છે શક્તિ વિશ્વાસની, આ છે શક્તિ નિશ્ચય (યકીન)ની; અને તોયે તમે એમ કહો છો કે સામગ્રીની આવશ્યકતા છે? **સામગ્રીઓની પણ સામગ્રી તો તમો પોતે છો. આ વિચારને બ્રહ્મવિદ્યા કહે છે.**

જેવી રીતે શીતળાથી કદરૂપા બનેલા અને મરણપથારીએ પડેલા એક સુંદર બાળકને ગાયના થાનમાથી કાઢેલી રસીનો ચેપ લગાડવાથી કંઇક ફાયદો થાય છે, તેવીજ રીતે હિંદુજાતિને વિદ્યાની શીતળા નીકળી છે, અને તે કદરૂપી બનતી જાય છે. તેની અંતઘડી પણ નિકટ આવેલી જણાય છે. માટે તેને પણ ટીકા લગાડવાની—શીતળા ખોદાવવાની આવશ્યકતા છે. આ ટીકામાટે રસી ક્યાથી આવશે? તે પણ ગૌસ્તનમાથી લેવામા આવશે. ગૌ એટલે ઉપનિષદ્ માટે તે ટીકા ગૌરૂપી ઉપનિષદ્માથી લેવામાં આવશે. મતલબ એ છે કે બ્રહ્મવિદ્યાને ઉપનિષદોમાથી શીખો, અને તે પ્રમાણે આચરણ કરો એટલે આ અવિદ્યાની શીતળા તત્કાળ રૂઝાઇ જશે.

લોકો કહે છે કે ઇતિહાસના અધ્યયનથી જણાઇ આવે છે કે જે જાતિ ઉન્નતિ કર્યા પછી અવનતિને પ્રાપ્ત થાય છે તે ફરીથી બીજી વખત ઉન્નતિ નથી કરી શકતી. આ વિચાર તુચ્છ છે. તમારો ઇતિહાસ શું છે? ફક્ત એક હજાર વર્ષનો ઇતિહાસ અને તે ઉપર આટલું બધું અભિમાન! અરે ભાઈ!

એ તો એક યુગનો પણ પૂર્ણ ઇતિહાસ નથી. પ્રાકૃતિક વિકાસનો ઇતિહાસ જોવાથી જણાય છે કે કોઇ વસ્તુ નાશ નથી પામતી. કોઇને ' કોઇ સ્વરૂપે તે હયાતી ધરાવે છેજ, કહે છે કે:—

"હર શાખ રંગ આમેઝી દર ફસ્લે-ખિઝાં અંદાખ્ત."

અર્થ:-દર ડાળ મેળવે છે રંગ પાનખર ઋતુમાં. '

વળી જુઓ કે પ્રકૃતિ તમોને બતાવે છે કે તારાઓ પૂર્વથી પશ્ચિમ ભણી જાય છે અને ત્યાંથી ફરી પૂર્વ તરફ પાછા ફરે છે. એને કાળનું ચક્ર કહે છે. તેજ પ્રમાણે સૌભાગ્યનો તારો પણ પૂર્વથી પશ્ચિમમાં ગયો, અને હવે ત્યાંથી પાછો ફરે છે. ઇતિહાસ આ વાતની શાખ પૂરે છે. જુઓ, એક સમય એવો પણ હતો કે જ્યારે ભારતવર્ષનો તારો અભ્યુદય પામેલો હતો. ત્યાંથી તે પશ્ચિમ ભણી ચાલ્યો, ઇરાનમાં આવ્યો. તે પછી ઑસ્ટ્રિયા વગેરેની વારી આવી; પછી ગ્રીસ પહોચ્યો. ગ્રીસ છોડી રોમ-ઇટાલી-ગયો. ઇટાલી પછી સ્પેન વગેરેની વારી આવી. પછી ઇંગ્લેન્ડ ઉપર કૃપાદૃષ્ટિ થઇ. ત્યાંથી તે અમેરિકા ગયો. આ વખતે અમેરિકાનો પશ્ચિમ ભાગ કેલિફોર્નીયા અત્યંત ઉન્નતિની દશામાં છે. ત્યાંથી તે જાપાનમાં આવ્યો. ત્યારે હવે તમો કેવી રીતે કહો છો કે ભારતવર્ષ તેનાથી વંચિત રહેશે? ભારતવર્ષની વારી નહિ આવે? '



# अद्वैत




ધો ! દૂર દુ[1]ઇ જબ હોવે, હમરી કૌન કોઇ પત ખોવે ?
સિંધ વિષે રંચક સમ દેખે,'આજ નહીં પરબત સમ પેખે ?।
ઐસા કૌન નિશા તુમ પીયા, અબ લૌ આપ સહી નાહીં કીયા !
ચમકે નૂર તેજ સબ તેરા, તેરે નૈનન કાહે અંધેરા ?
તુ તાં આપ ભૂપપતિ રાજા, તુહી તીન લોક કા સાજા.

ઓ અદ્વૈત સાગરના તરંગ ! વહાલા નરરૂપ નારાયણ ! આનંદી પુરુષોના અટ્ટહાસમાં, બુલબુલના સુમધુર ગાનમાં, રૂસ્તમના રણક્ષેત્રમાંના પડકારમાં, દુઃખીની હૃદયદ્રાવક ફરિયાદમાં, કળીઓના ખીલવામાં અને ઓષ્ઠના હાલવામાં તારીજ શક્તિ કામ કરી રહી છે. બજાર હો કે બાગ, ભિક્ષુનું ભિક્ષાપાત્ર હો કે સમ્રાટનું તાજ, બધા તારી હજૂરમાં દાખલ થવા આતુર છે. ગુલબદનોનાં મધુર વચન અને બુલબુલોનાં ગાન તારા સ્વીકારનાં ભૂખ્યાં અને તરસ્યાં છે. કસ્તૂરીને સુગંધ અને ડુંગળીને દુર્ગંધનું પ્રમાણપત્ર તેંજ આપેલું છે. એક પાષાણ ( હીરા )ને ચુસવાથી તે હળાહળ વિષનું કામ કરે છે તે પદ તેને તેંજ અર્પણ કરેલું છે. પ્રિયતમાના અધરોને મધુરતા તેંજ આપી છે.

બાદા અઝ મા મસ્ત શુદ નય મા–ઝ–મય;
હમ ઝ મા દાં બૂયે–ગુલ, આવાઝે–નય.

અર્થાત્–શરાબમાં મસ્તી (કૈફ) મારાથી આવી છે, નહિ કે શરાબથી હું મસ્ત થયો છું. એવીજ રીતે વાંસળીનો સૂર અને પુષ્પની સુવાસ પણ

1 દ્વૈત.

મારે લીધેજ છે એમ જાણ.

"હે સમૃદ્ધિ અને વિપુલતામંડિત સુશોભિત નગરો ! અને ઓ ખેતરો ! કે જેમાં વસંતઋતુ સર્વત્ર પ્રખરતાથી ફેલાઈ રહી છે; મારાજ માટે તમારી આ સહાયક સામગ્રી એકત્ર થાય છે; કેમકે સમસ્ત સૃષ્ટિનું વારસ આ જગત્ છે અને જગત્ મારૂં છે."

(૧) વિશ્વના જે ભાગનો શ્રવણેન્દ્રિયથી બોધ થાય છે તે આકાશ, (૨) જે સ્પર્શેન્દ્રિયથી જ્ઞાત થાય છે તે વાયુ, (૩) જે દૃગેન્દ્રિયવડે દશ્યમાન થાય છે તે પ્રકાશ, (૪) જે સ્વાદેન્દ્રિયવડે પરિચય થાય છે તે જળ, અને (૫) જે ઘ્રાણેન્દ્રિયવડે પ્રતીત થાય છે તે પૃથ્વી. અર્થાત્ આ સમસ્ત પંચભૌતિક જગત્ પોતાના અસ્તિત્વમાટે ઓ વહાલા સાક્ષી ! તારૂંજ આશ્રિત છે.

નીસ્ત ગયર અઝ હસ્તીયે તૂ દર જહાં મૌજૂદ હીચ;
ખાહ દર ઈન્કાર કોશો ખાહ દર ઇકરાર બાશ.

અર્થાત્ ચાહે તું માને કે ન માને, પણ વિશ્વમાં તારા અસ્તિત્વ સિવાય બીજું કંઇજ વિદ્યમાન નથી.

તારાં જ્ઞાનરૂપી કિરણો ચક્ષુદ્વારમાંથી નીકળી ચિત્ર વિચિત્ર રંગોને અસ્તિત્વમાં આણે છે. તારી વિવેકરૂપી રશ્મિઓ કાનદ્વારા નીકળી મધુર અને કર્કશ સ્વરો બનાવે છે. હે લઘુ અને મહાનના આધાર ! તારાજ આશ્રયવડે બહાદુર બની પ્રાતઃસમીર નવનવી ચેષ્ટાઓ કરે છે.

*भीषाऽस्माद्वातः पवते । भीषोदेति सूर्यः ।*
*भीषाऽस्मादग्निश्चेन्द्रश्च । मृत्युर्धावति पंचमः॥*
(યજુ૦તૈ૦બ્રા૦અ૦૮. મંત્ર ૧.)

અર્થ:-"જેના ભયથી વાયુ વાય છે, જેના ભયથી સૂર્ય ઉદય થાય છે, જેના ભયથી અગ્નિ અને ઇંદ્ર નાસભાગમાં પડી જાય છે, અને જેના ભયથી યમદેવ માર્યો માર્યો ફરે છે, તેજ બ્રહ્મ તારૂં નિજસ્વરૂપ છે."

જલ્વગાહે રૂખે તુ દીદએ મન તન્હા નીસ્ત;
માહો ખુરશીદ હમીં આઇના મી ગરદાનન્દ.

અર્થાત્ તારા મુખમંડળની દિવ્ય કાંતિને દેખાડનાર એકલાં મારાં ચક્ષુજ છે એમ નથી, ચંદ્ર અને સૂર્ય પણ તેજ અરિસો ફેરવી રહ્યા છે.

**तस्मै सर्वं ततः सर्वं स सर्वं सर्वतश्च सः ।** (વાસિષ્ઠ)

અર્થાત્ તે (પરબ્રહ્મ)ને માટેજ આ સર્વ (નામરૂપ) પ્રપંચ છે; તેના વડેજ આ બધાં છે, તે પોતેજ આ સઘળું છે, અને સર્વ સ્થાને તે પોતેજ છે.

આશ્ચર્ય છે કેઃ-

જબ વો જમાલે દિલફરોઝ, સૂરતે મેહ્‌રે નીમરોઝ,
આપહી હો નઝારા સોઝ, પરદે મેં મુંહ છુપાયે ક્યું?

અર્થાત્ જ્યારે તે હૃદયને પ્રકાશ આપનારૂં સૌંદર્ય, મધ્યાહ્‌નના સૂર્યની પેઠે, પોતેજ દૃષ્ટિને અંધ બનાવી દેતું હોય, તો પછી તેને પડદામાં મોં સંતાડવાની શી અગત્ય?

અગ્નિના પ્રભાવથી લાકડાં પાષાણ વગેરે બળી જશે ખરાં, પણ અગ્નિને પોતાને તો તેથી કંઇ પણ હાનિ થવાની નથી. સુલ્તાનના દબદબાથી વઝીરો અને અમીરો ભલે દબાઇ જાય, પરંતુ સુલ્તાન પોતે કદિ દબાતો નથી. સિંહની ગર્જના અને સિંહસમા વીર પુરુષનો પડકાર, તલવારનું પાણી અને નાગનો ફુંફાડો, સાધુનો ઠપકો અને ન્યાયાધીશનો ફિટકાર, એ બધાં તારાજ પ્રભાવને લીધે છે. તું તેનાથી ભયભીત કેમ બને છે? વિમાસણમાં કેમ પડી જાય છે? તારી ઘરનીજ બિલ્લીને તારી સામે "મ્યાઉં" શામાટે કરવા દે છે?

દશ્તએ-ગમઝએ-જાં સિતાં, નાવિકે નાઝે બે પનાહ.
તેરાહી અક્સે રૂખ સહી, સામને તેરે આયે ક્યું?

અર્થાત્ નેત્રકટાક્ષનું જીવલેણ ખંજર, અને નિરંકુશ નખરાં તથા નયન બાણ એ સર્વ તારાજ ચહેરાનાં પ્રતિબિંબ છે એ ખરૂં, પણ તેઓ તારી સન્મુખ આવવાની ધૃષ્ટતા કેમ કરે?

વહાલા! જરા નિજસ્વરૂપમાં પ્રવિષ્ટ થઇને તો જુઓ. ભય કેવો? આપત્તિનું શું કામ? અને સંકટનું પણ નામ શામાટે? શોક અને ક્રોધ, દુઃખ અને ઉદાસિનતાનું પ્રયોજન શું?

મસ્તો ખરાબ મી રવમ, બે સરોપા હમી રવમ,
બીમ ન દારમ અઝ બલા, તન તલમલા તલાતલા.
રાહે બકા હમી રવમ, ચું શહે-ચર્ખે મુફ્ફરૈદમ,
ગમ ન ખુરમ ઝમાને રા, તન તલમલા તલાતલા.

ભાવાર્થઃ-મસ્ત બેભાન હું ફરૂં, મૂર્ખ સમાન હું ફરૂં;

ભય નથી, આવે ભલે બલા, તન તલમલા[1] તલાતલા.
જીવન માર્ગ કાપું છું, નભ-પતિ[2] સમ એકલો હું,
કાળતણો શોક નહિ જરા, તન તલમલા તલાતલા.
*आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन ॥*
(યજુ૦ તૈત્તિ૦ ઉપ૦ બ્રૂ૦ અ૦ ૪. મં૦૧)

" આત્માનંદવાળાને ભય અને બીક કેવી ? "

રૂપિયા પૈસાના હિસાબ કિતાબમાં, ન્યાયશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના ગોરખ ધંધામાં, અને વિજ્ઞાન તથા ગણિતશાસ્ત્રની ઇંદ્રજાળમાં રહેલી ઝીણવટો બીજાઓની દેખાદેખીથી તમે પણ શોધી કાઢો છો અને વાળની ખાલ ઉતારી નાખો છો, પણ પર્વત જેટલું મોતી (તમારૂં ખરૂં નિજસ્વરૂપ) ગુમાવી બેઠા છો એ નથી જોઇ શકતા. એ કેવું આશ્ચર્ય છે !

નિહાં સું માનદ આં રાઝી કે બુદા શમ્એ મેહફિલહા ?

ભાવાર્થ:-"સભા વચ્ચેના દીપક સમાન આત્મવસ્તુ છુપી કેમ રહી શકે?"

મારા વહાલાઓ ! "બગલમાં બેટા ને શહેરમાં ઢંઢેરા" જેવું કરવાનું જવા દઇ અત્યંત નિકટ એવી એ આત્મવસ્તુને એક વાર શોધી કાઢો, એટલે પછી સમય અને દેશના તમેજ સ્વામી છો.

સુલેમાના બિયાર અંગુશ્તરી રા,
મુતીયો બંદા કુન દેવો પરી રા.
ઝ ચાહો આબ ચે રંજૂર માન્દીમ,
રવાં કુન ચશ્મહાયે કૌસરી રા.
ઝ સૂરત હાયે ગૈબી પરદા બરદાર,
મુનવ્વર કુન સરાયે શશ દરી રા.

અર્થાત્ ઓ સુલેમાન ! (પાદશાહ) તું પોતાની (ચિંતામણી જડેલી) અંગુઠી લાવીને પહેરી લે અને દેવતાઓ તથા અપ્સરાઓને તારાં દાસ બનાવ. અમે આ સાંસારિક પાણી અને કૂવાથી બિમાર-દુઃખી બની ગયા છીએ. તું પોતાના સ્વર્ગીય અમૃતના ઝરાને વહેતો કર. તારા છુપા પણ મહાપ્રકાશિત ચહેરા (સ્વરૂપ) ઉપરનો પરદો દૂર કર અને આ છ દ્વારવાળા મકાન (શરીર)ને પ્રકાશિત-તેજસ્વી બનાવી દે.

૧ આનંદમાં વાગતી સારંગીના સૂરનો અવાજ. ૨ સૂર્ય.

ઓ મૂર્ખ કર્મકાંડી! ઓ નૈતિક કેળવણીની હિમાયત કરનાર! કયાંલગી પહેરો ભરતા રહેશો ? કયાંલગી દંડ અને કારાગૃહની ધમકી આપશો? કયાંલગી વિવિધ પ્રકારના દમ ભરાવતા રહેશો ? જ્યાંલગી નિશા (અવિદ્યા) નષ્ટ નહિ થાય ત્યાંલગી ચોરી, વ્યભિચાર, દ્યુત, સુરાપાન ઈત્યાદિ કદાપિ અટકવાનાં નથી–તમે લાખો પ્રયત્નો ભલે કર્યા કરો. "અંધકારનાં કાર્યો અંધકારમાં થયા વગર રહેવાનાંજ નથી." સાચી વિદ્યા (પ્રકાશ, સત્ય)રૂપી સૂર્ય ઊગવા દો એટલે પાપો અને દુષ્કર્મો અંધકારની સાથેજ નષ્ટ થઈ જશે. પ્લેટોએ કેવું સાચું કહ્યું છે કે "જ્ઞાન એજ શુદ્ધિ રૂપ છે." સૂર્યના પ્રકાશની સામે દીપકની જ્યોતિ પ્રકાશ નથી આપી શકતી. જ્ઞાનીના આનંદરૂપી સૂર્યની સન્મુખ વિષયાનંદરૂપી દીપક કેવીરીતે પ્રકાશી શકે ? તે ઉસ્તાદના દિવ્ય સંગીતની સામે બિચારી ભિખારીની સારંગી શું કરી શકે એમ છે ?

"એવી કોઇ સ્ત્રી તમને મળશે ? કે જે આ સંસારમાં ગમે તેટલી વિચિત્ર અને પ્રસિદ્ધ હોવા છતાં પણ જેના ઉપર મુક્ત પુરુષ અવકાશ કિંવા ઉલ્લાસના સમયે પૂર્ણ સદ્ભાવથી જોઇ શકે-..............એવી યોગ્યતા ન હોય, ત્યાંસુધી તેના ગમે તેટલા બાહ્યસૌંદર્યવાળા ચેરા તરફ એક ઉચ્ચતાના શિખરે બેઠેલો પુરુષ કઈ દૃષ્ટિથી જોશે ? તે ઘૃણાને લીધે તેની પરવા નહિ કરે, અને તેનાં સમસ્ત મનમોહક આકર્ષણોને વૃથા બનાવી દેશે."

(મિલ્ટનના એક કાવ્યનો ભાવાર્થ.)

સૂર્યનાં કિરણો કાળા તવા ઉપર પડશે તો તેને પણ ચકચકિત બનાવી દેશે. તેજ પ્રમાણે હાડમાંસથી ભરેલા જિજ્ઞાસુના શરીર તરફ પણ મુક્તાત્માની કૃપાદૃષ્ટિ પડતાંજ તેને ઉચ્ચગામી બનાવી દે છે.

"જે વસ્તુ બહુજ ઓછો આનંદ આપે છે, તે કદાપિ મારી બની શકતી નથી."

(વર્ડ્ઝવર્થ.)

બાદા અઝ મા મસ્ત શુદ ને મા ઝ મય,
હમ ઝ મા દાં બૂયે ગુલ આવાઝે નય.

અર્થાત્ શરાબમાં મસ્તી મારાથી આવે છે, ન કે હું શરાબથી મસ્ત થાઉં છું. એજ પ્રમાણે વાંસળીના સૂરની મધુરતા અને પુષ્પની સુવાસ પણ મારે લીધેજ જાણ.

જે મહાત્મા આ સૌંદર્ય અને શોભાના તત્ત્વને જાણનારો છે, તથા પોતાના સત્યસ્વરૂપને ઓળખનારો છે, તે પ્રકાશોના પણ પ્રકાશ સમક્ષ વિષયવાસનાઓરૂપી આગીઆ ભલા કેવી રીતે ચમકારા મારી શકે ?

ઓ વહાલા ! સૂર્ય તારૂંજ નિજસ્વરૂપ છે. તારી આંખ ખુલતાંજ પ્રકાશમાન દિવસ પ્રકટ થાય છે. તો પછી આંખો બંધ કરીને અવિદ્યાની કાળી રાત્રિ કેમ બનાવી રાખી છે ?

मातः किम् यदुनाथ ! देहि चषकं, किं तेन पातुं पयः ।
तन्नास्त्य चकदास्ति वा निशि, निशा का ? चांधकारोदये ।
आमील्याक्षि युगं निशाप्युपगता देहीति मातुर्मुहुः ।
वक्षोजांशुककर्षणोद्यतकरः कृष्णस्स पुष्णातु नः ॥ ( લીલાશુક )

ભાવાર્થ:—

કૃષ્ણ:— મા ! મા !

યશોદા:— કેમ બેટા કેમ, શું છે ?

કૃષ્ણ:— મને એક કટોરો આપો. જલ્દી.

યશોદા:— તેને શું કરશો ? કટોરાથી તે વળી કોઈ રમતું હશે ? પેલાં રમકડાં પડ્યાં છે, તેવડે રમો.

કૃષ્ણ:-(નખરાથી ડોક ધૂણાવી) હું રમવા માટે થોડોજ માગું છું ? હું તો દૂધ પીશ.

યશોદા:- બેટા, હમણાંથી દૂધ કેવું ? આ કંઈ દૂધ પીવાનો વખત છે ? દૂધ તો નથી, કટોરો લઈ શું કરશો ?

કૃષ્ણ:- ( રીસભરેલો નખરો કરી ) ઉં ઉં ઉં, દૂધ ક્યારે મળશે ?

યશોદા:—હમણાં તમે માખણ ખાઓ. સાંજ પડવા દો. પછી પેટ ભરીને તાજું દૂધ પીજો.

કૃષ્ણ:- (રોવા જેવું મોં કરી) હાય, રાત ક્યારે પડશે ?

યશોદા:- અંધારૂં થશે ત્યારે.

એ સાંભળી બાળક કૃષ્ણે તરત આંખો મીંચી લીધી અને તેજ ક્ષણે હાથ લાંબો કરી મોટેથી કહેવા લાગ્યા “ લાવ, દૂધ આપ; અંધારૂં થઈ ગયું છે, લાવ, દૂધ આપ, રાત પડી ગઈ છે.” એમ વારંવાર કહેતાં માતાના છાતીપરના વસ્ત્રને ખેંચવામાટે ઉંચા કરેલ હાથવાળા તે શ્રીકૃષ્ણ અમારું રક્ષણ કરો.

માતા આ ચતુરાઈ જોઈ આનંદાશ્ચર્યમાં ગરકાવ થઈ ગઈ. તે ખડ

ખડ હસી પડી, અને પ્રેમાવેશથી પ્રેરાઇ બાળકને છાતી સરસો ચાંપી પ્રેમ કરવા લાગી.

આંખ મીંચી દિવસને રાત્રિમાં ફેરવી નાખનાર, ક્ષીરસાગરનો સ્વામી હોઈ એક કટોરાભર દૂધને માટે રડનાર તેજ કૃષ્ણ પરમાત્મા 'તમારા શિર ઉપર, આંખો ઉપર, હૃદય ઉપર બેસી લીલા કરી રહ્યો છે. તેજ ચોરોનો સરદાર (तस्कराणां पतिः) તમારા અંતઃકરણ અને બુદ્ધિની ગુફામાં સંતાઈ પંચેન્દ્રિયરૂપી પૂતળીઓ નચાવી રહ્યો છે. તેજ કૃષ્ણ તમારો આત્મદેવ છે, તમો પોતેજ છો. આંખો મીંચી રાત્રિ બનાવવાની મશ્કરી છોડો.

ઓ હસતા પુષ્પ! અમારી સાથે આવી ઠઠ્ઠા મશ્કરી ઠીક નથી. હસવાનું ખસવું કરી રહ્યા છો. હે શંકર શિવ! તારી બેપરવાઇજ કામક્રોધાદિનું રૂપ ધારણ કરીને તારી ઉપર તીર અને ગોળીઓ વરસાવી રહી છે. ઉઘાડ તારૂં ત્રીજું નેત્ર (જ્ઞાન ચક્ષુ) અને આ "કામ" ને એક નિમિષમાત્રમાં કરી દે ભસ્મ.

ન મારા આપ કો જો ખાક હો અકસીર બન જાતા;
અગર પારે કો અય અકસીર ગર મારા તો કયા મારા ?

અર્થાત્ તારા અહંકારને તેં મારીને ભસ્મ ન બનાવ્યો, નહિ તો આ માટીનો કિમિયો થઇ જાત; ઓ કિમિયાગર, તેં પારાને મારી ભસ્મ બનાવી એમાં શું મોટું કામ કર્યું ?

ઓ સૂર્ય સમાન મનુષ્ય ! તું પોતેજ અવિદ્યાનાં વાદળાં ઉત્પન્ન કરી પોતાના પ્રકાશને ઝાંખો પાડી ન દે, તારે હાથેજ તારો પ્રકાશ ઢાંકી ન દે. તારામાંથી પ્રકાશનો પ્રવાહ સતત કેમ નથી વહેતો ? હે કસ્તૂરીમાટે દોડી રહેલા કસ્તૂરી મૃગ ! તારી સુવાસવડે આ સંસારવન મહેકી ઊઠવું જોઇએ. તારા શુદ્ધ જીવનના પ્રભાવથી—તારી શાંતિ અને આનંદવડે સંસાર સમીર સુવાસિત બની જવો જોઇએ. જેમ દીપકમાંથી પ્રકાશ પડે છે તેમ તારામાંથી આનંદ ચારે બાજુ વરસતો રહેવો જોઇએ. પુરુષો અને સ્ત્રીઓના હૈયામાં ઉઠતાં વિષયવાસાનાઓનાં તોફાનો અને રાગદ્વેષના વંટોળીયા તારૂં અમૃતદાયક દર્શન થતાંજ શમી જવા જોઇએ. જેવી રીતે કે ભગવાન્ દત્તાત્રેયનાં દૂરથીજ એક બે વાર દર્શન કરવાથી એક પ્રથમ પંક્તિની વેશ્યાનું જીવન બદલાઇ ગયું હતું. ચિત્તને શાન્તિ અને ચક્ષુઓને આનંદ આપનારા તેમના દર્શનવડે તે બિચારીના હૃદયની સઘળી ગડમથલ અને

વ્યાકુળતા ક્ષણમાત્રમાં સાફ થઇ ગયાં.

તોટક

હર જ્ઞાન પ્રદીપ સદા લશકે, મન મંદિર યોગિનકે બસકે;
બહુ મોહ ઉદે જો હૃદય તિનકે, તમપુંજ વોહી તમકો હનિકે.
અતિ લોલ અનંગ પતંગમહા, છન માંહીં સ્વભાવિક તાંહી દહા.
નિષ્કામ સમૂહ ગુણાગ્ર દિપે, સો સનેહ સનેહ વોહી અર્પે.
જિનકે અતિ ભાલકે ભાગ ભલે, ઉસ દીપક તાં મન ધામ જલે.

અર્થાત્ હરિજ્ઞાનનો દીપક યોગિયોના મનમંદિરમાં સદા પ્રકાશતો રહે છે. જો તેમના હૃદયમાં મોહ ઉદય પામે તો તેના અંધકારને પણ તેજ દીપક હણે છે. કામરૂપી મહા ચંચળ પતંગીયું સ્વાભાવિકરીતેજ તેમાં પડી ક્ષણમાત્રમાં બળી ભસ્મ થઇ જાય છે. એ દીપકમાં પ્રથમ નિષ્કામ કર્મની દીવેટ મૂકી પછી સ્નેહરૂપી તેલ પૂરવામાં આવે છે. જેનાં ભાગ્ય અતિ ઉચ્ચ હોય તેમનાજ મન મંદિરમાં આ દીપક પ્રકટે છે.

અલા અય ગૌહરે બેહે મુસફ્ફા
કે દર આલમ તુઇ પિન્હાં વ પયદા.

અર્થાત્ "સાવધાન, ઓ સ્વચ્છ સમુદ્રના મોતી! સૃષ્ટિછીપમાં બીડાઇને રહ્યું હોય તોપણ કિંમતી પદાર્થ છે અને અલંકારમાં મઢાઈને રહ્યું હોય તોપણ તું કિંમતી પદાર્થ છે.

સ્વચ્છ અને નિર્મળ સ્ફટિકની પાસે જો નીલવર્ણું પુષ્પ પડેલું હશે તો સ્ફટિક પણ નીલવર્ણનો દેખાશે; પીળું પુષ્પ બાજુમાં મૂકયું હોય તો સ્ફટિક પીત-વર્ણનો દેખાશે અને લાલ હશે તો લાલ દેખાશે; પરંતુ વાસ્તવમાં સ્ફટિક સર્વ રંગોથી રહિત છે. પ્રવાહી પદાર્થ પ્યાલામાં નાખવાથી ગોળ આકાર ધારણ કરશે; અને ચતુર્કોણ વાસણમાં ચતુર્કોણાકાર બની જશે. લોઢાના લાંબા સળિયાને અગ્નિમાં લાલચોળ તપાવવામાં આવે, તો તેની સાથે મળી અગ્નિ પણ લાંબો દેખાશે; ગોળ તવાને ભઠ્ઠીમાં તપાવવામાં આવે તો તેની સાથે મળી જઇને તે ગોળ દેખાશે; પરંતુ વાસ્તવમાં તો અગ્નિનો કોઈ પણ આકાર નથી. જ્ઞાનચક્ષુવાળા સર્વ લોકો આ વાતને સ્વીકારે છે, અને દૃષ્ટિશાસ્ત્રે તો સિદ્ધ કરી બતાવ્યું છે કે મહેલો અને મંદિરો, ઉદ્યાનો અને સરિતાઓ જે કાંઇ તમે જુઓ છો તે વાસ્ત-

વમાં તો પ્રકાશનેજ તમે જુઓ છો; પ્રકાશનાં કિરણોવડેજ સર્વ સૃષ્ટિ દૃષ્ટિગોચર થાય છે. આ પ્રકાશજ "લાલ, પીળો ને વાદળી" રૂપે પ્રતીત થાય છે, પણ પ્રકાશ પોતે તો રંગહીન છે. હવે જેવી રીતે સ્ફટિક, પ્રવાહી, અગ્નિ અને પ્રકાશ પોતાની સ્વચ્છતા અને સૂક્ષ્મતાને લીધે વિવિધ રંગ રૂપ ધારણ કરે છે, તેવીજ રીતે પ્રકાશોનો પણ પ્રકાશ-તમારૂં મૂળ નિજ-સ્વરૂપ (આત્મદેવ) પોતાની સ્વચ્છતા અને સૂક્ષ્મતાને લીધે અહીં એક રૂપે તો બીજે બીજાજ રૂપે પ્રતીત થાય છે.

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥
(યજુ૦ કઠો૦ અ૦૧-વલ્લી૦ ૫ મં૦ ૯)

અર્થાત્ જેમ એકજ અગ્નિ સમસ્ત બ્રહ્માંડમાં પ્રવેશીને જૂદા જૂદા રૂપે બની રહેલો છે; તેજ પ્રમાણે એકજ આત્મા સર્વ સૃષ્ટિમાં હોઇને પ્રત્યેકથી અભિન્ન છતાં નાનારૂપે પ્રતીત થઇ રહ્યો છે.

[1]યારકો હમને જા-બજા[2] દેખા,
કહીં બંદા[3] કહીં ખુદા દેખા. ૧
સૂરતે-ગુલમેં[4] ખિલ[5]ખિલાકે હંસા,
શિકલે-બુલબુલમેં[6] ચેહ ચહા[7] દેખા. ૨
કહીં હય બાદશાહે તખ્ત-નશીં,[8]
કહીં કાસા[9] લીયે ગદા[10] દેખા. ૩
કહીં આબિદ[11] બના, કહીં ઝાહિદ,[12]
કહીં રિન્દોં[13] કા પેશવા[14] દેખા. ૪
કર કે દા'વા કહીં "અનલહક"[15] કા,
બર-સરે-દાર[16] વો ખિચા દેખા. ૫
દેખતા આપ હય સુને હય આપ,
ન કોઇ ઉસકે મા-સિવા[17] દેખા. ૬

૧ મિત્ર. ૨ ઠેકાણે ઠેકાણે. ૩ દાસ. ૪ ગુલસ્વરૂપે. ૫ ખડખડ ૬ બુલબુલરૂપે. ૭ ચીંચીં ગાન કરતો. ૮ સિંહાસનારૂઢ. ૯ પ્યાલું. ૧૦ ભિખારી. ૧૧ ભક્ત ૧૨ સાધુ. ૧૩ છાકટા, મદિરામસ્ત. ૧૪ આગેવાન, સરદાર. ૧૫ અહંબ્રહ્માસ્મિ. ૧૬ શૂળી ઉપર. ૧૭ અતિરિક્ત. સિવાય

બલ્કે યે ઓલના તકલ્લુફ[18] હય,
"હમને ઉસ્કો સુના હય યા દેખા." ૭

ગર નૂર હય તો વો હય. ઔર નાર હય તો વો હય.
"જ્યોતિ જુઓ તો તે છે, જ્વાળા જુઓ તો તે છે."

પ્રત્યેક સ્વરૂપમાં તે વિદ્યમાન છે, તથાપિ આ બધા ચમત્કારો માત્ર દેખાવનાજ છે, સત્ય નથી—તેમનું કંઇજ અસ્તિત્વ નથી. તે પરમાત્મા તો પવિત્ર છે, સર્વથી પર છે. બુદ્ધિ, પ્રાણ અને પ્રકાશ, એ તો માત્ર તે અસ્તિત્વ–પરમાત્મા–રૂપી સાગરના બુદ્‌બુદ જેવાં છે. દોરડામાં સર્પની પેઠે એ સર્વ એમાંજ પ્રતીત થાય છે, પરંતુ તે પોતે તો સર્વથી નિઃસંગ છે, શુદ્ધ છે. તે (તમારૂં નિજસ્વરૂપ) શરીર નથી, ઇંદ્રિય નથી, પ્રાણ નથી, બુદ્ધિ નથી; પરંતુ હાય! વારી જાઉં એ સ્વચ્છતા, સત્યતા અને વ્યાપકતા ઉપર! કે પ્રકાશ, સ્ફટિક ઈત્યાદિની પેઠે એને જે મળ્યું તેવો એ થઇ જાય છે, જેને ભેટે છે તેની સાથે અભેદ થઈ જાય છે. શરીર સાથે શરીર બની જઇને તે કહેવા માંડે છે કે " હું બદ્રિકાશ્રમ જઇશ, અમરનાથ જઇ આવ્યો છું, ઈત્યાદિ. " પ્રાણો સાથે મળી પ્રાણના ગુણ પોતાનામાં ધારણ કરી કહેવા લાગે છે કે " મને ભૂખ તરસ લાગે છે, દૂધ આપો." બુદ્ધિ સાથે એટલો બધો પ્રેમ બાંધ્યો કે એ દાસીને પોતાની રાજ્યમુદ્રા પણ સોંપી દીધી, બુદ્ધિવતી જે કંઇ થયું તેને એમજ માની બેઠા કે એ તો મેં કર્યું છે; જેમકે " મેં કેવો ઉત્તમ લેખ લખ્યો છે, કેવી સચોટ દલીલ શોધી કાઢી છે, ઇત્યાદિ. " હે ભોળા મહેશ! મારા પ્રાણ! બલિહાર તમારી શુદ્ધતા, રસિકતા અને કોમળતા ઉપર બલિહારી પણ જરા જેજો. એવું ન કરતા કે "જિસ લાઈ ગિલ્લી, ઉન્ને નાલ ઉઠ ચલ્લી." બુદ્ધિ, પ્રાણ, મન, ઇંદ્રિયનો કુસંગ છોડો, અને પોતાની જાતને કલંક ન લગાડો.

બામ પર નંગે ન જાના તુમ શબે મેહતાબ મેં
ચાંદની પડ જાયગી મૈલા બદન હો જાયગા.

અર્થ:—અજવાળી રાતે અગાશીમાં ઉઘાડા શરીરે ન જતા; ચાંદની અડી જશે તો શરીર મેલું થઇ જશે.

---

૧૮ વ્યર્થ ઉપાધિ.

असंगोऽहमसंगोऽहमसंगोऽहं पुनः पुनः ।
सच्चिदानंदरूपोऽहमहमेवाहमव्ययः ॥ (બ્રહ્મવલ્લી)

અર્થઃ—હું અસંગ છું, હું અસંગ છું, હું ફરી ફરીને (કહું છું કે) હું તદ્દન અસંગ છું. હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું, અને હુંજ અવિકારી–અવિનાશી આત્મા છું.

તમે સચ્ચિદાનંદઘન છો. શામાટે દેહ, પ્રાણ આદિ બનો છો ? પોતાને અસત, જડ અને દુઃખરૂપ માનવામાં શું સ્વાદ રહેલો છે ? વહાલા, આ આત્મઘાતમાં શો લાભ છે ? રકત, પ્રસ્વેદ, શુક્ર, મૂત્ર અને થુંક એ પાંચ પાણીઓના પંજાબમાં કેમ મોહિત થઇ–ફસાઇ રહ્યા છો ? વિચિત્ર ગમત કરી રહ્યા છો !

તુ ચુનીં નિહાં, દરેગી, કે મહી બ ઝેરે મેગી,
બ દરાં તૂ મેગે તન રા કે મહી ચો ખુશ લિકાઈ.

અર્થઃ—અફસોસ, તું એવો સંતાયેલો છે કે જાણે વાદળાંની પાછળ ચંદ્ર. આ શરીરરૂપી અભ્રને ચીરી નાખ, કેમકે તું ચંદ્ર છે અને સુંદર મુખાકૃતિ ધરાવે છે.

જિજ્ઞાસુઃ—કંઈ સમજણ પડતી નથી. ભલા આપણે–જીવ (પાપીદાસ)–સત્ચિત્ આનંદ કેવી રીતે હોઇ શકીએ ? ત્રાહિ ! ત્રાહિ ! આવી નાસ્તિકતા ! આખું બ્રહ્માંડ તો પોકારી પોકારી કહે છે કે અમે પરાધીન અને અજ્ઞાન છીએ, ત્યારે આપ અમસ્થાજ અમને બ્રહ્મ માની રહ્યા છો. ઈશ્વર, રક્ષા કર ! પ્રભુ ! બચાવી લે.

જ્ઞાનીઃ—વહાલા ! અત્યંત આશ્ચર્યની વાત છે કે તમે બ્રહ્મ સિવાય બીજું કંઈજ નથી–નખશિખ બ્રહ્મજ બ્રહ્મ છો–અને તોયે તેની ના પાડો છો ! પ્રત્યેક મનુષ્ય આકાશના પણ કાન ફાડી નાખે એવા મોટા સાદે ઘાંટો પાડીને કહે છે કે "હું પવિત્ર છું, આનંદઘન છું, અમર, અદ્વૈત છું, સૌથી પર છું, ચૈતન્યઘન છું ઈત્યાદિ," તે છતા પણ તમે તે કબૂલ કરતા નથી.

"ગઝબ કરતે હો ઝાલિમ આગ પાની કો લગાતે હો."

જિજ્ઞાસુઃ—આ તો વળી તેથીયે વધુ આશ્ચર્યની વાત સંભળાવો છો. બીજાઓને તો રહેવા દો, પરંતુ મારા પોતાના વિષે તો આ ચરણરજ ખાત્રીપૂર્વક છાતી ઠોકીને કહી શકે છે કે મેં કદાપિ ભૂલમાં પણ નથી કહ્યું

કે હું બ્રહ્મ છું., બતાવો તો ખરા, કે આપની સમક્ષ મેં ક્યારે ઐશ્વર્યનો દાવો કર્યો હતો, અને કયા શબ્દોમાં કર્યો હતો ?

જ્ઞાની:–સંસારના કુરુક્ષેત્રમાં તમે અને બીજા બધાલોકો शिवोऽहं शिवोऽहं નું ગીત કર્મોની ભાષામાં ગાઇ રહ્યા છો. તમે ચર્મની જિહ્‌વાદ્વારા તેનો ઇનકાર કરો છો, પરંતુ જીહ્‌વાના શબ્દાડંબર કરતાં કર્મોનો ઢંઢેરો વધારે ભરોંસાપાત્ર હોય છે. "શબ્દો કરતાં કર્મો વધારે બળવાન્ સ્વરે બોલે છે." એક યુવક મદિરા પીને મસ્ત પડેલો હતો. તેના બાપે આવી તેની ઉપર ધિક્કાર અને ફિટકારનો વરસાદ વરસાવવા માંડયો. તે યુવાન ચોકખો ઇનકાર કરી બેઠો અને સોગન ખાઇ ખાઇને કહેવા લાગ્યો કે હું મદિરાને અડકયો સુદ્ધાં નથી; પરંતુ નશો કંઇ છુપો રહી શકે છે ? આંખોમાંથી ઘેન બોલતું હતું. દુર્ગંધ આપોઆપ મદિરાના સમાચાર આપતી હતી. વળી એવામાં ઊલટી પણ થઇ ! હ્યો, હવે શું છુપાવવાના હતા ?

નહીં છુપતા મિસાલે બૂ છુપાયે લાખ પરદું કેં;
મઝા પડતા હય જિસ ગુલ પયરહનકો બેહિજા બીકા.

અર્થ:–જે પુષ્પવસ્ત્રધારીને આવરણરહિત રહેવાની ટેવ પડેલી છે તેને લાખો પડદામાં સંતાડો તોપણ સુગંધની પેઠે તે કદિ સંતાવાનો નથી.

જીભવડે ગમે તેટલું છુપાવવા ઇચ્છયું પરંતુ કર્મોએ તો તે પ્રકટકરીજ દીધું. ઓ વહાલા ! સચ્ચિદાનંદઘન એજ તારૂં મૂળ (આત્મા) છે. તું એ કસ્તૂરીને ગમે તેટલી સંતાડીશ તોપણ છુપી રહેવાની નથી.

(૧) યુધિષ્ઠિરને પૂછવામાં આવ્યું કે આશ્ચર્ય શું છે ? તેમણે ઉત્તર આપ્યો

अहन्यहनि गच्छान्ति भूतानि यममन्दिरम् ।
शेषाः स्थिरत्वमिच्छन्ति किमाश्चर्यमतः परम् ॥ (મહાભારત)

અર્થ:–પ્રતિદિન સહસ્રો પ્રાણી યમમંદિરે સિધાવે છે, પરંતુ બાકીના અહીંજ રહેવાની ઇચ્છા કરતા હોય છે, તેનાથી મોટું આશ્ચર્ય બીજું શું હોઇ શકે ? દરરોજ જોઇએ છીએ અને સાંભળીએ છીએ કે ફલાણો મરી ગયો, અમુક સ્વર્ગે સિધાવ્યો, અને એ પણ જાણીએ છીએ કે જે જન્મ્યો છે તે જવાનોજ છે—

ઝિંદગી મૌત થી, એક ઉમ્રમેં સાબિત યે હુવા;
મેરા હોના થા ફકત મેરે ન હોનેકે લિયે.

અર્થ:-આખા આયુષ્યને અંતે એટલુંજ સિદ્ધ થયું કે જીવન એજ મૃત્યુ હતું; મારૂં હોવું (અસ્તિત્વ) તે માત્ર મારા ન હોવા માટેજ હતું.

આવું છતાં પણ કોઇને પોતાના મૃત્યુની પ્રતીતિ નથી થતી. મુખવતી પ્રતિક્ષણે ભલે મૃત્યુના રાગડા તાણ્યા કરે કે "દુનિયા તો ચાર દિવસની ભાઈ, રહેવું નહિ આહીં રે," પરંતુ વ્યવહારમાં તો તેથી અવળા ચાલવામાં જરાએ બાકી રાખતા નથી. કારભારની સાંકળ સતત લંબાવતાજ જાય છે, અને વૃદ્ધાવસ્થા કિંવા એકાંતવાસના વિચારને વીસરી જઇ નાશના સમુદ્રમાં એવી બેપરવાઈથી લોભનું લંગર નાખી બેસે છે, કે જાણે મૃત્યુનું તોફાન તો કદાપિ આવવાનુંજ નથી. આના કરતા વધુ આશ્ચર્યજનક બીજું શું હોઈ શકે? અંતે એક દિવસ શરીર નષ્ટ થઈ જશે એમાં જરાએ સંશય નથી. ત્યારે પછી મૃત્યુ ઉપર વિશ્વાસ કેમ નથી બેસતો? તેનો સ્પષ્ટ એજ અર્થ થાય છે કે તમારા મૂળસ્વરૂપમા "મૃત્યુ" નુ નામ સરખુ એ નથી, તમારો આત્મા અમર છે, તમારૂ મૂળસ્વરૂપ ત્રિકાલાબાધ્ય છે.

जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यत ।
जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यति ॥

અર્થ:-પુરુષના કેશ અને દાત જીર્ણ થઇ જાય છે, તોપણ જીવન અને ધનનો લોભ છૂટતો નથી.

બ ફિક્રે નીસ્તી હરગિઝ નમી ઉફતંદ મગરૂરા,
અગર ચે સૂરતે મિકરાઝ લા દારદ ગિરેબાહા.

અર્થ:-અહંકારી લોકો મૃત્યુની ચિંતામા કદિ નથી પડતા, જોકે કાત રનીપેઠે મૃત્યુ તેમની ડોક પર ભમી રહેલું હોય છે; પરંતુ—

न हन्यते हन्यमाने शरीरे ॥ (ગીતા)

અર્થાત્ શરીરને હણવાથી તે હણાતો નથી.

"મૃત્યુએ તેને સ્પર્શ સુદ્ધા કર્યો નથી, માત્ર તેનુ શરીરરૂપી ઘરજ શબવત્ દેખાય છે."

બ પોશંદએ જામા જાનસ્ત નામ,
ખિયાલે ફ્ના ગશ્તનશ હસ્ત ખામ.

અર્થાત્ શરીરરૂપી વસ્ત્રને ધારણ કરનારનું નામ જીવાત્મા છે, તેના વિનાશનો વિચારજ વૃથા છે.

આ પ્રમાણે વાસ્તવમાં તમારે કદિ પણ મરવાનું નથી એટલે પછી મૃત્યુની વાતચીત ઉપર વ્યાવહારિક શ્રદ્ધા કેમ બેસે ? એટલા માટેજ તમારૂં દરેક કાર્ય ઢંઢેરો વગાડીને જણાવે છે કેઃ–

સબ્તસ્ત બર જરી દએ આલમ દવામે મા.

અર્થઃ–સંસારના ચોપડામાં અમારા ચિરસ્થાયીપણાનો સિક્કો મારેલો છે.

(૨) વળી સાંભળો. મોંવડે તો "હું પાપી, હું પાપી"ની ગપ ઉડાવતાં લજ્જિત થતા નથી, અને કેટલીકવાર તો આ નિષ્ઠુર વિચારને પ્રેમના પવિત્ર પીતાંબરવડે પણ શોભાવો છો ઉદાહરણાર્થઃ–

ચાર ચીઝ આવુર્દઃ અમ શાહા કે દર પીશે તૂ નીસ્ત,
આજે ઝીયો બેકસી, ઉઝ્રો ગુનાહ આવુર્દઃ અમ.

અર્થઃ–હે બાદશાહ, ચાર એવી વસ્તુઓ લાવ્યો છું કે જે તારી પાસે નથી; અધીનતા, મિત્રહીનતા, ક્ષમાયાચના અને અપરાધ તારી સન્મુખ લાવ્યો છું.

પરંતુ વાસ્તવિકરીતે તેની વિરુદ્ધ એવાં વ્યાખ્યાન સતત આપવામાં આવે છે કે "હું કલંક વિનાનો છું, શુદ્ધ છું, નિર્લેપ છું, પવિત્ર છું" ઇત્યાદિ. અંતે સત્યને કયાંલગી છુપાવી શકવાના છો ?

सत्यमेव जयति नानृतम्। સત્યનોજ સદા જય છે, અસત્યનો નહિ.

કોઇ નાની સરખી ભૂલ પણ બતાવવામાં આવે છે તો ખોટું લાગે છે, કોઇ અપરાધ પ્રકટ કરવામાં આવે તો ખોટું લગાડવા તૈયાર થઇ જાઓ છો, કે "હાય અમારી આબરૂને નુકસાન પહોંચાડયું." પોતાને વિષે જરા અરુચિકર શબ્દો સાંભળવામાં આવે છે કે તરતજ બોલનારને નોટિસ આપવામાં આવે છે કે "તમારા શબ્દો પાછા ખેંચી લ્યો, નહિતર કેસ માંડીશું." નાના બાળકને પણ અપરાધી કહ્યો હોય તો બડબડવા માંડશે. હલકામાં હલકા નોકરનો પણ વાંક કહાડયો, હોય તો તે નારાજ થઇ જશે.

આ પ્રમાણેનાં કૃત્યોથી સ્પષ્ટ રીતે એવો અર્થ નીકળે છે કે દરેક જણ નિજસ્વરૂપની દૃષ્ટિએ શુદ્ધ છે, નિર્લેપ છે. શરીર કે બુદ્ધિના અપરાધો તથા પાપોવડે એ કદિ લેપાતો નથી. જળકૂકડી મેલા પાણીમાં હોય કે ગંગાજળમાં, તોપણ કદિ ભીંજાતી નથી, તેવીજ રીતે આત્મા ગમે તો પવિત્ર બુદ્ધિવાળા શરીરમાં હોય કે અપવિત્રમાં હોય પણ સદા શુદ્ધ અને અસંગ છે.

किं गंगांबुनि बिंबितेऽम्बरमणौ चांडालवाटी पयः ।
पूरे वांतरमस्ति कांचनघटि मृत्कुंभयोर्वांवरे ॥
प्रत्यग्वस्तुनि निस्तरंगसहजानंदावबोधांबुधौ ।
विप्रोऽयं श्वपचोऽयमित्यपि महान् कोऽयं विभेदभ्रमः ॥
(શંકરાચાર્ય. મનીષાપંચકસ્તોત્ર)

અર્થ:—સૂર્ય પોતાનું પ્રતિબિંબ ગંગાજળમાં કે ચંડાલની ગલીના કુંડમાં પાડે, સુવર્ણપાત્રમાં કે માટીના ઘડામાં પાડે, તોપણ તેથી બિંબરૂપ મૂળ સૂર્યમાં જરાપણ ભેદ કે ફેરફાર થતો નથી. તોપછી તે સહજાનંદ અને જ્ઞાન સમુદ્રરૂપ પ્રત્યગાત્મામાં તને એવી ભ્રાંતિ કેમ થાય છે કે આ બ્રાહ્મણ છે અને આ ચાંડાળ છે?

સૂર્ય ગંગાજળમાં પ્રતિબિંબિત થવાથી પવિત્ર નથી બની જતો તેમ મદિરામાં પ્રકાશીને મલિન નથી થઇ જતો; તેવીજ રીતે આત્મા (અર્થાત્ તમારૂં નિજસ્વરૂપ) શરીર કે બુદ્ધિના દોષ કે અપૂર્ણતાને લીધે દૂષિત કે અપૂર્ણ નથી થઇ જતો; તેમ તેમની ઉત્તમતાને લીધે ઉત્તમ નથી બની જતો. મૂળથીજ તે તો શુદ્ધાતિશુદ્ધ છે. જે પુરુષે આ સત્યને જાણ્યું છે અને જેનું એ જ્ઞાન દઢતાને પામ્યું છે તેજ પુરુષ અમર છે; અને ઉચ્ચતમ વિચારવાળો છે.

જહાં જાતે હુવે હિર્સો હવા કે હોશ ઉડતે હૈં.

અર્થ:—જ્યાં પહોંચવામાં લોભ અને મમતાના હોશ-કોશ ઉડી જાય છે.

તમારા આ રાજ્યને કેમ સંભાળતા નથી? બીજાના લખાણો અને વ્યાખ્યાનો વાંચતા, સાંભળતાં જન્મો વીતી ગયા, હવે જરા તમારા પોતાના જાદુઈ લેક્ચરને પણ સાંભળો કે જે તમે હરવખત આપી રહ્યા છો, અને તે પણ ચામડાની જીભવડે નહિ પણ વ્યાવહારિક-કર્મરૂપી જિહ્વાવડે આપી રહ્યા છો. કોઈપણ માણસને પોતાની ઉપર આરોપ આવે તે પસંદ હોતું નથી. પોતે દેખીતો દોષ કર્યો હશે તોપણ તેનું આળ બીજાપર ઢોળી પાડવા પ્રયત્ન કરશે અને ઘાંટા પાડી પાડી પોકારશે કે "હું નિષ્કલંક છું, હું નિષ્પાપ છું." જ્યાં સત્ય અસત્યનો નિર્ણય કરનારા જજ્જ સાહેબ વિરાજેલા હોય તેવી સરકારી કચેરીમાં, હે સત્યને પારખનાર દષ્ટા! જરા જઇને જો. ન્યાયાધીશ પૂછે છે કે "તમે અમુક અપરાધ કર્યો છે?"

અપરાધી કહેશે કે "ના, સાહેબ, જરાએ નહિ, કદાપિ નહિ." જો અપરાધી વિરુદ્ધ પૂરતા સાક્ષી અને પૂરાવા મળી આવે, અને તેની સામે અપરા હોવાનો ચુકાદો આપવામાં આવે, તોપણ અપરાધી તો એમજ કહેશે કે સાચોજ છું. ન્યાયાધીશ સાહેબની બુદ્ધિ સત્યાસત્ય પારખી નથી શ અપીલ કરવામાં આવે, અને અપીલવાળો પણ તેને અપરાધીજ ગણે કહેશે કે "મહેરબાની બતાવવામાં આવી છે. લાંચ અને વગવસીલો ફ ગયાં છે." કારાગૃહમાં મોકલી દેવામાં આવ્યો હોય તો તેનું કારણ પ એવું બતાવશે કે "સરકારને ત્યાં ન્યાયજ નથી." જો જગત્ ભૂંડું બોલ હશે તો કહેશે કે આખું જગત્ પાગલ છે.

ક્યા હૅંસી આતી હય મુઝકો હઝરતે ઈન્સાન પર,
ફેઅ્લે બદતો ખુદ કરે, લા'નત કરે શયતાન પર.

અર્થ:–મનુષ્ય મહાશય ઉપર મને અત્યંત હસવું આવે છે, કેમકે કુકમ તો પોતે કરે છે, અને શાપ આપે છે બિચારા શયતાનને.

હા, હા, ઓ બદનામ થયેલા મનુષ્ય! વાસ્તવિક સ્વરૂપે તું નિષ્કલંક છે, તદ્દન નિર્દોષ છે. સૂર્યની સામે ઘૂવડ તો કદાચ આંખ મેળવી શકે, પરં તારા પવિત્ર સ્વરૂપની સામે પાપ કે દોષ ઉભાં પણ રહી શકે એમ નથી હા, જો તારી કંઇ ભૂલ થાય છે તો તે એટલીજ કે તું અજ્ઞાન બનીને- તારા શુદ્ધ અને અનંત સ્વરૂપને ભૂલી જઇને–પોતાને અપવિત્ર શરીર અને બુદ્ધિ વગેરે માની બેઠો છે, અથવા પોતાના માંદા મિત્રને મળવા આવેલા એક બહેરા* માણસે કર્યું હતું, તેમ તારા અંતરની શુદ્ધ વાણીને (જે તને કહે છે કે તું અમર અને શુદ્ધ છે) બગાડી તેના અર્થનો અનર્થ કરી રહ્યો છે.

* એક બહેરા માણસને સમાચાર મળ્યા કે તેનો મિત્ર ગંભીર માંદગીથી પીડાઇ રહ્યો છે. બહેરાએ તેની પ્રકૃતિ જોવા જવાનો નિશ્ચય કર્યો, પણ તેને વિચાર આવ્યો કે રોગી બિચારો ધીમા સ્વરે વાત કરશે, અને મને તો જરા ઘાટો પાડીને બોલે તોજ સંભળાય છે, એટલે તેના ધીમા શબ્દો સમજતાં ભારે અગવડ પડશે. વળી વારંવાર " હેં, હેં, શું, શું " કરવાથી તો ખોટું દેખાશે અને બધા કહેશે કે આ ક્યાંથી માથું ફોડવા આવ્યો છે ? તેથી સૌથી ઉત્તમ રીત તો એજ છે કે થોડીક વાતચીત કરી રોગીને ખુશ કરી ઝટ પાછા આવતા રહેવું.

તમે અપવિત્ર છો એ વિચાર તમારા વાસ્તવિકસ્વરૂપથી સહન થઇ શકતો નથી, પ્રત્યેક વ્યક્તિને સ્વાભાવિકરીતે નાના બનવા તરફ તિરસ્કાર હોય છે આ વ્યવહારરૂપી જિહ્વાનો ઉપદેશ એ છે કે " તમે પાપ અને દોષથી પર અને અલિપ્ત છો. ( शुद्धमपापविद्धम् ) તમે શરીર કે શરીર-

---

મનમા આ પ્રમાણે વિચાર કરીને તે ઉભો થયો, અને રસ્તામા ચાલતાં ચાલતાં વાતચીતનો ક્રમ નીચે પ્રમાણે ગોઠવ્યો

પહેલી વાત તો હુ એ પૂછીશ કે હવે પ્રકૃતિ કેમ છે ? જેનો જવાબ રિવાજ મુજબ એવો મળશે કે " હવે ઠીક છે, આપની અત્યત કૃપા થઇ " બીજો સવાલ એ પૂછીશ કે " શુ દવા કરો છો ? " જેના ઉત્તરમા તે કોઇ ઔષધીનુ નામ આપશે અને પછી ત્રીજો પ્રશ્ન એ કરીશ કે " ક્યા વૈદ્યનો ઉપચાર ચાલે છે ? " જેના જવાબમા તે કોઇ વૈદ્યનુ નામ અવશ્ય લેશે હુ રોગીને ખુશ કરવા ખાતર તેની દરેક વાત ઉપર " વાહવા, બહુ સારૂ, ઘણુ સારૂ." કરીને ચાલ્યો આવીશ. ટુકમા એવી સાદી સીધી વાતચીત થોડીક કરી આવુ કે જેથી તે ખુશ થાય અને કોઇ જાણી પણ ન શકે કે હુ બહેરો છુ

ઉપર પ્રમાણે મનમાં ક્રમ ગોઠવાયો એટલામાં રોગીનુ ઘર પણ આવી પહોચ્યુ રોગીની સ્થિતિ બહુજ ખરાબ હતી.

બહેરો –જય જય ! શરીરે કેમ છે ? હવે તો કઇ ઠીક છે ને ? જ્યારથી મે સાંભળ્યુ કે આપની પ્રકૃતિ બગડી છે ત્યારથી ચિન્તા થતી હતી પરમેશ્વર તમને જલદી સારા કરે

રોગી –હાય ! હાય ! મરૂ છુ જીવ નીકળી જાય છે, હાય ! હાય !!

બહેરો –( રોગીના હોઠ હાલતા જોઇ ) બહુ સારૂ, ધન્ય પ્રભુ ! આપની વાત સાંભળી મારા જીવમા જીવ આવ્યો ઔષધ શું લ્યો છો ?

રોગી –( ખિન્ન વદને ) ઝેર ખાઉ છુ ઝેર

બહેરો –વાહ એ ઔષધ તો ગુનકારી છે, એ તો ઘણુજ સરસ છે આપનો ઉપચાર ક્યા વૈદ્યરાજ કરે છે ?

રોગી –( અત્યત ખિન્ન થઇ ) યમદેવ

બહેરો– એ વૈદ્યરાજ તો બહુજ હુશિયાર છે એમને હાથે જશ છે ઇલાજ કરે છે

એક બાજુ રોગી બહેરાના જવાબો સાભળી બળીને ખાખ થઇ જતો હતો બીજી બાજુ બહેરા મહારાજ પોતાની ચતુરાઇ માટે ફૂલ્યા સમાતા નહોતા, ! કેવી મજા !

માંથી ઉપજેલા' કદાપિ નથીજ. શરીર તો કોઇનું પણ કદિ પવિત્ર નથી હોઇ શકતું. તેને હજારો વરસોસુધી ગંગાજળમાં ધુવો તોયે શું ?

કભી ન હોવે શુદ્ધ બુદ્ધ યે જલમેં ધોયે, પ્યાઝ ન કેશર હોય જાય કશ્મીરે બોયે.

તમારા અંતરમાંથી આવેશભરી આ દૈવીવાણી સંભળાય છે કે "જે પવિત્ર સત્ય છે તેજ તમે છો. તમે શરીર નથી. અપવિત્ર અને પરિમિત એવા શરીર તેમજ બુદ્ધિના વિચારોને ત્યાગો, અને તમારા પવિત્ર સત્ય-સ્વરૂપમાં જાગો." પરંતુ આશ્ચર્ય છે, એ અવળી બુદ્ધિવાળા બહેરાઓના પણ બહેરા તમારી ઉપર આ આંતરિક સ્ફુરણાની એવી અસર થાય છે કે તમે તમારા સાડાત્રણ હાથના કાળા ટાપુ (અંદામાન) ને પવિત્ર અને દોષ રહિત જણાવવા ઇચ્છો છો; શરીર અને બુદ્ધિને નિર્દોષ સિદ્ધ કરવાના પ્રયત્ન કરો છો; દેહાભિમાની રહીને આરોપમાંથી બચી જવાના યત્ન કરો છો: બીજી તરફ તમારા સત્ય સ્વરૂપમાંથી સતત એજ વ્યાખ્યાન વહી રહ્યું છે કે મન્સૂરનીપેઠે ત્રિલોકના સ્વામી બની જાઓ, તમારી વાસ્તવ અહંતાને સંભાળી લ્યો; પરંતુ તમે એવા બહેરા છો કે ફિરઊન[1] અને અને નિમરૂદની[2] પેઠે ધન અને રાજ્યથી પરિમિત થઈ મહાન્ થવા ઇચ્છો છો, અને અભિમાનમાં ફસી પડો છો.

નિમરૂદ શુદ મરદૂદ ચું ? બૂદશ નિગાહ મેહદૂદ ચૂ,
મારા તકબ્બુર કે સઝદ ? ચું કિબ્રિયા હરજાસ્તમ.

અર્થઃ-નિમરૂદ ક્ષુદ્ર ફિટકારને લાયક કેમ થઈ ગયો ? કારણ કે તેની દૃષ્ટિ મર્યાદિત હતી. મને અહંકાર કેમ શોભે ? હું તો અહંસ્વરૂપ બ્રહ્માની પેઠે સર્વવ્યાપી છું. તમારી વર્તણુકમાટે સત્યના પ્રકાશ તરફથી એવી આજ્ઞા થાય છે કે " ચામડાનાં[3] પગરખાં ( શરીરનો વિચાર )

---

૧ ફિરઊન ( ફેરાઓ ) મિસરનો બાદશાહ હતો અને તેણે ઇશ્વર હોવાનો દાવો કર્યો હતો, તથા મૂસા પયગંબરને બહુ સતાવ્યા હતા.

૨ નિમરૂદે પણ સત્તાના મદથી છકી જઇ ઇશ્વર હોવાનો દાવો કર્યો હતો અને પયગંબર ઇબ્રાહીમ ( અબ્રાહામ ) અલયહિસસલામને ભડભડતી આગમાં નંખાવ્યા હતા, જેમાંથી તેઓ સહીસલામત બહાર નીકળી આવ્યા હતા.

૩ પરદેશમાંથી મિસરમાં પાછા ફરતાં વાટમાં મૂસાની સ્રીને પ્રસુતિની વેદના થવા લાગી. તેઓ સહાય કિંવા ઉપચારમાટે આમ તેમ જોવા લાગ્યા. એવામાં દૂર એક

ઉતારી નાખ; કેમકે તું ઊભો છે તે પવિત્ર ભૂમિ છે.” પરંતુ ધિક્કાર છે, ઓ બધિર મૂસા! કે તું એ પગરખાં (શરીર)ને પવિત્રાત્મા ઉપર રાખવા માગે છે.

(૩) ખુશામદ કીડીથી માંડી બ્રહ્માસુધી બધાને ગમે છે. “ખુશામદ હર કેરા કરદી ખુશ આમદ.” ખુશામદ જેની કરો તેને આવકાર દાયક થઇ પડે છે એમ કેમ છે? તેનું કારણ શું છે? માત્ર એટલુંજ કે ખુશામદ આપણને માનસિક પુષ્પની સુવાસ આપે છે; તે આપણા નિજ ધામમાંથી સંદેશો લાવે છે કે “હું આત્મદેવ અતિ મહાન્ છુ” તે આપણને મંગળ સમાચાર સંભળાવે છે કે.–

તૂર પર ચશ્મે કલીમુલ્લાહ કા તારા હય તૂ,
મા 'નીયે “યાસી” હય તૂ, મફહૂમે “અવઅદના” હય તૂ.

અર્થ.–તૂર પર્વત ઉપર કલીમુલ્લાહ[1](મૂસા પયગંબર)ની આંખનો તું તારો છે, પવિત્ર કુરાનમાંની “યાસીન[2]” સૂરાનો ખુલાસો તુ છે, તથા “તેથીયે નિકટ[3]” શબ્દોમાં તારીજ સ્તુતિ ગવાઇ છે અફસોસ! આ મિલનપત્રિકાને લઇ તમે અવિદ્યારૂપી મદિરામાં ડુબાવી દો છો અને કહો છો કે–

---

વૃક્ષ ઉપર તેમને પ્રકાશ જણાયો. અગ્નિ અને સહાય મેળવવાની આશાએ તેની પાસે જતાં સ્વર સંભળાયો કે “ખચીત હું તારા પાલનહાર છું માટે તારાં પગરખાં કાઢી નાખ. સાચેજ તુ પવિત્ર ખીણમાં ઉભેલો છે, તુ એવડી પવિત્ર ખીણમાં ઉભેલો છે”

(કુરાનશરીફ સૂરા ૨૦, આયા ૧૨)

૧ મુસ્લમાનોએ જૂદા જૂદા પયગંબરોને જૂદા જૂદા ઇલ્કાબ આપેલા છે જેવી રીતે તેઓ પોતાના પયગંબર હઝરત મુહમ્મદ (સ૦ )ને રસૂલુલ્લાહના નામથી સંબોધે છે, તેવીજ રીતે પયગંબર હજરત મૂસા (મોઝીઝ) અલય હિસ્સલામને તેઓ “કલીમુલ્લાહ” અર્થાત્ અલ્લાહ સાથે વાત કરનાર કહે છે મૂસા અલય હિસ્સલામને તૂર (સાઇનાઇ) પર્વતઉપર અલ્લાહના દર્શન પ્રકાશસ્વરૂપે થયા હતા, અને તેમણે અલ્લાહ સાથે વાત કરી હતી ભા. ક.

૨ કુરાનશરીફની કેટલીક સૂરાઓના આરંભમાં અરબીના મૂળાક્ષરોમાંના કેટલાક અક્ષરો મૂકેલા છે આ અક્ષરો આખી સૂરાના ખુલાસારૂપ મનાય છે, અને તેમનો ખરો અર્થ અતિ ગુપ્ત રાખવામાં આવેલો છે ૩૬ મી સૂરાના આરંભમાં યા અને સીન (ય,સ) એ બે અક્ષરો મૂકેલા છે, અને એ સૂરા અતિ મહિમાવાળી ગણાય છે ભા.ક.

૩ “અને તે અંતરિક્ષના ઉચ્ચતમ સ્થાનમાં વિરાજે છે” “પછી તે નિકટ આવ્યો અને વધુ નિકટ આવ્યો, એટલે સુધી કે તે એક ધનુષ્ય જેટલા અંતરે હતો અથવા તેથીયે નિકટ”. (કુરાન શરીફ સૂરા ૫૩ આયાથી૦ ૯૦.)

" ઈ દફતરે બે માની ગર્ક મયે–નાબ ઊલા. "

આ અર્થહીન થોથું સ્વચ્છ સુરામાંજ ડુબેલું રહે તો સારૂં. અથવા તેની ઉપરનું સુંદર પરબીડિયું જોઈ કેટલીક વારસુધી મગ્ન રહો છો, અને પછી વાંચ્યા વગર તેને શરીરરૂપી કચરાની ટોપલીમાં નાખી દો છો (અર્થાત્ તે મહત્તા શરીરને અર્પણ કરો છો.)

જો આ ખુશામદના પરબીડિયાને ફાડી તેમાં લખેલો સંદેશો વાંચ્યો હોત, કે જેમાં સ્વયં આનંદઘન સ્વરૂપ પરમાત્મા તમોને લખે છે. કે–

હાય દરદિયા! દર્દ વંડા મેરા, કરાં મિન્નતાં તે ભરાં મુઢિયાંમેં!
કાહનું નાલ જુદાઈ જલાવના હૈં? સુત્તી કદોં તેરે નાલોં ઉઢિયાં મૈં.

તો ખુશીથી મોં મલકાઇ જાત અને આનંદની અવધિને લીધે પરબીડિયું હાથમાંથી પડી જાત. (અર્થાત્ પ્રશંસાની પૂજા છૂટી જાત.) ખુશામદના પત્રમાં પ્રિયતમની છબી છે;

" આ જાયે અગર હાથ તો કયા ચૅન સે રહીયે,
સીને સે લગાયે તેરી તસ્વીર હમેશાં "

પરંતુ પ્રિયતમની માત્ર છબીજ નહિ, પણ પ્રિયતમ પોતે કહે છે કે

" નઝદી કે મની મરા, મબીં દૂર; પેહલૂયે મની, મબાશ મેહજૂર. "

અર્થઃ–તું મારી પાસે છે, મને તું દૂર ન જો; તું મારી પડખે છે, વિયોગી ન બન.

(૪) વિદ્યાર્થીઓ! સરકારી નોકરો! સોગન ખાઇને કહેજો કે કેવો પ્રિય છે તમને આ મધુરો શબ્દ, " છુટ્ટી " હાય, સ્વતંત્રતા! આખું જગત્ તડપી રહ્યું છે એ સ્વતંત્રતાને માટે. " ઓ સ્વતંત્રતા! ઓ ચંદ્રિકા કરતાંયે વધુ વેગવાળી શિકારિણી! ઓ વિશ્વના વરુઓને ભયભીત કરનારી! જેમ પૌર્વાત્ય દિવસના પ્રશાંત પ્રદેશમાં પ્રકાશનાં કિરણો ઘનદળને ભેદી વિખેરી નાખે છે, તેમ જેનાં સૂર્યસમ શરો તોફાની પાંખવાળી ભૂલોને વીંધી નાખે છે એવી ઓ શિકારિણી!............તારી ભૂતકાળની ગુહાઓમાંથી કવિઓ અને ઋષિઓની જગત્‌ને જાગૃત કરનારી હાકલ હજી પણ દુંદુભિનાદ સમાન ગર્જી રહી છે. ધર્મ એના આગળ પોતાની આંખો ઢાંકી દે છે, અત્યાચાર ભયભીત બની પાછો હઠે છે; માત્ર આનંદ, પ્રેમ અને આશ્ચર્યભરેલો એ અતિ અદ્દભુત્ નાદ સર્વત્ર વ્યાપી રહે છે.

નુષ્યની કામના દેશ અને કાળના જે અનંત પડદાને ચીરીને તેની આ-
ળ કદી પણ ઉડી શકી ન હતી તે કામના એ અવાજ સાંભળતાંજ
એટલે ઉંચે ઉડ્ડયન કરે છે." (આંગ્લકવિ શેલી)

સ્વતંત્રતા તમારી મૂળ–સ્વાભાવિક સ્થિતિ છે. તમો મૂળથીજ નિત્ય મુક્ત છો. છુટી, તહેવાર, ઉત્સવ, મેળો ઇત્યાદિ તમને આવકારદાયક કેમ ન લાગે? તે ખોવાઇ ગયલા યુસુફનું[1] ખમીસ સુંઘાડે છે, કારાગૃહની વેદનાથી પીડાતાં અને અજ્ઞાનરૂપી પથારીમાં આળોટતાં મનુષ્યોને તે જરા મધુરી નિદ્રાનો સ્વાદ ચખાડે છે, અને ગુલામીના દુઃખમાથી થોડા સમય માટે આરામ અપાવે છે, પરંતુ અજ્ઞાનરૂપી પથારી કે જે કાટાઓવડે બિછાવેલી છે તેમાં જ્યાસુધી પડયા રહેશો ત્યાસુધી તો કાંટાજ ભોકાયા કરશે, અને સ્વતંત્રતાનું સુખ નહિ અનુભવો. મોજ-શોખ અને રજાઉત્સવરૂપી નિદ્રા લાવનાર અફીણ ખાઇને થોડા સમય માટે શૂળોની અણીઓને ભૂલી જવાની પદ્ધતિ ઉચિત ન કહેવાય.

મલકી બૂદમો ફિરદૌસે બરીં જાયમ બૂદ,
આદમ આવુર્દ દરી દયૂરે ખરાબ આબાદમ.

અર્થઃ—હું એક ફિરસ્તો (દેવદૂત) હતો અને સ્વર્ગ મારૂં નિવાસ-સ્થાન હતું; પરંતુ આદમ (મનુષ્ય) મને આ ઉજ્જડ સંસારમા લઈ આવ્યો છે.

---

૧ પયગમ્બર યુસુફ (અલ૦) યાકુબ (અ૦) પયગમ્બરના પુત્ર થાય નાન પણમાં તેમના ભાઇઓએ ઇર્ષ્યાને લીધે તેમને કૂવામા નાખી દીધા હતા કોઈ વણ-જારો તેમને કૂવામાંથી કાઢી મિસર લઈ ગયો, જ્યાં કાળાંતરે તેઓ મિસરના મુખ્ય પ્રધાન થઇ ગયા યુસુફ (અલ૦)ના પિતા યાકુબ (અ૦) તેમના વિયોગના શોકે આંધળા થઇ ગયા એક સમયે યુસુફ (અલ૦) ના મૂળ વતનમાં મહા કાળ પડ-વાથી અન્ન ખરીદવા માટે યુસુફના ભાઇઓને મિસરમા આવવાજવાનું થયુ. તેમની આગળ યુસફે (અલ૦) પોતાની ઓળખાણ આપી, તેમનો અપરાધ માફ કર્યો, અને પોતાના માતપિતાને બોલાવી લાવવા માટે પોતાનુ ખમીસ આપી કહ્યુ, " આ મારૂં ખમીસ લ્યો તે પિતાજીના મુખ ઉપર નાખજો, એટલે તેઓ દેખતા થશે પછી આખા કુટુંબને સાથે લઇ મારી પાસે આવજો." (કુરાન શરીફ સુરા ૧૨. આયા ૯૩)

" ઈ દફ્તરે બે મા'ની ગર્કે મચે–નાબ ઊલા. "

આ અર્થહીન થોથું સ્વચ્છ સુરામાંજ ડુબેલું રહે તો સારું. અથવા તેની ઉપરનું સુંદર પરબીડિયું જોઈ કેટલીક વારસુધી મગ્ન રહો છો, અને પછી વાંચ્યા વગર તેને શરીરરૂપી કચરાની ટોપલીમાં નાખી દો છો. (અર્થાત્ તે મહત્તા શરીરને અર્પણ કરો છો.)

જો આ ખુશામદના પરબીડિયાને ફાડી તેમાં લખેલો સંદેશો વાંચ્યો હોત, કે જેમાં સ્વયં આનંદઘન સ્વરૂપ પરમાત્મા તમોને લખે છે. કે-

હાય દરદિયા ! દર્દ વંડા મેરા, કરાં મિન્નતાં તે ભરાં સુદ્ધિયામેં !
કાહનું નાલ જુદાઈ જલાવના હૈં ? સુત્તી કદાં તેરે નાલોં ઉઠિયાં મેં.

તો ખુશીથી ચો મલકાઇ જાત અને આનંદની અવધિને લીધે પરબીડિયું હાથમાંથી પડી જાત. (અર્થાત્ પ્રશંસાની પૂજા છૂટી જાત.) ખુશામદના પત્રમાં પ્રિયતમની છબી છે;

" આ જાયે અગર હાથ તો કયા ચૅન સે રહીયે,
સીને સે લગાયે તેરી તસ્વીર હમેશાં "

પરંતુ પ્રિયતમની માત્ર છબીજ નહિ, પણ પ્રિયતમ પોતે કહે છે કે

" નઝદી કે મની મરા, મબીં દૂર; પેહલૂયે મની, મબાશ મેહજૂર."

અર્થઃ–તું મારી પાસે છે, મને તું દૂર ન જો; તું મારી પડખે છે, વિયોગી ન બન.

(૪) વિદ્યાર્થીઓ ! સરકારી નોકરો ! સોગન ખાઇને કહેજો કે કેવો પ્રિય છે તમને આ મધુરો શબ્દ, " છુટ્ટી " હાય, સ્વતંત્રતા ! આખું જગત્ તડપી રહ્યું છે એ સ્વતંત્રતાને માટે. " ઓ સ્વતંત્રતા ! ઓ ચંદ્રિકા કરતાંયે વધુ વેગવાળી શિકારિણી ! ઓ વિશ્વના વરુઓને ભયભીત કરનારી ! જેમ પૌર્વાત્ય દિવસના પ્રશાંત પ્રદેશમાં પ્રકાશનાં કિરણો ઘનદળને ભેદી વિખેરી નાખે છે, તેમ જેનાં સૂર્યસમ શરો તોફાની પાંખવાળી ભૂલોને વીંધી નાખે છે એવી ઓ શિકારિણી !............તારી ભૂતકાળની ગુહાઓમાંથી કવિઓ અને ઋષિઓની જગતને જાગૃત કરનારી હાકલ હજી પણ દુંદુભિનાદ સમાન ગર્જી રહી છે. ધર્મ એના આગળ પોતાની આંખો ઢાંકી દે છે, અત્યાચાર ભયભીત બની પાછો હઠે છે; માત્ર આનંદ, પ્રેમ અને આશ્ચર્યભરેલો એ અતિ અદ્દ્ભુત્ નાદ સર્વત્ર વ્યાપી રહે છે.

મનુષ્યની કામના દેશ અને કાળના જે અનંત પડદાને ચીરીને તેની આગળ ક્દી પણ ઉડી શકી ન હતી તે કામના એ અવાજ સાંભળતાંજ તેટલે ઉંચે ઉડ્ડયન કરે છે." (આંગ્લકવિ શેલી)

સ્વતંત્રતા તમારી મૂળ-સ્વાભાવિક સ્થિતિ છે. તમો મૂળથીજ નિત્યમુક્ત છો. છુટ્ટી, તહેવાર, ઉત્સવ, મેળો ઇત્યાદિ તમને આવકારદાયક કેમ ન લાગે? તે ખોવાઈ ગયલા યુસુફનું[1] ખમીસ સુંઘાડે છે, કારાગૃહની વેદનાથી પીડાતાં અને અજ્ઞાનરૂપી પથારીમાં આળોટતાં મનુષ્યોને તે જરા મધુરી નિદ્રાનો સ્વાદ ચખાડે છે, અને ગુલામીના દુઃખમાંથી થોડા સમય માટે આરામ અપાવે છે; પરંતુ અજ્ઞાનરૂપી પથારી કે જે કાંટાઓવડે બિછાવેલી છે તેમાં જ્યાંસુધી પડયા રહેશો ત્યાંસુધી તો કાંટાજ ભોંકાયા કરશે, અને સ્વતંત્રતાનું સુખ નહિ અનુભવો. મોજશોખ અને રજાઉત્સવરૂપી નિદ્રા લાવનાર અફીણુ ખાઇને થોડા સમય માટે શૂળોની અણીઓને ભૂલી જવાની પદ્ધતિ ઉચિત ન કહેવાય.

મલકી બૂદમો ફિરદોસે બરીં જાયમ બૂદ,
આદમ આવુર્દ દરીં દયૂરે ખરાબ આબાદમ.

અર્થઃ-હું એક ફિરસ્તો (દેવદૂત) હતો અને સ્વર્ગ મારૂં નિવાસસ્થાન હતું; પરંતુ આદમ (મનુષ્ય) મને આ ઉજ્જડ સંસારમા લઈ આવ્યો છે.

---

૧ પયગંબર યુસુફ (અલ૦) યાકુબ (અલ૦) પયગંબરના પુત્ર થાય. નાનપણમાં તેમના ભાઇઓએ ઇર્ષ્યાને લીધે તેમને કૂવામા નાખી દીધા હતા કોઈ વણજારો તેમને કૂવામાંથી કાઢી મિસર લઈ ગયો, જ્યાં કાળાંતરે તેઓ મિસરના મુખ્ય પ્રધાન થઇ ગયા. યુસુફ (અલ૦)ના પિતા યાકુબ (અલ૦) તેમના વિયોગના શોકે આંધળા થઇ ગયા. એક સમયે યુસુફ (અલ૦) ના મૂળ વતનમાં મહા કાળ પડવાથી અન્ન ખરીદવા માટે યુસુફના ભાઇઓને મિસરમા આવવાજવાનું થયું. તેમની આગળ યુસુફે (અલ૦) પોતાની ઓળખાણ આપી, તેમનો અપરાધ માફ કર્યો, અને પોતાના માતપિતાને બોલાવી લાવવા માટે પોતાનું ખમીસ આપી કહ્યું, "આ મારૂં ખમીસ લ્યો. તે પિતાજીના મુખ ઉપર નાખજો, એટલે તેઓ દેખતા થશે પછી આખા કુટુંબને સાથે લઇ મારી પાસે આવજો." (કુરાન શરીફ. સુરા ૧૨. આયા. ૯૩.)

"ચળકતી મદિરાની પ્યાલીને ભરી દો; ઉજાણીનું આનંદદાયક ભોજન પીરસો; આનંદથી ઉભરાતા સજ્જનો અને સુંદરીઓને બોલાવો; આનંદપૂર્ણ એકતામાં વહેતા અને આખા દિવાનખાનાને ગુંજાવી મૂકતા વિનોદ અને સંગીતના અવાજોપાસે ચિંતાના રાજીયા ગવડાવો; પણ એટલું ન પૂછતા કે ખરૂં સુખ ત્યાં વિદ્યમાન છે કે નહિ,—એ ન પૂછતા કે આ ખડખડાટ કરતું અટ્ટહાસ પોતાની નીચે અસહ્ય વેદના સંતાડી રહ્યું છે, અથવા આ લલાટ હૃદયનો સાચો સેવક બની તેની ખરી સ્થિતિ સૂચવી રહ્યું છે કે નહિ? આ આનંદોત્સવનો પડદો ઉંચકતા નહિ,—એટલું જાણીનેજ સંતોષ માનજો કે આ ક્ષણભંગુર જીવનનું એવું એકે દશ્ય નથી કે જે જીવલેણ દુઃખથી ઉભરાતું ન હોય."

શૂળો અને કંટકોમાંથી મુક્ત થવા માગતા હો તો આ અજ્ઞાનરૂપી પથારીનો ત્યાગ કરો, એટલે સ્વતંત્રતા અને આનંદને તમારૂંજ સ્વરૂપ અનુભવશો, અને આનંદસુધી પહોંચવા માટે નિદ્રા લાવનાર ઔષધિઓ (ધન, સ્ત્રી ઈત્યાદિ) ના આધારની ગરજ નહિ રહે.

પંજા દર પંજએ ખુદા દારમ,
મન ચે પરવાયે મુસ્તુફા દારમ?

અર્થ:-મારો હાથ મેં પરમેશ્વરના હાથમાં આપેલો છે, મને બીજાના વસીલાની શી પરવા છે?

નિત ફુર્હત હય, નિત શાદી હય, ખુશ સાકી હય, આઝાદી હય;
ખુશ ખંદા હય રંગીં ગુલ કા, ખુશ શાદી શાદ મુરાદી હય;
જબ ઉભડા દરિયા ઉલ્ફતકા, હર ચાર તરફ આબાદી હય;
હર રાત નઈ એક શાદી હય, હર રોઝ મુબારક બાદી હય.

ભાવાર્થ:-"હમેશાં આનંદ અને મોજમઝા છે; સદાય સ્વતંત્રતા છે; પુષ્પ સુરંગી હાસ્ય કરે છે; મનના મનોરથ આજે ફળે છે; પ્રેમનો સાગર ઉછળ્યો એટલે દશે દિશામાં આબાદી આબાદી છે. હરેક રાત્રે નવી નવી મોજમજા છે; પ્રત્યેક દિવસે મુબારકબાદી છે.

મારા પ્રાણ! "જાળની નીચે તડફડવાનો તમાશો" બહુ જોયો, હવે સ્વતંત્રતા (જીવન્મુક્તિ) ના અનંત સ્વાદ ચાખો, અને તમારી વ્યવહારરૂપી જીહ્વાથી આવું ગાયન ગાવું છોડો કે:-

શું તો, અય સૈયાદ! આઝાદી મેં હય લાખોં મઝે,
દામ કે નીચે તડપને કા તમાશા ઔર હય.

અર્થ:-" ઓ પારધી! એમ તો સ્વતંત્રતામાં લક્ષાવધિ સ્વાદ રહેલા છે, પરંતુ જાળની નીચે તરફડવાનો તમાશો કંઇ જૂદોજ છે."

બહુ ઘવાયા, હવે આ રમતને છોડો. છોડો, રેશમના કીડાની પેઠે પોતાને હાથેજ કોશેટું બનાવી તેમાં ન પૂરાઓ. અવિદ્યાને ધાત્રી બનાવી તેના ખોળામાં ન બેસો. તે તો માશી પૂતના જેવી રાક્ષસી છે. તેના વિષભરેલા દૂધ સારૂ શામાટે તલસો છો? તમારી સુખશય્યા તો ક્ષીરસમુદ્ર છે કે જ્યાં વિષ અને કંટકવાળો શેષનાગ પણ નરમ નરમ બિછાનાની ગરજ સારે છે, અને ચમ્મર હાળે છે; જ્યાં સમસ્ત સંસારને મુગ્ધ કરનાર લક્ષ્મી તમારા ચરણ ચાંપે છે.

( ૫ ) વ્યાખ્યાન કરો, તેમજ ઉપદેશકોના બોધ અને શિખામણથી ઉભરાતાં વ્યાખ્યાનો તથા ઉપદેશો નિત્ય સાભળો, છતાં સ્વાભાવિકરીતે પ્રત્યેક મનુષ્ય એવો ઈર્ષ્યાવાળો હોય છે કે પોતાના પ્રતિસ્પર્ધી અથવા સમોવડીઆનું નામ સુદ્ધાં સહન નથી કરી શકતો. રેલગાડીમાં બેસતી વેળાજ જુઓને: એક માણસ કોઈ એક ખાનામા બેસી ગયો એટલે તેના મનમાં એમજ આવશે કે " અહીં બીજું કોઈ ન આવે તો સારૂં, માત્ર હું એકલોજ હોઉ તો ઠીક." જો પરમેશ્વર પોતે પણ કોઈ કામમાં પ્રતિસ્પર્ધી હોય તો માણસથી તે સહન નથી થઈ શકતું. જુઓ,

બ વકતે અલવિદા ઉસ માહ લિકા કો,
ન સોપા બદગુમાની સે ખુદા કો.

અર્થાત્ વિખૂટાં પડતી વખતે તે ચંદ્રવદનીને કુશંકા-ઇર્ષ્યાને લીધે પરમેશ્વરને પણ સોપી નહિ!

વો દિન ખુદા કરે કે ખુદા ભી યહાં ન હો;
મંય હોં, સનમ હો, ઔર કોઇ દરમ્યાં ન હો.

અર્થ:-ઈશ્વર કરે ને તે દિવસે ઈશ્વર પણ અહીં ન હોય, માત્ર હું હોઉં, સનમ (પ્રિયા) હોય, અને વચમાં અન્ય કોઇ ન હોય

છોડા ન રશ્કને કે તેરે ઘરકા નામ લું,
હર ઇક સે પૂછતા હું કે "જાઉં કિધરકો મંય"?

અર્થઃ-ઈર્ષ્યાએ તારા ઘરનું નામ પણ લેવા દીધું નહિ, તેથી દરેક જણને એટલુંજ પૂછું છું કે "હું કયાં જાઉં ?"

ઓ મૂસા ( મનુષ્ય )! તારા દિવ્ય સ્વરૂપમાંથી ઉચ્ચ સ્વરે આ અવાજ સંભળાય છે કે હાં ! હાથ લાંબો કર, અને शिवोऽहं રૂપી સર્પ ( મારે અનલહક-एकमेवाद्वितीयम् ) ને પકડી લે. ડર નહિ ! આ બિહામણો સર્પ વિષધારી નથી, તે તો અમૃતધારી છે. તારો સ્પર્શ થતાંજ તે કરડવાને બદલે સીધી ( સત્યની ) જ્યેષ્ટિકા બની જશે.[1] આ જ્યેષ્ટિકા એવી છે કે શુષ્ક પાષાણ ઉપર તેને મારશે તો તેમાંથી તારી ખાતર સ્વચ્છ નીર વહી નીકળશે,[2] આકાશભણી ઉગામશે તો "મન્ના" -દૈવી ભોજન-નો વરસાદ વરસશે, રાતા સમુદ્રને (સંસાર સાગરને) અડકશે તો પાર ઉતરવા માટે સમુદ્ર ફાટી જશે.[3] (માર્ગ આપશે.)

આવ, તારા મૂળ ભણી આવ. તારૂં અજ્ઞાનજ શતાન છે. આ અજ્ઞાનને લીધે તું શરીરને તારો મહિમા આરોપવા ઈચ્છે છે. તવા પાસેથી સૂર્યનું કામ લેવા જેવું કરે છે. ( અર્થાત્ શરીરને અનન્ય અને અદ્વિતીય બનાવવા મથી રહ્યો છે.

"તું[4] કયાંસુધી પાછળ હઠતો રહેશે ? આગળ વધ; અધર્મમાં ન પડતાં ધર્મ ભણી આવ; માખીના ડંખમાં તું મધ જો અને આગળ વધ; સારાંશ કે, તારા મૂળ-સત્ય નિજસ્વરૂપ ભણી તું પાછો ફર. (અ-

૧ "અલ્લાહએ કહ્યું "ઓ મૂસા ! તેને ( તારી લાકડીને ) નીચે ફેંકી દે." "તેથી તેણે લાકડી નીચે ફેંકી દીધી, અને તે એક દોડતો સર્પ બની ગઈ." "અલ્લાહએ કહ્યું" તેને પકડી લે, અને બ્હી નહિ. અમો તેને પૂર્વની, અવસ્થામાં પાછી લાવીશું." (કુરાન શરીફ. ૨૦; ૧૯-૨૧.)

૨ "અને જ્યારે મૂસાએ પોતાના માણસોને પાણી આપવા પ્રાર્થના કરી ત્યારે અમે ( અલ્લાહએ ) કહ્યું, "ત્હારી લાકડી પત્થર ઉપર માર." પછી તેમાંથી બાર ઝરા વહી નીકળ્યા. ઈત્યાદિ ( કુરાન શરીફ ૨- ૬૦ )

૩ "પછી અમે મૂસાને પ્રેરણા કરી "ત્હારી લાકડી સમુદ્રઉપર માર." જેથી સમુદ્રમાં ફાટ પડી, અને બન્ને બાજુ પાણી બે ટેકરા સમાન થઇ રહ્યું. ( કુરાન ૨૬. ૬૩ )

૪ એક ફારસી કાવ્યનો અનુવાદ.

ર્થાત્ જ્ઞાનના આ વિકટ પંથે પળતાં માર્ગમાં તને ગમે તેટલાં મહાન્ દુઃખ કે કષ્ટો સહેવાં પડે તોપણ તેને તું સુખજ ગણ, કેમકે એ માર્ગમાં પડતાં આ દુઃખો અને કષ્ટો પણ નિત્ય સુખ અપાવનારાં છે, તથા આ વિપત્તિઓ તેમજ કષ્ટોને લીધે લેશમાત્ર પણ નિરાશ ન થતાં આગળને આગળ વધ્યે જા, અને જ્યાંસુધી તું તારા નિજસ્વરૂપના મૂળ સત્યને સર્વાંશે ન જાણી લે ત્યાંસુધી તે સ્વરૂપ ભણી ચાલવાનું ચાલુ રાખ."

"વર્ષો થયાં તું પરદેશમાં પરાધીન પડયો છે; કષ્ટ અને દુઃખવડે તારા પગ બંધાયેલા છે; પણ તું તો ખાણમાંના ગૌહર–( રત્ન ) સમાન છે, તેથી હવે તારા મૂળ-સત્ય નિજસ્વરૂપ ભણી તું પાછો ફર."

"ચાલ, આ શરીરરૂપી બંધનને તોડી નાખ અને પોતાને કાળના બંધનમાંથી મુક્ત કર. જા ભલાભુંડા બન્નેને ત્યાગી આવ, અને પછી તારા મૂળ-સત્ય નિજસ્વરૂપ ભણી તું પાછો ફર."

"ગમે તેમ, તોપણ તું આ જગતનું આશ્ચર્ય છે, તારા અંતરમાં તું એક બાણ છે; તારાં બન્ને શુભ નયનો ઉઘાડ, અને તારા મૂળ-સત્ય નિજસ્વરૂપ ભણી તું પાછો ફર."

"તું કઠિન પાષાણ વચ્ચેનું માણેક-રત્ન છે; તું મને કયાંસુધી ખોટું સમજાવતો રહેશે ? તારાં નયનોમાં એ તો સ્પષ્ટ જણાઇ આવે છે; માટે તારા મૂળ-સત્ય નિજસ્વરૂપ ભણી તું પાછો ફર."

"ખરેખર તું સત્સ્વરૂપ ( પરબ્રહ્મ ) નું એક પ્રતિબિંબ છે; અને સંપૂર્ણતા તારો આત્મા છે. નિત્યાનંદરૂપી ઉત્તમોત્તમ મંદિરાનું તું એક દીપું છે; તેથી તારા મૂળ સત્ય નિજસ્વરૂપ ભણી તું પાછો ફર."

"જગત્ એક સરિતા સમાન છે, ત્વરાથી તેને પેલે કાંઠે પહોચી જા; અને ત્યાંથી એક નવીન જગતને જો. ચેત, ચેત અને તારી પુરાતન પ્રતિજ્ઞાનું સ્મરણ કર, તથા તારા મૂળ-સત્ય નિજસ્વરૂપ ભણી પાછો ફર."

"તું બાહ્ય દૃષ્ટિએ માટીનો બનેલો જણાય છે, પરંતુ વાસ્તવમાં તું શ્રદ્ધા–રત્નમાંથી પ્રકટેલો છે અને સત્ય પ્રકાશના ભંડારનો રક્ષણકર્તા છે, તેથી હવે તું તારા મૂળ-સત્ય નિજસ્વરૂપ ભણી પાછો ફર."

"જ્યારે તું દિવ્ય પ્રકાશનો છાયાપુત્ર છે અને સુખી ભાગ્યનાં મંગળ શુકનવાળો છે, ત્યારે આ વિનાશી વસ્તુઓમાટે કયાંસુધી રડીશ ? હવે તારા મૂળ-સત્ય નિજસ્વરૂપ ભણી પાછો ફર."

" તું તને પોતાને નિરભિમાન સાથે જોડી દઇશ કે તરતજ તું તારી અહં--મમતાથી મુક્ત બનીને તેની સાથે જોડાયલાં બીજાં હજારો બંધનોમાંથી છૂટો થઈશ; માટે તારા મૂળ--સત્ય નિજસ્વરૂપ ભણી તું પાછો ફર."

( ૬ ) એક ભોળા વિદ્યાર્થીને નિશાળે જવું નહોતું ગમતું. એક દિવસ તેણે નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય તોપણ આજે નિશાળે નથીજ જવું. તેણે પોતાના ગુંઠણ ઉપર પાટો બાંધી એવું બહાનું કાઢયું કે બહુજ વાગ્યું છે, ચલાતું નથી. હેડમાસ્તરને અરજી લખી કે "મહેરબાન માસ્તર સાહેબ, આ સેવકને આજે નિશાળની હાજરીમાંથી મુક્ત કરશો. મારાથી ચલાતું નથી, એટલે નિશાળે કેવી રીતે આવું ?" વારૂ. અરજી તો લખાઇને તૈયાર થઇ પરંતુ તેને હવે માસ્તર સાહેબ પાસે મોકલવી કોની સાથે ? વિદ્યાર્થીએ પોતેજ નિશાળમાં જઇ અરજી માસ્તરના હાથમાં મૂકી, અને કહ્યું: "આજે મારાથી નિશાળસુધી ચાલી શકાશે નહિ." એ સાંભળી બધા વિદ્યાર્થીઓ અને શિક્ષકો ખડખડાટ હસી પડયા, અને કહ્યું: " ઓ ભોળિયા ! આ અરજી તું અહીં સુધી લઇ આવ્યો એજ તારી વાતને ખોટી પાડે છે. તું નિશાળ સુધી તો પ્રથમથીજ ચાલ્યો આવ્યો છે, એટલે હવે "ચાલી શકાશે નહિ" નો શો અર્થ રહ્યો ?

વહાલા ! ચૈતન્યઘન તારૂં સ્વરૂપ છે. તું પોતાને અજ્ઞાની સ્વીકારી લે તોયે તું જ્ઞાનસ્વરૂપ છે, અને તું પોતાને જ્ઞાની ન માને તો એ ન માનવુંજ " તું જ્ઞાનસ્વરૂપ છે " એવું સિદ્ધ કરે છે. તને એમ લાગે કે "સામે જે કંઇ લખ્યું છે તે ખોટું છે, અને મારૂંજ માનવું સાચું છે." (હર કસી રા અકલે ખુદ બ કમાલ નુમાયદ-પ્રત્યેક જણને પોતાની બુદ્ધિ સંપૂર્ણ જણાય છે,) તો તે પણ સ્પષ્ટરીતે એજ વાત બતાવી આપે છે કે તારા સ્વરૂપમાં જ્ઞાનની ન્યૂનતાનો વિચાર નથી ટકી શકતો. તું જ્ઞાનસ્વરૂપ છે.

બ હર રંગે કે ખાહી જામા મી પોશ,
કે મન આં કદદે રાઅનામી શિનાસમ.

અર્થાત્ ગમે તે પ્રકારનાં વસ્ત્ર તું પહેરીશ તોપણ હું જરૂર તને ઓળખી લઈશ, કેમકે હું તો તારા તે સ્વરૂપને ઓળખું છું.

વ્યવહારરૂપી જિહ્વાથી તો પ્રતિપળે એજ પોકારી રહ્યા છો કે " હું અમર છું, શુદ્ધ છું, નિત્યમુક્ત છું," અને વચનવડે પોતાને સેવક અને

દાસ કહેવડાવો છો, શરીરરૂપી કૂપમાં પાડો છો. "નીમ તન દર ગોર દારમ, નીમ તન દર ઝિંદગી," અર્થાત્ "અડધું શરીર છે ઘોરમાં ને અર્ધું છે જીવનમાં" એવો વણકરનો ધંધો છોડો. પરમેશ્વરના સમ ! તમે પરમેશ્વર છો.

વિશ્વ આખાનાં વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, કવિતા, અને ગણિતશાસ્ત્ર તમારા પોતાનાજ સ્વરૂપમાંથી નીકળ્યાં છે અને નીકળતાં રહેશે.

"ભૂમંડળ, સપ્ત નક્ષત્ર, સૌર વર્ષ, સીઝરના બાહુ, પ્લેટોની પ્રતિભા, ભગવાન્ ખ્રિસ્તનું હૃદય અને શેકસપીઅરની કવિત્વશક્તિનો હું સ્વામી છુ." ( એમર્સન. )

જગતની રૂઢિ છે કે જ્યારે કોઇ ગણિતશાસ્ત્રી ગણિતનો કોઈ ગહન પ્રશ્ન ઉકેલે છે અથવા કવિ કોઇ ઉત્તમ કવિતા લખે છે, ત્યારે તેઓ ગર્વથી કહે છે કે આ પ્રશ્ન મેં(નામે ફલાણો, રહેવાસી અમુક ઠેકાણાનાએ) સિદ્ધ કર્યો, આ પંક્તિઓ મેં (નામ અમુક, શિષ્ય અમુકનાએ) લખી છે. પણ કોઈ પણ ગણિતશાસ્ત્રી કે કવિ એમ કહેવાને શક્તિમાન નથી કે એ પ્રશ્ન ઉકેલાતી વેળા અથવા તેનો નીવેડો લાવતી વખતે તેનું ચિત્ત એકાગ્ર થયેલું નહોતું, તથા તેના મનમાંથી હું અને મારૂં ભુલાઇ ગયેલું નહોતું. રોટલી ખાવી ભૂલી જવી, ઘરની ચિંતાઓથી બેખબર થઈ જવું, સામેથી સૈન્ય પસાર થઇ જાય તોપણ તેનું ભાન ન હોવું, શહેરમાં બળવો ફાટી નીકળ્યો હોય તેથી અજ્ઞાન હોવું, ઉઘાડી તલવાર હાથમાં લઈ વૈરી સામે ઉભો હોય તેને નહિ જોવો, એવી એવી અનેક પ્રકારની વાતો એવા જ્ઞાનીઓ વિષે પ્રચલિત છે કે જેઓ શોધખોળના સ્વામી મનાય છે. થોડો વિચાર કરવાથી જણાશે કે ઉત્તમ ચિંતન અને ઉચ્ચ વિચાર કોઇપણ મનુષ્યમાં ત્યારેજ પ્રકટ થાય છે કે જ્યારે તેના મનમાંથી વ્યક્તિત્વ અને અહંકાર દૂર થાય છે.

માણસ કહે છે કે "મેં આ સિદ્ધાંત સિદ્ધ કર્યો છે." પરંતુ ખરેખર તે કોણે કર્યો ? શું નામે ફલાણા, રહેવાસી ફલાણી જગ્યાનાએ ? કદાપિ નહિ. જ્યારે સિદ્ધાંત સિદ્ધ થયો ત્યારે લોકોને ભલે તમારૂં શરીર જણાતું હતું, પરંતુ તમે તો એટલા એકાગ્ર-તલ્લીન થઇ ગયા હતા કે શરીર અને નામનું ભાન સુદ્ધાં તમને રહ્યું ન હતું, આ પ્રમાણે અહંકારની અવિદ્યમાન દશામાંજ એ જ્ઞાન પ્રકટ થવા છતાં ઓ અવિદ્યારૂપ દેહાહંકાર ! (અર્થાત્ હું કે ફલાણો, પુત્ર ફલાણાનો ઈત્યાદિ) તું સિદ્ધાંતને જાણવા માટે

" તું તને પોતાને નિરભિમાન સાથે જોડી દઇશ કે તરતજ તું તારી અહં--મમતાથી મુક્ત બનીને તેની સાથે જોડાયલાં બીજાં હજારો બંધનો માંથી છૂટો થઇશ; માટે તારા મૂળ–સત્ય નિજસ્વરૂપ ભણી તું પાછો ફર"

( ૬ ) એક ભોળા વિદ્યાર્થીને નિશાળે જવું નહોતું ગમતું. એક દિવસ તેણે નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય તોપણ આજે નિશાળે નથીજ જવું તેણે પોતાના ગુંઠણ ઉપર પાટો બાંધી એવું બહાનું કાઢયું કે બહુજ વાગ્યું છે, ચલાતું નથી. હેડમાસ્તરને અરજી લખી કે "મહેરબાન માસ્તર સાહેબ, આ સેવકને આજે નિશાળની હાજરીમાંથી મુક્ત કરશો. મારાથી ચલાતું નથી, એટલે નિશાળે કેવી રીતે આવું ?" વારૂ. અરજી તો લખાઇને તૈયાર થઇ પરંતુ તેને હવે માસ્તર સાહેબ પાસે મોકલવી કોની સાથે ? વિદ્યાર્થીએ પોતેજ નિશાળમાં જઇ અરજી માસ્તરના હાથમાં મૂકી, અને કહ્યું "આજે મારાથી નિશાળસુધી ચાલી શકાશે નહિ." એ સાંભળી બધા વિદ્યાર્થીઓ અને શિક્ષકો ખડખડાટ હસી પડયા, અને કહ્યું: " ઓ ભોળિયા ! આ અરજી તું અહીં સુધી લઇ આવ્યો એજ તારી વાતને ખોટી પાડે છે તું નિશાળ સુધી તો પ્રથમથીજ ચાલ્યો આવ્યો છે, એટલે હવે "ચાલી શકાશે નહિ" નો શો અર્થ રહ્યો ?

વહાલા ! ચૈતન્યઘન તારૂં સ્વરૂપ છે. તું પોતાને અજ્ઞાની સ્વીકારી લે તોયે તું જ્ઞાનસ્વરૂપ છે, અને તું પોતાને જ્ઞાની ન માને તો એ ન માનવું જ " તું જ્ઞાનસ્વરૂપ છે " એવું સિદ્ધ કરે છે. તને એમ લાગે કે "રામે જે કંઇ લખ્યું છે તે ખોટું છે, અને મારૂંજ માનવું સાચું છે" (હર કસી રા અકલે ખુદ બ કમાલ નુમાયદ–પ્રત્યેક જણને પોતાની બુદ્ધિ સંપૂર્ણ જણાય છે,) તો તે પણ સ્પષ્ટરીતે એજ વાત બતાવી આપે છે કે તારા સ્વરૂપમાં જ્ઞાનની ન્યૂનતાનો વિચાર નથી ટકી શકતો. તું જ્ઞાનસ્વરૂપ છે.

બ હર રંગે કે ખાહી જામા મી પોશ,
કે મન આં કદ્દે રૈનાંઝું મીશિના સમ.

અર્થાત્ ગમે તે પ્રકારનાં વસ્ત્ર તું પહેરીશ તોપણ હું જરૂર તને ઓળખી લઇશ, કેમકે હું તો તારા તે સ્વરૂપને ઓળખું છું.

વ્યવહારરૂપી જિહ્વાથી તો પ્રતિપળે એજ પોકારી રહ્યા છો કે "હું અમર છું, શુદ્ધ છું, નિત્યમુક્ત છું," અને વચનવડે પોતાને સેવક અને

જીજ્ઞાસુઃ—જો એમ બધું એકજ હોય તો લોકોમાં બુદ્ધિ અને શરીરનો તફાવત કેમ હોય છે? કોઈ મહાપંડિત હોય છે તો કોઇ તદ્દન જડભરત. કોઇ તો મખમલના ગાદલા ઉપર પણ બહુજ ચેનચાળા કર્યા પછીજ પગ મૂકે છે, ત્યારે કોઇને શ્હેરના લોકો પોતાની દુકાન સામે રસ્તા ઉપર પણ બેસવા નથી દેતા! કોઇ ભીમસેનના ભાઇ જેવો હોય છે, તો બીજાને માટે બિછાનેથી ઉઠવું પણ અશકય હોય છે. કેવો અનર્થ પ્રવર્તી રહ્યો છે? કેવું અંધેર મચેલું છે? ત્રાહિ ત્રાહિ, ઘોર અન્યાય થઇ રહ્યો છે.

જ્ઞાનીઃ—વહાલા! અંધેર કરો છો તમે કે આવો તફાવત જુઓ છો. આવી ભયંકર તુચ્છતા અને મહાનતા જો કદાપિ સત્સ્વરૂપ પરમેશ્વરમાંથી પેદા થઈ હોત તો જરૂર તે અનર્થ, ઉપદ્રવ અને ત્રાસરૂપ કહેવાત; પરંતુ સત્ય તો એ છે કે તુચ્છતા કે મહાનતા જેવા ભિન્ન પદાર્થજ નથી. જે (આત્મા) અહીં ભિક્ષુરૂપે જણાય છે તેજ અન્યત્ર રાજાધિરાજરૂપે છે. જેને અહીં રોગીરૂપે જુઓ છો, તેજ અન્યત્ર મલ્લરૂપે છે. જે અહિં મૂર્ખ લેખાય છે, તેજ બીજે સ્થાને વેદવ્યાસરૂપ મનાઇ રહ્યો છે. જ્યારે આ પ્રમાણે મૂળમાં સર્વ એકજ છે તોપછી ત્રાસ કે ઉપદ્રવ કેવો?

હસ્તિ,[1] ચ્યુંટી,[2] તૃણ લે આદિંગ, એક અખંડિત બસે અનાદિંગ.

હું જે અહીંયાં ભૂખ્યો છું તેજ ત્યાં કાશ્મિરનાં ફળો આરોગી રહ્યો છું. અહીં અજ્ઞાન છું, તેજ ત્યાં મહાજ્ઞાની યાજ્ઞવલ્કય છું.

इति तत्त्वमसि प्रभृति श्रुतिभिः प्रतिपादितमात्मनि तत्त्वमसि ।<br>
त्वमुपाधिविवर्जित सर्व समं किमु रोदिषि मानसि सर्व समं॥<br>
नहि बन्धविबन्धसमागमनं नहि योगवियोगसमागमनम् ।<br>
नहि तर्कवितर्कसमागमनं किमु रोदिषि मानसि सर्व समं॥<br>
सुख-दुःख विवर्जित सर्व समं इह शोकविशोकविहीन परम् ।<br>
गुरुशिष्यविवर्जित तत्त्व परं किमु रोदिषि मानसि सर्व समं॥<br>
नहि मोक्षपदं नहि बन्धपदं नहि पुण्यपदं नहि पापपदं ।<br>
नहि पूर्णपदं नहि रिक्तपदं किमु रोदिषि मानसि सर्व समं ॥<br>
बहुधा श्रुत्यः प्रवदन्ति यतो वियदादिरिदं मृगतोयसमम् ।<br>
यदि चैक निरन्तर सर्व समं किमु रोदिषि मानसि सर्व समं ॥

(અવધૂત ગીતા, અધ્યાય ૫)

૧ હાથી, ૨, કીડી.

કે કવિતાને લખવામાટે ગર્વ શાનો ધરે છે? "કિસ બિરતે પર તત્તા પાની?" એટપ એટલી શાની કરે છે? સિદ્ધાંત કે વિષય તો જ્ઞાનસ્વરૂપ અદ્વૈત આત્મામાંથી નીકળે છે. આ જે અદ્વૈત આત્મામાંથી સમસ્ત સઘળું જ્ઞાન સૂર્યનાં કિરણોની પેઠે વહે છે, તે આત્મા તમારૂંજ સ્વરૂપ છે. એજ તમે છો, તમે પરિમિત બુદ્ધિ કે શરીરાદિ નથી. ન્યૂટનના મસ્તિષ્કમાં તમારોજ પ્રકાશ હતો. ભગવદ્ગીતા તમારીજ એક કિરણાવલી છે. કુરઆન મજીદ અને પવિત્ર ગીતા તથા બાઈબિલ સર્વ તમારાજ સ્વરૂપ-સમુદ્રના તરંગો છે.

अणोरणीयानहमेव तद्वत् महानहं विश्वमहं विचित्रम् ।
पुरातनोऽहं पुरुषोऽहमीशो हिरण्मयोऽहं शिवरूपमस्मि ॥
अपाणिपादोऽहमचिंत्यशक्तिः पश्याम्यचक्षुः स श्रृणोम्यकर्णः ।
अहं विजानामि विविक्तरूपो न चास्ति वेत्ता मम चित्सदाऽहं ॥
वेदैरनेकैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥
न पुण्यपापे मम नास्ति नाशो न जन्म देहेंद्रियबुद्धिरस्ति च ।
न भूमिरापो न च वह्निरस्ति न चानिलो मेऽस्ति न चांबरं ॥
(કૈવલ્યોપનિષદ્ મંત્ર. ૨૩-૨૪-૨૫-૨૬.)

અર્થ:-હું સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છું, તેમજ મહાન્‌થી પણ મહાન્ છું. આ સર્વ નામરૂપાત્મક વિચિત્ર વિશ્વ હું છું. હું સર્વથી પુરાતન પુરુષ છું, અને બળવાન્ પ્રકાશ સ્વરૂપ (વા આનંદમય) તથા કલ્યાણસ્વરૂપ ઈશ્વર છું. હું હસ્ત-પાદ રહિત છું, અને મારી શક્તિ અચિંત્ય છે. હું આંખ વગર જોઉં છું, અને કાન વગર સાંભળું છું. હું નાનારૂપ પદાર્થોથી ભિન્ન પોતાના નિજસ્વરૂપને વિશેષતઃ જાણું છું, અને મને જાણનાર અન્ય કોઈ નથી. હું સદા ચૈતન્યસ્વરૂપ છું. બધા વેદોમાં માત્ર હુંજ જાણવા યોગ્ય છું, તથા વેદાંત શાસ્ત્રનો કર્તા તેમજ વેદોને જાણનાર પણ હુંજ છું. મને ન પુણ્ય છે ન પાપ, ન નાશ છે ન જન્મ. મારે ન તો દેહ, ઇંદ્રિય કે બુદ્ધિ છે, ન તો ભૂમિ, જળ, વાયુ, અને આકાશ છે. ( કૈવલ્યોપનિષદ્ )

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥ (ગીતા. ૯-૧૦)

અર્થ:--મારી અધ્યક્ષતાને લીધેજ પ્રકૃતિ અથવા માયા સ્થાવરજંગમને પેદા કરે છે, અને એજ કારણથી, હે અર્જુન! જગત્ ફરતુંને ફરતું રહે છે. ( શ્રીમદ્ભગવદ્ગીતા )

જીજ્ઞાસુઃ—જો એમ બધું એકજ હોય તો લોકોમાં બુદ્ધિ અને શરીરનો તફાવત કેમ હોય છે? કોઈ મહાપંડિત હોય છે તો કોઇ તદ્દન જડભરત. કોઇ તો મખમલના ગાદલા ઉપર પણ બહુજ ચેનચાળા કર્યા પછીજ પગ મૂકે છે, ત્યારે કોઇને શ્હેરના લોકો પોતાની દુકાન સામે રસ્તા ઉપર પણ બેસવા નથી દેતા! કોઇ ભીમસેનના ભાઇ જેવો હોય છે, તો બીજાને માટે બિછાનેથી ઉઠવું પણ અશક્ય હોય છે. કેવો અનર્થ પ્રવર્તી રહ્યો છે? કેવું અંધેર મચેલું છે? ત્રાહિ ત્રાહિ, ઘોર અન્યાય થઇ રહ્યો છે.

જ્ઞાનીઃ—વહાલા! અંધેર કરો છો તમે કે આવો તફાવત જુઓ છો. આવી ભયંકર તુચ્છતા અને મહાનતા જો કદાપિ સતસ્વરૂપ પરમેશ્વરમાંથી પેદા થઈ હોત તો જરૂર તે અનર્થ, ઉપદ્રવ અને ત્રાસરૂપ કહેવાત; પરંતુ સત્ય તો એ છે કે તુચ્છતા કે મહાનતા જેવા ભિન્ન પદાર્થજ નથી. જે (આત્મા) અહીં ભિક્ષુરૂપે જણાય છે તેજ અન્યત્ર રાજાધિરાજરૂપે છે. જેને અહીં રોગીરૂપે જુઓ છો, તેજ અન્યત્ર મલ્લરૂપે છે. જે અહિં મૂર્ખ લેખાય છે, તેજ બીજે સ્થાને વેદવ્યાસરૂપ મનાઇ રહ્યો છે. જ્યારે આ પ્રમાણે મૂળમાં સર્વ એકજ છે તોપછી ત્રાસ કે ઉપદ્રવ કેવો?

હસ્તિ,[1] ચ્યુંટી,[2] તૃણ લે આદિંગ, એક અખંડિત બસે અનાદિંગ.

હું જે અહીંયાં ભૂખ્યો છું તેજ ત્યાં કાશ્મિરનાં ફળો આરોગી રહ્યો છું. અહીં અજ્ઞાન છું, તેજ ત્યાં મહાજ્ઞાની યાજ્ઞવલ્કય છું.

इति तत्त्वमसि प्रभृति श्रुतिभिः प्रतिपादितमात्मनि तत्त्वमसि ।
त्वमुपाधिविवर्जित सर्व समं किमु रोदिषि मानसि सर्व समं॥
नहि बन्धविबन्धसमागमनं नहि योगवियोगसमागमनम् ।
नहि तर्कवितर्कसमागमनं किमु रोदिषि मानसि सर्व समं॥
सुख-दुःख विवर्जित सर्व समं इह शोकविशोकविहीन परम् ।
गुरुशिष्यविवर्जित तत्त्व परं किमु रोदिषि मानसि सर्व समं॥
नहि मोक्षपदं नहि बन्धपदं नहि पुण्यपदं नहि पापपदं ।
नहि पूर्णपदं नहि रिक्तपदं किमु रोदिषि मानसि सर्व समं ॥
बहुधा श्रुत्यः प्रवदन्ति यतो वियदादिरिदं मृगतोयसमम् ।
यदि चैक निरन्तर सर्व समं किमु रोदिषि मानसि सर्व समं ॥

(અવધૂત ગીતા, અધ્યાય ૫)

૧ હાથી, ૨, કીડી.

કે કવિતાને લખવામાટે ગર્વ શાનો ધરે છે? "કિસ બિરતે પર તત્તા પાની ?" મોટપ એટલી શાની કરે છે? સિદ્ધાંત કે વિષય તો જ્ઞાનસ્વરૂપ અદ્વૈત આત્મામાંથી નીકળે છે. આ જે અદ્વૈત આત્મામાંથી સમસ્ત સૃષ્ટિનું જ્ઞાન સૂર્યનાં કિરણોની પેઠે વહે છે, તે આત્મા તમારૂંજ સ્વરૂપ છે. એજ તમે છો, તમે પરિમિત બુદ્ધિ કે શરીરાદિ નથી. ન્યૂટનના મસ્તિષ્કમાં તમારોજ પ્રકાશ હતો. ભગવદ્ગીતા તમારીજ એક કિરણાવલી છે. કુરઆન મજીદ અને પવિત્ર ગીતા તથા બાઈબલ સર્વ તમારાજ સ્વરૂપ-સમુદ્રના તરંગો છે.

अणोरणीयानहमेव तद्वत् महानहं विश्वमहं विचित्रम् ।
पुरातनोऽहं पुरुषोऽहमीशो हिरण्मयोऽहं शिवरूपमस्मि ॥
अपाणिपादोऽहमचिंत्यशक्तिः पश्याम्यचक्षुः स शृणोम्यकर्णः ।
अहं विजानामि विविक्तरूपो न चास्ति वेत्ता मम चित्सदाऽहं ॥
वेदैरनेकैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥
न पुण्यपापे मम नास्ति नाशो न जन्म देहेंद्रियबुद्धिरस्ति च ।
न भूमिरापो न च वह्निरस्ति न चानिलो मेऽस्ति न चांवरं ॥
(કૈવલ્યોપનિષદ્ મંત્ર. ૨૩-૨૪-૨૫-૨૬.)

અર્થઃ-હું સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છું, તેમજ મહાન્‌થી પણ મહાન્ છું. આ સર્વ નામરૂપાત્મક વિચિત્ર વિશ્વ હું છું. હું સર્વથી પુરાતન પુરુષ છું, અને બળવાન્ પ્રકાશ સ્વરૂપ (વા આનંદમય) તથા કલ્યાણસ્વરૂપ ઈશ્વર છું. હું હસ્ત-પાદ રહિત છું, અને મારી શકિત અચિંત્ય છે. હું આંખ વગર જોઉં છું, અને કાન વગર સાંભળું છું. હું નાનારૂપ પદાર્થોથી ભિન્ન પોતાના નિજસ્વરૂપને વિશેષતઃ જાણું છું, અને મને જાણનાર અન્ય કોઈ નથી. હું સદા ચૈતન્યસ્વરૂપ છું. બધા વેદોમાં માત્ર હુંજ જાણવા યોગ્ય છું, તથા વેદાંત શાસ્ત્રનો કર્તા તેમજ વેદોને જાણનાર પણ હુંજ છું. મને ન પુણ્ય છે ન પાપ, ન નાશ છે ન જન્મ. મારે ન તો દેહ, ઇંદ્રિય કે બુદ્ધિ છે, ન તો ભૂમિ, જળ, વાયુ, અને આકાશ છે. ( કૈવલ્યોપનિષદ્ )

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥ (ગીતા. ૯-૧૦)

અર્થઃ-મારી અધ્યક્ષતાને લીધેજ પ્રકૃતિ અથવા માયા સ્થાવરજંગમને પેદા કરે છે, અને એજ કારણથી, હે અર્જુન! જગત્ ફરતુંને ફરતું રહે છે. ( શ્રીમદ્‌ભગવદ્‌ગીતા )

જીજ્ઞાસુઃ—જો એમ બધું એકજ હોય તો લોકોમાં બુદ્ધિ અને શરીરનો તફાવત કેમ હોય છે? કોઈ મહાપંડિત હોય છે તો કોઇ તદ્દન જડભરત. કોઇ તો મખમલના ગાદલા ઉપર પણ બહુજ ચેનચાળા કર્યા પછીજ પગ મૂકે છે, ત્યારે કોઇને શહેરના લોકો પોતાની દુકાન સામે રસ્તા ઉપર પણ બેસવા નથી દેતા ! કોઇ ભીમસેનના ભાઇ જેવો હોય છે, તો બીજાને માટે બિછાનેથી ઉઠવું પણ અશક્ય હોય છે. કેવો અનર્થ પ્રવર્તી રહ્યો છે? કેવું અંધેર મચેલું છે? ત્રાહિ ત્રાહિ, ઘોર અન્યાય થઇ રહ્યો છે.

જ્ઞાનીઃ—વહાલા ! અંધેર કરો છો તમે કે આવો તફાવત જુઓ છો. આવી ભયંકર તુચ્છતા અને મહાનતા જો કદાપિ સતસ્વરૂપ પરમેશ્વરમાંથી પેદા થઈ હોત તો જરૂર તે અનર્થ, ઉપદ્રવ અને ત્રાસરૂપ કહેવાત, પરંતુ સત્ય તો એ છે કે તુચ્છતા કે મહાનતા જેવા ભિન્ન પદાર્થજ નથી. જે (આત્મા) અહીં ભિક્ષુરૂપે જણાય છે તેજ અન્યત્ર રાજાધિરાજરૂપે છે. જેને અહીં રોગીરૂપે જુઓ છો, તેજ અન્યત્ર મલ્લરૂપે છે. જે અહિં મૂર્ખ લેખાય છે, તેજ બીજે સ્થાને વેદવ્યાસરૂપ મનાઇ રહ્યો છે. જ્યારે આ પ્રમાણે મૂળમાં સર્વ એકજ છે તોપછી ત્રાસ કે ઉપદ્રવ કેવો?

હસ્તિ,[1] ચ્યુટી,[2] તૃણ લે આદિગ, એક અખંડિત બસે અનાદિગ

હું જે અહીંયા ભૂખ્યો છું તેજ ત્યાં કાશ્મિરના ફળો આરોગી રહ્યો છું. અહીં અજ્ઞાન છું, તેજ ત્યાં મહાજ્ઞાની યાજ્ઞવલ્કય છું.

इति तत्त्वमसि प्रभृति श्रुतिभिः प्रतिपादितमात्मनि तत्त्वमसि ।
त्वमुपाधिविवर्जित सर्व समं किमु रोदिषि मानसि सर्व समं॥
नहि बन्धविबन्धसमागमनं नहि योगवियोगसमागमनम् ।
नहि तर्कवितर्कसमागमनं किमु रोदिषि मानसि सर्व समं॥
सुख-दुःख विवर्जित सर्व समं इह शोकविशोकविहीन परम् ।
गुरुशिष्यविवर्जित तत्त्व परं किमु रोदिषि मानसि सर्व समं॥
नहि मोक्षपदं नहि बन्धपदं नहि पुण्यपदं नहि पापपदं ।
नहि पूर्णपदं नहि रिक्तपदं किमु रोदिषि मानसि सर्व समं ॥
बहुधा श्रुतयः प्रवदन्ति यतो विपदादिरिदं मृगतोयसमम् ।
यदि चैक निरन्तर सर्व समं किमु रोदिषि मानसि सर्व समं ॥

(અવધૂત ગીતા અધ્યાય ૫)

૧ હાથી, ૨, કીડી.

અર્થ:-"તત્ત્વમસિ" ઇત્યાદિ શ્રુતિવાક્યોવડે જે આત્માનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે આત્મા તુંજ છે. નામરૂપાત્મક ઉપાધિને દૂર કરતાં તું સર્વત્ર સમાન છે, અને જ્યારે તું સર્વત્ર સમાન છે ત્યારે ઓ વહાલા! તું શા માટે રડે છે?" (૧)

"તારામાં બંધ કિંવા મોક્ષનો પ્રવેશ નથી; યોગ કે વિયોગનો પ્રવેશ નથી; તેમજ તર્કવિતર્કનો પણ પ્રવેશ નથી; ત્યારે, ઓ વહાલા તું શા માટે રડે છે?" (૨)

"આ તત્ત્વ સર્વત્ર સમ છે, સુખ–દુ:ખ રહિત છે; શોક અશોકથી પર છે; અને ગુરૂશિષ્યના વિચારથી પણ તે પરમતત્ત્વ દૂર છે; ત્યારે, ઓ વહાલા! તું શામાટે રડે છે?"(૩)

"તે સત્યસ્વરૂપમાં ન બંધનું પદ છે ન મોક્ષનું, ન પુણ્યનું પદ છે ન પાપનું, ન પૂર્ણ પદ છે ન રિક્ત (ખાલી); આવું જાણવા છતાં, ઓ વહાલા! તું કેમ રડે છે?" (૪)

"અનેક શ્રુતિયોએ આ વાત કહી છે કે આકાશ આદિ આ બધાં નામરૂપ મૃગજળ સમાન છે; આમ જ્યારે તે તત્ત્વ સર્વસ્થાને એક અને સમાન છે, ત્યારે, ઓ વહાલા, તું શા માટે રૂદન કરે છે?" (૫)

આદમ ન બૂદો મન બુદમ, હવ્વા ન બૂદો મન બુદમ,
આલમ ન બૂદો મન બુદમ, મન આશિકે દેરીના અમ. ૧
બા નૂહ દન કિશ્તી બુદમ, બા યૂસફ અંદ કે અરે ચાહ,
અંદર દમે ઇસા બુદમ, મન આશિકે દેરીના અમ. ૨
આં દમ કે ફિરઔને લઇ દર આબે દર્યા ગર્ક શુદ,
દર હર્બે મૂસા મન બુદમ, મન આશિકે દેરીના અમ. ૩
આં જાકે એહમદ બરગુઝસ્ત અઝ ચારો પંજે હફ્તો હશ્ત,
બર હશ્તમીનશ મન બુદમ, મન આશિકે દેરીના અમ. ૪
અય આફ્તાબ, અય આફ્તાબ, ગરમી મકુન ગરમી મકુન,
ખુદ યક ઝુમાં ખામોશકુન મન આશિકે દેરીના અમ. ૫
શાહે હકીકત બૂદા અમ, દર્યાએ હિકમત બુદા અમ,
મૈલા કે બાશદપીરોમન? મન આશિકે દેરીના અમ. ૬

(શમ્સતબ્રેઝ.)

અર્થ:—" આદમ ન હતો ત્યારે હું હતો, અને આદમની સ્ત્રી હવ્વા ઉત્પન્ન થઇ તે પહેલાં હું હતો; આ સૃષ્ટિ સર્જાઇ તેની પણ પૂર્વે હું હતો; કેમકે હું તો અતિ પુરાતન પ્રેમી છું. "(૧)

" નૂહ પયગંબર સાથે જળપ્રલય સમયે હું તેની નૌકામાં હતો. અને યુસુફ પયગંબરને તેમના ભાઈઓએ કૂવામાં નાખીદીધા ત્યારે કૂવાને તળીયે પણ તેમની સાથે હુંજ હતો; ઈસુખ્રિસ્ત ફુંક મારી મરેલાંને જીવતા કરતા ત્યારે તેમની ફુંકમા પણ હુંજ હતો; કેમકે હું એક અતિ પુરાતન પ્રેમી છું. " (૨)

" મૂસા પયગંબર સાથેની લડાઈમાં જ્યારે નાપાક ફિરઊન બાદશાહ સમુદ્રના જળમાં ડુબી ગયો ત્યારે પણ હું હતો; કેમકે હું તો એક અતિ પુરાતન પ્રેમી છું. " (૩)

" જ્યારે એહમદ ( પયગંબર મુહમ્મદ સલ૦ ) ઉન્નયાન કરતા કરતા ચાર, પાંચ, સાત અને આઠ આકાશ વટાવી ગયા, ત્યારે તે આઠમા આકાશ ઉપર પણ હુંજ બેઠેલો હતો. હું તો એક અતિ પુરાતન પ્રેમી છું. " (૪)

" એ સૂર્ય, એ સૂર્ય, તપી ન જા તપી ન જા, જરા ઢુલીને બંધ કર. હું તો એક અતિ પુરાતન પ્રેમી છું. "(૫)

" હું સત્યનો શહેનશાહ અને બુદ્ધિચાતુર્યની સરિતા છું. મારી સમક્ષ મૌલા[1] ( મૌલના રૂમી ) શું વિસાતમાં છે ? હું તો એક અતિ પુરાતન પ્રેમી છું. " (૬) (શમ્સતબ્રેઝ.)

જિજ્ઞાસુ:—હું તો પરિમિત શક્તિવાળો છું, અને પરમેશ્વર સર્વ શક્તિમાન છે; પૃથ્વીના નાના સરખા કકડામાં મારી શક્તિઓનો અવધિ આવી જાય છે; જ્યારે પરમેશ્વર સર્વવ્યાપક છે; એટલે મારા જેવા દાસાનુદાસને તે સર્વના સ્વામી સાથે શો સંબંધ ? "ચે નિસ્બત ખા કરા બા આલમે પાક?" આ મૃત્તિકાને તે પવિત્ર દિવ્યલોક સાથે શો સંબંધ ?

જ્ઞાની:—તું પરિમિત શક્તિવાળો કેમ છે ? વારુ, તું જે કંઈ કરે છે તેટલુંજ બતાવ, એટલે તે ઉપરથી અમે અનુમાન તારવી કાઢીશું કે તારી શક્તિ પરિમિત છે કે અપરિમિત.

૧ સ્વામી. ઈશ્વર.

જિજ્ઞાસુઃ—હું સવારમાં પરોઢિયે ઉઠું છું. આવશ્યક ક્રિયાઓથી પરવારી વ્યાયામ કરૂં છું. તે પછી કંઈક લખું છું, થોડુંક વાંચું છું. ભોજન જમીને ઑફિસમાં જાઉં છું. ત્યાંથી આવી દૂધ પીને ફરવા જાઉં છું, કે મિત્રોને મળું છું. કોઈ વર્તમાનપત્ર આવ્યું હોય તો તેને વાંચું છું. આ પ્રમાણે દિવસ વ્યતીત થાય છે. રાત્રે સૂઈ રહું છું.

જ્ઞાનીઃ—તે ઉપરાંત પણ કંઈક અવશ્ય કરતા હશો.

જિજ્ઞાસુઃ— આવાં સાધારણ કામો કરવા ઉપરાન્ત કોઇ પ્રાસંગિક કામ આવી પડે છે તો તે પણ કરી લઉં છું. થોડા દિવસથી* "અલિફ્ માસિકની રાહ જોતો હતો. તે ઉપરાંત મારા ધારવા પ્રમાણે તો હું કંઈ બીજું કામ નથી કરતો.

જ્ઞાનીઃ—છુપાવો છો શા માટે ? તેની ઉપરાંત નિત્ય બીજાં પણ તમે જે અગણિત કાર્યો કર્યા કરો છો તેનું તો નામ સરખું એ નથી ઉચ્ચારતા ! એવા ભોળા ક્યારના બની બેઠા છો ? મિત્રો સાથે આવી છેતરપિંડિ યોગ્ય નથી.

જિજ્ઞાસુઃ—અગણિત કાર્યો ! કદિ નહિ. આપ મહાત્મા થઈને આવું શું કહો છો ?

જ્ઞાનીઃ- સાંભળો આ શરીર તો આપનુંજ છે ને ?

જિજ્ઞાસુઃ- હાજ તો; વળી બીજા કોનું હોય ?

જ્ઞાનીઃ—સવારમાં આ શરીરવડે ભોજન આપેજ લીધું હતું ને ? તથા શ્વાસ પણ આપજ લ્યો છો, જુઓ છો પણ આપજ, સાંજરે જંગલમાં જઈ કાલનું ખાધેલું ત્યાગશો તે પણ આપ, અને રાત્રે સૂઇ રહેશો તે પણ આપજ. કેમ સત્ય છે ને ?

જિજ્ઞાસુઃ- યોગ્ય છે; તદ્દન સાચું છે.

જ્ઞાનીઃ- જઠરદ્વારા ભોજન કોણ પચાવે છે ?

જિજ્ઞાસુઃ- હું.

જ્ઞાનીઃ—અને વિસરી ન જતા કે તમારા શરીરની નાડિયોમાં રક્ત પણ તમેજ વહેવડાવો છો, મોંમાં થુંક પણ તમોજ બનાવો છો; ગુડદામાં

*સ્વામી રામતીર્થ પૂર્વાશ્રમમાં જ્યારે લાહોરમાં ગણિતના આચાર્ય હતા, ત્યારે તેમના હાથથી "અલિફ્" નામનું ઉર્દૂ માસિક પત્ર નીકળતું હતું.

મૂત્ર ઉત્પન્ન કરનાર પણ તમેજ છો; વાળને વધારનાર પણ તમે છો; ફેફસાંમાં શ્વાસ તમારો ચાલે છે, તમારા પિત્તાશય ( કલેજા )માં પિત્ત બહારથી કોઇ ભૂત આવીને નથી નાખી જતું. જ્યારે તમે આંખવડે જુઓ છો ત્યારે અનેક જ્ઞાનતંતુઓને હાલવું પડે છે, તેમને હલાવો છો પણ તમેજ, મગજને ગતિ પણ તમેજ આપો છો. તે ઉપરાંત અગણિત સ્વાભાવિક કાર્યોના કર્તા તમે છો. થોડાંક કામોના નામ ગણાવી તમે કેમ હઠ લઇ બેઠા હતા કે " આ ઉપરાંત મારાથી બીજું કંઇજ કામ નથી થતું ? " બેભાન નિદ્રાવસ્થામાં જ્યારે મન અને બુદ્ધિ ( તમારા હથિયાર ) ઉપયોગમાં નથી હોતાં, ત્યારે પણ તમારૂં કામ અટકી નથી પડતું. તે સમયે પણ તમે અન્નને પચાવ્યા કરો છો, કેશ અને નખોને વધાર્યે જાઓ છો. તમને નિદ્રા છેજ કયા ? તમે તો સદા જાગૃત છો. " કહાં ખાબે ગફ્લત, સદા જાગતા હું. "

જ્યારે તમારૂં આ શરીર નાનકડું હતું ત્યારે જો કે તમે બુદ્ધિ અને વિવેકનો ઉપયોગ નહોતા કરતા, તોપણ તમે તો તેજ હતા કે જે અત્યારે છો. નિદ્રામાં પણ તમે તેજ છો કે જે જાગૃતમાં છો. જેવી રીતે તમે આ એક શરીરમા બુદ્ધિનાં કારસ્તાન, રક્તનું વહેવું, તથા ઉછેર અને આવિર્ભાવનું કામ કરાવો છો, તેવીજ રીતે અન્ય શરીરોમા પણ તમેજ સઘળું કામ કરી રહ્યા છો. પ્રત્યેક પાદડામા તમારો પ્રકાશ છે. તમે કેવી રીતે કહેતા હતા કે તમારી શક્તિ પરિમિત છે ?

विज्ञानात्मा सहदेवैश्च सर्वैः प्राणा भूतानि संप्रतिष्ठंतियत्र ।
तदक्षरं वेदयते यस्तु सोम्य स सर्वज्ञः सर्वमेवाविवेशेति ।।
( પ્રશ્નોપનિષદ્ પ્રશ્ન ૪ મંત્ર ૧૧. )

તાત્પર્ય:–" ઓ વહાલા ! જેણે આ જ્ઞાનસ્વરૂપ, અવિનાશી તત્ત્વને ઓળખ્યું, કે જે સર્વ ઇંદ્રિયો, જીવન અને પંચભૂતોનું શિખર છે, તે સર્વ કંઇ જાણી ચૂકયો; તે સર્વમા વ્યાપી ગયો. " આવશ્યક માત્ર વસ્તુ એક આટલીજ છે. " ઇક્કો અલિફ્ તેરે દરકાર. " એકલો " અલિફ્ " ( અદ્વૈત ) અક્ષરજ તારામાટે પૂરતો છે.

ઇક્કો અલિફ્ તેરે દરકાર.
બહુતા ઇલ્મ અઝા ઝિલ પઢિયા, ઝુગ્ગા ઑંઝા ઉસદા સડિયા,

જિજ્ઞાસુઃ—હું સવારમાં પરોઢિયે ઉઠું છું. આવશ્યક ક્રિયાઓથી પરવારી વ્યાયામ કરૂં છું. તે પછી કંઇક લખું છું, થોડુંક વાંચું છું. ભોજન જમીને ઑફિસમાં જાઉં છું. ત્યાંથી આવી દૂધ પીને ફરવા જાઉં છું, કે મિત્રોને મળું છું. કોઈ વર્તમાનપત્ર આવ્યું હોય તો તેને વાંચું છું. આ પ્રમાણે દિવસ વ્યતીત થાય છે. રાત્રે સૂઈ રહું છું.

જ્ઞાનીઃ—તે ઉપરાંત પણ કંઇક અવશ્ય કરતા હશો.

જિજ્ઞાસુઃ— આવાં સાધારણ કામો કરવા ઉપરાન્ત કોઇ પ્રાસંગિક કામ આવી પડે છે તો તે પણ કરી લઉં છું. થોડા દિવસથી* "અલિફ" માસિકની રાહ જોતો હતો. તે ઉપરાંત મારા ધારવા પ્રમાણે તો હું કંઈ બીજું કામ નથી કરતો.

જ્ઞાનીઃ—છુપાવો છો શા માટે ? તેની ઉપરાંત નિત્ય બીજાં પણ તમે જે અગણિત કાર્યો કર્યા કરો છો તેનું તો નામ સરખુંએ નથી ઉચ્ચારતા ! એવા ભોળા ક્યારના બની બેઠા છો ? મિત્રો સાથે આવી છેતરપિંડિ યોગ્ય નથી.

જિજ્ઞાસુઃ—અગણિત કાર્યો ! કદિ નહિ. આપ મહાત્મા થઇને આવું શું કહો છો ?

જ્ઞાનીઃ– સાંભળો આ શરીર તો આપનુંજ છે ને ?

જિજ્ઞાસુઃ– હાજ તો; વળી બીજા કોનું હોય ?

જ્ઞાનીઃ—સવારમાં આ શરીરવડે ભોજન આપેજ લીધું હતું ને ? તથા શ્વાસ પણ આપજ લ્યો છો, જુઓ છો પણ આપજ, સાંજરે જંગલમાં જઇ કાલનું ખાધેલું ત્યાગશો તે પણ આપ, અને રાત્રે સૂઇ રહેશો તે પણ આપજ. કેમ સત્ય છે ને ?

જિજ્ઞાસુઃ– યોગ્ય છે; તદ્દન સાચું છે.

જ્ઞાનીઃ– જઠરદ્વારા ભોજન કોણ પચાવે છે ?

જિજ્ઞાસુઃ– હું.

જ્ઞાનીઃ—અને વિસરી ન જતા કે તમારા શરીરની નાડિયોમાં રક્ત પણ તમેજ વહેવડાવો છો, મોંમાં થુંક પણ તમેજ બનાવો છો; શુહદામાં

*સ્વામી રામતીર્થ પૂર્વાશ્રમમાં જ્યારે લાહોરમાં ગણિતના આચાર્ય હતા, ત્યારે તેમના હાથથી "અલિફ" નામનું ઉર્દુ માસિક પત્ર નીકળતું હતું.

મૂત્ર ઉત્પન્ન કરનાર પણ તમેજ છો; વાળને વધારનાર પણ તમે છો; ફેફસાંમાં શ્વાસ તમારો ચાલે છે; તમારા પિત્તાશય ( કલેજા )માં પિત્ત બહારથી કોઇ ભૂત આવીને નથી નાખી જતું. જ્યારે તમે આંખવડે જુઓ છો ત્યારે અનેક જ્ઞાનતંતુઓને હાલવું પડે છે, તેમને હલાવો છો પણ તમેજ, મગજને ગતિ પણ તમેજ આપો છો. તે ઉપરાંત અગણિત સ્વાભાવિક કાર્યોના કર્તા તમે છો. થોડાંક કામોનાં નામ ગણાવી તમે કેમ હઠ લઈ બેઠા હતા કે " આ ઉપરાંત મારાથી બીજું કંઇજ કામ નથી થતું ? " બેભાન નિદ્રાવસ્થામાં જ્યારે મન અને બુદ્ધિ ( તમારા હથિયાર ) ઉપયોગમાં નથી હોતાં, ત્યારે પણ તમારૂં કામ અટકી નથી પડતું. તે સમયે પણ તમે અન્નને પચાવ્યા કરો છો, કેશ અને નખોને વધાર્યે જાઓ છો. તમને નિદ્રા છેજ કયાં ? તમે તો સદા જાગૃત છો. " કહાં ખાબે ગફલત, સદા જાગતા હું. "

જ્યારે તમારૂં આ શરીર નાનકડું હતું ત્યારે જો કે તમે બુદ્ધિ અને વિવેકનો ઉપયોગ નહોતા કરતા, તોપણ તમે તો તેજ હતા કે જે અત્યારે છો. નિદ્રામાં પણ તમે તેજ છો કે જે જાગૃતમાં છો. જેવી રીતે તમે આ એક શરીરમાં બુદ્ધિનાં કારસ્તાન, રક્તનું વહેવું, તથા ઉછેર અને આવિર્ભાવનું કામ કરાવો છો, તેવીજ રીતે અન્ય શરીરોમાં પણ તમેજ સઘળું કામ કરી રહ્યા છો. પ્રત્યેક પાદડામાં તમારો પ્રકાશ છે. તમે કેવી રીતે કહેતા હતા કે તમારી શક્તિ પરિમિત છે ?

विज्ञानात्मा सहदेवैश्च सर्वैः प्राणा भूतानि संप्रतिष्ठंतियत्र ।
तदक्षरं वेदयते यस्तु सोम्य स सर्वज्ञः सर्वमेवाविवेशेति ।।
( પ્રશ્નોપનિષદ પ્રશ્ન ૪. મંત્ર ૧૧. )

તાત્પર્ય:–" ઓ વહાલા ! જેણે આ જ્ઞાનસ્વરૂપ, અવિનાશી તત્ત્વને ઓળખ્યું, કે જે સર્વ ઇંદ્રિયો, જીવન અને પંચભૂતોનું શિખર છે, તે સર્વ કંઇ જાણી ચૂક્યો; તે સર્વમાં વ્યાપી ગયો. " આવશ્યક માત્ર વસ્તુ એક આટલીજ છે. " ઇક્કો અલિફ તેરે દરકાર. " એકલો " અલિફ " ( અદ્વૈત ) અક્ષરજ તારામાટે પૂરતો છે.

ઇક્કો અલિફ તેરે દરકાર.
બહુતા ઈલ્મ અઝા ઝિલ પઢિયા, ઝુગ્ગા આંજા ઉસદા સડિયા; "

ઉમ્મી જા અરશાં તે ચંઢિયા; પૂરાં દે પૂર લંઘાય સો પાર,
ઈલ્મો બસ કરીં ઓ યાર, ઇક્કો અલિફ્ તેરે દરકાર.

હવે તમારૂં પોતાને જીવ ( પરિમિત ) કહેવડાવવાનું કારણ સાંભળો:—

એક રાજા સાહેબના બાળકની ( સાધારણ બાળકોની પેઠે ) એક ચીતરેલી થાળી સાથે પ્રીતિ બંધાઇ ગઇ. જ્યારે પણ તેને બીજી થાળીમાં ખાવાનું અપાતું ત્યારે તે કહેતો કે " મારી થાળીમાં પીરસો, ત્યારેજ ખાઇશ. " જો કોઈ મોટા થાળમાં ભોજન પીરસીને લાવતા તો પગવડે તેને ઠેલી મૂકતો, અડીયલ બની જતો, અને રડીરડીને બીવરાવતો. જો કોઇ પૂછે કે " ભાઇ, સોના ચાંદીના થાળ, રકાબીઓ વગેરે ઘણીએ સુંદર વસ્તુઓ અહીં છે, તેનો વારસ શું કોઇ બીજો છે ? " પરંતુ બાળક કોઇનું ન સાંભળતાં પોતાનીજ હઠ લઇ બેસતો. એવીજ રીતે ઓ સાચા રાજકુમાર ! તમે અખૂટ સંપત્તિના સ્વામી છતાં તમારી આ " નાન-કડી ચીતરેલી થાળી " રૂપી બુદ્ધિમાં પીરસાઇને સામે આવે તેનેજ સ્વીકારો છો, તેનેજ તમારૂં પોતાનું ગણો છો, અને બાકીના બધા વારસા ને તુચ્છકારી કાઢો છો, લાત મારો છો. જો તમને કહેવામાં આવે કે આ અગણિત અને અખૂટ સંપત્તિ તમા રીજ છે, તમે તમારી જાતને પરિમિત ન ગણો, ત્યારે ઉલટું તમે ખોટું લગાડો છો.

જે કંઇ* બુદ્ધિ, અને ઇંદ્રિયદ્વારા તમારાથી થાય છે તેનો તો સ્વીકાર કરવો અને અન્ય સઘળાં કાર્યોનો ઇન્કાર કરવો, (અર્થાત્ માત્ર બુદ્ધિ-ઇંદ્રિયની સાથે પોતાનો અભેદ માનવો) એજ તમોને જીવ (પરિમિત) બનાવે છે. જરા વિચારો તો ખરા, કે તમોને આમ આત્મઘાત કરવાનો શો હક્ક છે ? એક સાંકડા મોંની ગાગરમા શેકેલા ચણા ભરેલા હતા અને ગાગર જમીનમાં

* સૂચના.-ક્રિયાઓ બે પ્રકારની છે એક સ્વાભાવિક અને બીજી ઐચ્છિક. સ્વાભાવિક(અવિજ્ઞાન) ક્રિયાઓનું બુદ્ધિને ભાન નથી હોતું; જેમકે રક્તવહન, શ્વાસોચ્છ્વાસ, શરીરાદિની વધઘટ, ઇત્યાદિ. ઐચ્છિક (વિજ્ઞાત) ક્રિયાઓ થવા માટે બુદ્ધિના આશ્રયની આવશ્યકતા છે. જેવી કે ખાવું, ચાલવું, જોવું, બોલવું, લખવું, વાંચવું, વિચારવું ઇત્યાદિ. જ્યારે કોઇને પૂછવામા આવે કે તેં આજે શું કામ કર્યું ? તો જે જે ઐચ્છિક કાર્યો અને ક્રિયાઓ તેનાથી થઇ હોય તેનાજ નામ તે ગણાવે છે, પરંતુ પોતાનાથી થતાં અગણિત સ્વાભાવિક કાર્યોને નથી ગણાવતો. જાણે તે કાર્ય તેણે કર્યાંજ નથી.

દાટેલી હતી. વાંદરાએ આવી ચણામાટે ગાગરમા હાથ નાખ્યો, અને મૂઠી ભરી લીધી. ચણાથી ભરેલી મૂઠી મોટી અને ભારે હતી અને ગાગરનું મોં અત્યંત સાંકડું, તેથી હાથ બહાર ન કાઢી શક્યો. ઘણાએ પ્રયત્ન કર્યા, પરંતુ કંઇ ન વળ્યું. ત્યાંજ કેદી બની ગયો. બહુ ચીસો પાડતો, શોરબકોર કરતો હતો, પરંતુ મૂઠીમાંના ચણા નહોતો મૂકતો કે જેથી એ છૂટો થઇ શકે.

હવે કહો કે આવી સ્થિતિનો શો ઉપાય ? મારા પ્રાણ ! તમોને કોઇ કેદ કરનાર નથી. તમારે માટે બંધન છે ક્યાં ? તમે તે હનુમાનના વંશજની પેઠે બુદ્ધિ અને ઇંદ્રિયને એટલા બળપૂર્વક ( અહંકારરૂપી ) મૂઠીમાં પકડયાં છે કે એથી તમે કેદી થઇ પડયા છો, પરિમિત થઇ ગયા છો, જીવ કહેવાઓ છો. એમર્સને કેવું સત્ય કહ્યું છે કે "પ્રત્યેક મનુષ્ય ઇશ્વર છે પરંતુ મૂર્ખાનો સ્વાંગ ભજવી રહ્યો છે."

મરઝી ચેતન કી જભી ઝક મારત કી હોય,
મૃગતૃષ્ણા કે નીરમેં બેહ ચલ્યો બિન તોય.[1]

ઉઘાડો મૂઠી. છોડો મન અને ઇંદ્રિયોના કુસંગને. માત્ર એકજ શરીરમાં, એક મસ્તિષ્કમાં કે એકજ બુદ્ધિમાં પોતાને પૂરાયેલા કેમ માનો છો ? જરા અજ્ઞાનની બેડી તો ઉઘાડો, એટલે તમે સર્વના પાકા મિત્ર છો. છરી કે તલવાર મારતાં પણ સમસ્ત સૃષ્ટિ સાથેની તમારી મિત્રતા નથી છૂટવાની. મૂઠી ઉઘાડો. ગ્રન્થિ દૂર કરો. સમસ્ત પ્રકૃતિને તમારી પત્ની બનાવો.

દિયા અપની ખુદીકો જો હમને મિટા,
વો જો પરદાસા બીચમેં થા, ન રહા,
રહી પર્દેમેં અબ ન વો પર્દાનશીં,
કોઇ દૂસરા ઉસીકે સિવા ન રહા.

અર્થ:-જ્યાં અમારા અહંભાવને અમે ગાળી દીધો એટલે અમારી વચમાં જે પડદા જેવું વિઘ્ન હતું તે ઉઠી ગયું. હવે તે પડદામાં રહેનારને પડદો રાખવાની આવશ્યકતા ન રહી, કેમકે તેના સિવાય અન્ય કોઇ રહ્યું જ નહિ.

આંકસ કે ખાકે માગ ગિલ કર્દો ખાના સાખ્ત,
ખુદ દરમિયાં દર આમદો મારા બહાના સાખ્ત.

અર્થ:-જેણે મારી માટીનો ગારો કરી ઘર બનાવ્યું, તેજ વચમાં તો

[1] પાણી.

ઉમ્મી જા અરશા તે ચંઢિયા; પૂરાં દે પૂર લઘાય સો પાર,
ઇટમો બસ કરીં ઓ યાર, ઇકો અલિફ તેરે દરકાર.

હવે તમારૂં પોતાને જીવ ( પરિમિત ) કહેવડાવવાનું કારણ સાભળો:–

એક રાજા સાહેબના બાળકની ( સાધારણ બાળકોની પેઠે ) એક ચીતરેલી થાળી સાથે પ્રીતિ બંધાઇ ગઇ. જ્યારે પણ તેને બીજી થાળીમા ખાવાનું અપાતુ ત્યારે તે કહેતો કે " મારી થાળીમાં પીરસો, ત્યારેજ ખાઇશ. " જો કોઈ મોટા થાળમાં ભોજન પીરસીને લાવતા તો પગવડે તેને હેલી મૂકતો, અડીયલ બની જતો, અને રડીરડીને બીવરાવતો. જો કોઇ પૂછે કે " ભાઇ, સોના ચાદીના થાળ, રકાબીઓ વગેરે ઘણીએ સુંદર વસ્તુઓ અહીં છે, તેનો વારસ શું કોઇ બીજો છે ? " પરંતુ બાળક કોઇનું ન સાભળતા પોતાનીજ હઠ લઇ બેસતો. એવીજ રીતે ઓ સાચા રાજકુમાર ! તમે અખૂટ સંપત્તિના સ્વામી છતાં તમારી આ " નાન કડી ચીતરેલી થાળી " રૂપી બુદ્ધિમાં પીરસાઇને સામે આવે તેનેજ સ્વીકારો છો, તેનેજ તમારૂં પોતાનું ગણો છો, અને બાકીના બધા વારસા ને તુચ્છકારી કાઢો છો, લાત મારો છો. જો તમને કહેવામા આવે કે આ અગણિત અને અખૂટ સંપત્તિ તમા રીજ છે, તમે તમારી જાતને પરિમિત ન ગણો, ત્યારે ઉલટું તમે ખોટું લગાડો છો.

જે કંઇ* બુદ્ધિ, અને ઇંદ્રિયદ્વારા તમારાથી થાય છે તેનો તો સ્વીકાર કરવો અને અન્ય સઘળા કાર્યોનો ઇન્કાર કરવો, (અર્થાત્ માત્ર બુદ્ધિ-ઇંદ્રિયની સાથે પોતાનો અભેદ માનવો) એજ તમોને જીવ (પરિમિત) બનાવે છે. જરા વિચારો તો ખરા, કે તમોને આમ આત્મઘાત કરવાનો શો હક્ક છે ? એક સાંકડા મોંની ગાગરમા શેકેલા ચણા ભરેલા હતા અને ગાગર જમીનમા

* સૂચના -ક્રિયાઓ બે પ્રકારની છે એક સ્વાભાવિક અને બીજી ઐચ્છિક સ્વાભાવિક(અવિજ્ઞાન) ક્રિયાઓનું બુદ્ધિને ભાન નથી હોતું જેમકે રક્તવહન, શ્વાસોચ્છ્વાસ, શરીરાદિની વધઘટ, ઇત્યાદિ ઐચ્છિક (વિજ્ઞાત) ક્રિયાઓ થવા માટે બુદ્ધિના આશ્રયની આવશ્યકતા છે જેવી કે ખાવુ, ચાલવુ, જોવુ, બોલવુ, લખવુ, વાચવુ, વિચારવુ ઇત્યાદિ જ્યારે કોઇને પૂછવામા આવે કે તે આજે શુ કામ કર્યું ' તો જે જે ઐચ્છિક કાર્યો અને ક્રિયાઓ તેનાથી થઇ હોય તેનાજ નામ તે ગણાવે છે, પરતુ પોતાનાથી થતાં અગણિત સ્વાભાવિક કાર્યોને નથી ગણાવતો જાણે તે કાર્ય તેણે કર્યાંજ નથી.

દાટેલી હતી. વાંદરાએ આવી ચણામાટે ગાગરમાં હાથ નાખ્યો, અને મૂઠી ભરી લીધી. ચણાથી ભરેલી મૂઠી મોટી અને ભારે હતી અને ગાગરનું મોં અત્યંત સાંકડું, તેથી હાથ બહાર ન કાઢી શકયો. ઘણાએ પ્રયત્ન કર્યા, પરંતુ કંઇ ન વળ્યું. ત્યાંજ કેદી બની ગયો. બહુ ચીસો પાડતો, શોરબકોર કરતો હતો, પરંતુ મૂઠીમાંના ચણા નહોતો મૂકતો કે જેથી એ છૂટો થઇ શકે.

હવે કહો કે આવી સ્થિતિનો શો ઉપાય? મારા પ્રાણ! તમોને કોઇ કેદ કરનાર નથી. તમારે માટે બંધન છે કયાં? તમે તે હનુમાનના વંશજની પેઠે બુદ્ધિ અને ઇંદ્રિયને એટલા બળપૂર્વક (અહંકારરૂપી) મૂઠીમાં પકડયાં છે કે એથી તમે કેદી થઇ પડયા છો, પરિમિત થઈ ગયા છો, જીવ કહેવાઓ છો. એમર્સને કેવું સત્ય કહ્યું છે કે "પ્રત્યેક મનુષ્ય ઇશ્વર છે પરંતુ મૂર્ખાનો સ્વાંગ ભજવી રહ્યો છે."

મરઝી ચેતન કી જભી ઝક મારત કી હોય,
મૃગતૃષ્ણા કે નીરમેં બેહ ચટયો બિન તોય.[1]

ઉઘાડો મૂઠી. છોડો મન અને ઇંદ્રિયોના કુસંગને. માત્ર એકજ શરીરમાં, એક મસ્તિષ્કમાં કે એકજ બુદ્ધિમા પોતાને પૂરાયેલા કેમ માનો છો? જરા અજ્ઞાનની બેડી તો ઉઘાડો, એટલે તમે સર્વના પાકા મિત્ર છો. છરી કે તલવાર મારતાં પણ સમસ્ત સૃષ્ટિ સાથેની તમારી મિત્રતા નથી છૂટવાની. મૂઠી ઉઘાડો. ગ્રન્થિ દૂર કરો. સમસ્ત પ્રકૃતિને તમારી પત્ની બનાવો.

દિયા અપની ખુદીકો જો હમને મિટા,
વો જો પરદાસા બીચમેં થા, ન રહા,
રહી પર્દેમેં અબ ન વો પર્દાનશીં,
કોઇ દૂસરા ઉસીકે સિવા ન રહા.

અર્થઃ-જ્યાં અમારા અહંભાવને અમે ગાળી દીધો એટલે અમારી વચમાં જે પડદા જેવું વિઘ્ન હતું તે ઉઠી ગયું. હવે તે પડદામાં રહેનારને પડદો રાખવાની આવશ્યકતા ન રહી, કેમકે તેના સિવાય અન્ય કોઇ રહ્યુંજ નહિ.

આંકસ કે ખાકે મારા ગિલ કર્દો ખાના સાખ્ત,
ખુદ દરમિયાં દર આમદો મારા બહાના સાખ્ત.

અર્થઃ-જેણે મારી માટીનો ગારો કરી ઘર બનાવ્યું, તેજ વચમાં તો

[1] પાણી

હતો, પરંતુ મને એક બહાનું બનાવ્યો. (અર્થાત્ કર્તાકારવતા બધું તેજ છે પરંતુ અમને તો નકામા કર્તા બનાવે છે.)

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयंते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

(મુડકોપનિષદ્, અધ્યાય ૨. ખંડ ૨. મંત્ર. ૮)

અર્થ:–તે પરમ પુરુષને જોતાંજ હૃદયની તમામ ગ્રન્થિયો ભેદાઈ જાય છે, સર્વ સંશયો છેદાઇ જાય છે અને બધાં કર્મો નાશ પામે છે.

જે સૂતેલાં, જાગતાં, બે પગાં, ચો પગાં વગેરેનો એકલો અને માત્ર એકજ સ્વામી છે એવા આત્મદેવની ખાતર પોતાનાં મન અને ઇંદ્રિયોને આહુતિ બનાવી જ્ઞાનાગ્નિમાં હોમી દો. દ્વૈતભાવરૂપી પ્રલયને ઉત્પન્ન કરનારા અવિવેકની કુરબાની ચઢાવો. તે એક સ્વરૂપ સમક્ષ, કે જે સ્વરૂપ સર્વ ઇંદ્રિયો, જીવન અને શકિતનું શિખર છે. તે પરિમિત બનાવનાર તુચ્છ બુદ્ધિનો લય કરી દો. તે હિરણ્યગર્ભમાં કે જેની આંખના પલકારામાત્રથી પૃથ્વી અને આકાશ ધ્રુજી ઉઠે છે; અને જેના ભયથી સૂર્ય ઉદય થઇ પ્રકાશે છે. જરા અંતરમાં દૃષ્ટિ કરીને તો જુઓ. તે તમેજ છો કે જેની કીર્તિ હિમાલયના પર્વતો જાહેર કરી રહ્યા છે અને જેની મહત્તા નીલવર્ણસાગર અને આકાશ બતાવી રહ્યાં છે.

यस्य मे हिमवन्तो महित्वा यस्य समुद्रं रस्या सहाहु ।

અર્થાત્ બરફથી ઢંકાયેલા પર્વતો જેનો મહિમા જણાવે છે, અને જેનો મહિમા સમુદ્ર પ્રકટ કરી રહ્યો છે તે મહાન્ વસ્તુ તું છે.

સાંઇ[1] લોગ પુકાર દે,[2] કર કર લંબે હાથ,
તૂ પરમાતમ દેવ હૈ, તૂ તિરલોકી નાથ.

ગરચે ખાકી દરીં જઝીરએ ખાક,
લેક સાફી તર અઝ ઝુલાલ તુઈ;
બુગઝર અઝ ખેશ, દર ખુદ આ યકબાર,
તા બદાની કે ઝુલ જલાલ તુઇ.

અર્થ:–જો કે તું આ માટીના દ્વીપમાં પૂરાઈ પોતાને માટીરૂપ સમજે છે, પરંતુ વાસ્તવમાં પાણીના સ્વચ્છ બિંદુ કરતાં પણ તું વધુ સ્વચ્છ છે. તારા પરિચ્છિન્ન હુંપણાથી પર થઈ એક વાર આત્માનુભવ કર, એટલે

૧ સાધુ. ૨ પોકારે છે.

તને જણાશે કે મહાન્ કીર્તિવંત ઈશ્વર તુંજ છે.

જિજ્ઞાસુઃ– બસ, ભગવન્ ! બસ. હવે સંભળાવો છો કોને ? સાંભળવાની શક્તિ તો તમે રાખી નથી.

" દિલ ગુફ્ત મરા ઈલ્મે લદુન્ની હવ સસ્ત,
તા' લીમી કુન અગર તુરા દસ્ત રસસ્ત.
ગુફ્તમ કે "અલિફ્" ગુફ્ત, "દિગર" ? ગુફ્તમંહીચ.
દર ખાના અગર કસ અસ્ત, યક હર્ફ બસસ્ત. "

અર્થઃ–હૃદયે કહ્યું કે મારી ઇચ્છા દૈવી જ્ઞાન શીખવાની છે; જો તને તે પ્રાપ્ત થયું હોય તો મને શીખવ. મેં કહ્યું " અલિફ્ " તેણે કહ્યું "બીજું ?" મેં જવાબ આપ્યો "કંઇ નહિ." જો તારા હૃદયરૂપી ગૃહમાં કોઇને રાખવા ઈચ્છતો હોય તો આ એક અક્ષર પૂરતો છે.

પ્રજાપતિના ઉપદેશને ઈંદ્ર બત્રીશ બત્રીશ વર્ષપર્યંત વિચારતો રહ્યો. આપના આ "અલિફ્" રૂપી ઉપદેશને હું પૂરા બત્રીશ દિવસસુધી એકાંતમાં દરરોજ વિચારીશ, અને તે પછીજ વધુ સાંભળવા હાજર થઈશ.

( જિજ્ઞાસુ પ્રેમપૂર્વક ચરણસ્પર્શ કરે છે. )

જ્ઞાનીઃ– નારાયણ ! આ શું ? આ શું ? હમણાથીજ એ બધા ઉપદેશને ભૂલી ગયા ? પરમેશ્વરની ખાતર અમને શરીરરૂપ ન ગણો, તેમજ તમારી જાતને પણ આ શરીરમા પરિમિત ન માનો. તમે ખરા જિજ્ઞાસુ કે આવતા વારજ અમને પરિમિત બનાવવા લાગ્યા. વહાલા ! અમે તો સદાય તમારામાં વિદ્યમાન છીએ. તમારા હૃદયમાંજ બેઠેલા છીએ, તમારા ઘરમાજ મહેમાન છીએ. ત્યાજ અમારી સાથે પ્રેમોર્મિથી ભેટો એટલુંજ નહિ, પરંતુ એક થઇ જાઓ. મારા પ્રાણ ! ઘરમા અતિથિને ગમેતેમ પડયો મૂકી બહાર ભટકતા ફરવું એ તો અતિથિનું અપમાન કરવા બરાબર છે.

તાલિબ ! મકુન તૌહીને મન, દર ખાના અત રામ અસ્તબી,
રૂ તાફ્તી અઝમન ચેરા ? દર કઃએ તૂ પયદાસ્તમ.

અર્થઃ–ઓ જિજ્ઞાસુ ! મારૂં અપમાન ન કર, તારા ઘરમાં દૃષ્ટિ નાખ, ત્યાં રામ સદાય વિરાજમાન છે. મારાથી મોં કેમ ફેરવી લે છે ? હું તો તારા હૃદયમાં વસનારો છું.

તમારા નામરૂપ શરીર, અને બુદ્ધિરૂપી પડદાઓને ઉઠાવી જુઓ એટલે તેજ પળે રામ સાથે મેળાપ થશે. ૐ, ૐ, ૐ,

# पत्रमंजुषा

("અલિફ" માસિકમાંના બીજા લેખોની પેઠે આ પત્રો પણ તે માસિકના વાચક જિજ્ઞાસુઓને માટે સ્વામી રામની લેખિનીથી લખાયલા છે, એ બધા ઉર્દુ માસિક "અલિફ" ના ચોથા અંકને અંતે, અર્થાત્ "લોકોને વેદાંત કેમ નથી ગમતું?" એ વિષયમાંના "વેદાંતનું એક સાધન-પ્રસન્નતા," વાળા પેરેગ્રાફની પૂર્વે અને "વ્યાવહારિક જ્ઞાન" નામના પેરેગ્રાફની પછી પ્રકટ થયેલા છે.)

## "અલિફ" માસિકના વ્યવસ્થાપક તરફથીઃ



વાહ ચકવૃંદ! "અલિફ"નાં ત્રણ વ્યાખ્યાનો પછી જ્યારે ચોથા ઉપદેશની શરૂઆત થઇ ત્યારે હજુ તો તે અડધોએ થયો ન હતો, તેવામાં આપણા પહેલા વ્યાખ્યાનનો વિષય અને જેની શોધમાં સમસ્ત સૃષ્ટિ વલખાં મારે છે તે "આનંદ" બન્ને હાથ જોડીને રામની સમક્ષ આવી ઉભો, અને સ્વીકાર કરવા લાગ્યો કે "નિઃસંદેહ, હું આપનું નિજસ્વરૂપ છું. આપ દ્વારાજ પ્રકટ થયો છું; ના, ના, આપજ હું છું." અને રામ સાથે અભેદ થઇ ગાવા લાગ્યો કેઃ–

દોહરાઃ—જો સુખ નિત્ય પ્રકાશ વિભુ નામરૂપ–આધાર,
મતિ ન લખે જેહિ મતિ લખે, સો મૈં શુદ્ધ અપાર.
અવધિ અપાર સ્વરૂપ મમ, લહરી વિષ્ણુ મહેશ,
વિધિ, રવિ, ચંદા, વરુણ, યમ, શક્તિ, ધનેશ, ગણેશ.
જા કૃપાલ સર્વજ્ઞકો હિય ધારત મુનિ ધ્યાન,
તાકો હોત ઉપાધિ તે મો મેં મિથ્યા ભાન.
વ્હે જેહિ જાને બિન જગત મનહું જેવરી સાંપ,
નસે ભુજંગ જગ જેહિ લહે, સોહં આપહી આપ.

જ્યારે સ્થિતિ આવી થઇ ગઈ, અને ચારે બાજુ આનંદ ઉછાળા મારવા

લાગ્યો, ત્યારે રામને એમજ ગમ્યું કે ચાલો, વનમાં સિધાવીયે. "નારાયણ" "ૐ"ના સુસ્વર ધ્વનિનો ઉચ્ચાર કરતા, "અલિફ્"ની ધ્વજા હાથમાં ધરીને સાથે આવ્યા. જગતના રાસમંડળમાં કૃષ્ણની પેઠે જ્યારે રામ પણ લોકોની દૃષ્ટિમાંથી એકાએક અદૃશ્ય થયા ત્યારે સ્વર સંભળાયો કે પ્રત્યેકના હૃદયમા, પ્રત્યેકના મસ્તિષ્કમાં, પ્રત્યેકની આખોમાં મારૂં સ્થાન છે. શું અમીર કે શું ફકીર, પ્રત્યેકના નામરૂપ અને નાડી નાડીનું અસ્તિત્વ રામનેજ આધારે છે. શરીરરૂપી કોટડીઓમાં સારા નરસા વિચારો રજકણોની પેઠે તે કોટડીઓમા પ્રવેશ પામેલી મારાજ પ્રકાશ સ્વરૂપની રશ્મિઓમાં વાસ કરી રહે છે. "નાહનો અકરબો ઇલયહે મિન હબલિલ વરીદ." અર્થાત્ તમારા ગળાની ધોરી નસ કરતા પણ અમો વધારે નિકટ છીએ.

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके तदन्तरस्य सर्वस्य ।
तदु सर्वस्यास्य वाह्यतः ॥          ( યજુ૦૪શા૦ મ૦ ૫ )

ભાવાર્થઃ–હમ ચલ હૈં, હમ ચલ હૈં નાહીં, હમ નેડે, હમ દૂર,
હમ હી સબકે અંદર ચાનન, હમહી બાહર નૂર.

અય તાલિબા, અય તાલિબા, મન બા શુમા હર જાસ્તમ,
હમ જલ્વાગર દરદીદહા, હમ મુઝમિરે દિલ હાસ્તમ   ૧
ઇદ્દૂરીયો મેહજૂરીયમ અઝ વેહમે પિન્દારે શુમાસ્ત,
દર નિસ્બતે ખુદ બા શુમા દર્યા ઓ મોજ આસાસ્તમ   ૨
બાં હુસ્ને ખુદ દર બાખ્તમ, મન નર્દે ઇશ્કો આશકી,
હમ લયલીયો મજનું મનમ, હમ વામિકો અઝરાસ્તમ.   ૩
ગાહે નિયાઝ ઈમાને મન, ગેહ બે નિયાઝી શાને મન,
ઇ હર દૂ ભી ઝેબદ બમન, હમ બંદા ઓ મોલાસ્તમ   ૪
હમ સૂરતે નાસૂતીયમ, હમ મા'નીયે લાહૂતીયમ,
પિન્હા તર અઝ પિન્હાં નો હમ પયદા તર અઝ પયદાસ્તમ.   ૫
બર અકસે રસ્મે ઇ જહાં દર પર્દામી બાશમ અયાં,
ચંદા કે બે પર્દા શવમ, દર પર્દએ અખફાસ્તમ.   ૬

અર્થઃ–ઓ જિજ્ઞાસુઓ ! ઓ મારા યાચકો ! હું તો સર્વત્ર તમારી સાથેજ છુ; તમારાં નયનોમાં પ્રકાશી રહ્યો છું, તેમજ તમારા હૃદયોમાં છુપાઇ રહ્યો છું. (૧)

આ અંતરાય અને આ વિયોગ તમારા ભ્રમનાંજ પરિણામ છે; મારા અને તમારા વચ્ચેનો સંબંધ તો સાગર અને તેના તરંગો વચ્ચેના સંબંધ જેવો છે. (૨)

મારા સૌંદર્યની સંગે હું પ્રેમ અને પ્રેમળતાની બાજી હારી બેઠો; હવે લયલા પણ હુંજ છું અને મજનુ પણ હુંજ, અઝેરા[1] પણ હું અને વામિક પણ હુંજ છું. (૩)

કોઇ સમયે પ્રાર્થના એજ મારો ધર્મ છે, તો કોઇ વખત ઉદારતા મારી શોભા પ્રકટ કરે છે; આ બન્ને અવસ્થાએ મને શોભાસ્પદ છે; કેમકે સેવક અને સ્વામી હુંજ છું. (૪)

સ્થૂળ—વ્યક્તનું મૂળ પણ હું છું, તેમ સૂક્ષ્મ—અવ્યક્તનું રહસ્ય પણ હુંજ છું; કારણ હું ગુપ્ત કરતાંયે ગુપ્ત અને પ્રકટ કરતાં પણ વધારે પ્રકટ છું. (૫)

આ જગતના નિયમની વિરુદ્ધ હું પડદામાં રહી પ્રકટ થાઉં છું; પરંતુ ગમે તેટલો પડદા વિનાનો થાઉં તોપણ અજ્ઞેયતાના આવરણમાં હું સંતાયેલોજ રહું છું. (૬)

અહાહા ! રામની સમક્ષ કેવા આનંદ ભરેલાં ॐ નાં સુરીલાં અને મસ્ત ગીતો ગવાઈ રહ્યાં છે ! કે જ્યાં દુ:ખ અને દર્દનું તો નામ સુદ્ધાં સંભળાતું નથી. રામ પોતાના મહિમામાં મસ્ત છે. આનંદજ આનંદ ચારેબાજુ ઉભરાઈ રહ્યો છે. પોતાની મસ્તીમાં પૂર આવવાને લીધે, અથવા કોઇનો પત્ર જે કોઇવાર પહોંચી જવાને લીધે તેમના તરફથી જે ટુંકા પત્રો આપ્યા કરે છે તે નીચે ક્રમવાર વાચકવર્ગની સમક્ષ રજૂ કરવામાં આવે છે.

## પત્ર પહેલો

રાત્રિનો સમય છે; અરણ્ય છે; પર્વતોમાં આ મેદાન કેવું શોભી રહ્યું છે ! ઉપર આકાશની શોભાનું પણ શું વર્ણન કરૂં ? એ તો જાણે તારારૂપી મોતીઓનો ભરેલો થાળ છે ! ચંદ્રમા જાણે એ મોતીઓમાં માણેક જેવો દીપી રહ્યો છે. એ થાળ ઉપર વાદળાંરૂપી ચાદર પાથરી છે. પ્રકૃતિ દેવી એ થાળને માથે ઉપાડીને નિજાનંદમાં નૃત્ય કરતી કરતી ફરે છે. અહા!

[1] અઝેરા અને વામિક એ પણ લયલા અને મજનું જેવું અરબનું એક પ્રેમી યુગ્મ હતું. તેમની વાર્તા પ્રખ્યાત ફારસી કવિ નિઝામી ગંજવીએ પદ્યમાં લખી છે.

વાયુને એકાએક રામના હૃદયની આ વાત કયાંથી સૂઝી આવી! પાસેજ આ ગંગાજી વહે છે, તે પોતાની પીઠ ઉપર છાંટા વહેતી વહેતી ઉલ્લાસપૂર્વક રામને ચરણે ધરે છે. અહા! એનો કેવો શીતલ સુવાસ છે. સેવાના આનંદથી ઉભરાતો ઉછળતો વાયુ ઉંચે વાદળાંમાં ઉડી ગયો; પણ વળી ત્યાં એ અવનવી ક્રીડા કરી રહ્યો છે. મેઘરૂપી વસ્ત્રોને એ ઉઘાડાં કરે છે. જૂઓ એણે આ આકાશપટને ઉઘાડો કરી નાખ્યો. સમસ્ત વ્યોમમંડળ કેવું દીપી રહ્યું છે. દશે દિશાઓ આનંદ આનંદ થઈ રહી છે. ચાંદનીમાં ગંગાજીની શોભા કંઈ ઓરજ શોભા આપે છે. જાણે હીરાના રંગથી દૂધને ધોયું હોય નહિ! ખરેખર આજ જંગલમાં મંગળ થઇ રહ્યું છે. ચાલો બેસી શું રહ્યા છો; ઉઠો ફરવા જઇએ.

આવો વહાલા! આવો, અહીં આવો. આ સંસાર કોઈ જૂદાજ પ્રકારનો છે; કારણ કે અહીંનું (હિમાલયનું) પાણી જૂદું, હવા જૂદી અને સ્થાન પણ જૂદાજ પ્રકારનું છે.

## પત્ર બીજો

આ, દેખ લે બહારકિ કૈસી બહાર હય.—ટેક.
ગંગા કા હય કિનાર, અજબ સબ્જા ઝાર હય,
બાદલકી હય બહાર, હવા ખુશગવાર હય;
ઔર ખુશનુમા પહાડપે વો ચશ્મા સાર હય,
ગંગાધ્વનિ સુરીલી હય, કયા લુત્ફદાર હય!—આ દેખ૦ ૧
બાહિર નિગાહ કીજીએ તો ગુલઝાર હય ખિલા,
અંદર સુરૂરકી તો ભલા હદ કહાં, દિલા!
કાલિજ કદીમકા યે સરે મૂ નહીં હિલા,
પઢાતા મા'રેફતકા સબક મેરા યાર હય.—આ દેખ૦ ૨
વક્તે સબાહે ઇદ તમાશા તયાર હય,
ગુલગૂના મુંહ પે મલ કે ખડા ગુલ અઝાર હય,
શાહે–ફલક સે' યા જો હુઇ આંખ ચાર હય,
મારે શરમકે ચેહરા બના સુર્ખ–નાર હય.—આ દેખ૦ ૩
કતરે હૈં ઓસ કે કે દુરોં કી કતાર હય,
કિરણોંકી ઉનમેં ખલબે ન ઝાકત યે તાર હય;

મુર્ગાને–ખુશનવા તુમ્હેં કાહેકી આર હય ?
ગાઓ બજાઓ, શબ કા મિટા દિલસે બાર હય.—આ દેખ૦ ૪
સાકી વો મય પિલાતા હય, તુર્શીકો હાર હય,
હર વક્ત અપના યારભી અપને કિનાર હય;
વાહ ! કયા મઝેકા ખાનેકો ગમકા શિકાર હય,
દર્શન શરાબે–નાબ, સુખન દિલકે પાર હય.—આ દેખ૦ ૫
મસ્તી મુદામ કાર, યેહી શેઝગાર હય,
ગુલબીં નિગાહ પડતે હી ફિર કિસકા ખાર હય?
ક્યોં ગમસે તૂ નઝાર હય, ક્યોં દિલ ફિગાર હય ?
જબ "રામ" કલબમેં તેરે ખુદ યારે–ગાર હય.—આ દેખ૦ ૬

અર્થ:–આવ, અને આનંદની કેવી બહાર છે તે જોઇ લે: (ટેક)

(૧) ગંગાનો તટ છે, અલૌકિક હરિયાળી બિછાવેલી છે, વાદળાંનું મનોહર દૃશ્ય છે, વાયુ સુખકર છે, અને સુંદર પર્વતો ઉપરથી પાણીના ધોધ પડી રહ્યા છે. અહા ! ગંગાનું ગાન કેવું સૂરીલું, કેવું મનોરંજક છે ! આવ, અને જોઇ લે કે આનંદની કેવી બહાર છે !

(૨) બહાર દૃષ્ટિ નાખીએ તો ઉદ્યાન ખીલેલું જણાય છે, અંતરમાં દૃષ્ટિ નાખીએ તો આનંદનો અવધિજ ઉભરાય છે. આ પુરાતન પાઠશાળામાં એક બાલ જેટલો પણ ફરક પડયો નથી કે જેમાં મારો પ્રિયતમ બ્રહ્મજ્ઞાનના પાઠ શીખવી રહ્યો છે. આવ, અને જોઈ લે બહાર કે કેવો આનંદ પ્રસરી રહ્યો છે !

(૩) સવારના સમયે ઇદનો તમાશો જોવામાટે તૈયાર છે; ફૂલ જેવા કોમળ ગાલવાળો ગાલે ગુલાબી રંગ લગાવી ઉભેલો છે; અથવા એમ હશે કે આકાશના રાજા (સૂર્ય) સાથે દૃષ્ટિ મેળવતાં લજ્જાને લીધે તેનું મોં રાતા અગ્નિ જેવું થઈ ગયું છે. આવ, અને જોઇ લે બહાર કે કેવો આનંદ પ્રસરી રહ્યો છે !

(૪) આ તે ઝાકળનાં ફોરાં છે કે મોતીઓનો હાર ! નાજુકાઈની તો એટલી અવધિ કે સૂર્યનાં કિરણોના તો તેમાં તાર પરોવેલા છે. ઓ મધુર ગાન કરનારાં પક્ષી ! તમે શા માટે શરમાઓ છો ? ખુબ ગાઓ, નાચો, કેમકે હૃદય ઉપરથી રાત્રિનો ભાર ઓછો થયો છે. આવ, અને મઝા તો જો કે કેવો આનંદ પ્રસરી રહ્યો છે !

( ૫ ) એક તરફથી સાકી એવી મદિરા પાય છે કે બસ નિશો ઉતરેજ નહિ; બીજી તરફ સદ્દભાગ્યે પ્રિયતમ પણ હર વખત મારી બગલમાંજ છે. ખાવા માટે જોઇએ તો ગમ ( શોક )નો સ્વાદિષ્ટ શિકાર પડેલો છે, પીવા માટે પ્રિયનાં દર્શનરૂપી સ્વચ્છ મદિરા છે. પ્રિયના મધુર મુખથી ઝરેલા શબ્દો સોંસરા હૃદયમાં ઉતરી જાય છે. આવ, આવ, આનંદ માણ, જો તો ખરો કે કેવો આનંદ પ્રસરી રહ્યો છે !

( ૬ ) સદા મસ્ત રહેવું એજ અમારૂં કામ, એજ અમારી કમાણી પુષ્પ જોનારાને કંટકની પરવા કયાં હોય છે ? (અથવા પુષ્પસમ સુંદર પ્રિય ઉપર દષ્ટિ પડયા પછી દ્વેષ કયાં રહી શકે ?) તું શોકથી લેવાઇ કેમ ગયો છે ? તારૂં હૃદય ચીરાઇ કેમ ગયું છે ? જ્યારે રામ પોતેજ તારા હૃદયમા તારો સહચર બનીને બેઠો છે, ત્યારે પછી આમ શોકાતુર અને ભગ્નહૃદય કેમ છે ? આવ, આનંદ માણ, જો તો ખરો કે કેવો આનંદ પ્રસરી રહ્યો છે !

## પત્ર ત્રીજો

### કુંડળિયા.

દસવાં ગૃહ અધ્યાસ હય, નવ ગૃહકા જો મૂલ,
જબ લગ દેહ–અભિમાન હય, તબ લગ મિટે ન શૂલ;
તબ લગ મિટે ન શૂલ, કરે કેતી ચતુરાઇ,
દેવ જજે,[1] જપ જજે, ન સુર કો હોત સહાઇ.
કહે ગિરધર કવિરાય જ્ઞાન દઢ દેવે ચરમા,
મૂલ અવિદ્યા નાશ હોય ગૃહ રહે ન દશવાં.
દેની દમડી એક નહિ, લેને કો ન છ દામ,
ગાઠ બાંધ નહિ ચાલતે, ફૂટા એક બદામ;
ફૂટા એક બદામ, ન રાખેં દુસરે દિનકો,
બિના અપને આપ, ભરોસા ઔર ન જિનકો.
કહેં ગિરધર કવિરાય, રહી ન બાકી લેની,
કીનો જભી હિસાબ, ન નિકસી કૌડી દેની.

'રામના હૃદયમાં ઉભરાઇ જતો આનંદ કોઇ પણ પ્રકારે વર્ણવી શકાય

૧. ભજે.

એમ નથી. અહીં શાંતિ સર્વોપરિ સામ્રાજ્ય ચલાવી રહી છે. અંતઃકરણ આનંદથી છલાછલ થઈ રહ્યું છે. સ્વર્ગીય પ્રફુલ્લતા તેનો દૈવી પ્રકાશ સતત્ વરસાવી રહી છે. પ્રતિદિન હૃદયાકાશ વધુ અને વધુ સ્વચ્છ બનતું જાય છે. આ સઘળું ભારતવર્ષને માટે, બલ્કે જગત્ આખાને માટે કોઈ કલ્યાણમય અને ભવ્ય ભાવિ સૂચવી રહ્યું છે.

રંગભૂમિ ઉપર ભજવાતું નાટક જોઇને ઘણીવાર લોકો ભૂલાવામાં પડી જવાનો સંભવ રહે છે; અને જો પ્રતિપળે તેમને પોતાના નામ, જાતિ વગેરેના સ્મરણનો આધાર જ્યારે નથી રહેતો, ત્યારે ખેલ જોતાં જોતાં જોનારાઓ પણ નટોની સાથે રડવા કે હસવા મંડી જાય છે. એજ પ્રમાણે આ સંસારરૂપ નાટક ભજવાતું જુઓ ત્યારે પણ તમને સદા આધાર આપી રહેલ ઉચ્ચતમ સત્યને તમારા ઉચ્ચ સ્વરૂપનું ભાન કરાવવા દો, અને ભૂલાવામાં પડો નહિ ?

જામી ઝ મયે બાકી, અઝ દસ્તે ખુશે સાકી,
બા કસરતે મુશ્તાકી, મી જૂઓમો મી રકસમ.

અર્થ:-સાકીના સુંદર હસ્તકમળમાંથી અમૃતરૂપી સુરાની પ્યાલી લેવાની અત્યંત ઉત્કંઠાથી તલસી રહ્યો છું, અને તેજ ઉત્કંઠા-પ્રેમ મસ્તીમાં નાચી રહ્યો છું.

ફાશ મી ગોયમો અઝ ગુફ્તએ ખુદ દિલ શાદમ,
સાહબે ઇશ્કમો અઝ હર દૂ જહાં આઝા દમ.

અર્થ:-હું ખુલ્લે ખુલ્લું કહી દઉં છું અને જે કંઇ કહું છું તેનાથી મારૂં દિલ ખુશ છે, કે હું પ્રેમનો માલિક-પ્રેમી માણસ છું, અને આ લોક તેમજ પરલોકથી મુક્ત છું.

મસ્તો ખરાબ મીરવમ, ફિકે જહાં નમી ખુરમ,
બીમ ન દારમ અઝ બલા, તન તલમલા તલાતલા,

અર્થ:-ઉન્મત્ત અને અવ્યવસ્થિત અવસ્થામાં ફરતો ફરૂં છું; જગત્ની મને જરાએ ચિંતા નથી; વિપત્તિનો મને લેશ પણ ભય નથી; મારા હૃદયની સારંગીમાંથી તો સદાય તન તલમલા તલાતલાનું ઉન્મત્ત ગાનજ વહ્યા કરવાનું.

## પત્ર ચોથો

સુરૂદો[1] રકસો[2] શાદી[3] દમ બદમ[4] હય,
તફક્કુર[5] ફર હય, ઔર ગમ કો રમ[6] હય. ૧.
ગઝબ–ખૂબી[7] હય બીરૂં–અઝ–રકમ[8] હય,
યકીનન[9] જાન[10] ! તેરી હી કસમ હય. ૨.
મુબારક હો તબીઅત કા યે ખિલના,
યે રસ ભીની અવસ્થા જામે–જમ[11] હય. ૩.
મુબારક દે રહા હય ચાંદ ઝુક કર,
સલામું સે કમર મેં ઉસકી ખમ[12] હય. ૪.
પીયે જાઓ દમા[13] દમ જામ ભર કર,
તુમ્હારા આજ લાખું પર કલમ[14] હય. ૫.
ગુલું[15] સે પુર[16] હુવા હય દામને–શૌક[17],
ફલક[18] ખયમા[19] હય કૈવા[20] પર અલમ[21] હય. ૬
તેરે દીદું[22] પે ભૂલે સે હો શબનમ[23],
કભી દેખા સુના "સૂરજ પે નમ[24] હય ?' ૭
રખેં આગે કો કયા કયા હમ ન ઉમ્મેદ ?
કે મારા ગુર્ગે–ગમ,[25] પહેલા કદમ હય. ૮
દિખાયા પ્રકૃતિને નાચ પૂરા,
સિલે[26] મેં ઉડ ગઇ, હય હય સિતમ હય. ૯
ગલત–ગુફ્તમ[27] શિકાયત[28] કી નહીં જા,[29]
મિલી આ પુરૂષ મેં, અદલો[30] કરમ[31] હય. ૧૦
ન કહેતા થા તુમ્હેં કયા રામ પહેલે ?
સબાહે[32]–ઇદ આઇ, રાત કમ હય ? ૧૧.

---

૧ ગાન. ૨ નૃત્ય ૩ આનંદ. ૪ પ્રતિપળે ૫ ચિંતા. ૬ નાસી જવું. ૭ સૌંદર્યની અવધિ. ૮ અવર્ણનીય. ૯ સાચેજ. ૧૦ વહાલા ! ૧૧ જમશેદ્ બાદશાહનું ત્રિલોકદર્શી પ્યાલું. ૧૨ વાંક ૧૩ દર પળે. ૧૪ અધિકાર. સત્તા. ૧૫ પુષ્પો. ૧૬ પૂર્ણ ૧૭ ઉત્કંઠાનો પાલવ. ૧૮ આકાશ. ૧૯ તંબુ ૨૦ શનિ. ૨૧ ધ્વજ. ૨૨. ચક્ષુ. ૨૩ તુષાર; ઓસ. ૨૪ ભીનાશ, પાણીનાં ટીપાં. ૨૫ શોકરૂપી વરૂ. ૨૬ પરિણામે. ૨૭ મેં ખોટું કહ્યું. ૨૮ ફરિયાદ. ૨૯ સ્થાન, જગ્યા ૩૦ ન્યાય. ૩૧ કૃપા. ૩૨ ઇદ–ઉત્સવની સવાર.

અર્થ:-પ્રતિપળે ગાન, નૃત્ય અને આનંદ ચાલી રહ્યાં છે, ચિંતા દૂર થઈ ગઇ છે, અને શોક પલાયન કરી ગયો છે. ( ૧ )

સાચેજ, ઓ મારા વહાલા ! તારા સમ ખાઇને કહું છું કે આજનું સૌંદર્ય એટલું અલૌકિક છે કે તેનું વર્ણન શક્ય નથી. ( ૨ )

હૃદયને આ પ્રમાણેની પ્રફુલ્લતા પ્રાપ્ત થવામાટે અભિનંદન હો. આ રસભીની અવસ્થા જમશેદ બાદશાહની ત્રિકાળદર્શી પ્યાલીનું કામ કરે છે. ( ૩ )

ચંદ્રમા નમી નમીને અભિનંદન આપી રહ્યો છે; અને એટલી બધી સલામો કરે છે કે તેથી કરીને તેની પીઠ પણ વાંકી વળી ગઇ છે. ( ૪ )

પળેપળે પ્યાલીઓ ભરી ભરીને ગટગટાવ્યા કરો; આજે આપનું સામ્રાજ્ય લાખો ઉપર સ્થપાઈ ચૂક્યું છે. ( ૫ )

આજે ઉત્સાહનો પાલવ આનંદનાં પુષ્પોથી ભરાઇ ગયો છે, આકાશ મારો તંબુ બન્યું છે અને શનિગ્રહ ઉપર મારી પતાકા ફરકે છે. ( ૬ )

ભૂલે ચૂકે પણ તારાં ચક્ષુઓ ઉપર અશ્રુરૂપી તુષારબિંદુ હોય એ અસંભવિત છે; કેમકે તારૂં મુખ સૂર્ય સમાન છે, અને સૂર્ય ઉપર પાણીનું બિંદુ હોય એવું કોણે સાંભળ્યું છે ? ( ૭ )

ભવિષ્યને માટે અમો શું શું આશાઓ ન રાખીએ ? કેમકે આ તો માત્ર પહેલેજ પગલે શોકરૂપી વરને સર કરવા શક્તિવાન થયા છીએ. (૮)

પ્રકૃતિ પોતાનું પૂરેપૂરૂં નૃત્ય દેખાડી પરિણામે ઉઠી ગઇ-અદશ્ય થઇ ગઈ; આ તે તેની કેવી વિચિત્રતા ! ( ૯ )

ના,ના, હું ભૂલ્યો. પ્રકૃતિ જેવું કંઇ છેજ નહિ. એ તો પુરુષમાં આવી મળી છે. કેવો ન્યાય, કેટલી કૃપા ! ( ૧૦ )

શું રામ તમને પ્રથમથીજ નહોતો કહેતો કે ઇદ-ઉત્સવનું વહાણું વાયું છે, અને રાત્રી થોડીકજ રહી ગઇ છે ? ( ૧૧ )

> લોગ કહતે હંય કે મૈદાનુ મેં રેહના ખૂબ[1] હય;
> કૌન જાયે, "રામ" અબ ગંગાકી લહરેં છોડ કર.
>
> હર ચે દર દુનિયાસ્ત બર આઝાદ ગાં આમદ હરામ,
> ખાતિરે જમ અસ્ત દર ઝેરે ફલક સામાને મા.

૧ સારૂં, સુંદર.

અર્થઃ—સંસારમાં જે કંઇ છે તે મુકત પુરુષોમાટે નિષિદ્ધ છે; આ વ્યોમમંડળ નીચે અમારી મિલકત તો માત્ર ચિત્તની શાંતિજ છે.

## પત્ર પાંચમો

**જીજ્ઞાસુના પ્રશ્ન** (૧) જ્યારે કંઇક ભલું ભુંડું સાંભળીએ ત્યારે આપણે એમજ માની લેવું જોઇએ કે મેં પોતેજ આ પોતાને કહ્યું છે, અર્થાત્ જ્યારે બીજાએ કરેલા કામને આપણું પોતાનુંજ કાર્ય માનીએ છીએ, ત્યારે આપણે એમ કેવી રીતે કહી શકીએ કે ફલાણા માણસે આવું કામ કર્યું ?

(૨) સૂર્યના પ્રકાશમાં આપણે સર્વ કામ કરીએ છીએ, પરંતુ સૂર્ય સ્વતઃ કંઇજ કાર્ય નથી કરતો. તેવીજરીતે આત્માના પ્રકાશમાં આપણું સ્થૂલ કે સૂક્ષ્મ શરીર સર્વ કામ કરે છે, પરંતુ આત્મા સ્વતઃ કંઇ કાર્ય નથી કરતો. તે તો માત્ર જુએજ છે, જેમકે સૂર્ય સમસ્ત સંસારનાં કાર્યોને જુએ છે, પરંતુ સ્વતઃ કંઇ કાર્ય નથી કરતો; પરંતુ જ્યારે આપણે બીજાના કાર્યને પોતે કરેલું માનીએ તો તો દ્રષ્ટાજ કર્તા ઠરે છે, અને એ કેવી રીતે સંભવિત હોઈ શકે, ?

(૩) જ્યારે આપણે એમ કહીએ છીએ કે આ શરીરે આ કામ કર્યું, ત્યારે સ્પષ્ટ વિદિત થાય છે કે શરીર તે કાર્યનો કર્તા છે; પરંતુ વાસ્તવમાં શરીર કર્તા નથી; કેમકે મૃત્યુ પછી શરીર જેવુંને તેવુંજ રહે છે, પરંતુ કાર્ય કરનારી કોઇ ભિન્ન શકિત તેમાંથી નીકળી જાય છે. જેથી આ શરીરે આ કામ કર્યું એમ કહેવુ એ પણ ખોટું ઠરશે.

**જ્ઞાનીના ઉત્તરઃ**— સૂર્યના ઉદાહરણમાં પણ વિજ્ઞાનમતાનુસાર સૂર્ય માત્ર દ્રષ્ટા છે, એટલુંજ નહિ પરંતુ તે સ્વયં દ્રશ્ય પણ છે.

સ્વપ્નાવસ્થામાં તારા વ્યષ્ટિ સ્વરૂપદ્વારા તું ફકીર કે અમીર ઇત્યાદિ બની દ્રષ્ટા બન્યો છે, અને વિચારના સમષ્ટિ સ્વરૂપને લીધે આખા સ્વપ્નની લીલારૂપ થયો છે. જાગૃત થઇ જ્યારે પોતાને જેમનો તેમ જુએ છે ત્યારે આખું સ્વપ્ન સર્વાંશે પોતાનુંજ રૂપ પ્રતીત થાય છે.

સૂર્ય ઇત્યાદિનાં ઉદાહરણ થોડેક અંશે ઉપયોગી થાય છે એટલુંજ. વાસ્તવ અદ્વિતીય સ્વરૂપને તો માત્ર આત્મસાક્ષાત્કારજ દેખાડી શકે છે.

પુત્ર બી. એ. ની પરીક્ષામાં સફળ થાય છે તો માતા આનંદને લીધે

જમીનથી અદ્ધર ચાલતી હોય એમ લાગે છે. જાણે તેણેજ તે પદવી ન પ્રાપ્ત કરી હોય ! એમ કેમ થાય છે ? પ્રેમને લીધે. જો કે માતાનો પ્રેમ પણ પ્રથમ પંક્તિનો નથી હોતો. હવે જ્ઞાન કે જે પ્રથમ પંક્તિનો પ્રેમ છે-પ્રેમનું સર્વોત્તમ સ્વરૂપ છે—તે મનુષ્યને એવો બનાવી દે છે કે તેને સમસ્ત સંસારનાં કાર્યો પોતાનાંજ કાર્યો પ્રતીત થાય છે.

બે પ્રકારના અધ્યાસ—અતદ્‌માં તદ્ બુદ્ધિઓ--વિપરીત માન્યતાઓએ મનુષ્યને ઘેરેલો છે. પહેલો સંસર્ગ અધ્યાસ બીજો સ્વરૂપાધ્યાસ. પ્રથમ અધ્યાસને દૂર કરવામાટે આ પ્રમાણે “ અહંગ્રહ ” ઉપાસના કરવાની આવશ્યકતા છે કે “ નામરૂપથી હું ભિન્ન છું. હું અસંગ છું. હું અકર્તા છું. શરીરરૂપી ગંગાની ગતિમાન લહરીઓ ઉપર પ્રતિબિંબિત થવાને લીધેજ હું ગતિમાન જણાઉં છું; પરંતુ વાસ્તવમાં હું સૂર્ય પોતેજ હોઇને જરા પણ ડામાડોળ થતો નથી. ”

આ સમયે વાતચીતમાં “ આ શરીરે અમુક કામ કર્યું. તે શરીરવડે આ કામ થયું ” એવા પ્રકારનાં વાક્યો વાપરવામાં આવશે. આશય એટલોજ છે કે શરીર હું નથી, તેમ હું કાર્યનો કર્તા પણ નથી.* તે પછી સ્વરૂપાધ્યાસને દૂર કરતી વખતે અહંગ્રહ ઉપાસના આ પ્રમાણે કરવામાં આવે છે, કે ન તો કોઇ શરીર છે ન કોઈ કામકાજ ઇત્યાદિ છે. ન તો આ છે ન તે. ન તો કર્તા છે ન કર્મ. મારા શુદ્ધ સ્વરૂપની અંદર જગત્ અને ધર્મ—આ લોક અને પરલોક—ની પ્રણાલિકા બધીજ દોરડામાં દેખાતા સર્પની પેઠે ભ્રમ કિવા કલ્પનામાત્રજ છે. અથવા એમ કહો કે એકલો હુંજ. હું છું; પછી સત્ અને અસત્‌નું ઠેકાણુંજ ક્યાં રહે છે ? ઇત્યાદિ.

સંદલી રંગોં સે માના દિલ લગા;
દર્દે સર કી કિસકે માથે જાયગી ?

અર્થાત્:—ચંદનવર્ણી પ્રિયતમાઓમાં દિલ ચોટયું છે; હવે આ માથાનું દર્દ કોને માથે પડશે ?

* “ આ શરીરે કર્યું ” એમ કહેવું એ માત્ર સ્થૂળશરીરમાટેજ નથી હોતું. સ્થૂળશરીર તો માત્ર હથિયારરૂપ છે, માટે અંદરનું સૂક્ષ્મશરીરજ કર્તા ગણાય, અને જે અનાત્મબુદ્ધિરૂપ કારણશરીર કર્તવ્ય મનાવી કર્મમાં સૂક્ષ્મશરીરને પ્રેરે છે, તેને પણ એક રીતે કર્તા કહી શકાય, માટે જ્ઞાનીઓના ઉપલા પ્રકારના કથનમાં ત્રણે શરીર—હથિયાર, કર્તા અને પ્રેરક—ને ગણવાં ઉચિત છે. સંપાદક

ચંદન તો માથાના દુઃખાવાને દૂર કરે, તેને બદલે ચંદનવર્ણીઓના પ્રેમમાં ઉલટું આ તો માથું દુઃખવા આવ્યું ! હવે આ કોયડો કેવી રીતે ઉકલશે ? શરીર તો પ્રથમથીજ જડ, અને હું રહ્યો શુદ્ધ ચૈતન્ય અને અસંગ. આથી હું તો સર્વ કાર્યનો ઇન્કાર કરૂં છું; પાંખને પાણીજ અડકવા નથી દેતો. કર્તાપણું કે કર્તવ્ય મારી અંદર પેસી શકે એમજ નથી. વળી ગરીબ બિચારા સ્થૂળશરીરની ઉપર કાર્યોનો આરોપ નાખવો એ પણ અન્યાયજ છે. ત્યારે આ માથાનું દર્દ—અર્થાત્ આ સઘળો કારોબાર કોને માથે નાખવો ?

સવાલઃ—ફલાણી વસ્તુ કોણ લઈ ગયું ?

જવાબઃ—હાઉ લઇ ગયું.

સવાલઃ—ફલાણું કામ કોણે કર્યું ?

જવાબઃ—ફિરસ્તાઓએ.

સવાલઃ—ફલાણો માણસ કયાં છે ?

જવાબઃ—ઉંડા કૂવામાં.

સવાલઃ—આખરી કયાં આપી ?

જવાબઃ—ડયુક હંફ્રેને ત્યાં.

સવાલઃ—ફલાણી વસ્તુ કયાં ગઈ ?

જવાબઃ—અલોપ થઇ ગઇ. ઈત્યાદિ.

ખ્વાજાઃ—બિજાનો સાક્ષી દેડકું !

ઉંટવાળાઓમા એવો રિવાજ છે કે તેઓ લાકડાના નાના કકડાને ઉંટના ગળામાં લટકતો બાંધે છે. એક ઉંટના ગળામા આવો કકડો લટકતો જોઇ ગામડાની એક નાની છોકરીએ પોતાની માને પૂછયું કે “ મા, મા, એના ગળામાં શું છે ? ”

બિચારી માએ લાકડાનો કકડો તો એક બાજુએ રહ્યો, પણ ઉંટ પણ કદી જોયેલો ન હતો. તેથી આશ્ચર્ય અને પ્રેમપૂર્વક જવાબ આપ્યો, “દીકરી ! એવાંના ગળામા એવાંજ હોય છે.”

શરીર અને બુદ્ધિ જડ, તથા આત્મા અસંગ પતિ ( પુરુષ કિંવા બ્રહ્મ ) નપુંસક અને પત્ની ( માયા ) વંઝયા !

પ્રિય ! જ્યારે વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે ત્યારે અંધેરજ મચાવી

રહ્યો છે તે પુરુષ કે જે ઠારભાર કે જગતને સત્ય માને છે. જે દૃષ્ટિએ આત્મા અસંગ છે અને શરીર જડ છે, (આ બન્નેમાંથી એકે કામ કરવા યોગ્ય નથી.) તે દૃષ્ટિએ કશું કાર્ય (કર્તવ્ય) પણ છેજ નહિ; તેમાં સંસારને સ્થાનજ કયાં છે ? "આ શરીરે આ કામ કર્યું છે" એ વાકયનો અર્થ એ છે કે જે વ્યાવહારિક સત્તામાં કિંવા વર્ગમાં શરીરનો સમાસ થાય છે તેજ સત્તા કિંવા વર્ગમાં કામકાજ વગેરે પણ સમાઇ જાય છે. અર્થાત્ ન તો શરીર સત્ય છે, ન કામકાજ સત્ય છે. "છાણના દેવને કપાશીયાની આંખો" જ્ઞાનરૂપી સૂર્યે ન તો કદિ અંધારાને જોયું છે, અને ન તો ઘુવડ, ચામાચીડીયું આદિ નિશાચરો કદિ સૂર્યને જોઇ શકવાનાં છે !

કાચા વેદાંત અને સાંખ્યશાસ્ત્રાનુસાર ક્રિયા કર્મની વ્યાખ્યા અને વર્ણન સમજાવવામાં આવ્યું છે, કે તડકો અને લેન્સ (ચશ્માનો નાની વસ્તુ મોટી દેખાડનારો કાચ) છુટાછુટા રહેલા હોય ત્યાંસુધી કાપડના કકડાને આગ લગાડવા શક્તિવાન્ નથી; પરંતુ બન્ને એકઠા મળીનેજ અગ્નિને ઉપજાવી શકે છે. અથવા આંધળો એકલોજ બગીચાનાં ઝાડો ઉપરથી ફળ તોડી નહિ શકે, તેમ પાંગળો પણ એકલો ઝાડ ઉપર ચઢીને ફળ તોડી શકવાનો નથી. બન્ને ભેગા મળે, અને આંધળાની પીઠ ઉપર લંગડો સવાર થઇ જાય તોજ ફળ તોડી શકે છે. તેવીજ રીતે પુરુષ અને પ્રકૃતિ બન્નેની સંધિથીજ આ સમગ્ર જગત્ ચાલી રહ્યું છે. કોઇ પુછશે કે સૂર્ય અને અંધકાર તે વળી કદી એકઠાં મળ્યાં છે ? હવા અને મચ્છરનો મેળ શી રીતે થાય ? આત્માથી ભિન્ન તો કંઇ છેજ નહિ, તો પછી મેળ અને મેળાપ કેવો ?

વેહદત* અંદર ડેરા ડાલા, ઓથે+ ગૈર× ન આયા જાયા;
ન કોઇ ઇશ્વિર, ન કોઈ માયા, આપે આપ; ન ખોયા, પાયા.

---

બેશુબાહ[1] જલ્વાગર[2] હય સબ-જા[3] "રામ",
માહો- બાદલ[4] હુવા હય ઉસકા ધામ.
બદર્કે હય ઠીક[5] ઠીક બાત તો યેહ,[6]
ઉસમેં હય બૂદો - બાશે - આલમે - સેહ.[7]
વોહ[8] અમૂરત[9] હય, મૂરતી ઉસકી

---

* અદ્વૈત. + ત્યાં. × અન્ય. ૧ નિશ્ચય. ૨ પ્રકટ. ૩ સર્વત્ર. ૪ ચંદ્ર અને વાદળ. ૫ બરાબર. સત્ય. ૬ આ. ૭ ત્રિલોકનું અસ્તિત્વ અને નિવાસ. ૮ તે. ૯ આકાર વગરનો.

કિસ તરેહ હો સકે ? કહાં ? કૈસી ?
કુલ્લે – શયઉન – મુહીત[૧૦] હય આકાશ,
મૂરતીમેં ન આ સકે પરકાશ.[૧૧]
જો હય ઉસ એક હી કી મૂરત હય,
જિસ તરફ ઝાંકે[૧] ઉસકી સૂરત હય.
માહો – ખુરશેદો, બર્કો, અંજુમો – નાર,[૨]
જાન કરતે હૂંય "રામ" પરહી નિસાર.[૩]
કયા હુંય યેહ ? કિસ તરેહ હુવે મૌજૂદ ?[૪]
એક નિગેહ[૫] પર હય સબકી હસ્તીઓ[૬]–બૂદ.
ખાબ[૭] મેરા ખેયાલ[૮] મેરા હય,
જો ઝમીનો[૯]– ઝમાંને ઘેરા હય.
ખાબમેં હય ખેયાલ કી દો શાન.[૧૦]
જુઝવી,[૧૧] કુલ્લી,[૧૨]"યેહ એક મૈં," "યેહ જહાં"[૧૩]
" મંય હૂં એક મર્દ, " શાને જુઝવી હય,
"જુમ્લા[૧૪]–આલમ " યે શાને કુલ્લી હય.
મંય હી શાહિદ[૧૫] બના હૂં, મંય મશહૂદ,[૧૬]
શાન મેરી હય આસમાને[૧૭] – કબૂદ.
જલ્વા[૧૮] મેરા યે ઈન્બેસાતી[૧૯] હય,
બીચ માયા હી ફૈલ જાતી હય.
લેક[૨૦] માયા યે આ ગઇ કયોં કર ?
રૂયે – આલમ[૨૧] સુજા[૨૨] ગઈ • કયોં કર ?
જૂં[૨૩] રસનમેં[૨૪] પિદીદે–મૂરતે– માર,[૨૫]

૧૦ સર્વવ્યાપક. ૧૧ પ્રકાશ. ૧ જોઇએ. ડોકીયું કરીએ. ૨ ચંદ્ર, સૂર્ય, વીજળી, તારા અને અગ્નિ. ૩ કુરબાન. ૪ ઉપસ્થિત, અસ્તિત્વમા આવ્યા. ૫ દષ્ટિ. ૬ અસ્તિત્વ અને નિવાસ. ૭ સ્વપ્ન. ૮ કલ્પના. ૯ પૃથ્વી અને સમય. કાળ અને વસ્તુ. ૧૦ સ્વરૂપ. ૧૧ વ્યષ્ટિ સ્વરૂપ. ૧૨ સમષ્ટિ સ્વરૂપ. ૧૩ જગત. ૧૪ સમસ્ત વિશ્વ. ૧૫ દ્રષ્ટા. ૧૬ દશ્ય. ૧૭ નીલું આકાશ. ૧૮ પ્રકટવું તે. પ્રકાશ. ૧૯ આનંદજન્ય. ૨૦ પરંતુ ૨૧ વિશ્વ ૨૨ બનાવી. ૨૩ જેમ. ૨૪ રસી. દોરડું. ૨૫ સર્પના આકારનુ દેખાવું. અર્થાત જેમ દોરડામાં સર્પનો આકાર દેખાય છે.

મુઝમેં માયા નમૂદ[૨૬] હય તુમાર.[૨૭]
યેહ સ્વરૂપાધ્યાસ હય ઈઝહાર,[૨૮]
જાન[૨૯] મુઝકો, રહે ન માયા, યાર.
ફિતનાગર[૧] આઈને[૨] મેં ચશ્મે[૩]- નિગાર,
ઝૂઠ હય, ગો[૪] હય યાર સે દોચાર.[૫]
યેહ જો સંસર્ગ સે હુવા અધ્યાસ,
સાની[૬] યકતા[૭] કો લા બિઠાયા પાસ.
માયા આઈના કૈસી ખુરસંદ[૮] હય ?
મઝહરે[૯]- " રામ " સચ્ચિદાનંદ હય.
મેહર[૧૦] શાહિદ [૧૧] કહીં ન હિલતા[૧૨] હય,
શીશે[૧૩] હિલતે હૈં યોં વો ફિરતા હય.
કુછ નહિં કામ, રાત દિન આરામ,[૧૪]
કામ કરતા હય ફિરભી સબમેં " રામ "
દાના[૧૫] ખશખશકા એક બોયાથા,[૧૬]
બાબા આદમને ઈબ્તદામેં[૧૭] લા.
એક દાનેમેં ઝોર[૧૮] યેહ દેખા,
બઢ[૧૯] ગયા ઈસ કદર,[૨૦] નહીં લેખા.[૨૧]
ઈસ કદર બઢ ગયા, ફૂલા ફૈલા,
જમા[૨૨] કરને કો ન મિલા થૈલા.[૨૩]
એક દાના, હકીર,[૨૪] છોટાસા,[૨૫]
અપની તાકત મેં કયા બલા નિકલા.
આ જ બોનેકો[૨૬] દાના લાતે હૈં,

---

૨૬ જણાય છે. ૨૭ અત્યંત અર્થાત્ તેમ મારામાં અનંત માયા જણાય છે. ૨૮ પ્રકટ. આ સ્વરૂપાધ્યાસનું વર્ણન છે. ૨૯ મને જાણી લે. ૧ વિપ્લવ જગાડનાર. ૨ અરિસામાં. ૩ પ્રિયાની આંખ. અરિસામાં દેખાતી પ્રિયાની વિપ્લવ જગાડનાર આંખ. ૪ જોકે. ૫ મિત્રની સમક્ષ ઉપસ્થિત છે. ૬ તેના જેવો બીજો. ૭ અદ્વિતીય અદ્વિતીયની પાસે તેના જેવો બીજો લાવી બેસાડયો. ૮ ખુશ ૯ "રામ"નો આવિર્ભાવ. ૧૦ સૂર્ય. ૧૧ સાક્ષી. ૧૨ હાલતો નથી. ૧૩ દર્પણો. ૧૪ વિશ્રામ. ૧૫ દાણો. બીજ. ૧૬ વાવ્યો હતો. ૧૭ આરંભમાં. ૧૮ બળ. ૧૯ વધ્યો. ૨૦ એટલો બધો. ૨૧ હિસાબ. ૨૨ એકઠો કરવા. ૨૩ કોથળો. ૨૪ તુચ્છ. ૨૫ નાનકડો. ૨૬ વાવવા માટે.

ઉસકી તાકત[૨૭] ભી આઝમાતે[૨૮] હુંય.
યેહ ભી ખશ ખશ હી કા દાના હય,
યેહ ભી તાકત મેં કયા યગાના[૧] હય.
હૂ બ[૨] હૂ હય વોહી[૩] તો ઇસમેં ભી,
શક્તિ આદમ કે બીજી મેં જોથી.
સચ બતાયેં, હય યેહ વોહી દાના,
ન યેહ ફૈલા, હુવા ન દોગાના.[૪]
ગૌર[૫] સે દેખિયે હકીકત[૬] કો,
નઝર આતા હય બીજ કયા તુમકો ?
મેરે પ્યારે ! તૂ ઝાતે[૭]–વાહિદ હય,
તેરી કુદરત અગરચે[૮] બેઅદ[૯] હય.
જાન[૧૦] નન્હીકો[૧૧] જબકે[૧૨] સાંઇસ દા,[૧૩]
તજરૂબે[૧૪] કો હય કાટતા યકસા,[૧૫]
જિસ્મ[૧૬] ગો[૧૭] હો ગયા હો દો ટુકડે,
લૈક[૧૮] મરતે નહી વો યો કીડે.
કયા દિખાતી હય ખોલકર[૧૯] યે બાત,
કાટને[૨૦] મેં નહીં હય આતી ઝાત.[૨૧]
એક શીશેમેં[૨૨] એક હી રૂ[૨૩] થા,
શીશા ટૂટા,[૨૪] અદદ[૨૫] બઢા[૨૬] રૂ કા.
ઝૈદ[૨૭] હો, બક્ર[૨૭] હો, ,ઉમર[૨૭] હી હો,
મઝહરે[૨૮] –" આદમી " હય કોઇ ભી હો.
ગો હય મુકરે[૨૯] કા મા'રે[૩૦] ફોમેં ઝુહૂર,[૩૧]

---

૨૭ બળ. ૨૮ અજમાવીએ છીએ ૧ એકો. અદ્વિતીય. ૨ બરાબર, સર્વાંશે. ૩ એજ. ૪ બમણો. અનેક ૫ ધ્યાનપૂર્વક! ૬ સત્ય,તત્ત્વ. ૭ એક સ્વરૂપ ૮ જોકે ૯ અગણિત. ૧૦ જીવ. ૧૧ નાનકડાને. ૧૨ જ્યારે. ૧૩ વિજ્ઞાનશાસ્ત્રી ૧૪ અખતરા કાજે. ૧૫ એક જેવો. ૧૬ શરીર. ૧૭ જોકે. ૧૮ પરંતુ. ૧૯ સ્પષ્ટ કરીને ૨૦ કાંપવામા. ૨૧ સ્વરૂપ. ૨૨ દર્પણમાં. ૨૩ ચહેરો. ૨૪ ફૂટતાં. ૨૫ સખ્યા. ૨૬ વધી. ૨૭ માણસોના નામ ૨૮ મનુષ્યરૂપનો આવિર્ભાવ. ૨૯ ચાંદી રૂપું. ૩૦ આભૂષણો ૩૧ આવિર્ભાવ. જોકે રૂપું જૂદા જૂદા આભૂષણોમાં આવિર્ભાવ પામે છે.

નામ રૂપોંમેં હય વેહી ભરપૂર,
પર વેહ નુકરા બઝાતે[1]– ખુદ કયા હય ?
ઈસમેં હિસ્સોં[2] કા દખ્લ[3] બેજા[4] હય.
ઇસ્મ[5] ફરઝી[6] શકલ[7] બદલતી હય,
પર[8] જો તૂ હય સો એક રસ હી હય.
તૂ હી આદમ બના થા તૂ હુવ્વા,
ઝાત તેરી હી એકથી ઉસ[9] જા.
તૂં હી થા "રામ" તૂ હી થા "રાવન,"
તૂ હી થા વોહ ગડરિયા[10] વૃંદાવન.
ઝૂઠ[11] તુમકો સનમ[12] ન ઝેબા[13] હય,
તૂ હી મૌલા[14] હય, છોડ દે "હય હય[15] !"
સીમબર[16] કા વો ચાંદસા[17] મુખડા,
તેરા મઝહર[18] હય, નૂર[19] કા ટુકડા.
દિલ[20] જિગર[21] સબકા હાથમેં હય તેરે,
નૂરે–[22]મૌફૂર સાથમેં હય તેરે.

## પત્ર છઠ્ઠો—મારૂં નિજસ્વરૂપ

કેવું યોગ્ય લખ્યું છે કે "જરા પોતાના અંતઃકરણના અરિસામાં તો ડોકિયું કરવું હતું ?"

વાસ્તવમાં એજ સાચું છે. સાચું કહું તો બાહ્ય પત્રવ્યવહાર એક વ્યર્થ લીલા છે. હજારો ગાઉ દૂર બેઠાં બેઠાં પણ મિત્રોના હૃદયની હકીકત હથેળીપર મૂકેલા આમળાની પેઠે સ્પષ્ટ પ્રત્યક્ષ થાય છે.

બ ખાબે ખુદ દર આ તા કિબલએ રૂહાનીયાં બીની.

અર્થાત્:–તું પોતે નિદ્રામાં પડ (અંતર્મુખ થા) એટલે દેવો પણ જેને વંદન કરે છે તે સ્થાનનાં દર્શન થશે.

દિલકે આઇને મેં હય તસ્વીરે યાર, જબ ઝરા ગર્દન ઝુકાઇ દેખ લી.

---

૧ પોતે. તેના શુદ્ધ સ્વરૂપમાં. ૨ વિભાગો. ૩ દાખલ કરવા તે. ૪ અસ્થાને, અયોગ્ય. ૫ નામ. ૬ ધારણ કરેલું. ૭ રૂપ. ૮ પરંતુ ૯ ત્યાં. ૧૦ ગોવાળ. ૧૧ જૂઠ. ૧૨ પ્રિય. ૧૩ યોગ્ય નથી; ન શોભે. ૧૪ સ્વામી. ૧૫ હાય હાય ! ૧૬ રજત સમાન છાતીવાળા. ૧૭ ચંદ્ર સમુ ૧૮ આવિર્ભાવ. ૧૯ પ્રકાશ. ૨૦ હૃદય. ૨૧ કલેજું. ૨૨ વિપુલ પ્રકાશ.

અર્થ:–અંતઃકરણના અરિસામાંજ પ્રિયની છબી પડેલી છે, જરાક અંદર જોયું કે દર્શન થયાંજ સમજવાં.

પીતમ પતિયાં તબ લિખું, જબ તુમ બસો બિદેશ,
મનમેં, તનમેં, જાનમેં, વાકો કયા સંદેશ ?

હવા ખાહે તુ અમ જાનાં વ મીદાનમ કે મી દાની,
કે હમ ના દીદા મી દાની, વ હમ ન નવિશ્તા મી ખાની.

અર્થ:–ઓ વહાલા, હું તારો શુભચિંતક ( આશિક ) છું, અને હું જાણું છું કે તું એ વાતને જાણે છે; કેમકે તું ન જોયલું–સાંભળેલું જાણી શકે છે, અને ન લખેલું વાંચી શકે છે.

ગરચે દૂરીમ બ યાદે તુ કદહ મી નો શીમ,
બો'દે મંઝિલ ન બુવદ દર સફરે રૂહાની.

અર્થ:–જોકે તારાથી દૂર પડેલા છીએ, તોપણ તારીજ યાદમાં પ્યાલી ગટગટાવીએ છીએ; આત્મિક મુસાફરીમાં વિશ્રામસ્થાનો વચ્ચેનું અંતર હોતું નથી.

## પત્ર સાતમો—અભ્યાસવિષે

તદ્દન એકાંતમાં બેસીને ૐ ગાતા જાઓ, અને હૃદયદર્પણમાં એક પછી એક એ બધા મહાશયોને પ્રતિબિંબિત કરો કે જેઓ તમારી સાથે કોઈ પણ પ્રકારની શત્રુવટ રાખતા હોય; અથવા થોડા ઘણા નાખુશ રહેતા હોય. તેમને તમારા હૃદયની છેક ઉંડાણમાંથી આશિષો આપો, તેમનું ભલું ઈચ્છો, અને અત્યંત પ્રેમપૂર્વક તમારી વહાલામા વહાલી વસ્તુઓ તેમના ચરણોમાં ધરવા તૈયાર થઇ જાઓ. તેમની સાથે " મન તૂ શુદમ, તૂ મન શુદી "–"હું તું થયો, તું હું થઈ–" વાળુ પ્રકરણ અનુભવો. ક્રોધ, ફરિયાદ બધુ ભૂલી જાઓ. રીસાઈ ગયેલા મનાઇ ગયા.

ગર ઝ દસ્તે ઝુલ્ફે મુશ્કીનત ખતાઈ રફ્ત રફ્ત,
વર ઝ હિંદુએ શુમા બર મા જફાઈ રફ્ત રફ્ત. ૧
ગર દિલી અઝ ગમ ઝએ દિલદાર બારી બુર્દ બુર્દ,
દરમિયાને જાનો જાનાં માજરાઇ રફ્ત. ૨

અર્થ:–જો તારી કાળી કસ્તૂરી જેવી કેશલતાને હાથે કંઈ અપરાધ થયો હોય તો ભલે થયો; ( તેની કંઇ ચિંતા નહિ–તે માફ છે ) અને જો તારા ગાલ ઉપરના તલવડે અમારી ઉપર કંઇ જુલમ થયો હોય

તો પણ કંઈ નહિ. ૧.

જો પ્રિયતમના નેત્રકટાક્ષથી કોઈ હૃદયમાં વેદના-પીડા થઈ હોય તો ભલે થઈ, અને જો પ્રિય અને પ્રિયતમની વચ્ચે કંઇ બોલાચાલી થઈ ગઈ હોય તો તેનીએ ચિંતા નહિ. ૨

નખોથી માંસ જૂદું પાડી શકાતું નથી. જો કે ઉપર ઉપરથી તેઓ તમને પીડતા હશે, તોપણ તેઓ છે તો તમારા પોતાનાજ નિજસ્વરૂપ. તેઓ આ વાતથી અજાણ્યા હોય તો એમાં શું ? તમે તો એથી અજ્ઞાત નથી ને ! જેમ લોકો પોતાનાં બાળકોને કોઈ પણ જાતના બદલાની આશા વગર ચાહે છે, તેવીજરીતે તમારાથી ભારતવર્ષની માટી સુદ્ધાંને પ્રેમ કર્યા વગર નજ રહી શકાય. પ્રત્યેકની ખોડખાંપણોને એજ દૃષ્ટિથી જુઓ કે જે દૃષ્ટિથી તમે તમારાં બાળકોની રમતોને નિહાળો છો. વાંદરાઓના જેટલું ઉપદ્રવી અને મૂર્ખ બીજું કોઇ હશે ? પરંતુ પ્રેમબળથી રામે તેમને પણ પોતાના સૈનિકો બનાવ્યા હતા. પુરાણોમાં લખ્યું છે કે જે લોકોએ ભગવાન્ સાથે શત્રુતા આદરી અને અદાવત કરી, તે લોકોનું બીજાઓ કરતાં બધુ જલદી કલ્યાણ થયું અને તેઓ શીઘ્ર મુક્ત થયા. વહાલા ! નિઃસંદેહ તે પુરુષ અવતારજ છે કે જે શત્રુઓને પણ સૌથી પહેલાં પોતાનું ધામ ( ઘરબાર ઇત્યાદિ ) આપી દેવા તૈયાર હોય છે. વહાલા ! સાચો પ્રેમ કે જેવડે સર્વત્ર પોતાનું નિજ સ્વરૂપજ દષ્ટિગોચર થાય છે તે જ્યારે આવે છે ત્યારે આંધળાંને આંખો પ્રાપ્ત થવા સમાન થઇ પડે છે. બધું જગત્ અવનવું જણાય છે. સર્વત્ર ઉદ્યાન અને વાટિકાઓ ખીલી નીકળે છે. જ્યાં જુઓ ત્યાં સ્વર્ગજ સ્વર્ગ દેખાય છે.

નેકી સદા કિયા કર ઉસકી બદી કે બદલે,
કત્લે-અદૂ[1] કે કાબિલ શમ્શીર હય તો યે હય.

મુબારક બાદત અય દિલ ગશ્ત બીના દીદએ કૂરત,
નુમાયાં શુદ બ હર સૂ સૂરતે યારે નિકૂ સીરત.

અર્થઃ-ઓ હૃદય, તને અભિનંદન છે કે તારાં અંધ ચક્ષુ ફરી દેખતાં થયાં છે, અને તને સર્વત્ર તે પરમ મિત્રનો ચહેરો દેખાઇ રહ્યો છે.

જે પુરુષ તન, મન અને ધન, સાથેનો હૃદયનો સંબંધ તોડી નાખે

[1] કત્લે-અદૂ=રિપુ સંહાર.

છે, અને પહેલાં એક અમુક શરીરનેજ પોતાનું ગણતો તેને બદલે હવે પ્રત્યેક શરીરને પોતાનું અનુભવે છે, તે ક્રમે ક્રમે સર્વના અંતરની વાતો જાણવાની સિદ્ધિ પ્રાપ્ત કરશે. આત્મપ્રકાશ કિંવા દિવ્ય દૃષ્ટિને માટે આ એક આવશ્યક અંશ છે. પ્રેમ અને આનંદમાં રહેનારનાં હૃદય અને પ્રાણમાંથી નીચે પ્રમાણેનાં ગીતો વહ્યા કરે છે—કચેરીમાં હોય કે બજારમાં, ઘરમાં હોય કે બગીચામાં, જાદુભરેલી પ્રેમદૃષ્ટિવાળો તો પોતાનાં આચરણરૂપી જિહ્વાવડે એમજ ગાતો ફરે છે કે:—

### ગીત

ન દુશ્મન હય કોઇ અપના ન સાજન હી હમારે હુંય,
હમારી ઝાતે-મુતલક[1] સે હુવે સબ યે પસારે[2] હુંય. ૧
ન હમ હુંય દેહ, મન બુદ્ધિ, નહીં હમ જીવ, નૈ ઈશ્વર,
વલે એક "કુન"[3] હમારી સે બને યે રૂપ સારે હુંય. ૨
હમારી ઝાતે-નૂરાની[4] રહે એક હાલ[5] પર દાયમ,[6]
કે જિસકી ચમક સે ચમકેં યે મેહરો[7] મેહ[8] સિતારે[9] હય. ૩
હર એક હસ્તી[10] કી હય હસ્તી હમારી ઝાતપર કાયમ,[11]
હમારી નઝર[12] પડને સે હી નઝર આતે નઝારે[13] હય. ૪
બરંગે-મુખતલિફ[14] નામો-શિકલ[15] જો દમક[16] મારે હય,
હમારે તૂર[17] કે શો, લે[18] સે ઉઠતે યે શરારે[19] હુંય. ૫

માશૂક કદ દરખ્તોં પૈ બેલોં કા હાર હય,
નૈ, નૈ, ગલત હય, ઝુલ્ફ કા પેચા યે માર હય;
વાહવા સજે સજાયે હુંય, કૈસા શ્રૃંગાર હય;
અશજાર મેં ચમકતા હય ખુશ આ બશાર હય;
આ, દેખલે બહાર, કે કૈસી બહાર હય. ૧
અશજાર સર હિલાતે હુંય, કયા મસ્તવાર હુંય;
હર રંગ કે ગુલોં સે ચમન લાલા ઝાર હય;

૧ શુદ્ધ સંપૂર્ણ સ્વરૂપ. ૨ વિસ્તાર પામ્યા છે. ૩ "થા" આજ્ઞાર્થ શબ્દ. ૪ પ્રકાશિત સ્વરૂપ. ૫ સ્થિતિ. ૬ ચિરકાળ. સદા. ૭, ૮, ૯, સૂર્ય, ચંદ્ર, તારા. ૧૦ અસ્તિત્વ. ૧૧ સ્થિર. ૧૨ દૃષ્ટિ. ૧૩ દશ્યો. ૧૪ ભિન્ન ભિન્ન. ૧૫ નામરૂપ. ૧૬ ચળકે છે. ૧૭ સાઈનાઈ પર્વત. ૧૮ જ્વાળા. ૧૯ ચિણગારીઓ અંગારા.

ભૌંરે જો ગૂંજતે હુંય પડે ઝરનિગાર હુય;
આનંદસે ભરી યે સદા ૐકાર હુય;
આ દેખલે બહાર, કિ કૈસી બહાર હુય. ૨

ગંગા કે રૂ સફાસે ફિસલતી ન ગર ન ઝર,
લેહરોં પે અકસ મેહર કા કયું બે કરાર હુય?
વિષ્ણુ કે શિવકે ઘરકા અસાસા યે ગંગ હુય;
યાં મૌસમે-ખિઝાંમેં ભી ફસલે-બહાર હુય;
આ, દેખલે બહાર, કિ કૈસી બહાર હુય. ૩

અર્થ:-(૧) કદાવર પ્રિયતમાના જેવાં વૃક્ષો ઉપર વેલારૂપી હાર પડેલા છે; ના, ના, હું ભૂલ્યો, આ તો (ઝુલ્ફ) કેશલતારૂપી સર્પ ગુંચળાં વળી રહ્યો છે. અહા! આ ઝાડો કેવાં સુંદર આભૂષણ પહેરીને સુશોભિત બની રહ્યાં છે! શું અલૌકિક શ્રૃંગાર છે! અને આવાં શ્રૃંગારમંડિત વૃક્ષો વચ્ચે ચમકારા મારતું ઝરણું તો અવધિજ કરી રહ્યું છે. આવ, આવ, આનંદ માણ. જોતો ખરો કે કેવો આનંદ પ્રસરી રહ્યો છે.

(૨) વૃક્ષો, જાણે પ્રેમમદિરાથી મસ્ત બનેલાં હોય તેમ મસ્તક ધુણાવી રહ્યાં છે. વિવિધ રંગનાં પુષ્પોને લીધે પુષ્પોદ્યાન અગ્નિ સમાન ઝળકી રહ્યું છે. સુવર્ણસમ દીપતા ભ્રમર ગુંજારવ કરી રહ્યા છે. તેમાં આ ૐકારનો ધ્વનિ કેવો આનંદથી ભરેલો' જણાય છે! માટે આવ, આવ, આનંદ માણ. જો તો ખરો કે કેવો આનંદ પ્રસરી રહ્યો છે.

(૩) અહા! આ ગંગાનું મુખ કેવું સ્વચ્છ અને લીસું છે કે તેની ઉપરથી દષ્ટિ પણ લપસી જાય છે! જો એમ ન હોત તો ગંગાલહરી ઉપર પડતું આ સૂર્યનું પ્રતિબિંબ અસ્થિર શા માટે દેખાત? આ ગંગાજી તો વિષ્ણુ અને શિવજીના ઘરનો પાયો છે. અહિં તો પાનખર ઋતુમાં પણ વસંતનોજ ભાસ થાય છે. માટે આવ, આવ, મઝાતો જો. કે કેવો આનંદ પ્રસરી રહ્યો છે!

"મારા તરફથી સર્વને શાંતિનો સંદેશ આપો. કોઈ પણ જીવિત પ્રાણીને મારો કિંચિત્‌માત્ર ભય ન હોજો. જે ઉચ્ચ લોકમાં વસે છે અને જે પૃથ્વી ઉપર પેટે ચાલે છે તે બધાંનો નિજાત્મા હુંજ છું. હું આ લોક અને પરલોક બન્ને સ્થળોની જીવનેચ્છાનો ત્યાગ કરૂં છું. બધાંજ સ્વર્ગો, બધીજ

પૃથ્વીઓ, સમસ્ત નરકો અને તમામ આશાઓ તથા ભયોનો આજે હું સર્વાંશે ત્યાગ કરૂં છું. આવી ભાવનાને દૃઢ કરીને ઓ બહાદૂર સંન્યાસી ! તારાં બંધન તોડી નાખ, અને એવી ધૂનમાં મસ્ત બની જા કે ૐ તત્ સત્ ૐ તત્ સત્ "

(સ્વામી વિવેકાનંદ)

જે બાબતની ઈચ્છાથી મનમાં જરાએ ખેદ કે અશાંતિ ઉત્પન્ન થાય, તે બાબતની ઇચ્છાનેજ સમૂળગી નષ્ટ કરી નાખવી એ આનંદ પ્રાપ્ત કરવાનું એક સાધન છે.

શ્યામ તન, શ્યામ મન, શ્યામ હી હમારો ધન,
શ્યામ બિન કામ કોઉ કૈસે બનિ આવે હૈ ?
હરિ સંગ બ્યાહ રચો રંગ રંગના. (ટેક)
આવો રે બમના,[1] બૈઠો મોરે અંગના,[2]
ખોલો રે પોથી,[3] દેખો મોરે લગના.[4]
હરિ સંગ બ્યાહ, હરિ સંગ સગ[5] ના,
હરિ સંગ મંગની,[6] હરિ સંગ ગમના.

પત્ર આઠમો

આજ સવારે આશરે બેએક વાગ્યાને શુમારે અસંપ્રજ્ઞાન સમાધિરૂપ કૈલાસ ઉપરથી વાસંતી વાયુની એક લહેર આવી હતી તે આનંદદાયક શુભ સમાચાર પત્રિકારૂપે શ્રીકૃષ્ણના સિક્કાસાથે ગંગાજળથી લખાઇ આવી હતી. આજ સંધ્યા સમયે રિમઝિમ વર્ષા વર્ષતી હતી. રામના સત્ત્વગુણી. મંદિરની પરસાળમાં અગ્નિકુંડની આસપાસ નારાયણ* મદન મોહન+ અને તુલારામ– બેસીને નિત્યનિયમાનુસાર હૃદયના ઉંડાણમાંથી અશ્રુ વહેવડાવતા ઉચ્ચ સ્વરે આ વેદ મંત્ર વારવાર ગાઇ રહ્યા હતા'–

तं त्वा भग मविशानि स्वाहा, स मा भग प्रविश स्वाहा ।
तस्मिन् सहस्र शाखे निभगाहं त्वयि मृजे स्वाहा ॥

---

૧ બ્રાહ્મણ ગુરુ ૨ હૃદય ૩ ઉપનિષદ્. ૪ મુહૂર્ત ૫ લાજ ૬ વિવાહ

* હાલના સ્વામી આર. એસ નારાયણતીર્થ. + સ્વામી રામતીર્થના ગૃહસ્થાશ્રમના પુત્ર શ્રીયુત મદનમોહન ગોસ્વામી, હાલમા પત્યાળા ગજ્યમા ઇન્જીનિયર છે – ઉત્તરાશ્રમમાં સ્વામી રામાનંદતીર્થ.

તાત્પર્ય:– ૐ, હે પરમાત્મા ! અમોને તારા સ્વરૂપમાં પ્રવિષ્ટ થઈ જવા દે. સ્વાહા ! તું અમારા રોમેરોમમાં પ્રવિષ્ટ થઈ જા, સ્વાહા ! દુઃખ દેનાર દ્વૈતભાવ હજારો સંકટમાં નાખે છે. હું તારા સ્વરૂપમાં આનંદપૂર્વક સ્નાન કરૂં છું, અને આ મેલ ધોઇ ધોઇને સાફ કરૂં છું, સ્વાહા !

પછી ૐ ૐ ની ધ્વનિ પરમ આનંદથી ઉભરાતા સ્વરે કેટલાક સમય સુધી ચાલુ રહી. તત્પશ્ચાત્ આપોઆપ આંખો મીંચાઇ ગઇ, અને બધા પ્રણવમાં લીન થઇ ગયા. દીર્ઘકાળપર્યંત આ શાંતિની અવસ્થા સ્થિર રહી. તે પછી ગીતાનો પાઠ કરાવવામાં આવ્યો. ( " ક્ષર અને અક્ષર બન્નેથી હું પર છું. " અધ્યાય પંદરમો. સમાપ્ત. )

અત્યારે બધા પોતપોતાની કુટિરમાં છે. રામ એકાંતમાં બેઠેલો છે. પૂર્ણિમાની ચાંદની ખીલેલી છે. અહીંથી નાના નાના વાદળોના ટુકડા, મંદિરનું ઉદ્યાન અને સામેના ગિરિરાજો એ સર્વ જાણે જ્યોત્સ્નામાં સ્નાન ન કરી રહ્યાં હોય તેમ દેખાય છે. ગંગારાણીનું મધુર ગાયન કર્ણમાં પવિત્રતા ભરી રહ્યું છે. એ કેવું સરસ ગાય છે ?

જાગ મોહન, જાગરે બલ ગઈ.
ઉઠો જાગો, ખાઓ માખન, ફેર ડારીં રઈ.
રાત ભારી ગઇ સારી, ભોર અબતો ભઈ;
ચિડી પંછી હૈં બુલાવત, ખેલ ઉનસે સહી.

તાત્પર્ય:– ઓ પ્રિય મોહન, ( ભારતવર્ષ ) હવે જાગૃત થાઓ. અવિદ્યાની નિદ્રા બહુ લીધી. બલિહાર થાઉં વારી જાઉં ! હવે બેઠા થઇ જાઓ. હોશિયાર થાઓ. સંસારરૂપી ગાયનું માખણ ખાઓ. તેને તમારી અંદર પ્રવિષ્ટ થવા દો. અથવા એમ કહો કે શ્રુતિ ( વેદ ) રૂપી કામધેનુનું માખણ અર્થાત્ મહાવાકય મોંમાં નાખી લ્યો. આ શક્તિ ( સત્ય ) થી ભરેલું ધોળું ( જ્ઞાન ) ધોળું ( ચિત્–ચૈતન્ય ) મીઠું મીઠું ( આનંદરૂપ ) માખણ ( તત્ત્વ ) ચાખો, એટલે અપૂર્વ બળ પ્રાપ્ત થશે, અને શક્તિથી પૂર્ણ બની રહેશો.

ગોવર્ધન ( સંસારનું યોગક્ષેમ ) ચલાવવું એ તો તમારે માટે ડાબા હાથની રમત જેવું તો શું પણ ટચલી આંગળીના ખેલ જેવુંજ બની રહેશે. હે દામોદર ! આ કમર ઉપર વીંટાળેલાં દોરડાં અને રસીઓ (દેશ, કાળ વસ્તુરૂપી બંધનો ) ને તોડી નાખવાં એ તમારેમાટે કંઇ વિસાતમાંજ

નથી. કાળનાગની સર્વ ફણો (મનની સઘળી વૃત્તિઓ) ને કચરી નાખવી એ તમારે માટે અત્યંત સહેલું છે. આ માખણ (વેદાંત) બધા અવયવોને બળવાન, બધાં હાડકાંને વજ્ર સમાન કઠિન, તથા મુખમુદ્રાને કાંતિમાન બનાવી દેનાર છે. એ તમારાં ફેફસાંમાં એવું બળ ભરશે કે પછી જાદુ ભરેલી વાંસળી વગાડતાં તમે કદિ પણ થાકવાના નથી.

ઓ જુઓ, નાનો કૃષ્ણ (હિંદ) જાગ્યો. ઉં–ઉં–ઉં. ના, ના, ॐ ! ॐ !! ॐ !!! માતા (સત્ત્વગુણનો પ્રવાહ– ગંગા) એ રડવા ઈચ્છતા હોઠો ઉપર થોડુંક માખણ મૂક્યું (सोऽहं). મુખમાં આહુતિ પડી ગઈ. (शिवोऽहं) બચ બચ કરતા માખણ ખાવા લાગ્યા. (ब्रह्मास्मि) માતા આ પ્રમાણે કેટલીએકવાર સુધી પોતાને હાથે માખણ ખવડાવી પોતાને કામે વળગે છે. પહેલાંની પેઠેજ વલોવવાનું કાર્ય આરંભે છે. વલોણુ માટલામાં મૂકે છે, અર્થાત્ નવીન શતાબ્દીનો આરંભ થાય છે. સંકલ્પનું વલોણું છે અને કાળનું નેતરૂં. ઘડીમાં આ બાજુ ખેંચાય છે (દિવસ) અને ઘડીમાં પેલી બાજુ ખેંચાઈ જાય છે (રાત્રિ). વલોણું ચાલુ થયું. અને બીજી તરફ રડવાનો અવાજ શરૂ થઈ ગયો. હે માતા ! હવે આ કૃષ્ણને માખણની ચાટ લાગી ગઇ છે !

છુટતી નહીં યે ઝાલિમ મુંહસે લગી હુઇ.

એક વખત મોંએ લાગી કે પછી તે (મદિરા) એવી ઝાલિમ થઇ જાય છે કે કદાપિ છુટતી નથી.

"માખણ ભૂખ (અહંગ્રહ ઉપાસના) ઘણેરી મૈયા ! માખણ ભૂખ ઘણેરી"

ઓ પ્રકૃતિ (જગત્) ! આ માખણચોર તને શાંતિથી કયા વલોવવા દેવાનો છે ? વલોણું તોડી નાખશે અને નામરૂપની માટલીને ફોડીને ફેંકી દેશે. રજની વીતી, પ્હો ફાટ્યું. પ્રભાતનો પ્રકાશ પ્રસરી રહ્યો છે. ચકલી, કબૂતર, મોર ઇત્યાદિ જાગી ઉઠયાં છે, પરંતુ કૃષ્ણ હજુ સૂતો પડેલો છે. કંઈ ચિંતા નહિ. ચકલી, કબૂતર, ઇત્યાદિ હમેશાં પહેલા ઉઠે છે.

હે મોહન (ભારત) ! આ પંખીઓ ગાઈ ગાઇને તને જગાડવા માગે છે. કાલની પેઠે આજે પણ તારે હાથે દાણા, ચોખા, તલ ઈત્યાદિ ખાશે. ઓ પ્રેમથી ભરેલા બાલ ગોપાલ ! તારી સાથે રમવામાટે આ બધાં પ્રાણીઓ એકઠાં થઇ રહ્યાં છે. તારી મોજમજાના સઘળાં સાધન

તૈયાર છે. ઉઠ, ઉભો થા. ચકલીઓ ચું ચું કરે છે, કાગડાઓ કાકાના રાગડા તાણે છે. મયૂર પિયુ પિયુ પોકારી રહ્યા છે (કોઇ અમુક બાહ્ય કળા પાછળ મંડયો છે, કોઈ અમુક શારીરિક સુખમાં મચ્યો છે. કોઇ બાહ્ય વિજ્ઞાનમાં ફસાયો છે. ઇત્યાદિ આ બધી માત્ર ઇંદ્રિયોનેજ સ્પર્શ કરનારી રાગણીઓ ચાલુ છે.)

હે ભગવન્ "ભારત" ! આ બધાં માત્ર તને જાગૃત કરવાનાં સાધન છે. નિદ્રામાં પણ વિચિત્ર આનંદ હતો; પરંતુ હવે તો બહુ સૂતા. આરામ કરી તાજા બન્યા છો. રડો છો કેમ ? તમે પણ ગાઓ.

આ જુઓ ! તમારી વાંસળી કોણ ચોરી ગયું ?

ના, ના, તે તો તમારી પાસેજ છે.

અહાહાહા ! એ ઉઘાડયાં ભારતે સૂર્યસમાન નયનો. સ્મિતથી આચ્છાદિત ઓષ્ઠ તળે બંસી ધરી, અને અંતઃકરણના ઉંડાણમાં પ્રવેશી જનારૂં આત્મગાન વાયુની પીઠપર સવાર થઇ ચોતરફ ગુંજવા લાગ્યું—સમસ્ત ગોકુળ (અખિલ સંસાર)મા પ્રસરવા માંડયું, અને દૈવી સમાચાર સંભળાવવા લાગ્યું. જય, જય, જય !

હવે પ્રભાતનાં પક્ષીઓના ચું ચું, પિયુ પિયુ, અને કાકા, એવા અવાજ કોને ગમશે ? કોઇને નહિ !

### પત્ર નવમો

વિચાર તો એવો હતો, કેઃ-

નંગે ઉમર બિતાએંગે, આનંદકી ઝલક દિખાએંગે,
રૂખી રોટી ખાએંગે, મસ્ત પડે રેહ જાએંગે;
સુખે ટુકડે ખાએંગે, સાઙ્હં હમ સો ગાએંગે.

પરંતુ મેવા અને પેંડા કેડાજ નથી મૂકતા, પ્રતિપળે સેવામાં હાજરજ રહે છે. આ ત્રણે પંક્તિઓનો પાછલો અરધો અરધો ભાગ બધો સાચો નીકળ્યો, પરંતુ પ્રથમનો અરધો અરધો ભાગ બધો ખોટો પડયો. જંગલોમાં પણ એનું એજ જોયું.

આસન જમાયે બૈઠે હુંય, દર[1] સે ન જાએંગે,
મજનું બનેં ગે હમ, તુમ્હેં લયલા બનાએંગે.

[1] ઘર.

કફન બાંધે હુવે સરપર, તેરે કૂચેમેં આ બેઠે,
ન ઉઠેંગે સિવા તેરે, ઉઠાલે જિસકા જી ચાહે.
મુબારક હય યે રૂસ્વાઈ, અબે હટ ! દૂર હો શોહરત,
હઝારોં તા'ને અબ હમપર, લગાલે જિસકા જી ચાહે.

બૈઠે હુંય તેરે દરપે તો કુચ્છ કર કે ઉઠેંગે,
યા વસ્લ હી હો જાયગા યા મર કે ઉઠેંગે.

ગર હમને દિલ સનમકો દિયા ફિર કિસીકો કયા ?
ઇસ્લામ છોડ કુફ્ર લિયા, ફિર કિસીકો કયા ?
હમને તો અપના આપ ગિરેબાં[1] કિયા હય ચાક[2],
આપ હી સિયા, સિયા ન સિયા, ફિર કિસીકો કયા ?

બ નાગાહ આં શકર લબરા લબે શેહદશ બબુગઝીદમ,
કે તા રૂઝે અબદ નરવદ હિલાવાતશ ઝ દંદાનમ.

અર્થ:–એકાએકમેં તે મધુર ઓષ્ઠવાળીના મધ જેવા મીઠા અધરો ઉપર એવું તો ચુંબન કર્યું, કે જેથી ચિરકાળપર્યંત મારા દાંતોમાંથી તેની મિઠાશ જાય નહિ.

ગર તબીબીરા રસદ ઝીસાં જુનું,
દફતરે તિબરા ફ્રેરો શોયદ બ ખું.

અર્થ:–જો કોઈ વૈદ્ય ( ધર્મોપદેશક–શાસ્ત્રપંડિત ) અમારા આ ગાંડપણને સમજી શકે, તો તે સર્વ થોથાને પોતાના લોહીવડે ધોઇ નાખે.

મન બે ખુદી શયદાઇયમ, કલ્લાશમો રૂસ્વાઇયમ,
હરજાઇયો બેજાઇયમ, હાઝા જુનૂનુલ આશકી.

અર્થ:–હું મસ્ત (અહંભાનશૂન્ય) અને પ્રેમથી દિવાનો છું, ક્ષુદ્ર અને બધે વગોવાઇ રહ્યો છું; હું સર્વત્ર છું છતાં મારૂં કંઇએ ઠેકાણું નથી. આ છે પ્રેમીઓનું પાગલપણું !

તાત્પર્ય:–પ્રિયા, લયલાં તે બ્રહ્મવિદ્યા કિંવા અહંગ્રહ ઉપાસના છે. સાધકોને માટે આવાં પદ્ય બહુ ઉપયોગી થાય છે.

## પત્ર દશમો

જીજ્ઞાસુ:–આની પૂર્વે આવેલા "રામ" એ મથાળાવાળા લેખમાં (પૃષ્ઠ ૧૧૩ માં) બુદ્ધિને નીચે પ્રમાણે સંબોધવામાં આવી છે:–

૧ પહેરણનું ગળું ૨ ફાડી નાખ્યું છે.

ખિરદરા દોશ મી ગુફ્તમ કે અય અકસીરે દાનાઇ,
હમત બે મગ્ઝ હુશિયારી, હમત બે દીદા બીનાઈ;
ચે ગોઈ ? દર વુજૂદ આં કીસ્ત ? કીં શાયસ્તગી દારદ,
કે તૂ બા આબરૂયે ખેશ ખાકે પાયે ઉ સાઇ. ૨

અર્થ:–કાલે મેં બુદ્ધિને પૂછ્યું કે "હે ડહાપણના અચુક રસાયણ! મસ્તિષ્ક ન હોવા છતાં તારામાં બધું ચાતુર્ય ભરેલું છે, અને આંખો ન હોવા છતાં તું સર્વ કાંઈ જોઇ શકે છે; તો જરા આ વાતનો પણ ઉત્તર આપ કે તારી આટલી મોટાઇ છતાં, તારે જેના ચરણની રજ સાફ કર્યા કરવી પડે છે તે વળી કોણ છે ?

પરંતુ બુદ્ધિએ તેનો કાંઇ જવાબ નથી આપ્યો.

રામ:–બુદ્ધિનો ઉત્તર આ પ્રમાણે છે:–

બ ગુફ્તા. "નૂરેમન, કઝ બેહરે ઊ, પૈવસ્તા મીસો ઝમ;
ચું રૂખ બિનમૂદ, જાં દરબાખ્તમ; અકનૂંચે ફરમાઈ ?"

અર્થ:–તેણે જવાબ આપ્યો કે:–મારામાં રહેલો પ્રકાશ, કે જેનાવડે હું પ્રકાશિત–તેજસ્વી રહું છું, તે જ્યારે તેના મૂળ–નગ્ન–સ્વરૂપે પ્રકટ થયો કે તરતજ મેં મારા–અસ્તિત્વને તેની ઉપર વારી નાખ્યું; બોલ હવે તું શું પૂછે છે ?

ભાવાર્થ:–(૧) આખી રાત બત્તી બળે છે. કોના પ્રકાશવડે ? સૂર્યના. (કેમકે તેલ, કાષ્ઠ ઈત્યાદિમાં પણ સૂર્ય પાસેથી ઉધાર લીધેલાંજ ઉષ્ણતા અને પ્રકાશ હોય છે.) (૨) જ્યાસુધી બત્તી સૂર્યના દર્શન નથી પામતી ત્યાસુધી જાણે કે તેના વિરહમાંજ તેનું બળવું જારી રહે છે; અને દેદીપ્યમાન સૂર્યના પ્રેમમાં બળવું તેજ તેનું પ્રકાશવું છે; પરંતુ જેના પ્રેમમાં તે બળતી હતી, તેનાં જ્યારે તેને દર્શન થાય છે ત્યારે પછી તે પોતે રહેતી નથી. સૂર્ય નીકળ્યા પછી દીવો કોઇ બાળે છે ? હવે બુદ્ધિરૂપી બત્તી એમ કહે છે કે જેનેવિષે તમે પ્રશ્ન કરો છો તેને જોવાનું તો મારા ભાગ્યમાં લખાયેલું નથી; ત્યારે હું ઉત્તર શો આપું ? અને તમે પ્રશ્ન પણ શામાટે તથા કોને પૂછો છો ?

મન શમ્અ જાં ગુદાઝમ, તૂ સુબ્હે દિલકુશાઇ,
સોઝમ ગરત ન બીનમ, મીરમ ચુ રૂખ નુમાઈ.
નઝદીકત ઇ ચુનીનમ, દૂર આંચુનાં કે ગુફ્તમ,
ને તાબે વસ્લ દારમ, ને તાકતે જુદાઇ. ૨

અર્થઃ—હું પ્રાણને પીગળાવી નાખનાર દીપક છું, અને તું હૃદયને પ્રફુલ્લ બનાવનાર પ્રભાત છે; તને નથી જોતો તો હું બળું છું, અને તું મોં દેખાડે છે એટલે મારો અંત આવી જાય છે. (૧).

હું તારાથી એટલો બધો નિકટ છું, અને ઉપર કહ્યું તેમ તારાથી દૂર પણ એટલો બધો છું કે ન તો મારામાં તારો મેળાપ કરવાની શક્તિ છે અને ન તો મારામાં તારો વિયોગ સહન કરવાનું બળ છે. (૨)

અલીપૂર સૈયદાં, જિલ્લે સિયાલકોટ, સાંઈ દીન—મહમ્મદજીને આટલી વાતો લખી મોકલજો:—

(૧) સંસર્ગાધ્યાસ તથા સ્વરૂપાધ્યાસ વિષે "ગંગા તરંગ" * અને કૈલાશ કૂક" માં પૂરતું વિવરણ લખાઇ ચુકયું છે.

(૨) "જ્યારે ભૂખ લાગવી, સૂઈ જવું ઇત્યાદિ કર્મો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે, ત્યારે તે બધા અસત્ છે એમ કેવી રીતે પ્રતીત થઈ શકે ?

એનો ઉત્તર એ છે કે આ કાર્યો કોને સત્ય પ્રતીત થાય છે? બુદ્ધિને. તમે કોણ છો ? શું તમે બુદ્ધિ છો ? કદાપિ નહિ.

જ્યાંસુધી બુદ્ધિ સાથે એટલી એકતા રહે કે જાણે બુદ્ધિજ હું છું, ત્યાંસુધીજ તું સર્વ કાર્યો અને કર્મોને સત્ય માને છે; જેમકે સ્વપ્નાવસ્થામાં જ્યાંસુધી તું તારા સ્વપ્નમાના સૂક્ષ્મશરીરને તારૂં નિજસ્વરૂપ માને છે ત્યાંસુધીજ સ્વપ્નની બધી બાબતો સત્ય પ્રતીત થાય છે, પરંતુ જ્યા સ્વપ્નમાંના તારા કલ્પિત શરીર સાથેનો સબંધ તુટી જઈ જાગૃત અવસ્થા આવી અને તારા સાચા શરીરને જોયું એટલે પછી સ્વપ્નની બધી હીલચાલ, કાર્ય તથા કારણો પણ તને અસત્યજ પ્રતીત થાય છે. "અન્વય અને વ્યતિરેક+" ની રીતે પોતાના મૂળ સ્વરૂપમા જાગૃત થનારો અને બુદ્ધિ તથા શરીર સાથેનો સંબધ તોડી નાખનારો પુરુષ સર્વ કર્મોને સ્પષ્ટરીત અસત્ જુવે છે. રામને પણ અડવાડિયાનાં અડવાડિયાં એવાં આવવા લાગ્યાં છે કે શરીરવડે કેટલાએ કાર્યો થઈ જાય છે; પરંતુ બેભાન અવસ્થામા. જગતનું સ્વપ્નવત્ હોવુ પ્રત્યક્ષ પ્રતીત થાય છે.

* આ વિષય આ પુસ્તકમા આના પછી આપેલો જણાવે.

+ અન્વય અને વ્યતિરેક—અર્થાત્ નિષેધ અને સ્થાપન અથવા "નફી વ અસબાત" માં પ્રથમ વ્યષ્ટિસ્વરૂપનો નિષેધ કરી સમષ્ટિ સ્વરૂપમા આરૂઢ થવાનુ હોય છે, જેમકે ઇસ્લામી કલમા "લાઇલાહા ઇલ્લલ્લાહ" મા, તેનો પૂર્વાર્ધ "લાઇલાહા=નથી કોઇ અસ્તિત્વ" એ નિષેધાત્મક છે, અને ઉત્તરાર્ધ "ઇલ્લલ્લાહ—અલ્લાહના સિવાય," એ સ્થાપનાત્મક છે.

ભા. ક

# सुलेह के जंग ? गंगा–तरंग

હવે અમે અમારા વહાલાના ત્રીજા આક્ષેપ ( જુઓ " લોકોને વેદાંત કેમ નથી ગમતું ? " નું પૃષ્ઠ ૧૧૮ ) તરફ વળીએ છીએ.



ક્ષેપઃ-ડાર્વિનના વિકાસવાદના સિદ્ધાંત પ્રમાણે તો શાંતિ અને સંપ અનુચિત છે, અને ઉન્નતિને ખાતર "જેના હાથમાં લાઠી તેની ભેંસ" એ નિયમાનુસાર વર્તવું આવશ્યક છે. બધાં પ્રાણીઓ અને સઘળી વનસ્પતિઓમાં પણ આજ નિયમ પ્રચલિત છે. જે નિયમ પ્રકૃતિ ( કુદરત ) ના બીજા વિભાગોમાં પ્રચલિત હોય તેમાંથી મનુષ્યે બચી જવું એ અયોગ્યજ કહેવાય.

રામઃ-વિકાસમાટેનાં જે સાધનો ડાર્વિન અને તેના અનુયાયી વિજ્ઞાનવેત્તાઓએ જણાવ્યાં છે તે પશુ વગેરેને માટે કદાચ ઠીક હોય, તોપણ ઓ સૃષ્ટિના સૌથી શ્રેષ્ઠ પ્રાણી ! તને એ કદિ પણ છાજતું નથી કે તું જંગલી પશુઓની પાસે શિક્ષા પ્રાપ્ત કરવા બેસે, અને તેમની પાસેથી એવું શીખે કે સ્વાર્થપરાયણતાથી પ્રેરાઇને દુર્બળોનું લોહી ચુસવું એજ કુદરતના નિયમનું પાલન છે; તીસમારખાં બનીને સાંસારિક મનોરથરૂપી સુઠડાલ જગતને ઓહિયાં કરી જવું એજ નેકી વા ભલાઈ છે; અને એમ અભક્ષ્ય સુન્દાંને ખાતાં ખાતાં મરી જવું એજ ભાગવદ્‌ભક્તિ છે.

પ્રિય ! તમો આગળ વધી ચુકયા છો. તમારામાટે વાનર અને ચિત્તાનો યુગ પસાર થઇ ચુક્યો છે; ક્રૂર નખ, દાંત અને શીંગડાંનો સમય વીતી ગયો છે; ફાડી ખાવા કે પૂંછડું હલાવવાનો વખત નથી રહ્યો. તમે હવે અણુસમજુઓની પેઠે સૂર્ય, ચંદ્ર અને બધાં નક્ષત્રોને

આ નાની સરખી સૃષ્ટિની આસપાસ ન ફેરવો, પોતાને પૃથ્વી (શરીર) બનાવવાથી (માનવાથી) દૂર રહો, બલ્કે આ શરીરરૂપી પૃથ્વીને સત્યના સૂર્ય ઉપર કુરબાન કરી નાખો; વારીને ફેંકી દો.

જો હિંસકવૃત્તિ અને ઘાતકીપણા ઉપરજ ઉન્નતિ અવલંબી રહેલી હોય તો મનુષ્યત્વને એવી ઉન્નતિ નથી જોઇતી. હર્બર્ટ સ્પેન્સર જેવા વિકાસવાદના જગવિખ્યાત હિમાયતીએ પણ પોતાના "નીતિશાસ્ત્રનાં મૂળતત્ત્વો" (ડેટા ઑફ એથિક્સ) નામના ગ્રંથમાં કબૂલ કર્યું છે કે "બુદ્ધિવિહીન સૃષ્ટિને માટે વિગ્રહ અને કલહજ ઉન્નતિનાં સોપાન ઉપર ચઢવાનાં સાધન રહેશે, તોપણ મનુષ્યને તો સહાનુભૂતિ, શુભેચ્છા અને સ્વાર્પણજ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરાવનાર છે. પ્રોફેસર હક્સલીએ પોતાના "વિકાસવાદ અને નીતિશાસ્ત્ર" (ઇવોલ્યુશન એન્ડ એથિક્સ) નામના પુસ્તકમાં કેવી સુંદર રીતે જણાવ્યું છે કે જે સિદ્ધાન્તો જગતના "જીવનકલહ" માં સફળતા મેળવવાના સાધનરૂપ છે, તે સિદ્ધાન્તોથી નૈતિક આદર્શો વિરુદ્ધ જાય છે. નિર્દય સ્વાર્થપરાયણતા અને વૃથાભિમાનને બદલે નીતિશાસ્ત્ર સ્વાર્થત્યાગનો ઉપદેશ કરે છે. બધા પ્રતિપક્ષીઓ અને સહચારીઓને હડસેલી મૂકવા કે પગ તળે છુંદી નાખવાને બદલે નીતિશાસ્ત્ર સર્વની સેવા કરવાની આજ્ઞા કરે છે. નીતિ એમ નથી માગતી કે જે યોગ્ય હોય તેજ માત્ર જીવે. ઉલટું તેની માગણી તો યોગ્ય વ્યક્તિયોની સંખ્યા વધારવાના પ્રયત્ન કરવાની છે. કાયદો અને નૈતિક શિક્ષણ એવા હેતુ ઉપર રચાયલાં છે કે વિગ્રહ અને કલહ માટેની સામાજિક કે વ્યક્તિગત વલણ કિંવા અભિરુચિને અટકાવવી ઇત્યાદિ."

તાત્પર્યઃ-કાયદો અને નીતિશાસ્ત્ર આ સાર્વત્રિક વલણને અટકાવવા માટે છે, ત્યારે વેદાંત તો એ વલણનાં મૂળજ કાપી નાખે છે. નીતિશાસ્ત્ર તો એટલીજ આજ્ઞા કરે છે કે "તારા પાડોશીને તારા જેટલોજ ચાહજે" પણ વેદાંત તો એવો ઢંઢેરો પીટે છે કે "તે તો તું પોતેજ છે."

મન હુમાનમ, મન હુમાનમ, મન હુમાં,
હર કુજા ચશ્મત ફિતદ જુઝ મન મદાં.
તેજ છું હું, તેજ છું હું, તેજ હું,
જે જુએ તે, જાણ ના મુજ વિણ બીજું.

ભગવાન્ બુદ્ધે એક રાજાને હરણ પકડી ઉભેલો જોયો. એક બાજુ નિર્દોષ મૃગનો ભયભીત દેખાવ, અને બીજી બાજુ મ્યાનમાંથી બહાર કાઢેલી તલવાર. જોતાં વેંતજ ભગવાન્ બુદ્ધ સાચી લાગણીથી ઉભરાઈ રાજાના ચરણોમાં ઢળી પડ્યા અને દ્રવીભૂત અંતઃકરણથી રાજાને અસરકારક પ્રાર્થના કરી કે "તમો કંઇ પણ ચિંતા વગર મારા શરીરને ખડ્ગને સ્વાધીન કરો; પરંતુ આ મનોહર આંખોવાળા મૃગને મારવામાંથી હાથ ઉઠાવી લ્યો. મને મારા શરીર ઉપર પ્રેમ નથી, પરંતુ આ બિચારા હરણને પોતાના પ્રાણ બહુ પ્યારા છે."

વાચકો! તમો કલ્પના કરી શકશો કે આવા પ્રસંગે રાજા સાહેબનું પાષાણ હૃદય પણ અહલ્યા બનીને ક્યાંય ઉડી ગયું હશે! આ આંતરિક અગ્નિવાળા શબ્દોએ રાજાના ભયંકર સંકલ્પ ઉપર કેવો પ્રલયકારક કુહાડો લગાવ્યો હશે! બુદ્ધના સ્વાત્માર્પણે રાજાના શિકારી દિલનો પણ કેવો શિકાર કર્યો હશે! હજારો વર્ષ વીતી ગયાં; પરંતુ હરણની ખાતર પ્રાણ આપવા તૈયાર થઈ જનાર બુદ્ધ આજપર્યંત કરોડો મનુષ્યો ઉપર રાજ્ય ચલાવે છે. તે ઇસા, કે જેનું એવું કથન છે કે "એક ગાલ ઉપર કોઇ લપડાક લગાવે તો બીજો ગાલ પણ તેની સામે ધરો" તે ઇસાએ અનેક દેશો તાબે કર્યા છે.

શું હિંદુઓ વિકાસવાદથી અજ્ઞાત હતા? પ્રોફેસર હક્સલી કબૂલ કરે છે કે "હિંદના ઋષિયો ટૅાર્સસ નિવાસી પૅાલ જન્મ્યો તેનાથી યુગો પહેલાં વિકાસવાદથી પરિચિત હતા."

શ્રીરામાનુજાચાર્યે અત્યંત યોગ્યતાપૂર્વક આ સિદ્ધાંતને સિદ્ધ કર્યો છે. સાંખ્યના કર્તાએ પણ સંસારીવિકાસને વિસ્તારપૂર્વક ચર્ચ્યો છે.

निमित्तमप्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ॥

(યોગદર્શન)

અર્થઃ-"જીવાત્મામાં પ્રત્યેક શક્તિ પ્રથમથીજ વિદ્યમાન છે. એક કીડીમાં પણ તે સઘળી શક્તિઓ છુપાયલી છે જે કે બ્રહ્મમાં પ્રત્યક્ષ થાય છે. સરિતા સર્વ ઠેકાણે સમાન વેગથીજ વહે છે પણ જે કૃષિકાર પોતાના ક્ષેત્રનો બંધ મોકળો કરશે તેના ક્ષેત્રમાં તરત પાણી ભરાઇ આવશે."

હિંદુઓના શાસ્ત્રમાં આ આંતરિક શક્તિરૂપ સરિતાને વિકાસનું કારણ

માનવામાં આવી છે. હિંદવાસી વિકાસવાદને સારી પેઠે જાણતા આવ્યા છે, તેમણે વિગ્રહ અને કલહને વિકાસનાં કારણ કોઈ પણ સ્થળે નથી માન્યાં.

શ્રીરામાનુજાચાર્યના મતમાં કનિષ્ઠ પંક્તિઓમાં આત્માને એક અત્યંત સંકોચાયલી કમાન જેવો માન્યો છે કે જે ખુલવાને-વિકસિત થવાને ઇચ્છે છે. જે વસ્તુઓ તેના સંકોચનાં કારણ છે તે પાપ છે, અને જે તેના વિકાસમાં સહાયતા કરે છે તે પુણ્ય છે. હવે આ આંતરિક વિકાસ-શક્તિ ઉન્નતિનું કારણ છે. જેમ ગંગાના વેગવાન પ્રવાહમાં ખડક અથવા પત્થર અડચણ કરે છે કે તરતજ ઘોંઘાટ થવા લાગે છે, તોફાન શરૂ થાય છે તેમ અવિદ્યા (અજ્ઞાન)ને લીધે જ્યાં આ શક્તિનો વિરોધ કરવામાં આવે છે ત્યાં કલહ અને દુ:ખ પ્રકટ થાય છે.

જડ જગત્ વનસ્પતિ અને પશુઓમાં મનુષ્યની અપેક્ષાએ અજ્ઞાન સ્વાભાવિક છે, એટલા માટે જડ જગત, વનસ્પતિ અને પશુઓની આંતરિક વિકાસશક્તિને અડચણ પડવીજ જોઇએ, તેથી એમાં વિગ્રહ અને કલહ અથવા યત્ન અને પ્રયત્ન પણ આવશ્યક છે; પરંતુ આ વિગ્રહ અને કલહ તેમની ઉન્નતિનાં મૂળ કારણ નથી, ઉલટું એક પ્રકારે એમાં એ અવરોધક છે. દાખલાતરીકે ગાડી ચાલવા માંડશે એટલે ઘર્ષણની ક્રિયા પણ થવા માંડશે, પરંતુ એ ઘર્ષણ ગાડીની ગતિને સહાયકારક હોતું નથી.

આર્ય લોકોની માન્યતા અનુસાર સૃષ્ટિના અન્ય સર્ગોની અપેક્ષાએ મનુષ્ય સ્વાભાવિકરીતેજ અજ્ઞાનથી ઘણે અંશે મુક્ત છે, અને તેથીજ પોતાનાં કાર્ય અને કર્મોમાટે તે જવાબદાર ગણાય છે. જેટલે અંશે તેની અંદર પાશવી અજ્ઞાન રહેલું હોય છે તેટલેજ અંશે તેના આંતરિક વિકાસમાં વિરોધ થાય છે. આમ હોવાથી વિગ્રહ અને કલહનું કારણ તો અવિદ્યાજ સાબીત થાય છે અને ઉન્નતિ અને વૃદ્ધિનું કારણ આંતરિક શક્તિજ હોય છે. માટે "ઉન્નતિ અને વૃદ્ધિનું કારણ સ્પર્ધા અને વિગ્રહ છે" એવા નિર્ણય ઉપર આવવું તે તો ભૂલજ છે.

ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે કે સૈકાઓસુધી જેનો અંત નથી આવતો એવા મેંઢા અને વરૂ વચ્ચેના યુદ્ધમાં છેવટે વિજય થશે તો શાંતિપ્રિય અને પ્રાણની આહુતિ આપનાર મેંઢાંઓનોજ થશે. વિચાર કરતાં જણાય છે કે વરૂઓની જાતિ લોપ થતી જાય છે, ત્યારે મેંઢાંની

કેટલી વિપુલતા છે! એક દિવસ એવો હતો કે ગ્રીકોનાં સૈન્યોની દોડા દોડીથી પૃથ્વી ધ્રૂજી જતી; પણ આજે ફિલિપ્સ અને સિકંદરના દેશની માત્ર વાતોજ રહી ગઈ છે. એક એવો દિવસ હતો કે જ્યારે રોમન સામ્રાજ્યનો ગરુડધ્વજ પૃથ્વી તટપર લગભગ દરેક જગ્યાએ ફરકતો હતો ત્યારે આજે સીઝરોનાં સિંહાસનો ઉપર કરોળિયા જાળ ગુંથી રહ્યા છે! એક એવો દિવસ હતો કે જ્યારે અફ્રેરાસિયાબ, ફરીદૂન,અને કેકાઉસ (પારસી સમ્રાટો)નાં અગણિત સૈન્યો અને અશ્વોની દોડધામને લીધે વિસ્તૃત અરણ્યો પણ ધ્રૂજી જતાં. આજે તેજ દેશના થોડાક રૂસ્તમજી સોરાબજી ઈત્યાદિ ફાર્સ દેશથી વિછુટા પડી હિંદુસ્તાનમાં જીવન વ્યતીત કરી રહ્યા છે! મુગલોનો પ્રકાશિત ચંદ્ર પણ ચાર દિવસનું ચાંદરણું બતાવી નિસ્તેજ બની ગયો!' અને તે ઉપરાંત કેટલાંયે શકિતશાળી સામ્રાજ્યો સાગરના તરંગોની પેઠે ઉદ્ભવ્યાં અને અસ્ત થઇ ગયાં.

પરંતુ જે જાતિ ગ્રીકોનાં પ્રકાશનું મૂળ હતી; જે જાતિ એ સમયે પણ અસ્તિત્વ ધરાવતી હતી કે જ્યારે રોમન સામ્રાજ્યનો પાયો પણ નંખાયો ન હતો, અને જ્યારે અર્વાચીન સમયની યુરોપી સત્તાઓના પિતા અને પિતામહો જર્મનીના અરણ્યોમાં નગ્નાવસ્થામાં ભટકતા હતા; જે જાતિનું મૂળ અને આરંભ શોધવા જતાં ઇતિહાસની પણ આંખો ફાટી જાય છે; તે હિન્દુજાતિ આજે પણ પોતાના દેશમાં વીસ કરોડની સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે, અને હજુએ ફેલાતી જાય છે. કારણ ?. કારણ એટલુંજ કે તેમનું પ્રત્યેક વાકય "ૐ આનંદ"થી શરૂ થાય છે, અને "શાંતિ, શાંતિ, શાંતિ"થી પૂર્ણ થાય છે; કારણ એટલુંજ કે વિગ્રહ અને કલહને સ્થાને વૈરાગ્ય અને ત્યાગ તેમનાં શસ્ત્ર છે; કારણ એટલુંજ કે અન્ય દેશો ઉપર વિજય મેળવવાને ઠેકાણે પોતાના પંડ ઉપર વિજય મેળવવો એજ તેમનો આદર્શ છે. ઈશ્વરી કૃપા એ જાતિને શિરે છે અને રહેશે. માત્ર આ જાતિજ એવી છે કે જે ઈસ્લામના અનુયાયીઓને મસ્જિદો બનાવવામાટે ફાળો ભરી આપે છે, અને ખ્રિસ્તીઓને દેવળો બનાવવામાં સહાયતા કરે છે.

જગતના પ્રત્યેક દેશને કંઇ અમુક કર્તવ્ય મળેલું છે. હિંદને આ-

મ્રાણુપણાની ફરજ અદા કરવાનું પ્રાપ્ત થયલું છે. કોઇને સાંસારિક તૃષ્ણાએ વ્યાકુળ બનાવેલો છે, ત્યારે કોઇને વિષય લાલસા સતાવી રહી છે. હિંદુ તો માત્ર તેજ છે જેણે રામ ઉપર પ્રાણ લૂંટાવી દીધા છે. બ્રાહ્મણ તેજ છે કે જે પોતાના સમસ્તજીવન રૂપી જિહ્વાથી ગાય છે કેઃ—

હમ નંગે ઉમર બિતાયેંગે, ભારત પર વારી જાયેંગે;
સૂખે ચને ચબાયેંગે, ભાઇયોં કો પાર લગાયેંગે;
રૂખી રોટી ખાયેંગે, મસ્ત પડે રેહ જાયેંગે;
ગાલી તા'ના ખાયેંગે, આનંદકી ઝલક દિખાયેંગે;
સૂલું પર નંગે જાયેંગે, પર એકો બ્રહ્મ લિખાયેંગે;

લત ખુર્દન અઝ તમન્નએ દૌલત બરાએ ચેહ ?
ખારી કશીદન અઝ પયે ઇઝ્ઝત બરાયે ચેહ ? ૧
ગર્ચે બદસ્ત બુખ્લ ઝ મર્દાં, વલે બખીલ
ગર માલે ખુદ ન દાદ, અદાવત બરાયે ચેહ ? ૨
નાલી ઝ બેમુરવ્વતીયે-એહલે-રૂઝગાર,
અમ્મા બુગો, ઉમીદે મુરબત બરાયે ચેહ ? ૩
મતલબ અગર ગુઝસ્તને ઉમ્રસ્ત દરખુશી,
બુગઝર ઝ મતલબ, ઈ હમે ઝેહમત બરાયે ચેહ ? ૪
બુગઝર અઝાં દુકા કે ખરીદાર નીસ્તી,
બેહૂદા જંગ બરસરે કીમત બરાયે ચેહ ? ૫

અર્થઃ—ધન મેળવવાનો લોભ કરી લાતો શામાટે ખાવી ? અને માનની પાછળ દોડી અપમાન શા સારૂ સહન કરવું ? ૧

જો કે વીરપુરુષોમાટે કૃપણતા અનિષ્ટ છે, તોપણ જો કોઇ કૃપણ પોતાનો માલ ન આપે તો તેની સાથે શત્રુતા શામાટે બાંધવી ? ૨

જગતના લોકોની બેપરવાહીમાટે તું ફરિયાદ કરે છે, પણ એ તો કહે કે તું શામાટે લોકો તારી પરવાહ કરે એવી આશા રાખે છે ?૩

જો આ જીવન સુખમાં વ્યતીત થાય એવી તારી ઇચ્છા હોય તો તે ઇચ્છાનો ત્યાગ કર. એ કષ્ટ ઉઠાવવુંજ શામાટે ? ૪

જેનો તું ખરીદનાર નથી તે દુકાન છોડી ચાલ્યો જા. ત્યાં આગળ ભાવતાલ " પૂછવાની આ નકામી માથાફોડ શામાટે ? ૫



યુરોપવાળાઓને પર્વતની શ્રેણિયો અને પત્થરોની બનાવટો પારખવા દો, હિંદવાસીઓ તો શિવશંકર અને શક્તિજ જોશે. કોઇ નદીઓની લંબાઇ પહોળાઈ અને મુખ ભલે શોધતો ફરે, હિંદવાસીઓ તો નદીઓના આત્મા સાથેજ વાતો કરશે. કોઇને મન વાયુ અને અગ્નિ ભલે તત્ત્વ હોય અને કોઇને મન મિશ્ર, પણ હિંદુઓ તો તેમાં પરમાત્માનેજ જુએ છે. જેની ઈચ્છા હોય તે ફુલોને કાપી કાપી પાંખડિયો ગણતો ફરે, અને જેના મનમાં આવે તે એનાથી પ્રિયતમાની સેજ સજાવે, પણ હિંદુઓ તો તેમને પૂજાને ખાતરજ પ્રિય ગણે છે. તેમને તો તુલસી, પીપળો, ગાય અને સાપમાં પણ દેવતાજ દર્શન દે છે; માછલી અને કાચબો પણ તેમના અવતાર (પરમેશ્વર) છે. કુશ અને ભોજપત્ર પણ તેમને મન પવિત્ર છે. એવી કઇ વસ્તુ છે કે જે તેમને મન ભગવાન્ આનંદકંદનું લીલાસ્થાન નથી ? સાચો હિંદુ તો નારાયણમાંજ રહે સહે છે-નિવાસ પ્રતિવાસ કરે છે. યુરોપના ખગોળવેત્તાઓ ! તમોને ગ્રહોનું પૃથ્વીતરીકે દેખાવું મુબારક થાઓ ! હિંદપુત્રો તો ત્યાં પ્રકાશના પણ પ્રકાશને જુએ છે.

તમે સૃષ્ટિ ( નેચર-માયા ) રૂપી ઓઢણી ઉપર વારી વારી જાઓ છો, પણ એટલેથીજ ન અટકો. આ માયાની ઓઢણી ઉંચકી લઇ ગુલાબી ગાલવાળા પ્રિયતમ ઉપર મન અને આંખોને ભ્રમર બનાવી દો.

મરા દર દિલ બગૈર અઝ દોસ્ત ચીઝી દર નમી ગુંજદ,
બ ખિલ્વતખાનએ-સુલ્તા કસી દીગર નમી ગુંજદ. ૧
દરૂને કસ્રે-દિલ દારમ યકી શાહી કે ગર ગાહી,
ઝ દિલ બીરૂં ઝનદ ખયમા, બ બૈહ્રો બર નમી ગુંજદ. ૨

અર્થ:-મારા હૃદયમાં પ્રિયતમ સિવાય અન્ય કંઇ પણ વસ્તુ સમાઈ શકતી નથી; કેમકે સુલ્તાનના એકાંતસ્થાનમાં બીજો કોઈ માણસ રહી શકેજ નહિ. ૧

હૃદયમંદિરમાં એક એવો સમ્રાટ્ રાખું છું કે જો તે કોઇ વખત હૃદયની બહાર તંબૂ નાખે તો પૃથ્વી અને સમુદ્ર કોઇ ઠેકાણે સમાઇ ન શકે. ૨

પાશ્ચાત્ય પ્રજાઓ ! માનવી શરીરના લોહી માંસથી તમે હાથે ઘણાએ ખરડયા; હવે આવો, અને પોતામાંજ સૌંદર્ય અને જ્યોતિસ્વરૂપનું દર્શન કરતાં શીખો !

हंसः शुचिपद्वसुरंतरिक्षसद्धोता वेदिपदातिथिर्दुरोणसत् ।
नृपद्वरसद्दतसद्व्योमसदब्जा गोजा ऋतजा आद्रिजा ऋतं बृहत्॥

તાત્પર્યઃ-આકાશ ઉપર દૃષ્ટિ કરો; પ્રિયતમ હંસ (સૂર્ય) બની પ્રકાશી રહ્યો છે. આકાશ અને પૃથ્વીની વચ્ચે નજર કરો; પ્રિય વસુ (વાયુ) બનીને મસ્ત ગતિથી ગમન કરી રહ્યો છે. પૃથ્વી ઉપર હોત્ર (અગ્નિ) ના વેશમાં બોલાવે છે; પોતેજ અતિથિ બનીને ઘરમાં પધારે છે; મનુષ્યના રૂપમાં સ્વરૂપ કાંતિ દર્શાવે છે; પ્રકાશમા તેજ પ્રકાશમાન છે, આકાશમાં પોતે જ છે; પાણીમાં તેજ (જલચર રૂપે) ઉત્પન્ન થાય છે; પૃથ્વી ઉપર તેજ (વનસ્પતિરૂપે) ઉગે છે; યજ્ઞમાં તેજ પ્રકટે છે, પર્વતો ઉપર એજ (નદી અને ઝ્હેળાના સ્વરૂપે) પ્રકટી નીકળે છે, તે સત્ય છે, તે મહાન્ છે.

ચંપેમેં ચતુર્ભુજ, મોતિમેં મોહનલાલ,
કેશવાંમેં કેશવ, અર ગુટ્ટે ગિરધારી હય,
ગુલાબમેં ગોપાલલાલ, સોસની મે શ્યામ ભાલ,
સેવતીમેં સીતાપતિ, મરવે મોરારી હય;
નરગિસમેં નારાયણ, દામોદર, દાહુદીમેં,
કેવડેમેં કૃષ્ણ રૂપ, શ્યામ તન ધારી હય;
અનંત ફૂલ ફૂલનમેં, ફૂટ્યો અનંત રામ,
ફૂલ ફૂલ પાત પાત, બાસના તુમહારી હય.

ઇંદ્રિયો પર, વિચિત્ર શક્તિયોથી ભરેલો, સાચા આનંદ અને પવિત્ર જીવનના શિખર (કૈલાસ) ઉપર વિચરનાર હિંદુ શબ્દશાસ્ત્ર (વ્યાકરણ)-ને કેમ હાથમાં લે છે? એટલા માટે કે "પાણિનિ" એવો દાવો કરે છે કે તેનો વિષય (શબ્દ) મુક્તિનું સાધન થઇ શકે છે. મહાત્મા પંડિત જ્યોતિષ-શાસ્ત્રનો અભ્યાસ કેમ કરે છે? એટલા માટે કે તે વેદ (આધ્યાત્મિક વિદ્યા) નું એક અંગ-નેત્ર છે. ધર્માત્મા બ્રાહ્મણને જડી બૂટી રસ ઇત્યાદિ બનાવવામાં કેમ પ્રીતિ થાય છે? કારણ કે તેણે સાંભળ્યું છે કે કેટલીક ઔષધીઓ સત્ત્વગુણને વધારે છે, અને તેથી પરમેશ્વર સાથે એકતા કરવામાં સાધન બની શકે છે. નૈયાયિકોએ જો પોતાના જ્ઞાનને સંસારમાંથી મુક્તિ અપાવનાર તરીકે જાહેર ન કર્યું હોત તો હિંદુ લોકો

ન્યાયશાસ્ત્ર ભણી પણ કદાપિ પોતાનું વલણ થવા દેત નહિ. સાહિત્યમાં રસ લેવાનું કારણ પણ એજ હતું કે હિંદુએ સાહિત્યને માત્ર ધર્મ, અર્થ અને કામનુંજ સાધન નથી માન્યું, પરંતુ તેને મોક્ષદાયક પણ માન્યું છે.

હિંદુઓની લગભગ બધી કવિતા સંસારી બખેડા અને લૈકિક પ્રેમનું તો નામ પણ નથી જાણતી. જો કે લૈકિક પ્રેમને કોઈ સ્થાને પ્રવેશવા દીધો છે, તોપણ પરમેશ્વરની ભક્તિ અને જ્ઞાન પોતાની કાંતિ બતાવ્યા વગર નથી રહ્યાં. હિંદીભાષાનો એક કવિ પોતાની પ્રિયાની આંખોની પ્રશંસા કરે છે, પરંતુ તેમાં પણ ભગવાનના સર્વ અવતારોનાં નામ ગણાવી ગયો છે.

મચ્છી[1] સમ થરથરાત, ઉન્નત દર કચ્છી[2] ભાત,
બાવન[3] સે છલબેં કો નિશ્ચે કર હેરે હંય;
સાંત નિહારેં હિયા, ફાડેં બારાહ[4] સમ,
અડબેં કો પરશુરામ,[5] ફિરતે ન ફેરે હંય;
તીક્ષ્ણ નરસિંહ[6] કહહીં, બોધ[7] અબલોકવે કો,
તારવે કો રાઘવ[8] યે ગોવાલચિત્ત મેરે હંય;
મોહિવે કો મોહન,[9] કલંક બિન નિ:કલંક,[10]
દસોં અવતાર કહહીં, પ્યારી ! નયન તેરે હંય.

હિંદુઓનું સાહિત્ય તો ભક્તિ અને જ્ઞાનને સમર્પણ થઈ ચૂકયું છે. ઈશ્વરપ્રેમ એમાં પોતાના સઘળા ચમત્કાર દેખાડી રહ્યો છે. ધર્મ પોતાના પ્રત્યેક સ્વરૂપે એમાં વિદ્યમાન છે.

રાગવિદ્યા કેમ પ્યારી લાગે છે ? કારણ કે નારદ, યાજ્ઞવલ્કય, સારંગ વગેરે મુનિઓએ એવી સાક્ષી પૂરી છે કે એ વિદ્યા સામવેદના ગાયનમાં ઉપયોગી હોવા ઉપરાંત નર્યાં ભજનકીર્તન પણ મનને વશ કરવામાં સરળ તથા અગત્યનાં સાધન બની શકે છે. હિંદુઓને ત્યાં નિરર્થક નાચવાની કંઇ કદર નથી, કિંતુ પ્રેમના આવેશમાં રામની પેઠે નાચનારો પણ રામની પેઠેજ પૂજાય છે.

નાચના જો ચાહે તો નાચ રઘુનાથ આગે,
ગાયા જો ચાહે તો ગોવિંદ ગુણ ગાઓજી.
ભાગના જો ચાહે તો ભાગ મંદ કામોંસે
આયા જો ચાહે તો રામ શરણ આવો રે.

શરીરને મરોડવું ત્રોડવું, હાડકાંને નરમ બનાવી દેવાં, કાયાને તપાવવી, માંસને સૂકવી નાખવું (અર્થાત્ હઠયોગનાં આસન, મુદ્રાઓ ઇત્યાદિ) એ પણ કબૂલ છે, કેમકે એવું સાંભળવામાં આવ્યું છે કે સત્ય-ધામસુધી પહોંચાડનાર નીસરણીનું હઠયોગ પણ એક પગથીઉં છે; પરંતુ હાય! ચાંદી, સોનું, જેનાં નામ સાંભળીને સાદા લોકોની આંખો ચમકી ઉઠે છે, જેને માટે ઘરોમાં ખટપટ અને રાજ્યોમાં કોલાહલ થાય છે, તે ચાંદી અને સોનું, હિંદુઓને ત્યાં, સાચો આનંદ આપનાર સિદ્ધ નથી થયું. વિદ્વાન બ્રાહ્મણોએ સિદ્ધ કર્યું છે કે ત્યાગ, ત્યાગ, નિઃસંદેહ ત્યાગજ આનંદ અને મુક્તિનું સાધન છે. ભૂલાવામાં પડેલા મૂર્ખાઓને મન સોળ આનાનો રૂપિયો સોળ કળાયુક્ત ભગવાન્ કરતાંયે વધુ માનને પાત્ર હશે, પરંતુ જગતનો પૈસોટકો સત્યના સામ્રાજ્યમાં નિરર્થક છે, ઉલટો એ અપ્રચલિત અને ખોટા સિક્કા જેવો છે. નિમ્નલિખિત શબ્દો એક સાચા હિંદુના હૃદયની સ્થિતિ પ્રકટ કરે છે.

જૈસે ભૂખે પ્રીતિ અનાજ, તૃષાવંત જલ સેતી કાજ;
જૈસે મૂઢ કુટુંબ પરાયણ, તૈસે નામે પ્રીતિ નારાયણ.
નામે પ્રીતિ નારાયણ લાગી, સહજ સ્વભાવ ભયો વૈરાગી;
જૈસે કામી કામની પ્યારી, વૈસે નામે નામ મોરારી.

ભૂખ્યાને રોટલી, તરસ્યાને પાણી, માને બાળક, કામીપુરુષને કામિની એટલા વહાલાં નથી હોતાં કે જેટલો સાચા હિંદુને સત્યાત્મા પ્રિય હોય છે.

યાર દે બા સાનૂં સત્થર ચંગેરા, ભટ્ટ વૈખેડીયાં દા રહના;
સૂલ સુરાહી ખંજર પ્યાલા, વિનગ કસાલાં દે સહના.

અર્થાત્ સ્મશાનભૂમિમાં અને શોકભવનના ખુણામાં સાચો પ્રીતમ નથી ભૂલી જવાતો તેથી તે સ્થળો કબૂલ છે; પરંતુ રાજ્યમંદિર વહાલાના સ્મરણને વિસરાવી દેતું હોવાથી તે જોઇતું નથી. રક્ત વહેવડાવનાર અણીદાર કંટકો અમને અમૃતની સુરાહી (લાંબી ડોકવાળું જળપાત્ર) સમાન પ્રિય છે, અને ખંજર અમૃતના પ્યાલા જેટલુંજ વહાલું છે; કસાઈઓના કુહાડા શિર ઉપર પડે તે અમારે કબૂલ છે; પણ શરત માત્ર એટલીજ કે અમારા પ્રેમપાત્રનો વિયોગ ન થવા પામે.

એવી ઉચ્ચ દૃષ્ટિવાળા હિંદવાસીઓની આગળ સોના ચાંદીની શી

વિસાત ? સોના ચાંદીને તેઓ તુચ્છ ન ગણે તો શું કરે ? સોનીને પણ શૂદ્ર પંક્તિનો ગણવામાં આવ્યો છે. અરણ્યોમાં નગ્નાવસ્થામાં રહીને ફળ ફૂલ ખાઇ આધ્યાત્મિક વિદ્યાઓમાં જીવન વ્યતીત કરનાર બ્રાહ્મણોને કાપડ, તાણું, લોઢું, લાકડું, કાષ્ઠ, માટી ઈત્યાદિ કામકાજ તદ્દન વ્યર્થ, નિરુપયોગી અને બાળકોની રમત જેવું કેમ ન ભાસે ?

चित्रं वटतरोर्मूले वृद्धा शिष्या गुरुर्युवा ।
गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः॥

અર્થાત્ વટવૃક્ષ તળે મોટી મોટી ઉમ્મરના શિષ્યો અને નાની વયના ગુરુ ભેગા થયા હતા. વિચિત્રતા એ હતી કે ગુરુએ જિહ્વા ન હલાવી, તો પણ એમના મૌનરૂપી વ્યાખ્યાનથી સર્વના સંદેહ નિવૃત્ત થઈ ગયા. આ વ્યાખ્યાન એવા પ્રકારનું છે કેઃ-

મુ અલ્લિમ કીસ્ત ? આ શિક્; દામને સેહ્રા રબિસ્તાનશ;
સબક ? ખામો શિયો લરઝાં દિલમ તિફ્લે-સબક-ખાનશ.

અર્થઃ-અહીં શિક્ષક કોણ છે ? બ્રહ્મજ્ઞાની; અરણ્ય પટ તેની નિશાળ છે. પાઠ શું ? મૌન; અને મારૂં ધબકતું હૃદય તેનો પાઠ ભણનારૂં બાળક.

પરમ શાંતિ અને સાચા આનંદને શોધનારા આ સાચા સુખના અભિલાષીઓએ શારીરિક અને માનસિક આવશ્યકતાઓને માત્ર નામનીજ અગત્ય આપેલી હતી; અને તેથીજ દરજી, કંસારા, સલાટ, સોની, લુહાર સુતાર, કડીયા, કુંભાર, એ બધા ધંધાદારીઓને શૂદ્ર કહેવામાં આવ્યા છે. આનો અર્થ એ નથી થતો કે મકાન બાંધવા વગેરેનાં કામકાજ તે સમયમાં જેવાંતેવાં થતાં હતાં; એ કામોમાં તેમની અસામાન્ય કુશળતા અને સંપૂર્ણતાનાં અનેક પ્રમાણ હજી પણ અસ્તિત્વ ધરાવે છે. પણ આ વ્યવસાય કરનારાઓનો બ્રહ્મવિદ્યા સાથે સીધો સંબંધ નહિ હોવાને લીધે તેમને શૂદ્ર પંક્તિનાજ ગણવામાં આવ્યા છે.

હિંદવાસીઓ ! જરા આંખો ઉઘાડીને જુઓ કે તમો અત્યારે કેવી સ્થિતિમાં આવી પડયા છો ? આજે તેજ ઋષિમુનિના પુત્રો ઈંટ, ચુનો, તથા લોઢા લાકડાની વિદ્યા ( ઈંજીનીયરીંગ ) ને એવા ઉચ્ચ સિંહાસન ઉપર બેસાડે છે કે જે સિંહાસનને પ્રાચીન કાળમાં બ્રહ્મવિદ્યા સુશોભિત કરતી હતી. કોહીનૂરને મુકુટમાંથી કાઢી નાખીને તેની જગ્યાએ તેઓ

કોલસો મઠી રહ્યા છે. ! અરે ! તમો તમારા મસ્તકને દર્પણમાં તો જુઓ.

એ યૂરોપી વિદ્યાઓ અને કળાઓની ગંધથી ભાન ભૂલી જનારા મારા પ્રિય બંધુઓ ! તમને રામ ક્યાંસુધી શીખવે ? તમે પોતેજ જરા ભાનમાં આવીને વિચાર કરશો તો તમને માલૂમ પડશે કે આ બધી રેલ ગાડીઓ, તારો, તોપો, બંદૂકો વરાળયંત્રો, કારખાનાંઓ વગેરે કે જેની પ્રશંસાનાં ગાન ગાતાં ગાતાં તમારી જીભ સૂકાઈ જાય છે, તે બધાં તમને પહેલાના લોકો કરતાં રતિભાર પણ અધિક આનંદ નથી આપતાં. બધી બહાર્નીજ હો હા છે.

રામ એમ નથી કહેતો કે પ્રાચીન સમયનાં ગાડાં અને એકાઓનો પુનઃ પ્રચાર કરો, અને વરાળ તથા વિદ્યુતયંત્રોને હિંદુસ્તાનમાં પગ પણ મૂકવા ન દો. તેનો કહેવાનો ભાવાર્થ એટલોજ છે કે આ નવા અતિથિઓને તેમને યોગ્ય માન અને મૂલ્ય ભલે આપો; પરંતુ એવું ન બને કે "લેને ગઈ પૂત ઓર ખોઇ આઈ ખસમ" એવું ન બને કે બેસવા માટે, ખરીદેલો ઘોડો ઉલટો આપણનેજ પાડી નાખી આપણા બેહાલ કરવા માડે. બિલાડીના મૂલ્યમા પવિત્ર માતા (બ્રહ્મવિદ્યા) ને ન વેચી નાખો. ઘડીભર મન રંજન કરવા માટે માડેલી રમતમા પોતાના આત્મા અને પ્રાણને હારી ન જશો. સુખને શોધવા જતા સુખનોજ વિનાશ ન કરો. વર્ષાઋતુમા પૃથ્વી પુષ્કળ જળાશયોથી ભરપૂર હોવા છતા પપૈયો પાણી પીવા માટે વ્યાકુળ બનીને ઉંચે ઉડે છે, અને વરસતા વરસાદમાં પણ તરસ્યોજ રહે છે—તેની પાણીની શોધજ તેને પાણીથી વંચિત રાખે છે. તમે આ વર્ષાઋતુના પક્ષી જેવી તમારી સ્થિતિ ન થવા દેશો. રીંછની પેઠે મિત્રના મો ઉપરથી માખી ઉડાડવા માટે મિત્રનેજ પત્તો મારી મારી ન નાખશો.

ગણિતના નિયમ પ્રમાણે અપૂર્ણાંકના ઉપલી બાજુના અંકને વધારવાથી તે રકમની કિંમતમા વધારો થાય છે, પરંતુ તેની સાથે જો નીચલી બાજુના અંકને-છેદને પણ તેટલોજ વધારવામાં આવે તો તેની કિંમત તેવીને તેવીજ રહે છે. ઉદાહરણતરીકે ૩/૪, ૧૨/૧૬, ૧૫/૨૦, ૭૫/૧૦૦, ૩૭૫/૫૦૦. પાશ્ચાત્ય-કળાઓ અને નવીન શોધોનું પણ એવુંજ પરિણામ છે. તેઓ અંશને (વિષય-ભોગની સામગ્રીને) વધારવાને મથી રહ્યા છે અને તેના દ્વારાજ સુખ" ના પ્રમાણમાં તેઓ વધારો કરવા ઇચ્છે છે—

ઉપલા અંકરૂપ જે વિષયભોગની સામગ્રી, તે વધાર્યે જવાની સાથે નીચલા અંકરૂપ વિષય તૃષ્ણાને પણ વધાર્યા જવાથી સુખરૂપી મૂલ્યમાં પરિણામમાં-પણ વૃદ્ધિ થવાની ખોટી આશામાં તેઓ ગોથાં ખાઈ રહ્યા છે.

હિંદવાસીઓ ! તમે તેમનું અનુકરણ તો કરવા મંડયા છો, પણ જોજો ! અંશને વધારતી વખતે છેદ (તૃષ્ણાનો સમુદાય) પણ તેટલોજ-કદાચ તેના કરતાયે વધારે, વધી જાય નહિ. જેમકે આનંદની ખાતર નશો કરનાર એક તરફ અફીણ કે દારૂના સેવનને વધારતો જાય છે તો બીજી બાજુ કેફની તૃષ્ણા પણ તેટલીજ વધતી જાય છે. પરિણામ એજ આવે છે કે જે આનંદ પહેલાં બહુ થોડું અફીણ લેવાથી પ્રાપ્ત થતો હતો તે હવે ઘણું વધારે પીવા છતાં પણ મળતો નથી અને આયુષ્ય બરબાદ જાય છે. અને પછી બીજી આવશ્યકતાઓ ઘટાડીને પરાણે પણ અફીણ કે શરાબને અધીન થવું પડે છે. વળી એમ પણ જોતા રહેજો કે અંશને ક્યાંસુધી વધારી શકાય છે ? વિષયભોગની સામગ્રી ક્યાંલગી એકઠી કરશો ? **બાહ્ય સામગ્રીઓ અખૂટ તો કદિ પણ નથીજ હોઇ શકતી. અપૂર્ણાંક તો સદૈવ અપૂર્ણજ રહેશે.** આ આનંદના રાશિને વધારવા માટેની હિંદુઓની રૂઢિ તો એવી છે કે છેદને ઠેકાણે રહેનારી તૃષ્ણાને ઓછી કરવાનો આરંભ કરો. તૃષ્ણા જેમ જેમ સમેટાતી જશે તેમ તેમ આનંદ વધતો જશે. જ્યારે તૃષ્ણા તદ્દન શૂન્ય થઈજશે ત્યારે અંશ ગમે તે હશે તોપણ કુલ રકમ અગણિત (અનંત) થઈજશે. પણ આ તૃષ્ણારૂપી છેદ માત્ર જ્ઞાનદ્વારાજ નિર્મૂળ થઇ શકે છે. અન્ય કોઇ પણ ઉપાયથી તે નાશ પામતી નથી.

એક જણે લયલા મજનૂંની વાર્તા વાંચી. વાંચતાંજ તેને મજનૂં થવાની ઇચ્છા થઇ આવી. તેણે પોતાની સ્ત્રીનો ત્યાગ કરી લયલાની એક છબી બનાવરાવી અને તેને છાતી સાથે બાંધી રાખીને ફરવા માંડયું. આ પ્રમાણે આ મનુષ્યે મજનૂંના જેવો ઇશ્ક પોતાના દિલમાં નહિ છતાં પણ પોતાને મજનૂને ઠેકાણે સમજી લઈ તેની માશૂકને સ્વીકારી લીધાથી પ્રથમ જે સ્વપત્નિનું સુખ હતું તે પણ ગુમાવી દીધું. ધિક્કાર છે એવા મજનૂં ઉપર 'ન ઘરના રહ્યા ન ઘાટના.' આજકાલના હિંદવાસીઓ ! જો તમને અંગ્રેજોનું અનુકરણજ કરવાની ઇચ્છા છે તો મારા વહાલાઓ !

**તેમનો ઇશ્ક (સાહસ, એકનિષ્ઠા, ઐક્ય, દૃઢતા, ભલેથી લઈ લ્યો, તેમનું દિવાનાપણું ભલે સ્વીકારો, પરંતુ તેમની માશુક-કાળી લયલા (ક્ષણભંગુર જગત્-ક્ષુદ્ર વિષયવાસનાઓ)ને સ્વીકારો નહિ. જો તમારે મજનૂં (દિવાના) બનવું હોય તો તમારા ઘરનીજ અતિ સૌંદર્ય પ્રકાશથી ભરપૂર બ્રહ્મવિદ્યા પાછળ બનો.** પાસેની પ્રેમાળ અને ચંદ્રવદનીને કાઢી મૂકી રોકરી (ઘરડી) દુનિયાની છબી ઉપર દિવાના થવાથી તો તમોને સુખને બદલે દુઃખ અને કલંકજ મળશે. હા, આ રોકરી દુનિયાને પોતાની ચંદ્રવદની (બ્રહ્મવિદ્યા) ની ક્ષુદ્ર દાસી બનાવી લેવાને હરકત નથી.

દીન ગઁવાયા દુનીસે, દુની ન ચલ્લી સાથ,
પૈર કુહાડા મારિયા, મૂરખ અપને હાથ.

"स्वगृहे पायसं त्यक्त्वा भिक्षामटति दुर्मतिः।"

અર્થઃ-પોતાના ઘરની ખીર છોડીને ભિક્ષા માગવા મૂર્ખ સિવાય અન્ય કોઈ નથી જતો.

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે શક્તિના સાગરરૂપ **બ્રહ્મવિદ્યાનો જ્યારે જ્યારે હિંદુઓએ તિરસ્કાર કર્યો છે, ત્યારે ત્યારે તેમને નીચુંજ જોવું પડયું છે.** પોતાના સ્વરૂપના મહત્ત્વને ભૂલીને જ્યારે જ્યારે હિંદુઓ સ્વાર્થપરતા અને ક્ષુદ્રતાને વશ થયા છે ત્યારે ત્યારે તેઓ આફતમાંજ આવ્યા છે.

હજુ પણ સમય છે, સંભાળો. શરીરના કીચડમાંથી બહાર નીકળો. પોતાના શુદ્ધ સ્વરૂપમાં આસન જમાવો. શિવોઽહમ્ ની ગર્જના કરો અને આનંદના કૈલાસ ઉપર પવિત્ર ૐકારનો ધ્વજ ઉડવા દો.

હરિ સંગ બ્યાહ[1] રચો રંગ રંગના.
આઓ રે બમના,[2] બૈઠો મોરે અંગના,[3]
ખોલોરે પોથી,[4] બિચારો મોરે લગના;[5]
ગાઓ રે સોહલે,[6] દેખો શુભ શગુના,[7]
હરિસંગ ગમન, હરિસંગ સંગના.

ભગવાન્ શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાંત અનુસાર આત્મામાં ઉન્નતિ કે

૧ લગ્ન. ૨ બ્રાહ્મણ ૩ આંગણે. ૪ પંચાગ. ૫ મુહૂર્ત. ૬ લગ્નનાં ગીત. ૭ શુકન

અધોગતિ ( ઈવોલ્યુશન કે ઇન્વોલ્યુશન ) થઈ શકતાંજ નથી. તે તો ફક્ત માયામાંજ થાય છે.

જેવી રીતે ઘરની ભીંતોને લીધે ઉત્પન્ન થયેલું અંધારૂં ઘરને ઢાંકી દે છે, જેવી રીતે સૂર્યનો ઉગ્ર પ્રકાશ સૂર્યનેજ જોવા નથી દેતો, જેવી રીતે નદીમાં ઉત્પન્ન થયેલાં ફીણ નદીનેજ ઢાંકી દે છે, જેવી રીતે દોરડામાં કલ્પેલો સર્પ દોરડાનેજ છુપાવી દે છે, તેવી રીતે બ્રહ્મમાં સ્વરૂપના અધ્યાસથી કલ્પેલી માયા, બ્રહ્મનેજ આવરી દે છે.

હુજૂમે જલ્વા હસ્ત યકસર હિજાબે જલ્વા હુસ્ત ઇ જા,
નિકાબે નીસ્ત દર્યારા મગર તૂફાને ઉર્યાની.

અર્થ:-અહીં પ્રકાશનો વિપુલતાજ પ્રકાશ ઉપરનો પડદો છે; સરિતા ઉપર કોઇ આચ્છાદન નથી સિવાય કે પોતાની નગ્નાવસ્થાનું તોફાન.

જેમ નદીનું પાણી ફીણના પડદામાંથી ઉચ્ચ સ્વરે ગાય છે, જેવી રીતે સૂર્ય મેઘના આવરણને પ્રકાશમાન બનાવી તેની વચમાંથી પોતાના સૌંદર્યનો પ્રકાશ પાડે છે, જેવી રીતે ચંદ્ર પોતાના ગ્રહણરૂપી ઘુંઘટમાંથી જ્યોતિ પૂર્ણ મુખકમળને પ્રકટ કરે છે, જેવી રીતે દોરડી કલ્પિત સર્પની અંદર પણ પોતાની ખરી લંબાઇ અને જાડાઇ દેખાડે છે, જેવી રીતે દીવો ફાનસ ( ચીમની ) ના પડદામાંથી પણ ચમકી ઉઠે છે, તેવીજ રીતે બ્રહ્મ માયાના આવરણમાં પણ પોતાનો પ્રકાશ પ્રવિષ્ટ કરે છે, અર્થાત્ નામરૂપાત્મક સંસારમાં પણ સચ્ચિદાનંદ ( અસ્તિ, ભાતિ, પ્રિય) સ્વરૂપે પ્રકાશિત થાય છે. જે વસ્તુ જગત્માં દૃશ્યમાન થાય છે તેના નામરૂપને તળિયે પણ મૂળ સત્યસ્વરૂપ તો સત્ ચિત્ આનંદ ( સચ્ચિદાનંદ ) નુંજ છે. અદ્વૈતના સિદ્ધાંત પ્રમાણે ઇવોલ્યુશન ( વિકાસ વા ઉન્નતિ ) આ માયામાંજ છે, સદાય અવિકારી આત્મામાં ઉન્નતિ વા અવનતિ છેજ નહિ.

### માયા

રાત્રિના અંધકારની કાળી ચાદર છવાઇ રહી છે. તારકો ઝગમગી રહ્યા છે. કોની મગદૂર છે કે તેમની સંખ્યા ગણી શકે ? શી વિપુલતા ! એકજ પલંગ ઉપર એક બીજાના ગળામાં હાથ નાખી પતિપત્ની આરામથી સૂતાં છે; પરંતુ પતિ તો લાહોરના ટાઉનહૉલમાં પરીક્ષાના પ્રશ્નપત્રો લખી રહ્યો છે, અને પત્ની પોતાની દેરાણી કે જેઠાણી સાથે મેણાંની

આપલે કરવામાં લીન છે! જુઓ લડાઇટંટાનો આરંભ થઇ ચુક્યો! અરે છાની રહે કુભારજા! તારો પતિ અત્યારે પરીક્ષાના પ્રશ્નપત્ર લખે છે તેને હરકત ન કર, અને તારો ઘોંઘાટ બંધ કર. પણ જુઓ જુઓ! તે તો ચમકી ઉઠ્યો; ઉંઘ ઉડી ગઇ. પરીક્ષા કેવી ને ટાઉનહૉલ કેવો? અહીં તો સુંદરી છે અને પોતે. ઓરડીની બહાર આવી જોયું તો ધુમસના ગોટેગોટા ચડેલા છે. માણુસ માણુસને નથી દેખાતો. પ્રભાતનો ચોબદાર હજુ નથી જણાતો. ઓ શુક્ર! તારાં ગાન અને નૃત્ય કયાં ગયાં? તારા મિત્ર અને સહચર (તારકો) આનંદને વીસરી ગયા છે!

યુવક સાહેબે નોકરને હાક મારી. જવાબ ન મળ્યો. પાસે જઇને જોયું તો તે કુંભકરણની નિદ્રામાં પડેલો ઘોરતો હતો. આપણા નવયુવકની નાની સરખી છાતીમાં એકાએક તોફાન ચઢી આવ્યું, મસ્તિષ્કમાં આવેશ આવી ગયો. ચહેરો બીહામણી રાત્રિ કરતાંયે વધારે ભયંકર બની ગયો. નોકરને અત્યંત નિર્દયતાથી ઉઠાડ્યો, અને કાન પકડીને તાકીદ કરી કે "હવે આંખ ન મીંચાવા પામે; હોંશિયાર રહેજે; રાત્રિ અત્યંત બિહામણી અને ભયાનક છે" ઇત્યાદિ. અહીં નોકર જાગ્યો, દુભાયો; અને ત્યાં શેઠ સાહેબ અભ્યાસગૃહમાં પેઠા. બત્તી સળગાવી "બેન કૃત નીતિશાસ્ત્ર" (બેન્સ મૉરલ સાયન્સ) વાંચવા મંડ્યા. અડધુંએક પાનું વાંચ્યું હશે એવામાં આંખ મળી ગઇ. પગ ભોંય ઉપર, કમર ખુરસી ઉપર અને માથું ટેબલ ઉપરની ચોપડી ઉપર મૂકી બેભાન પડેલા છે. તેમને નિદ્રાના ગરમ ખોળામાં મૂકી, હવે બહાર કાંપતા નોકરની ખબર લઇએ. તે બિચારો મહાન્ યત્ન પ્રયત્ન કરી રહ્યો છે, અરે યુદ્ધસગ્રામમાં મચેલો છે. કોની સાથે લડે છે? શું ઘરમાં ચોર ઘુસી આવ્યા છે? ના, એણે નિદ્રાની સામે કમર કસી છે. ઉંઘ સામે બળ અજમાવે છે. આંખો ચોળે છે. બગાસાં આવે છે. આળસ મરડે છે. હાય! ક્યારે પો ફાટશે? ક્યારે તડકો થશે? ક્યારે પ્રભાત મો બતાવશે? ઘડીએ ઘડીએ આકાશ તરફ જુએ છે, રાત પૂરીજ નથી થતી. થોડું ફરવાનો આરંભ કરે છે, તો પાછો ટાઢને લીધે બિછાનાનો આશરો લેવો પડે છે. "હા! ઠીક સૂઝયું. ગાવા માંડું એટલે રાત નહિ જણાય. સાતે સુરોના મિશ્રિત સ્વરથી તેણે ગાવાનો આરંભ કર્યો.

નીંદ તોહે બે ચુગી આલી, જે કોઈ ગાહક હોયે,
આયેંઘે મોહના, ફિર ગયે અંગના, મય ઓરન ગ્હી સોયે,
નીંદ તોહે બેચુગી આલી
સૂરદાસ પ્રભુ અબજો મિલોગે, ગણુગી નૈન સમોયે,
નીંદ તોહે બેચુગી આલી

ગાવાનો અવાજ સાભળી ઓરડીમા બાબુજી પણ જાગી ઉઠ્યા અને વાચવા ગાલ્યા નોકર તાલ દઈને ગાય છે, પોતાની ધૂનમા મસ્ત થતો જાય છે. પ્રભાત અને રાત્રિને તદ્દન વિસારી બેઠો છે

વારૂ ! એને વિસરવા દો, પરતુ, વહાલા પાઠકો ! અમે તો દશ-સૂર્ય ભગવાનનુ શુભાગમન વિસરવાના નથી. પ્રફુલ્લતાપ્રેરક પ્રકાશ છાનો-માનો એવી મૃદુતાથી સૂર્યમાથી પૃથ્વી ઉપર પડે છે કે જાણે આકાશમા ઉચે ઉડનારા હસનુ ખરી પડેલુ પીછુ ધીમે ધીમે ભૂમિ ઉપર આવી પડતુ ન હોય ! અમેરિકન કવિ લૉંગફેલોએ નિમ્નલિખિત પક્તિઓમ વર્ણવેલા ચિત્રથી ઉલટુ જ

“ દિવસ વીતી ગયો છે, અને અધકાર રાત્રિની પાખોમાથી નીચે સરી પડે છે, જાણે ઉચે ઉડતા કોઈ ગરુડ પક્ષીનુ ખરી પડેલુ પીછુ નીચે ન પડતુ હોય ! ”

પરોઢિયે પોકારનાર કૂકડાને મોએ પોતાના હૃદય અને ચક્ષુની જ્યોતિના આગમનના સમાચાર સાભળી આનદની અવધિને લીધે પૃથ્વીના આસુ ( ઓસ ) નીકળી પડ્યા છે, અથવા એમ કહો કે ‘ હસ ’ (સૂર્ય) ના ભોજનમાટે પ્રકૃતિરૂપી નવવધૂ મુક્તાફળના થાળ ભરી અર્પણ કરી રહી છે આ તે ધુમસ અને જળની વરાળ છે, કે દર્શનની પ્રતીક્ષામ વસુધરા પોતાના હૃદયની વરાળ ( ઉભરા ) કાઢે છે ? પરતુ આ ફરિયાદો અને શિકાયતોના ઢગલા તો પ્રીતમનુ પ્રકાશિત મો જોવાની પૂર્વેજ નષ્ટ થઈ જાય છે.

દિલ ઢેર બુખારો કે લગાતા હય કફ્ફ મે,
ઉડ જાતે હય ખુરશીદસા જબ રૂ નજરઆયા

અર્થાત્ હૃદય પોતાની પીઠ ઉપર ઉભરારૂપી વરાળનો ઢગલો બાધી રાખે છે, પણ જ્યા સૂર્યના જેવુ પ્રકાશિત મો દૃષ્ટિએ પડે છે કે એ

બધું ઉડી જાય છે; બધા ઉભરા મનમાંને મનમાંજ શાંત થઈ જાય છે.

ગુફ્તા બુદમ કે ચુ આઈ ગમે દિલ બાતુ બગોયમ,
ચે કુનમ કે ગમ અઝદિલ બેરવદ ચુ તુ આઈ.

અર્થાત્ મેં કહ્યું હતું કે જ્યારે તું આવશે ત્યારે મારા હૃદયની બધી ચિન્તાનું તારી આગળ વર્ણન કરીશ; પણ શું કરૂં ? કે જ્યારે તું આવે છે ત્યારે હૃદયમાંથી બધી ચિન્તા ઉડી જાય છે.

ઉમ્રે શુદા રોઝે બરૂખત સૈર ન દીદમ,
ઝીરાકે તુ મીઆઇ ઓ મન મી રવમ અઝ હોશ.

અર્થાત્ આખું આયુષ્ય નીકળી ગયું તોપણ એક દિવસ પણ મેં તૃપ્ત થાઉં એવી રીતે તારૂં મોં નથી જોયું, કેમકે જ્યારે તું આવે છે ત્યારે ભાન ભૂલી જવાય છે.

કેહને દેતી નહીં કુચ્છ મુંહસે મુહબ્બત તેરી,
લબ પે રેહ જાતી હય આ આકે શિકાયત તેરી;
યાદ સબ કુચ્છ થે હમેં હિજ્રકે સદમે ઝાલિમ!
ભૂલ જાતા હું મગર દેખ કે સૂરત તેરી.

અર્થાત્ તારો પ્રેમ મને મોંએથી કંઈ કહેવા દેતો નથી; તારી ફરિયાદો હોઠ ઉપર આવી આવીને અટકી જાય છે. ઓ ઝાલિમ! તારા વિરહનાં સઘળાં દુઃખો મને સ્મરણમાં છે, પરંતુ તારૂં મુખચંદ્ર જોઈને તે સઘળાં ભૂલાઈ જવાય છે.

ગગનમંડળનો મહારથી (સૂર્ય) કિરણોના ભાલા હાથમાં લઇ પોતાના સોનેરી અશ્વને દોડાવતો ચાલ્યો આવે છે, અને એ સમાચાર સાંભળતાંજ અંધકારની સેનાના શૂરવીરોએ એકત્રિત થઈ જીવતોડ યુદ્ધ કરવા માટે કમર કસી. શરદી આખી રાત કરતાં પણ અધિક પડવા માંડી. નિદ્રા અને આળસે જો કે આખી રાત પોતાનું જોર વાપરવામાં બાકી રાખ્યું ન હતું, તોપણ પ્રભાત થતાં તો પોતાનો હાથ એવી કુશળતાથી ચલાવવા માંડ્યો કે જગતમાં કોઈ અમીરજ ન રહી શકયો. ધુમસના ગોટેગોટા અંધકારની સહાયતાને માટે મહા અભિમાન સાથે આવીને એકઠા થવા લાગ્યા, વાદળો પણ ભવાં ચડાવી કપાળ ઉપર કરચલીઓ પાડી આવી પહોંચ્યાં; તેઓ આંખો કાઢવા માંડ્યાં; અને ગર્જી ગર્જીને બીવડાવવા

લાગ્યાં. રાત્રિના આરંભમાં કેવી મનમોહક ચાંદની ખીલેલી હતી! તેને ઠેકાણે અત્યારે અંધકારના ગોટેગોટા છવાઇ રહ્યા છે.

"રિમઝિમ રિમઝિમ મેંહુના બરસે, આયે રે બાદર કારે." આલસ્ય, અંધકાર અને ધુમસ ઇત્યાદિની સેનાઓ સૂર્યના ભાગ્યને નષ્ટ કરવા આકાશમાં કેવી જામી રહેલી છે! શું સાચેજ તેઓ સૂર્યના રથને રોકી લેશે? જો એમજ થયું તો જગતની શી દશા થશે? ઈશ્વર કરે ને સૂર્યનો જય થાય! વહાલાઓ! ગભરાશો નહિ. કયાં અંધકારના અમલદારો અને કયાં સૂર્ય! તેઓ તે એની સાથે શું રાખ મુકાબલો કરવાના હતા? રાત રાણીના સૈનિક અમલદારો ગમે તેટલું બળ દેખાડે તોપણ સૂર્યનો એક વાળ પણ વાંકો નથી થવાનો. ચણો ગમે તેટલો ઉછળે તોપણ તે ભાડને નથી ફોડી શકતો. તેમ એ બધાંવડે પણ સૂર્ય કદિ ઢંકાયલો રહે એવી કલ્પના પણ નથી થઇ શકતી. પ્રકાશમાન્ આદિત્યદેવની સામે થઇ તેઓ તેને કાંઇ પણ નુકસાન કરી શકે એ વિચારોજ નકામા છે. જુઓ! વાદળોના ઘટા ટોપને કાપી, ધુમસના કવચ બખતરને ચીરી, તેનાં કિરણોની કટારીઓ એ પૃથ્વીની છાતીને રક્તવર્ણી બનાવવા માંડી. ગગનમંડળનો વિજયી રાજાધિરાજ આવી વિરાજમાન થયો.

નવીન (પાશ્ચાત્ય) શિક્ષણવાળાઓ! યાદ રાખજો કે અજ્ઞાનની કાળી રાત્રિ કાળાંજ કર્મોનું કારણ બને છે.–વ્યભિચાર, ચોરી ઈ૦ કાળાં કર્મો ગાઢ અંધકારમાંજ કરવામાં આવે છે." અને જ્યારે તેનો અંત નિકટ આવે છે ત્યારે દારુણ યુદ્ધ મચાવે છે; પરંતુ સૂર્ય તો નીકળશેજ નીકળશે; તે અટકવાનો નથી. ભગવાન્ રામાનુજના મતાનુસાર તમારી અંદરના સૂર્ય (હંસ–આત્મા) ને આલસ્યની અડચણોને ચીરી ફાડીને અને અજ્ઞાનનાં આવરણોને છિન્નભિન્ન કરીને કોઇ પણ પ્રકારે પ્રકટ થવુંજ પડશે. આ જીવાત્મામાં અમાપ બળ અપ્રકટ રહેલું છે તેજ તેના વિકાસ–ઉન્નતિનું કારણ છે. આ સ્વાભાવિક ગુણને લીધેજ કીડી, વીંછી, સાપ, બિલાડી, મર્કટ ઇત્યાદિ શરીરોની પંક્તિઓ (યોનિઓ) પસાર કરીને આ જીવાત્મા માનવી શરીરસુધી ઉન્નતિ કરે છે, અને પોતાની જ્ઞાનજ્યોતિ દ્વારા અજ્ઞાનના અંધકારને નષ્ટ કરી જ્ઞાનીરૂપે સૂર્યને આ પ્રમાણે સંબોધે છે.

पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन् समूह। तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥

( યજુર્વેદ, ઈશાવાસ્ય ઉપનિષદ, મંત્ર ૧૬ )

તાત્પર્યઃ-ઓ પાલનપોષણ કરનાર, અદ્વિતીય, પંથી, ન્યાયી, અને સૃષ્ટિમાં સૌથી મહાન્ એવા સૂર્ય ! દૂર કર તારાં કિરણોને, સંભાળ તારા પ્રકાશને કે જેથી હું તારા કલ્યાણકારક સ્વરૂપને જોઉં તો અરે ! અહા ! જે તારૂં સ્વરૂપ છે તેજ હું છું.

જે તું છે તે હું છું, જે હું છું તે તું છે, અરે હુંજ છું હું, તું છેજ કયાં ?

ખાકે પસ્તીસે અગર દામન તેરા હમદમ નહીં,
યે ફઝીલતકા નિશાં, અય નૈયરે આઝમ ! નહીં.
આહ તૂ અપની તજલ્લી કા અગર મેહરમ નહીં,
હમસરે-યક ઝર્રએ-ખાકે-દરે-આદમ નહી.

અથાત્ અમારી નીચલી દુનિયાની ધૂળ સાથે જો તારો પાલવ મિત્રતા નથી રાખતો ( ધૂળથી ખરડાયલો નથી ), તો ઓ મહાન્ સૂર્ય ! તે કંઈ મોટાઇનું કારણ નથી. અહા ! જો તું પોતાના પ્રકાશનો ભેદ જાણતો નથી, તો તું મનુષ્યના ચરણની એક રજ બરાબર પણ નથી.

વિકાસવાદના વિષયમાં ભગવાન્ શંકર અને શ્રીરામાનુજાચાર્ય વચ્ચે એટલોજ તફાવત છે કે જેટલો ખગોળવિદ્યામાં સૂર્યકેન્દ્ર અને ભૂકેન્દ્રની વચ્ચે છે. જ્યાંસુધી વ્યવહાર સાથે સંબંધ છે ત્યાંસુધી ભગવાન્ શંકરાચાર્ય અને શ્રીરામાનુજના વિવરણમા જુદાઇ જેવું નથી; પરંતુ શંકરાચાર્યે મૂળ સત્યને સંતાડી રાખ્યું નથી, અને અત્યંત સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે કે જેવીરીતે સૂર્ય રાત્રિરૂપી કાળી કસ્તૂરીને પોતાના પ્રકાશ વડે કપૂર ( ઉજ્જવલ ) બનાવી દે છે, ક્ષિતિજથી લઇ મધ્યાન્હસુધી ઉપર ચઢે છે અને રાશિઓમા ફરતો દેખાય છે, પરંતુ વાસ્તવિક રીતે ન તો તે ઉગે છે ન કદાપિ અસ્ત પામે છે, ન નિકટ આવે છે ન દૂર જાય છે, ન હાલે છે ન ચાલે છે, તે તો સદૈવ પોતાના પ્રકાશમાંજ મસ્ત રહે છે, તેવીજ રીતે વાસ્તવિક રીતે આત્મા કદાપિ ઘટતો પણ નથી અને વધતો પણ નથી, તેમાં ન તો ઉન્નતિ છે ન અવનતિ છે. ન ઉદય છે ન અસ્ત, ન વિકાસ છે ન સંકોચ, તે તો સદૈવ એક રસ પોતાના મહિ-

મામાંજ મસ્ત રહે છે. જો કે તે અંધકારની પંક્તિઓને તોડતો અને અજ્ઞાનના સૈનિકોને હરાવી પ્રકાશિત દિવસને ચારે દિશામાં પ્રસારતો પ્રતીત થાય છે; પરંતુ આ ઈવોલ્યુશન (વિકાસ) માત્ર માયામાંજ છે, ફરે છે તો પૃથ્વી પરંતુ કહેવાય છે સૂર્યની ગતિ; ઉઘડે છે તો પ્રિયાના મોં ઉપરનો ઘુંઘટ પરંતુ ભાન ભૂલેલો આશક એમ જાણે છે કે મારી પ્રિયાનું રૂપ વૃદ્ધિ અને વિકાસ પામે છે; દોડે છે તો વાદળોનું આવરણ; પરંતુ બાળકો તેને ચંદ્ર ચાલે છે એમ માની કલાકોસુધી તેની સામે તાકી રહે છે, અને બોલે છે કે જુઓ ! ચંદ્ર કેટલો ઉતાવળો નાસે છે ! અહાહા ! પેલો વાદળાંમાંથી બહાર નીકળ્યો ! એ બહાર નીકળ્યો !!

રૂખે પુર ઝિયાકે નઝારેને મુઝે એદે મજનું બના દિયા;
તેરે સદકે સદકે મંય નાઝની, તુને બુર્કા મુંહસે ઉઠા દિયા.

અર્થાત્ તારા દિવ્ય કાંતિમાન મુખારવિંદના દર્શને મને નેતરના જેવો નાજુક બનાવી દીધો; તારા ઉપર કુરબાન, કુરબાન છું એ સૌંદર્યવતી! કે તેં મોં ઉપરથી પરદો ખસેડી નાખ્યો.

यथा चंद्रिकानां जले चंचलत्वं । तथा चंचलत्वं तवापीह विष्णो ॥

તાત્પર્ય ખરૂં જોતાં તો સરિતાના તરંગોજ કૂદતા ઉછળતા, દોડતા ચાલ્યા જાય છે, પરંતુ બાહ્યદૃષ્ટિએ ચંદ્રમા નાચતો ઉછળતો હોય એમ જણાય છે, તેવીજ રીતે ઉન્નતિ, ઉત્ક્રાંતિ ઇત્યાદિ માયામાંજ હોવા છતાં ભ્રાન્તિથીજ તે આત્મામાં હોય એમ જણાય છે.

જળના પરપોટાઓમાં દેખાતો સુંદર પ્રકાશ પાણીમાંજ ઉદ્ભવે છે અને નષ્ટ થાય છે. તેનું પ્રકટ થવું અને રંગ બતાવવું એ જોકે સઘળો પ્રકાશજ પ્રકાશ છે, તોપણ વાસ્તવ પ્રકાશ તો આ પરિવર્તનો અને રૂપાંતરોથી ભિન્નજ છે.

હુબાબ વાર જ બેહરે તમાશા આમદે ઇમ,
કે સર કશીમો નિગાહે કુનીમો આબ શવીમ.

અર્થાત્ બુદબુદની પેઠે અમે તો તમાશો કરવા આવ્યા છીએ, કે માથું ઉંચકીએ, દૃષ્ટિ ફેરવીએ અને ફરી જળ બની જઇએ.

જીસ જાવના આવના નહીં ઓથે; કો હૈં વૈંગ હમેશ અડોલ હયજી.
જિવીં બદલાં દે ચલે ચંદ ચલદા, લગ્ગે બાલકાંનૂં એહ ભૂલ હયજી.

ચલે દેહ, ઇદ્રિય, મન, પ્રાણ આદિક, ઓહ દેખને હાર અડોલ હયજી.
બુલ્હાશાહ સંભાલ ખુશહાલ હૂ જે, એન અરિફાંદા એહા બોલ હયજી.
આત્મા અસંગ હોવાનું સાંખ્યશાસ્ત્રે પણ અત્યંત ભારપૂર્વક સ્વીકારેલું છે.

असंगोऽयं पुरुष इति । (સાખ્યદર્શન. ૧-૧૫.)

અર્થ:-આ પુરુષ ( આત્મા ) નિ:સંગ-ગુણ વિકાર ઇત્યાદિના સંગરહિત છે.

શીન શુબ્હા નાહીં જરા એક ઇસમેં, સદા અપના આપ સરૂપ હયજી.
નહીં જ્ઞાન અજ્ઞાન દી ઠોર ઓથે, કહાં સરમેં છાઉં ઓર ધૂપ હયજી?
પડા સેજ કે માંહ હય સહી સોયા, કૂડ સ્વપ્નકા રંક ઓર ભૂપ હયજી.
બુલ્હાશાહ સંભાલ જદ મોલ દેખ્યા, ઠોરઠોર મેં વોહી અનૂપ હયજી
બુલ્હાશાહ તૂં ભૂપ અચલ બૈઠા, તેરે આગે પ્રકૃતિકા નાચ હયજી.

આત્મા અસંગ છે અને માત્ર પ્રકૃતિજ ઉન્નતિ અને ઉત્ક્રાંતિ પ્રાપ્ત કરે છે એ વાતને પંડિત ઇશ્વરકૃષ્ણે પોતાના ગ્રંથ "સાખ્ય તત્ત્વકારિકા" માં આશ્ચર્યજનક કવિત્વપૂર્ણ કોમળ કલ્પનાદ્વારા દર્શાવી છે.

रंगस्य दर्शयित्वा निवर्तते नर्त्तकी यथा नृत्यात् ।
पुरुषस्य तथात्मानं प्रकाश्य विनिवर्तते प्रकृतिः ॥ (કારિકા ૫૯)

તાત્પર્ય:-બહુરૂપી ( નટ ) લોકોનો રિવાજ છે કે વેશ બદલીને શ્રીમંતોને ભોળવે છે; પરંતુ બદલેલા વેશ અને રૂપ તળે તેમના હૃદયમાં એવી આકાંક્ષા તો અત્યંત દૃઢ રીતે જામેલી હોય છે કે તમાશો પૂરો થતાં તરતજ પોતાનું મૂળ સ્વરૂપ પણ પ્રકટ કરી દેવું. તેથી જ્યારે તેઓ એમ જુએ છે કે આપણી યુક્તિ સફળ થઇ છે, મત્ર અસરકારક નીવડ્યો છે, ત્યારે તેઓ તરતજ સલામ કરે છે અને આશીર્વાદ આપે છે કે "મહા ભાગ્ય! અટળ પ્રતાપ! રાજપાટ કાયમ રહો! ઘોડાં જોડાની ખેર! ભગવાન્ રક્ષા કરો!" ઇત્યાદિ. પ્રકૃતિની પણ આવીજ દશા છે. તે પુરુષને ઠગે તો છે, પણ તેના મનમાં તો એમજ હોય છે કે મારા સ્વરૂપને મેં છુપાવ્યું તો ખરૂ, પણ હવે તેને ગમે તેમ કરી પ્રકટ પણ કરી દઉં-ભરમ ભાંગીજ નાખું.

હા, સાચુંજ છે કે કીડી, મર્કટ ઇત્યાદિ શરીરોમાં જો પુરુષને નીચું જોવાનો વખત આવ્યો અને દુ:ખ ખમવું પડ્યું તો તે પણ પ્રકૃતિનાજ કારણે. માનવી વેશ ધારણ કર્યો તો તે પણ પ્રકૃતિનેજ લીધે જ્ઞાની કહેવાયો

તો તે પણ પ્રકૃતિને લીધેજ; અને જ્યારે પોતે બાધિત અને ક્ષુદ્ર હોવાની ભ્રમણા ભાંગી અને એમ સમજાયું કે હું પર છું, પવિત્ર છું, અસંગ છું, સ્વતંત્ર છું, તો તે પણ પ્રકૃતિને લીધેજ.

असंगोऽहमसंगोऽहमसंगोऽहं पुन : पुन ।

આ પ્રમાણે સત્ય જ્ઞાન પ્રાપ્ત થતાંજ પ્રકૃતિ પુરુષને મૂકી પોતાનો રસ્તો લે છે, અને પુરુષ પોતાના આનંદઘન સ્વરૂપમાં રહી જાય છે. આજ મુક્તિ છે. સારાંશ એજ કે પ્રકૃતિ પોતાનાં બધાં કૌતુક બતાવી દૂર ખસી જાય છે. ઈશ્વિર કરે ને આ પ્રકૃતિપુરુષના વિયોગની પળ સત્વર પ્રાપ્ત થાઓ ! યોગશાસ્ત્રનો આજ ઉદ્દેશ છે.

ઉપર્યુક્ત કારિકાનું અક્ષરશઃ ભાષાંતર આ પ્રમાણે છે "જેવી રીતે સભામંડપમાં કંચની નૃત્યથી પરવારે છે એટલે આપોઆપ ખસી જાય છે, તેવીજ રીતે પ્રકૃતિ જ્યારે પોતાના સ્વરૂપને પુરુષ આગળ પ્રકટ કરી રહે છે ત્યારે આપોઆપજ દૂર થઇ જાય છે."

ઠગણી જ્યારે બગલમાનો સાપ બનીને કોઇની સાથે જતી હોય છે ત્યારે કપટભરી વાતોથી તેનું મન લોભાવવાના ઘણાયે પ્રયત્નો કરે છે; પણ જો તેને એટલી ખબર પડી જાય કે હું ઠગણી છુ એવી તેમને ખબર પડી ગઈ છે તો સસલાના શીંગડાની પેઠે તરતજ ઉડી જાય છે. બરાબર આજ પ્રમાણે પ્રકૃતિનુ પોકળ ખુલી જતાં પુરુષને તરતજ મુક્તિ મળી જાય છે.

પરંતુ હવે પાછા કોણુ જાણે કેમ અમારા મહાત્મા પંડિત ઇશ્વિરકૃષ્ણજી મહારાજ આ વ્યભિચારિણી વેશ્યા ( પ્રકૃતિ ) ના ખેલોની ફી લઇને તેના વકીલ બની બેઠા. તેઓ કહે છે કેઃ-

नानाविधैरुपायैरुपकारिण्यनुपकारिणः पुंसः ।
गुणवत्यगुणस्य सतस्तस्यार्थमपार्थकं चरति ॥ ६० ॥

અર્થઃ-" પ્રકૃતિ તો પુરુષની ભાતભાતની સેવાઓ કરે છે, પરંતુ તેના બદલામાં પુરુષ કંઈજ ઉપકાર નથી કરતો. પ્રકૃતિ ગુણોવાળી છે; પુરુષ નિર્ગુણ છે. એટલે પ્રકૃતિની પ્રશંસાપાત્ર ગુણશીલતા જુઓ કે કૃતઘ્ન ( પુરુષ )ને માટે પણ કેવા કેવા યત્ન અને મહેનત કરી રહી છે."

આ વિષયને એક બીજા પંડિતજી મહારાજે બહુ અદ્‌ભુત રીતે હિંદી પદ્યમાં ગુંથ્યો છે. રામને આશ્ચર્ય થાય છે કે આવા માનનીય પંડિતો

ઉપર પણ સ્ત્રીઓનું એવું સામ્રાજ્ય કયાંથી આવી ગયું કે તેઓ ત્રિયા (પ્રકૃતિ)નાં ગીત ગાતા ગાતા થાકતાજ નથી. વાતની વાતમાં તેઓ આ વહુજીને "પ્રધાન" બનાવી દે છે.

લખો યેહ દુલ્હા દુલ્હિન કૈસે. ટેક.
અતિ બેમેલ વિચિત્ર ભાવ કે કહું લખે નહીં ઐસે
દુલ્હિન અતિહી સુઘર સુહાવન જોબન ઉન ઐસે,
દુલ્હા યાહી લખત "ચુપ" કોહ્ બૈઠો ઉજબ્બક જૈસે.
દુલ્હિન અતિ ગુણવંત ચતુર ત્યોં હાવ ભાવ હો વૈસે,
દુલ્હા ગુનકી બાત ન જાને, પૂરો "ગોબર ગણેશ"
સબકી એક દુલ્હિન, બહુ દુલ્હા, પર સબરે એક ઐસે,
દુલ્હન હી બહુ નાચત ગાવત, વૈ સબ જૈમે કે તૈસે

રામ માત્ર એટલુંજ પૂછે છે કે મહારાજ વકીલ સાહેબ! "મિયા બીબી રાજી તો ક્યા કરેગા કાજી!" જ્યારે ખુદ પ્રકૃતિ પોતેજ પોતાનું નૃત્ય અને ગાન, પોતાના સર્વ હાવભાવ અને પોતાનું સર્વસ્વ પુરુષના એક નેત્રકટાક્ષને માટે વેચી નાખવા તૈયાર છે, તો પછી તેની સિફારસ કરનારા તમે કોણ છો? ન નોતર્યા ન બોલાવ્યા, ને વકીલ બનીને આવ્યા! ભૂલથી પડેલી માત્ર એકજ દૃષ્ટિ! બીજું કાંઇજ નહિ! અને તેટલા ઉપર તો સમસ્ત જગત્ (પ્રકૃતિ)ના તન, મન અને ધનનો સોદો થઇ ચૂકયો!

મસ્ત ગશ્તમ અઝ દૂ ચશ્મે સાકી ચે પયમાના નોશ;
અલ ફિરાક અય ન ગો નામોસ, અલ વિદા અય અકલો હોશ.
યારબ ઈ ચશ્મસ્ત યા જાદૂસ્ત કઝ કૈફિય તશ,
હમચૂ દર્યાએ મુહીત ઇ કતરા અમ આમદ બ જોશ

અર્થાત્ તે જામ ગટગટાવનાર સાકીના બે નયનોજ જોઇને હું તો મસ્ત બની ગયો, દૂર થાઓ ઓ લાજ અને શરમ! અને વિદાય થાઓ ઓ જ્ઞાન અને ભાન.

ઓ પરમેશ્વર! આ તે નયન છે કે કામણ, કે તેના કેફથી એક બિંદુ માત્ર જેટલો હું વિશાળ સમુદ્રની પેઠે ઉછળી ઘુઘવી રહ્યો છું.

ઈસ જોગી દે નૈન કટોરે, બાજા વાંગન લેંદે ડોરે,
રાઝા જોગી તે મૈ જુગ્યાની, ઉસદી ખાતિર ભરસાં પાની

હાય તારી દૃષ્ટિરૂપી મદ્ય! એ તારાં તોફાની નયન! તેં તો ગજબ કર્યો! મસ્તીને લીધે પ્રકૃતિને માત્ર ભાતભાતના નાચ નચાવ્યા એટલુંજ નહિ; પરંતુ તારે લીધે કોમળતાની મૂર્તિ અને બિંદુ સમાન સુખવાળા પુરુષને પ્રકૃતિનાં દિલ, જિગર, અને પ્રત્યેક રોમરોમ ઉપર પદારોપણ કરવું પડયું.

કોઠે સે નઝાકત તો ઉતરને નહીં દેતી;
તુમ આંખું સે દિલમેં મેરે કયુંકર ઉતર આયે?

અર્થાત્ તમારી નાજુકાઇ કોમળતા—તમોને મેડી ઉપરથી તો નીચે ઉતરવા નથી દેતી, ત્યારે આંખો વાટે તમો મારા હૃદયમાં કેવી રીતે ઉતરી આવ્યા?

કોઠે તોં ચઢ પાઈયા ઝાતી, દો નૈનાં દીરઝ પિછાતી,
ધાય ગયાની! જાની લૂં લૂં દે વિચ,
હાય ધાય ગયાની! સોહના લૂં લૂં દે વિચ.

આ દૃષ્ટિપાતમાં એવું તે શું જાદુ હતું કે અહીં પ્રકૃતિમાં તનમનાટ ઉપજાવ્યો, અને ત્યાં પુરુષ પોતે પણ બિચારો દૃષ્ટિબાણની સાથેજ પ્રકૃતિની નસેનસમાં જઇ પડયો! અહીં કામણગારાં નયનોની કટારી બિચારી પ્રકૃતિના જિગરમાં ભોંકાઇ, અને ત્યાં પુરુષ બિચારો તેના હૃદયમાં ચતુર્ભુજ થઇ ગયો.

અબુયે કહકશાંભી અનોખી કમન્દ. હય,
બે કૈદ હો અસીર જો દેખું ઉધરકો મંચ.

અર્થાત્ આકાશરૂપી તારી ભ્રમર પણ એક એવી અનોખી જાળ છે, કે જો તેની તરફ દૃષ્ટિપાત કરૂં તો તેમાં સપડાયલો બંદિવાન છૂટી જાય.

હાય એકાંત બંદિવાસ!
અપના યેહ દા'વા નહિ દિલમેં કોઇ તેરે સિવા,
ઉનકા યેહ ઈલઝામ! અચ્છી કૈદ તન્હાઇ હુઇ.

અર્થ:— અમે દાવો કર્યો કે અમારા દિલમાં તારા સિવાય અન્ય કોઇ નથી; તો તેમણે આક્ષેપ કર્યો, "વાહ, ઠીક એટલા માટેજ અમને એકાંત કેદખાનાની સજા કરી છે."

જો ભોળોભટાક પુરૂષ આચાર વિરુદ્ધ વર્ત્યો હશે તોયે તેના પાલવ ઉપર આક્ષેપનો ડાઘ નથી લાગી શકતો, કેમકે તેણે પોતેજ પોતાને થવી

જોઈતી મજા પ્રકૃતિને બનાવી દીધી. જિંદાં મેં જો જિંદા ભેજના હો, અપને દિલે તંગમેં જગેહ દો.

અર્થાત્ જો મને જીવતાંઓની વચમાં જીવતોજ મોકલવો હોય, તો તમારાજ સાંકડા હૃદયની અંદર મને જગ્યા આપો.

ઓ પુરુષ ( યુસુફ ), આ તે કેવું કેદખાનું ! કે ઝુલેખાનું હૃદયદર્પણજ કેદખાનું બન્યું છે !

ન યાયદ જુઝ ખિયાલત દર દિલે મન,
બ જુઝ યુસુફ સરે જિંદાં કે દારદ ?

અર્થઃ-તારા વિચાર સિવાય મારા હૃદયમાં બીજું કંઈજ નથી આવતું; યુસુફ સિવાય કેદખાનાનો વિચાર કોણ કરે ?

યુસુફે ગુમ ગશ્તે રા બીરૂં મજોય;
દર દફ્ને ચાહે દિલ યાબી સુરાગ.

અર્થઃ-ગુમ થયલા યુસુફને બહાર ન ઢુંઢતો, તેનો પત્તો તો તને તારા દિલના કૂવામાંથીજ તે મળી જશે.

આ તે પ્રિયનું પ્રતિબિંબજ ઝુલેખારૂપી પ્રકૃતિમા પ્રવેશ કરી સંસાર રૂપી તોફાન મચાવે છે. આજ પ્રતિબિંબ વીર્યબિંદુની પેઠે પ્રકૃતિના ગર્ભમાં ભરાઈ સૃષ્ટિરૂપે ઉત્પન્ન થાય છે.

જ્ઞાન થયા પછી પ્રકૃતિના કલ્લોલ બંધ થઈ જાય છે એ વાતને નિમ્ન-લિખિત શ્લોકમાં નવીન રીતે વર્ણવી છે.

प्रकृतेः सुकुमारतरं न किंचिदस्तीति मे मतिर्भवति ।
यादृष्टास्मीति पुनर्न दर्शनमुपैति पुरुषस्य ॥ ( કારિકા ૬૧ )

અર્થઃ-મારા મત પ્રમાણે પ્રકૃતિ અત્યંતજ લજ્જાવતી અને શરમાળ છે; જ્યારે તેને યત્કિંચિત્ પણ સંશય પડે છે કે હું દેખાઈ ગઈ છું, એટલે પછી ભૂલથી પણ તે ફરી પુરુષની સન્મુખ આવતી નથી.

વિવેચનઃ-જેવીરીતે કોઈ રાજ્યકુમારી રાજમહેલના ઝરૂખામાં બેસી શૃંગાર સજતી હોય, ત્યારે જ્યાસુધી તેને એવો વિચાર હોય છે કે મને કોઈ પુરુષ નથી જોતો ત્યાંસુધી તો તે શણગારની સજાવટમાં લાગેલી રહે છે, પણ જ્યાં તેને એમ જણાયું કે મને કોઈ પુરુષ જુએ છે; એટલે તો તે તરતજ બારી બંધ કરી દઈ એવી નાશી જશે કે ફરી

મેં નહિ દેખાડે. પ્રકૃતિની પણ આવીજ દશા છે. જ્યારે તેને એમ જણાય છે કે પુરુષને મારૂં જ્ઞાન થયું છે, ત્યારે પછી તે રહેતી નથી. જ્યાં જ્ઞાનીએ તેને આ પ્રમાણે સંબોધી કે–

ઓલે જહાં શનવ સખુન, ઇશ્વઓ ના ઝુકી મકુન,
દિલ બતુ નીસ્ત મુબતિલા, તન તલમલા તલાતલા.

ભાવાર્થ:–

ડોકરી દુનિયા સાંભળ તૂં, ન કર લટકાં મટકાં બહુ,
ન ગમે મુજને તારી કળા, [1]તનના તલમલા તલાતલા.
તરતજ પૂરા સ્વરૂપથી આમ કહેતી કહેતી,
કે મન નીસ્તમ આંચે હસ્તી તુઈ, કે મન નીસ્તમ હરચે હસ્તી તુઈ.
અર્થાત્ તું જે કંઈ વસ્તુ છે તે વસ્તુ હું નથી, હું નથી.
હમ ઇસ્મ તુઈ ઓ હમ મુસમ્મા, આજિઝ શુદા અકલઝીંમુ અમ્મા.

અર્થાત્ નામ પણ તું છે ને નામને ધરનાર પણ તું છે. એ કોયડો બુદ્ધિથી ઉકલનાર નથી.

પ્રકૃતિ પુરુષમાં લુપ્ત થઇ જાય છે અને માત્ર પુરુષજ પુરુષ રહી જાય છે.

જાયે ખુદ સું મોહરએ શતરંજ ખાલી મીકુનમ;
દુશ્મને મન મીશવદ દરખાનએ મા મેહમાં.
અર્થાત્–શતરંજના મોહરા સમું નિજ ઘર તે ખાલી કરી,
દુશ્મન હતો જે માહરો મેહમાન મુજ ઘરમાં કરૂં.
દિખાયા પ્રકૃતિને નાચ પૂરા, સિલેમેં ઉડ ગઇ, અય હય ! સિતમ હય !
ગલત શુક્તી, શિકાયત કી નહિંજા, બની ખુદ પુરુષવો', અદલો કરમ હય !
અર્થાત્–બતાવી નાચ પૂરો પ્રકૃતિ આ, પરિણામે ઉડી ગઈ, શું સિતમ છે !
અરે ઓટું ! નથી ફર્યાદ જેવું, બની ગઇ પુરુષ પોતે, યોગ્યતમ છે.
तस्मान्न वध्यतेऽसौ न मुच्यते नापि संसरति कश्चित् ।
संसरति वध्यते मुच्यते च नानाश्रया प्रकृतिः ॥ ( કારિકા, ૬૨ )

અર્થ:–માટે નિઃસંદેહ વાસ્તવમાં ન તો કોઇએ બંધનમાં હોય છે, અને ન તો કોઇ મુક્તિ મેળવે છે. તેમ આવાગમનને અધીન પણ કોઇ નથી હોતો. પ્રકૃતિજ સર્વ પુરુષો આગળ ફસાય છે, સ્વતંત્ર થાય છે અને જન્મ–મરણના ફેરામાં સપડાય છે.

[1] સારંગીનો સૂર

વિવેચનઃ-જેવી રીતે વાસ્તવમાં તો સૈનિકો હારે છે, જીતે છે, કે લડે છે, પરંતુ કહેવાય છે એમ કે રાજા હાર્યો, જીત્યો કે લડ્યો; તેવીજ રીતે કહેવાય છે એમ કે પુરુષ (આત્મા) જીવનરૂપી કેદખાનામાં ફસ્યો, તેમાંથી મુક્ત થયો, કે આવાગમનમાં પડેલો હતો; પરંતુ વાસ્તવિક રીતે તો પ્રકૃતિજ બંધનમાં પડે છે, મુક્ત થાય છે કે દુઃખ સહે છે. આત્મા કદાપિ લેપાયમાન નથી થતો. જેવી રીતે નારિયેળની "જળ ઘડી" (કાણામાંથી પાણી ભરાતું ચાલી જ્યારે તે ડુબી જાય ત્યારે એક ઘડી થઈ એમ દર્શાવનારી કાચલી) તો પાણીમાંજ રહે છે, તરે છે અને ડુબે છે, પણ જ્યારે તે બૂડે છે ત્યારે ઘડી જેટલો સમય પૂરો થયો એમ દર્શાવવામાટે માર પડવાનો ધાતુના ઘડીઆળ પર અથવા નગારા ઉપર. તેવીજ રીતે પ્રકૃતિજ (શરીર-ઇત્યાદિજ) પ્રતિપાલન, બંધન અને મોક્ષને પ્રાપ્ત થાય છે; પરંતુ નામ લેવાય છે પુરુષનું. મરી જાય છે શરીર પણ અજ્ઞાની લોક બોલી ઉઠે છે કે ફલાણો પુરુષ મરી ગયો.

"પુરુષ અનેક છે." સાંખ્યવાળાઓની આ ભૂલ બતાવવાને અર્થે રામ માત્ર એટલોજ પ્રશ્ન પૂછે છે કે એકાંતના ઉચ્ચ શિખર ઉપર ચઢી, જ્ઞાનની દૂરબીન લગાવી, જરા બતાવો તો ખરા કે "અપરિમિત તે કદાપિ એકથી અધિક હોઈ શકે ભલા?"

અહીં "ઇવોલ્યુશન"(વિકાસવાદ) ઉપર થોડાક શબ્દો કહેવા આવશ્યક છે.

મારા વહાલા! ટિન્ડૉલ, કૉમ્તે, અને હૅલ્મ હોલ્ટઝને વાંચીવાંચીને આપનું આ પ્રિય મસ્તિષ્ક કંઈક કચરાઈ ગયું હોય એમ દેખાય છે. પરિશ્રમનાં ચિન્હ સ્પષ્ટ જણાય છે; આવો, જરા ચિત્તને પ્રફુલ્લિત કરવા માટે ગંગા કિનારાની ઠંડી ઠંડી હવા ખાઇએ. આ કેવી સ્વચ્છ અને સિંહાસન જેવી શિલા છે! તેની ઉપર વિરાજમાન થવાની કૃપા કરો. હવા કેવી મંદ મંદ વહે છે!

અંગ્રેજી ભણેલોઃ-(બેસીને) મહારાજ! સાયન્સ (વિજ્ઞાન) તો એમજ શીખવે છે કે બળ અને શક્તિનો ઉપયોગ કરીને પોતાના અધિકાર સાચવી રાખવા, પોતાના મહિમાને વધારતા જવું, અને જીવનની મજા માણવી એજ આપણું સાચું કર્તવ્ય છે. જો કોઈને એમાં ન્યૂનતા હોય કે હાનિ થાય તો તે તેના પોતાનાજ અજ્ઞાન અને નિર્બળતાની સજા છે, એમાં આપણને શું?

રામઃ-ભગવન્! એક વાતમાં તો હિંદુશાસ્ત્રો તમારા વિજ્ઞાન સાથે પૂરેપૂરાં સમ્મત છે. હિંદુશાસ્ત્ર પણ એવી આજ્ઞા તો કરે છેજ કે પોતાના અધિકારોને ભોગવવા અને મહિમાને ટકાવી રાખવો એ મનુષ્યનો સૌથી ઉત્તમ અને સૌથી પ્રથમ ધર્મ છે. **દુઃખોને દૂર કરી પરમાનંદ પ્રાપ્ત કરવો એ તો બ્રહ્મવિદ્યાનો હેતુજ છે.** સાંખ્યદર્શનના પહેલાજ સૂત્રે ત્રણે પ્રકારનાં કષ્ટો (આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક) ને જડમૂળથી ઉખેડી નાખવાં એનેજ મનુષ્યનું અંતિમ ધ્યેય માન્યું છે.

હિંદુશાસ્ત્ર પણ માનવજીવનને મહત્ત્વનું અને સુખના સાધનરૂપ માને છે. વળી વેદાંત તો મરણ પછીની મુક્તિ કે મોક્ષ ઉપર આધારજ નથી રાખતું એ તો પરમેશ્વર સાથે પણ ઉધારો નથી રાખતું. નગદ મુક્તિ અને આનંદ હાથોહાથ લીધા વગર પરમેશ્વરનો પણ કેડો નથી મૂકતું. ઉપનિષદો દર્શની હુંડી કરતાં પણ અધિક છે. ત્યારે પાશ્ચાત્ય વિજ્ઞાન અને બ્રહ્મવિદ્યા એકજ ધ્યેયને પ્રાપ્ત કરવાના માર્ગમાં ક્યાં વિરોધ કરી બેસે છે?

પંજાબનાં ગામડાંમાં એવો રિવાજ છે કે હજામ ઘરનું સામાન્ય નોકર ચાકરનું પણ કામ કરે છે. કેટલાક સમય ઉપરની વાત છે કે એક ગામના પટવારીએ પોતાના હજામને બોલાવીને બહુ તાકીદ કરીને કહ્યું કે "જલદી જમી લે. અહીંથી સાત ગાઉ ઉપર આવેલા મારા સસરાના ગામમાં જવું છે. અત્યંત અગત્યનો સંદેશો મોકલવો છે."

હજામ બિચારો ઉતાવળને લીધે હાંફળો ફાંફળો બની ગયો. ઉતાવળો તે પોતાને ઘેર પહોંચ્યો. રસ્તામાં ખાઇ લઇશ એમ માનીને એક વાસી રોટલો તેણે પોતાની સ્ત્રી પાસેથી માગી લઇ ધોતિયામાં બાંધી લીધો, અને ઝટપટ રવાના થયો. તે ઉતાવળે ઉતાવળે પગલાં ઉપાડે છે. પોતાના શેઠની આજ્ઞા કેવા સરળ હૃદય સાથે બજાવે છે! પરંતુ ઓ ભોળા મૂર્ખ! તેં નીકળતી વખતે પટવારીને સંદેશો તો પૂછ્યો નહિ. સસરાને જઇને તું કહીશ શું?

હજામને તો એ વાતનો ખ્યાલજ આવ્યો નહિ તે તો પોતાની ઉતાવળનીજ ધૂનમાં મસ્ત બની ચાલ્યો જાય છે. જ્યાં જવું હતું ત્યાં પહોંચી પટવારીના સસરાને મળ્યો. સસરાને સંદેશો ન મળવાથી ચિંતા થઇ. તે હજામને ધમકાવવા જતો હતો એવામાં તેને એક યુક્તિ સૂઝી આવી.

થોડીક વાર મૌન રહીને તે બોલ્યો: "વારૂ, તમો પટવારીજીનો સંદેશો તો લઇ આવ્યા, બહુ સારૂં કર્યું! હવે અમારો ઉત્તર પણ લઇ જાઓ. પરંતુ જોજો; જેટલા ઉતાવળે અહીં આવ્યા છો તેટલાજ ઉતાવળે ત્યાં પણ પહોંચજો. શાબાશ!

હજામ (મનમાં રાજી થઇ) હું આજ્ઞાને અધીન છું, યજમાન!

પટવારીના સસરાએ એક ભારે બોજ, કે જે ઉંચકવો વસમો પડે એમ હતું, તે બતાવીને કહ્યું "આ નાની સરખી વસ્તુ પટવારીજી પાસે લઇ જાઓ. તેમને કહેજો કે આપના સંદેશાનો આ જવાબ લાવ્યો છું."

બિચારા હજામે બધું કામ પરિશ્રમ અને પ્રમાણિકપણે કર્યું; પરંતુ આરંભમાંજ ભૂલ કરવાની સજા એ મળી કે બોજ માથે ઉપાડી પરસેવો પરસેવો થઇ, ડગલે ને પગલે શ્વાસ ખાતાં, હાંફતાં હાંફતાં પાછા ફરવું પડ્યું.

વિજ્ઞાન અતિ શીઘ્ર ગતિથી ઉન્નતિની સીડી ઉપર ગો ઑન, ગો ઑન, ઑન, ઑન (ચાલો, ચાલો, આગળ વધો, આગળ વધો) કરતું ચાલ્યું જાય છે. કેવા ઉત્સાહથી પગલાં ભરી રહ્યું છે! ભલે વિજ્ઞાનજી! વધો વધો! ચાલ બાપુ ચાલ; દોડ્યું જા! ચાલ, ચાલ, ચાલ, ચાલ! શાબાશ!

પરંતુ હાય! તે જેના કામમાટે જાય છે તેને તેણે મળી તો આવવું હતું? રેલગાડીઓ, તારો, તોપો, બલૂનો (વિમાનો)ને (જેમાં વિષયોનો આનંદ જણાય છે) આનંદઘન આત્માનાં સાસરીયાં જાણી તેમની ભણી તું દોડ્યું તો જાય છે, પણ કાન ઉઘાડી સાંભળી લે કે "આ બાહ્ય વ્યવસાયો, આઘાતો અને પ્રત્યાઘાતોમા શાંતિ અને આનંદ નથી મળવાનાં અને વહેલાં મોડાં પણ કહેવાતા સુધારાનો બોજ માથે ઉપાડી સંપૂર્ણ પરિશ્રમની સાથે ભારથી પીડાતા નિજ સ્વરૂપ આત્મા ભણી પાછા ફરવું પડશે.

ઓ ભૂતલના નવયુવકો! ખબરદાર! તમારૂં પહેલું કર્તવ્ય નિજ સ્વરૂપને ઓળખવાનું છે. નામરૂપની સાંકળને ગળામાથી કાઢી નાખો. અને વિશ્વવાટિકામાં વિષયોના દાસ બની ભાર ઉંચકવા માટે વેઠમાં માર્યા માર્યા ન ફરો. પોતાના નિજ સ્વરૂપને ઓળખી, સાચા રાજ્યાધિકારને હાથમાં લઇ, પાંદડે પાંદડે અને રજે રજમાં પુષ્પોદ્યાનનું દશ્ય જોતા આત્મિક સ્વતંત્રતામાં મસ્ત બની સેર કરતા ફરો. વેદાંત તમારા કાર્યભારમાં ગડબડ કરવા નથી-ઇચ્છતું, માત્ર તમારી દૃષ્ટિમાં ફેરફાર

કરવા માગે છે. વિશ્વરૂપી પુસ્તક તમારી આગળ ઉઘાડું પડ્યું છે તેમાંથી વાંચો કે:-

" જિધર દેખતાહું ઉધર તુંહી તુંહય, "
નમી ગોયમ કે અઝ આલમ જુદા બાશ,
બ હર કારે કે બાશી બા ખુદા બાશ
અર્થાત્—નથી કહેતો કે તું જગથી જૂદો રહે.
ગમે તે કાર્ય કર, ઈશમાં મચ્યો રહે.

વેદાંતનો હેતુ તમારી ચોટલી મુંડવાનો નથી; તમારૂં અંતર રંગી નાખવું એજ તેનું કાર્ય છે. હા, જો તમારા અંતરમાં એટલો ગાઢો રંગ ચઢી જાય કે અંદરથી ફૂટી બહાર નીકળી આવે, અર્થાત્ વૈરાગ્યથી વસ્ત્રો પણ લાલ ભગવાં બનાવી દે તો તો ધન્ય ભાગ્ય છે તમારાં!

ઓ અર્થશાસ્ત્ર! ત્યાગીઓને લેઇને તારા હોશકોશ શામાટે ઉડી જાય છે? ગભરા નહિ. વેદાંતનિષ્ઠ સાધુ લોકોનું અસ્તિત્વ એ મૂડીનો વ્યર્થ વ્યય નથી. ઉલટો અવિનાશી આધ્યાત્મિક મૂડીનો અથાગ ભંડાળ આ સાધુઓ છે. તેમના પવિત્ર અસ્તિત્વને લીધે ભૂમિ ફળદ્રુપ બને છે. તેમનાં અમૃત ભરેલાં નયનોને ખાતર સૂર્ય અને તારા ચળકાટ કરે છે. તમનાં ચરણકમળો ઉપર વારી જવામાટે લક્ષ્મી તડપી રહી છે. સાંસારિક મૂડીના વિચારમાં ડૂબેલા લોકો! શું તમને તેમનું અસ્તિત્વ ભારે પડે છે? બીતા નહિ. બીજા તો ઠીક પણ આ ફકીરો તો પરમેશ્વર પાસેથી પણ કાંઇ માગતા નથી. શરીર રહ્યું તોયે ઠીક, નહિતર હમણાંજ કપાઈ જાય તોએ તેની તેમને પરવા નથી. તેમનું શ્વાસ લેવું, તેમનું હાલવું, ચાલવું એ પ્રકૃતિ ઉપર હજારો ઉપકાર કરવા જેવું છે.

કૈલાસ અને વૈકુંઠના સુખોને કાગડાની વિષ્ઠા જેવું ક્ષુદ્ર જાણવાવાળા આ સાધુઓમાં એટલી હિંમત છે કે તમે તેમના શિર ઉપર પુષ્પોને બદલે રાખ નાખો, તોપણ તેઓ એ ભસ્મને મસ્તિષ્ક ઉપર ધારણ કરી પ્રેમપૂર્ણ દૃષ્ટિવડે તમારાં હૃદયને શાંતિથી ભરી દેશે. ઓ અર્થશાસ્ત્રના અભ્યાસીઓ! કંઈ ખબર છે કે આ ભગવાં વસ્ત્રોમાં ૐ નો મનહર ધ્વનિ ગુંજવતો મસ્તાની ચાલથી ચાલતો ગલીમાંથી કોણ પસાર થઈ ગયો? જરા પાસે જઇને જો. તેની આંખો સ્પષ્ટ રીતે કહે છે કે **સમસ્ત સૃષ્ટિનો સમ્રાટ્ વેશ બદલી ભિક્ષાપાત્ર હાથમાં લઈ સૈર કરવા નીકળ્યો છે.**

મંગ તંગ કે ટુકડે ખાંદે, ચલતે ચાલ અમીરા દી
વા, વાદે મોજ ફકીરાં દી

પ્રિય હિંદવાસીઓ! તમારા બાળકોની કેળવણી ડી + ઓ+જી=ડૉગ એટલે કૂતરાથી શરૂ કરવાને બદલે જી+ઓ+ડી=ગૉડ એટલે પરમેશ્વરના નામરૂપ ૐથી આરંભો.

અઝ રાસ્તીસ્ત જાયે અલિફ્ દરમિયાને "જાં;"
વાવ અઝ કજી હમેશા બુવદ દરમિયાને "ખૂં."

અર્થાત્ "સીધાપણું-સત્યતાને લીધે "અલિફ્" અક્ષરે "જાન" પ્રાણની મધ્યમાં સ્થાન પ્રાપ્ત કર્યું છે, જ્યારે "વાવ" પોતાની વક્રતાને લીધે "ખૂન"-રક્તની વચમાંજ હોય છે;" પરંતુ જો એમ ન થઇ શકે તો તમારા પુત્રોને તેઓ મહાવિદ્યાલયમાં પ્રવેશ કરે તે પહેલા એક વરસ કે થોડાક મહીનામાટે કોઇ પૂર્ણ જ્ઞાનીના સંગમાં રાખો. જો આ પણ ન થઈ શકે તો ઓ વિદ્યાપીઠોની પદવી ધારણ કરનાર નવયુવકો! ઓ વિલાયતમાં અભ્યાસ કરી આવનારાઓ! રૂપિયાની નોકરી સ્વીકારો તે પહેલા આવો! બ્રહ્મવિદ્યા (અલિફ્ની વિદ્યા) ના કોઇ સાચા આચાર્યને ગોધી કાઢો. જે માત્ર વેદાંતના ધર્મશાસ્ત્ર અર્થાત્ કેવળ વાદવિવેચનપૂર્ણ પુસ્તકોનુંજ જ્ઞાન ધરાવતો હોય એટલુંજ નહિ, પરંતુ જે ચારિત્ર્યથી પણ સાક્ષાત્ વેદાંત રૂપ હોય, જેમાં વેદાંત મૂર્તિમંત થયેલું હોય, જેની દરેક હીલચાલ ઉપનિષદરૂપ હોય, અને જેના રોમ રોમમાથી આ ગીત નીકળતું હોય કે

शृण्वंतु विश्वे अमृतस्य पुत्रा आ ये धामानि दिव्यानि तस्थुः ॥
वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ (યજુર્વેદ.)

ભાવાર્થઃ- સાભળો! ઓ અમૃતના વશંજો, દિવ્ય સ્થાનોના રહેવાસીઓ! સાભળો! મને મળ્યું છે, મને મળ્યું છે. * * * * * મેં તે અપરિમિત મહાન્ સ્વરૂપને ઓળખ્યું છે, જે અંધકારથી પર આદિત્ય સમાન છે. તેનેજ જાણીને મનુષ્ય મૃત્યુને વશ કરે છે. આજ છે યુક્તિ મોક્ષ મેળવવાની. બીજો કોઇ માર્ગ નથી; બીજો કોઇ માર્ગ નથી.

શું આવા કલ્યાણકારી બ્રહ્મનિષ્ઠ જ્ઞાનીઓ ભારતમાં નથી? માત્ર તેઓને માટેજ નથી કે જેમનામાં સત્યશોધક ભાવના નથી. કોઇ એવા સાચી

જિન્દગીનો દમ ફુંકનારા પરમહંસના સંગથી તમો આમરણાંત સુવર્ણના દાસ ન બની રહો; પરંતુ "દૌલત ગુલામે મન શુદો ઈકબાલ ચાકરમ," "સમૃદ્ધિ મારી દાસી ને પ્રારબ્ધ થયું ચાકર" વાળી ઘટના અનુભવશો. જીવનની બજારમાં જે તરફ જશો તે તરફ આનંદનું ગાન તમારૂં સ્વાગત કરવા આવશે; જ્યાં દૃષ્ટિ ફેરવશો ત્યાં સફળતા હસ્તમેળાપ કરવા હાજર થશે. તમારી નવી ઉગેલી દાઢીમૂછો સાથે તમારા હોઠ ઉપર સુમધુર સ્મિત ખીલી સદૈવ લાવણ્ય પ્રકટાવતું રહેશે; અને ભાલ ઉપર જ્ઞાનનો પ્રકાશ ઉદય પામી સદાને માટે પોતાની જ્યોતિ પ્રસારતો રહેશે.

ब्रह्मविद् इव सौम्य ते मुखं भाति ( છાંદોગ્ય )

અર્થઃ-હે સૌમ્ય ! તારૂં મુખ બ્રહ્મ જ્ઞાનીના જેવું શોભી રહ્યું છે.

હાય ! મારા પ્રાણ કરતાં પણ અધિક વહાલાઓ ! તમે કયારે જાણશો કે

હર કમાલી કે મા સિવાયે હક અસ્ત;
દર હકીકત ઝવાલ મીદાનમ.

અર્થાત્ સત્ સિવાયની સઘળી ઉન્નતિને, વાસ્તવમાં હું અવનતિ જાણું;

અગર તનરા ન બાશદ દિલ મુનવ્વર ઝેરે ખાકશ કુન,
ન બાશદ દર શબિસ્તાં ઈઝઝતી ફાનૂસે ખાલી રા.

અર્થાત્ જો તારા શરીરમાં હૃદય પ્રકાશમાન ન હોય તો તે શરીરને ભોંયમાં દાટી દે; કેમકે શયનગૃહમાં દીવા વગરના ફાનસનું જરા પણ માન હોતું નથી.

આધુનિક કેળવણીએ ભલે કંઈક ફાયદો પણ કર્યો હોય; પરંતુ તેમાં ફેરફાર અને સુધારણાની અત્યંત આવશ્યકતા છે. સઘળા ધર્મોનો પ્રાણ, તત્ત્વજ્ઞાનનો મુકુટ, વિજ્ઞાનોનું પણ વિજ્ઞાન એવું વેદાંતજ એક એવી વિદ્યા છે જે અજ્ઞાન અને સંકટમાં ડૂબનારાઓનો હાથ પકડી શકે છે. જીવનના પ્રારંભમાં જ્યારે હૃદય પાટી ઉપર સંસ્કારોની છાપ અત્યંત સરળતાથી બેસી શકે છે, તે સમયમાં જે કેટલીક ભૂલો વિદ્યાર્થીઓને શક્તિદાયક ઔષધિઓ ગણીને પાઈ દેવામા આવે છે, તે તેમના રક્તમાં દોષ ઉત્પન્ન કરી દે છે, અને તેમના સમગ્ર જીવનને કટુ બનાવી મૂકે છે. ઉદાહરણાર્થ પાઠય પુસ્તકોમાંની નિમ્નલિખિત પંક્તિઓ કે "નીચતા સ્વભાવની વર્ષો લગી પરખાય ના."

સગીરા લુક મઇ હરગિઝ ફ્રરામોશ, ન ગર્દદ ગરઝની સો નોબતશ સંગ;
વગર ઉમ્રે નવાઝી સિફ્લઇ રા, બ કમતર ચીઝી આયદ બા તૂ દર જંગ.

અર્થાત્ શ્વાનને કદી કોળીઓ, ખાવા આપ્યું હોય,
હજાર પત્થર મારશો, નહિ ભૂલે તે તોય,
પણ જો કોઈ નીચને પાળો જીવન ભાર;
એક નજીવી વાત પર લડતાં કરે ન વાર.

બર તવાઝો હાયે દુશ્મન તકિયા કર્દન અબ્લહીસ્ત;
પાય બોસે સૈલ અઝ પા અફ્ ગનદ દીવાર રા.

ભાવાર્થ:—નમ્રતા શત્રુતણી તે પર ભરોસો રાખવો,
એ મૂર્ખતાની મૂર્ખતા, સાચું કહું, જાણો તમો;
જુઓ, સરિતા નમ્રતાથી ભીંતનાં ચરણો ચૂમે,
પણ એમ ચરણો ચૂમતાં નકીજ ભીંતને પાડશે.

ન દાનિસ્ત આકે રેહમત કર્દ બર માર,
કે આં ઝુલ્મસ્ત બર ફ્રરઝન્દે આદમ.

અર્થાત્ દયા કરતાં ન જાણ્યું સર્પ પરતેં, કે માનવ પુત્ર ઉપર જુલ્મ છે એ.

સંગી દિલસ્ત આ કે બઝાહિર મુલાયમસ્ત;
પિન્હાં દરૂને પંબા નિગર પંબા દાને રા.

અર્થાત્ દેખાવે જે નરમ છે, હ્રદયે વજ્ર સમાન,
રૂના અંતરમાં પડ્યો કપાસિયો પરમાણ.

આવા ઉપદેશોથી મનુષ્યનું હ્રદય સંદેહ અને ખોટા સંશયોનું ઘર બની જાય છે, અને તેની આંખોમાં એવો વ્યાધિ ભરાઇ આવે છે કે જ્યાં જુએ છે ત્યાં મૂર્તિમંત શત્રુતાજ દષ્ટિગોચર થાય છે જો કે વાસ્તવમાં તો તેના પોતાનાજ ખોટા સંશયો અને સંદેહો મળનારાઓનાં દિલ કાળાં થઇ જવાના કારણરૂપ હોય છે. વેદાંતની તો આ આજ્ઞા છે કે "નીચ, શત્રુ, પાષાણહ્રદય, પિશાચ" કોઇજ નથી. મારૂં પવિત્ર સ્વરૂપજ એ સર્વ વેષોમાં સદૈવ પ્રકટ થાય છે કોઈ પણ પોતાનું ભૂંડું નથી કરતું, ત્યારે મારૂં ભૂંડું કરનાર કોણ છે ? અન્ય તો કદાપિ વિચાર માત્રમાં પણ ઉપસ્થિત નથી થયું. ખોટા સંદેહ ત્યાગો; દ્વૈતદષ્ટિના અધર્મને તોડી પાડો, અસત્યથી દૂર નાસો.

જો બાહ્યદૃષ્ટિએ હલાહલ જેવો કોઇ માણસ મારી પાસે આવ્યો છે તો તે અવશ્ય કોઇ કોઢને દૂર કરશે. આવા વિષની આવશ્યકતાજ હતી. જો તે નસ્તરરૂપ બનીને આવ્યો છે તો ભ્રમ સ્નાયુની નસ ખોલીને અવશ્ય મારી આરોગ્યતાનું સાધન બનશે, ભલે આવ્યો. અસ્તરો બનીને આવ્યો છે તો જરૂર મારી હજામત કરશે; સારૂં થયું. બધાં શરીરો મારાં છે. મારા પોતાના સ્વરૂપથી મને નુકશાન પહોંચવાનો ભય નથી. બહારથી દેખાતી ભિન્નતાઓ સત્ય નથી, માત્ર દેખાવજ છે. જેવી રીતે દરેક જણ જાણે છે કે કોઇ કાળે હું બાલ્યાવસ્થામાં હતો, પછી યુવાવસ્થામાંથી પસાર થયો, ભવિષ્યમાં વૃદ્ધાવસ્થા પણ વીતી જશે, પરંતુ આ ફેરફારોને જોનાર મારા સ્વરૂપમાં કંઇ ફેરફાર નથી થયો. આ બધાં સામયિક પરિવર્તનો દેખાવમાંજ હતાં, તે સાચાં નહોતાં. તે પ્રમાણેજ પ્રાણીઓનાં પરિવર્તન ( વ્યક્તિ વ્યક્તિ વચ્ચેની પરસ્પરની ભિન્નતા ) પણ માત્ર દેખાવમાંજ હોય છે, વાસ્તવમાં નથી.

વિજ્ઞાન જણાવે છે કે શરદી અને ગરમી એ બન્ને ઉષ્ણતાનાંજ નામ છે, માત્ર પરિમાણુનોજ એમાં તફાવત છે. બરફને ઠંડો કહે છે પરંતુ બરફની ઠંડી પણ ઉષ્ણતાનું એક પરિમાણ છે; બાષ્પને ગરમ કહે છે, તે પણ ઉષ્ણતાનોજ આવિર્ભાવ છે. બરફની ઠંડી જો ઉષ્ણતાનોજ એક પ્રકાર ન હોત તો પીગળી જતા બરફને સેન્ટીગ્રેડની શૂન્ય ડીગ્રીથી અતિ નીચે ઉતારી શકવાનો કંઇ અર્થજ ન રહેત.

અંધારૂં અને અજવાળું પણ એકજ પ્રકાશનાં જૂદાં જૂદાં પરિમાણોનાંજ નામ છે. રાત્રીનો સમય મનુષ્યને માટે અંધકારરૂપ છે, પરંતુ બિલાડી, વાઘ વગેરેને માટે તો તે અજવાળારૂપ છે.

તેજ પ્રમાણે દુર્બળતા અને બળ પણ એકજ અવસ્થાનાં પરિમાણોનાં નામ છે. અજ્ઞાન અને જ્ઞાન પણ પરસ્પર વિરોધી નથી. પાંચ વરસનું બાળક અજ્ઞાન, અને તેજ વીશ વરસની વયે સ્નાતક બની પ્રવીણ કહેવાય છે. વળી પાછો તેનેજ એક સમર્થ વિદ્વાન્ અને અનુભવીની સાથે સરખાવતાં અજ્ઞાન નિશાળિયો ગણવામાં આવશે. તેવીજ રીતે વેદાંત જણાવે છે કે, ઓ પોતાને ભલો કહેવડાવનાર ! જ્યારે તને કોઈ ભૂંડો માણસ દેખાય ત્યારે નક્કી જાણજે કે તે તારૂંજ બાલ્યાવસ્થાનું નાનું અને વાલું સ્વરૂપ છે. ઘૃણા કેમ કરે છે ? દશ વર્ષ પછી

**તારી દશા કઈની કંઇ થઇ જશે. ત્યારે તે સમયે શું તું આ વખતનો તારા સ્વરૂપને “ અજ્ઞાનનો પિતા ” કહેવાનુ સાંખી શકશે ? નહિ. માટે વિકાસરૂપી સીડીનાં ભિન્ન ભિન્ન પગથીઆં ચઢી રહેલા માણસો ભુંડા હોવાનો ચુકાદો ન આપી દે. તેમની** તાત્વિક એકતાને હાર્દિક દૃષ્ટિથી જોઈ પ્રેમનો પ્યાલો ગટગટાવ.

કેટલાકો એમ ધારે છે કે હરીફોને હેઠે પાડવા એજ પોતાની આબરૂ–આત્મસન્માનને જાળવી રાખવું છે. એવા માણસોને વેદાંત એવી શીખામણ આપે છે કે “ આ પ્રકારના વિચારોનો ત્યાગ કરો, નહિતર અપમાન સહન કરવું પડશે ” વેર વાળવું, શિક્ષા કરવી, દ્વેષ રાખવો, એ વિચાર એવો ગીધ જેવો છે કે જે સ્પષ્ટરીતે દેખાડી આપે છે કે તમારા અંતરમા અજ્ઞાનનું મડદુ સડી રહ્યું છે. આ મડદા વિના ક્રોધરૂપી ગીધ કદાપિ આવતુંજ નથી. ગાળ દેનારને પોતાથી ભિન્ન ગણી વેર વાળવા તત્પર થવું એ સ્પષ્ટરીતે બતાવી આપે છે કે તમો પોતેજ અજ્ઞાનરૂપી નિદ્રામા સૂતા પડેલા છો

કેટલાક લોકો પોતાની ચતુરાઇ અને છેતરવાની કુશળતા માટે મગરૂર હોય છે. વાંકી ચુકી ચાલબાજીથી પોતાની મતલબ કાઢી લેવાની કળાને તેઓ મોટી વાત માને છે. તેવાઓની દયામણી સ્થિતિ ઉપર દયા ખાઇ વેદાંત એવો અટલ સિદ્ધાંત સભળાવે છે કે તેમને પ્રકૃતિમાતા વહેલી કે મોડી કડવા અનુભવરૂપી લપડાકો લગાવી ગાલ લાલ કરીને એવો પાઠ અવશ્ય ભણાવશે કે **“ ધૂર્ત માત્ર પોતાનેજ ૂતી શકે છે. ” અગ્નિ કદાચિત ઉષ્ણતાનો ત્યાગ કરે, પરંતુ જેનામાં ધૃષ્ટતા હશે તે તેને પોતાનેજ સારી પેઠે શેકયા વિના નથી છોડવાની.**

દ્વૈતાચરણી ( અર્થાત્ ધૂતારો કિંવા બીજા ખરાબ કામ કરનારો ) મનુષ્ય પોતાનાં કુકર્મથી અદ્વૈતના નિયમનો ભગ કરે છે તે સત્યના સૂર્યની આખોમા ધળ નાખવા ઇચ્છે છે એવાઓને માટે કોઇ પણ ઠેકાણે આશરો નથી. અદ્વૈતના નિયમનો ભંગ કરવો એ પાપ છે, અને અનેકમા એક જોવું, પછી ક્રમે ક્રમે અનેકના વિચારને તદ્દન નષ્ટ કરી દેવો તે મનુષ્ય જીવનની ઉચ્ચતમ પકિત છે જેવી રીતે અન્ય મનુષ્યોને પત્થર, ગાય, ભેંસ, વગેરે વસ્તુઓ દેખાય છે, તેટલીજ પ્રતીતિપૂર્વક એક આનદઘનનો સર્વમાં અનુભવ કરવો તેજ અમર થવું છે.

સાયંકાળને સમયે ઉદ્યાનના ખુણા તરફથી પૂર્ણ પ્રેમભરેલા સ્વરમાં આ ભજન ગવાતું હોય એવો ધ્વનિ સંભળાયો.

મૈં અપને રામ કો રિઝાઉં.

જંગલ જાઉં, વૃક્ષ ન છેડું, ન કોઇ ડાર સતાઉં;
પાત પાત મેં હૈ અવિનાશી, વાહી મેં દર્શ કરાઉં. મંય૦
ઔષધ ખાઉં, ન બૂટી લાઉં, ન કોઇ વૈદ બુલાઉં,
પૂર્ણ વૈદ મિલે અવિનાશી, તાહી કો નબ્જ દિખાઉં. મંય૦

મૈં અપને રામ કો રિઝાઉં—ઇત્યાદિ. એનો ગાનાર કોણ છે ?—ભક્ત શિરોમણી કબીર !

એક સમયે એક નવ યુવક ( રામદાસ )ને હ્રદયમાં ઉતરી જાય એવું ગાયન સાંભળી વૈરાગ્ય ચડી આવ્યો. તેણે સજળ નેત્રે કબીરજીના ચરણો ઉપર માથું મૂકી દીધું, અને બેઉ કર જોડી પ્રાર્થના કરી કે “ આપ સર્વ શક્તિ ધરાવો છો; મને પણ ભગવાનનાં દર્શન કરાવો. ” કબીરજી રામદાસના સાચા ભક્તિભાવને જોઇ ના ન પાડી શકયા. થોડીક વાર વિચાર કરીને પછી પરમ દિવસે દર્શન કરાવીશ એવું વચન આપ્યું, અને તે માટેની સામગ્રી તૈયાર કરવા માટે રામદાસને સમજણ પાડી.

બીજે દિવસે રામદાસે આનંદમાંને આનંદમાં પોતાની માલ મિલ્કત વેચી તેનાં ચોખા, ખાંડ, ઘી, લોટ દૂધ ઇત્યાદિ ખરીદ કર્યાં. નિર્મિત દિવસે અત્યંત ઉત્તમ ભોજન તૈયાર કરવામાં આવ્યાં, અને સાધુલોકોને નોતરવામાં આવ્યા. એક બાજુ ભાત ભાતનાં સ્વાદિષ્ટ ભોજન તૈયાર પડેલાં છે, બીજી તરફ મહાત્મા પુરુષો આવીને પોતપોતાના ભજન-પાઠમાં લાગેલા છે. રામદાસ અત્યંત પ્રેમ અને ભક્તિની સાથે એકાંતમાં પૂજા કરે છે. તેને એવી આશા છે કે હમણાં ભગવાનનાં દર્શન થશે, હમણાં દર્શન થશે............ ....... .... ......... ........!

રામદાસને દર્શન થશે તે પછી સર્વ મહાત્મા પંગતમાં જમવા બેસશે સર્વ લોકો આંખો ફાડીને તે શુભ ઘડીની રાહ જોઇ રહ્યા છે.

લ્યો, બપોર ઢળી ગયા; પરંતુ રામદાસને હજુ દર્શન નથી થયાં. સાયં-કાળ થવા આવ્યો પણ હજુ દર્શનનો લાભ નથી મળતો.

કેટલાક નવજવાન સાધુનાં હ્રદય પરમેશ્વરને કંઇનું કંઇ કહેવા લાગ્યાં

કે " હાય ! અમારા ઉદર અને સ્વાદિષ્ટ ભોજનની વચ્ચે તું અંતરાયરૂપ કેમ થઇ પડયો છે ? " કેટલાક તો નિરાશ થઇ ગયા. કેટલાક કબીરને ગાળો ભાંડવા લાગ્યા; કેટલાક રામદાસને મૂર્ખો માનવા લાગ્યા. કેટલાક પ્રેમીઓ એવા આનંદિત વિચારથી નૃત્ય કરી રહ્યા હતા કે કદાચ રામદાસની કૃપાથી અમને પણ દર્શનનો લાભ મળશે. ટુંકમાં આશા અને પ્રતીક્ષાને લીધે દરેકની દશા " સું ગોશે રોઝાદાર બર અલ્લાહો અકબર અસ્ત " ( સંધ્યા સમયની અઝાનનો " અલ્લાહો અકબર " શબ્દ સાંભળવા જેમ રોઝા રાખનારના કર્ણ આતુર હોય છે ) તેવી થઇ રહી હતી.

આ લોકોને તો પોતપોતાના વિચારોમાં લીનજ રહેવા દો. પેલી તરફ ભોજન, ખાણું, ઈત્યાદિની ખબર લ્યો. પવિત્ર રસોઇ ( ચોકા ) માં આ શું ઘમસાણ મચ્યું છે ? અહીંયાં આ ભેંસ કયાંથી આવી ગઇ ? ખીરનાં વાસણ ઉંધાં પડયાં છે, શીરાની કઢાઇઓમાં ભેંસે મોં મારેલું છે; માલપુવા સઘળા બોટી નાખ્યા છે. દાળ વગેરેના તપેલાં ઉંધાં વાળ્યાં છે. ભેંસે શીંગડાંવતી ચૂલા પણ ભાંગી નાખ્યા છે. સમસ્ત સ્થાનને ઠેકઠેકાણે ખરીયોથી ખોદી નાખ્યું છે. જયાં ત્યાં છાણુ છાણુ થઈ રહ્યું છે. હવે ભેંસ ડાકું ઉંચકીને બરાડવા માંડી.

રસોઇ રાંધવાના ઓરડામાંથી આ અણધાર્યો અવાજ સાંભળી સઘળા સાધુઓ ચોંકી ગયા. આખા દિવસની ભૂખને લીધે ખિન્ન હૃદય તો પહેલાંથીજ હતાં, તેમાં આ ભોજન સામગ્રીની બરબાદી થએલી જાણીને તેમના ક્રોધની જ્વાળા અંતિમ હદસુધી ભડકી ઉઠી; તમોગુણના ઉભરા વિષે તો ન કહેવું એજ, સારૂં.

બીજી બાજુ રામદાસ પણ ગાંડાની પેઠે હાથમાં લઠ્ઠ લઇ આવી પહોંચ્યો. સાધુઓએ ભેંસને ઘેરી રાખી અને રામદાસે ભેંસને મેથીપાક ખવડાવવાનો આરંભ કર્યો. મારી પીટીને તેનું ખાધેલું અવળું કાઢી નાખ્યું ................

કોઈ કબીરજી ઉપર અલંકારો વર્ષાવતો હતો, કોઈ મીઠી મીઠી ચોપડતો હતો તો કોઇ તીખુંને તમતમતું સંભળાવતો હતો.

ભેંસ ઘવાઇને રક્તથી ખરડાયેલા શરીર સાથે લંગડાતી લંગડાતી તથા દુઃખભરેલા સ્વરે ફરિયાદ કરતી મહા મહેનતે પોતાના પ્રાણ બચાવી

જ્યાં કબીર બેઠેલા હતા ત્યાં જઇ ચડી. પાછળ પાછળ રામદાસ અને સાધુલોકો પણ એ તરફજ આવતા હતા. આવીને જુએ છે તો ભક્ત કબીર દયાના માર્યા લેંસને ગળે વળગી ચોધાર આંસુ વર્ષાવી રહ્યા છે અને કહે છે “ઓ ભગવાન્ ! હાય ! આપને આજે એવા પ્રહાર પડયા છે કે જેવા રાવણ સાથે લડતી વખતે પણ ન હોતા પડયા. હાય ! આજે આપને એટલું બધું ખમવું પડયું કે જેવું કંસની સાથે લડતાં પણ નહોતું સહન કરવું પડયું. હાય ! આપને આજે...........................

કબીર ભક્તના રુદન આક્રંદે બધા શ્રોતા જનોની દશા એકદમ ફેરવી નાખી. જેવી રીતે કોઇ વસ્તુ આગને અડકતાંજ આગ બની જાય છે, તેવીજ રીતે તે પ્રસંગે કબીરની અસરથી રામદાસ વગેરેનાં હૃદયો એવાં નિર્મળ બની ગયાં કે સાચા પ્રભુપ્રેમ-અદ્વૈત આનંદ સિવાય શેષ કંઇજ ન રહ્યું. તેમનો ભિન્નભાવ એકાએક લુપ્ત થઇ ગયો. દ્વૈતનો પડદો ફાટી ગયો. દરેક જગ્યાએ, પ્રત્યેક વસ્તુમાં એકજ આત્મા જણાવા લાગ્યો.

મન ઐસો નિર્મળ ભયો, જૈસો ગંગાનીર;
પીછે પીછે હર ફિરે કહત “ કબીર, કબીર. ”

દુઃખ અને દર્દ, વિષયવાસનાઓ, શારીરિક આશાઓ નષ્ટ થઇ ગઇ. એકજ શરીર પોતાનું હોવાને બદલે સર્વ શરીરો પોતેજ છે એમ લાગવા માંડયું; અને એ પોતે-પોતાનું સાચું સ્વરૂપ, સૃષ્ટિને વિશ્રાંતિ દેનાર રામ પોતેજ હતો. પરમાત્મદર્શન એ એક એવું વિચિત્ર દર્શન છે કે તે સમયે દર્શન આપનાર અને દર્શન કરનાર બે નથી રહેતા. પોતેજ લીલા અને પોતેજ લીલા કરનાર, કેવું આશ્ચર્ય ! હર ( પરમેશ્વર ) નું બાહ્યદર્શન એનુંજ નામ છે કે હર ( પશુ, પક્ષી, મનુષ્ય, સૃષ્ટિ, ઇ૦ બધી વસ્તુઓ ) હુંજ છું.

ઓ સંસારીવિદ્યાઓના વિદ્વાન્ ! શું તું સંસારવાટિકાની દ્રાક્ષની વેલીનાં પાંદડાં ગણવામાં, રસ તોળવામા, અને ચાકૂવડે તેના અવયવો કાપવામાંજ વનસ્પતિ શાસ્ત્રજ્ઞોની પેઠે આયુષ્ય ગુમાવશે ? એ કડાકૂટ થોડો વખત બાજુ મૂકી એકવાર આ ભાત ભાતની દ્રાક્ષોમાં તારે માટે ભરવામાં આવેલો દ્રાક્ષારસનો સ્વાદ તો ચાખી જો. એટલે તને સ્વાદ લાગી જશે.

નિગાહે યાર જિસ દિનસે, નિગાહું મેં સમાઇ હય;
મેરી આંખૂં મેં કાંટાસા, ખટકતા કુલ જમાના હય.

આ તેજસ્વી દ્રાક્ષ-પુત્રી (પ્રેમમદિરા) એકવાર મોંએ લાગી, એટલે તારી નખરાંબાજ પ્રિયતમાના ઘુંઘટને હઠાવી દેવા જેટલી હિમ્મત તારામાં જરૂર આવશે. આજ પવિત્ર શરાબે પરમહંસ રામકૃષ્ણને ભંગીઓની ઝુંપડીમાં જગદંબા કાળીનાં દર્શન કરાવ્યાં હતાં, અને પોતાના શિરના લાંબા વાળવડે ઝુંપડીનું સંડાસ તેઓ સાફ કરવા લાગ્યા હતા. આજ અદ્વૈત મદિરાની લહેરમાં મહા પ્રભુ ચૈતન્ય ગૌરાંગે પોતાના શરીરને જગદંબારૂપે જોયું, અને હેતને લીધે જે કોઇ સામે આવ્યું તેને તેમણે ઝટ ખોળામાં બેસાડયું. અહો માતૃપ્રેમ ! ગાયની પેઠે તેઓ પોતાના બાળકોને ચાટવા લાગ્યા.

ઓ હાડ ચામમાંજ રહી ગએલા વિજ્ઞાન! દૂર થઈ જા, મારી આંખો આગળથી! ઓ દર્શનશાસ્ત્રોના પડદા! નષ્ટ થઈ જા મારી સામેથી! જોઉં તો ખરો કે આ ન્યાય અને વ્યાકરણનો આચાર્ય (ભગવાન ગૌરાંગ) કયાં દોડતો જાય છે! જુઓ જુઓ, એ તો કૃષ્ણને ગળે બાઝી પડયો અને પ્રેમને લીધે ચોધાર રુદન કરી રહ્યો છે.

કૃષ્ણને! આ કૃષ્ણ કયાં છે? આ તો એક નામચીન બદમાશ પીઠામાંથી દારૂ પીને જઈ રહ્યો છે!

ઓ પોતાની અંદર બદમાશને રાખનારી પૃથક્ જોનારી દ્વૈતદૃષ્ટિ! તારા અંધાપાને દૂર કર. ઉપનિષદ્‌ની ઇસ્પિતાલમાં આંખો સુધરાવ. એ પછીજ તું આ વિષયમાં મત આપવાની અધિકારી થઈશ. અત્યારે તારા બદમાશની સ્થિતિ જો! તે પોતાની પ્રત્યેક હીલચાલથી, દરેક શબ્દ અને કાર્યથી, કહે છે કે "હું કૃષ્ણ છું." તેનું બદમાશપણું ત્યાંસુધીજ હતું કે જ્યાંસુધી ભગવાન ચૈતન્યની તત્ત્વદર્શી દૃષ્ટિ તેની ઉપર નહોતી પડી. આ સાચા મસીહે એક દૃષ્ટિપાતથી તેના પાપરૂપી રકતપિત્તને ચિરકાળને માટે દૂર કરી દીધું; તેને અનાથ પાપીમાંથી ત્રિલોકીનાથ કૃષ્ણ બનાવી દીધો.

કુરબાને નિગાહે તૂ શવમ બાઝ નિગાહી,
કુરબાને નિગાહે તૂ શવમ બાઝ નિગાહી.
અર્થાત્ વારી જાઉં દૃષ્ટિ પરે નયન ખોલ તું,
વારી જાઉં દૃષ્ટિ પરે નયન ખોલ તું.

प्रवाहैरश्रूणां नवजलदकोटी इव दृशौ ।
दधानं प्रेमर्द्धया परमपदकोटौ प्रहसनम् ॥
वमंतं माधुर्य्यैरमृतनिधिकोटीरिव तनु- ।
च्छटाभिस्तं वंदे हरिमहह संन्यासकपटम् ॥

તાત્પર્યઃ—જેની આંખો નવીન મેઘસમ મુસળધાર વૃષ્ટિ વરસાવી રહી છે, જેના પ્રેમનો પ્રકાશ મનુષ્યોના હૃદયમાં સ્વર્ગ અને દેવલોકમાટે પણ ઘૃણા ઉત્પન્ન કરે છે, સૌંદર્ય અને મધુર હાવભાવને લીધે જેના શરીરમાંથી અમૃતનો સમુદ્ર નીકળી રહ્યો છે, તે કોઇ અન્ય નથી. અહાહા ! ! ભગવાન ગૌરાંગ સંન્યાસના વેષમાં પરમેશ્વર પોતેજ છે જય ! જય ! ! જય ! ! !

જુઓ આ અરણ્યમાં આવી ભાંગેલી તૂટેલી ઝુંપડી કોણે બનાવી છે ? આવો, જરા જોઈએ તો ખરા !

અરે જવા દો, આ તો કોઈ અતિ નીચ જાતિની છે. અંદર જઈશું તો નહાવું પડશે. તમે પણ કેવી વાતની પાછળ પડયા છો ! વારૂ રામના કહેવાથી મને કમને ઝુંપડીમાં પેસે છે.

“ અરે ! આ કોણ ? ” નિસ્તબ્ધ બની જાય છે.

પાઠકો ! સમજ્યા ? આ ઝુંપડીમાં કોણ બેઠું છે ? ઓળખો છો કે ? એવો કયો હિંદુ કે મુસલમાન છે જેણે દશેરાના દિવસે “ બોલ, રાજા રામચંદ્રકી જય, ” નહિ સાંભળી હોય ? અને શણગારેલી પાલખીમાં પધરાવેલી મહારાજની પ્રતિમાનાં દર્શન નહિ કર્યાં હોય ? તેજ રાજા રામચંદ્ર આ ઝુંપડીમાં ફાટેલી તૂટેલી સાદડી ઉપર સીતાજીની સંગાથે બેઠા છે. શું તેઓ શોકાતુર છે ?

શોકાતુર શેના ? મહા આનંદિત છે.

સાદડીની પાસે જમીન ઉપર એક હલકી વર્ણની ભીલડી ( શબરી ) બેઠેલી છે. તેની સાથે હૃદય ખોલીને કેવી વાતો કરી રહ્યા છે ? ભીલડી બોરોની મોસમમાં જંગલમાંથી બોર વીણી લાવી હતી. તેણે બધાં બોર ચાખીને તેમાંથી મીઠાં મીઠાં એક બાજૂએ મૂકયાં હતાં, અને બાકીનાં પોતે ખાઈ ગઈ હતી. તે ભીલડીનાં ચાખેલાં અને સૂકાયલાં પણ મીઠાં બોર હાથ લાંબો કરીને ભગવાન્ મધુર મધુર વાણીથી માગી રહ્યા છે. !

'મર્યાદા પુરુષોત્તમ રાજા રામચંદ્રજીની આવી સ્થિતિ જોઇને પણ હિંદમાં સાંપ્રદાયિક ઝગડા અને પક્ષપાતની ગંધ રહેવા પામશે ?

વાંચનાર ! ભીલડીની આ ટૂટીફૂટી ઝુંપડી જોઇ મન કદાચિત ખિન્ન થયું હશે. આવો. હવે દિલ્હીની સેર કરાવીએ. બ્રાહ્મણો અને રાજા મહારાજાઓનો ભપકો બતાવીએ. યજ્ઞની ધામધૂમમાં કંઈ સાથ ન છોડી દેતા. અહા ! આશું ? કોની કોમળ અંગુલિઓએ આ આપણા પગ પકડી લીધા છે ? આ ચરણ કોણે ધોવા માંડયું ?

વાંચનારાઓ ! કંઇ સમજ્યા ? એક બાજુ પૃથ્વીતલ ઉપરના વજ્રબાહુ સમ્રાટો જેની ચરણરજ પ્રાપ્ત કરવામાટે અતિ આતુર હતા; બીજી બાજુ રૂપેરી દેહધારી ચંદ્રવદનીઓ જેના મધુર ઓષ્ઠનાં ચુંબનમાટે તલસી રહી હતી, જેની બંસરીનું બાલસંગીત એક તરફ પ્રેમી સ્વભાવવાળાઓના હૃદયમાં એટલીજ તનમનાટ ઉત્પન્ન કરે છે, અને જેની ગીતા બીજી તરફ જ્ઞાનીઓને રિઝાવે છે, તેજ શ્રીકૃષ્ણચંદ્રે હૃદયના ઉમંગથી દરેક નાના મોટાના પગ ધોવાનું કર્તવ્ય સ્વીકાર્યું છે. તેણેજ પગ પકડયા હતા. કૃષ્ણના પ્રેમની જ્યારે આવી દશા છે તો ઓ હિંદવાસીઓ ! તમારૂં કર્તવ્ય શુ છે એ તમે પોતેજ કહો.

પિદરમ રોઝએ-રિઝવાં બદ્દ ગંદુમ બફરોખ્ત,
નાખલફ બાશમ અગર મન બ જવી ન ફરોશમ.

અર્થાત્ મારા પિતાએ સ્વર્ગવાટિકાને ઘઉના દાણામાટે વેચી નાખી; હવે હું જો તેને જવના એક દાણામાટે ન વેચુ તો પછી તેવા બાપનો દીકરો કેમ કહેવાઉં ?

પ્રશ્ન:-કેમ મહારાજ ! જ્યાલગી વેદાંતનો રંગ નહોતો ચઢ્યો ત્યાં સુધી તો સાદા વસ્ત્ર પરિધાન કરતા હતા, હવે ત્યાગ વૈરાગ્યની વિદ્યા શીખ્યા એટલે નખથી શિખાસુધી રેશમી વસ્ત્રોથી શરીરને શોભાયમાન કરવા લાગ્યા ! વળી જુઓ તો ખરા ! દરજી કેવી ચળકતી ઝળકતી બે રજાઇઓ લાવ્યો છે ! એક ચમકદાર લીલા રેશમની છે, અને બીજી અત્યંત સુંદર લાલ રેશમની !

ઉત્તર:-સ્ત્રી સતી થાય છે ત્યારે સંપૂર્ણ શૃંગાર સજે છે આંખોમાં સુરમો, અધર ઉપર પાનની લાલી, ગળામાં હાર, ટુંકામાં દરેક પ્રકારના શૃંગારથી સજાયેલી અને શોભાયમાન થયેલી હોય છે, પણ આ તૈયારીનો શો અર્થ છે ? એટલુંજ કે જોત જોતામાં એ હવે આગમાં કૂદી પડશે

મહાશય ! આ મહારાજની સજાવટ અને બનાવટ તો સતીનો શૃંગાર છે. જોત જોતામાં..................એક જણુ સિદ્ધ કરી આપે છે કે "રજાઈઓની કીંમત જે સાઠ રૂપીઆ આપવામાં આવ્યા તે તો ગજબજ કર્યો કહેવાય. મૂળ કીંમત ભાગ્યેજ ત્રીશ જેટલી હશે. કાપડીયો અને દરજી છેતરી ગયા."

મહારાજ:—(સજળ નેત્રે) "હાય ! માત્ર ક્ષુદ્ર રૂપિયાની ખાતર, ત્રીશ સાઠ કે સો રૂપિયા માટે, હું તત્ત્વદર્શી નયનોને જાણી જોઇને ફોડી નાખું ? પ્રેમના નિયમને તોડી નાખું ? કેવો રૂપિયો અને કયાંનો દરજી ? ૐ ૐ ૐ .................."

કેવા લાગણીથી ભરેલા અને હૃદયને પીગળાવી નાખે એવા શબ્દો હતા ! ઉપદેશક થરથરી ગયો, પાણી પાણી થઇ ગયો. આ પ્રકાશોના પણ પ્રકાશ જેવા આત્મભાવે-પ્રેમભાવ દરજી અને કાપડીઆના હૃદયમાં પ્રવેશ કરી તેમને આપો આપ જાગૃત કર્યા. બન્નેએ આવી પોતાની મેળેજ અપરાધોનો સ્વીકાર કર્યો, અને પશ્ચાત્તાપ કર્યો.

શું જે વસ્તુ સિદ્ધાંતમાં સારી પૂરવાર થાય તે વ્યવહારમાં કદાપિ નુકશાન કરી શકે છે ? કદાપિ નહિ, સિદ્ધાન્તમાં સરસ અને વ્યવહારમાં અયોગ્ય—ચાવવાના જૂદા અને દેખાડવાના જૂદા; ન્યાયશાસ્ત્ર આ વાતનું ખંડન કરે છે.

જે વિજ્ઞાન એકજ લપડાકવતી દ્વૈતવાદનું મોં ફેરવી નાખે છે, દાંત પાડી નાખે છે, ભયંકર પર્વતની પેઠે દ્વૈતના સિદ્ધાંત ઉપર તૂટી પડીને તેના ચીનીનાં વાસણોની પેઠે ચૂરે ચૂરા કરી નાખે છે, તેજ વિજ્ઞાન, અદ્વૈત સિદ્ધાંતના દ્વાર આગળ ઝાડુ વાળવાનું કામ કરે છે. વળી વેદોનું પ્રત્યેક પૃષ્ઠ આ અદ્વૈતની વિભૂતિનું પ્રકટ સ્થાન છે. આ અદ્વૈત સિદ્ધાંત પરમાર્થના ઉચ્ચ શિખરઉપર તદ્દન સત્ય છે, ના, ના, એ તો સત્ય પોતેજ છે. એજ અદ્વૈત સિદ્ધાંત વ્યવહાર દશામાં પ્રેમને રૂપે બનીને પ્રતિબિંબિત થાય છે. વ્યાવહારિક જીવનમાં એ સત્ય પ્રેમને નામે પ્રકટ થાય છે, કારોબારના બજારમાં તે સમાન પ્રેમનો વેષ લઇને આવે છે. માટે આ અદ્વૈત સિદ્ધાંત જે પરમાર્થમાં પ્રકાશસ્વરૂપ છે, તે વ્યવહારમાં પ્રેમસ્વરૂપ બનીને આપણને કેવી રીતે નુકસાન કરી શકે ?

વરૂ, સર્પ, વીંછી, વગેરે જેમને ઉપદ્રવકારક પ્રાણીઓ ગણુવામાં

આવે છે, તેઓ પણ જો આપણા હૃદયમાં અત્યંત પ્રેમ હશે તો આપણને નહિ કરડે ?—હા, નહિ કરડે.

अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः । ( યોગદર્શન )

' અર્થાત્ અહિંસા દઢરીતે જામી જાય—સ્થાપિત થઇ જાય—તો તેની સમક્ષમાં વેર ફુરકી પણ નહિ શકે.

પરોપકાર મૂર્તિ દુર્ગા માતા નરસિંહની પીઠ ઉપર કેમ કાછોટા નહિ કસે ? સત્વગુણની મૂર્તિ વિષ્ણુને માટે મહા વિષધર શેષનાગ નરમ શય્યાનું કામ કરે છે, અને પોતાની ઝેરી ફણાને તે પ્રસન્નાત્માની છત્રીરૂપ બનાવે છે. તિખ્ખા અને ઉન્મત્ત સર્પો વરદાતા શિવજીનાં આભૂષણ બનેલાં છે, અને પ્રેમપૂર્વક વ્યાલભૂષણની ચોતરફ વીંટળાઇને શાંતિના પ્રભાવને સિદ્ધ કરે છે.

અંગ્રેજી જાણનાર, જેને ગંગાની શિલા ઉપર બેસાડ્યો હતો—( ઘડીઆળ જોઇને) થેંક્યુ ! થેંક યુ ! ! (આપનો ઉપકાર થયો ! ઉપકાર થયો! !) આપે અત્યંત કૃપા કરી ! કેવાં કેવાં લીલાં વન દેખાડ્યાં; પરંતુ મને તો આ ઠંડી હવામાં બેઠાં બેઠાં સળેખમ થઈ આવ્યુ છે. ક્ષમા કરશો. રજા લઇશ.

રામઃ—ભલે, પધારો.

અંગ્રેજી જાણનાર ઉઠી ઉભો થાય છે.

રામ ગંગામાં તેના પડછાયા સામે આગળી બતાવીને કહે છે—જરા ઉભા ઉભા આ ગંગામાં તો જુઓ. આ આપનો નજીકનો સગો, રૂપ અને આકૃતિમાં તો તદ્દન આપના જેવોજ છે, પરંતુ તે છે કોણ ? તેણે ઘડિયાળ કોટની જમણી બાજુએ લટકાવી છે, જો કે જેન્ટલ્મેને તો તમારી પેઠે તે ડાબી બાજુએ લટકાવવી જોઈએ. અને જુઓ ! તમારા અને તેના પગ તો જોડાએલા છે, પરંતુ તમારૂં કદ ઉપર વધે છે, અને તેનું કદ નીચે લંબાય છે. આ પડછાયો આમ નિકટ કેવી રીતે આવી ગયો ?

આમ કહી રામ ઉભો થયો અને વાતો કરતા કરતા બન્ને ગંગાને કિનારે ફરવા માંડ્યા.

રામઃ—તમે સ્વાધીન છો, આ પડછાયો અસ્વાધીન. તમે બુદ્ધિમાન છો અને તે બુદ્ધિહીન છે.

આહમે ગુલમે રંગ હ્યુ ગુલકા વલેકિન બૂ નહિ

અર્થાત્ પુષ્પના ચિત્રમા પુષ્પનો રગ માત્રજ છે. સુગધી નથી

નગામા જે મહાશયને (પડછાયાને) જોયો, તે પણ મૂળ પુરુષના જેવોજ દેખાવા છતા દરેક વાતમા ઉલટોજ છે તેનો જમણો હાથ ડાબો છે અને ડાબો હાથ જમણો છે, તેના પગ ઉપર છે અને શિર નીચે છે, તેમજ જળતરગોને લીધે તેનુ શરીર પણ અસ્થિર અને કપિત છે, પણ જ્યારે તેના એ છાયાશરીરના પગેથી ઉપર નજર ચઢાવીને જોયુ ત્યારે તો મૂળ બાબુ સાહેબના પગ જેવા હતા તેવાજ જણાયા પછી તો જમણો હાથ જમણોજ હતો અને ડાબો તે ડાબોજ શિર પણ ઉપરજ હતુ અને શરીર પણ અસ્થિર કે કંપિત નહોતું બસ સાનો તાજો અને સાચે નરો મનુષ્યજ સામે દેખાઇ રહ્યો

હવે જુઓ, જડ જગત્, વનસ્પતિ જગત્ અને પ્રાણી જગત, એ ત્રણે માયા (પ્રકૃતિ) રૂપી નદીના દરજ્જા અને મજલો છે સૃષ્ટિનિયમને અનુસરીને તેમ પુરુષચેતનનુ પ્રતિબિંબ ઉધુ–શિર નીચે અને પગ ઉપર–એવીજ રીતે પડવું જોઇએ ઉપર ચઢવાને માટે તેણે શિરને નીચે અને પગને ઉપર રાખવાજ પડશે એ ક્ષુબ્ધ અને ચચળ છાયા, એ સકલ્પવિકલ્પાત્મકરૂપ અને એ વિષમતાયુક્ત શૈલી સાથે લડી ઝગડીનેજ તે ઉચ્ચતાને પ્રાપ્ત કરી શકે છે નામ હોવાથીજ પ્રેમયુક્ત આચાર, વિચાર, અને વાણી, કે જે ચેતનની મૂળ દશા પ્રાપ્ત કરવા માટે જરૂરના છે, તેનાથી ઉલટી રીતિનો–લડાઈ ઝગડાનો વિકાસ, વનસ્પતિવર્ગ અને પશુવર્ગને માટે ઉન્નતિના દ્વારરૂપે સિદ્ધ થાય છે

અજ્ઞાની જીવના શરીરમા મૂળ પુરુષ (ચૈતન્ય) ના પગ અને ઉલટી છાયાના પગ, બને આવી મળેલા હોય છે હવે એને એના મૂળ સ્વરૂપની પુનઃ પ્રાપ્તિ કરવાનું અર્થાત્ પોતાની ઉન્નતિ અને વિકાસ સાધવાનું સાધન પશુશરીરમા તથા વનસ્પતિશરીરમા જેવા પ્રકારનુ જરૂરી હતું તેવા પ્રકારનું કામ નહિ લાગે હવે મનુષ્ય બન્યા પછી લડાઈ ઝગડા તેને ઉચે નહિ ચડાવે હવે વરુ, વાદર વગેરેના જેવા વર્તનને માટે શોભાભર્યું અને ઉન્નતિદાયક નહિ બને, હવે મનુષ્યદેહમા આવ્યા પછી તો આ પુરુષને શાંતિ, પ્રેમ અને સુલેહવાળા વર્તનથીજ તેણે પોતાનું મૂળ સ્વરૂપ

પ્રાપ્ત કરી લેવું યોગ્ય છે. હવે તો પોતાના સાચા મસ્તકને મેળવી લેવું એજ એનો ધર્મ છે. ચંચળ પ્રતિબિંબથી જૂદા થઈ જવાનીજ હવે તેને જરૂર છે. હવે તો તેને માયાની લહેરોથી પર-સ્વતંત્ર બનીને ચેતનમાં આનંદ માણવાની આવશ્યકતા છે. શ્રમથી મુક્ત થવું એજ હવે તેનો અનિવાર્ય ધર્મ છે. અજ્ઞાનની ગુલામીમાંથી છૂટવું એજ હવે તેને યોગ્ય છે.

વળી જુઓ. અદ્વૈત સિદ્ધાંતના કેટલાક તત્ત્વજ્ઞોના મતાનુસાર અવિદ્યા ( પ્રકૃતિ )માં ચૈતન્ય ( ઈશ્વર ) ના પ્રતિબિંબનું નામ જીવ છે. આ અવિદ્યા વિક્ષેપશક્તિવાળી છે, અર્થાત્ વહેતા પાણીની પેઠે ગતિમાન છે. વડના બીજની પેઠે તે વિકાસમય પરિવર્તનની સંભાવના રાખે છે. ચૈતન્યનાં કિરણોને ગર્ભમાં ધારણ કરીને ગર્ભવતીની પેઠે અથવા ક્ષેત્રરૂપ જમીનની પેઠે ફાલવા ફૂલવા અને ફેલાવાની શક્તિ તે ધરાવે છે.

ઘનસુષુપ્તિ આ અવિદ્યા ( પ્રકૃતિ ) લાગણી વગરના જડ પદાર્થોના રૂપમાં ઘનસુષુપ્તિ ભોગવી રહી છે, ઘોડા વેચી નિશ્ચિંત ગાઢ નિદ્રામાં પડેલી છે. આ અવસ્થામાં દેશ, કાળ, વસ્તુનો વિચાર બીજમાં રહેલા વૃક્ષની પેઠે અવ્યક્તરૂપી માતાના ખોળામાં છે. તમોગુણના કાળા પડદાએ પ્રકૃતિના અરિસાને મલિન કરી નાખ્યો છે, તેથી પુરુષ ( ચૈતન્ય ) ના પ્રકાશને પ્રકટ કરવાની તેનામાં યોગ્યતા નથી. ચિત્રવિચિત્ર શોભાઓમાથી હવે એક પણ વિદ્યમાન નથી.

સુષુપ્તિ-વનસ્પતિવર્ગના રૂપમા હવે પ્રકૃતિ પાસું ફેરવે છે. ગળામાં હાથ નાખેલા પુરુષનો કંઇક અનુભવ આ સ્થિતિમાં તે કરે છે; પરંતુ નિદ્રાની બેભાની હજુ દૂર નથી થઇ હા, ગાઢસુષુપ્તિ હતી તે કેટલેક અંશે નરમ સુષુપ્તિના રૂપમા ફેરવાઈ ગઈ છે. દેશ, કાળ, વસ્તુ એ બેભાનની અવસ્થાના ખોળામાથી થોડું શિર ઉંચું કર્યું છે. જુઓ, આ છોડવા સમશીતોષ્ણ કટિબંધમાં ઉગે છે. કેસર અને તુળસીનો પાક પાનખર ઋતુમાં ફૂલશે ફાલશે. ગેંદા વસંતઋતુમાં નહિ ફૂલે. લજ્જામણી મનુષ્યનો હાથ અડકતાંજ શરમાઇને બીડાઇ જશે. દેવદાર ઉંચા પર્વતો ઉપરજ મળશે. ચોખા વરસાદમાંજ પાકે છે. ઇત્યાદિ. કાળી મેશ જેવો પ્રકૃતિનો અરીસો આ પ્રમાણે હવે કંઇક ઝાખા રંગવાળો બન્યો છે. લીલાં વસ્ત્ર પહેરી પ્રકૃતિ બહાર નીકળી છે. જાણે એમ કહેવા માગે છે કે હવે મેં પુરુષનો સ્વીકાર કર્યો છે.

સ્વપ્ન-પશુવર્ગના વેષમાં પ્રકૃતિ ઉપર સ્વપ્નાવસ્થા છવાયેલી હોય છે. બધો કારભાર સ્વપ્ન જેવોજ. દરેક વસ્તુ અસ્થિર અને ઝાંખી ઝાંખી; આખી સંકલના અસ્ત વ્યસ્ત; સમસ્ત વસ્તુઓનો પરસ્પર સંબંધ ઢીલો ઢાલો; સંયોગ બધા પોચા. આ સ્થિતિની સર્વ વસ્તુઓ સઘળીજ અસ્થિર, અદૃઢ, અને અવ્યવસ્થિત હોય છે. દેશ, કાળ, વસ્તુ અવ્યક્તના પડદામાંથી બહાર નીકળ્યાં છે ખરાં; પરંતુ હજુ નાના બાળક જેવાં, કુમળા છોડ જેવાં છે; દરેક બાજુએ નમી શકે છે; મોડ તોડને આધીન છે. વિચિત્ર પ્રકારનાં પરિવર્તનશીલ છે.

અનારકલીના રસ્તામાં ઘોડી ઉપર સ્વાર થઇ ચાલ્યા જાય છે. આ જમ્મુ આવી પહોંચ્યું. ઉતરી મુલાકાતના ઓરડામાં પ્રવેશ કર્યો. ઘોડી પણ સાથેજ છે. અરે પણ એ તો એક મનગમતું માણસ બની ગઇ!

આનું નામ દેશ અને વસ્તુપરિચ્છેદની દશા.

(૨) સ્વપ્નમાં લાંબો કાળ વીતી ગયો. જાગીને જોયું તો બહુજ થોડો વખત ગયો હતો. સ્વપ્નમાં ઘણીયે વખત સારી પેઠે ઉડ્યા છીએ. જાણે પક્ષીઓના જન્મમાં હતી તે ટેવ પાછી આપણામાં આવી ગઇ હોય ને! આવી દશા સ્વપ્નાવસ્થાની હોય છે.

(૩) સ્વપ્નનો વાર્તાલાપ પણ બહુ આનંદથી ભરેલો હોય છે. બુદ્ધિ આપણી ઇચ્છાનુસાર વર્તે છે. ગણિતના અત્યંત કઠિન પ્રશ્નો પણ ઘણી વખત સ્વપ્નમાં ઉકેલાઇ જાય છે; પરંતુ જાગીને જોઇએ છીએ તો રીતમાં કાંઇને કાંઈ ભૂલ જણાય છે. સ્વપ્નમાં લાગણીપૂર્ણ કાવ્યો લખાઈ જાય છે, પરંતુ જાગીને જોઇએ છીએ તો પંક્તિયોમાં દોષ જણાય છે, વિચારો શુષ્ક લાગે છે ટુંકમાં જાગૃત અવસ્થાનું મનુષ્ય સ્વપ્નાવસ્થામાં અજબ જેવા ઢચુપચુ સ્વભાવનું હોય છે.

ઓ જાગનાર! હવે ધ્યાનપૂર્વક જો કે જાગૃત અવસ્થાનો સ્વપ્નાવસ્થા સાથે શો સંબંધ છે. નિદ્રા કેટલી બધી આવશ્યક છે. દોરીથી બાંધેલું પક્ષી આમ તેમ ઝપાટા મારી, કૂદી ઉછળી, નાસી દોડી છેવટે પોતાના બેસવાના સ્થાન (ખુંટી) ઉપર આવી બેસે છે. તેવીજ રીતે જાગૃત અવસ્થામાં મન અને ઇંદ્રિયો શોભા જુએ છે, ફરવા હરવાની મજા માણે છે, પરંતુ છેવટે થાકી હારીને પોતાના નિવાસસ્થાન સ્વપ્નમાં આવી આરામ લે છે.

यदा वै पुरुषः स्वपिति प्राणं तर्हि वागप्येति प्राणं चक्षु प्राणं मनः प्राणं श्रोत्रं । स यदा प्रबुध्यते प्राणदेवाधि पुनर्जायन्ते ॥ (શતપથ બ્રાહ્મણ)

અર્થઃ—જ્યારે મનુષ્ય સૂએ છે ત્યારે વાણી પ્રાણમાં લુપ્ત થઈ જાય છે, દષ્ટિ પ્રાણમાં, મન પ્રાણમાં, શ્રોત્ર પ્રાણમાં; અને જ્યારે તે જાગે છે ત્યારે પ્રાણમાંથીજ બધું ઉત્પન્ન થઈ આવે છે.

નિગાહ હરજા રવદ આખિર બ મિઝગાં બાઝ મી ગર્દદ,
કે આઝાદી ગિરિફ્તારીસ્ત મુર્ગે રિશ્તા બર પારા.

અર્થાત્ દષ્ટિ ગમે ત્યાં ભટકે, પરંતુ અંતે તો પલકો ભણીજ પાછી ફરશે; કેમકે પગ ઉપર દોરી બાંધેલા પક્ષીને માટે સ્વતંત્રતા એજ કેદખાનું છે.

જેવી રીતે સવારમાંથી બપોર પ્રકટ થાય છે, અને જેમ નાના છોડવામાંથી એક વિશાળ વૃક્ષ ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે સ્વપ્નમાંથી જાગ્રત અવસ્થા પ્રકટ થાય છે. બાલ્યાવસ્થા પણ એક જાતની સ્વપ્નાવસ્થાજ છે. એમાંથી યુવાવસ્થારૂપી જાગ્રત અવસ્થા ક્રમે ક્રમે પ્રકટ થાય છે. જાગ્રત અવસ્થાના પાયારૂપ જે ત્રણ સ્થંભ દેશ, કાળ અને વસ્તુ તેને સ્વપ્નાવસ્થાના દેશ, કાળ અને વસ્તુ સાથે સરખાવી જોવાથી સમજાશે કે જાગૃતનાં બળવાન અને કઠણ હાડકાં (દેશ કાળ વસ્તુ) સ્વપ્નાવસ્થાના નરમ નરમ ઢીલાં પોચાં હાડકાં (દેશ કાળ વસ્તુ) સાથે એવોજ સંબંધ ધરાવે છે કે જેવો સંબંધ યુવાવસ્થાને બાલ્યાવસ્થા સાથે હોય છે!

હવે આ બાબતને લંબાવવી ઉચિત નથી. માત્ર એટલુંજ કહેવું પૂરતું છે કે આ જાગ્રત જગતના મહાન્ નામો, મનહર મૂર્તિઓ; અને આકુળવ્યાકુળ કરી દેનારી ચિત્રવિચિત્ર વસ્તુઓ એ સર્વ એક ઘનસુષુપ્તિનોજ વિસ્તાર છે, અજ્ઞાનના અંધકારનોજ અંકુર છે, અવિદ્યારૂપી ઘનઘોર અંધકારમય રાત્રિનાંજ કલ્પિત ભૂતપ્રેત સમાન છે. આ સર્વ ભ્રમ અને ભ્રાન્તિનોજ વિસ્તાર છે. ભયાનક દ્વૈત કેવળ સ્વપ્નમાત્ર છે. ઇચ્છાઓ અને ઈચ્છિત વસ્તુઓ સર્વ કેવળ ભ્રમમાત્ર છે, દીર્ઘકાળપર્યંત લંબાયલું સ્વપ્નમાત્ર છે. ઓ મનુષ્ય! તારૂં સ્વરૂપ આ અવિદ્યા (અજ્ઞાન) અને તેના ઈવોલ્યુશન (વિકાસ) થી પર છે. જ્યારે આ અવિદ્યા ઘનસુષુપ્તિના પર્વત (કારણશરીર) ઉપરના તળાવના રૂપમાં શેવાળ (આવરણ) થી આચ્છાદિત હોય છે, ત્યારે પણ તારો પ્રકાશ એટલોજ પ્રકાશમાન

હોય છે કે જેટલો તે સ્વપ્નાવસ્થામાં ચોકખા અને સ્વચ્છ પહાડી વહોળાઓ પેઠે વહેતી વખતે પ્રકાશનો હોય છે; અથવા બળવાન ધારા બનીને જાગ્રત અવસ્થામાં ખળખળ કરતી નદીના રૂપમાં આનંદી દશ્ય બતાવે છે ત્યારે પ્રકાશતો હોય છે.

ઓ પ્રકાશિત સૂર્યરૂપી પુરૂષ ! તું પોતાની જાતને અવિદ્યાની નદીમાંહેના અસ્થિર પ્રતિબિંબના જેવી ન માન. અમે કબૂલ કરીએ છીએ કે લાખો તરંગો ઉપર તારી છાયા પડે છે; પરંતુ ચંચળ તરંગોને લીધે પોતાની જાતને ટુકડા ટુકડા માનવી એનો શો અર્થ ? હાય મારા પ્રાણપ્રિય !

કત્લ બે શમશીર તુમ તો હો ગયે,
આઇના દિખલા દિયા દો હો ગયે.

અર્થાત્ "વિના તલવારે તમે કત્લ થઇ ગયા, અરીસો દેખાડતાંજ એકના બે થઈ ગયા." ભલા એટલું તો જણાવો કે તમે છો કે નથી ? હાય ! હું વારી જાઉં ! નથી હોય શત્રુના મોંમાં. નથી કહેનારની જીભ ઉપર ફોલ્લા પડે. તમે "છો," અને અવશ્ય "છો." જો અવિદ્યાના વશમાં આવી તમારા મોંમાંથી ગાંડી ગાંડી વાતો નીકળવા માંડે અને તમે બોલવા માંડો કે "*હું કંઈજ નથી. કેવળ શૂન્ય છું, હું નથી.*" ઇત્યાદિ, તો તમારા એમ કહેવા ઉપરથીજ તમારૂં અસ્તિત્વ સૂર્ય કરતાં પણ વધુ પ્રકટ થાય છે. "હું સૂતો છું" કહેવાથી સ્પષ્ટ જણાઇ આવે છે કે બોલનાર જાગે છે. જરા વિચારી તો જુઓ કે "હું નથી" એ વિચારને પ્રકાશ કરનારૂં તમારૂં નિજસ્વરૂપ *જેમનું તેમ સ્વતઃ ઉપસ્થિત રહેશે. માટે જો તમારૂં નિજસ્વરૂપ*" "છે" અને "નથી" ને નથી સહન કરી શકતું તો તમે અવશ્ય સદા સહીસલામત નિરાકાર સૂર્યજ છો, તેના પ્રતિબિંબ રૂપે કયારેય નથી થઇ શકતા; કેમકે પ્રતિબિંબ તો મિથ્યા છે, અસત્ય છે, કલ્પના અને ભ્રમમાત્ર છે.

*અય આંકે તૂ ખુદા રા જોઇ હરજા, ચે તૂ ખુદા નઇ ? ખુદાઈ, બ ખુદા.*

અર્થ:-ઓ શોધક ! તું ઈશ્વરને શોધે છે, પણ શું તું પોતે ઈશ્વર નથી ? તું ઈશ્વર પણ છે અને ઐશ્વર્ય પણ છે. જર્મન મહાકવિ ગેટી પોતાના એક મહાકાવ્યમાં કહે છે કે, "હજારો અને લાખોવાર મેં મારા અંતરમાં અનુભવ કર્યો છે કે પ્રકૃતિ પ્રસન્નતાપૂર્વક પોતાના સ્વામીને (પુરુષને) પોતાની સમસ્ત પૂંજી અર્પણ કરે છે. તે

બહારનાં છોડીયાં ( નામરૂપ ) અને અંદરના તત્ત્વ ( આત્મા ) વચ્ચે ભેદ નથી રાખતી; પરંતુ ઓ મનુષ્ય! તું પોતાના શરીરરૂપ ચોળામાં દૃષ્ટિ નાખીને જો કે તું પોતે અંદરનું બીજ ( આત્મા ) છે કે બહારનું છોતરૂં છે ?"

એક મહાન્ સમ્રાટ્‌ને ગાળ દેવી કે લાંછન લગાડવું એને મહાન અપરાધ ગણવામાં આવે છે, ત્યારે શું સમ્રાટોના સમ્રાટ્, સુલ્તાનોના સુલ્તાન જેવા પોતાના પવિત્ર સ્વરૂપ ઈશ્વરને કલંક લગાડવું તે પાપ નહિ કહેવાય?

હક દાનમો હક ગોયમો દર રાહે અનલહક,
મન્સૂર સિફ્ત સર બ સરે દાર ફરોશમ.

અર્થ:—સત્યને સમજ્યા પછી હું સત્યજ બોલું છું અને અનલહક ( અહં બ્રહ્માસ્મિ ) ના માર્ગમાં મનસૂર ( આત્મજ્ઞાની ) ની પેઠે ફાંસીના ઉપર મારૂં માથું અર્પણ કરૂં છું.

ઓ મનુષ્યો! પશ્ચાત્તાપ કરો, મોં ફેરવો ગુલામ બનવાથી! ન તો પોતાની જાતને નશ્વર અને પરિમિત જાણો, ન શરીરના કારાગૃહમાં શિક્ષા ભોગવો.

સૃષ્ટિની સીમામાં જડ અને વનસ્પતિનો વર્ગ વટાવી પ્રકૃતિ પ્રાણીવર્ગનો વેષ ધારણ કરે છે તે જાણે સ્વભાવસ્થામા ઉતરી આવવા જેવું છે. યૂરોપવાસીઓ ભલે તેને વિકાસનું નામ આપે, તેઓ તેમ કરવામાટે સ્વતંત્ર છે. એ સ્થિતિમાં મસ્તિષ્કમાં દેશ, કાળ, અને વસ્તુની જાળ ગુંથાવી શરૂ થાય છે. પ્રકૃતિના તત્ત્વમાં સ્વચ્છતા આવતાં આવતા તે એટલી તો સ્વચ્છ થાય છે કે જર્મન લેમ્પ ઉપરના ચીનીના ગ્લોબના જેવી અર્ધ પારદર્શકતા જણાઈ આવે છે, અને પુરુષનો પ્રકાશ ધીરે ધીરે કંઈક પ્રકટ થવા માંડે છે, તથા કેટલોક અંદરને અંદર અટકી પડે છે.

મખફી નહીં હય ચેહરએ જાનાં નિકાબ મેં,
મેહતાબ આ ગયા હય હિજાબે સહાબ મેં.

અર્થાત્ ઘુંઘટ તળે પ્રિયાનું વદન કેમ કરી છપાય?
આવી ગયો છે સૂર્ય એ તો વાદળાંની માંહ્ય

---

હયચશ્મ નીમ બાઝ, અજબ ખ્વાબે નાઝ હય,
ફિત્ના તો સો રહા હય, દરે ફિત્ના બાઝ હય.

અર્થાત્ નયનને અર્ધ ઉઘાડાં રાખી કેવાં નખરાંથી સૂઇ રહ્યો છે! આફત—પ્રલોભન—તો નિદ્રામાં છે, પરંતુ આફતનાં દ્વાર ઉઘાડાં છે.

શ્યામળી સખી ( કૃષ્ણ ) ઝીણી સાડી પહેરી આવે છે અને ઘુંઘટના આવરણમાંથી નયનબાણ ફેંકી ફેંકી બુદ્ધિ અને ચિંતાને ઉડાવી લઇ જવા પ્રયત્ન કરે છે, આ તે કંઇ વાત છે, ભલા?

બહર રંગે કે ખાહી જામા મી પોશ,
કે મન આં કદે ઑાજૂં મી શિનાસમ.

અર્થાત્ ભલે તું ગમે તેવાં-ગમે તે રંગનાં વસ્ત્રો પરિધાન કર, હું તો તારા ઘાટીલા સ્વરૂપનેજ ઓળખું છું.

કર્યું ઓહલે બહ બહ ઝાકિદા, એહ પરદા કિસ તોં રાખીદા.

અર્થાત્-શું ઓથે રહીને ઝાંખે છે, એ પરદો કોનાથી તું રાખે છે?

જાગૃત, ચાલો, સ્વાગતની તૈયારી કરો ! પેલા મનુષ્ય મહાશય પધારે છે. વેલકમ ! વેલકમ !! ( ભલે પધાર્યા ! ભલે પધાર્યા ! ) પ્રકૃતિ હવે સારી પેઠે જાગૃત થયેલી છે. દેશ, કાળ અને વસ્તુસંભાવનાના ઇંડાને ફોડી હવે જ્યાં જુઓ ત્યાં પાંખ ફેલાવી ઉડી રહ્યા છે. પ્રકૃતિના તત્ત્વમાં સ્વચ્છતા એટલી બધી છે કે હવે તેને ચીનીના ગ્લોબની નહિ પણ તદ્દન સ્વચ્છ કાચની ચિમનીની ઉપમા આપી શકીએ છીએ. પુરુષનો પ્રકાશ સ્પષ્ટપણે પ્રકાશી રહ્યો છે, શું પડદો તદ્દન ફાટી ગયો ! પુરુષ નગ્ન છે ? લાગે છે તો એમજ. આવો જરા જોઇએ તો ખરા. ઓ જુઓ ! પ્રેમના પતંગિયાએ પુરુષરૂપી દીપક ભણી પ્રયાણ કર્યું. તે એમ સમજે છે કે વચમાં કંઇ અડચણ નથી. પ્રાણ અર્પણ કરનાર કેવી ઝડપથી આગળ ધસે છે ! પણ હતભાગ્ય ! ચિમની સાથે ટકરાઇ ટકરાઇને રહી ગયો.

ખાક બર જાને હવાદારીયે ફાનૂસ ફિતાદ,
કે અઝુ શમ્અ જુદા સોઝદો પરવાના જુદા.

અર્થઃ-ધૂળ પડો એ ફાનસની પારદર્શક ચિમનીની ખેરખાહીપર કે જેને લીધે પતંગીઆને બત્તીથી અલગ રહેવું પડે છે.

પુરુષ હજુ પ્રકૃતિની ચાર દિવાલોમાં ઘેરાયલો છે, સ્વતંત્ર નથી થયો. સ્વતંત્ર તો ત્યારે થશે કે જ્યારે અદ્વૈતનું પતંગિયું તેની સાથે એક જીવ થઇ શકે. હજુ તો "હું અને મારૂં" ની દિવાલ તેના અનન્ય પ્રેમને અટકાવી રહી છે.

ઘનસુષુપ્તિ (જડ અને વનસ્પતિ), સુષુપ્તિ (પ્રાણી) અને જાગૃત (મનુષ્ય) અવસ્થાઓને પ્રકૃતિની સ્થૂલતાના ભેદ પ્રમાણે અનુક્રમે તમોગુણ, રજો

ગુણ અને સત્ત્વગુણવાળી કહેવામાં આવી છે. અને ગ્લોબ, ચિમની વગેરે સ્થૂળ પદાર્થોને તત્ત્વની ઉપમા આપવામાં આવી છે, પરંતુ એમ ન સમજતા કે એ સ્વપ્નાવસ્થા ( પ્રાણી ) જાગ્રત અવસ્થા ( મનુષ્ય )માં પુરુષરૂપી દીપકને માટે પ્રકૃતિ પણ ગ્લોબ, ચિમની વગેરેના જેવુંજ રૂપ ધારણ કરે છે; અને એમ પણ ન સમજી લેતા કે સ્વપ્નાવસ્થા ( પ્રાણી ) અને જાગ્રત અવસ્થા ( મનુષ્ય ) માં પ્રકૃતિ નર્યા રજોગુણ કે નર્યા સત્ત્વગુણવાળી હોય છે. તે તો દરેક અવસ્થામાં ત્રણે અવસ્થાનો આવિર્ભાવ કરે છે. જ્યાં વાણી અને શબ્દની દાઢ નથી ખુંચતી ત્યાં અલંકારથી થોડું ઘણું કામ થઈ શકે છે. અલંકારી ભાષામાં પ્રકૃતિનું તત્ત્વરૂપ ગમે તો સ્થૂળ ( રજ–તમવાળું )હોય કે ચિમનીના જેવું સૂક્ષ્મ ( સત્ત્વગુણવાળું ) હોય; પરંતુ પ્રકૃતિનાં આકાર અને રચના સદૈવ બિલ્લોરના એક ત્રિકોણાકાર કાચ ( ત્રિપાર્શ્વ ) જેવાં રહે છે, જેની ત્રણ બાજુઓ તો સત્ત્વ, રજસ્, અને તમસ્ છે, અને બન્ને છેડા નામ તથા રૂપ છે. જેવી રીતે સૂર્યનો પ્રકાશ ત્રિપાર્શ્વ કાચમાંથી નીકળી ભાતભાતના વર્ણ પ્રકટ કરે છે, તેવીજ રીતે સત્ ચિત્ આનંદરૂપ પુરુષનો પ્રકાશ અવિદ્યાના ત્રિપાર્શ્વમાંથી પસાર થઇને ચિત્રવિચિત્ર અને નવનવો બની જાય છે, અનેકત્વને અસ્તિત્વમાં લાવે છે, અને જગત્ બનીને દૃષ્ટિએ પડે છે.

મગરબી આંચે આલમશ ખાનંદ,
અકસે રૂખ્સારે તુસ્ત દર મિરઅત.

અર્થાત્ એ કવિ ! જેને જગત્ કહે છે, તે કેવળ તારા મુખનુજ અરિસામાંનું પ્રતિબિંબ છે.

તેરે રૂપ અનૂપકે પ્યારે હુંય સબ મેં ચમકારે.
અય પ્યારે ! કહીં ગુલ બન કેહો ખંદાં, કહીં હો બુલ્બુલે નાલાં,
ઝલકતા હય યહાં સબ મેં તેરા રંગે તરેહદારી.
તેરી સૂરત કો જબ દેખા હુઆ હૈરાન આઇના,
ગરજ, કી ગુલશને હસ્તીમેં તૂને ખુબ ગુલકારી.
અર્થાત્–કહીં તો પુષ્પ થઈ હસતો, કહીં બુલબુલ બની રડતો,
પ્રકટ થાયે અહીં સઘળે બધી નવરંગ લીલાઓ.
જ્યાં નિજ મુખ ચંદ્રને જોયું થયું આશ્ચર્ય દર્પણપણું,
અરે સંસાર વાડીમાં, ભલાં તે પુષ્પ તો વાવ્યાં.

જાગ્રત અવસ્થામાં આ ત્રિપાર્શ્વ અત્યંત નિર્મળ અને સ્વચ્છ હોય છે, તેથી સઘળા રંગો ( દેશ, કાળ, વસ્તુ ઇત્યાદિ ) અત્યંત ઘાડા અને ચળકતા દેખાય છે. સ્વપ્નમાં આ ત્રિપાર્શ્વ ઝાંખું ઝાંખું હોય છે, પહેલાંના કરતાં સ્થૂળ હોય છે, તેથી પ્રકાશ બહાર તો નીકળે છે પરંતુ રંગો ( દેશ, કાળ વસ્તુ ) આછા અને પાતળા પાતળા હોય છે. ઘનસુષુપ્તિમાં ત્રિપાર્શ્વ તદ્દન કાળું અને સ્થૂળ હોય છે તેથી કોઇ પણ રંગ બહાર પ્રકટ થઇ શકતો નથી—જગત્ નથી રચાતું.

પ્રકાશ સ્વચ્છ અને નિર્મળ વસ્તુઓ ઉપર પડી માત્ર (૧) આરપાર નીકળી જાય છે જેવો કે લેમ્પની ચિમની અથવા ત્રિપાર્શ્વમાં ( આનું નામ પ્રકાશનું વક્રીભવન છે ), એટલુંજ નહિ પરંતુ (૨) ઘણીવાર કાચની આરપાર નથી જતો, પણ પાછો વાળી નિર્મળ વસ્તુના પહેલાજ પાસા ભણી રહે છે, જેવો કે અરિસામાં કે પાણીમાંના જેન્ટલમેન ( સદ્‌ગૃહસ્થ ) ના પ્રતિબિંબની પેઠે ( આનું નામ પ્રતિબિંબ છે ) પ્રતિબિંબિત મુખ દેખાય છે તો પાણી કે અરિસાની મધ્યમાં; પરંતુ તે પ્રકાશ વાસ્તવમાં પાણી અને અરિસાની બહારજ રહે છે. આનું કારણ દરેક ગણિત જાણનાર બતાવી શકે છે. જે પ્રતિબિંબ પાણી કે અરિસાની અંદર દેખાય છે તે ખરૂં પ્રતિબિંબ નથી હોતું માટે ગણિતશાસ્ત્રીઓની પરિભાષામાં તેને અવાસ્તવિક પ્રતિબિંબ કિંવા "વરચ્યુઅલ ઇમેજ" કહેવામાં આવે છે. ( ૩ ) વળી પ્રકાશ વસ્તુઓમાં શોષાઈ પણ જાય છે, જેને લીધે અરિસો પોતે પાણી વગેરેના રૂપે દેખાય છે. ઘણી વખત આ ત્રણે ક્રિયાઓ એક સાથેજ પ્રકટ થતી જોવામાં આવે છે.

( અવિદ્યા ) નામરૂપ કાચ પોતે જણાય છે—અહિં તો પુરુષ (પુરુષોત્તમ ) નો પ્રકાશ માયામય દેખાય છે.

સ્વપ્નમાં વસ્તુઓનું દેખાવું અને જાગૃતમાં જગત્‌નું ભાન થવું એ પુરુષનો પ્રકાશ માયાના ત્રિપાર્શ્વમાંથી પસાર થાય છે તેને લીધે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ચિત્રવિચિત્ર વર્ણો એ બધું શું છે ? માત્ર પુરુષોત્તમના પ્રકાશનાં કિરણો માયાના લેન્સ કિંવા ત્રિપાર્શ્વ કાચમાંથી આરપાર નીકળેલાં છે. આ ત્રિપાર્શ્વો અગણિત છે, અર્થાત્ શરીરો અનેક છે, પરંતુ પુરુષોત્તમ ( સૂર્ય ) એકજ છે. દરેક મનુષ્યના અંતઃકરણમાંથી તે એકજ પુરુષોત્તમનો પ્રકાશ નીકળીને ભાતભાતની શોભા ઉપજાવે છે.

હવે આવો આપણે પ્રકાશના પ્રતિબિંબિત થવાની (અર્થાત્ આરપાર જવાને બદલે પાછા ફરી જવાની) હકીકત તપાસીએ. આ ઘટના માત્ર મનુષ્ય દશામાંજ દેખાડી આપવી બસ થશે. જોવું, સાંભળવું, સુંઘવું, સ્પર્શ કરવો, બોલવું, ખાવું, પીવું, ચાલવું, ફરવું, લેવું, દેવું, ઇત્યાદિ કાર્યો થતી વખતે (તેમનો કર્તા કોણ છે) એ પ્રશ્નના જવાબમાં એક "હુ" નો વિચાર શરીર અને ઈંદ્રિયોમાં દઢ રીતે ઝાખી આપતો રહે છે. "હું શરીરનો માલિક, ઈંદ્રિયોનો ધણી," આ કરૂં છું, આ ભોગવું છું, ચાલું છું, ગાઉં છું, રહું છું ઇત્યાદિ. તે કામ અમુક માણસે કર્યું. તે કાર્ય બીજા કોઇએ કર્યું. આ કામ વળી કોઇ ત્રીજાજ પુરુષને હાથે થયું. "હુ" જુદો છું, તેઓ ભિન્ન છે, હું ભિન્ન છું. ઇત્યાદિ. આવા પ્રકારનો શરીર અને પ્રાણમાં બંધાયલો જે "હુ" (નો વિચાર) છે તે અહંકારરૂપ "હુ" વેદાતની ભાષામાં "ચિદાભાસ" કહેવાય છે; અર્થાત્ ચૈતન્યનું અતઃકરણમા અવાસ્તવિક પ્રતિબિબ, આનેજ "જીવ" નામથી ઓળખવામાં આવે છે.

હવે જુઓ કે ભિન્ન ભિન્ન કર્મ અને ચેષ્ટાઓ તો, સુષુપ્તિમા, સ્વપ્નમાં અથવા જાગૃતમાં માત્ર પુરુષોત્તમ આગળ ત્રણ ગુણોવાળી પ્રકૃતિ (અવિદ્યા) ના હેરફેર, પરિવર્તન અને નાચકૂદને લીધેજ પ્રકટ થાય છે, પરંતુ "મેં કર્યું, મે ભોગવ્યું, મેં, મેં, મે–" આ ધૂતારા "મેં" ને ગળે છરી કરો–આ "મેં–હું" નો વિચાર અમથોજ વળગતો જાય છે. આ "હું" (અહંકાર) ની જાળમા ફસાયલા મહાશય! જો તમે (ચિદાભાસ) જ સર્વ કંઇ કરનારા છો તો સુષુપ્તિને તમારી ઉપર કેમ વિજય મેળવવા દો છો? આ સ્થિતિ તો તમારા "હું–પણું" ને એક પ્રકારે ઉડાવીજ દે છે. તે સમયે તો કર્તા-ભોકતા "હું" નો પત્તોજ નથી લાગતો

ઓ પરિમિત "હું"! જરા જો તો ખરો, ન તો નિદ્રા તારા વશમાં છે ન જાગૃતિ છે. લોહીનું વહેવું, વધવું, માસ, સ્નાયુ, હાડકા ઇત્યાદિનું પ્રતિપાલન પણ આ પરિમિત અહંમમત્વના વિચારના હાથમાં કયાં છે? શરીરમા દરપળે જે સંગ્રામ ચાલી રહ્યો છે તેનું, ઓ અહંતા મમતા! તને કંઇ ભાન પણ છે? ઓ ચિદાભાસ! જો શરીર તારૂં છે તો તેને મરવાજ કેમ દે છે, અરે રોગગ્રસ્ત થતાજ કેમ ગભરાઈ જાય છે?

આહ ! ભૂલથાપ આપનાર પ્રકૃતિ ( અવિદ્યા ) ના દાવપેચમાં ફસાઇને અપ્સરા શીશામા ઉતરી આવી. ના, ના, ઈંદ્ર પોતેજ ઐશ્વર્યને ત્યાગી સ્થૂળ અહંમમત્વમાં આવી પડ્યો. જીવ અને દાસ કહેવાયો. ઓ આત્મ-દેવ ઈંદ્ર ! તમારૂં પોતાનું સાચું રાજપાટ અમર તપો. આમ કેહી, જીવ, દાસ, બનવાનો શો અર્થ ? તમે પ્રતિબિંબ તો નથી !

બિયા બર આસમાને દિલ ચુ ખુર્શીદ,
ઝ કોકબ પાક કુન લોહે સમા રા.
* * * * * *
સુલેમાના ! બિયાર અંગુશ્તરી રા,
ગુતીઓ બદા કુન દેવો પરી રા.
* * * * *

અર્થાત્ આ સૂર્યસમા હૃદયરૂપી ગગનપટ ઉપર વિરાજમાન થઇને એ હૃદયપટને તારાઓ ભૂસી નાખી સ્વચ્છ કરો. ઓ સુલેમાન ! તારી પ્રેમમુદ્રિકાવડે દેવદેવાંગનાઓને દાસ બનાવી લે.

પ્રશ્નઃ-એ તો સ્વીકારી લીધું કે શરીર આત્મા નથી, પણ શું આત્મા કર્તા, ભોક્તા પણ નથી ? અને આત્મા ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, પ્રયત્ન અને જ્ઞાન એ છ લિંગોવાળો નથી ?

इच्छा द्वेष प्रयत्न सुख दुःख ज्ञानान्यात्मनो लिंगमिति ।
( ન્યાયદર્શન, સૂત્ર ૧૦ )

અને શું આત્મા જન્મમરણમાં પણ નથી આવતો ?

ઉત્તરઃ- સૂક્ષ્મશરીર (પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમય કોશ) ના ગુણ, કર્મ, સ્વભાવને આત્મામા આરોપવાથીજ જીવપણુ આવે છે. જેવી રીતે સ્થૂળશરીર આત્મા નથી તેવીજ રીતે સૂક્ષ્મશરીર ( પ્રાણમયકોશ, મનોમયકોશ, અને વિજ્ઞાનમયકોશ, ) પણ આત્મા નથી તે સ્થૂળશરીર નથી એટલી વાત તો સહજે સમજાય છે, પરંતુ સૂક્ષ્મશરીર પણ તે નથી એ વાતને સમજવામાટે જરા વધારે વિચાર તેમજ વિવેકની આવશ્યકતા છે.

આ ભગવા રંગની રેશમી કફની પડેલી છે તેની પાસે બિલ્લોરનો કકડો મૂકેલો છે બિલ્લોર ભગવો જણાય છે.

( ૧ ) પણ શું આ બિલ્લોર વસ્તુતઃ ભગવો છે ? ના, તમે કેમ

જાણ્યું કે બિલ્લોર ભગવો નથી ? બિલ્લોરને ભગવી કફનીથી તરત દૂર કરવામાં આવ્યો એટલે તેનો ભગવો રંગ જતો રહ્યો, અને તેથી ઝટ જણાઈ આવ્યું કે બિલ્લોરનો રંગ માત્ર ઉપાધિને લીધેજ ભગવો દેખાતો હતો.

( ૨ ) ત્યારે શું આ કફની ભગવી છે ? કહેશો કે હા, તે તો ભગવી છે; પરંતુ ઓ મારા પ્રાણ પ્રિય ભાઈ ! કફની પણ ભગવી નથી. કફનીનાં મૂળ પરમાણુઓની પાસે ભગવા રંગનાં પરમાણુ પણ એજ પ્રમાણે જૂદાં પડેલાં છે, કે જે પ્રમાણે બિલ્લોરની પાસે કફની જૂદી પડેલી હતી; કેમકે ધોવાથી રંગ ઉતરી શકે છે. અર્થાત્ થોડો શ્રમ લઈ ભગવા રંગનાં પરમાણુઓને મૂળ કપડાનાં પરમાણુઓથી એવી રીતે જૂદાં કરી શકાય છે; જેવી રીતે કફનીને બિલ્લોરથી જૂદી કરી બતાવી હતી.

વળી જરા વધારે વિચાર કરી જોશો તો રંગ બંગ સઘળા સૂરજ-નીજ માયા જણાશે. બહારથી ભગવો દેખાતો બિલ્લોર વાસ્તવમાં ભગવો ન હતો એ વાત તો સહેલાઈથી સમજી શકાઈ હતી, પરંતુ પ્રત્યક્ષમાં ભગવી જણાતી કફની પણ ભગવી નહોતી એ વાત જરા વાર પછીજ અને મુશ્કેલીથીજ મગજમાં ઉતરી; બરાબર એજ પ્રમાણે સ્થૂળશરીર આત્મા નથી. એ વાત તો ઝટપટ સમજી શકાય છે, પરંતુ સૂક્ષ્મશરીર પણ આત્મા નથી એ વાત તો સાધારણ મનુષ્યથી તરત નથી સમજી શકાતી. એનું કારણ એટલુંજ છે કે હૃદયને વૈરાગ્યના પાણીથી ધોઈ દ્વૈતનો મેલ કાઢી નાખવાનું લોકો નથી સાંખી શકતા.

આક્ષેપ:–તમારા મત પ્રમાણે તો જાગૃતિ સ્વપ્નમાંથી પ્રાપ્ત થાય છે, પરંતુ આપણે દરરોજ જોઈએ છીએ કે સ્વપ્નમાં એવીજ વાતો દેખાય છે કે જેની સાથે જાગૃતિમાં આપણો સંબંધ હોય છે. જેમકે ચમારને કદાપિ એવું સ્વપ્ન નથી દેખાતું કે હુ ગંગાકિનારે સંધ્યા કરી રહ્યો છું; હિંદુસ્તાનના આઠ વરસના બાળકને કદિ એવું સ્વપ્ન નથી આવતું કે હું સેન્ટપીટર્ઝબર્ગની બજારમાં ફરી રહ્યો છું.

ઉત્તર:–કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે પ્રથમ તો આ વાત પણ આજ સુધી સંપૂર્ણ રીતે સિદ્ધ નથી થઈ, કે સ્વપ્ન સદૈવ જાગૃતિમાં થઈ ગયેલી ઘટનાઓમાંથીજ ઉત્પન્ન થાય છે. ( કેમકે કેટલાંકએક ભવિષ્યવિષેનાં સ્વપ્ન

સાચાં પણ પડે છે-વળી મનુષ્ય ઘણી વખત સ્વપ્નમાં જુએ છે કે હું ઉડું છું, આકાશમાં ગમન કરી રહ્યો છું ઇત્યાદિ. ) વારૂ, જો આ વાતને સ્વીકારી પણ લઇએ કે સ્વપ્નનો વિષય સદૈવ ભૂતકાળની ઘટનાઓની હેર ફેર ઉપર અવલંબી રહેલો હોય છે, તો તેથી પણ વેદાંતના ઉપલા સિદ્ધાંતને કંઇ હાનિ નથી પહોંચતી. બીજ હમેશાં વૃક્ષમાંથી ઉત્પન્ન થાય છે; બીજવાળું ફળ વૃક્ષનેજ લાગે છે; પરંતુ એ પણ નિઃસંદેહ છે કે વૃક્ષ બીજમાંથી ઉત્પન્ન થાય છે. આખું વૃક્ષ બીજમાં સમાયેલું હોય છે. તેજ પ્રમાણે માની લઇએ કે સ્વપ્નમાં જાગૃતિના સંસ્કારો હોય છે. છતાં પણ બીજમાંથી વૃક્ષની પેઠે સ્વપ્નમાંથી જાગૃતિનો વિસ્તાર થવાનું પણ યોગ્યજ માની શકાય છે. જ્યારે સ્થૂળ શરીર મરણ પામે છે ત્યારે સ્વપ્નાવસ્થાવાળું સૂક્ષ્મશરીર બીજની પેઠે કારણ શરીર ( કિંવા અવિદ્યા ) ની ભૂમિમાં આત્મારૂપી સૂર્યના પ્રકાશથી પુનઃ ઉગી નીકળે છે; અર્થાત્ એક નવું સ્થૂળ શરીર ધારણ કરે છે. જેવી રીતે પુનર્જન્મ થતી વખતે સૂક્ષ્મશરીર સ્થૂળ શરીરની ઉત્પત્તિનું કારણ હોય છે તેવીજ રીતે નાના પ્રમાણમાં દરરોજ સ્વપ્નનું સૂક્ષ્મશરીર જાગૃતિના સ્થૂળશરીરની પહેલાંજ અસ્તિત્વ ધરાવે છે.

કેટલાએક લોકો સ્વપ્ન અને સુષુપ્તિને જાગ્રતાવસ્થાના થાકનું પરિણામ માને છે. તેમને માત્ર એટલુંજ યાદ દેવડાવવાની જરૂર છે કે જો સ્વપ્ન ( નિદ્રા ) થાકને લીધે આવે છે, તો જાગૃતિ પણ નિદ્રાના થાકને લીધેજ આવે છે. સૂતાં સૂતાં થાકી જાઓ છો તેથીજ જાગૃતિ આવી જાય છે.

જેવી રીતે મૃત્યુ પછી ફરી પુનરુત્થાન થયા કરે છે તેવીજ રીતે જાગ્રતાવસ્થા પછી હમેશાં સ્વપ્નાવસ્થા આવે છે, અને સ્વપ્નાવસ્થામાંથી પુનઃ જાગ્રતાવસ્થા ઉદય પામે છે. જે વિચારો જાગ્રતાવસ્થામાં સૂક્ષ્મશરીરને તલ્લીન અને પ્રવૃત્ત રાખે છે તેજ વિચારો ઘણું કરીને સ્વપ્નાવસ્થામાં પણ પ્રકટ થાય છે. જે કાર્ય હમેશાં થતાં હોય છે તેજ કાર્યો ઘણુંખરૂં મૃત્યુ પછી પણ થતાં દેખાય છે. એક સાચો અને પાકો આહિદ ( ધર્મિષ્ઠપુરુષ) જેણે પચાસ વર્ષ સુધી જીવનના બધા દિવસોમાં બાલ્યાવસ્થાથી માંડીને વૃદ્ધાવસ્થા સુધી પાંચે વખતની નમાજ બરાબર એવી શ્રદ્ધાથી પઢી હોય, કે " જ્યારે મૃત્યુની રાત્રી પડશે ત્યારે મને ઉચ્ચ સ્વર્ગ પ્રાપ્ત થશે, હૂર અને ગિલમાન મને ભેટશે, કૌસરનું પવિત્ર જળ પીવા મળશે,

ભવ્ય બગીચા ફરવામાટે અને સુંદર મહેલો રહેવામાંટે મળશે; એવા શ્રદ્ધાવાન (મોમિન)ના સૂક્ષ્મશરીરને નિઃસંદેહ મૃત્યુની રાત્રિ પડતાંજ આ સઘળી વસ્તુએ મળે છેજ.

જે માણસ આખા' જીવનમાં જાગ્રતાવસ્થામાં મંદિરોમાં હાથ જોડી અને નમસ્કાર કરી કરીને એવો નિશ્ચય દઢ કરતો રહે છે, કે આ લીલા અને આ શ્રીકૃષ્ણ પરમાત્માનાં દર્શન કદાપિ મારાથી વિખુટાં ન પડે, એવા વિશ્વાસુ ભકતને દીર્ઘ સ્વપ્નમાં (મૃત્યુ પછી) અવશ્ય ગોલોક પ્રાપ્ત થશે.

જે શ્રદ્ધાવાન ખ્રિસ્તી મનુષ્ય પ્રત્યેક રવિવારે અને બુધવારે દેવળમાં સાચા દિલથી પ્રાર્થના કરતો રહે છે, અને રોજ સવારે અને સાંજે ઘુંટણીએ પડીને કે ઉભા રહીને, માથું નીચું નમાવી, હાથ ઉંચા કરી, પ્રાર્થના કરતો રહે છે, અને મરણ સમયે પોતાના ઉદ્ધારકના ધ્યાનમાં સ્થૂળ દેહનો ત્યાગ કરે છે, તે અહીંથી પ્રયાણ કરતી વખતે પરમેશ્વરના જમણા હાથ પર હઝરત ઇસા અલય હિસ્સલામની છાયા તળે કેમ નહિ જઇ પહોંચે? જે વ્યક્તિ જૈન) સમસ્ત આયુષ્ય ભર મુક્ત શિલાના ધ્યાનમાંજ તલ્લીન રહેશે, તે મૃત્યુરૂપી સ્વપ્નાવસ્થામાં મુકતશિલા અવશ્ય ઘડી લેશે અને તેને પોતાનું સિંહાસન બનાવશે.

જે અજ્ઞાની મનુષ્યના હૃદયમાં સારી પેઠે એમ રચી પચી ગયું છે કે હું તો ગુનેહગાર, નીચ, પાપી છું અને દોઝખ (નર્ક)ને યોગ્ય છું, તે અમસ્થોજે નરકના સ્વપ્નનો અધિકારી બને છે.

પ્રશ્નઃ—તમે તો સઘળા ધર્મોના ઉદ્દેશોને માત્ર સ્વપ્ન અને ભ્રમજ બનાવી દીધા. શું એ અધાનો ઉપહાસ કરો છો?

રામઃ—નહિ, મારા વહાલા! રામને તો તે બધાં પોતાનાંજ સ્વરૂપ છે. તે કોઈની સાથે ખુશામત ભરેલી વાત કદિ નથી કરતો. તેમ કોઇ પણ ડર કે ભયથી ભયભીત થઇને સત્યને છુપાવતાં પણ તેને નથી આવડતું. સ્વર્ગ, હિશ્ત, નરક ઇત્યાદિ ભોગવતી વખતે તેને તે એટલાંજ સત્ય અને વાસ્તવિક જણાશે કે જેટલાં આ જીવનમાં આ પૃથ્વી અને એના ઉપભોગ સત્ય અને વાસ્તવિક દેખાય છે. સ્વપ્ન જોતી વખતે કોઇને પણ સ્વપ્ન જૂઠું કયારે જણાય છે!

અમારૂં સ્વર્ગ સાચું અને તમારી બહિશ્ત જૂઠી, એવી વાતો માટે

ધર્મોને પરસ્પર લડાઇ ટંટા કરવાની કંઇજ આવશ્યકતા નથી. જેવી રીતે એકજ કોટડીમાં સૂતેલા દશ માણુસો માટે જૂદી જૂદી દશ સૃષ્ટિઓ હોય છે, અને જે એક બીજાની સૃષ્ટિ સાથે કદી મેળ નથી ખાતી, અને જેમ પરસ્પર બાધક પણુ નથી હોતી, તેવીજ રીતે ખ્રિસ્તીઓને માટે તેમને કૉલ આપેલી જન્નત, મુસલમાનો માટે તેમની અભિલાષા પ્રમાણેની બહિશ્ત અને રિઝવાન, સાચા પ્રેમી અને વિશ્વાસુ ભકતોને ગોલોક અને વૈકુંઠનો આનંદ, અને "હું પાપી, ગુનેહગાર, અપરાધી"ના વિચારમાં તલ્લીન મહાશયોમાટે દોઝખ વા નરક જરા પણુ સંકોચ કે રોકાણુ વગર પ્રાપ્ત થશે. જ્યારે તેઓ પોતપોતાનાં સ્વર્ગ કે નરકને ભોગવી રહેશે ત્યારે પાછું તેમનું પુનરુત્થાન થશે—પુનઃ જાગવું પડશે. પોતપોતાનાં કર્માનુસાર તેમનો સ્થૂળ જગતમાં પાછો નવો જન્મ થશે; પણુ જો સાચું પૂછો તો નરક અને સ્વર્ગ પણુ તમારીજ લીલા છે. અને આ સ્થૂળ જગત્ પણુ તમારૂંજ એક નાચ નખરૂં છે. અદ્વૈતનો પ્યાલો પીનારા મસ્ત શરાબીઓ તો સ્વર્ગની વાટિકાનો, નરકની જ્વાળાઓનો અને ફરતી ધરતીનો પણુ કોળિયો કરી જઇ એકલા પોતેજ રહી જાય છે.

દોઝખ બદરા બહિશ્ત મર નેકાં રા, જાનાં મારા, વ જાને મા જાનાં રા.

અર્થાત્ નરક પાપીને માટે છે અને સ્વર્ગ સાધુને માટે છે. અમારે માટે તો તે પ્રાણુપ્રિય છે અને અમે તે પ્રાણુપ્રિયને માટે છીએ.

ન હર્ફે શિકવા મી ખાનમ, ન વસ્લ અઝ હિજ્ર મીદાનમ,
દિલે બે આરઝુ અફસાનઓ અફસૂં ચે મીદાનદ ? ૧
ઝુબાને બુલ્બુલાં આનાં કે મીદાનન્દ, મીદાનન્દ
કે ઝાગે શૂમે દુશ્મન નાલએ મૌઝું ચે મીદાનદ. ૨
તપીદનહા ચે મીદાનદ દિલે અફસુર્દએ ઝાહિદ ?
અદાયે કાવિશે નશ્તર રગે બે ખૂં ચે મીદાનદ ? ૩
ફલાતું ઇલ્લિતે બેતાબિયે મજ્નું ચે મીદાનદ ?
તુંઈ હિકમત ઝ લયલા પુર્સ, અફલાતું ચે મીદાનદ ? ૪
તગાફિલ હાયે મુસુફ્ખા ઝુલેખા દીદમો ગુફ્તમ,
કે તિફ્લે નાઝ પરવર લઝ્ઝતે શબખૂં ચે મીદાનદ ? ૫
ગિરામી ખુમ-નશીનીં દીગરસ્તો ખુમ-કશી દીગર,

તુ અસરારે ખુમ અઝ મન પુર્સ અફ્લાતુ ચે મીદાનદ? ૬

ભાવાર્થ:-"ફરિયાદનો ન તો એક શબ્દ ઉચ્ચારૂં છું, ન સંયોગ ને વિયોગ વચ્ચેના ભેદને જાણું છું; અભિલાષા વિનાનું હૃદય ચાપલુસી અને ખુશામદ શું જાણે?"

"જે લોકો બુલબુલોની બોલી જાણે છે તેઓજ તે સમજી શકે છે; અભાગીઓ કાગડો તેના સુમધુર સંગીતને શું સમજે?"

"કર્મકાંડી સાધુડાનું સૂકાઇ મુર્ઝાઇ ગયેલું હૃદય તડપવાનો આનંદ શું જાણે? રક્ત વિનાની સ્નાયુ નશ્તરના કાપની મઝા શું જાણે?" ૩

"મજનૂંની વિહ્વળતાનું કારણ અફલાતૂન (પ્લેટો) શું જાણે? એની ચિકિત્સા તો લયલાને પૂછવી જોઇએ; અફલાતૂન બિચારો શું જાણે?"

"ઝુલેખાની સાથેની યુસુફની બેપરવાહીઓ જોઇ મેં કહ્યું, કે લાડમાં ઉછરેલું બાળક રાત્રિમાં છાપા મારવાની મઝા શું જાણે?" ૫

"ઓ વેચનાર! શરાબના મટકા પાસે બેસવું જૂદી વાત છે અને સુરાપાન કરવું એ જૂદી વાત છે. (અર્થાત્ પુસ્તકો ભણીને ઉપદેશ કરવો એ જૂદી વાત છે અને તે ઉપદેશને પી જવો-પોતાના આચરણમા ઉતરવો એ જૂદી વાત છે) તું *મટકાના ભેદો મને પૂછ, અફલાતૂન શું જાણે?" ૬

આવાગમન:—લાહોરનો એક માણસ સ્વપ્ન જુએ છે કે "હું ગંગા કિનારે ઉદ્યાનમાં સૂતેલો છું સુગંધિત વાયુની લહરેથી મસ્તિષ્ક આમોદિત થઇ રહ્યું છે વસંતના સમીરના મદ મદ સ્પર્શથી હૃદયકલિકા ખીલી રહી છે. સિતાર અને તંબુરા સાથે ગાનારાઓ જ્ઞાન અને ભક્તિના ભજન લલકારે છે. ગંગાધ્વનિ સાથે એક સૂર થયેલા તેમના શબ્દો અત્યંત આલ્હાદજનક અસર કરી રહ્યા છે. કોઈ અવર્ણનીય આનંદ અનુભવાય છે. આ આનંદમાં તેની આખ મળવા-મીચાવા માડી. ગુલાબી નિદ્રામાં અર્ધ ઉઘાડી આખે તેને રામના દર્શન થઈ રહ્યા છે ત્યો, હવે મીઠી નિદ્રા આવી ગઇ- તદ્દન ઉધી ગયો. આ સ્વપ્નમા સ્વપ્ન છે વળી જાગી ઉઠ્યો. સામે તેજ રામ છે, તેજ ઉદ્યાન, તેજ ગગા અને તેજ રાગરંગ. એટલામા કોઇએ આવી ખભો હલાવ્યો જાગીને જુએ છે તો લાહોરમા

*પ્રિયા અથવા પ્રિયતમરૂપ પ્રભુના નેત્રનું મટકુ(નેત્રબાણ) એનાથી ઘાયલ થયેલા ભક્ત કિંવા જીજ્ઞાસુજ એ બાણની પીડા સમજી શકે છે પડિતો નાહ.

પોતાના મકાનના એક ઓરડામાં બિછાનામાં સૂતો પડેલો છે!

સ્વપ્નમાં સ્વપ્ન વખતે તેના વિચારનું સમષ્ટિ સ્વરૂપ જે ગંગા, ઉદ્યાન, રાગરંગ અને રામરૂપે જણાતું હતું તે કાયમજ રહ્યું, પરંતુ તેના વિચારનું વ્યષ્ટિ સ્વરૂપ જેને લીધે તે એક વ્યક્તિ બનેલો હતો તે લીન-લુપ્ત થઇ ગયું. સ્વપ્નમાંની નિદ્રામાંથી જાગતાં આ વ્યષ્ટિ સ્વરૂપ ફરી પ્રકટ થયું એટલે સમષ્ટિ સ્વરૂપ (અર્થાત્ ગંગા, રામ, ઉદ્યાન ઇત્યાદિ) જેમને તેમ જણાયું, અને જ્યારે સ્ત્રીએ આવી ખભો હલાવ્યો ત્યારે સમષ્ટિ સ્વરૂપ અને તેમાંનું વ્યષ્ટિ સ્વરૂપ બન્ને સ્વપ્ન અને ભ્રમવત્ બની ગયાં.

તેવીજ રીતે જાગ્રત અવસ્થામાં આ પર્વત, તારા, સરિતા ઇત્યાદિ તમારા વિચારનું સમષ્ટિ સ્વરૂપ છે; અને "હું એક મનુષ્ય છું" એ તમારા વિચારનું વ્યષ્ટિ સ્વરૂપ છે. જ્યારે અજ્ઞાની પુરુષ મરણ પામે છે ત્યારે ત્યારે તેના વિચારનું સમષ્ટિ સ્વરૂપ કાયમ રહે છે; પરંતુ વ્યષ્ટિ સ્વરૂપ લીન થઈ જાય છે, અને તેથી જેવો તે જન્મ ધારણ કરે છે તેવોજ એજ પૃથ્વી, એજ આકાશ અને તેજ પંચભૂતને તે વિદ્યમાન જુએ છે- આવાગમનના ચક્રમાં ફસાયલો રહે છે; પરંતુ જ્ઞાની તેજ છે કે જેને શ્રુતિ ભગવતીએ एतद्वैतत् एतद्वैतत् "આજ તે છે, આજ તે છે" કહેતાં કહેતાં ખભો ધૂણાવી જાગૃત કર્યો છે, તેને તો વ્યષ્ટિ સ્વરૂપ અને સમષ્ટિ સ્વરૂપ બન્ને સ્વપ્ન અને ભ્રમવત્ બની ગયાં છે. આ "મારૂં શરીર ભિન્ન છે અને આ જગત્ ભિન્ન છે" એ બન્ને વિચારો રેલગાડીની પેઠે ઉડી ગયા; ના ના શશકશૃંગ બની ગયાં. આવો મહાત્મા મુક્ત છે.

જેની અંદર પ્રકાશ સ્વરૂપ अहं ब्रह्मास्मि "હું બ્રહ્મ છું" નો અગ્નિ સદૈવ પ્રજ્વલિત રહે છે, તે આ અગ્નિ ઉપર સિદ્ધાસન વાળી અચળ વિરાજમાન રહે છે. અંતરમાંથી જો કોઇ પણ દ્વૈતનો સંકલ્પ સ્ફુરે છે તો તેની તરત આ અગ્નિમાં આહુતિ આપે છે. બહારથી મનરૂપી અશ્વને તેણે ચોતરફ છૂટો છોડી મૂકયો. એ અશ્વની પાછળ પોતાના સેનાપતિ વિવેકને પણ મોકલ્યો છે કે જેથી જ્યાં જ્યાંથી ઘોડો પસાર થાય તે દેશ જીતાતો જાય. જો કોઇ આ ઘોડાને બાંધી રાખશે (અર્થાત્ કોઈ વસ્તુમાં મન આસક્ત થઇ જશે) તો તેનો तत्त्वमसि "તે તું છે" નાં તીરોથી પરાજય કરવામાં આવશે. જ્યાં જ્યાં મનરૂપી અશ્વ ફર્યો, ત્યાં-

ત્યાં પોતાનુંજ સ્વરૂપ જોયું. રાજા હો કે સંન્યાસી હો, પુરુષ હો કે સ્ત્રી હો, પ્રત્યેકનો આત્મા, પ્રત્યેકનો પ્રિયતમ પોતાનુંજ સ્વરૂપ બની ગયા, ક્રમે ક્રમે સમસ્ત જગતને જીતી લીધું. કોઈ વસ્તુ ભિન્ન ન રહી ગઈ; બધું પોતાનુંજ થઇ ગયું. "સર્વ મારાં અને હું સર્વનો" એવી દશા થઈ ગઇ; મારાથી કંઇજ ભિન્ન ન રહ્યું; ઇચ્છાઓ આપોઆપ સઘળીજ નષ્ટ થઈ ગઇ.

यत्र यत्र मनो याति तत्र तत्र समाधय:॥

અર્થાત્ મન જ્યાં જ્યાં જાય છે ત્યા ત્યાં સમાધિ થાય છે.

અ ફર્શ તા બફ્લક હર કુજા કે મી નિગરમ,
કરિશ્મા દામને દિલ મી કશદ કે જા ઈજાસ્ત.

અર્થાત્ ધરતીથી માંડી આકાશ સુધી જ્યાં જોઉં છું ત્યાં નવનવીન લીલા હૃદયનો પાલવ ખેંચીને કહે છે કે (તે પ્રિયતમનું) સ્થાન તો આજ છે.

આ પ્રમાણે દિગ્વિજય કરતાં કરતાં જ્યારે સેનાપતિ (વિવેક) અને અશ્વ (મન) થાકીને ઘેર પાછા ફરે છે ત્યારે अहं ब्रह्मास्मि ના ચક્રિથી જગયે ચલાયમાન ન થનાર પુરુષે પોતાના આ અદ્વિતીય-અશ્વને અત્યંત આનંદથી બલિદાનરૂપે અર્પણ કરવામાટે કાપવાનો આરંભ કર્યો, અને મનરૂપ અશ્વનું એકે એક અંગ તે જ્ઞાનરૂપી અગ્નિમા સ્વાહા થવા માંડયું. આવો યજ્ઞ કરવાથી જગતના રાજાઓ તો શું પણ બધા દેવ દેવતા, ઈંદ્ર, બ્રહ્માદિ પણ વશ થઇ ગયા. કેવો આશ્ચર્યજનક અશ્વમેધ યજ્ઞ હતો!

सर्वं भूतेषु चात्मानं सर्व भूतानि चात्मनि।
समं पश्यन्नात्मयाजी स्वराजमधिगच्छति॥ (મનુસ્મૃતિ)

અર્થઃ-સર્વ ભૂતોમાં પોતાનેજ જોનારો, અને સર્વ ભૂતોને પોતામાં જોનારો એવો આત્મયજ્ઞમાં જોડાયલો તત્ત્વદર્શી આત્મા સ્વરાજ્યને પ્રાપ્ત કરે છે.

કિતે બેસર ચુડા પાઇ દા, કિતે જોડા શાન કુડાઈ દા,
કિતે માથે તિલક લગાઇ દા, કિતે સાનું ભી ભુલ જાઈ દા.
કયા, વાહવા રંગ બટાઇ દા, પર કિસ થી આપ છુપાઈ દા?
વૃંદાવનમેં ગૌ ચરાવેં, લંકા ચઢ કે નાદ બજાવેં.
મક્કે દા બન હાજી આવેં, આપે ઢૌ ઢૌ ઢોલ બજાવેં;

કયા, વાહવા! રંગ બટાઇ દા, પર કિસ થીં આપ છુપાઇ દા?
મંસૂર તુસાં વલ આયા હય, તુસાં સૂલી પકડ ચઢાયા હય,
મેરા બીર ન બાબલ જાયા હય? તુંસી ખુન દિયે મેરે ભાઇ દા;
હુન કિસ થીં આપ છુપાઇ દા? કિસ ગલ્લોં રંગ બટાઇ દા?
બુલ્હા શોહ હુન સહી સંઝાતે હો, હર સૂરત નાલ પિછાતે હો,
કિતે આતે હો, કિતે જાતે હો, હુન મૈથોં ભુલ ન જાઇ દા,
હુન કિસ થીં આપ છુપાઇ દા?

જગત્‌ને સત્ય દેખનારા વહાલાઓ! જે કાંટા (બુદ્ધિ અને ઇંદ્રિયો) વડે તમે જગતની વસ્તુઓને તોળો છો, તે કાંટાથી પરમાત્મા નથી તોળી શકવાના, એ ભારે વસ્તુને તોળવા જતાં તો એ કાંટાજ ત્રુટી જાય છે. જ્ઞાનીના શબ્દોમા મનસા વાચા વિશ્વાસ રાખો, સંપૂર્ણ શ્રદ્ધા રાખો. ખગોળશાસ્ત્રીએ શાસ્ત્રચક્ષુથી જ્યારે એમ કહ્યું કે પૃથ્વી ફરે છે, ત્યારે બાળકોએ, તેમને પૃથ્વી ફરતી નથી દેખાતી તોપણ, એ પ્રમાણેજ ભણવું જોઇએ. તેમને એમજ ભણાવવા જોઇએ કે "પૃથ્વી ફરે છે." જ્યારે તેઓ વધુ કેળવણી પ્રાપ્ત કરશે ત્યારે આપોઆપ તેના સંપૂર્ણ પુરાવાઓ સમજવા માંડશે. ભૂલનો પ્રચાર કરવો કોઇ પણ પ્રકારે યોગ્ય નથી.

આક્ષેપક:—હે રામ! આ શું ગજબ કરો છો? તદ્દન પ્રત્યક્ષ દેખાતા સંસારને માટે કહો છો કે તે મિથ્યા છે. જગતના વિવાહ, લગ્ન, કામકાજ, યુવાવસ્થા, રંગઢંગ ઇત્યાદિના શિર ઉપર સવાર થઇ "રામ રામ સત્ય છે, હરનું નામ સત્ય છે." નો શંખ વગાડો છો. જો જગત્ નથી તો આંખ આગળ તે દેખાય છેજ કેમ?

ઉત્તર:-મૃગજળને જોઇ અજ્ઞાની માણસો કહે છે કે જો આ પાણી નથી તો દેખાય છેજ કેમ? એક ઠેકાણે દોરડું પડેલું હતું. એક જણને અંધારામાં તે સર્પ હોય એમ જણાયું. તે કહે છે કે જો સાપ નથી તો સામે દેખાય છેજ કેમ? જ્ઞાની જવાબ આપે છે કે વહાલા! તને સર્પ એટલા માટે દેખાય છે કે તું દોરડાને નથી જોઇ શકતો તેજ પ્રમાણે "જગત્ નથી તો સામે દેખાય છેજ કેમ?" ઉત્તર એ છે "એ બધાનું કારણ તો પરમાત્મા છે પરંતુ તમને તે દેખાતો નથી." જ્યારે પરમાત્મા દેખાશે ત્યારે જગત્ પોતેજ નહિ રહે. જો કે ભ્રમમાં પડેલાને તો સર્પજ દેખાય

અને દોરડું જણાયજ નહિ; તોપણ વાસ્તવમાં તો ત્યાં આગળ સર્પ કદાપિ હતોજ નહિ. તેજ પ્રમાણે, વહાલા ! જો કે આ વખતે તને જગત્ જણાય છે, તોપણ વાસ્તવમાં તો માત્ર એક બ્રહ્મજ બ્રહ્મ, જેમનું તેમ છે; પોતાના સ્વરૂપમાં જરાએ ફેરફાર કર્યા વગરનું નિજ પ્રકાશમાં પ્રકાશી રહ્યું છે.

હિંદુઓના જેટલા સંપ્રદાય જગતને સત્ય માને છે તેમને પ્રથમ તો એ પ્રશ્ન પૂછું છું કે "કહો, કોઈ પણ કામમાં આંધળાની સાક્ષી વધારે ભરોંસાપાત્ર હોય છે કે દેખતાની ?"

બીજો પ્રશ્ન એ કે "આનંદ સ્વરૂપ મુક્ત પુરુષ આંધળા જેવો હોય છે કે વાસ્તવમાં નેત્રવાળો હોય છે ? પછી એ પૂછવાનું છે કે "જો મુક્ત પુરુષ વાસ્તવમાં નેત્રવાળો હોય છે તો તેની સાક્ષી નિઃશંક ભરોંસાપાત્ર મનાશે કે નહિ ?"

હવે જુઓ, સાંખ્યશાસ્ત્રાનુસાર મુક્ત પુરુષને કૈવલ્ય અવસ્થામાં જગત્ ક્યાં હોય છે ?

યોગશાસ્ત્ર અનુસાર મુક્ત પુરુષને માટે અસંપ્રજ્ઞાત સમાધિમા જગત્ ક્યાં હોય છે ?

ન્યાયશાસ્ત્રાનુસાર મુક્ત પુરુષ માટે અપવર્ગમા જગત ક્યા હોય છે ?

વૈશેષિકશાસ્ત્રાનુસાર મુક્ત પુરુષને માટે નિઃશ્રેયસમાં જગત્ ક્યાં હોય છે ?

તેથી જ્યારે ચક્ષુઓ પ્રાપ્ત થતા અર્થાત્ મુક્ત અવસ્થામા જગત્ નથી રહેતું તો તે મિથ્યા માત્ર છે.

એક બાળકને કોઈએ અરિસો દેખાડી કહ્યું કે એમા "કીકો" રહે છે. જ્યારે બાળકે અરિસામા જોયું તો તરત બીજો બાળક નજરે પડયો. જ્યાં અરિસો હાથમાથી મૂકી દીધો તો કીકો બીકો કાંઈ ન જણાયું. મનમાં સંદેહ ઉત્પન્ન થયો કે આ નાનકડા અરિસામાં બાળક કેવી રીતે આવે છે ? કદાચ ભ્રમ થયો હશે. ફરી જોયું તો અરિસામા એ દેખાયું. એટલે તો સંપૂર્ણ ખાત્રી થઈ ગઈ કે એમા બાળક અવશ્ય રહે છેજ !!

કોઈ ભણેલા ગણેલા સગાવહાલાએ આવી જણાવ્યું કે અરિસામાં વાસ્તવિક રીતે તો કોઈ બાળક નથી રહેતું, એ તો માત્ર તમારો ભ્રમ છે. ત્યારે તો તે બાળક અત્યંત ગર્વ અને અભિમાનથી (અરિસામા ડોકિયું કરીને) કહેવા લાગ્યો "આ જુઓ. સામેજ દેખાય છે. છે કે

નહિ ?-પ્રત્યક્ષ ! તમે કેવી રીતે કહો છો કે નથી !" "હાથમાંના કંકણુને જોવામાં આરસીની શી જરૂર ?" ભણેલા સગાએ બાળકને નીચે પ્રમાણે સમજાવ્યો:—

વહાલા ! જ્યારે તમે જુઓ છો ત્યારેજ અરિસામાં બાળક જણાય છે. જ્યાં તમે કહો છો કે "આ જુઓ, અરિસામાં રહેલો બાળક" કે તરતજ ત્યાં બાળક દેખાવા લાગે છે. અરિસામાં બાળક દેખાડવો તેજ તેમા બાળક બેસાડવું છે. તમે અરિસામાં જોયા વગર બાળક દેખાડો ત્યારે ખરા.

તેજ પ્રમાણે જે લોકો, સદૈવ મન અને વાણીવડે બોલ્યા કરે છે કે "જગત્, જગત્, જગત્, તદ્દન સત્ય છે. પ્રત્યક્ષ !" તેમને રામ અતિ પ્રેમપૂર્વક પૂછે છે કે "વહાલાઓ ! તમે તમારા વિચારને તે તરફ વાળ્યાં વગર જગતનો એક કણ પણ કોઈ જગ્યાએ દેખાડો તો ખરા."

તમે આજે આંગળીવડે બતાવીને ગર્વથી કહો છો કે "આ જુઓ, સામેજ દેખાય છે" તે (કાર્ય) જ જગતને પ્રત્યક્ષ બનાવે છે. તમારૂં જોવું અને બતાવવું એજ જગતને ઉત્પન્ન કરવું છે. તમારા "અસ્તુ" (ઉત્પાદક શબ્દ) થીજ સર્વ કંઇ પ્રકટ થાય છે.

જ્યારે તમે કોઇ ગહન વિષયની સમાલોચનામાં તલ્લીન થઈ રહો છો, ત્યારે આંખો ઉઘાડી હોવા છતાંયે આગળથી ગમે તે પસાર થઈ જાય તોયે તમને કોઇ દેખાતું નથી. કાન બંધ નથી હોતા તોપણ ઘોંઘાટ અને ગરબડ નથી સંભળાતા. કારણ એટલુંજ કે તમે તે તરફ લક્ષ નથી આપ્યું, તમે "અસ્તુ" નથી કહ્યું. જો આકાર અને સ્વરૂપ કોઇ પણ પ્રકારનું તમારાથી ભિન્ન અસ્તિત્વ ધરાવતા હોય તો આંખો અને કાન ઉઘાડાં હતા તોયે કેમ દેખાયા કે સંભળાયા નહિ ?

કેટલાક આક્ષેપક મહાશયો જ્યારે સૂએ છે ત્યારે તેમની આંખો ઉઘાડી રહે છે. કાન તો બધાનાજ ઉઘાડા રહે છે; પરંતુ સામેની ભીંત, છત, વૃક્ષ ઇત્યાદિ ઉઘાડી આંખે નથી દેખાતાં. સાથે સર્પ સૂઈ જાય તોયે ખબર નથી પડતી. નગારાં વાગતાં હોય તોયે સંભળાતાં નથી. કારણ એટલુંજ કે ઓ આક્ષેપક ! સર્વનું અસ્તિત્વ તારા અસ્તિત્વ ઉપર અવલંબી રહેલું છે, સર્વ તારા "અસ્તુ" નાં યાચક છે.

બાલ્યાવસ્થામા આંખો, કાન, અને સઘળી ઇંદ્રિયો ઉઘાડી હોય છે પરંતુ છત, ભીંત, ઘર, ઉદ્યાન, પુરુષ, સ્ત્રી, પશુ, પક્ષી ઇત્યાદિ નામરૂપ કંઇજ નથી હોતા. સુગંધ કે દુર્ગંધ કઇજ નહિ. જો આ વસ્તુઓ સાક્ષીથી જૂદું અસ્તિત્વ ધરાવતી હોય, તો બાળકને પણ પોતાનું અસ્તિત્વ બતાવી શકત. પણ ના આપણું સાક્ષી બનવું અને તેમનું અસ્તિત્વમા આવવું બન્ને સાપેક્ષક છે. તમારૂં જોવુંજ દેખાવું છે, દષ્ટિમાંજ સૃષ્ટિ છે. જ્ઞાતા અને જ્ઞેય કદાપિ ભિન્ન નથી.

આક્ષેપકઃ-(શિલાને અંગુઠાવતી દબાવી) આ જુઓ, શિલા કેવી કઠણ છે. શું મેં એને કઠણ બનાવી છે?

ઉત્તરઃ-હા! તમે પોતેજ એને અંગુઠાવતી જોરથી દાબવામા તમારા ધ્યાનનું બળ અજમાવો છો અને કહો છો કે "કઠિનતા મારી બહાર છે, મારાથી ભિન્ન છે."

પ્રશ્નઃ-અમે વૈદક શાળામા શારીરિક શાસ્ત્ર ભણીએ છીએ, ત્યા શું મનુષ્યના શરીરમાં હાડકાં, માસ ઇત્યાદિની રચના અમે રચીએ છીએ? તે તો પહેલાથીજ મોજૂદ હોય છે.

ઉત્તરઃ-(૧) માનવ શરીર તમારૂં છે, કોઈ બીજાનું તો નથી. આ શરીરમા હાડકા, માસ, રગો, નસો, અને મસ્તિષ્કની રચના તમારે હાથેજ બનેલી છે, અન્ય કોઈ દાખલ કરનારો હતો કે? પ્રત્યેક શરીરમા તેના હાડકા, માસના લોચા, રગો, નસો, અને મસ્તિષ્કની રચના અનુસાર તમે પોતેજ વિરાજમાન છો જ્યારે શબને ચીરીને શાળામા જુઓ અને અનુભવ કરો છો ત્યારે તમે પોતેજ ઉગાડેલા બગીચાને તમે પોતેજ જુઓ છો, તમારાજ ઘરની તમે જાતે પરીક્ષા કરો છો

(૨) વારૂ, એ વાતને જવા દો. વિચાર કરીને કહો કે લોહીનુ એકે એક ટીપુ અને શરીરના માસનો પ્રત્યેક લોચો હાડકાનો એકે એક કકડો ચામડાનો એકે એક ટુકડો, તમારાજ વિચાર અને ધ્યાનમાથી નીકળે છે કે મરેલા શબમાથી?

એક માણસના હાથમા ફાનસ હતું. તે જ્યા જતો ત્યા બધે પ્રકાશજ પ્રકાશ થઈ જતો. એક દહાડો તે આવીને કહેવા લાગ્યો કે સડક ઉપર તો ચિત્રવિચિત્ર શોભા ખીલી રહી છે. તેજ પ્રમાણે વહાલા!

જ્યારે તમે વનસ્પતિશાસ્ત્ર શીખો છો ત્યારે બધા છોડવા અને પુષ્પોમાં શોભા તમારા ફાનસમાંથીજ આવી જાય છે. તમારોજ પ્રકાશ રંગ, રૂપ, ચતુષ્કોણ, વર્તુળ વગેરે બનીને દેખા દે છે. પુષ્પકોષ જણાયું ? તે તમારીજ કલ્પના હતી. ફુલમણિ દેખાઈ તો તમારાજ ફાનસવડે. પુંકેસર નજરે પડ્યું તો તે તમારોજ પ્રકાશ હતો. સ્ત્રીકેસર અને પરાગને જોતી વખતે તમે તમારીજ જ્યોતિને જરા આગળ ધપાવી. આખું પુષ્પ તમારીજ ધારણા હતું. અંશ પણ તમેજ હતા અને પૂર્ણ પણ તમેજ છો.

ચમન મેં સરવ કહતે હંય તુમ્હારે સાયસે કદ કો,
ફલક પર ચાદ રખ્ખા નામ અકસે રૂયે જાનાં કા.

અર્થાત્ હે ચંદ્ર ! બગીચામાં તારી છાયા (પ્રતિબિંબ) ઝીલે છે, સરોવર, અને જગતમાં ઉપમા અપાય છે તેની પ્રિયાના મુખને ! આમ સત્ય બીનાને ભૂલી જઈ, પોતાના નિજ સ્વરૂપથી અજ્ઞાત રહી, બાહ્ય વસ્તુઓના આશ્રિત થઇને શામાટે પડી રહેવું ?

પ્રશ્નઃ--ત્યારે શું આદિ, અંત, મહાપ્રલય પણ મેંજ ઘડી લીધેલાં છે? હું પરિમિત જીવ શું એ બધું કરી શકું ? કંઇ સમજાતું નથી.

ઉત્તરઃ--સ્વપ્નાવસ્થામાંનો ભૂતકાળ અને ભવિષ્યકાળ તમારાજ મસ્તિષ્કમાં હોય છે, કે બહારની કોઇ અન્ય શક્તિના હાથમાં હોય છે ? સ્વપ્નમાં તમે એક જણને મળ્યા. તેના સિત્તેર પેઢી સુધીના બાપદાદાને તમે બનાવી લેતા જશો, પરંતુ તે બધા તમારા વિચાર-કલ્પનામાંજ અસ્તિત્વ ધરાવે છે. તેજ પ્રમાણે જે કંઈ દેખાય છે તે તમારીજ કલ્પના છે, તેનું ભૂત અને ભવિષ્ય પણ તમારોજ ભ્રમ છે.

સ્વપ્નાવસ્થાની વસ્તુઓ તે વખતેજ ઉત્પન્ન થઇ દેખાવા માંડે છે. પરંતુ સ્વપ્ન જોનારને એમ જણાય છે કે તે મારી ઉત્પત્તિની પહેલાંની છે. વાસ્તવિક રીતે તો તે તેજ સમયે ઉત્પન્ન થયેલી હોય છે, તોપણ ભ્રમથી એમ જણાય છે કે પહેલાં ઉત્પન્ન થઈ હતી. લગભગ તેવીજ રીતે જાગ્રદવસ્થાની વસ્તુઓ અને તેમનું જ્ઞાન પણ બન્ને એકી વખતેજ ઉત્પન્ન થાય છે; પરંતુ અવિદ્યાના બળે એ વસ્તુઓ વિષે એવી ધારણા પણ સાથેજ બંધાઈ જાય છે કે આ વસ્તુઓ સ્થાયી છે. હિંદુસ્તાનનો નકશો વિદ્યાર્થીઓ નિશાળમાં ટાંગીને જોઇ રહ્યા છે. બદરિકાશ્રમ ઉત્ત-

રમાં છે. શ્રૃંગેરી દક્ષિણમાં છે. જગન્નાથ પૂર્વમાં છે, દ્વારકા પશ્ચિમમાં. ગંગા બંગાળાના અખાતમાં વહે છે; સિંધુ અરબી સમુદ્રમાં; ઇત્યાદિ. વહાલા વિદ્યાર્થીઓ ! કંઈ પરીક્ષક સાહેબના ભયથી ડરી જઇ આ વાતને ન ભૂલી જતા કે નકશામાંનાં કાશી, હરદ્વાર, રામેશ્વર ઇત્યાદિ માત્ર તમારા મસ્તિષ્કમાં કલ્પેલા છે; અને આ જગ્યાઓ કાગળની સપાટી ઉપર કલ્પેલી છે, એટલુંજ નહિ પરંતુ તેમના સંબંધ, અંતર, ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, દેશની લંબાઇ, પહોળાઈ, સ્થળ, જળ, ઈત્યાદિ પણ નકશામાં તો કલ્પિતજ છે. વાચક ગણ ! બરાબર આજ પ્રમાણે જાગ્રદવસ્થાનો નકશો ઉઘાડતાંજ તમારી માયાને લીધે એકલી ભાત-ભાતની વસ્તુઓજ નથી દેખાતી; પરંતુ તેમનો સંબંધ જેમકે " પ્રથમ કે પાછળ હોવું " " કાર્ય અને કારણ હોવું " " નવું કે જૂનું હોવું " " નિકટ કે દૂર હોવું " એ પણ સાથે સાથેજ પ્રકટ થાય છે. " આ પાંચસો વર્ષનું વટવૃક્ષ છે. " આમાં માત્ર વટજ તમારી દૃષ્ટિથી ઉત્પન્ન થાય છે એટલુંજ નહિ પણ તેનાં પાચસો કે સાતસો વર્ષ પણ કલ્પના માંથીજ ખરી પડે છે. એજ પ્રમાણે જગત્ કેવળ તમારી કલ્પના છે એટલુંજ નહિ પરંતુ જગતનું આદિ કારણ પણ તમારીજ કલ્પના છે. 'નહિ ! નહિ ! જગત્ તો અનાદિ ( આદિરહિત ) છે. તેનો આરંભ તો કદી થયોજ નથી. નિઃસંદેહ જગત્ અનાદિ છે. વહાલા ! સ્વપ્નની દૃષ્ટિને સ્વપ્ન કદિ આદિ જણાય છે ? સ્વપ્ન જોતી વખતે સ્વપ્નસૃષ્ટિ સદૈવ અનાદિ હોય છે. જ્ઞાનની વાસ્તવિક જાગૃતિ આવે ત્યાંસુધી જગત્ બરાબર સ્વપ્નની પેઠેજ અનાદિ જણાય છે; અને કેમ ન જણાય ? જગત્ સ્વપ્ન માત્ર તો છેજ.

ઈશ્ક ચું સાયબાં બ સેહરા ઝદ, અઝ અઝલતા અબદ કશીદ તુનાબ.

અર્થાત્ જ્યારે પ્રેમે અરણ્યમાં પોતાનો તંબુ તાણ્યો ત્યારે તેની રસ્સી આદિથી માંડીને અંતસુધી પહોચી ગઈ.

એક કાગળ ઉપર સરિતાનું ચિત્ર છે. આસપાસ અત્યંત સુંદર લીલા છમ કિનારા છે. વચમાં નૌકા તરી રહી છે. નૌકામાં રાજા સાહેબ બેઠેલા છે. ગાયન સાંભળી રહ્યા છે. નાનો કુંવર રાજા સાહેબની પડખેજ રમે છે. હવે જુઓ. કુંવર સાહેબના પિતાશ્રી તો મહારાજ છે, પરંતુ શું કુંવર

અને શું મહારાજ, શું નૌકા અને શું સરિતા, સૌનો પિતા (ઉત્પાદક) તો ચિત્રકારનું મસ્તિષ્કજ છે ને! એવીજ રીતે જગતના બાવા તો ભલે આદિ મનુ કે આદમજ હોય; પરંતુ વહાલા! સૃષ્ટિ અને તેના બાવા આદમનો આ આખા ચિત્રનો પિતા તો તુંજ છે. જગતરૂપી નૌકા તારા મસ્તિષ્કમાંજ છે; અને એ નૌકાનો ટંડેલ અર્થાત્ ઈશ્વર તારા "થા" કહેવાથીજ પ્રકટ થાય છે.

મયને માના દેહુ કો હકને કિયા પયદા વલે,
મંય વો ખાલિક હું મેરે "કુન" સે ખુદા પયદા હુવા.

અર્થાત્ સ્વીકાર્યું કે જગતને ઈશ્વરે પેદા કર્યું, છતાં હું તેજ સૃષ્ટા છું કે જેના "થા" થી ઈશ પેદા થયો.

पिताहमस्य जगतो माता धाता पितामहः।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ ગીતા. ૯-૧૭

આ જગતનો હું પિતા છું. માતા, ધાતા (આધાર) પિતામહ (દાદો) છું. વળી પવિત્ર અને જાણવાલાયક ૐકાર ઋક્ સામ અને યજુર્વેદ તે પણ હું છું

मनोदृश्यमिदं द्वैतं यत्किञ्चित् सचराचरम्।
मनसो ह्यमनीभावे द्वैतं नैवोपलभ्यते ॥

અર્થ:-આ સર્વ સ્થિર અને ગતિમાન દ્વૈત ત્યાં સુધીજ છે જ્યાં સુધી મન દૃષ્ટા બનેલું છે. મન શાંત થતાં દ્વૈત ગંધનો-અવશેષ પણ નથી રહેતો.

अनेन जीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणीति।
(સામવેદ છાંદોગ્ય ઉપનિષદ્)

અર્થ:-આ શરીરોમાં પ્રવિષ્ટ થઈને જીવાત્મારૂપે ભિન્ન ભિન્ન નામ રૂપોને પ્રકટ કરૂં.

બહુ ભારે આક્ષેપ:—(આંગ્લ કવિ) ટેનિસને એક ઠેકાણે લખ્યું છે કે "જે કાંઇ મેં જોયું કે સાંભળ્યું તેનો હું પોતે એક ઉત્તમાંગ હતો." નિઃસંદેહ આ કથન તો સ્વીકારવા યોગ્ય છે; કેમકે જ્યાંસુધી એક વસ્તુના અસ્તિત્વના આપણે બૃહત્-અંશ (અર્થાત્ જ્ઞાતા) ન બનીએ ત્યાંસુધી કોઈ પણ વસ્તુનો આપણને અનુભવ થઇ શકતો નથી; પરંતુ

તમે એમ કહો કે "જે કંઇ દેખાય છે તે સર્વ હુંજ છું" એ વાતની ખાત્રી થતી નથી. જુઓ, વસ્તુઓની પ્રતીતિ થવામાં તમારૂં જોવું આવશ્યક છે એટલુંજ નહિ પરંતુ તમારા શરીર બહારની કોઇ અન્ય વસ્તુનું અસ્તિત્વ પણ અત્યંત આવશ્યક છે. જો સામે કંઇજ નહિ હોય તો તમને પત્થર, નદી, ઘર, ઇત્યાદિ વસ્તુઓ કદાપિ નહિ દેખાય. જો તમારી શ્રવણશક્તિ ઉપર બહારથી અસર કરનાર કોઇ શક્તિ અસ્તિત્વ નહિ ધરાવતી હોય, તો તો કાન ગમે તેટલા ખુલ્લા રાખો અને મનને તે તરફ ગમે તેટલુ જોડી રાખો, પણ કશુંજ નહિ સંભળાય જો સર્વ કાંઈ તમારીજ કલ્પનામાત્ર હોય તો પછી પાણીનું ધ્યાન ધરીને તરસ કેમ છીપાવી નથી લેતા ?

પ્રકૃતિનો નિયમ છે કે જ્યારે કોઇ ઠેકાણે ક્રયા થાય છે ત્યારે તેની સાથે પ્રતિક્રિયા પણ અવશ્ય હોય છેજ. જ્યારે તમે પત્થરને દબાવો છો ત્યારે બીજી બાજુ તમારી આગળી પણ એટલીજ દબાય છે. ઘોડો ગાડીને ચલાવે છે, અને ગાડી ઘોડાના અવયવોને ગતિમા મૂકી થકવી દે છે. ઘર્ષણથી જ્યારે અગ્નિ ઉત્પન્ન થાય છે ત્યારે દીવાસળી ડબી ઉપરની રેતી ઉપર કાર્ય કરે છે અને ડબી ઉપરની રેતી દીવાસળી ઉપર તેવુંજ પ્રતિકાર્ય કરે છે. એક હાથે તાળી પણ નથી પાડી શકાતી. ખુરશી તમારા શરીર ઉપર કાર્ય કરે છે–તમને પડી જતા અટકાવે છે, અને તેની ઉપરના દબાણદ્વારા તમે ખુરશી ઉપર પ્રતિક્રિયા કરી રહ્યા છો–તેને નબળી અને ઢીલી બનાવો છો.

ગર હુસ્ન નહિ ઇશ્કભી પૈદા નહિ હોતા,
બુલબુલ ગુલે તસ્વીર પે શૈદા નહિ હોતા.

અર્થાત:–સૌંદર્ય વિના પ્રેમ ઉત્પન્ન નથી થતો. ફૂલના ચિત્ર ઉપર બુલબુલ આશીક નથી થતું

ભાત ભાતના રગો દેખાવામાં પણ ક્રિયા અને પ્રતિક્રિયા બન્નેનું હોવું આવશ્યક છે જો કાન, આંખ, નાક વગેરે ઉપર બહારથી કઈ અસર ન પડે તો કંઇ પણ અનુભવ થાય નહિ; અને જો અદરની શક્તિ કાર્ય ન કરે તોયે સર્વ ચિત્રવિચિત્ર વસ્તુઓ શૂન્યના અધકાર-માંજ રહે. જેવી રીતે એક બાજુ ડબી ઉપરની રેતી અને બીજી બાજુ દીવા-

સળીના ઘર્ષણથી આગ ઉત્પન્ન થઇ, તેજ પ્રમાણે આ સરોવર અને વૃક્ષ, વૃક્ષ તરીકે બાહ્ય અને આંતરિક કાર્ય અને પ્રતિકાર્ય દ્વારાજ અસ્તિત્વમાં આવે છે.

ઉત્તર:—આપના મોંમાં ગુલાબ આપી રામ આપની વાત કાપે છે— ના, ના, આપના કથનને પૂર્ણ કરે છે. સાંભળો:–શકિતની ખાણ કિંવા એનરજી (ગતિ) ના સ્રોતનેજ ચૈતન્ય નામ આપવામાં આવ્યું છે.

બીજનો ચંદ્ર ચંદ્રરૂપે ત્યારેજ પ્રતીત થાય છે કે જ્યારે મારૂં ધ્યાન તેના ઉપર પડે છે, પરંતુ ધ્યાન પડવા પહેલાં ચંદ્ર તો અવશ્ય હોવોજ જોઇએ કે જેણે તમારી દૃષ્ટિ ઉપર ક્રિયા કિંવા અસર કરી.

પણ હવે ચંદ્રવિષે વિચાર કરો. શું તે ચંદ્ર હતો ? કદાપિ નહિ. ચંદ્ર તો ધ્યાન પડયા પછી પ્રકટ થયો. ધ્યાન પડતાં પહેલાં તેના અસ્તિત્વ વિષે માત્ર એટલુંજ કહી શકાય છે કે તે પ્રભાવ અથવા સંસ્કારનું મૂળ છે. અને તેને ચૈતન્ય કહેવું યોગ્ય છે. (બીજનું કારણ તો ચૈતન્યજ છે.)

એજ પ્રમાણે મંદિર મંદિરરૂપે ત્યારેજ અસ્તિત્વમાં આવે છે જ્યારે તમારી તરફથી ધ્યાનરૂપે પ્રતિક્રિયા થાય છે, નહિતર વાસ્તવમાં પ્રથમ તો ચૈતન્યજ ચૈતન્ય છે.

કીર્તન કીર્તનરૂપે કયારે પ્રકટ થાય છે ? જ્યારે તમે ધ્યાનરૂપી પ્રાણ તેમાં ફુંકો છો ત્યારે. શું પહેલાં તે નહોતું ? ના. ક્રિયા કરનાર ચૈતન્યજ ચૈતન્ય હતું.

પુષ્પ અને સુગંધ પુષ્પ અને સુગંધરૂપે કયારે પ્રકટ થયાં ! જ્યારે તમે સુંઘ્યાં ત્યારે; નહિતર વાસ્તવમાં ચૈતન્યજ ચૈતન્ય હતું. સકરજન અને દ્રાક્ષ સ્વાદિષ્ટ કયારે જણાયાં ? જ્યારે તમે તે તરફ તમારૂં લક્ષ આપ્યું ત્યારે; નહિતર ચૈતન્યજ ચૈતન્ય છે.

રેશમ એટલું બધું નરમ અને સ્વચ્છ કેવી રીતે બન્યું ? તમારા સ્પર્શદ્વારા; નહિતર ચૈતન્યજ ચૈતન્ય છે.

પ્રશ્ન:–માની લઇએ કે અમે ધ્યાન આપ્યું ત્યાર પછીજ ચંદ્ર કે ગંગા જણાયાં; પરંતુ એમ કેવી રીતે કહી શકીએ કે ચંદ્ર અથવા ગંગા પ્રથમ વિદ્યમાનજ ન હતાં ?

ઉત્તર:—પદાર્થ પદાર્થરૂપે ત્યારેજ ઉપસ્થિત થાય છે કે જ્યારે

બહારથી ચૈતન્યની ક્રિયાનો તમારામાંથી ( ધ્યાન અને વૃત્તિરૂપે ) પ્રત્યુત્તર મળે છે, જેમકે અરિસામાં પ્રતિબિંબ ત્યારેજ જણાય છે કે જ્યારે તેમાં જોવામાં આવે છે. અરિસામાં મોં જોવા પહેલાં તમને કોઇ પણ જાતનો હક્ક નથી કે તેમાં તમારા મુખચંદ્રને વિદ્યમાન માની લ્યો.

પંજાબના એક ગામની બહાર રાત્રિને સમયે ગામડાનાં છોકરાઓએ રમતાં રમતા શરત મારી કે જે છોકરો અત્યારે કબ્રસ્તાનમાં જઈ એક ખૂંટી મારી આવે તેને બહાદૂર ગણવો. એક વાણીઆનો છોકરો બડાઇ મારવા તૈયાર થયો, અને કબ્રસ્તાન ભણી ચાલ્યો. ચાલ્યો તો ખરો, પરંતુ બીકને લીધે જીવ ઉંચો નીચો થઈ રહ્યો હતો, હૃદય ધડકતું હતું. પ્રથમ તો તે કબ્રસ્તાનના કૂતરાઓને અંધારામાં જોઈને ડર્યો. અરણ્યની ચુપકીદીથી પણ તે ભયભીત થયો. પછી જ્યારે તે ખુંટીને પત્થરવતી ઠોકવા મંડયો ત્યારે તો ભય અને થરથરાટને લીધે ભાનજ ભૂલી ગયો. તેના ધોતિયાનો એક છેડો ખુંટીની અણીમાં ફસાઇ ગયો. ખુંટીને ઠોકવામાં ધોતિયું પણ જમીનમા ઠોકાવા માંડયું. ઠોકી રહ્યા પછી જ્યારે તે ઝડપથી પાછો જવા લાગ્યો ત્યારે ધોતિયું બહુ જોરથી ખેંચાયુ. ભ્રમને લીધે ભયાનક આકારો તો પ્રથમથીજ તેની નજર આગળ ફરી રહ્યા હતા. તેમા આમ પકડાયેલું જોયું, એટલે તો તે બેબાકળો થઇ બૂમો પાડવા લાગ્યો; અને છેવટે બેભાન થઇ પડી ગયો. હવે આ ભૂત બહારથી આવ્યું કે અંદરથી?

અરે ભાઇ! ભૂતનો માલિક (શિવશંકર) તો તુંજ છે. ભૂત તો તારી આંખમાંથી ઉત્પન્ન થયું છે, તારા સંકેતથી ઉપસ્થિત થયું છે વસ્ત્ર કોઇ બીજાએ નથી પકડયું પણ તેં પોતેજ જમીનમાં દાટયું છે. પોતેજ કરેલાં કામ ઉપર રોદણા રડવા એ શું! જેઓ અજ્ઞાનની અંધારી નિશામા વિષયો રૂપી ઘોર ઉપર બડાઈને લીધે ખુંટી મારવા ઈચ્છે છે તેમની આવીજ દશા છે. તેમનુ ચિત્ત અંદરથી વિસ્મિત થઇ રહ્યું છે, ઇંદ્રિયો શિથિલ થતી જાય છે, હાથ આકુળ વ્યાકુળ થઈ રહ્યા છે, પરંતુ બહારથી ઘા ઉપર ઘા માર્યે જાય છે! મોહ અને કામની ખુંટી લગાવ્યે જાય છે. એમ પણ જોતા નથી કે એમ કરતાં પોતાની સાચી પ્રતિષ્ઠાને માટીમાં મેળવીને પોતાની જાતને પોતેજ બંધનમાં નાખી રહ્યા છે. પાંદડાના ખડખડાટથી, પવનના સૂસવાટથી જીવમાં જીવન નથી રહેતું. ઘડીએ ઘડીએ ચમકી ઉઠે છે "ઓ

બાપ રે ! ઓ માડી રે ! માર્યા, લૂટયા !" અને વિષયોના કબ્રસ્તાનમાંથી પાછા ફરતી વખતે (અર્થાત્ અંતકાળે) તો ભયંકર ઘર્ષણ અને દબાણને લીધે અત્યંત દુઃખી થાય છે.

ઓ બ્રહ્મજ્ઞાન પ્રકાશના ઉત્તરાધિકારીઓ ! તમે તમારાજ ભ્રમના ખીલા વડે ન બંધાઓ. તમને ખેંચતું એ નથી અને ખેંચે તેમ પણ નથી. આ પંચભૂત તમારાંજ ઉત્પન્ન કરેલાં છે. બીક અને ભયને દૂર કરો. ખુંટી ઠોકતાં તમારાથીજ ભૂત પ્રકટ થતું ગયું. પહેલાં કોઇ ભૂત બૂત નહોતું.

પ્રશ્નઃ-આપણે જોયું ત્યારે ચંદ્ર અને ગંગા દૃષ્ટિએ પડયાં. તે ઉપરથી શું આપણે અનુમાનદ્વારા એમ નથી કહી શકતા કે પૂર્વે પણ ત્યાં ચંદ્ર અને ગંગા હતાં ?

ઉત્તરઃ-અહીં અનુમાન કેવી રીતે ચાલી શકે ? વ્યાપ્તિ કયાંથી લાવશો ? ઉદાહરણ કેવી રીતે ઉપજાવશો ? જે પદાર્થ છે તે ચૈતન્યજ છે. તમારા જોવાથીજ તે તે પદાર્થરૂપ બન્યો છે.

પ્રશ્નઃ-તમે કેવી રીતે કહી શકો કે આ ભીંત મારા ધ્યાન (પ્રતિકાર્ય) દ્વારા ઉત્પન્ન થઈ છે, અને કેવળ દૃષ્ટિ એજ સૃષ્ટિ છે ? હું તેને હાથવડે સ્પર્શ કરી શકું છું. તેનાપર હાથ મારીને અવાજ સાંભળી શકું છું. જીભવડે તેને ચાટી શકું છું. નાકવડે સૂંઘી શકું છું.

ઉત્તરઃ—આંખદ્વારા તમારી વૃત્તિ ભીંતરૂપ બને છે. સ્પર્શરૂપે તમારી વૃત્તિ નરમ કે કઠણ બની જાય છે. શ્રવણરૂપે તમારી વૃત્તિ ભીંતનો અવાજ થઇ પ્રકટ થાય છે ઘ્રાણાવસ્થામાં તમારી વૃત્તિજ ગંધરૂપે જણાય છે. તેવીજ રીતે રસ રસસ્વરૂપે બહારથી નથી આવતો.

પ્રશ્નઃ- જો અમારી કલ્પનામાંથીજ બધું પ્રકટ થાય છે, તો જ્યાં અમે ચંદ્ર જોઇએ છીએ તે જગ્યાએ અમારા કહેવાથી સૂર્ય કેમ નથી જણાતો? જેને આજે અમે મહાવિદ્યાલયરૂપે જોયું છે તે કાલે ગંગારૂપે કેમ નથી જણાતું ?

ઉત્તરઃ—(૧) આપ એમજ કહો છો ને કે "જે સ્થાને ચંદ્ર દેખાય છે તે સ્થાને સૂર્ય કેમ નથી દેખાતો ?" આ વાકયનું જરા પૃથક્કરણ તો કરો. આપના આ વાકય ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે "સ્થાન" આપણી કલ્પનાની બહારની કોઈ વસ્તુ છે. સ્થાનને આપે એક એવો ભિન્ન કાગળ

માન્યો છે કે જેની ઉપર આપણું મસ્તિષ્ક કલ્પનાનાં ચિત્રો આલેખી શકે છે.

તેજ પ્રમાણે "જે આજે મહાવિદ્યાલય છે તે કાલે ગગા કેમ નથી બની જતું?" એ પ્રશ્ન ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપે કાળને આપણા અધિકારની બહારનો ગણ્યો છે, અને માત્ર કાલ્પનિક આકારોજ આપણી કલ્પનામા હોય છે એમ માનો છો.

તેથી આપ મહાશયનો આ પ્રશ્ન સ્પષ્ટરીતે બતાવી આપે છે કે આપ વેદાંતના આ સિદ્ધાંતને સમજ્યાજ નથી. વેદાત તો એમ કહે છે માત્ર ચદ્ર, સૂર્ય, મહાવિદ્યાલય અને ગગાજ મારા મસ્તિષ્કમાથી નીકળે છે એમ નહિ પરંતુ દેશ અને કાળ પણ મારીજ દૃષ્ટિની સૃષ્ટિ છે.

આપે તો વેદાતનો સિદ્ધાંત અત્યંત અસંબદ્ધ છે એમ જાણી પ્રશ્ન કર્યો હતો, પરંતુ એથી તો આપનીજ ભૂલ જણાઇ આવે છે. આપની ભૂલ એટલીજ છે કે આપની અટકળ મૂળ સિદ્ધાતથી અત્યત ઓછી પડે છે, અને આજ ભૂલ ઉપર આપનો પ્રશ્ન રચાયલો છે જો વેદાતનો સિદ્ધાત વાસ્તવમા એવોજ પરિમિત (દેશ કાળના કારાગૃહમા પરાધીન) હોય, જેવો કે આપ તેને સમજો છો, ત્યારે આપનો પ્રશ્ન ઉચિત ગણાય, પરતુ સત્યના આ સામ્રાજ્યમા "કેમ" અને "શામાટે" નથી પેસી શકતા.

વેદાત એવા ઉપદ્રવ (અનર્થ)મા નથી પડતું કે તે સર્વ શક્તિમાનનો અર્થ, દેશ અને કાળથી પરિમિત એવો જીવ કે જે તેના અન્ય સજાતીય ભ્રાતાઓ (દેશકાળના દાસો) સાથે સહચારી હોવાનોજ અધિકાર ધરાવે છે, તે કરી શકે; હુ તો તે સર્વ શક્તિમાન, અપરિમિત, પવિત્ર પરમેશ્વર છુ કે જે માત્ર ચંદ્ર, સૂર્ય, ગગા અને મહાવિદ્યાલયને નિમિષ માત્રમા ઉત્પન્ન કરૂ છુ એટલુજ નહિ, પરંતુ તેમનુ આદિ, અત, અન્ય શરીરો, તેમનો પરસ્પર સબધ, વળી આ પ્રશ્નો અને ઉત્તરો, સર્વ દેશ અને કાળ, કેમ અને કેવી રીતે, એ સમગ્ર પણ હુંજ હુ છુ. વિસ્મય અને આશ્ચર્યરૂપ આ સર્વ સંસાર મારોજ ચમત્કાર છે

આ રહસ્યને ન સમજવાનું કારણ સાધારણ રીતે એવું હોય છે કે "હુ" શબ્દનો મૂળ ભાવાર્થ સાધારણ લોકોની સમજમા એક દમ નથી આવી શકતો. વારવાર આ "હુ" જ શબ્દોના અર્થમા ગોટાળો કરી

નાખે છે. "હું"નો અર્થ પગરખાં અને પાઘડી વચ્ચે આવેલા શરીરમાં નથી સમાઇ શકતો. "હું" નો વિસ્તાર સાડાત્રણ હાથજ નથી. "હું"ની ચતુર્સીમા અનંત છે. જેવી રીતે સ્વપ્નમાં આ "હું"નું એક પડખું કોઇ દાસ, ફકીર કિંવા અમીર બને છે તો બીજું પડખું દેશ અને રણ, પર્વત અને નદીરૂપે બની જાય છે, તેવીજ રીતે જાગ્રત્ અવસ્થામાં આ એક "હું"ની અંદરજ એક બાજુ વ્યષ્ટિ પ્રકટ થાય છે, અને બીજી બાજુ સમસ્ત સંસાર સમષ્ટિ ઉપસ્થિત થઇ આવે છે.

સ્વપ્નમાં જો તમો સિંહથી હારી જાઓ છો તો શું તે સિંહ પણ શું તમારા સ્વપ્નની કલ્પના નહોતી ? એક બાજુ પરવશ થયેલું શરીર પણ તમારી કલ્પના હતી, અને બીજી બાજુ વિજયી સિંહ પણ તમારો ભ્રમજ હતો. વાસ્તવમાં તમારાજ નિજસ્વરૂપમાં આ સર્વ કૌતુક કલ્પિત છે. નિજસ્વરૂપમાં જાગો. તમેજ સર્વશક્તિમાન, શુદ્ધ ચૈતન્ય, ગૃહ અને ગૃહના સ્રષ્ટા છો.

પ્રશ્નઃ—વાત વાતમાં તમે તો બસ સ્વપ્નનુંજ દૃષ્ટાંત આગળ ધરો છો. યૂરોપીય તત્ત્વજ્ઞો તેને પસંદ નથી કરતા.

ઉત્તરઃ—વારુ! અમે સ્વપ્નની વાત નહિ કરીએ. પરંતુ તમે અને તમારા ગુરૂ યૂરોપી પંડિતો દરરોજ એકે અપવાદ વગર સ્વપ્નાવસ્થામાં માર્યા માર્યા ફરો છો તે બંધ કરશો ?

કેવી આશ્ચર્યની વાત છે કે આઠ નવ વાગ્યાસુધી તો દરરોજ સ્વપ્નમાં અસત્યને સત્ય માની વિહ્વળ અને વ્યાકુળ ફુટબોલના દડાની પેઠે માણસો કયાંના કયાં ગબડયા કરે છે, અને દશ વાગે જાગી ફરી બીજા સ્વપ્ન (સંસાર)ના ચક્રમાં એવા ફસાય છે કે બાહ્ય વિષયોની ભૂલભૂલામણીમાં સપડાઇને એક સત્ય તત્ત્વનું નામ લેવું પણ સાંખી શકતા નથી. સ્વપ્નમાં જો એમ પ્રતીતિ થઇ આવે કે આ સ્વપ્ન છે તો પછી તે સ્વપ્ન નથી રહેતું, અને જાગૃતિ આવી જાય છે. સાધારણ યૂરોપી લોકો અને તેમના કેટલાક હિંદી ચેલાઓ વિષયોને સ્વપ્ન અને ભ્રમણારૂપ સાંભળીને હસે છે તો તેનો અર્થ એટલોજ નીકળે છે કે તેમને જાગ્રત્ થવું ગમતું નથી. તેઓ ઉંઘણશી સસલુંજ બનવામાં આનંદ માને છે, રાત્રિ સાથેજ તેઓ ગાઢી પ્રીતિ રાખે છે, અને અંધારામાંજ હરવું ફરવું

પસંદ કરે કરે છે. અરધી પૃથ્વી ઉપર હમેશાં રાત્રિ રહે છે અને અરધી ઉપર દિવસ. બીજા શબ્દોમાં કહીએ તો અરધી દુનિયા હરવખત સ્વપ્નમાં હોય છે, અને સ્વપ્ન તથા સુષુપ્તિનું સામ્રાજ્ય દિગ્વિજયી છે એ વાત નિ:સંદેહ છે. મહા આશ્ચર્યની વાત છે કે યૂરોપવાળાઓએ આત્માના તત્ત્વનુ વર્ણન કરતી વખતે સુષુપ્તિને કંઇ ગણનામાંજ નથી લીધાં અને અપૂર્ણ અનુમાનો ઉપરજ તેઓ પોતાના તત્ત્વજ્ઞાનનું ગાડું હાંકે જાય છે–પ્રશ્નની શરતોને અધુરી રાખીને તત્ત્વની ગ્રંથિને તેઓ ઉકેલવા ઇચ્છે છે. જાગ્રતના સ્થૂલ શરીર અને પ્રત્યક્ષ સંસારની બાબતમાં યૂરોપવાસીઓની દોડધામ નિ:સંદેહ એક પ્રકારે પ્રશંસનીય છે; પરંતુ આધ્યાત્મિક અનુભવ અને સાક્ષાત્કારનો તેમના શાસ્ત્રમાં પત્તો નથી મળતો. ધર્મ સંસ્થાપક (પેગંબર) યૂરોપમાં હજીસુધી એકે ઉત્પન્ન નથી થયો. જગતના બધા ધર્મ સંસ્થાપકો એશિયામાંથીજ નીકળ્યા છે. એટલું છતાં પણ અમુક પ્રસંગે સત્ય તો તેમની જીહ્વાથી સહસા નીકળી જાય છેજ. દાખલાતરીકે શેકસપીયર કહે છે કે "જેનાં સ્વપ્ન બને છે તેજ પદાર્થ આપણે છીએ."

ટેનિસન લખે છે કે:—

"સ્વપ્ન ચાલે ત્યાંસુધી ખરા હોય છે; અને શું આપણે સ્વપ્નમાંજ નથી રહેતા?"

પ્રશ્ન:—દેશ, કાળ વસ્તુ તો નિત્ય, સ્થિર અને અચળ છે. અન્ય વસ્તુઓમા પરિવર્તન થયા કરે છે, પણ એમા નથી થતું. અન્ય સર્વ વસ્તુઓ દેશ, કાળ, વસ્તુદ્વારા વર્ણવવામા આવે છે, બધા વ્યવહારનો આધાર એમના ઉપરજ છે. તમે દેશ, કાળ અને વસ્તુને અન્ય વસ્તુઓના સમૂહમા કેમ ગણ્યા છો?

ઉત્તર:—તમે એટલો વિચાર કરો કે તમારા દેશ, કાળ, વસ્તુના નિત્યતા, સ્થિરતા અને અચળપણું સ્વપ્ન અને સુષુપ્તિમાં કયાં જતાં રહે છે? જાગ્રતના અનુભવને તો સત્ય માનો છો, પરતુ શું સુષુપ્તિ પણ તમારી એવીજ, અરે તેથી પણ અધિક બળવાન અવસ્થા નથી? સુષુપ્તિનો શું તમારી ઉપર જરાયે હકજ નથી? જેટલો સમય જાગૃતિ રહે છે તેટલોજ સમય લગભગ સુષુપ્તિનું રાજ્ય પણ રહે છે. વળી બાહ્યા-

વસ્થા તો ખપોજ સમય એક લાંબી સુષુપ્તિ જેવી હોય છે. મૃત્યુ પછી પણ દીર્ઘકાળ સુધી સુષુપ્તિનું સામ્રાજ્ય ચાલે છે. આ સુષુપ્તિના અનુભવને કોઈપણ જાતની ગણના કે પંક્તિમાં ન મૂકવો એ તો ન્યાયનો સંહાર કરવા જેવું છે. સુષુપ્તિ તમને લગામ ચઢાવી, હાથપગ બાંધી પ્રતિ દિવસ એવો પાઠ ભણાવે છે કે દેશ, કાળ, વસ્તુ સત્ય નથી કેવળ આભાસ માત્ર છે, જોવા માત્રજ છે.

પોલ નિકાસ્યો જગતકો સુષુપ્ત્યવસ્થા માંહિં,
નામરૂપ સંસારકી જાહિં ગંધ ભી નાહિં.

સ્વપ્ન અને સુષુપ્તિના અનુભવને તમે જાગીને કહો છો કે તે અસત્ય છે, તો જાગ્રતના અનુભવને પણ અસત્યજ ઠરાવવો આવશ્યક છે, કેમકે સ્વપ્ન અને સુષુપ્તિની પેઠે એ પણ ઉડી જાય છે. જાગ્રદવસ્થાનો સંસાર જો સત્ય હોત તો સુષુપ્તિ અવસ્થામાં પણ તે જેવોને તેવોજ રહી શકત. કેમકે "સત્ય તો તેજ છે કે જે સદા એકરસ, નિત્ય અને સ્થિર રહે."

"एकरूपेण ह्यवस्थितो योऽर्थः स परमार्थः।"

(શાંકર, શારીરક ભાષ્ય ૨-૧-૧૧)

આપે જે એમ કહ્યું કે અન્ય વસ્તુઓના મુકાબલામાં દેશ, કાળ, વસ્તુ નિત્ય, સ્થિર અને અચળ છે, તે ઉપરથી તો જર્મન તત્ત્વવિચારક કેન્ટે સિદ્ધ કર્યું છે કે દેશ, કાળ, વસ્તુ કેવળ કલ્પિત છે. હા, જો વ્યવહારમાં અન્ય પદાર્થોની અપેક્ષાએ એ બધાંને નિત્ય, સ્થિર અને અચળ, કહેવામાં આવતા હોય તો તેના વિષયમાં પણ સાંભળો:--

રેખાગણિતમાં સમસ્ત બિંદુ, સમસ્ત રેખાઓ, સમસ્ત ધરાતલ અને સમસ્ત પદાર્થોની ભુજ યુગ્મ સીમાઓ કલ્પિત અક્ષોની દૃષ્ટિથી જોતાં નિત્ય, સ્થિર અને અચળ દેખાય છે. બધાં સાધ્યો અને પ્રશ્નો આજ અક્ષો ઉપર નિર્ભર હોય છે. બધી ગુંચવણો આજ અક્ષોદ્વારા ઉકેલાય છે. રેખાગણિતની સર્વ ક્રિયાઓ આજ અક્ષો ઉપર અવલંબી રહેલી હોય છે. એ બધું તો ખરૂં, પરંતુ જ્યાં પાટીઆ ઉપર કપડું (ડસ્ટર) ફેરવ્યું ત્યાં "જ્યાં ગયું સ્વપ્નું ત્યાં ગયો વાઘ." ભૂમિતિની સુંદર આકૃતિઓ, ચિત્રવિચિત્ર વક્રરેખાઓ, શંકુચ્છિન્ન, કાતન્વલિ, ઘાતાંકગણુન, અવલૂત, અનવલૂત, અર્થાત્ અનુવકકેંદ્રિક, વકકેંદ્રિક,

સર્પિલ, આ સઘળાં અક્ષો (ધ્રુવો) ને પોતાની સાથેજ લઇને અલોપ થયાં. નાકા ડુબી એટલે હંકારવાનાં ઓજાર, હલેસાં, વાંસ આદિપણ સાથેજ જળસમાધિસ્થ થયાં.

મારા પ્રાણપ્રિય! તારા શ્યામસુંદર સ્વરૂપના પાટિયા ઉપર અવિદ્યાના ચાકવડે અનેક પ્રકારની આકૃતિઓ, અને નામો દોરાયેલાં છે. કેટલાએ પ્રશ્નો ઉકેલાઇ રહ્યા છે. કેટલાંયે અજ્ઞાત રૂપ क्ष, ज्ञ, त्र, એકઠાં થયેલાં છે, અસંખ્ય જ્ઞાતરૂપો આવી પડેલાં છે. અંતે ઉકેલતાં ઉકેલતાં ગણિતશાસ્ત્રીના આત્માએ સિદ્ધ કરી બતાવ્યું છે કેઃ—

क्ष (દેશ) = ૧
त्र (કાળ) = ૧
ज्ञ (વસ્તુ) = ૧

હા, ઠીક છે; તદ્દન સાચું છે. દેશ, કાળ, વસ્તુનો ભેદ મારા જેવા દેશકાલાનવચ્છિન્ન અને સર્વક્રિયારહિત માં ક્યાથી હોય?

सत्यमित्येतावदिदं सर्वमिदं सर्वमसि।

ઋગ્વેદની શ્રુતિ ઉપદેશ કરે છે કે "આ વાક્યથી સાચું કહેવામાં આવે છે કે જે કંઇ આ બધું છે તે બધુ તું છે." હવે ખુશીથી નાચો કૂદો, આનંદ કરો. પાટિયાને ભૂંસીને સાફ કરો, અને અક્ષોનો પણ તે સાથેજ નાશ કરો. ચાલો પાસ થઇ ગયા, અભિનંદન, મુબારકબાદી. જો કે ઉત્તીર્ણ તો પ્રથમથીજ હતા, અંતરનું તો નામ કે નિશાન પણ નહોતું.

અય કે ઉમ્રી દર પયે ઉ મીદવીદમ સૂ બસૂ,
નાગહાંનશ યાફ્તમ બા દિલ નિશસ્તા રૂબરૂ. ૧
આખેરૂલ અમ્રશ બદીદમ મોઅતકિફ દર કૂયે દિલ,
ગરચે બિસ્યારી દવીદમ દર પયે ઉ કૂ બ કૂ. ૨
દિલ ગિરિફ્ત આરામ ચું, આરામે દિલ દર બર ગિરિફ્ત,
જાન ચું જાનાંરા બદીદ, આસૂદા ગશ્ત અઝ જુસ્તજૂ. ૩
અય કે ઉમ્રી આરઝુયે વસ્લે ઉ બૂદત ચેરા,
અઝ પયે આં આરઝુ નુગઝશ્ની અઝ હર આરઝુ ૪
તાબ કય સર ચશ્મએ ખુદરા બ ગિલ અંબાશ્તન?

જૂયે ખુદરા પાક કુન તા આયદ આબે આ બજૂ. ૫
આબે હૈવાં દર દરૂં, વાંગેહ બરાયે કતરઈ,
રીખતા દર પીશે હર નાદાં વદાના આબરૂ. ૬
મુતરિબે આં મજલેસી, દફરા મનેહ હરજા ગિરવ,
તાલિબે આં બાદઈ, બિશ્કન સુરાહીયો સબુ. ૭
નાઝિરે આં મંઝરી, બરદાર અઝ આલમ નઝર,
આશિકે આં શાહેદી, બરદોઝ ચશ્મ અઝ ગૈરે ઉ. ૮
નીસ્ત બે ઉ હીચ તાબી, રૂય અઝ વય બર મતાબ,
બે વયત ચું નીસ્ત આબી, દસ્તરા અઝ વય મશૂ ૯

અર્થ:–"અરે! આખા આયુષ્યભર જેની પાછળ હું દશે દિશામાં દોડતો ફરતો હતો, તેને મેં એકાએક હૃદયની સમક્ષ બેઠેલો જોયો." ૧

"છેવટે મેં તેને હૃદયના એક ખુણામાં વિરાજમાન થયેલો જોયો, જો કે તેની શોધમાં હું શેરીએ શેરીએ ઘણોયે દોડી ચુકયો હતો." ૨

"હૃદય જ્યાં શાંત થયું કે હૃદયના શાંતિદાતાને પણ તેણે પ્રાપ્ત કરી લીધો; પ્રાણે પ્રાણપ્રિયને જોયો કે ઇચ્છાઓથી તે મુક્ત બની ગયો." ૩

"અરેરે! તને જીવનભર તેની પ્રાપ્તિની આકાંક્ષા હતી તો તે આકાંક્ષાની પાછળ બીજી બધી ઈચ્છાઓને તેં જતી કેમ ન કરી?" ૪

"કયાંસુધી તારા (હૃદય) ઝરણાને કાદવવતી બંધ કર્યા કરીશ? "તારા ઝરણાને (અંતઃકરણને) સ્વચ્છ બનાવ કે તેમાં સત્યરૂપી સરિતાનું પાણી આવે." ૫

"અમૃત તારી અંદરજ છે તોયે એક ટીપાને ખાતર તું દરેક બુદ્ધિમાન કે મૂર્ખની આગળ તારી પ્રતિષ્ઠા ગુમાવી રહ્યો છે." ૬

"તું તો તે સાચી સભાનો ગાયક હોય તો તારૂં વાજિંત્ર જ્યાં ત્યાં ગીરવી ન મૂકી દે; તું તે સાચી મદિરાનો ઇચ્છક હોય તો આ સાંસારિક મદિરાની સુરાહી અને કોઠીને (દુનીયાઈ વિષયો અને તેના પ્રત્યેની આસક્તિને) ફોડી નાખ." ૭

"*જો તું તે દેખવા યોગ્ય સત્ય દશ્યનેજ જોવાવાળો હોય તો આ અસત્ય* દશ્ય (જગત્) તરફથી તારી દૃષ્ટિ ફેરવી લે; તું તો તે પ્રેમમૂર્તિ (ભગવાન)નો આશિક છે, માટે તેના સિવાય બીજી બધી વસ્તુઓ તરફથી આંખ

મીંચી લે. ” ૮

“તેના સિવાય કોઇપણ પ્રકારનો પ્રકાશ અશક્ય છે, તેનાથી મોં ન ફેરવી લે; તેના વગરનું કોઇ પાણી નથી એટલા માટે તેનાથી હાથ ન ધોઈ નાખ. (અર્થાત્ દૂર ન રહે અથવા નિરાશ ન થા.)” ૯

ઠોકર ખા ખા ઠાકુર ડિઠ્ઠા ઠાકુર ઠીકર માંહિ
ઠીકર ભજદા ટુટદા સડદા ઠાકુર! ઇકસે થાંહિ,
ઠૌર ઠૌર વિચ ઠહરયા ઠાકુર ઠાકુર બાહર નાંહિ,
ઠગ્ગ ઠીક ઠાકુર હી ઠાકુર ઠાકુર હી જહાં તાંહિ.
ઠાકુર રામ નચાવે નાચે, બહુ જાંદા જાં બાંહિ.

માન માન માન કહા માન લે મેરા, જાન જાન જાન રૂપ જાન લે તેરા;
જાને બિના સ્વરૂપ ન ગમ જાવેગા કભી, કેહતે હુંય બારબાર વેદ બાત યેહ સભી.

નૈનન કે નૈન જો હૈ સો બૈનન કે બૈન હૈ,
જિસ કે બિના શરીર મેં ન પલક ચૈન હૈ.
ઐ પ્યારી જાન! જાન તું ભૂપોં કા ભૂપ હૈ,
નાચે હૈ પ્રકૃતિ હી સદા મુજરા અનુપ હૈ.

આક્ષેપકઃ-હમણાંજ આપે સ્વીકાર્યું હતું કે ક્રિયા અને પ્રતિક્રિયા બન્નેવડે જગત્ પ્રકટ થાય છે. આથી તો સ્પષ્ટ રીતે અદ્વૈતવાદ સિદ્ધ થાય છે. હવે તમે આવશ્યક પરિણામથી નાસવા ઇચ્છો છો; અદ્વૈતનીજ વાત ઉપર ભાર મૂક્યા કરો છો.

રામઃ-હા, હા! એ વાત પૂરી નહોતી થઇ એવામાં તમે બીજા પ્રશ્ને પૂછી નાખ્યા. વળી—

તુમ તો કેહતે હો રહે પાસે અદબ લેકિન યહાં,
હર્ફ મતલબ કા ઝબાં પર બાર બાર આને કો હય.

અર્થાત્ તમે મર્યાદા જાળવજો એમ કહો છો, પરંતુ અહિં તો હૃદયની ઇચ્છા વારંવાર હોઠ ઉપર આવ્યા કરે છે.

વારૂ, ક્રિયા અને પ્રતિક્રિયાની હકીકત સાંભળોઃ—

ક્રિયા અને પ્રતિક્રિયા હમેશાં સમાન અને પ્રતિરોધી હોય છે, બલ્કે એકજ હોય છે. યંત્રવિદ્યાના ઘણાખરા પ્રશ્નોમાં એક બાજુથી જેને ક્રિયા

ગણવામાં આવે છે તેનેજ બીજી બાજુથી પ્રતિક્રિયા પણ કહેવામાં આવે છે. એકજ ઘટના કિવા ક્રિયા એક શરીરના સંબંધમાં ક્રિયા કહેવાય છે, અને બીજા શરીરપરત્વે પ્રતિક્રિયા કહેવાય છે. ક્રિયા અને પ્રતિક્રિયા કરનારાં શરીરો સજાતીયજ હોય છે. હવે જગતને જે ક્રિયા અને પ્રતિક્રિયાનું પરિણામ ગણવામાં આવ્યું છે, અને ક્રિયા બહારથી ચૈતન્ય તરફથી માનવામાં આવી છે અને પ્રતિક્રિયા અંતરમાંથી માનવામાં આવી છે, તો અહીં પણ એજ પરિણામ નીકળે છે કે ક્રિયાનું મૂળ જો ચૈતન્ય છે તો પ્રતિક્રિયાનું મૂળ પણ ચૈતન્યજ હોવું જોઈએ. જેમકે સંસ્કૃતમાં ભાષણ કરનાર સંસ્કૃત જાણે છે તો તે ભાષણને સમજી શકનાર પણ અવશ્ય જાણતો હોવો જોઇએ.

કુનદ હમજિન્સ બા હમ જિન્સ પરવાઝ,
કબૂતર બા કબૂતર કાઝ બા કાઝ.

અર્થાત્ કોઈપણ જાતનું પક્ષી પોતાના સજાતીય પ્રાણી સાથેજ ઉડશે; કબૂતર કબૂતરની સાથે ઉડશે, અને રાજહંસ રાજહંસની સાથે.

બહાર જો ચૈતન્યજ ચૈતન્ય છે તો અંદર પણ ચૈતન્યજ ચૈતન્ય હોવું જોઈએ.

ન આસમાનો ન મેહ આફતાબો ખુલ્દે બરીં,
ન અંજુમો ન મલાયક ન કસ અંયાં ન નિહાં; ૧
ન દોઝખો ન બહિશ્તો ન મુલ્ક નય મમલૂક,
વલે યકીસ્ત કે દર જુમ્લા ઝાહિરસ્તો નિહાં. ૨
દુ કૌન ઉસ્ત,વલે બુલઅજબ કમાલસ્ત ઈં,
ન અકલ દાન દો નય વહેમ નય ખિરદ ન બયાં. ૩
ચિગુનઃ અકલ બરદ પય? કમાલે હસરતે ઉસ્ત,
ન ઝાહિરસ્તો ન બાતિન, ન આશકારો નિહાં. ૪

અર્થઃ—"ન આકાશ છે ન ચંદ્ર, ન સૂર્ય છે ન સુરલોક,
ન તારા છે ન દેવો, ન કોઇ વ્યક્ત છે ન અવ્યક્ત." ૧

"ન નરક છે ન સ્વર્ગ, ન દેશ છે ન પ્રજા, જે કાંઈ છે તે એકજ છે જે સર્વમાં પ્રકટ થાય છે અને છુપાયેલો પણ છે." ૨

"બન્ને લોક તેજ છે પરંતુ અતિ આશ્ચર્યની વાત છે કે તેનામાં

નિપુણતા એટલી છે કે ન તો તેને બુદ્ધિ જાણી શકે છે ન કલ્પના, ન ઉહાપણ ઓળખી શકે છે ન વાણી." ૩

"બુદ્ધિ તેનો પાર કેમ પામી શકે? તે તો સંપૂર્ણ રીતે નિરાશ થઇ ગઇ છે કે તે ન તો અંદર છે ન બહાર, ન પ્રત્યક્ષ છે ન પરોક્ષ." ૪

આક્ષેપકઃ—વારૂ, એટલું તો માની લીધું કે અંદર પણ ચૈતન્ય છે અને બહાર પણ ચૈતન્ય છે, પરંતુ એથી પણ અદ્વૈત તો સિદ્ધ નથી થતું. જો કે વાસ્તવમાં તો ચૈતન્યજ ક્રિયાનું કારણ છે, અને ચૈતન્યજ પ્રતિક્રિયાનું પણ કારણ છે, અને આ પરસ્પરના સંઘર્ષણથીજ જગત્ પ્રકટ થાય છે, પરંતુ તોપણ ચૈતન તો બેજ રહે છે, એક અંદરનો અને બીજો બહારનો!

રામઃ—ચૈતન્ય બે નથી.

જ્યારે કોઈને ધ્રુવનો તારો બતાવવાનો હોય છે ત્યારે ઉત્તર ભણી તેનું મોં ફેરવી કહીએ છીએ કે "જો પેલા સપ્તઋષિ." આ સપ્તઋષિ પ્રથમ દેખાડવાથી ધ્રુવને શોધી કાઢવો સહેલો થઇ પડે છે. તેજ પ્રમાણે આંતર ચૈતન્ય અને બાહ્ય ચૈતન્ય એ બાહ્યદ્વૈત માત્ર એટલા માટેજ દેખાડવામાં આવ્યું છે કે અદ્વૈત (ધ્રુવ) નો ઠીક ઠીક પત્તો સહેલાઇથી મળી આવે.

(૧) "અંદર" અને "બહાર" શબ્દો અંતઃકરણ ( મન, બુદ્ધિ ) ના ભેદભાવને લીધેજ બોલવામાં આવ્યા હતા. અનુભવના પ્રકાશવડે મન (અંતઃકરણ)ની વાસ્તવિકતા જોવામાં આવે તો આ ભેદભાવ (પડદો) એવો નષ્ટ થઇ જાય છે કે જેમ દીવો લઇને જોવાથી અંધારૂં લોપ થઇ જાય છે. વસ્તુરૂપે જોતાં કોઇ ભેદ છેજ નહિ, તો પછી "બહાર" અને "અંદર" ક્યાંથી હોય? "બહારનું ચૈતન્ય" અને "અંદરનું ચૈતન્ય" એ જુદાં કેવી રીતે હોઇ શકે?

આ વાતને પુરાણની એક કથા સુંદર રીતે સ્પષ્ટ કરે છેઃ—

ભસ્માસુર દૈત્યને શિવજીએ ( કારણ શરીરના પ્રકાશક ) એવું વરદાન આપ્યું કે "જેની ઉપર તું હાથ મૂકશે તે નષ્ટ થઈ જશે." એ શક્તિ મળતાંજ ભસ્માસુરે પોતાના ઉપર ઉપકાર કરનાર ઉપરજ પોતાની શક્તિ અજમાવવાની ઈચ્છા કરી. અર્થાત્ એને શિવજીનુંજ કાસળ કાઢવાનું સૂઝયું.

કસ ન યા મોબ્ત ઇલ્કે તીર અઝ મન,
કે મરા આ કે બત નિશાના ન કર્દ.

અર્થાત "એવા કોઈ પણ માણસે મારી પાસેથી ધનુર્વિદ્યા નથી શીખી કે જેણે અંતમાં મારી ઉપરજ નિશાન ન તાક્યું હોય!"

શિવજી આગળ આગળ નાસવા લાગ્યા, અને ભસ્માસુરે હાથ લાંબો કરી પાછળ પાછળ દોડવા માંડ્યું. શિવશંકર ભગવાન્ એ પકડાયા; એ બળી મુઆ, એ બાળી નાખ્યા; ના, ના. બચી ગયા. ભસ્માસુર કેવી અપવિત્ર દૃષ્ટિથી શંકરની માથાની લાલચ કરે છે. શું ખરેખર તે શિવજીનો સંહાર કરશે?

અહા! કેવો આત્માને પ્રફુલિત કરનારો સ્વર શ્રવણે પડયો! એ આણંદાતા ગાન ક્યાંથી સંભળાયું? જુઓ, પવિત્રતાની મૂર્તિ, પ્રકાશ સ્વરૂપ, હૃદય હરનારીઓની શિરોમણિ, ચંદ્રવદની સુંદરી, "મનમોહિની" કેવા હૃદયહારી અભિનયથી નૃત્ય કરી રહી છે! (આ "મોહિની અવતાર" ભગવાન્ વિષ્ણુએ-સત્ત્વગુણના પ્રકાશકે શિવજીના પ્રાણ બચાવવા ખાતર ધારણ કર્યો છે) ભસ્માસુર તો આ (મન) મોહિનીની ચિત્ત ચોરનારી પવિત્રતા ઉપર દૃષ્ટિપાત કરતાંજ ભાન ભૂલી ગયો. મોહિનીએ તે દૈત્યના અપવિત્ર હૃદયમાંથી દૈતને એવું ધોઇ નાખ્યું, અને તેના રોમે રોમમાં એવો આશ્ચર્યજનક પ્રવેશ કર્યો કે ભસ્માસુર જાણે મોહિનીનો ફોટો-ચિત્રજ બની ગયો ન હોય! મોહિની નૃત્ય કરતી કરતી જેવી રીતે હાથ પગ હલાવતી હતી તેનુંજ અનુકરણ ભસ્માસુર પણ કરવા લાગ્યો. મોહિનીએ અર્ધ ચંદ્રાકાર બનાવતાં પોતાના બન્ને હાથ મેળવ્યા એટલે ભસ્માસુરે પણ પણ તેમજ કર્યું. મોહનીએ એક હાથવડે સુંદર કમાન બનાવી એટલે ભસ્માસુરે પણ એમજ કર્યું. ધીરે ધીરે મોહિનીએ પોતાનો હાથ માથા ઉપર મૂક્યો. એટલે બેભાનપણામાં ભસ્માસુરે પણ પોતાના માથા ઉપરજ હાથ મૂક્યો-પછી તો કહેવુંજ શું? તરતજ ભસ્મ! મુક્તિ.

આ દૃષ્ટાંતનું દાર્ષ્ટાંત (ખુલાસો) આ પ્રમાણે છેઃ-તમોમય કારણ શરીર (અજ્ઞાન) ઉપર આત્મારૂપી સૂર્યની કૃપા દૃષ્ટિ પડી એટલે જેવી રીતે સૂર્યના તેજથી બરફ ઓગળી જાય છે તેવીજ રીતે શિવ (આત્મા) ની કૃપાદૃષ્ટિના પ્રભાવથી કારણશરીરમાંથી મન (સૂક્ષ્મશરીર) રૂપી ભસ્માસુર ઉત્પન્ન થયો. હવે વસ્તુતઃ તો સમસ્ત શિવજ શિવ છે-આત્માજ આત્મા છે, પરંતુ મન (ભસ્માસુર) ને આત્માનીજ કૃપાથી આ સત્તા પ્રાપ્ત થઈ હતી કે જેના ઉપર હાથ મૂકે તેને ભસ્મ બનાવી દે. તમારી આંખની

આગળ શું છે? આત્મા (શિવ). મનરૂપી ભસ્માસુરે ત્યાં પડછાયો પાડ્યો એટલે વૃક્ષ જણાવા લાગ્યું. શું આત્મા (શિવ) ભસ્મ થઇ ગયો? ના, નાસી ગયો. જમણી બાજુ શું છે? આત્મા (શિવ). મને (ભસ્માસુરે) છાયા નાખતાંજ ભીંત જણાવા લાગી. આત્મા (શિવ) અલોપ થઇ ગયો. પરંતુ આત્મા (શિવ) કોઈ પણ પ્રકારે મરી તો નથીજ ગયો; કેમકે વૃક્ષ અને ભીંતના નામરૂપમાં પણ તેજ સત્-ચિત્ આનંદરૂપે પ્રકાશી રહેલો છે. તમારા માથા ઉપર શું છે? આત્મા-શિવ. મને (ભસ્માસુરે) ત્યાં પ્રતિબિંબ પાડ્યું, એટલે ચંદ્ર દેખાવા લાગ્યો; અને આત્મા લુપ્ત થઇ ગયો. બજારમાં ફરવા નીકળો. ચારે બાજુએ શું છે? આત્માજ આત્મા. પરંતુ મન (ભસ્માસુર) હાથ ફેરવતો જાય છે, એટલે નિર્જીવ દ્રવ્યજ દ્રવ્યરૂપે (પદાર્થરૂપે) દેખાય છે. આત્મા લુપ્ત છે.

બાલ્યાવસ્થાથી માંડી વૃદ્ધાવસ્થા સુધીમાં સ્વપ્નાવસ્થામાં કે જાગ્રદવસ્થામાં જે કંઇ જોયું, સાંભળ્યું, કર્યું કે ધાર્યું તે સઘળું માત્ર આત્માજ આત્મા છે અને હતું; પરન્તુ મને (ભસ્માસુરે) આત્મા ન જોયો.

સંસ્કૃત જ્યોતિષશાસ્ત્રીઓની પરિભાષામાં એકજ સૂર્ય ભિન્ન ભિન્ન રાશિઓમાં ભિન્ન ભિન્ન નામોથી સંબોધાય છે. તેવીજ રીતે એકજ આત્મા જે (અજ્ઞાન-સુષુપ્તિ) કારણશરીર ઉપર પ્રકાશમાન થતાં શિવ કહેવાય છે તેજ જાગ્રત્ અવસ્થા ઉપર પ્રકાશે છે ત્યારે વિષ્ણુ નામથી સંબોધાય છે. મન-ભસ્માસુરનો વિનાશ કરવા માટે જાગ્રત્ અવસ્થામાં સત્ત્વગુણની વિપુલતાને સમયે આજ આત્મા (વિષ્ણુ) મોહિની અવતાર લઇ ઈશ્વરી ગાન સંભળાવવાનો આરંભ કરે છે. અર્થાત્ શ્રુતિ (ઉપનિષદ્) રૂપી મોહિની અવતાર મન-ભસ્માસુરને બેભાન બનાવે છે, પોતાની સાથે સાથે નૃત્ય કરાવે છે, ભાતભાતના પ્રાથમિક વાર્તાલાપથી લોભાવતી લોભાવતી અંતે તે માથા ઉપર હાથ મૂકે છે. અર્થાત્ तत्त्वमसि। अहं ब्रह्मास्मि। "તે તું છું," "હું બ્રહ્મ છું." "હક્કા કે ખુદા ઇદ, હક્કા કે ખુદા ઇદ" (પરમેશ્વરના સમ તમો પરમેશ્વર છો, પરમેશ્વરના સમ તમે પરમેશ્વર છો.) આ પ્રસંગે ભસ્માસુર પણ પોતાના માથા ઉપર હાથ મૂકે છે. अहं ब्रह्मास्मि। "હું ખુદા છું, હું ખુદા છું, હું ખુદા." આ બ્રહ્માકાર વૃત્તિ મન-ભસ્માસુરનો નાશ કરે છે, અને શિવજ શિવ, એકલા શિવ માત્રજ અવશેષ રહી જાય છે.

ટુટી ગ્રંથી અવિદ્યા નાશી, ઠાકુર સત્ય રામ અવિનાશી;
લય સુઝમેં સબ ગ્યો રહે બાકી, વાસુદેવ સોઽહં કર ઝાકી.
"ત્યારેજ હું મુક્ત થઇશ, જ્યારે હું નહિ રહું." ઈત્યાદિ.

(૨) અંદર અને બહાર એકજ ચૈતન્ય હોવાનું સર્વથી સમજાય તેવું પ્રમાણ:—અમુક વ્યક્તિ (અ) ની ડોક ઉપર ખણજ આવી. હવે તેજ વ્યક્તિનો હાથ તો તદ્દન યોગ્ય સ્થાન ઉપર અને જરૂર પૂરતુંજ ખંજવાળશે, બીજા માણસ (વ) નો હાથ જોઇએ તેવું અને તેજ સ્થાન ઉપર કદાપિ ખંજવાળી નથી શકવાનો. હા, પહેલી વ્યક્તિ (અ) ના કહેવા અને સમજાવવાથી બીજો માણસ (વ) કેટલેક અંશે ઉપયોગી થઇ શકે ખરો; પરંતુ આપોઆપ કોઈ સહાય નથી કરી શકતું. આ પ્રમાણે પ્રથમ વ્યક્તિ (અ) ના કહેવાથી જે સહાય મળી તેનો અર્થ એજ છે કે (અ) એ પોતેજ પોતાની સહાયતા કરી. બીજો માણસ (વ) તો એક પ્રકારે તે (અ) ના હથિયાર કિંવા હાથનુંજ કામ સારે છે.

માટે, જેવી રીતે ડોક (અર્થાત્ આવશ્યકતા અનુભવનાર) અને હાથ (અર્થાત્ આવશ્યકતાને દૂર કરનાર) એ બન્નેનું અધિષ્ઠાન-ચૈતન્ય એકજ છે, (મનુષ્ય ગમે તો સૂતેલો હોય તોપણ જ્યાં મોં ઉપર માખી બેસે છે કે તરતજ તેને ઉરાડવા માટે હાથ આપોઆપ ઉંચકાઇ જાય છે.) તેવીજ રીતે, ઓ વહાલા ! જે સત્તા (ચૈતન્ય) તારા આ એક શરીરમાં સત્તા ચલાવે છે તેજ સત્તા સૂર્ય, ચંદ્ર આદિ સમસ્ત સૃષ્ટિની સ્વામિની છે. આખી રાત તમે નિદ્રાવશ સૂઈ રહો છો. સવાર પડતાં તમારા શરીરમાં પ્રકાશની ચળ-આવશ્યકતા જણાય છે. એટલે એ આવશ્યકતાને દૂર કરવામાટે તરતજ સૂર્ય આવી ઉપસ્થિત થાય છે. પ્રાણ પ્રિય ! શંકા અને સંદેહને હૃદયમાંથી ભૂંસી નાખો. જે તમારા સાચા નિજ સ્વરૂપની ખણજ અનુભવનાર આ શરીર છે, તેજ તમારા સાચા નિજ સ્વરૂપનો સૂર્યરૂપી ખંજવાળનાર હાથ છે. મગરબી કહે છે કેઃ—

આ માહે સુરતરીસ્ત બ બાઝાર આમદા,
બુદરા બ દસ્તે ખેશ ખરીદાર આમદા. ૧
મેહબુબ ગશ્તા અસ્ત મુહિબ્બે જમાલે ખીશ,
મતલૂબે ખીશ રાસ્ત તલબગાર આમદા. ૨

ઝઃ હલકા દોશ ખર દરે દિલ યારે મા'નવી,
શુક્તમ કે કીસ્ત ? ગુફ્ત કે દર બાઝકુન તૂઇ. ૩
નક્કાશ ગશ્તા નકશો નિગાસ્ત બે શુમાં,
માની નિહાં શુદાસ્ત દરીં નકશે મા'નવી. ૪

અર્થઃ-"તે ચંદ્ર (પ્યારો) ખરીદદાર બની બજારમાં આવ્યો છે; અને પોતાને હાથે પોતાનીજ ખરીદ કરી રહ્યો છે." ૧

"પોતે પોતાનાજ સાૈંદર્યનો પ્રેમી બન્યો છે; અને પોતેજ ઇચ્છિત વસ્તુ હોવા છતાં ઇચ્છા કરનાર બન્યો છે." ૨

"કાલે મારા તાત્વિક મિત્રે હૃદયનાં દ્વાર ખટખટાવ્યાં. મેં પૂછ્યું "કોણ છો ?" તેણે જવાબ આપ્યો "બારણાં ઉઘાડ, તુંજ છે." ૩

"નિઃસંદેહ ચિત્રકાર (ઈશ્વર) પોતેજ આ આકૃતિઓ અને ચિત્રો રૂપે બની ગયો છે; આ તાત્વિક ચિત્રોમાં પ્રખ્યાત ચિત્રકાર પોતેજ છુપાઈ રહ્યો છે." ૪

દોશ આં સનમ બે ગાના વશ બુગઝસ્ત અઝમન ચું પરી,
કર્દમ સલામશ લેકિન ઊ દાદા જવાબે સરસરી. ૧
ગુફ્તમ ચેરા બે ગાના ઈ ? ગુફ્તા કે તૂ દીવાના ઇ,
મન કીસ્તમ તૂ કીસ્તી ? દર ખુદ ચેરા મી નનગરી ? ૨
તૂ અવ્વલી યો આખરી, તૂ બાતની યો ઝાહિરી,
તૂ કાસદી યો મકસદી, તૂ નાઝેરીયો મંઝરી. ૩

અર્થઃ-"કાલે તે પ્રિયતમ અપ્સરાના રૂપમાં અજાણ્યાની પેઠે મારી પાસે થઇને પસાર થઇ ગયો. મેં તેને સલામ કરી પરંતુ તેણે તેનો જુવાબ સાધારણજ આપ્યો." ૧

"મેં પૂછ્યું આમ અજાણ્યો કેમ બને છે ? તેણે જવાબ આપ્યો કે તું મૂર્ખ છે. હું કોણ છું અને તું કોણ છે (તે જાણવામાટે) તારા અંતરમાં કેમ દૃષ્ટિ નથી કરતો ?" ૨

"તું આદિ છે અને તું અંત છે; તું અંદર છે અને તું બહાર છે. તું સંદેશો લઇ જનાર છે અને તુંજ સંદેશો (હેતુ, ધ્યેય) છે; તુંજ દૃષ્ટા છે અને અને તુંજ દૃશ્ય છે." ૩

કાગડાની બન્ને આંખોમાં એકજ કીકી હોય છે. ડાબી આંખથી જુએ

છે ત્યારે આંખની કીકી એ તરફ ફેરવી લે છે. જમણી આંખથી જોતી વખતે જમણી આંખમાં ફેરવી લે છે. તમેજ સૂર્યરૂપી જમણી આંખમાં જ્યોતિ નાખનારા છો; અને તમેજ મનુષ્યરૂપી ડાબી આંખમાં આશ્ચર્યનો ખેલ છો. ડાયનેમો (વિજળી ઉત્પન્ન કરવાનું યંત્ર) માંથી જે શક્તિ નીકળે છે તેજ વર્તુળ પૂરૂં કરીને તેમાં પાછી ફરે છે. એક બાજુ પુત્ર જન્મે છે, તો બીજી બાજુ પુત્રી પેદા થાય છે. સ્ત્રી પુરુષોની સંખ્યા એકંદરે સમાનજ રહે છે. જે દેશોમાં અત્યંત શરદી પડે છે તે દેશોનાં જનાવરોનાં શરીર ગરમ રૂવાંટી-ઉનવાળાં હોય છે. જાણે કે તેઓ ઓઢવાની રજાઇ (કામળી) સાથેજ લઇને જન્મે છે.

સંસારનું દરેક ઘટનાનું પોતાને યોગ્ય વાતાવરણમાંજ ઉપસ્થિત થવું (જેને ચાહે ખોટી રીતે કે ખરી રીતે ડિઝાઇન-યોજના કહેવામાં આવે છે) એ સ્પષ્ટ રીતે સિદ્ધ કરે છે,કે પાણીજ અને નખરૂપી ચૈતન્ય સમસ્ત સૃષ્ટિમાં એકજ છે. નૈસર્ગિક ઘટનાઓમાં તેજ ચૈતન્ય વિરાજમાન હોય છે કે જે તેની આસપાસના વાતાવરણમાં હોય છે. સર્વ માત્ર એકલા એકનોજ પ્રાદુર્ભાવ છે. જે તારૂં સત્ય નિજસ્વરૂપ છે તેજ સમસ્ત સૃષ્ટિનો આત્મા છે. જે ઘટના અપ્રાસંગિક જણાય છે, જે બનાવ અયોગ્ય દેખાય છે, જે બિના અનુચિત ગણવામાં આવે છે તે માત્ર(સાયન્સ) વિજ્ઞાનનું પૂરતું જ્ઞાન ન હોવાને લીધેજ એમ જણાય છે. ઘટનાઓના ગુહ્ય ભેદના અજ્ઞાનને લીધેજ તેમ દેખાય છે, અન્ય થાઓ વહાલા! પ્રત્યેક ઘટના, પ્રત્યેક બીના, પ્રત્યેક બનાવ, પ્રત્યેક કાર્ય, પ્રત્યેક પત્ર, પ્રત્યેક તારો, સાતે સૂર મેળવી ગાયન આલાપીને સંભળાવે છે કે સર્વ રૂપોમાં મારૂંજ રૂપ છે, સર્વનો આત્મા મારોજ આત્મા છે. એક! એક! એક!!

પ્રાણપ્રિય! આ એક નાના સરખા શરીરને તમે કહો છો કે "મારૂં છે." જો તમને તેનાં અંગો, અવયવો અને નાડી નસોની પૂરેપૂરી હકીકતની ખબર હોય તોપણ એ તમારૂં છે, અને જો તમે નાડી, નસ આદિની સમસ્ત હીલચાલનું જોઇએ તેવું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું હોય તોપણ તે તમારૂંજ છે, એમાં કંઇ સંદેહ નથી. તેવીજ રીતે આખું જગત, તમે તેની દરેક વાટિકા અને અરણ્યને જાણતા હોય તોપણ તમારૂં છે, અને તમને તેના એકે ગામની પણ ખબર ન હોય તોપણ

તે તમારૂંજ છે. તમેજ સૃષ્ટિના સમ્રાટ્ છો તેમાં કંઇજ શક નથી.

નીસ્ત ગૈર અઝ હસ્તીયે તૂ દર જહાં મૌજૂદ હીચ;
ખાહ દર ઇન્કાર કોશો ખાહ દર ઇકરાર બાશ.

અર્થઃ—તારા અસ્તિત્વ સિવાય જગતમાં કંઇજ વિદ્યમાન નથી. પછી ગમે તો તું એ વાતને ન સ્વીકારવાની કોશિશ કર, અને ગમે તો તેનો અંગીકાર કરી લે.

જો તમને તમારૂં દેદીપ્યમાન મુખ નથી જણાતું તોયે તે તમારૂં છે, અને તમે તેને દર્પણમાં જોઇ શકો તોપણ તે તમારૂંજ છે. સ્વપ્નમાં જો મનપસંદ અને ચિત્તાકર્ષક ઘટનાઓ એકઠી થઈ હોય તોયે તે તમારીજ કલ્પના છે, અને મહા ભયાનક બિહામણી આકૃતિઓ ઉપસ્થિત થઇ હોય તો તે પણ તમેજ ઉપજાવેલી છે, તેવીજ રીતે જગતમાં ગમે તો મનપસંદ ઘટનાઓ થાઓ કે ગમે તો સંકટો અને આફતો આવી પડો, એ બધાં તમારાંજ ઉત્પન્ન કરેલાં છે.

"આનંદ ! આનંદ ! હવે મેં વિજય પ્રાપ્ત કર્યો છે. હવે હું મારી જાતને આ માત્ર સંકુચિત "હું" નથી અનુભવતો. હું પ્રેમાગ્નિથી પ્રજવળી રહ્યો છું. વિશ્વકેંદ્ર મારામાંજ છે, અને તેની વિચિત્ર લીલા મારી આસપાસ સર્વત્ર એક વર્તુળાકારમાં પડેલી છે."

"આનંદ ! આનદ ! હવે મૃત્યુનો કોઇ પણ વિચાર મારા તળિયા સુધી નથી પહોચી શકવાનો. હું એકી સાથે ઝવેરી અને મોચી બન્ને છું. જુઓ ! કાળ અને દેશ તો મારા ચરણ આગળ દાસ બનીને બેઠેલા છે !"

"આનંદ ! આનંદ ! જ્યારે હું આનંદસાગરમા મગ્ન થવા ઇચ્છું છું ત્યારે હું મારામાંજ ડુબકી મારૂં છું, અને સઘળી વાતો જાણી લઉં છું"

ગુફતમશ "ખાહમ કે બીનમ મર તુરા અય નાઝનીં;"
ગુફત "ગર ખાહી મરા બીની, બેરવ ખુદરા બબી" ૧
ગુફતમશ "બાતુ નિશસ્તન આરઝુ દારમ બસી;"
ગુફત "ગર બાશદ તુરાઇ આરઝુ, બા ખુદ નશી." ૨
ગુફતમશ "કા નકશ ગોઈ બર મિસાલે નકશે તૂ ?"

ગુફ્ત "આહિર શુદ બ નકશે ખીશ્તન નકશ આફ્રીં." ૩
ગુફ્તમશ "ગોઇ કે આદમ જમ્એ કુલ્લે આલમસ્ત ?"
ગુફ્ત "જમ્એ આલમસ્તો જમ્એ રબ્બુલ આલમી." ૪
ગુફ્તમશ "હમ મન તુ અમ, હમજુમ્લા તુ," ખંદીદો ગુફ્ત.
"બરતુ ઓ બર દીદનત બાદા હઝારાં આફ્રીં." ૫

અર્થાત્ "મેં તેને કહ્યું:-ઓ સુંદરી, હું તને જોવા ઇચ્છું છું; તેણે જવાબ આપ્યો:-જો મને જોવા ઇચ્છતો હોય તો જા, તારી જાતને જ જો." ૧

"મેં તેને કહ્યું:-તારી સાથે બેસવાની મને બહુ આકાંક્ષા છે; તેણે જવાબ આપ્યો:-જો એવી આકાંક્ષા હોય તો તારી જાત સાથેજ બેસ" ૨

"મેં તેને કહ્યું:-તારા રૂપ જેવું બીજું રૂપ (ચિત્ર) કયાં છે ? તેણે જવાબ આપ્યો:-પોતાનાજ ચિત્રમાં ચિત્રકાર પોતે પ્રકટ થયો છે." ૩

"મેં તેને પૂછયું:-શું મનુષ્યમાં સમસ્ત સૃષ્ટિનો સમાસ છે ? તેણે ઉતર આપ્યો:-સૃષ્ટિનો પણ સમાસ છે, અને સૃષ્ટિના પાલનહારનો પણ."૪

"મેં તેને કહ્યું:-હું પણ તું છે, અને સર્વ કોઈ તું છે; તેણે હસીને જવાબ આપ્યો:-તારી ઉપર અને તારી આવી દૃષ્ટિ ઉપર હજારો વાર વારી જાઉં છું." ૫

જો આ શરીર સુંદર છે તો તેને જો જોઈને તું પ્રસન્ન થાય છે, આનંદથી પ્રફુલ્લિત બને છે. અને જો તે કાળું હોય છે, તોપણ ઓ કૃષ્ણ ! તું એ કાળા રંગને પણ "મારૂં" હોવાને લીધે સુંદર ગણે છે.

કાલા હરના જંગલ ચરના ઓહ ભી છલબલ ખુબ કરે.
કાલા હસ્તી રહે ફ્રૌજન મેં ફ્રૌજન કા શૃંગાર કરે.
કાલા બાદર લરજે ગરજે જહાં પડે ત્હાં છહ્ર કરે.
કાલા ખાંડા રહે મિયાં મેં જહાં પડે દો ટુક કરે.
કાલી ઢાલ મરદ કે કંધે જહાં લડે ત્હાં ઓટ કરે.
કાલા નાગ ભૌબીકા રાજા જિસકા કાટા તુર્ત મરે.
કાલા ડોલ કુંવે કે અંદર જિસકા પાની શાંત કરે.
કાલી ભેંસ બજરકા બકુ દૂધ શક્તિ બળ અધિક કરે.
કાલા તવા રસોઇ ભીતર ખાકર રોટી ખડક જીયે.

કાલી કોકિલ કૂકે હૂકે જિસકા શબ્દ તનમન હરે.
કાલા તેરે નૈનકા સુરમા તૂ કાલેકા નામ ધરે ?
કાલા તેરે નૈનમેં તારા તૂ કાલેકા નામ ધરે ?
કાલે તેરે બાલ સાંપ સે તૂ કાલેકા નામ ધરે ?
ગોરી રી તુમ ગોરમગોરી, બાત કરે શુરુ જ્ઞાન કી ચોરી.
દાંત દામિની ચમક દમક મેં, નયન બને જાનો આમકી કેરી.
ઇતના ગુમાન કહા કરે રાધા, ખોલ ઘુંઘટ મુખ દેખન દે રી.
હો લિબાસે બશરી મેં બ ખુદા નૂરે ખુદા;
સુનતે ભીહો કુચ્છ ? આરિફ તુમ્હેં કયા કેહતે હૂંય ?

અર્થાત્ મનુષ્યવેશમાં, પરમેશ્વરના સમ, તમે સાક્ષાત પરમેશ્વરજ છો; કંઈ સાંભળો છો કે જ્ઞાનીઓ તમને શું કહે છે ?

હમસે ખિલ જાઓ બ વકતે ભજન ભક્તિ એક દિન,
વર્ના હમ છેડંગે રખકર ઉઝરે મસ્તી એક દિન.

અર્થાત્ એક દિવસ ભજન ભકિતને સમયે અમારી સાથે પણ પ્રસન્ન થઈ વાત કરો, નહિ તો અમે મસ્તીના બહાનાથી તમને છેડીશું. મધુર મુખ ઉપરથી ઘુંઘટ ઉઠાવો. હવે હઠ છોડો. એટલો બધો ઇનકાર સારો ન કહેવાય. માની જાઓ. સમસ્ત સૃષ્ટિનો આત્મા તમેજ છો. તમેજ.

કહીં કૈવાં[1] સિતારા[2] હોકે અપના નૂર[3] ચમકાયા;
ઝોહલ[4] મેં જા કહીં ચમકા, કહી મિરીંખ[5] મેં આયા;
કહીં સૂરજ હો કયા કયા તેઝ[5] જલ્વા[6] આપ દિખલાયા;
કહી હો ચાંદ ચમકા ઔર કહીં ખુદ બન ગયા સાયા,[7]
તુહી બાતિનમે[8] પિન્હાં[9] હુય, તુ ઝાહિર[10] હરમકાં[11] પર હુય
તુ મુનિયોં કે મનોં મેં હુય, તુ રિંદા[12] કી ઝબા[13] પર હુય.—૨
તેરા હી હુકમ હુય ઇન્દર[14] જો બરસાતા હુય યે પાની;
હવા અટખેલિયાં[15] કરતી હુય તેરે ઝેરે[16] નિગરાની,[17]
તજલ્લી[18] આતિશે-સોઝા[19] મેં તેરી હી હુય નૂરાની;[20]

૧ શનિ ૨ ગ્રહ ૩ પ્રકાશ ૪ શનિ ૫ મગળ ૫ પ્રકાશિત ૬ ભભકો ૭ છાયા ૮ અંતર, ભીતર ૯ છુપો ૧૦ પ્રકટ ૧૧ સ્થાન ૧૨ મદિરાભક્ત ૧૩ જીભ ૧૪ ઇંદ્ર ૧૫ રમત, નખરાં ૧૬ નીચે ૧૭દેખરેખ ૧૮ જ્યોતિ ૧૯ બળતી આગ ૨૦પ્રકાશિત

પડા ફિરસ્તા હય મારા મારા ડરસે મર્ગે—હયવાની;[૨૧]
તુહી બાતિન મેં પિન્હાં હય, તુ ઝાહિર હર મકાં પર હય;
તુ મુનિયોં કે મનોં મેં હય, તુરિંદો કી ઝબાં પર હય. ૨
તુહી આંખોં મેં નૂરે મરદુમક[૨૨] હો આપ ચમકા હય;
તુહી હો અકલ કા જૌહર[૨૩] સરોં મેં સબ કે દમકા[૨૪] હય;
તેરે હી નૂરકા જલવા હય કતરે[૨૫] મેં જો નમ[૨૬] કા હય;
તુ રૌનક[૨૭] હર ચમન[૨૮] કી હય, તુ દિલબર[૨૯] જામે[૩૦] જમકા હય.
તુ હી બાતિન મેં પિન્હાં હય, તુ ઝાહિર હરમ કાં પર હય;
મુનિયાં કે મનોં મેં હય, તુ રિંદોં કી ઝબાં પર હય. ૩
કહીં તાઉસે-ઝરીં-બાલ[૩૧] બનકર રકસ[૩૨] કરતા હય;
દિખાકર નાચ અપના મોરની પર આપ મરતા હય;
કહીં હો ફાખ્તા[૩૩] કૂ કૂ કી-સી[૩૪] આવાઝ કરતા હય;
કહીં બુલબુલ હય, ખુદ હય, બાગબાં;[૩૫]ફિરઉસસે ડરતા હય.
તુ હી બાતિન મેં પિન્હાં હય, તુ ઝાહિર હરમકાં પર હય;
તુ મુનિયોં કે મનોં મેં હય, તુ રિંદો કી ઝબાં પર હય. ૪
કહીં શાહીં[૩૬] બના શેહ[૩૭] પર, કહીં શિકરા હય મસ્તાના;
શિકારી આપ બનતા હય, કહીં હય આબ[૩૮] ઔર દાના,[૩૯]
લટકસે ચાલ ચલતા હય, કહીં માશૂકે—જાનાના;[૪૦]
સનમ તૂ બર્હમન નાકૂસ[૪૧] તૂ, ખુદ તૂ હય બુતખાના;[૪૨]
તુ હી બાતિન મેં પિન્હાં હય, તુ ઝાહિર હરમકાં પર હય;
તુ મુનિયોં કે મનોં મેં હય, તુ રિંદો કી ઝબાં પર હય. ૫
તુહી યાકૂત[૪૩] મેં રોશન[૪૪], તુહી પુખરાજ ઔર દુર[૪૫] મેં;
તુહી લાલે-બદખશાં[૪૬] મે, તુહી હય ખુદ સમંદર[૪૭] મેં;
તુહી કોહસારો[૪૮] દરિયા[૪૯] મેં, તુ હી દીવાર મેં દર[૫૦] મેં;

૨૧ દૈહિકમૃત્યુ ૨૨ કીકી ૨૩ તત્ત્વ ૨૪ પ્રકાશ્યો ૨૫ ટીપું ૨૬ ભીનાશ, પાણી ૨૭ શોભા ૨૮ ઉદ્યાન ૨૯ પ્રિય ૩૦ શરાબનો પ્યાલો ૩૧ સુવર્ણ પીંછાવાળો મયૂર ૩૨ નૃત્ય ૩૩ હોલો ૩૪ જેવી ૩૫ માળી ૩૬ બાજપક્ષી ૩૭ બળવાન પાંખ ૩૮ પાણી ૩૯ દાણો ૪૦ પ્રાણપ્રિય માશૂક ૪૧ શંખ ૪૨ મૂર્તિમંદિર ૪૩ નીલમ ૪૪ પ્રકાશિત ૪૫ મોતી ૪૬ બદખશાં દેશનું લાલ, અતિ મૂલ્યવાન માણેક ૪૭ સમુદ્ર ૪૮ પર્વત, પહાડી મુલક ૪૯ નદી ૫૦ ઘર

તુહી સેહરા[૫૧] મેં આબાદી[૫૨] મેં, તેરા નૂર નૈયર[૫૩] મેં;
તુહી ખાતિન મેં પિન્હાં હય, તુ ઝાહિર હરમકાં પર હય;
તુ મુનિયોં કે મનોં મેં હય, તુ રિંદોં કી ઝબાં પર હય. ૯
(વ્રજલાલ વિષ્ણુ)

વહાલા! તમને શો અધિકાર છે કે શરીરની અહંતા (મમતા) માં પડયા રહીને પોતાની જાતને પીગળાવી નાખો છો--નષ્ટ કરી દો છો? તમને આત્મઘાત કરવો ક્યાં યોગ્ય છે? સમસ્ત સૃષ્ટિ તમારૂંજ શરીર છે, તમેજ છો. જ્યાં જ્યાં દૃષ્ટિ નાખો ત્યાં સઘળે તમારૂંજ સ્વરૂપ વિદ્યમાન છે. જો સૃષ્ટિ ભુંડી છે તોપણ તે તમેજ છો, અને જો તે ભલી છે, તોપણ તે તમેજ છો. સર્વ તમારોજ પ્રકાશ છે. કોઇ તારાઓ ગણી નાખે એવો હોય અને કોઇ માથાના વાળ પણ ન ગણી શકતો હોય, તોપણ બંને રૂપે છો તો તમેના તમેજ. આ પણ તમે છો અને તે પણ તમે છો. જો એવું યંત્ર બનાવવામાં આવે કે જેનાથી સૂર્યસુધી પહોંચી શકાય, અથવા જો આંખની કીકીને પણ જોવાનું ભાગ્યમાં ન હોય, તોપણ છો તો સર્વત્ર તમેજ તમે. આ પણ તમે અને તે પણ તમે. ગમે તો તમે પ્રત્યેક પુષ્પ અને પત્રની બનાવટથી પૂરેપૂરા માહિતગાર થઇ જાઓ, અથવા ગમે તો તમને પુષ્પ જેવા કોમળ શરીરવાળા મનુષ્યની પણ ખબર ન હોય, પરંતુ છો તો સર્વ તમેજ તમે.

કેટલાક મનને ઇન્દ્રિયોનો રાજા કહે છે તો કેટલાક મસ્તિષ્કને રાજ-રાજેશ્વરની ઉપાધિ આપે છે. વળી કેટલાક આકાશને ફરતું માનતા હતા, અને કેટલાકે પૃથ્વીને ફરતી સિદ્ધ કરી છે, પરંતુ ગમે તો એમ હોય કે તેમ હોય, બુદ્ધિ આણી ગમ ચક્કર માર્યા કરે કે પેલી ગમ ગભરાઈને નાસે, બાલ્યાવસ્થા અને સુષુપ્તિમાં કંઇ વિવેક કે વિચાર ન રાખતા હો, અથવા જાગ્રદવસ્થામાં પૃથ્વી અને આકાશના છેડા મેળવી દેવામાં આવે, તોપણ તમારૂં પવિત્ર સ્વરૂપ તો સદૈવ એકરસ, "શું શા" થી પર, અવિનાશી, નિર્વિકાર, ત્રિગુણાતીત, સર્વાત્મા, અનાદિ, અનંત, અવિચળ અસ્તિત્વવાળું, બુદ્ધિસ્વરૂપ, શક્તિસ્વરૂપ, પવિત્રતા સ્વરૂપ, ન્યાય સ્વરૂપ, કલ્યાણસ્વરૂપ અને સત્યસ્વરૂપ છે.

૫૧ અરણ્ય પર વસ્તી ૫૩ સૂર્ય, તારા.

ખાહ ફિરતા હય ફ્લક ઔર ખાહ ફિરતી હય ઝમીં
દખ્લ મેરી ઝાતમેં હરગીઝ તગૈયુર કો નહીં.

અર્થાત્ જોઇએ તો આકાશ ફરતું હોય કે જોઈએ તો પૃથ્વી ફર્યા કરે, પણ નિજસ્વરૂપમાં કદી ફેરફાર નજ થઈ શકે. જો સાયન્સ (વિજ્ઞાન) માં કોઇ નવીન વાત શોધાઇ છે તો તે તારાજ પ્રકાશિત વદન ઉપરના કોઇ તલનો પત્તો લાગેલો છે, તારૂંજ સ્વરૂપ પ્રકટ થયું છે, તારૂંજ સૌંદર્ય દશ્યમાન થયું છે.

તત્ત્વવેત્તાઓના સંપ્રદાયો ભૂતકાળમાં એક બીજા સાથે હરીફાઈમાં ઉતરી અદ્વૈતસિદ્ધાંતને સિદ્ધ કરતા હતા, અને ભવિષ્યકાળમાં તત્ત્વશાસ્ત્રીઓ અદ્વૈતને સિદ્ધ કરતાં કરતાં પાગલ બની જશે; તત્ત્વજ્ઞાનના હજારો વારા થઈ ચકયા અને હજી લાખો થશે; રીતરિવાજોના સેંકડો ક્રમ દટાઈ ગયા અને ભવિષ્યમાં પણ કેટલાય પોતપોતાને સ્થાને ફૂલીફાલીને ખનિજ કે કોલસાની ખાણો સમાન પુરાણા બની જશે; અસંખ્ય સામ્રાજ્યો પૃથ્વીતળ ઉપર થઇ ગયા અને કરોડો પોતપોતાને સમયે ભભકો બતાવી પાછાં નષ્ટ થઇ જશે; પૂર્વે પણ બુદ્ધિરૂપી પોપટ ઉડતા હતા; ભવિષ્યમાં પણ ઉડતા રહેશે; ગમે તો ફિલૉસોફી (તત્ત્વજ્ઞાન) તેને સિદ્ધ કરવામાં સફળ થાય, કે ગમે તો બેશુદ્ધ થઇ ભોંય પર પડે; પરંતુ એક માત્ર સત્ સ્વરૂપ, નિર્વિકાર, જ્ઞાનસ્વરૂપ અને આનંદસ્વરૂપ મારૂં પવિત્રસ્વરૂપ તો સદાય જેમનું તેમજ ચાલ્યું આવે છે, અને રહેશે.

મુદ્દતી શુદ કે મીરસદ અઝ ગૈબ, લેહઝા લેહઝા બગોશે હોશ ખિતાબ,
કે જુઝ ઊ નીસ્ત દર સરાયે વુજૂદ, બ હકીકત કસી દિગર મૌજૂદ.

અર્થાત્ અનંત વર્ષો થયાં અંતરિક્ષમાંથી પળે પળે બુદ્ધિના કર્ણ ઉપર આ સ્વર પડે છે કે "કે આ વિશ્વમાં તેના સિવાય વાસ્તવમાં અન્ય કોઈજ વિદ્યમાન નથી."

સીન સમા સબસે સિર ભારૂ, કોઇ ન રેહસી બાકી જે,
ઉદય અસ્ત લૌં રાજ જિન્હૌંદા, સોભી ચલસન ખાકી જે.
કાળ કલા તે બચત ન કોઇ, બ્રહ્મા, વિષ્ણુ, પિનાકી જે,
ઈક આનંદરાશિ, અજ અવિનાશી, હમ રેહ જાના બાકી જે.

અલ હક્કો વુજૂદુન મુતલકુન વ માસિવાહો ખિયાલુન મુઝખઝકુન બાતેલુન.

અર્થાત્ ઈશ્વર સત્સ્વરૂપ છે અને તેના સિવાયનો વિચાર સરખો કરવો એ હાસ્યાસ્પદ અને મિથ્યા છે.

જો દેખાવે અત્યંત કદ્રૂપો, અને કાળા કોલસા જેવો કોઇ માણસ હોય તો તે પણ તમારૂંજ સ્વરૂપ છે, આ તથ્યથી તમે નથી નાસી શકવાના. ત્યારે તેનાથી ઘૃણા કેમ કરો છો! અને કોઇ વ્યક્તિ અપ્સરા જેવી, સૌંદર્યમયી, સૃષ્ટિની શોભા, અભિનયની ખાણ દેવી જેવી છે, તો તે પણ તમારૂંજ નિજસ્વરૂપ છે. તે તમે પોતેજ છો, તમે પોતેજ છો, તમે પોતેજ છો. તેથી પ્રેમ કોને કરશો. મોહ શામાટે પામો છો? તમારી પાંચે ઇંદ્રિયો જે તેને ભિન્ન દેખાડે છે, તે હડહડતું જૂઠું બોલે છે. તેમની ઉપર ભરોસો ન રાખો. તમે સર્વ શરીરોનું જીવન છો. તમે સર્વ છો, તમે સર્વ છો.

"દેશ અને કાળ! હવે મને સમજાય છે કે મારી અટકળ ખરી હતી; કે જે મેં જંગલના ઘાસમાં રઝળતા રઝળતા કરી હતી, જે મેં પથારીમાં પડયે પડયે કરી હતી; અને પાછી ઉષા સમયે નિસ્તેજ થતા તારાઓ નીચે સમુદ્રને કિનારે ફરતા ફરતા કરી હતી"

તજહ્હી હાસ્ત હકરા દર નિકાબે આતે ઈન્સાની,
શુહૂદે ગૈબ ગર ખાહી વુજૂદ ઇજાસ્ત ઈમકાની.
હિજાબે જલ્વા હમ યકસર હુજૂમે જલ્વા હસ્ત ઇજા,
નિકાબી નીસ્ત દર્યારા મગર તૂફાને ઉર્યાની. ૨
કમાલે ખુદ શિનાસી શુદ દલીલે કુદરને આરિફ,
તુ ગર ઈ રમ્ઝ બિશનાસી તુ નીઝ અય બેખબર આની ૩
ચમનરા શૂખી અઝ નાઝત, ફલક હા પરદએ સાઝત,
હુ આલમ મેહવે અદાઝત, બ ફેહમ અય કતરા નાદાની. ૪

અર્થાત્ "માનુષી સ્વરૂપના આવરણમા સત્યની વિભૂતિઓ સતાયલી છે, જો તું અવ્યક્તના દર્શન કરવા ઈચ્છતો હોય તો (જાણ કે) તેને અહી પ્રકટ થવા (અસ્તિત્વમા આવવા) માટે આધારની આવશ્યકતા છે." ૧

"અહીં પ્રકાશની વિપુલતાજ પ્રકાશ ઉપરનું આવરણ બનેલી છે, સરિતા ઉપર બીજું કોઈજ આવરણ નથી સિવાય કે તેની નગ્નાવસ્થાને લીધે ઉદ્દભવેલું તોફાન." ૨

"જ્ઞાનીની શક્તિનું પ્રમાણ તેના આત્મજ્ઞાનની પરાકાષ્ઠા છે; તું જો આ રહસ્ય સમજે, તો, ઓ અજ્ઞાની! તું પણ તેજ છે." ૩

"તારાંજ લટકાં મટકાંને લીધે ઉદ્યાનને આટલી મગરૂબી છે; આકાશો તારાજ વાજીંત્રના પડદા છે; આ લોક અને પરલોક તારાજ અભિનયમાં તલ્લીન છે; ઓ અજ્ઞાન બિંદુ! સમજ સમજ." ૪

પ્રશ્ન:—નીચેનાં વાક્યોની સંક્ષેપથી વ્યાખ્યા કરી આપો.

सर्वं खल्विदं ब्रह्म।

હરચે આયદ દર નજર અઝ ખયરો શર,
જુમ્લા ઝાતે હક બુવદ અય બે ખબર.

ભાવાર્થ:—જે જે કંઇ ભુંડું ભલું નજરે પડે તે સર્વ સત્યસ્વરૂપ છે એમ તું જાણ.

"વન તૃણ પર્વત છે પરબ્રહ્મ."

બનામે આં કે ઊ નામી ન દારદ, બ હર નામી કે ખાની સર બર આરદ.

અર્થાત્ તેના નામથી શરૂ કરૂં છું કે જેને કંઇ નામજ નથી; અને તે છતાં પણ જે કોઈ નામથી તું તેને બોલાવશે તે નામ ઉપર તે પોતાનું માથું ઉંચકશે.

અમને એ ટુંકમાં જરા સમજાવી દો.

ઉત્તર:—પૂર્વે સંક્ષેપમાં કહેવામાં આવ્યું છે કે

तदंतरस्य सर्वस्य तदु सर्वस्यास्य वाह्यतः। (ઈશોપનિષદ્)

અર્થાત્ એકજ ચૈતન્ય (આત્મા) સર્વની અંદર છે, અને તેજ ચૈતન્ય સર્વની બહાર છે. અને આ ચૈતન્યજ મારૂં સાચું નિજસ્વરૂપ છે. જેમ સ્વપ્નમાં એકજ પુરુષ એક બાજુ વસ્તુઓ બની જાય છે, અને બીજી બાજુએ દ્રષ્ટા બની જાય છે, તેમ જાગ્રત્‌માં પણ આજ ચૈતન્ય એક તરફ ક્રિયા બનીને આવે છે, અને બીજી બાજુ પ્રતિક્રિયા થાય છે. આજ ચૈતન્ય ક્રિયા અને પ્રતિક્રિયાદ્વારા ભાતભાતનાં નામરૂપમાં પ્રકટ થાય છે. આ એકજ ચૈતન્યના બાહ્ય દ્વૈતપણાઉપર સંસારની લીલા અવલંબી રહેલી છે. એક હાથ આ બાજુથી આવ્યો અને બીજો હાથ બીજી બાજુથી આવ્યો—એટલે તાળી પડી. પરંતુ બન્ને હાથો એકજ પુરુષના હતા. તેવીજ રીતે બન્ને બાજુ ચૈતન્ય એકજ છે.

ગંગાની એક લહરી આ બાજુથી આવી અને બીજી સામેની બાજુથી આવી. બન્નેના અડકવાથી ફીણ ઉત્પન્ન થયાં; પરંતુ બન્ને લહેરો એકજ ગંગાની છે. તેવીજ રીતે જગતરૂપી ફીણ-બુદ્બુદ નજરે પડે છે તેમાં ક્રિયા અને પ્રતિક્રિયારૂપી લહેરીઓનું મૂળ એકજ ચૈતન્ય છે.

### સંધ્યા

ગંગા કી ઠંડી છાતી સે આતી હુય ખુશ હવા;
હય ભીને ભીને બાગ કા શ્વાસ ઇસમેં મિલ રહા.
ગંગા કે રોમ રોમ મેં રમને લગાવો બહ્ર,[1]
આયા જુવાર[2] ઝોરકા લહેરોં પે લે કે લહ્ર.
દેખો તો કૈસે ઝૉકસે આતે જહાઝ હંય;
મારે ખુશી કે સીટી બજાતે જહાઝ હંય.
શાદી[3] ઝમી[4] કી, એલો! ફ્લક[5] સે હુઇ હુઇ;
વો સાએબાં-કનાત[6] હય જબ હી તની હુઇ.
દુલ્હા[7] કે સરપે તારૂં કા સેહરા ખુલા ખુલા
દુલ્હન[8] કે બર્કે-દિલ[9] ને ચિરાગાં[10] ખિલા દિયા.

### ઇડન ગાર્ડન કલકત્તા

હય કયા સુહાના[1] બાગ મેં મૈદાને દિલકુશા,[2]
ઓર હાશિયા[3] હય બેન્ચો કા સબઝે[4] પે, વાહ વાહ!
મજ્મા[5] હુજૂમ[6] લોગોંકા ભર કર લગા હય યેહ,
મૈદાન આદમી સે લબાલબ[7] ભરા હય યેહ.
બેન્ચોં પે બા'ઝ[8] બૈઠે હંય, અકસર[9] હય ખુશ ખડે,
બાંકે[10] જવાન બાગમેં હય ટહેલતે પડે.
મૈદાં કે પાર સડક પે હય બગ્ગીયાં કી ભીડ,
ઘોડાં કી સરકશી[11] હય લગામોં કી દે ન પીડ[12]
શૉકીન કલકત્તે કે હય મૌજુદ સબ યહાં,

૧ સમુદ્ર. ૨ ભરતી. ૩ લગ્ન. ૪ પૃથ્વી. ૫ આકાશ. ૬ તંબુ. ૭ વરરાજા. ૮ નવવધૂ. ૯ હૃદય-વીજળી. ૧૦ રોશની.

૧ સલુણું. ૨ હૃદય ખીલવનાર. ૩ કોર-કિનારી. ૪ લીલોતરી. ૫ મંડળી. ૬ સમૂહ. ૭ કાંઠાલગી. ૮ કેટલાક. ૯ ઘણાક. ૧૦ છેલછબીલા. ૧૧ મસ્તી ઉદ્ધતાઇ. ૧૨ અંકુશ.

હર રંગ ઢંગ વઝઅ[૧૩] કે મિલતે હય અબ યહાં.

### કામ

હમ સબ કો દેખતે હંય, યેહ દેખતે કહા ?
આંખે તની[૧] હુઇ હય, યે કયા પીર[૨] કયાં જવાં.[૩]
મરકઝ[૪] હય સબ નિગાહોં[૫] કા ઉજલા ચબૂતરા,
ખુશ ઍન્ડ બાજા ગોરોં કા જિસ મેં હય બજ રહા.
ગાતે કુલા કુલા કે હંય વો ગાલે-ગોરિયાં,[૬]
કયા રોશની[૭] મેં સુર્ખ[૮] દમકતી[૯] હય કુર્તીયાં ! [૧૦]
અય લોગો તુમકો કયા હય જો હિલતે ઝરી નહીં ?
કયા તુમને લાલ કુર્તી કો દેખા કભી નહીં ?

### આવરણ

અસરાર[૧] ઇસમેં કયા હય કરો ગૌર[૨] તો સહી[૩]
ઇસ ટિક[૪] ટિકી મેં કયા હય, કરો ગૌર તો સહી.
ગોરોં કી કુર્તીયાં કો હંય ગો[૫] તક રહે સુદૂર,
લેકિન નઝર સે કુર્તીયાં ગોરે તો સબ હય દૂર.
લેહરા રહા હય પર્દાસા[૬] સબ કી નિગાહ પર,
ઇસ પર્દે સે પિરોઇ હય હર એક કી નઝર.
યે પર્દા તન રહા હય અજબ ઠાઠ બાઠ કા,
જિસ મેં ઝમીં, ઝમાનો[૭]—મકાં[૮] હય સમા રહા.
પર્દા હય બિલા છેદ[૯] કે સીવન[૧૦] કહીં નહીં,
લેકિન સુટાઇ[૧૧] પૂછો તો અસલન[૧૨] નહીં નહીં.
પર્દા સિતમ[૧૩] હય સહર[૧૪] કે નકશો[૧૫]-દિગર[૧૬] હય,
હર આંખ કે લિયે યાં અલહદા[૧૭] હી કાર[૧૮] હંય.
સબ સામે[૧૯] ઇન કે સામને પર્દા હય યેહ પડા,

---

૧૩ ફેશન દેખાવ.

૧ ખેંચાયલી. ૨ વૃદ્ધ. ૩ જુવાન. ૪ કેંદ્ર. ૫ દષ્ટિઓ. ૬ ગોરા ગોરા ગાલ ૭ દીવાનો પ્રકાશ. ૮ લાલ. ૯ ચળકે છે. ૧૦ પહેરણ.

૧ રહસ્ય. ૨ વિચાર. ૩ ખરા ૪ એકી ટશે તાકવું ૫ જો કે. ૬ આવરણ ૭ કાળ અને. ૮ સ્થળ ૯ છિદ્ર ૧૦ સીવણ ૧૧ જાડપણુ ૧૨ તદ્દન જરાએ. ૧૩ અગમ્ય ૧૪ જાદૂઇ. ૧૫ આકાર. ૧૬ ચિત્ર. ૧૭ જુદાં. ૧૮ કાર્ય. ૧૯ શ્રોતાજનો.

હર એક કી નિગાહ મેં નકશા બના દિયા.
પર્દાસે રાગ કે હય યે પર્દા અજબ પડા,
ગંધર્વ શહેરકા હય કે મે અરાજ[૨૦] કા મઝા.
જાદૂ હય, હિપ્નોટિઝમ હય, પર્દા સુરાબ[૨૧] હય,
ક્યા સચ હય! રંગ ઢંગ યેહ સબ નકશે-આબ[૨૨] હય.
રમીયે તો યાર પર્દે મેં દેખેં તો કેફિયત,
આંખે સિલી[૨૩] હુંય પર્દે મે ક્યું ? ક્યા હય માહિયત ?[૨૪]
દીદાં[૨૫] મેં ઔર રંગોં મેં ક્યા હય મુનાસેબત[૨૬]?

લાકડી હય હવાયે દેહ, પાની બન જાઓ,
મૌજોં કી તરેહ લહેરો મગર એક રહો.

સાથ સૂરત કે હય સૂરત આફ્રરીં, નકશ પર નક્કાશ શયદા હો ગયા.
અર્થાત્ રૂપની સાથેજ છે રૂપ આપનાર, ચિત્રપર મોહિત થયોછે ચિત્રકાર.

પ્રાકૃતિક પ્રમાણુઃ—" હું સાક્ષી, ચૈતન્ય (અને વિશ્વ સ્રષ્ટારૂપ) છું," આ એવો સિદ્ધાંત છે કે જેનું ખંડન અશક્ય છે; પરંતુ પોતાની જાતને કેવળ સાક્ષીમાત્ર, નિઃસંગ અને નપુંસક ઠરાવવાથી મનને સંતોષ નહિ. વળતાં એકાંત અરણ્યની પેઠે અપ્રિય લાગે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણો સ્વભાવ આપણને કેવળ ક્રિયા કે પ્રતિક્રિયાનું મૂળ ગણીનેજ બેસી રહેવાનું માન્ય નથી રાખતો. જ્યાંસુધી અનુભવથી સ્વરૂપ સાથે એકતા નહિ થાય ત્યાંસુધી હૃદયને ચેનજ પડવાનું નથી. હવે થોડાક વધુ વિચાર કરીએ.

ગુલાબનું પુષ્પ સામે મૂકેલું છે,
તેનો રંગ એ તેનો એક ગુણ છે.

આ ગુણ જોનારની પ્રતિક્રિયાનું પરિણામ છે. જેમ અરિસામાં પાન ખાપેલા ઓષ્ઠ, પ્રિયાએ અરિસામાં જોયું તેનુજ પરિણામ છે તેમ.

પુષ્પની ગંધ તેનો એક ગુણ છે. આ પણ દ્રષ્ટાની પ્રતિક્રિયાનું પરિણામ છે.

પુષ્પની કોમળતા પણ તેનો એક ગુણ છે, જે જોનારની પ્રતિ ક્રિયાનું

૨૦ આકાશ. ગમન ૨૧ મૃગજળ ૨૨ પાણીમાં પડેલાં પગલાં ૨૩ સીવાઇ ગઈ છે.
૨૪ જ્ઞાન ૨૫ આંખોમાં. ૨૬ સંબંધ.

પરિણામ છે, પુષ્પનો આકાર પણ એક ગુણ છે જે જોનારની પ્રતિક્રિયાનું એક પરિણામ છે. ટુંકમાં પુષ્પના બધા ગુણો દ્રષ્ટા તરફની ક્રિયા થયા પછીજ અનુભવાય છે. હવે સારી પેઠે વિચાર કરીને કહો કે "શું, માત્ર આ ગુણોના સમૂહનેજ પુષ્પ કહે છે કે પુષ્પમાં કંઇ બીજું તત્ત્વ પણ છે ?"

ઉપર ઉપરથી જોતાં તો એમજ જણાય છે કે જો ફૂલનાં રંગ, ગંધ, આકાર, કોમળતા, સ્વાદ, ભાર આદિ ગુણોને મસ્તિષ્કમાંથી કાઢી નાખવામાં આવે તો અવશેષ કંઇજ નહિ રહે-શૂન્યજ પ્રાપ્ત થશે. આરંભમાં તો આજ ભ્રમ થાય છે કે પુષ્પમાત્ર ગુણોના સમૂહનુંજ નામ છે; પરંતુ વેદાંત કહે છે કે વહાલા! પુષ્પના બધા ગુણો તો એક રીતે નિઃસંદેહ તમે તમારામાંથીજ બહાર કાઢ્યા છે, અને પુષ્પ પુષ્પરૂપે તમારી પ્રતિક્રિયાએ અર્પેલા ગુણોનુંજ ઋણી છે. જેને તમે પુષ્પ ગણો છો તેણે પુષ્પરૂપે અનુભવાયા પહેલાં તમારા નાક ઉપર અસર કરી, આંખ ઉપર ક્રિયા કરી, સ્પર્શ શક્તિ ઉપર કાર્ય કર્યું; અને સ્વાદેંદ્રિય ઉપર અસર કરવાની યોગ્યતા પણ તેમાંજ હતી. તે તો ચૈતન્ય છે; શૂન્ય નથી. માટે પુષ્પના નામરૂપ ગુણની પેલીપાર શૂન્ય (ન) નથી પરંતુ ચૈતન્ય (જ્ઞ) છે. અને પુષ્પ માત્ર ગુણોના સમૂહનુંજ નામ નથી; પરંતુ પુષ્પનું વાસ્તિવિક અસ્તિત્વ તો "ચૈતન્ય"છે.

"એકજ વિશાળ પૂર્ણતા

.... .... .... .... .... .... .... .... .... ....

સૂર્યમાં ઉષ્ણતા આપે છે; વાયુ લહરીમાં પ્રફુલ્લતા ભરે છે; તારલામાં ચમકારા મારે છે; વૃક્ષોમાં મોર ખીલાવે છે; સમસ્ત જીવનમાં જીવે છે; સઘળા વિસ્તારમાં રહી છે; અવિભક્ત છતાં તે ફેલાઇ રહી છે અને અથાગપણે કાર્ય કર્યે જાય છે, આપણા અવિનાશી આત્મામાં તે શ્વાસ લે છે અને આપણા વિનાશી શરીરમાં પ્રાણ ફુંકે છે; તેજ આપણા ક્ષણભંગુર અંશને રૂપ આપે છે; જેટલી તે હૃદયમાં પરિપૂર્ણ છે, તેટલીજ એક વાળમાં પણ છે. રોદણાં રડતા દુષ્ટ મનુષ્યમાં પણ તે એટલીજ ભરપૂર અને પરિપૂર્ણ છે કે જેટલી પ્રભુપ્રેમમાં નિમગ્ન આનંદિત દેવદૂતમાં છે. તેની આગળ કોઇ ઉચ્ચ પણ નથી ને નીચ પણ નથી. કોઇ મહાન્ પણ નથી અને ક્ષુદ્ર પણ નથી. તે સર્વની અંદર પણ વ્યાપી રહી છે અને બહાર પણ

વ્યાપી રહી છે. તે સર્વને જોડી રહી છે અને સમાન બનાવી રહી છે."

(એલેકઝાન્ડર પોપ)

ઉપરોક્ત વાતનું અમે નિમ્નલિખિત રીતિએ નિરૂપણ કરીશું:—

પુષ્પ = ગુણ + अ

(રહસ્ય:–ગુણ શબ્દથી તે ગુણ સમજવાનો છે કે જેને લીધે "પુષ્પ" નામ આપવામાં આવે છે. અને अ નો અર્થ ચૈતન્ય લેવાનો છે કે જે ગુણોથી પર છે.)

પ્રશ્ન:—પેલી કેરી દેખાય છે. તે ગુલાબના ફૂલથી ભિન્ન કેમ છે?

ઉત્તર:—તેના ગુણોને લીધે. ફળના ગુણ જુદા છે અને ફૂલના જૂદા છે. ફૂલ સૂંઘવાની વસ્તુ છે અને ફળ ખાવા (કિંવા ચૂસવા) ની વસ્તુ છે. રંગમાં, રૂપમાં, નામમાં, કોમળતા વા કઠોરતામાં, અસરોમાં અને ઉપયોગમાં ભેદ છે. તેથી ફળ અને ફૂલ બન્ને એક નથી કહી શકાતાં. એકંદરે ભિન્નતાનું કારણ ગુણો (નામરૂપો) છે કે જે અનુભવ કરનારા (ભોક્તા) ની પ્રતિક્રિયાનું પરિણામ છે.

શું ફૂલની વાસ્તવિક ચૈતન્ય સત્તા (જે ફૂલના ગુણોથી પર છે) તે ફળની વાસ્તવિક ચૈતન્ય સત્તા (જે ફળના ગુણોથી પર છે) તેનાથી ભિન્ન નથી?

વેદાંતનો એવો જવાબ છે કે ફૂલના મૂળ સ્વરૂપમા અને ફળના મૂળ સ્વરૂપમાં કંઈ તફાવત નથી. જેવી રીતે અંગુઠી અને કકણ વચ્ચેનો ભેદ માત્ર ગુણોને લીધે છે, મૂળ સ્વરૂપ (સુવર્ણ) મા કઈજ ભેદ નથી- અંગુઠી આંગળીમાં પહેરવામાં આવશે અને કકણ કાંડામાં; બન્નેના આકાર અને રૂપ જૂદાં જૂદાં છે; પરંતુ બન્ને છે તો એક સુવર્ણજ. તેવીજ રીતે એકજ મૂળ સ્વરૂપ ચૈતન્ય (अ) ગુલાબનું વાસ્તવિક અસ્તિત્વ છે તેમજ કેરીનું પણ વાસ્તવિક અસ્તિત્વ છે. તેથી વેદાંતમતાનુસાર ઉપરોકત નિરૂપણ પ્રમાણે કેરીનું સમીકરણ નીચે મુજબ થશે.

કેરી = ગુણ + अ

કેરી અથવા ગુણનો અર્થ તેનું કદ, તેની મીઠાશ, પીળાશ, વગેરે સમજવાં કે જે કેરીને જગતની બીજી બધી વસ્તુઓથી જૂદી દર્શાવી આપે છે. એની સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે એ ગુણો પણ તેનો

અનુભવ કરનારી પ્રતિક્રિયાના પરિણામરૂપજ હોય છે.

જો કેરીના વાસ્તવિક અસ્તિત્વ (અ) ને ફૂલના વાસ્તવિક અસ્તિત્વથી અભિન્ન માનવામાં કંઇ વાંધો હોય તો લ્યો, તેને અ નહિ કહીએ. અ¹થી તેની ભિન્નતા દર્શાવીશું.

તે સ્થિતિમાં કેરીનું સમીકરણ નીચે પ્રમાણે થશે.

કેરી = ગુણ + અ¹

તેજ પ્રમાણે સાકરને સાકર ઠરાવનારા આરોપિત ગુણોથી પર સાકરનું જે મૂળ સ્વરૂપ છે તેને ફૂલ અને ફળના મૂળ સ્વરૂપથી ભિન્ન અ² માનતાં સાકરનું સમીકરણ નીચે પ્રમાણે થશે.

સાકર = ગુણ + અ²

**સૂચના** ગુણોના આરોપિત હોવા વિષે થોડાક વધુ શબ્દો લખવા ઉચિત છે. સાકરનો સૌથી મોટો ગુણ ગળપણ ખાનારની સ્થિતિ ઉપર અવલંબી રહેલો હોય છે. જેમકે કેટલીક સ્થિતિઓમાં સાકર કડવી લાગે છે. જે અરિસો માણસની દૃષ્ટિએ સ્વચ્છ અને લીસો દેખાય છે તેજ અરિસો કીડીની આંખે મેલો દેખાય છે. જ્યાં મનુષ્યને માટે શોધ મેળવવી અશક્ય હોય છે ત્યાં સુંઘનાર કૂતરા સુંઘવાની તીવ્ર શક્તિવડે તરત શિકારને શોધી કહાડે છે. કીડીઓ વરસાદના આગમનને પ્રથમથી જ જાણી જાય છે અને તેથી ઇડાં મોંમાં લઇ આમ તેમ દોડતી નજરે પડે છે. કોઇ વસ્તુની જાડાઇ, લંબાઇ અને પહોળાઇ વિષે મનુષ્ય જે કલ્પના કરે છે, તે વસ્તુ હાથીની આંખે જૂદીજ જણાય છે. દેડકાની આંખને પાણીમાં દરેક વસ્તુ સ્પષ્ટ જણાય છે; પરંતુ પાણીની બહાર બધું ઝાંખું દેખાય છે. જે વસ્તુઓ સાધારણ માણસોને ધોળી દેખાય છે તેજ વસ્તુઓ અમુક દશામાં અમુક માણસોને પીળી દેખાય છે. માતા પિતાને કમાડ, ભીંત, પલંગ વગેરે વસ્તુઓ, તે તે વસ્તુઓના નામ રૂપમાં દેખાય છે, પરંતુ નાના બાળકને, તેની આંખો ઉઘાડી હોય અને તે જાગતો હોય તોપણ તેની કંઇજ ખબર નથી હોતી. આંખોની બનાવટ જો સૂક્ષ્મદર્શક યંત્ર, દૂરદર્શક યંત્ર, કેલાઇડોસકોપ (નાનાવિધ સુરૂપદર્શક યંત્ર) કે લૂક એન્ડ લાફ (જુઓ અને હસો) જેવાં યંત્રોના સિદ્ધાંત અનુસાર કરવામાં આવે તો જગત્ કંઇનું કંઇજ થઇ

જાય. કાનોની બનાવટ પણ થોડીક ફેરવવામાં આવે તો શ્રવણનું રૂપજ પલટી નાખે. એક સૂક્ષ્મ જંતુમાંથી વધતાં વધતાં મનુષ્ય સુધી વિકાસ થયો છે, તો કોણ જાણે ભવિષ્યમાં એવો પણ વિકાસ થાય કે માણસોની ઇંદ્રિયો અને મસ્તિષ્ક અવળાં સવળાં થઇ કંઇ જૂદાજ રંગ ઢંગ અનુભવવા માંડે. આ ઉદાહરણોથી સ્પષ્ટ જણાઇ આવે છે કે વસ્તુઓના ગુણ વાસ્તવિક નથી, પરંતુ અનુભવ કરનાર ઉપર અવલંબી રહેલા છે, અને તેની પ્રતીતિ થવી એ કેવળ અનુભવ કરનારનેજ આભારી છે.

ભિન્ન ભિન્ન દશ્યોનાં વાસ્તવિક સ્વરૂપને ભિન્ન ભિન્ન માનવાથી પ્રત્યેક પદાર્થને માટે એક નવું સમીકરણ બનશે:—

ભ્રમર = ગુણ $अ^3$

સિંહ = ગુણ $अ^4$

ગંગા = ગુણ $अ^5$

હિમાલય = ગુણ $अ^6$

લેખિની = ગુણ $अ^7$

.... .... .... .... .... .... .... .... .. .... .... .... .... ....

આ પ્રમાણે ગણતાં अ, $अ,^1$ $अ,^2$ $अ^3$ ઇત્યાદિથી સૂચવવામાં આવતાં ચૈતન્ય (મૂળ સ્વરૂપ) અસંખ્ય ઠરશે, અને તેમને ભિન્ન ભિન્ન માનવું પડશે.

પરંતુ ચૈતન્ય (મૂળ સ્વરૂપ) ને તો ગુણોથી પર સ્વીકારી ચૂકયા છો!

**વળી આ વાત પણ સિદ્ધ થઇ ચૂકી છે કે ભિન્નતાનું કારણ માત્ર ગુણોજ હોય છે. ગુણોનેજ સરખાવવાથી ભેદ જણાય છે; કેમકે તુલના કરવી અને વસ્તુઓની ભિન્નતાને નિશ્ચિત કરવી વા સ્વીકારવી એ બુદ્ધિનું કે વિવેકશક્તિનું કામ છે, અને બુદ્ધિ કિંવા વિવેકશક્તિ ગુણોથી પર નથી જઇ શકતી.**

માટે ગુણોથી પર એવું જે ચૈતન્ય તે ભિન્નતા કે ભેદની હદમાં નથી આવતું. તેથી ચૈતન્ય ભિન્ન ભિન્ન નથી હોઇ શકતાં; અને જ્યારે ચૈતન્યમાં ભિન્નતા નથી હોઇ શકતી તો તે અસંખ્ય છે એમ કહેવાનો અર્થજ શો?

પરંતુ ઉપરોક્ત કલ્પના (अ, $अ,^1$ $अ,^2$ $अ,^3$ $अ,^4$ વગેરે) ઉપરથી

તો પરિણામ એજ નીકળે છે કે, પૃથક્ પૃથક્ શરીરોમાં ભિન્ન ભિન્ન ચૈતન્ય હોવું જોઇએ; અને તેથી એ કલ્પના ખોટી ઠરે છે. કેરીનાં નામ-રૂપ (ગુણો) માં જે સત્-ચિત્-આનંદ ચૈતન્ય સંસર્ગ કરી રહ્યું છે તેને અ$^{1}$ નામ આપી પછી સાકરનાં નામરૂપ (ગુણો) માં જે ચૈતન્ય (અ$^{2}$) સંસર્ગ કરી રહ્યું છે તેને અ$^{1}$ થી ભિન્ન ગણવું, તથા ભ્રમર (અ$^{3}$) સિંહ (અ$^{4}$), ગંગા (અ$^{5}$) ઇત્યાદિમાં પૃથક્ પૃથક્ ચૈતન્ય માનવું તદ્દન અનુચિત છે. એકજ ચૈતન્ય ગુલાબમાં, કેરીમાં, સાકરમાં, ભ્રમર, સિંહ, ગંગા ઇત્યાદિમાં વિદ્યમાન છે. અ ઉપર ભિન્નતાદર્શક ચિન્હો ચઢાવવાં યોગ્ય નથી. માટે ∴ અ = અ$^{1}$ = અ$^{2}$ = અ$^{3}$ = અ$^{4}$ = અ$^{5}$ ઇત્યાદિ સર્વ સર્વં खलु इदं ब्रह्म ॥ (સામવેદ, છાંદોગ્ય ઉપનિષદ્ પ્ર૦ ૩. ખં. ૧૪. મં. ૧)

અર્થાત્ આ સર્વ બ્રહ્મજ છે.

**एकस्तथा सर्व भूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥**

(યજુર્વેદ, કઠ ઉપનિષદ્, વલ્લી. ૫. અ. ૧. મંત્ર ૯)

લાકડાના એકજ પાટડામાંથી સુતાર ચાર જોડી કમાડ તૈયાર કરવાની અટકળ બાંધે છે. જો ટેબલ બનાવવાનાં હોય તો તેજ પાટડામાંથી ત્રણ ટેબલ બનાવવાનો અડસટ્ટો તે કરે છે. સુથારની કલ્પનામાં આજ પાટડામાંથી નવ ખુરસીઓ નીકળી આવે છે, છ બાંકડા ઉત્પન્ન થાય છે, પંદર સ્ટૂલો જણાય છે, બે બાજઠ મળે છે, અને તેને ચીર્યા કે ફાડયા વગરજ એજ પાટડામાં તેને નિશાળનાં બાર કાળાં પાટિયાં જણાય છે. તેજ પ્રમાણે જેમાં વાસ્તવિક રીતે કોઇ પણ જાતનો ફેરફાર નથી થતો એવો એકજ બ્રહ્મ (ચૈતન્ય) રૂપી પાટડો અનેક વિધ આકારો, રંગો અને ઉપયોગોનું મૂળ છે. વળી જેવી રીતે ચિત્રકાર એકજ સફેદ કાગળ ઉપર પોતાના મનમાં કદિ રામનું, તો કદિ કૃષ્ણનું, કદી વૈરીનાગ સરિતા (કાલિંદી) નું, કદિ વૃંદાવનનું તો કદિ કાશીનું ચિત્ર દોરતો હોય; અને તેજ સફેદ કાગળ ઉપર ગણિતશાસ્ત્રી ત્રિકોણ, ચોરસ, વર્તુળ, અંડાકાર, આદિ આકૃતિઓ બનાવતો હોય; અને તેજ સફેદ કાગળ ઉપર વળી કોઇ બીજો માણસ મનુષ્યગણના અને ગૃહગણનાના નકશા બનાવતો હોય છે; તેવીજ રીતે એકજ ચૈતન્ય (બ્રહ્મ) અદ્વૈત સ્વરૂપમાં સ્વર્ગનો પ્રેમી પોતાના વૈભવો અને દેવતાઓનાં વિવિધ ચિત્રો જમાવી

રહ્યો હોય છે, તેજ ચૈતન્ય (બ્રહ્મ) અદ્વૈત સ્વરૂપમાં સંસારી મનુષ્ય નાનાવિધ રૂપો જોઇ રહ્યો હોય છે; અને તેજ ચૈતન્ય (બ્રહ્મ) અદ્વૈત સ્વરૂપમાં નરકવાસી પોતાના નરકની ભડકતી આગ જોઇ રહ્યો હોય છે.

જૂદા જૂદા ધર્મોમાં કેટલીયે એવી દંતકથાઓ ચાલી આવે છે કે જે માણસો અત્યંત સજ્જન થઇ ગયા, અત્યંત પવિત્ર બની ગયા, સાંસારિક ઇચ્છાઓ અને સંબંધોથી તદ્દન મુક્ત થઇ ગયા, આશ્ચર્ય પમાડે તેવા સુધરી ગયા, તેમને એકાએક સ્વર્ગમાં ઉંચકી લેવામાં આવ્યા. સામાન્ય રીતે આવી દંતકથાઓ ભલે જુઠી હોય; પરંતુ વેદાંતના મતાનુસાર તેઃ તે અસંભવિત નથી. સ્વર્ગમાં ઉંચકી લેવામાં આવવાનો અર્થ એ છે કે તેમના અંતઃકરણમાં એટલું બધું પરિવર્તન થઇ ગયું કે સફેદ કાગળરૂપી ચૈતન્યમાં ગણિતની આકૃતિઓ ( આ જગત્ ) જોવાને બદલે મનોહર ચિત્રો ( વૈકુંઠ, સ્વર્ગ ) તેઓ જોવા લાગ્યા; અને વળી પોતાના શરીરને દાસ જોવાને સ્થળે દેવતાનું શરીર જોયું.

આ પ્રમાણે અવિકારી ચૈતન્ય સત્તામાં આ જગત્ જોયું તોપણ શું, અને નરક તથા સ્વર્ગ જોયાં તોપણ શું. મૂળ તત્ત્વ તો ન જગત્ છે કે ન તો સ્વર્ગ કે નરક છે. જેટલી દ્વૈત અને ભેદદષ્ટિ છે તેટલી વાસ્તવમાં પાયા વગરની છે.

" મિથ્યા " કોને કહે છે? જે વસ્તુ દેખાય તો ખરી, પરંતુ જ્યારે તેના અધિષ્ઠાનને જોવામાં આવે ત્યારે તે ન રહે, જેમકે છીપમાં દેખાતી ચાંદી. જ્યારે છીપ (અધિષ્ઠાન) ને જોવામાં આવે છે ત્યારે ચાંદી નથી રહેતી. અથવા દોરડામાં દેખાતો સર્પ, જ્યારે દોરડું દેખાય છે ત્યારે સર્પ નથી રહેતો. માટે વેદાંતશાસ્ત્રના વચનોમાં " મિથ્યા " વસ્તુ એને કહે છે કે જે પોતાના અધિષ્ઠાનમાં અત્યંતાભાવનું પ્રતિયોગી હોય.

सर्वेषामपि भावानामाश्रयत्वेन सम्मते ।
प्रतियोगित्वमत्यन्ताभावं प्रतिमृषात्मता ॥ ११ ॥
अंशिनः स्वांशगात्यंताभावस्य प्रतियोगिनः ।
अंशित्वादितरांशीव दिग्भेदेव गुणादिषु ॥ १२ ॥ (ચિત્સુખી)

શ્લોક ૧૧ માનો અર્થઃ-" જગતની સર્વ વસ્તુઓમાટે આશ્રય-અધિષ્ઠાનનું અસ્તિત્વ આવશ્યક છે, પરંતુ પ્રત્યેક વસ્તુના અધિષ્ઠાનમાં-

તે વસ્તુનો અત્યંત અભાવ જણાય છે. માટે સાંસારિક વસ્તુઓનું અસ્તિત્વ મૂળ આશ્રયમાં તેમના અત્યંત અભાવનું પ્રતિયોગી છે, અને આજ વસ્તુઓનું મિથ્યાપણું કિંવા દેખાવા છતાં નહિ હોવું છે."

**વિવેચનઃ**—સામાન્ય દૃષ્ટિએ કંકણનું આશ્રય સુવર્ણ છે. વસ્ત્રનું આશ્રય સૂતર છે. ઈત્યાદિ. આમાં વસ્ત્ર મિથ્યા છે, તેનો અર્થ એ કે જે આશ્રય (અર્થાત્ સૂતર)માં અસ્તિત્વ ભોગવવાનો વસ્ત્રનો દાવો છે તે આશ્રય અર્થાત્ સૂતરનો તારે તાર પોકારીને કહે છે કે મારામાં વસ્ત્ર નથી. સોનીની દૃષ્ટિએ કંકણના અસ્તિત્વનો આશ્રય સુવર્ણ છે, પરંતુ સરાફની દૃષ્ટિ કહે છે કે સુવર્ણદૃષ્ટિથી જોતાં કંકણ કદાપિ છેજ નહિ.

હવે વસ્ત્ર આદિનું અસ્તિત્વ તેના આશ્રય (સૂતર) સિવાય અન્ય કોઈ પણ સ્થળે હોવું કલ્પી શકાતું નથી. (આ વાતની ના પાડવી એ ખડીઆનો હાથી બની જાય એવું સ્વીકારી લેવા બરાબર છે.)

વળી વસ્ત્ર આદિનાં અધિષ્ઠાન (જેવાં કે સૂતરના તાર, સુવર્ણ)નું અસ્તિત્વ તે વસ્તુઓને પોતાનામાં કદાપિ આશ્રય નથી આપતું. માટે તમામ વસ્તુઓનો દેખાવ પાયા વગરનો (મિથ્યા) છે; એજ પરિણામ પ્રાપ્ત થાય છે. અને આ પરિણામથી કોઈ પણ રીતે બચી નથી શકાતું. જો રોટલી ખવાય નહિ તો પેટ ઉપર બાંધવી પડશે.

આગળ ઉપર દેખાડી આવ્યા છીએ કે સંસારની તમામ વસ્તુઓનો વાસ્તવિક આશ્રય એક બ્રહ્મ માત્રજ છે, જેને ઞ ની સંજ્ઞા આપવામાં આવી હતી. આ બ્રહ્મને સમસ્ત ગુણોનો આશ્રય અને સર્વ વસ્તુઓનું અધિષ્ઠાન શામાટે કહેવામાં આવ્યું હતું? સાંસારિક વસ્તુઓની આવશ્યક્તાને લઈનેજ તેમ કહેવાયું હતું; અન્યથા અદ્વૈત સ્વરૂપ (બ્રહ્મ)ની દૃષ્ટિએ આશ્રય હોવા ન હોવાનો અર્થજ શું છે? (ઞ) બ્રહ્મને નિર્ગુણ—ગુણોથી પર સ્વીકારવામાં આવ્યું હતું. જ્યારે બ્રહ્મમાં ગુણ પ્રવેશીજ નથી શકતા તો આશ્રય થવાનો ગુણ પણ તેમાં કેમ હોવો જોઈએ? બ્રહ્મને રૂપ, રેખ લેખ નથી. તેને આકાર નથી. અને તેમાં કોઈ રસ્તો નથી, કોઈ છિદ્ર નથી તો જગત્ તેમાં કયાંથી પેસી શકવાનું હતું. જગતનો તેમાં સમાસજ કયાં છે?

સમસ્ત નામરૂપ (સાંસારિક વસ્તુઓ—ગુણોના સમૂહ) એક બાજુ

આશ્રય સિવાય રહી નથી શકતા, અને બીજી બાજુ આશ્રય (બ્રહ્મ) અન્યને કદાપિ આશ્રય નથી આપતો. એક બાજુ તો તીક્ષ્ણ તડકો અને તલવાર ગળું ભીંજાવવાને આતુર ઉભાં છે, અને બીજી બાજુ ઉંદરડા પખાલને કોતરી ગયા છે. અંતે નામરૂપ સંસારને "હાય તરસ! હાય તરસ!" કહેતાં કહેતાં મિથ્યાપણાના મેદાનમાં ઠાર થવુંજ પડે છે.

લોભી મનુષ્ય છીપમાં ચાંદી ભલે જોયા કરે; બીકણ પુરુષ દોરડીમાં સર્પ ભલે જોયા કરે; પરંતુ છીપ ચાંદીને અને દોરડું સર્પને પોતાની અંદર ક્યારે પેસવા દે છે? રામ (પરમેશ્વર)માં આ લોક અને પરલોક હોવા ન હોવાનો કશો અર્થજ નથી.

**શ્લોક ૧૨ માનો અર્થ**:—જે વસ્તુઓ પરમાણુઓની બનેલી છે (અને જગતમાં કઈ વસ્તુ પરમાણુઓની બનેલી નથી?) તે તેમના આશ્રય (પરમાણુઓ)માં રહેલા અત્યંત અભાવની પ્રતિયોગી છે. જે જે વિભક્ત વસ્તુઓની પરીક્ષા કરશો તેમની આજ દશા દેખાશે; માટે સઘળી વસ્તુઓનું મિથ્યા હોવું સ્પષ્ટજ છે.

**વિવેચન**:—પૃથ્વી નાનાં નાનાં પરમાણુઓની બનેલી છે. પાણી નાનાં નાનાં ટીપાંનું બનેલું છે. કાળ સેકન્ડ, પળ વગેરે અંગોનો બનેલો છે. બળ હમેશાં પોતાના અસંખ્ય વિભિન્ન પરમાણુઓનું પરિણામ કે મિશ્રણ હોય છે. વૈશેષિક મતનો આ સિદ્ધાંત પ્રત્યક્ષતઃ સમસ્ત સૃષ્ટિને લાગુ પડે છે. વેદાંત તે વિષે એમ કહે છે કે માની લઈએ કે સઘળી વસ્તુઓનો પ્રત્યક્ષતઃ આશ્રય (આધાર) તેમનાં પરમાણુઓ છે, પરંતુ આશ્રયની દષ્ટિએ તો આશ્રિત કદાપિ થયોજ નથીને!

(૧) બરફ ઓગળી પાણી બની ગયું. પાણીમાથી વરાળ થઇ, પરંતુ આશ્રયની અર્થાત્ (હાઇડ્રોજન વાયુ અને ઑક્સીજન વાયુ તો નથી બરફ, નથી વરાળ કે નથી પાણી. હાઇડ્રોજન અને ઑક્સીજનનું મિશ્રણ તો હતું તેવુંજ રહ્યું. પરિવર્તન માત્ર નામ અને રૂપમા (માયામા) થયાં.

(૨) હીરો સ્વચ્છ, નિર્મળ, અત્યંત ચળકાટવાળો, આશ્ચર્ય પમાડે તેવો પાણીદાર, અત્યંત કઠણ, બહુ મૂલ્યવાળો એક વખત તો કોહિનૂરની કિંમત અરધી પૃથ્વી અંકાઇ હતી.

ગ્રેફાઇટ-કોલસો અને બત્તીનું કાજળઃ- ઘણાંજ કાળાં, અને એવાં

નરમ કે જરા પણ અડે તો ડાઘ પાડી દે છે, સર્વત્ર વિપુલતામાં અસ્તિત્વ ધરાવે છે અને ફેક્ટમાં મળી આવે છે.

સાયન્સ સિદ્ધ કરે છે કે મૂળમાં જુઓ તો આ વિરુદ્ધ ગુણધર્મ-વાળી વસ્તુઓ તદ્દન એકજ છે, એકજ કારબન છે. જો એકજ છે તો તેમાં આશ્ચર્ય પમાડે તેવા ભેદો ક્યાંથી આવ્યા? માત્ર પરમાણુઓના સંબંધથીજ, બનાવટ, રૂપ આકાર (માયા) ના પ્રભાવથી. રૂપ (માયા) અજબ વસ્તુ છે, જે એકજ કારબનને અહીં હીરો અને ત્યાં કોલસો બનાવી દે છે.

(૩) ડૉક્ટર "પાલકેયર્સ" નું એક ઉદાહરણ આ માયાની સઘળી માયા ઉઘાડી પાડે છે.

ધારો કે આપણી પાસે કાગળ કે લાકડાનું બનેલું એક લંબચોરસ (૫×૩) છે, અને બે એક જેવા સમદ્વિબાજુ ત્રિકોણ છે જેમની આધાર રેખાઓ ૫ અને સમાન બાજુઓ ૩ છે.

લંબચોરસની બન્ને બાજુએ ત્રિકોણો એવી રીતે ગોઠવો કે લંબ-ચોરસની મોટી બાજુઓ ઉપર ત્રિકોણની આધાર રેખાઓ બરાબર આવી રહે. એમ કરવાથી એક ષટ્કોણ બનશે અને તેની પ્રત્યેક બાજુ ૩ થશે. હવે લંબચોરસ લંબચોરસરૂપે નષ્ટ પામ્યો છે અને ત્રિકોણો ત્રિકોણરૂપે નથી રહ્યા. એક નવીજ આકૃતિ બની ગઇ. હવે એક એવું ષટ્કોણ બની ગયું કે જે પોતાનાં અંગો (લંબચોરસ અને ત્રિકોણ) નો ગુણોને ગુમાવી બેઠું છે, અને હવે એ એવા ગુણો ધરાવે છે કે જે તેનાં અંગો (લંબ-ચોરસ અને ત્રિકોણ) માં એ ગુણો વિદ્યમાન ન હતા.



ત્રિકોણ-અને લંબચોરસની લાંબી રેષાઓ પ પ્રસ્તુત ષટ્કોણમાં લુપ્ત છે. ષટ્કોણમાં છ પહોળા ખૂણા છે, જ્યારે ત્રિકોણોમાં બબ્બે ખૂણા સાંકડા હતા, અને લંબચોરસમાં ચાર કાટખૂણા ન તો ત્રિકોણ સમબાજુ હતા ન લંબચોરસ; પરંતુ ષટ્કોણ સમબાજુ છે.

(૪) હાઈડ્રોજન વાયુના ગુણ જૂદા છે અને ઑક્સિજન વાયુના જૂદા; પરંતુ તે બન્ને તત્ત્વોથી બનેલું પાણી તદ્દન નિરાળુંજ છે, તદ્દન પૃથક્ વસ્તુ છે. આ નિરાળાપણું, આ અનોખાપણું (વિચિત્રતા) ક્યાંથી આવ્યું? માત્ર રૂપ ( માયા ) માંથી. કેટલાએકની એવી માન્યતા છે કે મિશ્રણના ગુણો પ્રથમ કોઈના કોઇ ગુપ્ત રીતે આશ્રયમાં અવશ્ય વિદ્યમાન હોય છે; પરંતુ ઉપરોક્ત ગણિતશાસ્ત્રનું ઉદાહરણ એ માન્યતાને તોડી પાડે છે. ષટ્કોણ એક તદ્દનજ નવું રૂપ છે, જે ન તો પોતાના આ અંગમાં છુપાયલું હતું ન તે અંગમાં સંતાઇ બેઠું હતું.

માટે સમસ્ત સંસાર માત્ર નામરૂપની (માયાની) જ લીલા છે. અને જ્યારે સર્વના આશ્રય (બ્રહ્મ) માં નિષ્ઠા થાય છે ત્યારે જગત્ બગત્ ન તો કોઈ કાળે હતું, ન તો અત્યારે છે અને ન તો કોઇ કાળે થવાનું છે.

આપહી આપહુ યાં ગૈર કા કુચ્છ કામ નહીં;
ઝાતે મુત્લક મેં મેરી શિકલ નહિ નામ નહીં.

અર્થાત્ હુંજ છું હુંજ અહીં, અન્યનું કંઇ કામ નથી;
શુદ્ધ સ્વરૂપમાં મમ, રૂપ નથી નામ નથી.

भेदोऽयं भिन्नधर्मि प्रतिमटाविषयज्ञानजज्ञानवेद्यो।
धर्म्यादेर्भेदसिद्धिः पुनरपि च तथेत्यापतेच्चानवस्था॥

("સ્વારાજ્યસિદ્ધિ" વાર્તિકકાર સુરેશ્વરાચાર્ય (મંડનમિશ્ર) કૃત.)

અર્થ:-વસ્તુઓનો પારસ્પરિક ભેદ તો ત્યારેજ ઉત્પન્ન થાય છે જ્યારે તેમની પરસ્પર તુલના કરવામાં આવે છે; પણ પરસ્પર તુલના ત્યારેજ થઇ શકે છે કે જ્યારે પ્રથમ તે વસ્તુઓમાં ભેદ અને ભિન્નતા હોય. તેવીજ રીતે આ ભેદ અને ભિન્નતા તુલનાનું પરિણામ છે અને તુલના પાછી ભેદ અને ભિન્નતા પછીજ થાય છે. આ અનવસ્થા દોષ દ્વૈતને ઘેરી રહેલો છે.

શ્રીગોવિંદપાદાચાર્યજી કહે છે કે:—

उत्तमादीनि पुष्पाणि वर्तन्ते सूत्रके यथा।
उत्तमाद्यास्तथा देहा वर्तन्ते मयि सर्वगे॥

અર્થ:-જેવી રીતે એકસૂત્રમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પંક્તિનાં પુષ્પો પરોવેલાં હોય છે; તેવીજ રીતે સર્વમાં સમાઈ રહેલા મુજ (આત્મા)માં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ શરીરો ગુંથાએલાં છે.

यथा न संस्पृशेत् सूत्रं पुष्पानामुत्तमादिता।
तथा नैकं सर्वगं मां देहानामुत्तमादिता॥

અર્થ:-જેવી રીતે પુષ્પોની ઉત્તમતા, મધ્યમતા, કનિષ્ઠતા સૂત્ર ઉપર કંઈજ અસર નથી કરતી; તેવીજ રીતે શરીરોની ઉત્તમતા, મધ્યમતા અને કનિષ્ઠતા મને એક સર્વવ્યાપી આત્માને કંઈજ હાનિ નથી કરી શકતી.

पुष्पेषु तेषु नष्टेषु यद्वत् सूत्रं न नश्यति।
तथा देहेषु नष्टेषु नैव नश्यति सर्वगः॥

અર્થ:—જેવી રીતે તે તમામ પુષ્પો નષ્ટ થઈ જાય તોયે સૂત્રને કંઈ હાનિ નથી પહોંચતી, તેવીજ રીતે શરીરો નાશ પામે તેથી મને સર્વગત આત્માને કિંચિત્ માત્ર પણ નુકસાન નથી પહોંચતું.

કી કરદાની? કી કરદા, તુસી પુછાંખાં દિલબર કી કરદા. (ટેક)
ઇકસે ઘર બિચ બસદયાં રસદયાં, નહીં હુંદા બિચ પરદા. કી કરદા૦ ૧
બિચ મસીત નમાઝ ગુઝારે, બુતખાને જા બડદા. કી કરદા૦ ૨
આપ ઈક્કો કઇ લાખ ઘર અંદર, માલિક હર ઘર ઘર દા. કી કરદા૦ ૩
મૈં જિત બલ દેખાં ઉત બલ ઓ હી, હર ઇકઝી સંગત કરદા. કી કરદા૦ ૪
મૂસા તે ફરઔન બના કે, દો હો કે કયું લડદા? કી કરદા૦ ૫

અર્થાત્

શું કરતો એ શું કરતો? કોઈ પૂછો તો, દિલબર શું કરતો? (ટેક)
એકજ ઘરમાં રહેવું સહેવું, ત્યાં તો ન હોય કશો પડદો. એ દિલબર૦ ૧
મસીદમાં જઇ નમાઝ પડેને, મંદિરે પૂજા કરતો. એ દિલબર૦ ૨
આપે એકલો લાખ ઘરોમાં, માલિક છે એ ઘરઘરનો. એ દિલબર૦ ૩
જ્યાં જ્યાં જોઉં ત્યાં ત્યાં તે છે, સૌ કોઇ સંગે ફરતો. એ દિલબર૦ ૪
રામ અને રાવણ બનાવી, બે થઇને તું કયમ લડતો? એ દિલબર૦ ૫

દૃષ્ટિ કરી આકાશમાં સર્વત્ર ભાળ્યો એકને;
દૃષ્ટિ કરી સિંધુ ઉપર મોજામાં જોયો એકને;
આંખી જોયું દિલ મહીં, દરિયો દીઠો જગતો તણો,
સ્વપ્નો થકી ભરપૂર સ્થળ, સૌ સ્વપ્ને દીઠો એકને.
પૃથ્વી, વાયુ, અગ્નિ, વારિ, દ્રવી જતા તુજ ભયથકી,
તુજ લગી ચઢતા પૂર્વ કંપી ભળી જાતાં એકમા.
સ્વર્ગ મળશે માટીમાં ને માટી સ્વર્ગ થશે ફરી,
પણ સ્થાયી રહેશે એક તે મમ તુજ જીવનની ઐકયતા.

એક સાધુની ગોદડી (કન્થા) ચોરાઇ ગઈ. કોણે ચોરી? એક પોલીસ કોન્સ્ટેબલે. (કદાચ પરીક્ષા કરવા ખાતર ચોરી હશે) ચોકીદારજ ચોર બની ગયો. (કોણ જાણે શા હેતુથી) પોતાની સમીપજ પોલીસ થાણું હતું ત્યાં સાધુ લહેરમાં આવી રિપોર્ટ લખાવવા ગયો. ત્યાં નીચે પ્રમાણે ચોરાયલા માલ વિષે પ્રશ્નોત્તર થયા.

થાણદાર:—તમારૂં શું ચોરાયું છે?
સાધુ:—અહુંઓ. એક તો રજાઇ ગઇ.
થાણદાર:—બીજું શું? સાધુ:—પથારી
" બીજું શું? " પછેડી
" બીજું શું? " ડગલો અને અંગરખું
" બીજું શું? " ઓશીકું
" બીજું શું? " આસન
" બીજું કઇ? " હા, છની પણ ગઇ.
થાણદાર:—બસ એટલુંજ કે કંઇ વધુ છે?
સાધુ:—ધોતિયું પણ ગયું.
થાણદાર:—(જરા ગુસ્સે થઇને) બીજું કંઇ?
સાધુ:—બીજું.... ....... ...બીજું............ ...

જે કૉન્સ્ટેબલે ચોરી કરી હતી તે પાસેજ ઉભો હતો. ચોરાઇ ગયેલા માલની આટલી લાંબી યાદી સાંભળી તેનાથી અનાયાસે હસી પડાયું, અને એક ગાળ ભાંડી કહેવા લાગ્યો કે:—

"બીજું, બીજું, બસ ગણાવ્યેજ જાય છે! માલની યાદીનો અંત

પણ આવશે કે નહિ. તારી તે ઝુંપડી છે કે વેપારીની વખાર ? એટલો બધો માલ ક્યાંથી લાવ્યો ?"

એમ કહીને પોલીસવાળો સાધુની ગોદડી ઉંચકી લાવ્યો અને થાણુદાર ભણી મોં ફેરવી બોલ્યો, "સાહેબ, તેનો ચોરાઇ ગયેલો બધો માલ કેવળ આટલોજ છે; અને તેણે તો અનેક વસ્તુઓ ગણાવી દીધી !"

થાણુદારઃ—(સાધુને) શું આ ગોદડી તારી છે ?

સાધુઃ—હા, મારીજ છે. બીજા કોની આવી ગોદડી હોય ?

એટલું કહી ગોદડી ખભે નાખી ચાલવા માંડ્યું.

થાણુદારે તેને જતો રોકીને ધમકાવીને કહ્યું: "તને કેદ કરવામાં આવશે. તેં ખોટી નોંધ કેમ લખાવી ? અમને પણ શું ઠગવા માગતો હતો ?"

સાધુ તો દેહ અને પ્રાણ તેમજ ધર્મ અને અધર્મના બંધનોથી મુક્ત હતો. તે ભય અને બીકના કેદી (થાણુદાર) ના કોપને ગણકારે એવો ક્યાં હતો ? તેણે હિંમત કરી જવાબ આપ્યો:—

"અમે જૂઠ બોલતાજ નથી."

મય બિચમેં ન રેહ ગઇ રાઇ, જબ પ્યારે મેં પ્રીત લગાઇ;
કદે જા આસ્માને બેહન્દે હો, કદે ઇસ જગ દે દુઃખ સહન્દે હો;
કદે પીરે-મુગાં હો બે હુન્દે હો, મંય તાં ઇકસે નાચ નચાઇ;
મંય વિચ ન રહે ગઇ રાઇ, જબ પિયા સંગ પ્રીત લગાઇ.

આવો બેપરવા સાધુ, આ શહેનશાહ ભિક્ષુ, પોતાના અનુભવથી સાક્ષી પૂરે છે કે સતસ્વરૂપ પ્રત્યેક ઘટનામાં પ્રકટ થાય છે. તેજ સૂર્ય બનીને પ્રકાશે છે. તેજ મહાન્ સમુદ્રમાં ઉછાળા મારી રહ્યો છે. પુષ્પમાં, કંટકમાં, મેના અને બુલબુલની ચાંચમાં, પાણીમાં, પત્થરમાં, શહેરમાં, રણમાં, દરેક સ્થળે, દરેક સમયે એકજ સતસ્વરૂપ અવિચ્છિન્ન અને અવિભક્તરૂપે વિરાજમાન છે. તે એકજ ઇંદ્રજાળની પેટીમાથી પ્રત્યેક વસ્તુ નીકળે છે.

सतद्वारावकीर्णां च न वाचमनृतां वदेत्। (મનુસ્મૃતિ અધ્યાય ૬)

તાત્પર્યઃ—"આવો જ્ઞાની પાચે ઈંદ્રિયો તથા મન અને બુદ્ધિ (એ સાત દ્વારોવડે સત્ બ્રહ્મ) સિવાય અન્ય કંઇ વ્યાપાર નથી કરતો. અર્થાત્ જુએ તોયે બ્રહ્મનેજ. સાંભળે તોયે બ્રહ્મનેજ. સૂંઘે તોયે બ્રહ્મનેજ. જેને તે સ્પર્શ કરે છે તેને પણ બ્રહ્મજ જાણે છે. જે કંઈ ચાખે છે તેને પણ બ્રહ્મ તરીકેજ ઓળખે છે, વિચાર કરે છે તો પણ બ્રહ્મનોજ. અને સમજે છે તો તે પણ બ્રહ્મનેજ."

ખાંડ કા કુત્તા ગધા, ચૂહા, બિલા, મુંડ મે ડાલો મઝા હય ખાંડકા.

જ્ઞાનવાન ખાંડથીજ વ્યવહાર રાખે છે. શ્વાન, ગર્ધવ, મૂશ, માર્જાર આદિ નામરૂપોથી લડતો ઝગડતો નથી.

દૃષ્ટિને અત્યંત ભૂલાવામાં નાખે તેવા અદ્‌ભુત અને વિચિત્ર ચિત્રો આ જગતમા જોવા સાભળવામા આવ્યા છે. જેમકેઃ—

(૧) જમણી બાજુથી જુઓ તો રાજાસાહેબ હાથી ઉપર સવારી કરી જતા જણાય છે, ડાબી બાજુથા જુઓ તો સાઈસ હાથમાં ઘોડાની લગામ ઝાલીને ઉભેલો છે; અને આશ્ચર્યની વાત એ કે ચિત્ર એકજ છે!

(૨) ચિત્ર કોટડીમાં ટાંગેલું છે, પરંતુ તમા વિચિત્રતા એટલી છે કે કોઈ માણસ કોટડીમાં ગમે તે ઠેકાણે ઉભો હોય પણ તેને એમજ જણાય છે કે ચિત્રવાળી મારી તરફજ જોઇ રહી છે, મારી સાથેજ આંખો

મિલાવી રહી છે, જો એક સો માણસ ત્યાં હાજર હોય તો તેમાંના એકે એકને સંપૂર્ણ ખાત્રી થઇ જશે કે ચિત્રવાળીની આંખો માત્ર મારી તરફજ તાકીને જોઈ રહી છે.

(૩) વળી, કેટલાક સમય ઉપર એક અંગ્રેજી વર્તમાનપત્રમાં એક નિરાળા ચિત્રની જાહેર ખબર જોઈ; જેની નીચે લખેલું હતું કે "આ રહ્યો બોહેમીયન અને તેનો કુટુંબપરિવાર; પણ બિલાડી કયાં ?"

આ ચિત્રમાં મઝા એ હતી કે જે માણસ તેને હાથમાં લઈ ધ્યાનથી જોતો તેને બોહેમીયાનો રહેવાસી તેની સ્ત્રી અને બાળકોની સાથે જણાઈ આવતો, રેંટ પણ ચાલતો દેખાતો, લહેરાતાં ખેતરો અને છાયાદાર વૃક્ષો પણ દૃષ્ટિએ પડતાં. સરિતાનું દૃશ્ય પણ નજર આગળ તરી આવતું. તે ઉપરાંત લીલોતરી અને પશુ પક્ષી ઈત્યાદિ અનેક વસ્તુઓ દૃષ્ટિએ પડતી; પરંતુ બિલાડીનું તો નામનિશાન સરખુંયે જણાતું ન હતું. મિની લુપ્ત થઈ ગઈ હતી. કયાંએ તેનો પત્તો લાગતો ન હતો. કલાકો સુધી શોધ્યા કરો, ખોળવામાં એક ક્ષણ પણ ન ગુમાવો, કાગળની સપાટીને આ છેડથી પેલા છેડાસુધી જોઈ નાખો, પરંતુ બિલાડીનાં દર્શન થવાં અશકય હતાં.

અંતે હારી થાકીને ગુસ્સે થઇ ચિત્રને ભોંય ઉપર પટકશું તો તમાશો જુઓ ! કેવી આશ્ચર્યની વાત ! અદ્‌ભુત ! અદ્‌ભુત ! બોહેમીયા નિવાસી કયાં ગયો ? તેની સ્ત્રી અને બાળકો કયાં છે ? રેંટ, ખેતર, પશુ, પક્ષી, એમાંનું કંઇજ સામે ન રહ્યું. આખો કાગળ બિલાડીથીજ ભરાઈ ગયેલો જણાયો, અને જ્યાં બિલાડી દેખાઇ કે અન્ય સઘળું સફા થઇ ગયું !

"જબ હમ હોતે તબ તુમ નાહીં, અબ તુમ હો હમ નાહીં."

આ ઉદાહરણ શુકલ યુજુર્વેદ સંહિતાના ચાલીસમા અધ્યાયના નિમ્ન લિખિત મંત્રનો અર્થ પ્રકટ કરે છે.

ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत्।
तेन त्यक्तेन भुंजीथा मा गृधः कस्यस्विद्धनम्॥

શબ્દશઃ ભાષાંતરઃ—જો કુચ્છ દેખે જગત મેં, સબ ઈશ્વર મેં ઢાંપ;
કરો ચૈન ઇસ ત્યાગ સે, ધન લાલચસે કાંપ.

આ મંત્રમાં સત્ય સન્યાસ (ત્યાગ) નું મૂળસ્વરૂપ વર્ણવવામાં આવ્યું

કે. સાધુપણાની યથાર્થતા દેખાડી છે.

મંત્રનું રહસ્યઃ-(મંત્રનો બીજો ભાગ.) જો તને આનંદ મેળવવાની ઈચ્છા હોય તો સાંસારિક વસ્તુઓમાં તેને ન શોધ; ધનમાં તે નહિ મળે, કીર્તિમાં પણ નહિ મળે, વિષયોપભોગ તો તને ઉલટો અસહ્ય વેદનામાં સપડાવશે. વિષયવાસનાઓ પાછળ પડીને તારે પસ્તાવું પડશે. અજ્ઞાનના મિથ્યા પાશમાં ફસાઈને તને પશ્ચાત્તાપ સિવાય બીજું કંઈ પ્રાપ્ત નહિ થાય. જગતની મીઠી મીઠી વાતોથી ફોસલાઇ હાથ મસળતા રહી જશો. જગતરૂપી બોહેમીયનના ચિત્રમાં સાચા આનંદરૂપ બિલાડીનો પત્તોજ નથી લાગવાનો. આનંદ પ્રાપ્ત કરવાનો જો કોઇ રાજમાર્ગ હોય તો તે ત્યાગ છે ત્યાગ વિના આનંદ કદાપિ નથી મળી શકતો.

न कर्मणा न प्रजया न धनेन त्यागेनैकेन अमृतत्वमानशुः ॥ (શ્રુતિ)

અર્થઃ-કર્મથી નહિ, સંતાનથી નહિ, ધનથી નહિ, પરંતુ કેવળ એક ત્યાગથીજ મનુષ્ય અમૃતત્વ પ્રાપ્ત કરી શકે છે.

(શ્રુતિનો પ્રથમ ભાગ) આ ત્યાગનો અર્થ મંત્રના પહેલા ભાગમાં દેખાડવામા આવ્યો છે. અર્થાત્ જેનાથી બધા દુ:ખ દર્દો દૂર થાય છે તે ત્યાગ અંતઃકરણની એવી નિર્મળતાનું નામ છે,કે જેનાવડે આંતરિક દૃષ્ટિ આ નામરૂપાત્મક સંસારને બોહેમીયાવાળી અને તેના કુટુંબ પરિવારના ચિત્રની પેઠે એક સામટાં ત્યજી દે છે. દષ્ટિને ભ્રમમા નાખનાર નામરૂપનો ત્યાગ કરે છે અને એક આનંદજ આનંદ (આત્માજ આત્મા) શોભી રહે છે. આ સઘળું ઈશ્વિર (આત્મા) માં ઢંકાઇ સંતાઇ જાય છે. જગતનું જગત્પણુ અંધકારની પેઠે પ્રકાશ (આત્મા) માં અલોપ થઈ જાય છે. સઘળા સંબંધો લુપ્ત થઇ જાય છે. સર્વ બંધનો છૂટી જાય છે, અને દ્વૈતનું ચિન્હ સરખું બાકી નથી રહેતું.

દીદએ દિલ હુવા જો વા, ખુબ ગયા હુસ્ને દિલરૂબા,
યાર ખડા હો સામને, આંખ ન ફિર લડાયે કયુ ?

અર્થાત્ જ્યાં હૃદયચક્ષુ ઉઘડયાં કે તેનું મનોહર સૌંદર્ય તેમા સમાઇ ગયું. પ્રિયતમ સામેજ ઉભો હોય ત્યારે નયનકટાક્ષ માર્યા વગર કેમ ચાલે ?

બર આમે હયા તે તૂ જહાં હમચુ હુબાબ અસ્ત,

ઉને ઝ ચૂં બરખાદ શવદ, બર સરશ આબ અસ્ત.

અર્થાત્ તારા અમૃતસિંધુ ઉપર આ જગત્ એક બુદ્બુદ સમાન છે; જગત્ પણ જ્યારે નષ્ટ થાય છે ત્યારે તેની ઉપર પાણી ફરી વળે છે.

शिवं सर्वगतं शांतं बोधात्मकमजं शुभम् ।
तदेकभावनं राम! कर्मत्याग इति स्मृतः ॥

(યોગવાસિષ્ઠ નિર્વાણ પ્રકરણ)

અર્થાત્ હે રામચંદ્ર ! એક સર્વગત, શાંત, અજ, આનંદ અને કલ્યાણ સ્વરૂપ શિવને ઓળખ. બધી બાજુએથી આંખને ફેરવી લઈ તેજ એક તત્ત્વ સ્વરૂપમાં ભાવિત થવું તેનુંજ નામ કર્મત્યાગ કિંવા સંન્યાસ છે.

વેદાંતસિદ્ધાંતમુક્તાવલી

योऽहमद्वयवस्त्वेव सद्वये दृढनिश्चयः।
प्राप्य चानंदमात्मानं सोऽहमद्वयविग्रहः ॥

તાત્પર્યઃ—"તે એક "હું" જે, જો કે વાસ્તવમાં 'एकमेवाद्वितीयम्' છું. એકવાર દ્વૈતભાવને દૃઢ રીતે માનતો હતો, પણ હવે આનંદનો અનુભવ કરી ફરી અદ્વૈત સ્વરૂપ થયો છું."

नास्ति ब्रह्म सदानंदमिति मे दुर्मतिः स्थिता।
क्व गता सा न जानामि यदाहं तद्वपुः स्थितः ॥

તાત્પર્યઃ—"બ્રહ્મ સદાનંદ સ્વરૂપ નથી" એવી મારી મતિ હતી તે દુર્મતિજ હતી; પરંતુ હવે જ્યારે હું તેજ બ્રહ્મ બની ગયો છું, ત્યારે કોણ જાણે મારી એ દુર્મતિ ક્યાંય ઉડી ગઈ ?"

संसाररोगसंग्रस्तो दुःखराशिरिवापरः ।
आत्मबोधसमुन्मेषादानंदाब्धिरहं स्थितः ॥

અર્થઃ—"સંસારરોગ (નામરૂપ) માં સપડાઈને હું અન્ય બની ગયો હતો–દુઃખનો રાશિ અને શોકનો પર્વત બની ગયો હતો; પરંતુ. હવે આત્મબોધના ઉન્મેષ દ્વારા આનંદસાગર થઈ ગયો છું."

योऽहमस्मेऽपि विषये रागवानतिविह्वलः ।
आनंदात्मनि संप्राप्ते स रागः क्व गतोऽधुना ॥

અર્થઃ—"તે સમયે નાશવંત તુચ્છ વસ્તુઓ મારા હૃદયને વિહ્વળ

કરી મૂકતી હતી; પરંતુ હવે તે સઘળી વિહ્‌વળતા ટળી ગઇ છે; કેમકે હું પોતેજ આનંદાત્મા છું. ”

સીનઃ–સુખ હુઇ દુઃખ દૂર હુએ, દેખ મુખ મેહબૂબ દે ચંદનૂંજી.
રૈન ચાંદની દેખકે દૂધ જેહી, પાયાચિત ચકોર આનંદનૂંજી.
નિક્કા કન્ત પટારડી પૂર લેતી, આગે ઝુર દીસાં એક તંદનૂંજી.
હુઇ મંગલાચાર જયકાર બોલો, લદ્ધા અંદરીં બાલમુકુન્દનૂંજી.

यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपण :॥ (શ્રુતિ)

અર્થાત્ શ્રુતિ કહે છે કે “ જે મનુષ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત નથી કરતો અને બાહ્યસૃષ્ટિથી મુખ નથી ફેરવી લેતો તે કૃપણ અને સૂમ છે. ” જેવી રીતે કંજૂસ ધન હોવા છતાં માખિયો માર્યા કરે છે અને દુઃખ સહન કરતો રહે છે, તેવીજ રીતે આત્માનંદ હોવા છતાં પણ હું દુઃખ અને શોકના કૂપમાં પડેલો હતો. ધન્ય છે કે હવે મુક્તિ મળી, કૃપણતા અને નીચતામાંથી છૂટયો.

બુલ્હાશાહ મુબારકાં લિખ દેવો, હુઇ શાંત જાનિ ગલ લાએ કેજી,
ઐયોહન્નાસ બ ગોઇદ મુબારક બાદમ,
કઝ સનમખાનએ–તન દર હરમે–જાં રફતમ.

અર્થઃ–હે લોકો, મને અભિનંદન આપો ! કે પ્યારાના શરીરરૂપી મંદિરમાંથી હવે હું તેના હૃદયસ્થાનમાં પહોંચ્યો છું.

અર્થાત્ શારીરિક દૃષ્ટિમાંથી નીકળી હવે હું આત્મિક દૃષ્ટિમાં સ્થિત થયો છું.

विशुद्धोऽस्मि विमुक्तो स्मि पूर्णात्पूर्णतमाकृति : ।
असंस्पृश्य समात्मानमंतर्वह्नांडकोट्य : ।

અર્થઃ–હું વિશુદ્ધ છું, વિમુક્ત છું, પૂર્ણ (આકાશ)થી પણ અધિક પૂર્ણતમ (સર્વવ્યાપક) છું; અસંખ્ય બ્રહ્માંડ મારામાં સમાયલાં છે. હું અસંસ્પર્શ્ય છું. મારૂં સ્વરૂપ નિર્લિપ્ત છે.

પરિણામ

કયાં ?–ત્યાં કે જ્યાં, “ કયાં ? ” સંતાયલું છે.

કયારે ?–ત્યારે કે જ્યારે, “ કયારે ” એ કલ્પના અને ભ્રમમાત્ર છે.

હતો, છે અને થશે.

શું? કોણુ?
જેમાં "શું?" અને "કોણુ?" લુપ્ત છે તે.
અલ્લાહ અલ્લાહ, ખૈર સલ્લા! રામ રામ, ચાલો છૂટયા!

### અદ્વૈત પાઠ

ફકીરા! આપે અલ્લાહ હો. ટેક
આપે લાડા, આપે લાડી, આપે માયે હો. ફકીરા૦ ૧
આપ વધાઈયાં, આપ સ્યાપે, આપ અલાપે હો. ફકીરા૦ ૨
રાંઝા તુંહી, તુંહી રાંઝા, ભુલ્લ હીર ન બેલે રો. ફકીરા૦ ૩
તેરે જિહા સાનૂં એથે ઓથે, કોઇ ન જાપે ઓ. ફકીરા૦ ૪
ઘુંડ કઢ કેં કયોં ચન મ્હો ઉત્તે, ઓહલે રહ્યો ખલો. ફકીરા૦ ૫
તું હીં સબદી જાન પ્યારી, તૈનૂં તા'ના લગે ન કો. ફકીરા૦ ૬
બોલી તા'ના, ચારી સેવા, જો દેખેં તૂં સો. ફકીરા૦ ૭
સૂલી, સલેબ, ઝહર દે સુકકે, કદે ન મુકદા જો. ફકીરા૦ ૮
બુલબુલ વિચ વડયાર જો સુત્તે, ઓથે તેરી વો. ફકીરા૦ ૯
તુંહી મસ્તી વિચ શરાબા, હર ગુલદી ખુશબો. ફકીરા૦ ૧૦
રાગ રંગ દી મિઠ્ઠી સુર તું, લૈ કટોરા ટો. ફકીરા૦ ૧૧
લાહ લીડેં સુફુફ ઘુટ મિલ લૈ, દૂઇ દે પટ ધો. ફકીરા૦ ૧૨
આઠ વેં અર્શ તેરા નૂર ચમકદા, હોર ભી ઉચા હો; ફકીરા૦ ૧૩
એહ દુનિયા તેરે મોંહાં દે વિચ, હથ ગલ તે રખ નરો; ફકીરા૦ ૧૪
જે રખ ભાલેં બાહિર કિધરે, એસ ગલોં મુંહ ધો; ફકીરા૦ ૧૫
તૂ મૌલા, નહીં બંદા ચંદા, જૂઠ દી છડ દેખો; ફકીરા૦ ૧૬
પવન ઇંદ્ર તેરી પંખાં હાં દે, કયોં તૈનું કિતે ન ઢોં; ફકીરા૦ ૧૭
કાહનૂ પયા ખેડના હું લાં લોં ખિલયાં, બૈઠ નિચલ્લાહો, ફકીરા૦ ૧૮
તેરે તારે સૂરજ થઇ થઇ નચદે, તૂં બહ જા કર ચૌક; ફકીરા૦ ૧૯
પયે ન તૈનૂં સુખ બે ચોડક, એહો ગિરાની બો; ફકીરા૦ ૨૦
દુઃખહર્તા તે સુખકર્તા, તૈનૂં તાપ ગયે કદ પોહ; ફકીરા૦ ૨૧
ચોર ન પયે, તૈનૂં ભૂત ન ચમડે, હોર ગયો કયોં હો? ફકીરા૦ ૨૨
તૂં સાક્ષી કેઠી કઇયાં મારેં, હુન થકકર ચલિલયાં હું સો; ફકીરા૦ ૨૩
ખુલ્લિયાં તૈનૂં ભાઉ ન ખાંદે, લુક લુક કૈદ ન હો; ફકીરા૦ ૨૪

વેહદત નૂં કર કસરત દેખેં, ગયોં ભૈગા કિધરેં હો; ફકીરા૦ ૨૫
તાજ તખત ચઠ ઠટ્ટી મટ્ટી, એસ ગલ્લેં તું રો; ફકીરા૦ ૨૬
છડ કે ઘર દિયાં ખણ્ડાં ખીરાં, કી લોદ ચબાવેં તો; ફકીરા૦ ૨૭
તેરે ઘટ વિચ રામ વસેંદા, હાય! કુટ કુટ ભર નાંખો; ફકીરા૦ ૨૮
રામ રહીમ સબ બંદે તેરે, તૈથું ખડા ન કો; ફકીરા૦ ૨૯
આપ ભગીરથ, આપ હી તીરથ, બન ગંગા મલ ધો; ફકીરા૦ ૩૦
પઈં ફાશ હોવેં રમ કરકે, નંગા સૂરજ હો; ફકીરા૦ ૩૧
છડ મોહરા સુન રામદુહાઇ, અપના આપન કો; ફકીરા૦ ૩૨

અર્થઃ-૫ડે પ્રભુજી છો, મારા સાધો ૫ડે પ્રભુજી છો. (ટેક)

આપજ વર ને આપજ કન્યા, આપે માતપિતા છો; સાધો૦ ૧
વધાઈ પોતે, ગીતડાં પોતે, પોતે ગાઓ છો; સાધો૦ ૨
કસ્તૂરી તું, મૃગ પણ તું છે, ભૂલી ભમે શીદ વનમા; સાધો૦ ૩
ત્હારા જેવો અહિં તહિં કયાંઈ, કોઇ ન લાગે હો; સાધો૦ ૪
ચંદ્રવદન પર ઘુંઘટ કાઢી, કયમ છે બાજુ ઉભો; સાધો૦ ૫
તુંજ છે સૌનું જીવન વ્હાલું, તને મ્હેણું ન લાગે કો, સાધો૦ ૬
મ્હેણા ટોણા, યારી સેવા, જે જુઓ તમે છો, સાધો૦ ૭
સૂલો, ફાંસ ને વિષના અંતે, તું ન કદી મરતો; સાધો૦ ૮
પ્રીતમ પ્રિયના પાશમા સૂતાં, તારીજ જ્યોતિ ત્યાં; સાધો૦ ૯
મદિરા મધ્યે તું છે મસ્તી, ફુલમા તુજ ખુશબો; સાધો૦ ૧૦
ગાન તાનનો મધુરો સ્વર છો, ચિત્તને ચોરી લ્યો; સાધો૦ ૧૧
ઘુંઘટ છોડી ભેટો પ્રીતમને, પડદો ફેંકી દો; સાધો૦ ૧૨
આકાશે તમ જ્યોતિ પ્રકાશે, તેથીએ ઉંચા છો, સાધો૦ ૧૩
સંસાર સઘળો લીલા તારી, મોં ઢાંકી નવ રો; સાધો૦ ૧૪
જો તું ઈશને બહાર શોધીશ, નથી તે મળવાનો; સાધો૦ ૧૫
તું છે માલિક, દાસ ન સેવક, જૂઠને છોડી જો; સાધો૦ ૧૬
વાયુ ઈંદ્ર તો ભાર વહે તુજ, સેવક તારા સૌ; સાધો૦ ૧૭
પ્રિયની શોધમાં શીદ ભમો છો, નિશ્ચિંત બેઠા રહો; સાધો૦ ૧૮
સૂર્ય અને યમ વર્તે સ્વકર્મે, તારા ભયથી તો; સાધો૦ ૧૯
અનંત સુખ શીદને નથી પચતું, આફરો દૂર કરો; સાધો૦ ૨૦

દુઃખહારક સુખદાતા તું સૌનો, ત્રિવિધ તાપ છે કયાં ? સાધો૦ ૨૧
ચોર ન ચોરે, તને ભૂત ન વળગે, ડરી ગયો કયમ છો ? સાધો૦ ૨૨
તું છો સાક્ષી, પરિશ્રમ શાનો? થાકી સૂનો કયમ છો ? સાધો૦ ૨૩
છુટા રહેથી હાઉ ન ખાયે, પીંજરામાં શીદ રહો ? સાધો૦ ૨૪
એક છતે કેમ અનેક ભાળો, બાડા શીદને બનો ? સાધો૦ ૨૫
તાજ તખત છોડી કીચ પડયો કાં, એ મૂર્ખાઈ પર રો; સાધો૦ ૨૬
ખીર ખાંડ છોડીને ઘરના, કુશકા કેમ ખાઓ છો ? સાધો૦ ૨૭
જેહ હૃદયમાં રામ રહ્યો હોય, તેમાં ન ઠાંસ ભૂસો; સાધો૦ ૨૮
રામ રહીમ સૌ સેવક તારા, તુજથી ન મોટો કો; સાધો૦ ૨૯
સ્વયં ભગીરથ, સ્વયં તીરથ, ગંગા થઈ મળ ધો. સાધો૦ ૩૦
મળ વિક્ષેપ ને આવરણુ ટાળી, સૂર્ય સમ નગ્ન બનો; સાધો૦ ૩૧
રમત છોડી સુગ્રુ રામદુહાઈ, નિજ સ્વરૂપ ન ખો. સાધો૦ ૩૨

ૐ ૐ ૐ ૐ રામ રામ રામ.





# સુધારણા

( ભારતધર્મમહામંડળ, મથુરામાં સ્વામી રામે આપેલું વ્યાખ્યાન. )



આજ કાલ સંસારમાં બધે પરોપકારની ખૂબ ધામધૂમ મચી રહેલી સંભળાય છે. પરોપકારનો શબ્દ કર્ણ-ગોચર થતાજ હૃદયમાં સહાનુભૂતિનો આવેશ ઉત્પન્ન કરે છે, અને સાંભળનારાઓના ચિત્તમાં સુધારાના વિચાર ઉત્પન્ન કરે છે; પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે લોકો પરોપકારનું યથાર્થ જ્ઞાન ન મેળવતાં કેવળ બહારનીજ હો હા અને લેકચર બાજીમા ઉતરી પડે છે. પરોપકારનો વાસ્તવિક અર્થ ન સમજવાથી અને તે પ્રમાણે આચરણ ન કરવાથી આવા સુધારક મહાશય નથી સંસારનો કાંઇ જીવ જેવો ઉદ્ધાર કરી શકતા, કે નથી તેમના પોતાનામાં પણ કાંઇ સુધારો થતો. એટલા માટે બીજાઓને સુધારવા નીકળવા પહેલાં સુધારાની ઇચ્છાવાળાએ પહેલાં સુધારાનો અર્થ અને સુધારાનાં સાધનોનું જ્ઞાન મેળવવું જોઈએ અંગ્રેજીમાં “ પહેલા યોગ્યતા પ્રાપ્ત કરો અને પછી ઈચ્છા કરો. ” એ કહેવતનો આજકાલ બહુજ પ્રચાર જોવામાં આવે છે; પરંતુ વેદાંતનો એ વાક્ય સાથે જરાયે સંબંધ નથી. વેદાંતનો તો અનાદિ-કાળથી એવો સિદ્ધાંત છે કે “ અધિકાર પ્રાપ્ત કરો પણ ઇચ્છા ન કરો. ” વેદાંત તો તમને બુલંદ અવાજે એમ કહે છે કે જે વસ્તુઓને માટે તમે પોતાને લાયક બનાવ્યા હશે, તે વસ્તુઓ ઇચ્છા કર્યા વિના પણ હરકોઇ પ્રકારે તમારી પાસે અવશ્ય ચાલી આવશે. જેવી રીતે કોઇ મનુષ્ય નાની પદવીમાંથી આગળ વધતો વધતો જ્યારે રાજાની પદવી પ્રાપ્ત કરે છે, ત્યારે તે પદવીની સાથે રાજ્યની સમસ્ત સંપત્તિ, મહેલ, ધન, જમીન વગેરેનો પણ અધિકારી બને છેજ. એ બધો રાજ્યવૈભવ પ્રાપ્ત કરવાની તે ઇચ્છા કરે કે ન કરે, પરંતુ સિંહાસન ઉપર આરૂઢ થતાજ એ

બધા પદાર્થો એની આગળ સહજે આવી પડે છે. ઉલટું એ સંમયે એ પદાર્થો મેળવવાની ઈચ્છા કરવી એ તો પોતાના ઉચ્ચ સ્થાનમાંથી ભ્રષ્ટ થવા જેવું, પોતાને હલકો પાડવા જેવું છે.

એક દૃષ્ટાંત છે કે એક મહાત્માએ એવો અધિકાર પ્રાપ્ત કર્યો હતો કે સમસ્ત સાંસારિક પદાર્થ નિત્ય એમની પાસે આવીને એમની સેવા કર્યા કરે. એક દિવસ એવું બન્યું કે એક માણસ એમની પાસે પતાસાંનો એક થાળ લઈને આવ્યો. મહાત્માજીએ લાલચને વશ થઇ તેમાંથી બે પતાસાં માગ્યાં. પેલા માણસે બે પતાસાં તો આપ્યાં પરંતુ મહાત્માજીને લાલચુ માનીને એ થાળ એમની આગળ ન મૂકી દેતાં થાળ લઈને ચાલતો થયો. ઈચ્છા કરવાથી આ પ્રમાણે થાળ લાવનાર એક સાધારણ મનુષ્યની દૃષ્ટિમાં પણ તેમની મહત્તા ન રહી. એ ઉપરથી સમજી શકાય છે કે અધિકારી થયા પછી પણ અધિકારને યોગ્ય વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રકટ કરવી, એ પોતાના બધા અધિકારને ખોઇ દેવાની અને પોતાને લાંછન લગાડવાની વાત છે.

ભગવન્! તમે જો સમસ્ત પદાર્થોના માલિક અને અધિકારી થવા ઇચ્છતા હો તો ચાલો તૈયાર થઇ જાઓ, સ્વરૂપમાં સ્થિતિ કરો; **તમારા વાસ્તવિક સ્વરૂપમાં લીન થઇ જાઓ અને સ્વરૂપમસ્ત થઈને સમસ્ત સંસારના ઈશ્વર-માલિક બનો.** વાસ્તવિક સ્વરૂપમાં લીન થવું એનું નામજ સમસ્ત સંસારના સમ્રાટ્-રાજાધિરાજ બનવું છે. વળી એ સમ્રાટ્પદ માત્ર સંસારનુંજ નહિ, પણ લોક, પરલોક, અને સમસ્ત બ્રહ્માંડના સર્વેશ્વર તરીકેનું છે. એ વાસ્તવિક સ્વરૂપ-સામ્રાજ્યના સિંહાસનની ઉપર આરૂઢ થવાથી તમે સમસ્ત ધરતી અને આકાશ-અર્થાત્ લોક-પરલોકની વસ્તુઓના સ્વામી અને અધિકારી થઇ જશો. માત્ર એ મૂળ સ્વરૂપ-આત્મસ્વરૂપનું સામ્રાજ્ય પ્રાપ્ત કરવાનીજ આવશ્યકતા છે. એ સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું એટલે સંસારના સમસ્ત પદાર્થો પોતાની મેળેજ તમારી સેવા કરવા આવીને હાજર થઈ જશે, અને એ પદાર્થની ઇચ્છા કરવાની પણ આવશ્યકતા નહિ રહે; માટે ઉઠો તૈયાર થઇ જાઓ, અને તમારા સ્વરૂપમાં આરૂઢ થાઓ. **એકવાર આત્મસ્વરૂપના સિંહાસન ઉપર આરૂઢ થઇ જાઓ અને પછી જોઈ લ્યો કે તમારા સંકેત માત્રથીજ સંસા-**

રનાં બધાં કામ સિદ્ધ થવા માંડશે. પરોપકાર કરવાનો અર્થ દાડધામ કરવી કે હાહા-હીહી નથી, પણ સર્વોત્તમ પરોપકાર તો આત્મામાં લીન થવામાં છે. વિજ્ઞાનશાસ્ત્રના નિયમ પ્રમાણે હવા જ્યારે પાતળી થઇને ઉપર ચડે છે ત્યારે આસપાસની ભારે અને ઠંડી હવા આપોઆપજ હલકી હવાની જગ્યામાં આવી જાય છે. એજ પ્રમાણે એક મહાત્મા બ્રહ્મનિષ્ઠ થાય છે એટલે અન્ય સર્વ વર્ણ અને આશ્રમના લોકો કોઈ પણ જાતની ઇચ્છા કે પ્રયત્ન વિના પણ મહાત્માની ખાલી પડેલી જગ્યા પૂરવા માટે સ્વાભાવિક રીતેજ કાંઇને કાંઇ ઉન્નતિ કરે છે. આ સિદ્ધાંત પ્રમાણે પોતાના **આત્મસ્વરૂપમાં લીન થવું એજ સ્વાભાવિક અને સર્વોત્તમ પરોપકાર છે.** તાત્પર્ય કે તમારા મનમાં જામી ગયેલો અહંકારરૂપી મેલ, આત્મારૂપી સૂર્યનાં કિરણોદ્વારા ઓગળી જઇને તેના ભારે વજનથી તમારૂં મન હલકું થાય અને પોતાના સ્વરૂપમાં લીન બની જાય; એમાજ સંસારનાં અન્ય સમસ્ત મનુષ્યોની સાચી સુધારણા રહેલી છે. સુધારકો- એટલે કે અન્યની સુધારણા કરવાની ઇચ્છા રાખનારા પુરુષો જેટલા પોતાના વાસ્તવિક સ્વરૂપથી નીચે રહેશે, તેટલા પ્રમાણમાં અન્ય પુરુષો પણ અવશ્ય નીચાજ રહેવાના અને તેથી કરીને પરોપકારના વ્યવહારનો પરિશ્રમ જીવ જેવું પરિણામ નહિજ લાવી શકવાનો. આમ હોવાથી સ્વસ્વરૂપમાં વાસ્તવિક સ્થિતિ ન કરવી એજ પરોપકારથી અવળે માર્ગે જવા જેવું છે. સ્વરૂપ કરતાં નીચેની કક્ષામા રહેવું એ તો પોતાને અને અન્યને નીચે ઉતારવા જેવું છે. એટલા માટે હે સુધારકો ! અને સંસારના ઉદ્ધાર કરનારાઓ ! સંસારનો ઉદ્ધાર કરવાની ઇચ્છા હોય તો ઉઠો, ઉભા થાઓ, અને તમારા સ્વરૂપમાં લીન થઈ જાઓ. એટલે અન્ય લોક તો તમારી ઇચ્છા અને યત્ન વિના એમની મેળેજ ઉન્નત થશે. અને આપોઆપજ મોટામાં મોટો પરોપકાર થઇ જશે. તમારી તમારા સ્વરૂપમાં નિષ્ઠા થઈ એટલે આવી રીતે સમસ્ત સંસારને તમે હલમલાવી ઉંચે ચડાવી શકશો. અનંત શક્તિ સાથે અભેદ કરવાથી તમારામાં પણ અનંત શક્તિ આવી જશે.

આપણે એક બીજું પણ દૃષ્ટાંત લઇએ. મીઠાનો એક કકડો ખાલી પ્યાલામાં રાખીએ તો તે એમનો એમજ પડી રહે છે; પણ જો એને પાણીથી ભરેલા પ્યાલામાં નાખીએ તો એ કકડો ઓગળતો ચાલી પરિમિત-થોડી

જગ્યાને છોડી દઇને પ્યાલાના બધાજ પાણીમાં ફેલાઇ જાય છે અને બધાજ પાણીને પોતાની ખારાશનો અને જંતુનાશકપણાનો ગુણ અને સ્વાદ પહોંચાડે છે. અન્ય પ્રકારે વર્ણન કરીએ તો જેમ જેમ મીઠાનો કકડો પોતાનાં નામરૂપને અને પરિચ્છિન્ન સ્થાનને છોડીને, પાણીમાં ગળતો જાય છે, તેમ તેમ પાણીને ખારૂં બનાવવાની તેની શક્તિ વધતી જાય છે. તેવીજ રીતે જો તમે મનને બળનો પરિચ્છિન્ન વિભાગ સમજતા હો, તો જેમ જેમ એ પોતાનું નામરૂપ અને પરિચ્છિન્ન સ્થાન છોડીને પોતાના સ્વરૂપના અનંત સાગરની સાથે અભેદ પ્રાપ્ત કરતું જાય છે, તેમ તેમ તેની અનંત અપરિચ્છિન્ન શક્તિ ફેલાતી જાય છે અને અપરિમિત શક્તિ વધતી જાય છે. માટે હે માનવ ભગવન્ ! આપ જો આપની **અપરિચ્છિન્ન, અપરિમિત શક્તિને પ્રકટ કરવાની અને સમસ્ત સંસારનો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખતા હો તો તમારા મનને કૈવલ્ય સ્વરૂપમાં એવું લીન કરી દો જેવી રીતે મજનુએ લેલીમાં પોતાના મનને લીન કર્યું હતું.** એ વિષે એક કવિએ વર્ણન કર્યું છે કે:—

ખૂં રગે-મજનૂં સે નિકલા ફસદ લૈલીકી જો લી;
ઇશ્કમેં તાસીર હૈ પર જજ્બે-કામિલ ચાહિએ.

અર્થાત્ મજનૂનો લૈલી સાથે એવો તો અભેદ થઇ ગયો હતો કે લેલીની નસ કાપવાથી મજનૂની નસમ થી લોહી નીકળ્યું હતું. મીઠાના કકડાની પેઠે તમે પોતાને જેટલા પરિચ્છિન્ન અને પરિમિત માનતા રહેશો અને પરિમિત શરીરમાંજ મનને વ્યાપ્ત કરી રાખશો તેટલા પ્રમાણમાં તમે પોતાને અસમર્થ અને શક્તિહીન પામર બનાવતા જશો. માટે શરીર સંબંધી વિચારોથી દૂર કરીને મનને આનંદઘન આત્મસમુદ્રમાંજ લીન કરવા પાછળ મંડી પડો. જ્યારે મનુષ્ય પોતાના વાસ્તવિક સ્વરૂપમાં તન્મય થઇ જાય છે અને વેદાંતની મૂર્તિ બની જાય છે, ત્યારે મીઠાના કકડાની પેઠે તે પોતાની પરિમિત અવસ્થાને છોડી દઇને અનંત આત્મસ્વરૂપમાં મળી જાય છે અને બધાની સાથે અભેદ અને પ્રેમમય ઐક્ય પ્રાપ્ત કરવાથી તેની સમસ્ત મનઃકામનાઓ અને ઇચ્છાઓ સ્વાભાવિક રીતેજ પૂરી થવા માંડે છે.

પરંતુ એ અનંત આત્મામાં લીન થવા માટે સુધારક મહાશયને પહેલી આવશ્યકતા તો પોતાના અંતઃકરણરૂપી પડદાને જ્ઞાનરૂપી તેલથી પલાળવાને

અને તેને કોમળ તથા સ્વચ્છ બનાવવાની છે. દીવાની પાસે કાગળનો સાદો પડદો ધર્યો હોય છે તો તેમાંથી પ્રકાશ બહાર નથી દેખાતો, પણ તેલથી ભીંજવેલા કાગળમાંથી પ્રકાશ આરપાર નીકળી આવે છે. તેવીજ રીતે અંતઃકરણને જ્ઞાનરૂપી તેલથી પલાળ્યું ન હોય ત્યાંસુધી આત્મારૂપી પ્રકાશ બહાર સારી રીતે દેખાતો નથી.

વિકાસવાદની દૃષ્ટિથી જોઇએ તોપણ મનુષ્યને સમસ્ત સૃષ્ટિ કરતાં શ્રેષ્ઠ ગણેલો જણાશે. એનું મુખ્ય કારણ એ છે કે જેને વેદાન્તમાં જ્યોતિ કહે છે તે ચૈતન્યશકિત જડ પદાર્થોમાં પણ પ્રકટ થવા ઇચ્છે છે; પરંતુ જડ જગતમાં પડદો બહુજ સ્થૂળ હોવાને લીધે તે જ્યોતિનો પ્રકાશ તેમાં એટલો પ્રકટ નથી થઇ શકતો જેટલો તે વનસ્પતિ જગતમાં થાય છે. એટલા માટેજ વનસ્પતિ જગતને જડ જગત્ કરતાં ઉચ્ચ શ્રેણીમાં મૂકવામાં આવે છે. વનસ્પતિ જગતમાં પડદો જડ જગતના કરતાં કંઇક અંશે પાતળો હોય છે ખરો, પણ તે સ્થૂળ હોવાને લીધે તેમાથી તે જ્યોતિ પ્રાણી જગતના જેટલી પ્રકટ થઇ શકતી નથી. આમ હોવાથીજ પ્રાણીઓને જડ અને વનસ્પતિ કરતાં ઉંચી પંકિતનાં ગણવામાં આવે છે. પ્રાણી જગતનો પડદો જડ અને વનસ્પતિ વર્ગ કરતાં વધુ પાતળો હોય છે, તોપણ હજુયે તે સ્થૂળ હોવાથી તેમનામાં તે જ્યોતિર્મય સૂર્યનો પ્રકાશ મનુષ્ય વર્ગના એટલો નથી નીકળી શકતો. મનુષ્યનો દરજ્જો એજ કારણથી જડ, વનસ્પતિ, પ્રાણી આદિ અન્ય સમસ્ત સૃષ્ટિ કરતા ઉત્તમ ગણાય છે. પણ વિકાસવાદ ફ્કત આટલેથીજ નથી અટકતો. મનુષ્યોમા પણ અનેક પંક્તિઓ છે, જેમાં મુખ્ય બે છે. વિકાસવાદે પણ આજ દિવસસુધીમાં આનાથી વધુ કંઇ શોધી કાઢયું કે નક્કી કર્યું નથી. તે બન્ને પંક્તિઓ આ છે—એક જ્ઞાનીની અને બીજી અજ્ઞાનીની. જ્ઞાની એ કહેવાય છે કે જેનો અંતઃકરણરૂપી પડદો અત્યંત સૂક્ષ્મ અને સ્વચ્છ બન્યો છે, અને અજ્ઞાની તેને કહે છે કે જેનું અંતઃકરણ સ્થૂળ તેમજ મલિન હોય. જેમ ગ્લોબવાળા લૅમ્પમાં બે ચિમનીઓ હોય છે, તેમાં એક અત્યંત નિર્મળ, સ્વચ્છ અને પાતળી હોય છે; જેથી બત્તીનો પ્રકાશ તેમાંથી નીકળી જોનારની આખોને આંજી નાખે છે, અને બીજી નિર્મળ તેમજ સ્વચ્છ હોવા છતાં પહેલીના કરતાં કંઇક ઝાંખી હોવાથી તેમાંથી બત્તીનો

પ્રકાશ બહુ આછો પડે છે. જ્ઞાનીનું અંતઃકરણ એમાંની અત્યંત પાતળી, નિર્મળ અને સ્વચ્છ ચિમનીના જેવું હોવાને લીધે આત્મદેવની જ્યોતિ તેનાદ્વારા એટલા વેગથી બહાર આવી શકે છે, કે જેથી વચમાંનો અંતઃકરણરૂપી પડદો ન દેખાતાં મૂળ જ્યોતિજ નજરે પડે છે. અજ્ઞાનીનું અંતઃકરણ પેલા સફેદ પણ અપારદર્શક ગ્લોબ જેવું હોય છે; અને તેથી તેનાદ્વારા બહાર પડતો પ્રકાશ પણ મંદ અને આછો હોય છે. માટે હે માનવ ભગવન્ ! તે સૂર્યોના પણ સૂર્યના તેજને બહાર પ્રકટ કરવામાટે તમારે તમારા અંતઃકરણને શુદ્ધ કરવા સિવાય બીજો કોઇજ ઉપાય કે સાધન નથી. અંતઃકરણ શુદ્ધ થયા પછી આત્મજ્યોતિને બહાર પ્રકટાવવાની ઈચ્છા કરો વા ન કરો તોપણ તે આપોઆપજ બહાર ઝળકી ઉઠશે, અને તે સ્વચ્છ અંતઃકરણમાંથી નીકળતો પ્રકાશ ચિમની ઉપર ગ્લોબની પેઠે રહેલા અન્ય અજ્ઞાની મનુષ્યોના અંતઃકરણોને પણ પ્રકાશમાન બનાવી દેશે. માટે **ખરા અને શ્રેષ્ઠ પરોપકારી બનવા માટે તમારું મુખ્ય કામ એજ છે કે પોતાના અંતઃકરણને અત્યંત પાતળી અને પારદર્શક ચિમની જેવું નિર્મળ અને સ્વચ્છ બનાવો.** આ પ્રમાણે આપણા પોતાના હૃદયને શુદ્ધ બનાવવું એનુંજ નામ બીજાઓનું કલ્યાણ કરવું છે. જ્યારે અંતઃકરણ બિલ્લોરની પેઠે સ્વચ્છ થઈ જશે, ત્યારે તમારા પ્રયત્ન વગર પણ જ્ઞાનરૂપી પ્રકાશ અંદરથી પ્રજ્વલિત થઈ બીજાઓનાં હૃદયોને પ્રકાશિત બનાવશે; અને એ પ્રમાણે વિકાસવાદના નિયમ અનુસાર પણ તમારો દરજ્જો અન્ય સમસ્ત જાતિઓ કરતા ઉત્તમ થશે. કેમકે જ્યારે તે જ્યોતિ મનુષ્યના અંતઃકરણમાંથી નીકળી પોતાનો પૂરેપૂરો પ્રભાવ પ્રકટ કરે છે, ત્યારે વિકાસવાદના તત્ત્વવેત્તાઓ પણ તે મનુષ્યને બીજા સઘળા મનુષ્યો કરતાં અધિક ગણે છે. તેનો દરજ્જો આખા સંસારની સૃષ્ટિ કરતાં ચઢિયાતો લેખીને હિન્દુઓ તો વળી તેને એક ઇશ્વરી અવતાર પણ સમજે છે. તેથી જો મનમાં સંસારનો ઉદ્ધાર કરવાનો આવેશ જાગતો હોય તો હે સહાનુભૂતિ દર્શાવનારાઓ ! પ્રથમ પોતાની જાતને સુધારો. પોતાના અંતઃકરણને શુદ્ધ કરો અને પોતાના આત્મામાં નિષ્ઠા રાખો. પોતાની જાતને સુધારવી તે પણ એનુંજ નામ છે. જ્યારે આ પ્રમાણે આપણો પોતાનો સુધારો થશે,

ત્યારે એ પણ અવસ્ય સમજી લેજો કે બીજાઓનો પણ આપોઆપજ સુધારો થશે. ખાત્રીથી માનજો કે આ નિયમથી ઊલટા ચાલવાથી સંસારમાં કદિ પણ સુધારો કરી શકાવાનો નથી. તમારો પોતાનો અનુભવ પણ એ વાતની સાક્ષી પૂરશે.

## અંતઃકરણને શુદ્ધ કરવાનું સાધન

પહેલાં વર્ણવી આવ્યા છીએ કે સુધારાની ઇચ્છા રાખનાર અથવા સુધારક મહાશયને પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખવાની અત્યંત આવશ્યકતા છે. તેથી અંતઃકરણસ્વચ્છ રાખવાનો ઉપાય પણ શાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન અનુસાર જણાવવો આવશ્યક હોઇ અહિં તે સ્પષ્ટ કરવામાં આવે છે. હવે અંતઃકરણ સ્વચ્છ બનાવવાની રીત બતાવવામાં આવે તે પહેલાં પ્રત્યેકનું ધ્યાન એ વાત તરફ ખેંચવામાં આવે છે, કે પ્રકૃતિએ વસ્તુને નિર્મળ અથવા મલિન બનાવવામાટે કઈ રીતિ અથવા નિયમ અંગીકાર કરેલો છે. જો તેજ રીતિ મનુષ્યો પણ સ્વીકારે તો પ્રથમથીજ મલિન એવા અંતઃકરણને શીઘ્રજ શુદ્ધ બનાવી શકાય. વિજ્ઞાનના મત પ્રમાણે સૂર્યનો પ્રકાશ સપ્ત રંગોનો સમુદાય છે અને જગતમાં જેટલા રંગો છે તે બધા સૂર્યનાજ છે.

આ સાંભળીને વિજ્ઞાનથી અજ્ઞાત એવી દરેક વ્યક્તિને આશ્ચર્ય થશે, અને તે કહેશે કે જ્યારે આપણે નીલ કમળનું નામ લઇએ છીએ ત્યારે સ્પષ્ટ થાય છે કે તે કમળનો રંગ નીલો છે. ત્યારે એમ કેવી રીતે કહી શકાય કે તે રંગ ફક્ત સૂર્યનોજ છે? નીલો રંગ કમળનો નથી તેના સમર્થનમાં વિજ્ઞાન આ પ્રમાણે રજુ કરે છે કે રાત્રે અંધારામા આપણને કમળની પાખડીઓ, આકાર, ગોળાઈ વજન ઈત્યાદિ એવાજ પ્રત્યક્ષ થાય છે જેવા કે દિવસના અજવાળામાં, પણ સવારના પ્રકાશમા કમળની સાથે જે નીલો રંગ જણાતો હતો તે હવે અંધારામાં તેની સાથે બિલકુલ દેખાતો નથી. જો કમળની પાંખડીયો, આકાર, ગોળાઈ વગેરે પ્રમાણે નીલો રંગ પણ કમળનો પોતાનોજ હોત તો કમળનાં બીજાં અંગોની પેઠે તે પણ હરવખત કમળની સાથેજ રહ્યા કરત.

પરંતુ જ્યારે અંધારામાં તેનાં બીજાં અંગો તો કમળની સાથેજ રહે છે અને દેખાય છે, ત્યારે કેવળ રંગ દેખાતો નથી. તેથી સ્પષ્ટ જણાય છે કે તે રંગ કમળનો ન હોતાં તે પ્રકાશનો હોવો જોઇએ

કે જેને લીધે તે નીલો રંગ દેખાતો હતો. આમાં વળી એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે કોઇ વસ્તુનો રંગ પ્રકાશમાં જણાય તેથી તે પ્રકાશનોજ છે એમ શાથી મનાય ? આ સવાલનો સવિસ્તર ખુલાસો તો પ્રત્યેક મહાશયને નેબ્યુલર થીયરી ( નિહારિકા સિદ્ધાંત ) ના અધ્યયનથીજ મળી શકે તેમ છે, પરંતુ અહીંયાં તેનું અતિ સંક્ષેપમાં વર્ણન કરવામાં આવે છે. આ વિષયમાં વિજ્ઞાન એમ કહે છે કે વસ્તુઓમાં નીલા, પીળા ઈત્યાદિ રંગો દેખાવાનું કારણ એ છે કે વિજ્ઞાને સૂર્યના પ્રકાશના જે સાત રંગો ( જાંબુડો, નીલો, આસમાની, લીલો, પીળો, નારંગી, રાતો ) વર્ણવ્યા છે, તેમાંના છ રંગને તો વસ્તુઓ પોતાની અંદર શોષી લે છે અને બાકીના એક રંગને સૂર્ય તરફ પાછો ફેરવી દે છે, અને આ પ્રમાણે જે રંગ વસ્તુઓ શોષ્યા વગર સૂર્યની તરફ પાછો ફેંકે છે તેજ રંગ એકલો આપણને તે વસ્તુમાં દેખાય છે. આથી જો કે જણાય છે તો એમજ કે તે રંગ તે વસ્તુનો છે, પણ વાસ્તવિકરીતે તો તે સૂર્યનોજ રંગ છે કે જેમાંથી તે વસ્તુઓ તરફ આવ્યો હતો અને ન શોષાવાને લીધે પોતાના મૂળ-સૂર્ય તરફ તે પાછો જાય છે. આ પ્રમાણે પ્રત્યેક વસ્તુમાં જે જે રંગ જણાય છે તે વાસ્તવમાં સૂર્યનોજ હોય છે,

હવે અહીંયાં એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે પ્રકાશના રંગોમાં કાળા અને ધોળા રંગોની ગણત્રી કરવામાં આવી નથી. તેથી આપણે કેવી રીતે કહી શકીએ કે આ બે રંગો પણ સૂર્યના પ્રકાશનાજ છે ? અને જો તે સૂર્યના પ્રકાશના ન હોય તો આ બન્ને રંગો કયાંથી આવ્યા ? એના જવાબમાં વિજ્ઞાન કહે છે કે જો આ બે રંગોનું મૂળ પણ તમે જાણવા ઈચ્છતા હો તો તેમના પ્રકટ થવાનું કારણ તમારે સમજવું પડશે કે જેથી તેમનું મૂળ શું છે તે આપોઆપજ તમને જણાઇ રહેશે. વસ્તુઓ કાળા રંગની ત્યારે દેખાય છે કે જ્યારે તે પ્રકાશના તમામ રંગોને શોષી લે છે; અને સફેદ રંગની ત્યારેજ જણાય છે કે જ્યારે તેમાંનો એકે રંગ તે શોષતી નથી, પણ ઉલટું સઘળા રંગોને પ્રકાશના સ્વામી સૂર્યની તરફ પાછા ફેરવી દે છે, અથવા એમ કહો કે ફેરવતી રહે છે. એટલે કે આ બન્ને રંગો બહારની કોઇ બીજી વસ્તુદ્વારા ઉત્પન્ન નથી થયા, પરંતુ વસ્તુઓમાં આ બન્ને રંગ જણાય છે તે ફક્ત એટલાજ કારણસર કે તેઓ

સાતે રંગોને કા તો પોતાની અંદર શોષી લે છે અથવા તેમને ગ્રહણ નહિ કરતાં સૂર્ય તરફ પાછા ફેરવી દે છે. એટલે આ બન્ને રંગો પ્રકટ થવાનું કારણ પણ સૂર્યનો પ્રકાશજ ઠર્યો. પણ અહીંયાં કર્મ અને કર્તા અર્થાત સૂર્ય અને પ્રકાશમાં કંઇ તફાવત નથી, કેમકે અપરિમિત પ્રકાશના મૂળને વિજ્ઞાનશાસ્ત્રીઓ સૂર્ય કહે છે. તેથી આ બન્ને રગોનો કર્તા એટલે આ બન્ને રગોને ઉત્પન્ન કરનારો સૂર્યજ છે અને આ બન્ને રંગો પણ સૂર્યનાજ છે એમ નક્કી થયું. અસ્તુ. આટલા લાબા વિવેચનનું તાત્પર્ય એટલુંજ છે કે જગતમાં શ્યામ અને શ્વેત વસ્તુઓ કેમ બને છે તેનું કારણ સમજાય, અને આ સિદ્ધાંત તમારા મનમા ઠસી જાય કે સંસારની સઘળી વસ્તુઓ ફક્ત ત્યાગથી–એટલે કે સૂર્યના પ્રકાશના રગોને પોતાનામાં પ્રવિષ્ટ નહિ કરવાથી તેમનો ત્યાગ કરવાથીજ-શ્વેત બને છે. તેથી જેવી રીતે ત્યાગથી એટલે પ્રકાશના રગોને પોતાના સ્વામી તરફ પાછા મોકલવાથી સમસ્ત વસ્તુઓ શ્વેતવર્ણી બની જાય છે, તેવીજરીતે જો પ્રાણીઓનાં અંતઃકરણ પણ એજરીત ગ્રહણ કરે અર્થાત્ જાત જાતની સાસારિક વસ્તુઓને પોતાની અંદર ન શોષી લેતા તેમના–પરમાત્માની તરફ પાછી મોકલી આપે તો તેઓ પણ શ્વેત વસ્તુઓની પેઠેજ શ્વેત, સ્વચ્છ અને શુદ્ધ બની શકે છે, અને જ્યારે મન ઉપર ઉલ્લેખ કરવામા આવેલી પાતળી અને સ્વચ્છ ચિમનીના જેવું થઇ જશે, ત્યારે તેની અંદરથી આત્માનો પ્રકાશ આપોઆપજ ઝળકીને બહાર નીકળશે, અને એ આત્મ જ્યોતિ આખો આજી નાખતી જણાશે તેનાથી વિરુદ્ધ જ્યારે સમસ્ત સાંસારિક પદાર્થો અંતઃકરણમા પ્રવેશ કરી બેસશે, અર્થાત્ જ્યારે મન સમસ્ત ભાત ભાતના પદાર્થોની કામના કરી તેમને પોતાની અદર શોષી લેશે ત્યારે તે મન કાળી વસ્તુઓની પેઠે મલિન અને કાળું બની જશે. તેટલામાટે જો તમે સ્વચ્છ હૃદયના થવા ઇચ્છતા હો તો વહાલાઓ ! સ્વચ્છ વસ્તુઓની પેઠે તમો પણ સઘળી વસ્તુઓનો ત્યાગ કરવાનું સ્વીકારો. જગતમા સઘળી કાળી વસ્તુઓ તમોને એજ ઉપદેશ આપે છે કે જો આ તુચ્છ અહંકારને વશ થઈ તમો સાસારિક વસ્તુઓને તમારા અંતઃકરણમા શોષતા જશો તો તેમની પેઠે તમારૂં અંતઃકરણ--અથવા તમો પોતે–કાળા મલિન બની જશો. અને આ તુચ્છ સ્વાર્થપરાયણનામાં ફસાવું એ તો આત્માને

હણી નાખવા સમાનજ છે. માટે હે માનવ ભગવન્! સ્વચ્છ અથવા શુદ્ધ અંતઃકરણવાળા બનવામાટે એટલું આવશ્યક છે કે શ્વેત વસ્તુઓની પેઠે તમો પણ મનને સાંસારિક પદાર્થોની પાછળ દોડતું અટકાવો, તેમજ મનમાં તે પદાર્થોને લેશમાત્ર પણ પ્રવિષ્ટ ન થવા દો. જ્યારે તમે આ પ્રમાણે આચરણ કરશો ત્યારે તમારા રોમે રોમમાંથી પ્રત્યેકને આ અવાજ સંભળાશે કે અંતઃકરણની શુદ્ધિને માટે માત્ર ત્યાગજ એકલો ઉપાય છે.

પણ એટલું યાદ રહે કે ઉક્ત અમૃત તમોને ત્યારેજ પ્રાપ્ત થશે કે જ્યારે તમો મનને સર્વ પદાર્થોથી વિરક્ત બનાવશો—એટલે કે મનને ત્યાગનો પાઠ શીખવશો. આ અમૃત મેળવવા માટે શ્રુતિભગવતી પણ એમજ શીખવે છે કે:—

धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति । ( સામવેદ કેનોપનિષદ )

અર્થાત ધૈર્યવાન પુરુષ આ સંસારથી વિરક્ત થઇ અમૃતને પ્રાપ્ત થાય છે. તેમજ ભગવન! **જો તમે પણ તે અમૃતની ઈચ્છા રાખતા હો તો ફેરવી લો મુખ જગતના પદાર્થો તરફથી, અને નિહાળો પ્રત્યેક પદાર્થમાં પોતાના સૂર્યરૂપી આત્મદેવનેજ;** કે જેથી મનની અંદરથી સસલાનાં શીંગડાંની પેરે પદાર્થભાવ ઉડી જાય—નામદેવજીના મનમાંથી ઉડી ગયો હતો તેમ. કૂતરો તેમની રોટલી લઈ નાસી જતાં તેઓ હાથમાં શાક લઈ તેની પાછળ એમ કહેતા કહેતા દોડયા હતા કે "લૂખી ન ખાતા, મારા સ્વામીજી, આ આપના ભાગનું શાક પણ લેતા જાઓ !" અર્થાત્ લોકોની દૃષ્ટિથી તો કૂતરો રોટલી લઇ નાસી જતો હતો પણ નામદેવજીની નજરમા તો તેમના સ્વામી પરમાત્માજ તે તેમના હાથમાંથી પડાવી લઇ જતા હતા.

તેજ પ્રમાણે વહાલાઓ ! જો મનને પદાર્થોથી વિમુખ બનાવી પોતાના સૂર્યરૂપી આત્મદેવ તરફ વાળશો તો પદાર્થોને સ્થાને તમોને પણ તમારો આત્મદેવજ દેખાશે અને પદાર્થભાવનો સદંતર નાશ થશે. જગતના ચિત્ર વિચિત્ર પદાર્થોને મનમાં શોષિત નહિ કરવાનું તાત્પર્ય એટલુંજ છે કે તેમનાથી મનને એટલું વિમુખ બનાવવું કે પદાર્થભાવનું નિશાન સુદ્ધાં ન રહે. અને તેની દ્વૈત દૃષ્ટિનો પણ નાશ થઈ ફક્ત પરમાત્માજ પરમાત્મા જણાવા લાગે. પણ હે સુધારો કરવા ઈચ્છનારાં ! હે સંસાર સાથે સહાનુભૂતિ દર્શા-

વનારા ! એટલું યાદ રાખજો કે જ્યાંસુધી મનને આત્મામાં લીન નહિ કરો ત્યાંસુધી મનમાંથી પદાર્થભાવ કદિ નહિ ખસે. કેમકે ફક્ત મનને પદાર્થો તરફ જતું અટકાવવું એટલુંજ પદાર્થભાવને દૂર કરવા માટે પૂરતું નથી. પરંતુ મન પદાર્થોથી વિમુખ થઇ પોતાના આત્મામાં નિષ્ઠા કરશે એટલે પદાર્થભાવ તરતજ દૂર થઇ જશે. તેવીજરીતે ભગવન્! જો તમો પદાર્થોના વિચારને અંતઃકરણમાંથી નષ્ટ કરવા ઈચ્છતા હો તો ઉઠો ! ઉઠો ! મનને આત્મામાં સ્થિત કરો. કેમકે તમારા મનનું આત્મામાં સ્થિત થવું એજ હલકા બની ઉપર ઉઠી જવું છે. બ્રહ્મનિષ્ઠ થયા પછી તમોને સુધારો કરવાની ચિંતા પણ કરવી નહિ પડે. વગર પ્રયત્ને સ્વાભાવિકરીતેજ સંસારનું કલ્યાણ થતું જશે. તે વખતે પછી ચાહે તમો નિર્જન અરણ્યમાં બેસો કે જગતમાં પ્રકટપણે ઉપદેશ આપો. ગમે તેમ હો, પણ સ્વાભાવિકરીતેજ જગતનું ભલું થતું રહેશે. માટે વહાલાઓ ! સુધારાનું કોઈ બીજું સાધન ગ્રહણ કરો તે પહેલાં તમોને પોતાને સુધારવાની જે આ રીતિ પુનઃ પુનઃ પોકારી પોકારીને દેખાડવામાં આવી છે, અને જેનાથી જગતનુ ઉત્તમોત્તમ કલ્યાણ થઈ શકે છે તેને પોતાના હૃદયમાં ઉતારો.

ૐ ! ૐ !! ૐ !!!



# विदेशना अनुभव

“ सत्यमेव जयते नानृतम् ”




ત્યનોજ સદા જય થાય છે, અસત્યનો નહિ. પુરાણોમાં લખ્યું છે કે લક્ષ્મી વિષ્ણુની ચરણસેવા કરે છે, અર્થાત્ લક્ષ્મી વિષ્ણુની સ્ત્રી છે, વિષ્ણુની તે છાયાવત્ સાથી છે. વિષ્ણુ છે, તો લક્ષ્મી છે; વિષ્ણુ નથી, તો લક્ષ્મી પણ નથી. આ વાત તદ્દન સત્ય છે. વિષ્ણું એટલે સત્ય કિંવા ધર્મ, અને લક્ષ્મી એટલે સંપત્તિ અથવા જય. તેથી જ્યાં સત્ય અને ધર્મ છે, ત્યાંજ સંપત્તિ અને જય પણ છે; અને જ્યાં સત્ય અને ધર્મ નથી ત્યાં ધન અને જય પણ નથી. શાસ્ત્રમાં લખ્યું છે કે “ यतो धर्मस्ततो जय : ” જ્યાં ધર્મ છે ત્યાં જય છે. માટે જો વિષ્ણુરૂપી ધર્મ ભણી આગળ વધશો, તો લક્ષ્મીરૂપી સંપત્તિ ( ધન, સદ્દગુણ, સૌંદર્ય ) અને જય તમારી છાયાની પેઠે તમારી પાછળ પાછળ ફર્યા કરશે. પરંતુ વિષ્ણુરૂપી ધર્મથી વિમુખ થઇને જો તમે સંપત્તિ અને જય પ્રાપ્ત કરવા ઇચ્છશો તો તેમ બનવાનું નથી. સૂર્ય ભણી પૂંઠ ફેરવીને કોઇ પણ મનુષ્ય પોતાની છાયાને પોતાની અનુગામિની નથી બનાવી શકતો. એવી સ્થિતિમાં જેમ જેમ તમે તેની પાછળ દોડશો તેમ તેમ છાયા પણ સદા તમારી આગળને આગળજ નાઠી જશે, અને કદિ પકડાશે નહિ; પરંતુ તમે સૂર્ય ભણી મોં કરશો કે તત્કાળ છાયા પણ તમારી પાછળ પાછળ આવવા માંડશે, અને તમોને છોડીને નહિ જઇ શકે. તેથી જય અને સંપત્તિ પ્રાપ્ત કરવા ઇચ્છનારાઓએ સર્વદા સત્ય અને ધર્મ ઉપર દૃષ્ટિ રાખવી જોઇએ. હિંદુસ્તાનની આજ કાલ જે કંઇ દશા છે તે બધા જાણે છે. પ્લેગરૂપી રાક્ષસ સહસો મનુષ્યોને ઓહિયાં કરી રહ્યો છે; દુષ્કાળ લાખો માનવીઓનું લોહી ચુસી રહ્યો છે; કોલેરા,

શીતળા વગેરે સેંકડો વ્યાધિ કરોડો માણસોના પ્રાણ લઈ રહ્યા છે. કયાં સુધી ગણાવીએ? હિંદુસ્તાન હરેક પ્રકારે દુઃખી છે. હિંદુસ્તાનની આવી શોકમય સ્થિતિ કેમ છે? તેના જવાબમાં "રામ" એજ કહેશે કે સત્ય અને ધર્મનો હ્રાસ થયો છે. હિંદુસ્તાનીઓને સત્ય અને ધર્મ ઉપર શ્રદ્ધા નથી રહી. હિંદુસ્તાનમાં ધર્મ કેવળ તડાકા મારવા માટે છે, આચરણમાં મૂકવા માટે નહિ.

હવે 'રામ' હિંદુસ્તાન અને અમેરિકાને સરખાવે છે. અમેરિકા હિંદુસ્તાનના પગ તળે છે. હિંદુસ્તાનમાં જમણી બાજુએ ચાલવું યોગ્ય ગણાય છે, અમેરિકામાં લોકો ડાબી બાજુએ ચાલે છે. હિંદુસ્તાનમાં મંદિર કે મકાનમાં જવા પહેલાં જોડા ઉતારે છે, અમેરિકામાં ટોપી ઉતારે છે. હિંદુસ્તાનમાં પુરુષ ઘરનો માલિક હોય છે અને તે સ્ત્રી ઉપર હકુમત ચલાવે છે, અમેરિકામાં સ્ત્રી ઘરની માલિક હોય છે અને તે પુરુષ ઉપર સત્તા ભોગવે છે. હિંદુસ્તાનમા શ્વાન સૌથી અપવિત્ર અને ગર્ધવ સૌથી મૂર્ખ પ્રાણી ગણાય છે, અમેરિકામા કુતરાને સૌથી પવિત્ર અને ગધેડાને સૌથી બુદ્ધિમાન પ્રાણી માનવામા આવે છે તેઓ ગધેડા પાસેથી ઘણું જ્ઞાન મેળવે છે. હિંદુસ્તાનમા તે પુસ્તકની જરાએ કદર કરવામા નથી આવતી જેમાં અન્ય પુસ્તકોનાં પ્રમાણ ન આપવામા આવ્યા હોય, અમેરિકામા નવાં પુસ્તક પંકાય છે. હિંદુસ્તાનમા કોઇ પણ માણસ એવું કામ નહિ કરે, અથવા કરવા નહિ ઇચ્છે જેનુ પરિણામ તે પોતાની આંખોની સામે ન જોઈ શકે, અને તે પણ એટલે સુધી કે વૃદ્ધ પુરુષો બગીચા બનાવતાયે અચકાય છે, પરંતુ અમેરિકામા એમ નથી. ત્યા પ્રત્યેક પુરુષ કામ કરે છે અને ફળની ઇચ્છા રાખતો નથી. તેઓ પોતાનો અંગત લાભ નથી જોતા; પરંતુ દેશના લાભ ઉપર દૃષ્ટિ રાખે છે. જાપાનમા એક અમેરિકન પ્રોફેસર હતો, તે અત્યંત વૃદ્ધ હતો. તે બાર ભાષાઓ જાણતો હતો. તોપણ આટલી વૃદ્ધાવસ્થા છતા તે રૂશીયન ભાષા શીખતો હતો. "રામે" તેને પૂછ્યુ કે "આપ હવે રૂશીયન ભાષા શીખીને શું કરશો?" તેણે ઉત્તર આપ્યો કે "મેં સાંભળ્યું છે કે રૂશીયન ભાષામાં ભૂગોળનાં પુસ્તકો સર્વથી ઉત્તમ રીતે લખાયલા છે. તેથી હું રૂશીયન ભાષા એટલા ઉદ્દેશથી શીખી રહ્યો છું કે હું તે પુસ્તકો વાચુ અને તેનો

મારી માતૃભાષામાં અનુવાદ કરૂં, કે જેથી અમારી ભાષામાં પણ ભૂગોળનાં ઉત્તમ પુસ્તકો પ્રાપ્ત થઇ શકે અને મારા દેશને લાભ પહોંચે." તે ફળની ઇચ્છા નહોતો રાખતો; પરંતુ એટલી વૃદ્ધાવસ્થામાં પણ અન્ય ભાષા શીખવામાટે તે જે કઠિન પરિશ્રમ કરી રહ્યો હતો તે કેવળ પોતાના દેશને લાભ પહોંચાડવા ખાતરજ કરતો હતો. શું કોઈ હિંદુસ્તાની કયારેય પણ પોતાના દેશના લાભને માટે કદી આવો પરિશ્રમ કરે છે? અને તેયે વળી એટલી વૃદ્ધાવસ્થામાં? અહીં તો લોકોને બહુધા એમજ કહેતા સાંભળીએ છીએ કે, મરણ માથા પર ભમે છે, તો કોને માટે કામ કરવું? હવે ભલા હિંદુસ્તાનની કેવી રીતે ઉન્નતિ થઇ શકે?

હિંદુસ્તાનમાં કોઈ પણ પુરુષ પોતાના વડીલ કરતાં આગળ વધવા નથી ઈચ્છતો, પરંતુ અમેરિકામાં તો તે પુરુષની જરાએ પ્રતિષ્ઠા નથી હોતી કે જે પોતાના પિતા કરતાં એક બે ડગલાં આગળ ન વધ્યો હોય. ત્યાં પ્રત્યેક મનુષ્યના હૃદયમાં એજ ઇચ્છા પ્રબળ રીતે ઘર કરી રહેલી હોય છે કે મારા બાપદાદાઓએ જે કંઇ કર્યું છે તેનાથી મારે અધિક કરવુંજ જોઇએ. જ્યારે તેમના અંતઃકરણમાં આવા વિચાર ભરેલા હોય છે ત્યારે તે લોકો ઉન્નતિ ન કરે તો શું હિંદુસ્તાનીઓ ઉન્નતિ કરશે?

હિંદુસ્તાનીઓ અન્ય મુલકોમાં જવાથી પોતાનો ધર્મ ભ્રષ્ટ થાય છે એમ માને છે, પરંતુ બીજા દેશોમાં ગયા વગર ઉન્નતિ નથી થઇ શકતી. પોતાના દેશની ઉન્નતિને માટે અન્ય દેશોનાં રીત, રિવાજ, નીતિ, કળાકૌશલ્ય, આચારવિચાર, વિદ્યા અને વૈભવનું જ્ઞાન હોવાની જરૂર છે; પરંતુ જ્યાંસુધી તે બહારના દેશોમાં જઈ જાતે અનુભવ ન કરીએ ત્યાંસુધી એ બાબતો જાણી નથી શકાતી. હિંદુસ્તાનીઓ જ્યારે વિદેશગમનમાં પાપ ગણે છે, ત્યારે આ વાતોનો અનુભવ તેઓ કેવી રીતે કરી શકવાના હતા? અને અનુભવ વિના ઉન્નતિ કેમ થઇ શકે? અફસોસ! હિંદુસ્તાનીની કલ્પનામાં આ વાત નથી આવી શકતી કે અન્ય દેશોમાં શું ચાલી રહ્યું છે. આપણે એક મકાનમાં તદ્દન પૂરાયલા છીએ. આપણને વિચાર સરખોએ નથી આવી શકતો કે મકાનની બહાર કેવો સુગંધિત વાયુ વાઈ રહ્યો છે, કેવાં વિચિત્ર મનોહર પુષ્પો ખીલેલાં છે; અને પ્રકૃતિનું સૌંદર્ય કેટલું સુખપ્રદ છે? એક બાજુ જયારે હિંદની આવી દશા

છે, ત્યારે બીજી બાજુ અમેરિકાના લોકો કદિ ઘરમાં નથી બેસી રહેતા. અમેરિકામાં તે માણુસનો જન્મ નિષ્ફળ ગણવામા આવે છે કે જેણે કદિ બીજો દેશ ન જોયો હોય. યૂરોપના દેશોની પણ આવીજ સ્થિતિ છે. જર્મન લોકો દશ હજાર મિશ્ર દેશમા, પિસ્તાળીશ હજાર પારિસમાં, અને સેંકડે આઠ ટકા જગતના અન્ય ભાગોમા નિયમિત રીને આવજા કરતા રહે છે. કેટલું બધું દેશાટન!

એક વખત "રામ" જર્મન સ્ટીમરમાં મુસાફરી કરતો હતો. "રામ" સ્ટીમરના તુતક ઉપર ગયો, અને ત્યા કેટલાંક ભજન ગાવાનો આરંભ કર્યો. ઠંડી ઠંડી હવા વાતી હતી, આકાશ સ્વચ્છ હતું, પ્રકૃતિની સુંદરતા જોવા જેવી હતી. એકાંત સ્થાન હોવાથી "રામે" મોટા સ્વરે ગાવા માંડયું. "રામ" અતિ આનંદમય દશામા હતો, એટલામા "રામ"નું ગાયન સાભળી તે સ્ટીમરનો કૅપ્ટન અને કેટલાક મુસાફરો કે જેઓ બધા જર્મન હતા, "રામ"ની પાસે આવ્યા, અને "રામ"ની સાથે વાતચીત કરવા માડી. કૅપ્ટન સિવાય અન્ય કોઈ અંગ્રેજી નહોતા સમજી શકતા. "રામ" અંગ્રેજીમા વાત કરતો હતો અને કૅપ્ટન પોતાના સાથીઓને પોતાની ભાષામા સમજાવતો હતો. તે કૅપ્ટન હિંદુ અને હિંદુધર્મ વિષે વાત કરતો હતો. તેથી મને બહુ આશ્ચર્ય થયુ કે તેને હિંદુધર્મ વિષે એટલો બધો અનુભવ કયાથી પ્રાપ્ત થયો હશે? તેને પૂછવાથી જણાયું કે જગત્ આખાના દેશોના ધર્મો, વિદ્યા, અને રીતરિવાજ વિષેનુ જ્ઞાન મેળ વવું એ તેઓ પોતાનુ કર્તવ્ય સમજતા હતા અને આવાજ ઉદ્દેશથી તે લોકો દેશાટન કરે છે. "રામે" તેમને પૂછયું, "તેથી શો લાભ થવાનો છે?" તેણે ઉત્તર આપ્યો કે "બધા દેશોના રીતિ રિવાજ અને ધર્મોને જાણીને જે જે રીતિરિવાજ, વિદ્યા અને ધર્મ અમારા દેશને લાભદાયક જણાય છે તેમનો અમે અમારા દેશમા પ્રચાર કરી છીએ વિદ્યાનો પ્રકાશ સર્વ દેશોમાથી ગ્રહણ કરવો જોઇએ, કેમકે આપણે જાણુતા નથી કે કયા દેશમા કઇ વિદ્યા છે. સર્વ દેશોનો પ્રકાશ જો અમે અમારા દેશમા લઇ જઇ શકીએ તો અમારા દેશમાં મહા પ્રકાશ થાય" અહા! પોતાના દેશમાં પ્રકાશ ફેલાવવાની, અર્થાત્ પોતાના દેશની ઉન્નતિ કરવાની આ કેવી નૈસર્ગિક વિચારની ભૂમિકા છે? અહા! હિંદુસ્તાનીઓ! તમારી કેવી

શોચનીય દશા છે? તમારી આંખ ક્યારે ઉઘડશે? શું કોઇ દિવસે પણ તમારા હૃદયમાં આ દેવતુલ્ય મનુષ્યોની પેઠે તમારા સ્વદેશનાં હિત ઉન્નતિ અને ઉપકારની ઇચ્છા ઉદ્ભવશે? શું કદિ તમે પણ આ જર્મનોની પેઠે પોતાના દેશમાં વિદ્યાઓનો મહા પ્રકાશ કરવાની ઇચ્છાથી પ્રેરાઇ આ પ્રમાણે ભિન્ન ભિન્ન દેશોમાં જઇ ત્યાંથી વિદ્યાનો પ્રકાશ લઇ આવશો?

પૂર્વે જ્યારે હિંદુસ્તાનીઓને અન્ય દેશોમાં જવાનો બાધ ન હતો અને અહીં પ્રકાશ હતો, ત્યારે હિંદીઓ પોતાના દેશના પ્રકાશવડે અન્ય દેશોને પ્રકાશિત કરતા હતા. પરંતુ જ્યારથી બહાર આવવા જવાનો માર્ગ બંધ કરી દેવામાં આવ્યો, ત્યારથી પ્રકાશ આવવો બંધ થયો અને સર્વત્ર અંધકાર ફેલાઇ ગયો. અહીથી પ્રકાશ કેમ જતો રહ્યો? વહાલા! એક બારીબારણાંવાળા મકાનમાં સૂર્યનો પ્રકાશ અને હવા ખૂબ ફેલાઇ રહ્યાં હોય, તે હવાઅજવાળું તે મકાનમાંથી બહાર ન જવા પામે એટલા માટે જો તે મકાનનાં સર્વ બારીબારણાં બંધ કરી દેવામાં આવે તો શું પરિણામ આવે? હવાઅજવાળું શું તે મકાનમાં રોકાઇ રહી શકશે? બારીબારણાં બંધ થયાં કે તરતજ તે મકાનમાં અંધકાર ફેલાઇ જશે, હવા મલિન થવા માંડશે અને તેમનું બહારથી આવવું પણ બંધ થઇ જશે. બસ, હિંદની પણ આવીજ દશા થઈ છે. બહાર આવવા જવાનાં બધાં દ્વાર બંધ કરી દેવામાં આવ્યાં, જેનું પરિણામ એ આવ્યું કે અહીં જે કંઇ પ્રકાશ હતો તે પણ બંધ થઇ ગયો, બહારથી પ્રકાશનું આવવું પણ અટકી પડયું, અને હિંદમાં અંધકાર પ્રસરી ગયો. શાસ્ત્રોમાં લખ્યું છે કે વિદ્યા-રત્ન નીચ પાસેથી પણ લેવું જોઇએ અને સર્વને આપવું જોઇએ. જેટલી વિદ્યા તમો બીજાઓને આપશો તેટલોજ તમારી વિદ્યામાં વધારો થશે; પરંતુ અફસોસ છે કે હિંદીઓ બીજાઓને વિદ્યા આપતાં અત્યંત સંકોચ કરે છે અને બીજાઓ પાસેથી વિદ્યા ગ્રહણ કરવા પણ નથી ઇચ્છતા. બીજાઓની વિદ્યા ન શીખવામાં આવે તેટલા માટે સમુદ્રયાત્રાનો નિષેધ કરવામાં આવ્યો. આવી સ્થિતિમાં વિદ્યારૂપી પ્રકાશનું અજવાળું કેવી રીતે રહી શકે? હાય! સ્વાર્થ શું કોઇ અન્ય વસ્તુને કહેતા હશે? વેદ અને શાસ્ત્ર કે જેનાવડે પરમાત્મવિષયક જ્ઞાન થાય છે, તે કોઇ પણ અન્ય દેશવાળાને ન ભણાવવાં, અન્ય દેશોમાં તેમનો પ્રચાર ન કરવો; શું એમ કરવાથી પરમેશ્વર પ્રસન્ન થશે?

શું અન્ય દેશનિવાસીઓ પરમેશ્વરે બનાવેલાં મનુષ્ય નથી ? પરમેશ્વરે સાચા જ્ઞાનનો ભંડાર ( વેદો ) તમને સોંપ્યો, કે જેથી મનુષ્યોને એનું યથાર્થ જ્ઞાન થાય, પણ તમે તો તમારૂં કર્તવ્ય ભૂલીને તેમને તમારીજ સંપત્તિ માનવા લાગ્યા, ત્યારે કહો કે તમારી ઉપર ઈશ્વરનો કોપ ન થાય તો બીજું શું થાય ? જુઓ, ખ્રિસ્તી લોકો બાઈબલને ઈશ્વરી જ્ઞાન ગણેછે અને તેથી તેઓ તેના પ્રચાર માટે કેટલાં કષ્ટો સહન કરે છે ? કેટલા પ્રાણની આહુતિ આપે છે ? કેટલું બધું દ્રવ્ય ખર્ચે છે ?××× અહા ! પરમાત્મા તેમની ઉપર પ્રસન્ન ન થાય તો બીજા કોની ઉપર પ્રસન્ન થાય ? કેમકે ઈશ્વરે તેમને જેવું અને જેટલું જ્ઞાન આપ્યું છે, તેટલું તેઓ બીજાઓને આપવામાં સંકોચ નથી કરતા. ઊલટું કષ્ટ સહન કરીને, તેમને વિદ્યા ભણાવીને, અસ્પર્શ્ય-ને સ્પર્શ્ય બનાવીને, ધન ખર્ચીને અરે પ્રાણ ગુમાવીને પણ તેઓ તે જ્ઞાન આપે છે. પરંતુ હિંદીઓ ! તમને જે કંઇ સોંપવામાં આવ્યું છે. તેનો શું તમે પણ બીજાઓમાં પ્રચાર કરો છો ? જો નથી કરતા, તો શું ઈશ્વર તમારાથી પ્રસન્ન થતો હશે ? શું હજુ પણ તમે નથી સમજી શક્યા કે ઈશ્વરનો તમારી ઉપર કેટલો કોપ થઇ રહ્યો છે ! રાજ્ય ગયું, લક્ષ્મી ગઈ, વિદ્યા ગઇ, પ્રતિષ્ઠા ગઇ, બળ ગયું, પુરૂષાર્થ ગયો અને સર્વસ્વ ગયું તોપણ ન સમજ્યા, એથીજ દુષ્કાળ આવ્યો, પ્લેગ આવ્યો, કોગળિયું આવ્યું. ત્યારે શું હજુ નથી સમજાતું કે ઈશ્વર આપણી ઉપર કોપ કરી રહ્યો છે ? વહાલા ! સાવધાન થાઓ. હજુ સાવધાન થવાનો સમય છે.

પરમેશ્વરની દૃષ્ટિમાં બધા સમાન છે, કેમકે પરમેશ્વરેજ બધાને ઉત્પન્ન કર્યા છે, અને તેથી જો આપણે પરમેશ્વરને પ્રસન્ન કરવા ઇચ્છતા હોઇએ તો આપણે પ્રાણીમાત્ર સાથે પ્રેમ કરવો જોઇએ. ભાઇને મારવાથી, કે તેની સાથે વૈર બાંધવાથી, કે તેની ઘૃણા કરવાથી બાપ કદી પ્રસન્ન નથી થઈ શકતા, ત્યારે શું કોઈ મનુષ્યની ઘૃણા કરવાથી, અથવા તેને નીચ માનવાથી પરમેશ્વર, કે જે સર્વનો પિતા છે, તે પ્રસન્ન થવાનો છે ? કદાપિ નહિ. માત્ર મોઢેથીજ બોલીએ કે અમે પ્રભુપ્રેમી છીએ એ પૂરતું નથી. તમારે એ સિદ્ધાન્તને આચરણદ્વારા સિદ્ધ કરવો જોઇએ અને તેની સાબિતી એજ છે કે તમે મનુષ્યમાત્રની

સાથે પ્રેમ કરો, પ્રાણીમાત્ર સાથે પ્રીતિ રાખો, જગત્માત્ર પર સમદૃષ્ટિ રાખો, સઘળાને સમાન અને આત્મવત્ માનો, અર્થાત્ એટલું ધ્યાનમાં રાખો કે જે કંઇ હું છું તે તેઓ છે, અને જે કંઈ તેઓ છે તે હું છું; એટલે કે હું અને તેઓ કંઇ પૃથક્ નથી પણ એકજ છીએ. કોઇ મનુષ્ય ગમે તે દેશનો હોય, ગમે તે જાતિનો હોય, ગમે તે વર્ણનો હોય, તેની પરવા ન કરો. તમારે તો ઈશ્વરની પ્રસન્નતા મેળવવા સાથે કામ છે, તમારે તો પોતાના કર્તવ્યનું પાલન કરવું છે. હાથ શરીરનાં સર્વ અંગ પ્રત્યંગને સહાયતા પહોંચાડે છે, પગને અથવા કોઇ બીજા અંગને જરા દુઃખ થાય છે કે હાથ તરતજ તેમની સહાય કરવા દોડી જાય છે. હાથ કદિ એવો વિચાર મનમાં નથી લાવતો કે પગ મારાથી નીચે છે, ગુદા આદિ ઇંદ્રિયો અપવિત્ર છે, મોંમાં થુંક છે, નાકમાં લીંટ ભરેલું છે, કે કાનમાં મેલ છે; તે તો સમદૃષ્ટિથી સર્વને સહાયતા કરે છે, અને સર્વનાં દુઃખ ટાળવા પ્રયત્ન કરે છે, આવો વિચાર કદિ મનમાં પણ ન આણવો જોઇએ કે ફલાણો મારાથી નીચ છે અથવા પરધર્મી છે.

અમેરિકામાં રવિવારને દિવસે એક સાહેબ સાથે "રામ" ને મુલાકાત થઈ. તેની મડમ રોમન કૅથોલિક હતી અને તે પોતે પ્રોટેસ્ટંટ પંથનો હતો. તેઓ પોતપોતાના દેવળમાં તો ગયાં, પરંતુ સાહેબ પ્રથમ પોતાની મડમને તેના દેવળમાં મૂકી આવ્યા પછીજ પોતાના દેવળમાં ગયો. પછી પાછા ફરતી વખતે એ પોતાના દેવળમાંથી પોતાની સ્ત્રીને લેવા તેના દેવળમાં ગયો, અને બન્ને સાથે ઘેર આવ્યાં. "રામે" તે સાહેબને પૂછ્યું, "તમે સ્ત્રી પુરુષ બન્ને ભિન્ન પંથનાં છો, છતાં એક બીજા કેવી રીતે પ્રેમથી રહી શકો છો ?" તેણે જવાબ આપ્યો કે "ધર્મનો ઈશ્વર સાથે સંબંધ છે, અને મારી મડમનો અને મારો સંબંધ તો સાંસારિક છે. ઇશ્વરની સમક્ષ મારાં કર્મોનો જવાબદાર હું છું, અને તેનાં કર્મોની ઉત્તરદાતા તે છે. તેથી વાદવિવાદ કરવાથી અમને શો લાભ ? અમે સાંસારિક સંબંધને લીધે એક બીજાને ચાહીએ છીએ." સાહેબનો ઉત્તર સત્યજ હતો. હોવું પણ તેમજ જોઇએ; પરંતુ હિંદમાં જો સ્ત્રી વૈષ્ણવ હોય અને પતિ શૈવ હોય તો તેમની વચ્ચે કદાપિ પ્રેમ બંધાવાનો નહિ. હાય ! કેટલો અનર્થ !

તમે લોકો ( હિંદીઓ ) અન્ય દેશવાસીઓને નીચ, મ્લેચ્છ આદિ નામોથી સંબોધો છો, અને તેમની સૂગ રાખો છો; પરતુ રામ કહે છે કે જેને તમે નીચ સમજો છો તેઓ ઉત્તમ છે, જેને તમે મ્લેચ્છ કહો છો તેમનુ હૃદય પવિત્ર છે, અને તેઓ તમારી સાથે પ્રેમ રાખે છે. વિશેષમાં વળી તે લોકોમાં દેશપ્રેમ એટલો બધો છે કે પોતાના દેશ માટે પોતાનું લોહી વહેવડાવવા પણ તેઓ પ્રતિપળે તૈયાર હોય છે. એક જાપાની સ્ટીમરમાં કેટલાક હિંદી યુવકો મુસાફરી કરતા હતા. તેઓ ચોથા વર્ગમા હતા. ચોથા વર્ગના મુસાફરોમાટે હિંદુસ્તાનીઓને યોગ્ય ખોરાકની વ્યવસ્થા નહોતી. તેથી તેઓ ભૂખ્યા રહ્યા. એટલામા એક જાપાની યુવકની દૃષ્ટિ તેમની ઉપર પડી. તેને જણાયું કે આ બિચારા હિદીઓ ભૂખ્યા છે. તે ઉદાર, દયાળુ જાપાની યુવકથી ન રહેવાયુ. તે તત્કાળ પહેલા વર્ગની ઓરડીમા ગયો, અને ત્યાથી પોતાને ખર્ચે ફળ અને મેવો લાવ્યો અને ભૂખ્યા હિંદીઓને ખવરાવ્યુ હિદી યુવકો બહુ ખુશ થયા અને તે કૃપાળુ જાપાની યુવકને તેની કિમત આપવા લાગ્યા. પરતુ જાપાની યુવકે ઉચિત આશ્વાસન અને મધુર વચનોદ્વારા સર્વનો સત્કાર કરી કિંમત લેવાની ના પાડી, અને પછી તેવીજ રીતે ચાર પાચ દિવસ સુધી તેમને નિયમસર ફળ તથા મેવો આપતો રહ્યો, અને હર વખત કિમત લેવાની ના પાડતો રહ્યો જ્યારે તેમને જૂદા પડવાનો સમય આવ્યો ત્યારે હિદી યુવકો તેનો આભાર માનવા લાગ્યા અને ફરી તેને પૈસા લેવાનો આગ્રહ કરવા લાગ્યા તે જાપાની યુવકે ફરી પણ તે લેવાનો ઇન્કાર કર્યો અને તેમને નમ્રતાપૂર્વક કહેવા લાગ્યો, “ ભાઇઓ ! હું પૈસા તો નથી લેવાનો, પરતુ જો આપ સ્વીકારો તો મારી એક વિનંતિ છે. ” હિંદી યુવકોએ કહ્યું “ અવશ્ય, અવશ્ય કહો. ” જાપાની યુવકે કહ્યું “ મારી એટલીજ પ્રાર્થના છે કે જ્યારે તમે હિદુસ્તાન જાઓ, ત્યારે એમ ન કહેતા કે જાપાની સ્ટીમરમા અમને તકલીફ વેઠવી પડી હતી— ત્યા જમવાની વ્યવસ્થા બરાબર નહોતી કેમકે જો તમે એવું કહેશો તો અમારા દેશની બદનામી થશે ” અહા ! કેવો પ્રેમ ! કેવો વિમલ દેશાનુરાગ ! તે યુવક ન તો તે સ્ટીમરનો માલિક હતો અને ન તો તે સ્ટીમરમા નોકર હતો, પરંતુ જે દેશની તે સ્ટીમર હતી, તે દેશનો તે

રહેવાસી હતો. અને એ સંબંધને લીધેજ તે તે સ્ટીમરની બદનામીને પોતાની અને પોતાના દેશની બદનામી ગણતો હતો. આજ સાચું વેદાંત છે; એનેજ સાચી "બ્રહ્મવિદ્યા" કહેવામાં આવે છે. શું અત્યારના હિંદી યુવકો એવું દેશાભિમાન ધરાવે છે ? હિંદીઓ શું આવું વેદાંત શીખ્યા છે ? શું તમારામાંથી કોઇને આવી અમલી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ છે ? હાય ! અહીંનું વેદાંત, અહીંની બ્રહ્મવિદ્યા તો માત્ર વાદવિવાદ કરવા માટેજ છે, આચરણમાં મૂકવા માટે નથી. પરંતુ યાદ રાખજો કે એવી બ્રહ્મવિદ્યા જ્યાંસુધી વર્તનમાં નહિ આણો ત્યાંસુધી તમારા દેશની ઉન્નતિ થવાની નથી, અફસોસ ! વેદાંત અને બ્રહ્મવિદ્યા ભણવામાં આવે છે હિંદમાં, અને તેનો અમલ થાય છે જાપાન અને અમેરિકામાં ! હમણાંજ રૂશીયા અને જાપાન વચ્ચેના યુદ્ધમાં જાપાનીઓને પોતાના એક લડાયક વહાણને ડૂબાડવાની આવશ્યકતા જણાઇ. એ તો નક્કી હતું કે જે લોકો એ વહાણને ડુબાડવા જશે તેઓ પણ ડુબવાના, કેમકે તેમને ઉગારવાનો કોઇ ઉપાય ન હતો. છતાં વહાણના કૅપ્ટને એક જાહેરનામું પોતાની પલટણમાં ફેરવ્યું કે "અમે એક વહાણને ડુબાવવા ઇચ્છીએ છીએ; પરંતુ જે તેને ડુબાવવા જશે તેને બચવાનો કોઇ ઉપાય નથી. આટલું જોખમ ખેડી જે તેને ડૂબાવવા જવા ઇચ્છતા હોય તેમણે અરજી કરવી." કૅપ્ટનની કચેરી અરજીઓથી ભરાઇ ગઇ. કેટલાક જાપાનીઓએ તો પોતાની આંગળી કાપી તેના રક્તવડે અરજી લખી હતી. કેટલાકોએ અરજીમાં એવી ધમકી આપી હતી કે "જો અમને નહિ મોકલવામાં આવે તો અમે ગળે ફાંસો ખાઇ મરી જઇશું." અહા ! મરવા માટે આટલી બધી ઉત્કંઠા શામાટે ? વહાલાઓ ! તે વહાણને ડુબાવવાથી જાપાનને લાભ થતો હતો. દેશના લાભની સામે તેઓ પોતાના પ્રાણને કંઇ હિસાબમાંજ નથી ગણતા. જ્યારે અહીં હિંદુસ્તાનમાં "આપ મૂવા તો જગ મૂવા" જેવી વદંતીઓ સંભળાય છે. ! જો કોઇ હિંદીને એમ કહેવામાં આવે કે તમારા મરણથી હિંદીઓને રાજ્ય પ્રાપ્ત થશે, તો તમે મરવાનું સ્વીકારશો ! એ સવાલનો શો જવાબ મળશે ? એજ કે મરી ગયા પછી રાજ્ય મળે તોએ અમોને શો લાભ ? હાય ! કેવો પ્રચંડ સ્વાર્થ ભરેલો છે. પ્લેગ ને લીધે દર મહિને લાખથી અધિક મનુષ્યો મરણ

પામે છે. કોગળિયું વગેરે અન્ય વ્યાધિઓના ભોગ થાય છે તે તો જૂદા. પરંતુ હિંદમાં કોઈ એવો માઇનો પૂત નથી કે જે પોતાના આ ક્ષણભંગુર દેહને પોતાના દેશોપકારરૂપી યજ્ઞમાં હોમી દે; અર્થાત્ દેશના ભલામાટે પોતાના પ્રાણ નિછાવર કરી દે, અથવા શ્રમ વેઠી પરસેવો વહેવડાવે, અથવા થોડુંક કષ્ટ સહન કરી લે. આપણા દેશને માટે પ્રાણ કુરબાન કરવા તો એક બાજુ રહ્યા, પરસેવો વહેવડાવવો તો એક બાજુ રહ્યો, કષ્ટ સહેવું તો એક બાજુ રહ્યું, પણ આપણે હાથે દેશનું ભૂંડું ન થવા પામે તોયે ધન્યભાગ્ય ! હમણાંજ એક હિંદી વિદ્યાર્થી જાપાનમાં અભ્યાસ કરતો હતો. એક દિવસ તે નિશાળના પુસ્તકાલયમાંથી એક પુસ્તક પોતાને ત્યાં વાંચવામાટે લઇ આવ્યો, તે પુસ્તકમાં એક નકશો હતો, તેની તેને બીજા કાગળ ઉપર રૂપરેખા દોરવી હતી. પરંતુ તે વિદ્યાર્થીએ નકશો દોરવા જેટલી મહેનત કરવાનું પસંદ ન કર્યું, અને તે પુસ્તકમાંથી જે પાના ઉપર નકશો દોરેલો હતો તે પાનું ફાડી પોતાની પાસે રાખી લીધું. કેટલાક દિવસો પછી એક જાપાની વિદ્યાર્થીએ તે ફાટેલું પાનું જોયું. તેણે પ્રિન્સીપાલ ( અધ્યક્ષ ) ને તેની ખબર આપી; અને એવો કાયદો પસાર કરવામાં કરવામાં આવ્યો કે ભવિષ્યમાં કોઇ પણ હિંદી વિદ્યાર્થીને પુસ્તકાલયમાથી કોઇ પણ પુસ્તક ઘેર વાંચવા માટે ન આપવું ! અફસોસ ! પોતાના એક જરા જેટલા સ્વાર્થને લીધે, એક જરા જેટલી મહેનત બચાવવા ખાતર તે હિંદી વિદ્યાર્થીએ પોતાના દેશને કેટલું બધું નુકશાન કર્યું ! તમારાથી પણ આવીજ ભૂલ થવી સંભવિત હતી. હાય ! કેટલા શોકની વાત છે કે આપણે આપણા પોતાના નજીવા સ્વાર્થને ખાતર અથવા આપણી પોતાની નાની સરખી અગવડથી બચવામાટે પણ એવાં કામ કરી બેસીએ છીએ કે તેથી આપણા સમગ્ર દેશને હાનિ થાય છે; અને પરિણામે આપણે પણ કષ્ટ અને હાનિ ભોગવીએ છીએ.

જુઓ, હાંગકાંગમાં અંગ્રેજોની એક મુસલમાની પલટણ હતી. તે પલટણના સિપાઇઓનો પગાર મહીને ૪૫) રૂપીઆ હતો. એ સિખ સિપાઇઓ જેમને અહીં ૯ કે ૧૦ રૂપીઆ મળતા હતા, તેમણે અરજી કરી કે જો અમને મહિને ૧૫ રૂપીઆનો પગાર આપવામાં આવે તો અમે ખુશીથી હાંગકાંગ જવા તૈયાર છીએ. સરકારને તો એમાં લાભજ

હતો. એટલે સરકારે તેમની અરજી સ્વીકારી, અને મુસલમાની પલટણને નોટિસ આપી કે જેને મહિને રૂા. ૧૫ ) ના પગારમાં રહેવું હોય તે રહે, બીજા રાજીનામું આપી ચાલ્યા જાય. તે મુસલમાની પલટણના એકે સિપાઈએ મહિને રૂા. ૧૫ ) ના પગારમાં રહેવાનું કબૂલ ન કર્યું અને રાજીનામાં આપી દીધાં. ત્યાર પછી તેમણે વિલાયત સુધી એને માટે અરજીઓ કરી પરંતુ કંઇ વળ્યું નહિ. જ્યારે થોડા ખર્ચમાં સરકારનું કામ ચાલી શકતું હોય તો પછી તેને મોટો ખર્ચ કરવાની શી જરૂર? બળવાન સિપાઇઓ થોડા ખર્ચમાં મળતા હોય તો પછી સરકાર એવી બેવકૂફ ક્યાં હતી કે તે મુસલમાન સિપાઇઓનું સાંભળે ? સારાંશ કે સિખ સિપાઈઓને ભરતી કરવામાં આવ્યા, અને મુસલમાનોને રજા આપવામાં આવી. નિરાશ થઇને મુસલમાન સિપાઇઓ આફ્રિકામાં " મુલ્લાં ".ના દેશમાં ચાલ્યા ગયા, અને તેના સૈન્યમાં ભરતી થઇને તેને અંગ્રેજો વિરુદ્ધ ઉશ્કેરવા લાગ્યા. મુલ્લાં તેમના દાવમાં આવી ગયો અને તેણે અંગ્રેજો વિરુદ્ધ લડાઇ શરૂ કરી. અંગ્રેજોએ હાંગકાંગથી સિખોની એજ, પલટણને તેની સામે લડવા માટે મોકલી. તે મુસલમાન સિપાઇઓને ખબર પડી કે તેમની સામે તેજ સિખ પલટણ આવેલી છે, તેથી જૂનું વેર વાળવાના જોશમાં તેઓ અત્યંત બહાદુરીથી લડયા. પરિણામે તે સિખ પલટણના કેટલાએ સિપાઈઓ માર્યા ગયા અને ઘણા ઘાયલ થયા; ઘણા જણ તે રેતાળ રણની ગરમી સહન ન કરી શકવાને લીધે મરણ શરણ થયા અને કેટલાયે સિપાઈઓ તેને લીધે માંદા પડયા. સારાંશ એટલોજ કે અંતે બધાનો વિનાશ થયો. વહાલા ! જુઓ. જે જેવું કરે છે, તે તેવાં ફળ પામે છે. આ સિખ સિપાઇઓએ પોતાના પાંચ રૂપિયાના સ્વાર્થને ખાતર તે મુસલમાન સિપાઇઓને પિસ્તાળીશ રૂપીઆનું નુકશાન કર્યું હતું. તેનું તેમને એ ફળ મળ્યું કે માર્યા ગયા, મરી ગયા, માંદા પડ્યા, અને વિનાશ પામ્યા. હાય ! સ્વાર્થ કેવી ભુંડી બલા છે ! તે પ્રથમ તો બીજાઓને હાનિ કરે છે, અને પછી, જે તેનો ઉપયોગ કરે છે તેનો પણ તે નાશ કરે છે. વહાલા ! જેવી રીતે આ શરીરના જીવનને માટે હાથ, પગ, નાક, આંખ, કાન, દાંત, જીભ, ઇત્યાદિ બધી ઇંદ્રિયોની આવશ્યકતા છે, તેવીજ રીતે આ સંસારના જીવનમાટે ભિન્ન ભિન્ન જાતિના

બધા મનુષ્યોની પણ આવશ્યકતા છે, પછી ભલે તેઓ હિંદુ હોય, મુસલમાન હોય, ખ્રિસ્તી હોય કે પારસી હોય. આપણે દુઃખ દઇએ તો કોને દઇએ ? નીચ ગણીએ તો કોને ગણીએ? સ્વાર્થ સાધીએ તો કોની સામે ? જુઓ, જો આખ એમ કહે કે “ જોઉં છું તો હું અને લાભ થાય છે હાથ વગેરેને, માટે હું જોવું છોડી દઇશ; ” હાથ કહે કે “ કામ તો હું કરૂં છું અને સ્વાદ લે છે મોઢું, માટે હું કામ કરવું છોડી દઇશ, ” પગ એમ કહે કે “ આખા શરીરનો ભાર ઉપાડીને હું ફરૂં છું, અને આ બીજા ભાગો તો આરામ કરે છે, માટે હું ફરવું છોડી દઇશ ” એજ પ્રમાણે અન્ય બધી ઇંદ્રિયો પણ કહે અને પોતપોતાનું કાર્ય કરવું છોડી દે, તો કહો વહાલા ! કેટલો અન્યાય થઇ પડે ! શું એવી સ્થિતિમા આ શરીર એક મિનિટ પણ ટકી શકે ? કદાપિ નહિ. જુઓ, જો આંખ એમ કહે કે જે વસ્તુને હું સુદર જોઉં તેને હું મારીજ પાસે રાખીશ, અને તે પોતાનીજ પાસે રાખવા પ્રયત્ન કરે તો પરિણામ શું આવશે ? પ્રથમ તો આંખમા તે વસ્તુ સમાશેજ નહિ; પણ જો તે વસ્તુ નાની હશે તો તેનાથી આખ ફૂટી જશે. જો હાથ એમ કહે કે જે વસ્તુ હું કમાઉં છુ તેને હું મારીજ પાસે રાખીશ, અને પોતાને ચીરી તેમા તેને ભરે તો શું થશે ? તે પાકી જશે, સડી જશે, અને તેમાં કીડા પડી જશે. તેજ પ્રમાણે અન્ય ઇંદ્રિયો પણ દુઃખ પામશે. આ પ્રમાણે જ્યારે આ વાત સિદ્ધ છે કે સ્વાર્થ સ્વાર્થીનેજ કાળાતરે અધિક હાનિ કરે છે, તો પછી તેને આપણા મનમા અને વહેવારમાં શા માટે જોઇએ ? હિંદી વિદ્યાર્થીએ સ્વાર્થને લીધે પુસ્તકનુ પાનું ફાડયું હતું. તેણે પોતે પણ નુકશાન ભોગવ્યું અને પોતાના દેશને પણ હાનિ પહોચાડી. સિખ પલટણે પોતાના સ્વાર્થને ખાતર મુસલમાન સિપાઈનું નુકશાન કર્યું હતું, તેથી તેઓ પોતેજ નાશ પામ્યા. ટુકમા આવી રીતે સ્વાર્થીઓએ પોતાના સ્વાર્થને લીધે પોતે નુકશાન ખમ્યાના અને દેશને પુષ્કળ હાનિ કર્યાનાં સેંકડો ઉદાહરણ હિંદના ઇતિહાસમાં મળી આવે છે. કૌરવપાડવો વચ્ચે સત્યાનાશી યુદ્ધ થવું, હિદમા મુસલમાની અમલની સ્થાપના, શાહજહાના પુત્રોનું માહોમાહે લડવું, મુસલમાની બાદશાહતનો વિનાશ, અંગ્રેજોની હિંદુસ્તાનમા રાજ્યની જડ જમાવવી, મરાઠા

એના ક્ષય, સિખોનો વિનાશ, અંગ્રેજોનું સમસ્ત હિંદુસ્થાનના રાજ્ય કર્તા બનવું, ઇત્યાદિ બધી વાતો ઉપર જો દૃષ્ટિ નાખશો તો જણાશે કે આપણુ હિંદુસ્થાનીઓના સ્વાર્થપણાને લીધેજ આ સઘળું થવા પામ્યું છે. જો આપણામાં સ્વાર્થ ભરેલો ન હોત તો ભારતવર્ષ આજે વિદેશીઓના ચરણમાં ન લોટતું હોત. હાય ! સ્વાર્થે તમને કઇ દશામાંથી કેવી અવદશામાં પહોંચાડ્યા છે ! સ્વર્ગમાંથી તમને રસાતળમાં ફેંકી દીધા છે, મનુષ્યમાંથી પશુ બનાવી દીધા છે, અને સિંહ હતા તેના શૃગાલ કરી દીધા છે. ત્યારે શું વહાલા ! હજુએ તમે તેને નહિ છોડો ?

હિંદુસ્તાનમાં સ્વાર્થપરાયણુતા પ્રથમથી ન હતી જો તમે તમારા પૂર્વ પુરુષોનાં જીવનચરિત્ર ઉપર એક વાર દૃષ્ટિ નાખશો તો જણાશે કે જે ઋષિઓનાં તમે સંતાન છો, તે કેવા નિઃસ્વાર્થી હતા; બીજાના ભલાને માટે તે મહાત્માઓ તન, મન, ધનને કેવાં કુરબાન કરતા હતા. તેઓ પોતાના પ્રાણુની પણુ પરવા નહોતા કરતા. તેઓ શરીરનું માંસ અને હાડકાં સુદ્ધાં બીજાઓના ભલાની ખાતર આપી દેતા હતા. જ્યાંસુધી હિંદમાં આવા પુરુષો થયા હતા ત્યાંસુધી હિંદીઓએ ચક્રવર્તી રાજ્ય ભોગવ્યું, ત્યાંસુધી હિંદ સંસારમાં શિરોમણિ ગણાતું; પરંતુ જ્યારથી આ સ્વાર્થરૂપી બલાએ હિંદુસ્તાનને ઘેરી લીધો છે, ત્યારથી હિંદુસ્તાનની દશા પલટાઈ ગઇ છે. તેથી જો તમે ફરી ઉન્નતિ કરવા ચાહતા હો તો એકદમ આ સ્વાર્થને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢો. મરવાનું તો બધાને હોય છે, પરંતુ આપણે માત્ર કાળવશજ મરીએ છીએ, અન્ય પ્રકારે આપણને મરતાં નથી આવડતું. મરતાં આવડે છે જાપાનવાળાઓને, અમેરિકાવાળાઓને, અને યૂરોપવાળાઓને. માટે આપણે પણ તેમની પાસેથી મરતાં શીખવું જોઇએ. અમેરિકામા એક સમયે સાયન્સ ( વિજ્ઞાન )ની ઉન્નતિને માટે એક મનુષ્યને જીવતો ચીરવાની આવશ્યકતા જણાઇ કે જેથી રક્તનો પ્રવાહ અમુકસમયે અમુક નાડીમાં કેવી રીતે થાય છે એની શોધ થાય. મડદાને ચીરવાથી આ વાત જણાઇ શકતી નહોતી, કેમકે મડદામાં રક્તનું વહન નથી થતું. એક માણસ આ કામમાટે પણુ તૈયાર થઇ ગયો અને તેને ચીરવામાં આવ્યો ! એકવાર આંખના પડદા વિષે જાણવાની જરૂર પડી. એવી જાહેર માગણી કરવામાં આવી કે કોઇ એક પુરુષે પોતાની આંખ ચીરાવરાવવી ! ત્યારે વહાલા ! શું

તે લોકોએ શું પોતાના લાભમાટે પોતાના શરીર અને આંખને જીવતાં ચીરાવરાવી હશે ? ના ના, માત્ર દેશના લાભમાટે. તેમને તો માત્ર એટલોજ ઉચ્ચ વિચાર હતો કે અમારૂં આ નાશવંત શરીર દેશને ઉપયોગી થાય, તો તેથી ઉત્તમ સદ્ગતિ બીજી શું હોઇ શકે ? જો અમારૂં શરીર કે આંખ ચીરવામાં આવશે તો ડૉકટરોનું જ્ઞાન વધશે અને તેઓ બીજાઓનાં શરીર અને આંખને પૂરેપૂરો ફાયદો પહોંચાડી શકશે; અને તેથી અમારૂં શરીર અને આંખ, જેનાથી હમણાંસુધી માત્ર અમનેજ લાભ પહોંચ્યો છે, તે હવે પછી પ્રત્યેક મનુષ્યના લાભને માટે ઉપયોગી થશે, અર્થાત્ અમારૂં શરીર અને આંખ પ્રત્યેકનાં શરીર અને આંખની સાથે મળી જશે. અહા ! કેવું ઉત્તમ જ્ઞાન! વહાલા! તમારે પણ આ જ્ઞાન શીખવું જોઇએ. જ્યાંસુધી તમને આવું જ્ઞાન પ્રાપ્ત નથી થયું ત્યાંસુધી કદાપિ ઉન્નતિ થવાની નથી.

એટલુંજ નથી કે તે લોકો મનુષ્યો ઉપરજ પ્રેમ રાખે છે, પરંતુ માંસાહારી હોવા છતાં તેઓ પ્રાણીમાત્ર ઉપર પણ પ્રેમ રાખે છે. અમેરિકાનો પ્રેસીડેન્ટ ( રાષ્ટ્રપતિ ) એકવાર દરબારમા જતો હતો રસ્તામાં તેણે જોયું કે એક સુવ્વર કીચડમાં ફસાઇ પડયું છે. સુવ્વર બહાર નીકળવા જેટલો વધારે પ્રયત્ન કરતું હતું તેટલુંજ તે વધારેને વધારે કીચડમાં ફસાતું હતું. તે જોઇ પ્રેસીડેન્ટથી ન રહેવાયું. તે પોતે પહેરેલાં દરબારી વસ્ત્રો સાથે કીચડમાં કૂદી પડયો અને સુવ્વરને બહાર કાઢ્યું. પછી ટાઇમ થઇ જતો હતો તેથી તે કીચડથી ખરડાયલા વસ્ત્રો પહેરીનેજ દરબારમા ગયો. પ્રેસીડન્ટ સાહેબની આવી સ્થિતિ જોઇ અન્ય દરબારીઓને અત્યંત આશ્ચર્ય થયું. તેઓ રાષ્ટ્રપતિને નમ્રતાપૂર્વક એ વિષે પૂછવા લાગ્યા. પ્રેસીડેન્ટે સઘળી વાત કહી સંભળાવી. દરબારી લોકો બહુ ખુશ થયા અને સહસ મુખે પ્રેસીડેન્ટની પ્રશંસા કરવા લાગ્યા. કેટલાક કહેવા લાગ્યા કે આપણા પ્રેસીડેન્ટ સાહેબ એટલા દયાળુ છે કે સુવ્વર ઉપર પણ દયા દેખાડે છે. કોઇ કંઇ કહેવા લાગ્યો અને કોઇ કંઇ. પ્રેસીડેન્ટે કહ્યું કે મારી આવી જૂઠી જૂઠી પ્રશંસા શામાટે કરો છો ? મેં સુવ્વર ઉપર દયા નથી કરી કિંતુ તેને કીચડમાં નિરાધાર અવસ્થામાં ફસાયલું જોઇ મારા હૃદયમાં દુઃખ થયું. મેં તે દુઃખને દૂર કર્યું છે, મેં સુવ્વર સાથે ભલાઇ નથી કરી

પરંતુ મારી પોતાની સાથે ભલાઈ કરી છે, કેમકે તેના કીચડમાં સપડાવાથી જે દુઃખ મને થયું હતું તે તેને બહાર કાઢવાથી મટી ગયું. અહા! સાચા વેદાંતનું આ કેવું જીવન્ત ઉદાહરણ છે, કે અન્ય પ્રાણીના દુઃખને પોતાનું દુઃખ ગણવું, અને પ્રાણીમાત્રનું દુઃખ દૂર કરવાથી પોતાનુંજ દુઃખ દૂર થયું છે એમ માનવું. જો તેને સ્થાને કોઈ હિંદી રાજા કે અમીર હોત તો તે સુવ્વરને બહાર કાઢત ખરો કે? કદાપિ નહિ. ત્યારે વિચાર કરો કે "પ્રાણીમાત્ર ઉપર દયા કરવી" એ જે તમારો મુખ્ય ધર્મ છે તે ઉદાર ધર્મથી તમે કેટલા ભ્રષ્ટ થયા છો? ધર્મ-ભ્રષ્ટ તો થયા; પરંતુ ધર્મભ્રષ્ટ થવાથી જે સજા ભોગવવી પડે છે તે પણ આજે તમે ભોગવી રહ્યા છો. અને ત્યાંસુધી તમે આ સજામાંથી મુક્ત નથી થવાના કે જ્યાંસુધી ફરી તે ઉદાર દયા ધર્મ અનુસાર તમારૂં જીવન નહિ સુધારો.

મુસલમાન બાદશાહીના સમયમાં, જ્યારે અંગ્રેજો હિંદુસ્તાનમાં કેવળ વ્યાપારીજ હતા, ત્યારે ફરૂખશીયર નામે એક બાદશાહ માંદો પડ્યો. અનેક હકીમ અને વૈદ્યોથી તેને આરામ ન થયો અને ભાગ્યવશાત એક અંગ્રેજ ડૉકટર ત્યાં આવેલો હતો. તેના ઔષધથી તે સારો થઇ ગયો. બાદ-શાહે બહુજ પ્રસન્ન થઇને ડૉકટરને બહુ મોટું ઈનામ, પોશાક તથા જાગીર આપવા ઈચ્છા જણાવી. ડૉકટરે અરજ કરી કે "જહાંપનાહ! હું કંઈ લેવા નથી ઇચ્છતો, પરંતુ જો હજુર પ્રસન્ન થયા હોય તો અંગ્રેજ વ્યાપારીઓના માલ ઉપરની જકાત માફ કરવા કૃપા કરે." તરતજ અંગ્રેજ વ્યાપારીઓના માલ ઉપરની જકાત માફ થઇ. અંગ્રેજ ડૉકટરે પોતાના લાભનો વિચાર ન કર્યો. જો તેણે પોતાનાજ લાભ ઉપર દૃષ્ટિ રાખી હોત અને બાદશાહ આપતો હતો તે ભારે ઇનામ લઇ લીધું હોત તો થોડા દિવસ માટે તો તે ધનાઢ્ય બની જાત. પરંતુ તેણે તો પોતાના દેશનોજ વિચાર કર્યો અને તેથી આખો દેશ ધનાઢ્ય બની ગયો. આહ! તે લોકોમાં કેવું વ્યાવહારિક વેદાંત છે! ત્યારે પછી તે લોકો ઉન્નતિ ન કરે તો બીજું કોણ કરશે?

હિંદુસ્થાનીઓને તો બરાબર આજ ઉદાહરણ લાગુ પડે છે. એક સાધુએ એક માણસને કોઈ એક વસ્તુ આપી. આ વસ્તુમાં એવો ગુણ હતો

કે તે વસ્તુ પાસેથી જે કંઇ માગવામાં આવે તે માગનારને તરતજ મળે; પરંતુ તેના પાડોશીને માગનાર કરતાં બમણું મળે. તે માણસે ધન માગ્યું, હાથી ઘોડા માગ્યા, ગાય ભેંસ માગી, અને બીજું જે કંઇ માગ્યું તે સઘળું તેને મળ્યું; પરંતુ તેના પાડોશીને તેનાથી બમણું મળ્યું. પાડોશીને આ પ્રમાણે બમણું મળવાને લીધે તે અત્યંત ઈર્ષ્યા કરવા લાગ્યો. એક દિવસ તે વિચાર કરવા લાગ્યો કે આ વસ્તુ પાસેથી હવે એવું શું માગવું કે જેથી પાડોશીને બમણું મળતાં તેને બમણું નુકશાન થાય? વિચાર કરતાં કરતાં તેના મનમાં આવ્યું કે મારી એક આંખ ફૂટી જાય એમ માગું એટલે મારી એક આંખ ફૂટશે તો તેની બન્ને આંખો ફૂટી જશે. તેણે એમજ કર્યું. અને તેની એક આંખ તથા પાડોશીની બન્ને આંખો ફૂટી ગઇ. પછી તેણે પોતાનો એક હાથ અને એક પગ ટુટી જવામાટે તે વસ્તુ આગળ પ્રાર્થના કરી. તેનો એક હાથ અને એક પગ ટુટી ગયા, અને તેના પાડોશીના બન્ને પગ ટુટી ગયા. ભાગ્યવશાત્ તેને લકવો થયો અને તેથી તેના બાકી રહેલા હાથ પગ પણ ટુટી ગયા અને આંખ પણ ફૂટી ગઇ. એટલે તેણે તે વસ્તુ પાસે બન્ને હાથ પગ અને આંખો માગી. પણ તેનો અસ્વીકાર થયો; કેમકે પાડોશીને તેનાથી બમણું મળવું જોઇતું હતું, પરંતુ તેને ચાર હાથ, ચાર પગ ને ચાર આંખો ન હતી. તેથી તેણે લાચાર થઈ પોતાના એક પગ હાથ અને આંખ સારી થઈ જાય એવી પ્રાર્થના કરી. તે સ્વીકારાઈ. તેનો એક હાથ, એક પગ અને એક આંખ સારી થઇ, અને પાડોશીના બન્ને હાથ, પગ, આંખ સારા થઈ ગયા. પાડોશી તો જેવો હતો તેવો થઇ ગયો, પરંતુ તે દુર્ભાગીની એક આંખ ફુટેલીજ રહી, અને એક હાથ અને પગ ટુટેલાજ રહ્યા. માટે વહાલાઓ! વિચાર કરો, કે જે પોતાના પાડોશીનું ભુંડું ઈચ્છે છે તેનું પોતાનુંજ ભુંડું થાય છે. પાડોશી એટલે આપણા દેશભાઇઓ, માટે દેશ ભાઇઓનું ભુંડું નહિ ઈચ્છવું જોઇએ. બાઇબલમાં લખ્યું છે કે તમારા પાડોશીને તમારા જેટલોજ ચાહો. પરંતુ તમારા શાસ્ત્રોમાં તેથી પણ વધુ ઉદારતા મળી આવે છે, કેમકે તેમાં માત્ર પાડોશી કે દેશજનો ઉપરજ નહિ પરંતુ સમસ્ત જગત પર તમારા પંડ જેટલોજ પ્રેમ કરવાનું કહ્યું છે; પરંતુ તમે તમારાં શાસ્ત્રોમાં લખેલી આખા જગતને ચાહવાની વાતને જરા જેટલીએ માનતા નથી! આ કેટલું લજ્જાસ્પદ કહેવાય? વહાલા! જો જગત તરફ તમારી જાત જેટલો પ્રેમ ન

બતાવી શકતા હો તો તમારા દેશને તો તમારા પંડ જેટલો ચાહો ! જો દેશને પણ ન ચાહી શકતા હો તો તમારા કુટુંબ ઉપર તો તેટલો પ્રેમ રાખો! કેવી શોકજનક વાત છે કે તમે તમારા કુટુંબમાં પણ ભેદ પાડી રાખ્યા છે! જો તમારા કુટુંબ સાથે પણ આટલો ભેદ ન રાખ્યો હોત તો તમે એકાએક આટલા બધા અધોગત ન થયા હોત અને તમારી દશાનું ચક્ર એકાએક આટલું બધું ન પલટાઈ જાત.

ભેદભાવ (દ્વૈતભાવ) એ ઉન્નતિના માર્ગમાં એક મહાન્ અનિવાર્ય અને તીક્ષ્ણ કંટક છે, કેમકે પરમેશ્વરે આ જગત્‌માં ઉત્પન્ન કરેલા પદાર્થોનો તે યથાર્થ લાભ લેવા દેતો નથી. કેટલીએ ઉપયોગી ચીજોને તે અગ્રાહ્ય, અસ્પર્શ્ય, નીચ, વગેરે મનાવે છે; અને એવી માન્યતાને લીધે આપણે તે વસ્તુઓથી દૂર નાસીએ છીએ; અને તેથી આપણી ઉન્નતિને સહાયક એવો કંઇ ને કંઇ લાભ, જે તેમનાવડે થવો જોઇતો હતો, તે નથી થતો. એટલે આપણી ઉન્નતિમાં તેટલે અંશે ન્યૂનતા રહી જાય છે, કે જે ન્યૂનતા આપણને ઉન્નતિની અંતિમ સીમાસુધી પહોંચવા દેતી નથી. આ ન્યૂનતા અન્ય કોઇ પણ પ્રકારે પૂર્ણ નથી થઈ શકતી, પછી બન્ને વચ્ચે ગમે તેટલું મળતાપણું હોય તોયે શું ? ગાયના દૂધથી આપણને જે લાભ થાય છે તે ભેંસ કે બકરીના દૂધવડે નથી થતો; અને બકરીના દૂધમાં જે ગુણ રહેલા છે તે ગાયના દૂધમાંથી નથી મળતા. માટે આપણી પૂરેપૂરી ઉન્નતિ થાય તે માટે આપણને ઇશ્વર રચિત પ્રત્યેક પદાર્થની સહાયતાની અત્યંત આવશ્યકતા છે; અને તે સહાયતા આપણને ત્યારેજ મળી શકે છે કે જ્યારે ભેદભાવનો સમૂળો નાશ થાય. હિંદુસ્થાનમાં ભેદભાવ અતિ પ્રબળ રીતે દૃષ્ટિગોચર થાય છે. અમેરિકા, જાપાન આદિમાં એટલો બધો ભેદભાવ નથી જણાતો. અને હિંદુસ્તાન એટલું બધું પાછળ પડી ગયું છે, અને અમેરિકા જાપાન આદિ એટલા બધા આગળ વધી ગયા છે તેનું એજ કારણ છે. હિંદુસ્થાનમાં જે વસ્તુઓને તુચ્છ ગણે છે, જે વસ્તુઓમાંથી કંઇ પણ લાભ થવાની આશા નથી રાખવામાં આવતી, અથવા જે વસ્તુઓનો સ્પર્શ સુદ્ધાં એટલો ત્યાજ્ય ગણાય છે કે ગંગાસ્નાનની જરૂર પડે છે, તે વસ્તુઓમાંથી અમેરિકા આદિ દેશોવાળા આશાતીત લાભ ઉઠાવે છે. ગધેડું અને સુવ્વર હિંદુસ્થાનીઓની દૃષ્ટિએ અતિ નીચ અને અપવિત્ર છે, પરંતુ અમેરિકામાં તે ઘણાં ઉપયોગી ગણાય

છે. વિષ્ટા કે જેની ઉપર દૃષ્ટિ પડતાંજ ઉલટી થઇ આવે છે, તે અમેરિકામાં એક સારી વ્યાપારિક વસ્તુ મનાય છે. હાડકાં કે જેના સ્પર્શમાત્રથી સ્નાન કરવું પડે છે તે એટલી ઉપયોગી વસ્તુ છે કે સમસ્ત જગતને તે પોતાનો લાભ આપી રહી છે. તેનું ખાતર જે ખેતરમાં નાખવામાં આવે છે તે ખેતરમાં ચાર ગણો પાક ઉતરે છે. તેમાંથી જે ફોસ્ફરસ નીકળે છે તે જગતને ફાયદો કરે છે. દિવાસળી તે ફોસ્ફરસની બને છે; અને પુષ્ટિકારક ઉત્તમ ઔષધિઓ પણ તેનીજ બને છે. વાળ કે જેને તમે તુચ્છ સમજી ફેંકી દો છો તેવડે અમેરિકામાં પુષ્કળ પૈસા કમાવામાં આવે છે. તેવીજ રીતે અન્ય સર્વ વસ્તુઓ જે હિંદુસ્તાનમાં અસ્પર્શનીય, અપવિત્ર અને અયોગ્ય ગણાય છે, તેમાંથી અન્ય દેશોવાળા અગણિત ધન કમાય છે. તે દેશોમાં જ્યારે આવી આવી વસ્તુઓને પણ ઉપયોગમાં લે છે અને લાભ ઉઠાવે છે, ત્યારે અફસોસ છે કે હિંદુસ્થાની લોકો સાધુઓ પાસેથી પણ કામ લેવાનું નથી જાણતા ! હજારો, લાખો સાધુઓ પડેલા છે; જો તેમનો ઉપયોગ કરી શકયા હોત; અથવા તેમનો લાભ લેવાની બુદ્ધિ હિંદુસ્થાનીઓમાં હોત, તો હિંદુસ્થાનનું મહા કલ્યાણ થાત.

એક એવો પણ સમય હતો કે જ્યારે હિંદના લોકો મનુષ્યો ઉપરાંત જનાવરો પાસેથી પણ મનુષ્યનું કામ લેતા હતા. ભગવાન્ રામચંદ્રજીએ વાનરોની સેના બનાવી હતી, અને તેવડે એવો વિજય મેળવ્યો હતો કે આજ કાલના હિંદના લોકોની સેનાવડે પણ એવો વિજય મળવો મુશ્કેલ છે. જો રામચંદ્રજી વાનરોને વાનર કહીનેજ બેસી રહ્યા હોત અને તેમને તુચ્છ ગણી ભેદભાવ રાખ્યો હોત તો રામચંદ્રજીને પણ કેટલી મુશ્કેલી ખમવી પડત ? એવા બળવાન્ શત્રુસામે લડવાનું હતું કે જેની પાસે અસંખ્ય સેના હતી, અને જેની હાકલ સાંભળીનેજ સમસ્ત ભૂમંડળનું કાળજું થરથરી ઉઠતું હતું. રામચંદ્રજીની સાથે પોતાના ભાઇ લક્ષ્મણ સિવાય ન તો કંઇ સેના હતી કે ન તો કંઇ ખજાનો. જો મનુષ્યોની સેના બનાવવાની ઇચ્છા કરી હોત તો એટલું બધું ધન ક્યાંથી મળત ? તેઓ તો રાજ્યભ્રષ્ટ થયેલા અને વળી વનવાસી હતા. સેનાને પગાર આપવો પડત, ખાવાની વ્યવસ્થા કરવી પડત, ધનુષ્ય, બાણ, શસ્ત્ર, અસ્ત્ર આદિની ગોઠવણ કરવી પડત. પરંતુ પ્રિયો ! એ વસ્તુઓની આવશ્યકતા તો તે લોકોને

હોય છે જેમની દૃષ્ટિમાં ભેદભાવ ભરેલો છે. રામચંદ્રજીને, તો સાચી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થયેલી હતી. તેમનામાં ભેદભાવનો સર્વથા અભાવ હતો. તેમની દૃષ્ટિએ મનુષ્ય અને વાનરમાં ભેદ ન હતો; અને પ્રકૃતિનો આ એક નિયમ છે કે જેનામાં ભેદભાવ (દ્વૈતભાવ)નો અભાવ થાય છે તેની સાથે સમસ્ત પ્રકૃતિ પણ ભેદ ભાવ નથી રાખતી; અર્થાત્ પ્રકૃતિ તેને પોતાનો મિત્ર સમજે છે, અને તેને હરેક પ્રકારે સહાય કરે છે. તે પ્રમાણે વાનર રામચંદ્રજીના મિત્ર બની ગયા, અને તેમની એક મહા બળવાન સેના રામચંદ્રજીને ખાતર મરવા તથા મારવામાટે તૈયાર થઇ ગઈ. તેમને ન તો પગારની આવશ્યકતા હતી, ન વસ્ત્રોની, ન તો અન્નની આવશ્યકતા હતી કે ન ધનુષ્યબાણની. એવી સેના તૈયાર કરીને ચઢાઇ કરવામાં આવી, અને વિજય મેળવ્યો. અહા! બ્રહ્મવિદ્યામાં કેવું જાદુ ભરેલું છે કે પશુઓ અને પાષાણો પાસેથી પણ એવું એવું કામ લઇ શકાય છે કે જે સાધારણ રીતે તદ્દન અસંભવિત જણાય છે. માટે તમે પણ સાચી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરો, કેમકે આપણી પૂરેપૂરી ઉન્નતિને માટે પ્રત્યેક વસ્તુની સહાયતાની આવશ્યકતા છે; અને ત્યાંસુધી તમને તેમની સહાયતા નથી મળવાની જ્યાંસુધી તમે તેમનાથી ભેદ રાખ્યા કરશો, અને તેમની ઉપર પ્રેમ નહિ કરો, અર્થાત્ તેમને તમારી બરાબર નહિ ગણો. અને ત્યાંસુધી તમારો ભેદ દૂર નહિ થાય, કે જ્યાંસુધી તમે તેમના ઉપર પ્રેમ નહિ કરી શકો, અને એ બધાને તમારી બરાબર નહિ ગણો. ત્યાંસુધી બ્રહ્મવિદ્યાનો પ્રકાશ તમારા હૃદયમાં નહિ થાય. સાચી બ્રહ્મવિદ્યાનો પ્રકાશ થતાં તમે પ્રત્યેક વસ્તુને ચાહવા લાગશો, અને તેમનામાં જે જે ગુણો છે, જેમના વગર તમારી ઉન્નતિનો માર્ગ અગમ્ય બની ગયો છે, તે તે ગુણોને ગ્રહણ કરવામાં સંકોચ કરશો નહિ. પછી તમારી ઉન્નતિ જરાપણ અટક્યા વગર બરાબર થતી જશે, તમારું જે કંઇ તમે ગુમાવ્યું છે તે તમને પાછું મળશે, અને તમારી આ શોચનીય દશાનું પટલું એકદમ પલટાઈ જશે.

આપણે ગુણ નથી જોતા. પરંતુ ગુણ તો સર્વ પાસેથી ગ્રહણ કરવા જોઇએ, પછી ગમે તો તે આર્ય હોય, હિંદુ હોય, મુસલમાન હોય, બ્રાહ્મ હોય, કે અન્ય કોઇ હોય; કેમકે ગુણોની ન્યૂનતા સર્વને છે. શું કોઈ આર્ય, હિંદુ, મુસલમાન, અથવા અન્ય કોઇ ધર્મવાળો એમ કહી શકશે

કે હું સર્વ ગુણસંપન્ન છું ? મને કોઇની પાસેથી કંઇ પણ ગુણ શીખવાની આવશ્યકતા નથી ? જો કોઇ એમ કહે તો તે જૂઠું બોલે છે, કેમકે સર્વ ગુણસંપન્ન જાતિ કદાપિ એવી અવદશામાં રહી શકેજ નહિ; અને તમારામાથી પ્રત્યેકની જે કંઇ દુર્દશા છે તે છુપાઈ રહે તેવી નથી. અર્થાત્ તમારામાં એક નહિ પરંતુ અનેક એવા દુષ્ટ દોષો ભરેલા છે કે જેને લીધે તમારી ઉન્નતિ અટકી પડી છે.

વળી તદ્દન ગુણરહિત જાતિ પણ કોઇજ નહિ હોય. ઓછામાં ઓછો એકાદ ગુણ તો પ્રત્યેક જાતિમાં એવો હોય છેજ કે જે બીજી જાતિને સર્વથા અનુકરણીય હોય. તેથી પરસ્પર એક બીજાના ગુણોને ગ્રહણ કરવામાં ન્યૂનતા ન રાખવી જોઇએ. ઉન્નતિનો સૌથી ઉત્તમ માર્ગ એજ છે કે ગુણ સર્વની પાસેથી ગ્રહણ કરવા. અફસોસ ! હિંદવાસીઓ આ માર્ગે નથી ચાલતા, પરંતુ નિરર્થક વાદવિવાદ અને લડાઇ ટંટામાં પોતાનો સમય ગુમાવે છે. આજે શાસ્ત્રાર્થ ઉપર વાદવિવાદ થયો, અને આર્યોનાં બહુ લોપાળાં બહાર પડયાં. આજે ધર્મચર્ચા કરવામાં આવી; આજે હિંદુધર્મનું સારી પેઠે ખંડન કરવામાં આવ્યું; આજે મુસલમાનોને ઠીક ઉધડા લીધા; આજે જૈનોની આબરૂ ઉતારી નાખી; વાહ ભાઇ, વાહ ! કેવી સરસ દલીલોવડે અમુક મહાશયે આજ અમુક ધર્મનું ખંડન કર્યું છે ! વહાલા ! આ વ્યર્થ વાદવિવાદોથી શું ફાયદો થયો કે થવાનો છે ? માત્ર અંદર અંદર અણબનાવ થાય, દુશ્મનાવટ વધે, અને લોકોનાં અંતઃકરણ ઉપર ખરાબ અસર થાય. હાય ! કેવા શોકની વાત છે કે તમે લોકો ધર્મનું ખંડન કરવામાટે તો તે ધર્મનાં પુસ્તકોનો બહુ ધ્યાનપૂર્વક અભ્યાસ કરો છો કે જેથી તેમા રહેલા દોષો તમને જણાઇ આવે અને એ ધર્મના દોષોને જાહેરમા મૂકી તે ધર્મવાળાઓની સામે શીંગડાં ભરાવી શકો, પરંતુ તે ધર્મનાં પુસ્તકોને કદાપિ એવા હેતુથી નથી વાંચતા કે તેમાં જે કંઇ સારૂં હોય તે ગ્રહણ કરી પોતાની ઉન્નતિ કરી શકો. તમે જળો જેવા થઇ ગયા છો કે જેને સ્તન ઉપર વળગાડવામા આવે તોપણ દૂધને છોડી સદા રકતજ પીધા કરે છે. આ ધાર્મિક ઝગડાઓ હિંદમાં એકદમ બંધ કરી દેવા જોઇએ; કેમકે આ ઝગડાઓને લીધે માહોમાંહે અણબનાવ થાય છે, અણબનાવમાંથી શત્રુતા

જન્મે છે, અને જ્યાં શત્રુતા થઇ કે પછી પ્રેમ ક્યા રહ્યો ? અને જ્યાં પ્રેમ નથી ત્યાં વહાલા! એક બીજાની સહાયતા પણ નથી હોતી; અને પરસ્પરની સહાયતા વિના કોઈની ઉન્નતિ થઇ નથી તેમ થવાની પણ નથી. તેથી જો પોતાની ઉન્નતિ કરવા ઇચ્છતા હો તો તમારાં અંતઃકરણ એક બનાવો, અથવા તમારૂં હૃદય એવું બનાવો કે જેવું ઉન્નતિ કરનારાઓએ પોતાનું બનાવ્યું છે. **જો લયલાને મેળવવા ઇચ્છતા હો તો મજનૂં બનો**, અર્થાત્ મજનૂં જેવું દિલ બનાવો. માત્ર જીભવડે એમ કહી દેવું કે હું મજનૂં છું, મને લયલા મળવી જોઇએ, એટલુંજ બસ નથી. તમારે પૂરવાર કરી આપવું પડશે કે તમારામાં અને મજનૂંમાં જરા જેટલોએ ભેદ નથી. ટુંકમાં મજનૂંએ લયલામાટે જેટલાં દુઃખો સહન કર્યાં, તેટલાં બધાં દુઃખો તમારે પણ તેની પેઠે સહન કરવાં પડશે. લયલાની લાલચ આપી જો તમારૂં શરીર ચીરવાને માટે માગવામાં આવે તો તમારે ખુશીની સાથે તે પણ ચીરાવવું પડશે; જો તમને ડૂબી મરવાનું કહેવામાં આવે તો તમારે નદીમાં ડૂબી મરવું પડશે; જો તમને આગમાં બળી મરવાનું કહેવામાં આવે તો આગમાં બળી મરવું પડશે; તમને લયલામાટે જંગલ, પર્વત, અરણ્યમાં રખડવાનું કહેવામાં આવે કે ન કહેવામાં આવે, પરંતુ તમારે રખડવું પડશે; સારાંશ એટલોજ કે જ્યાંસુધી તમને લયલા ન મળે ત્યાંસુધી તમારે સહસ્રો કષ્ટ સહન કરવાં પડશે; તેવીજ રીતે, વહાલાઓ ! તમને તમારા દેશની ઉન્નતિને માટે શું શું નહિ કરવું પડે ? તકલીફો ઉઠાવવી પડશે, દુઃખ સહન કરવું પડશે, રણે રણે અને પર્વતે પર્વતે ભટકવું પડશે, ઉંચ નીચનો વિચાર ત્યાગવો પડશે, અને તમારા શરીરની આહુતિ આપવી પડશે. જ્યારે આમ કરવાને યોગ્ય થશો, કે તે માટે તૈયાર થશો ત્યારે આપોઆપજ તમારી ઉન્નતિ થશે; તમારા દેશની પણ ઉન્નતિ થશે અને સમસ્ત સંસારની પણ ઉન્નતિ થશે; કેમકે આમ કરવું એજ સાચી બ્રહ્મવિદ્યા છે, અને બ્રહ્મવિદ્યાદ્વારાજ સંસારની ઉન્નતિ થાય છે.

જ્યારે પોતાની જાતિનો વિચાર દૃઢ રીતે જામી જાય છે, ત્યારે કોઇ વાતની ન્યૂનતા નથી રહેતી. ત્યારે એમ કહેવાનો પ્રસંગ નથી રહેતો કે અમારી પાસે પૈસો નથી, માટે અમે કંઇ કરી શકતા નથી. જાપાનવાળાઓએ

પૈસા ખર્ચ કર્યા વગરજ વિદેશમાં જઈ વિદ્યા પ્રાપ્ત કરી છે, અને પોતાના દેશની ઉન્નતિ કરી છે. તે લોકો આવી પદ્ધતિથી કામ કરે છે. જ્યારે તેઓ અન્ય દેશોમાં વિદ્યા પ્રાપ્ત કરવા જાય છે ત્યારે પોતાની સાથે કંઇ પણ નથી લઈ જતા અને તે એવા હેતુથી કે આપણા દેશનું ધન પરદેશમાં ન જવું જોઇએ; આપણું ધન તો આપણાજ દેશમાં રહેવું જોઇએ. જ્યારે રામ જાપાનથી અમેરિકા જવામાટે વહાણુ ઉપર સવાર થયો ત્યારે રામે જોયું કે ચાળીસ જાપાની યુવકો પણ અમેરિકા જવા માટે તેજ વહાણમાં સવાર થયેલા છે. તે યુવકોની પાસે ન તો કંઇ ખર્ચ હતું કે ન તો વહાણનું ભાડું. તેઓમાં ઘણા ખરા તો ધનાઢ્ય કુટુંબના હતા, અને કેટલાક ગરીબ પણ હતા; પરંતુ ખર્ચ કોઇની પણ પાસે ન હતું. ધન્ય જાપાન! તારા લોકોમાં કેટલો બધો સ્વદેશપ્રેમ છે! તમારામાં કેટલી બુદ્ધિ છે! "આપણા દેશનું ધન પરદેશમાં ન જાય" તે વાતની તમને કેટલી કાળજી રહે છે, અને તે માટે તમે કેટલું કષ્ટ સહન કરો છો! ખરચ સાથે નહિ રાખવાને લીધે તે યુવકોએ વહાણમાં નોકરી સ્વીકારી. કોઇ બત્તી કરનાર બન્યો, કોઇ પાણી ભરનાર, કોઈ ઝાડુ વાળનાર થયો તો કોઇ કોયલા નાખનાર. સારાંશ કે બધાયે યુવકો વહાણમાં નોકર થઇ ગયા, અને એવી રીતે બધા વહાણના ભાડાથી બચી ગયા. અમેરિકા પહોંચીને તેમણે વહાણની નોકરી છોડી દીધી અને ચાળીસ ડૉલર આપી અમેરિકામા રહેવાનો પરવાનો કઢાવી લીધો. અમેરિકામાં એવો કાયદો છે કે અન્ય દેશવાળો ત્યાં જાય તો તેને વહાણમાંથી ત્યારેજ ઉતરવા દે છે કે જ્યારે તેની પાસે તેઓ ઓછામાં ઓછા ચાળીસ ડૉલર જુએ. તે યુવકો ત્યાં વિદ્યા ભણવા ગયા હતા, પરંતુ ખરચ તો તેઓ લઈજ નહોતા ગયા, એટલે વિદ્યાલયમાં કેવી રીતે દાખલ થઇ શકાય? તેથી તેમણે ત્યાં મજૂરી કરવી શરૂ કરી. કોઇએ હળ હાંકવાનો ધંધો લીધો, અને કોઈએ બીજી મજૂરી પસંદ કરી. ત્યાં મજૂરોને દિવસના છ રૂપીયા સુધી મળે છે. તેથી તે યુવકો મજૂરી કરી બહુ ધન કમાવા લાગ્યા. અમેરિકામાં મજુરોને ભણવામાટે રાત્રીની શાળાઓ છે. જે લોકો ગરીબ છે અને દિવસે નિશાળમાં નથી જઇ શકતા તેમના લાભાર્થે આ શાળાઓ ચલાવવામાં આવે છે, કે જેથી દિવસે તેઓ મજુરી કરે અને

રાત્રીએ શિક્ષણ લે. તે બહાદુર જાપાની યુવકો પણ તેજ રાત્રીની શાળાઓમાં દાખલ થયા. આમ તેઓ રાત્રે ભણવા અને દિવસે કમાવા લાગ્યા. જ્યારે તેમની પાસે થોડાક રૂપીઆ એકઠા થયા, અને તેઓ અંગ્રેજી પણ સારી પેઠે લખવા બોલવા લાગ્યા ત્યારે તેઓ વિદ્યાલયમાં દાખલ થયા. જાપાની લોકો જે દેશમાં જાય છે તે દેશની ભાષા તેઓ ત્યાં જઈનેજ શીખે છે. આમ તેઓ ભિન્ન ભિન્ન પ્રકારની વિદ્યાઓ શીખવા લાગ્યા. પછી પાસ થઈ તેઓ પોતાના દેશમાં પાછા ફર્યા, અને વિદ્યાની સાથે સાથે ધન પણ લેતા આવ્યા. જુઓ એ જાપાનીઓની બુદ્ધિ, સ્વદેશપ્રેમ, અને કષ્ટસહિષ્ણુતા કેટલી અનુપમ છે! સ્વદેશપ્રેમ, એ કે આપણા દેશનું ધન આપણાજ દેશમાં રહેવું જોઇએ, તે એટલે સુધી કે આપણાજ લાભને માટે જો પરદેશમાં જવું પડે તોપણ વહાણ, આગગાડી ઇત્યાદિના ભાડામાં પણ આપણા દેશનું ધન બીજાના દેશમાં ન જવું જોઈએ; અને વિદ્યાલયોમાં ભણવાનું ખરચ તો એક બાજુ પરંતુ પોતાના દેશના ધનવડે એક ચોપડી પણ ખરીદવી નહિ. ખાવાપીવામાં પોતાના દેશનું નાણું ખરચ કરવાનું તો એક કોરે રહ્યું, ઉલટું ત્યાંથીજ ધન કમાઇ સંચય કરી પોતાના દેશમાં લાવ્યા; અને પોતાના ભલાને માટે તેથી મોટી વાત એ કરી કે અન્ય દેશોની ઉત્તમ વિદ્યા શીખીને આવ્યા કે જેથી

રિક અને માનસિક બન્ને પ્રકારની મહેનત કરવા છતાં થાકે નહિ ! વહાલા ! જાપાનમાં આવો સ્વદેશપ્રેમ છે, આવી વિચિત્ર બુદ્ધિ છે, અને આટલી કષ્ટસહિષ્ણુતા છે ત્યારેજ તે આટલી બધી ઉન્નતિ કરી શક્યું છે. જ્યારે જાપાનના લોકો પોતાના દેશના ઉદ્ધારમાટે એટએટલો પરિશ્રમ વેઠી રહ્યા છે, ત્યારે અહીં હિંદના લોકોની તો કાંઇ ઓરજ સ્થિતિ છે. પ્રથમ તો અન્ય દેશોમાં જવું એજ હિંદુસ્તાનની દૃષ્ટિએ પાપ મનાય છે, તે છતાં જો કોઇ હિંમત કરે અને એ વાતને પાપ ન ગણે તો તેને માટે પ્રથમ પંક્તિનાં સાધનો તૈયાર થવાં જોઇએ. તે જાપાનીઓ પેઠે મજુર બનીને કદાપિ અન્ય દેશોમાં જવાનું પસંદ નહિ કરે. તેને તો વહાણમાં પ્રથમ વર્ગની ઓરડી અને સામાન જોઇએ. તે જાપાનીઓની પેઠે દિવસે ખેતી કરીને અને રાત્રે વિદ્યા ભણીને જ્ઞાન પ્રાપ્ત નહિ કરે; પરંતુ તેને તો ફી, ખાવું પીવું ઇત્યાદિ ખરચને માટે ઓછામા ઓછા પંદર હજાર રૂપીઆ દર વરસે જોઇએ. તે જાપાનીઓની પેઠે તે દેશમાથી વિદ્યાની સાથે સાથેજ ધન પણ કમાઇને નહિ લાવે, ઉલટુ તે તો વિદ્યા પણ અધુરીજ લાવશે, અર્થાત્ તેમા તે ઉત્તીર્ણ નહિ થાય, અને પંદર હજાર ઉપરાત બીજાએ કેટલાએ હજારનું કર્જ લેતો આવશે. તે જાપાનીઓની પેઠે તે દેશમાંથી એવી વિદ્યા શીખીને નહિ આવે કે જેની આપણા દેશને અત્યંત આવશ્યકતા છે, અને જેનાવડે આપણા દેશના લોકોને ફાયદો પહોચી શકે, ઉલટું તે તો એવી વિદ્યા શીખીને આવશે કે જેની આપણા દેશને જરાએ આવશ્યકતા નથી, અને જેનાથી આપણા દેશના ગરીબ અને ધનવાન બન્નેની ખરાબીજ છે ! અર્થાત્ તે ત્યાથી બૅરિસ્ટર બનીને આવશે અને ગરીબ અમીરને લડાવી મારી તેમના ધનનો ધૂમાડો કરાવશે ! એ ધનને જો તેણે પોતાનાજ ઘરમા સંગ્રહી રાખ્યુ હોત તોપણ કંઇક ઠીક હતું; પરંતુ તે તો એ ધનને પોતાની સાહેબી અને ઠાઠમાઠ પાછળ ઉડાવશે એ સાહેબી ઠાઠમાઠમાટે તેને તો દરેક વસ્તુ તદ્દન વિલાયતી જોઇએ. દિવાનખાનું સજાવવા માટે જોઇએ વિલાયતી સામાન; પહેરવામાટે જોઇએ વિલાયતી વસ્ત્રો, ખાવા માટે વિલાયતી ખાણું, બોલવામાટે વિલાયતી ભાષા, કેટલું ગણાવીએ ? જોડા વિલાયતી, પહેરણ વિલાયતી, ચાલચલણ વિલાયતી, અને તેથી જે કંઇ ધન તે કમાય

છે તે બધું પણ વિલાયતીજ બની જાય છે. આ પ્રમાણે જો કોઇ હિંદુસ્થાની વિલાયત જાય છે તો તેથી વિલાયતનેજ ફાયદો થાય છે, હિંદુસ્થાનને તો નુકસાનજ ભોગવવું પડે છે. તે ઉપરાંત તે વિલાયતથી પાછો ફરી જાપાનવાળાઓની પેઠે પોતાના દેશબાંધવો સાથે કદાપિ પ્રેમથી નહિ વર્તે. તે તો દેશીઓને અસભ્ય, બેવકૂફ અને જંગલી ગણશે, અને તેમની સાથે ઉઠવા બેસવામાં અને બોલવા ચાલવામાં પણ શરમ માનશે. પછી તમેજ કહો કે હિંદુસ્તાનની ઉન્નતિ કેવી રીતે થાય?

હિંદુસ્થાનની ઉન્નતિમાટે એ વાતની આવશ્યકતા નથી કે હિંદુસ્થાનીઓ વિલાયત જઇ બૅરિસ્ટરી પાસ કરીને આવે, પરંતુ એ વાતની જરૂરત છે કે તેઓ કૃષિવિદ્યા શીખીને આવે, અને બની શકે તો બીજા હુન્નરો પણ શીખીને આવે કે જેથી આપણા દેશનો પૈસો આપણાજ દેશમાં રહે. અન્ય દેશોનું ધન આપણા દેશમાં ત્યારેજ અધિક આવશે જ્યારે આ દેશમાં કૃષિવિદ્યાની ઉન્નતિ થશે. બીજા હુન્નરોમાં હિંદ અન્ય દેશોની બરાબરી નહિ કરી શકે, કેમકે અન્ય દેશોવાળા તે બાબતોમાં ઘણાજ આગળ વધી ગયા છે. પરંતુ કૃષિવિદ્યાથી હિંદુસ્થાનની આવકમાં વધારો થઈ શકે છે, અને તેથી હિંદુસ્થાને કૃષિવિદ્યા તરફ વધુ ધ્યાન આપવાની આવશ્યકતા છે. આ વિદ્યાની ઉન્નતિ માટે અમેરિકા જવું પડશે. ત્યાં સર્વ વિદ્યાઓ શીખવવામાં આવે છે. ઇંગ્લેન્ડમાં કૃષિવિદ્યા ઉપર અધિક લક્ષ્ય નથી અપાતું, કેમકે ત્યાં અન્ય હુન્નરો અધિક પ્રમાણમાં છે, અને ત્યાંની વસ્તી વધી જવાને પરિણામે ત્યાં ખેતી પણ ઓછી થાય છે. હિંદમાં ખેતીવાડીની પાઠશાળા પ્રથમ તો અસ્તિત્વજ ધરાવતી નથી, અને જો કોઇ ઠેકાણે એકાદ શાળા છે તો તે સારી સ્થિતિમાં નથી. તેમાં ભણાવવાની બહુ વિચિત્ર રૂઢિ છે. પુસ્તકોમાંથી જે કંઇ ભણાવવામાં આવે છે તેને અમલમાં મૂકવામાં નથી આવતું. અહીં ભણાવવામાં બીજુંજ આવે છે, અમલમાં કંઇ જૂદુંજ મૂકાય છે. ત્યાં જે કંઇ નિશાળમાં શીખવવામાં આવે છે તેને સારી પેઠે અમલમાં મૂકતાં પણ શીખવવામાં આવે છે.

અમેરિકામાં બધી જાતના શિક્ષણની એક વિચિત્ર પદ્ધતિ છે. કોઇ પણ હુન્નર ઉદ્યોગની પાઠશાળાને જોશો તો તેમાં વ્યાવહારિક કાર્યવાહી તેનો મુખ્ય ઉદ્દેશ જણાશે, અને તેમાં વીરરસનો સદા સર્વદા સમાવેશ

થયેલો હશે, તે એટલે સુધીકે ધાર્મિક પાઠશાળાઓમાં પણ વીરતા ઉત્પન્ન કરનારૂં શિક્ષણ આપવામાં આવે છે. " રામ " ને એકવાર એક ધાર્મિક પાઠશાળા તરફથી નિમંત્રણ મળ્યું. " રામ " ત્યાં ગયો તો પ્રથમ વિદ્યાર્થીઓએ " હુર્રા, હુર્રા " પોકારી આવકાર આપ્યો. પછી " રામે " વ્યાખ્યાન આપ્યું. વ્યાખ્યાનની સમાપ્તિ થતાં વિદ્યાર્થીઓએ પરેડ કરી બતાવી જે તદ્દન સૈનિક કવાયદ જેવીજ હતી. રામને શંકા થઇ અને અધ્યાપકને પૂછવામાં આવ્યું કે ધાર્મિક નિશાળમાં સૈનિક કવાયદની શી આવશ્યકતા ? ઉત્તરમાં તેણે કહ્યું કે મૃત્યુની સામે તો સૌથી પહેલાં અમારેજ થવું પડે છે. જ્યારે અમે કોઇ દેશમાં ઉપદેશ કરવા જઈએ છીએ ત્યારે મૃત્યુનો કોપ પ્રથમ તો અમારી ઉપરજ ઉતરે છે. અમાગજ પ્રાણની પ્રથમ આહુતિ અપાય છે. તેથી જો તેમના હૃદયોમાં વીરતા ભરવામાં ન આવે તો બીજા દેશોમાં ધર્મોપદેશ કરવા માટે તેઓ કેવી રીતે જઈ શકે ? એટલામાટે તેમના હૃદયોમાંથી મૃત્યુની ભીતિ કાઢી નાખવામાં આવે છે, કે જેથી કરીને જંગલી દેશોમાં જતાયે તેઓ અચકાય નહિ; ત્યાં જઈ લોકોને બહાદુરીથી ધર્મોપદેશ કરે, અને જો તેઓ માર્યા જાય તો તેની પરવા કરે નહિ. સાચા ધર્મનો પ્રચાર કરવામાં પ્રાણ જાય તો પરવા નહિ, પરંતુ ધર્મનો પ્રચાર સર્વત્ર થવોજ જોઇએ. અધ્યાપક સાહેબના આ ઉત્તરમાથી આપણે કેવો સુંદર બોધ લઇ શકીએ છીએ કે " ધર્મપ્રચાર કરતાં આપણે પ્રાણની પણ પરવા ન કરવી જોઈએ. સર્વત્ર ધર્મનો પ્રચાર તો થવોજ જોઇએ. " અફસોસ ! જ્યારે વિદેશીઓ જીવને જોખમે પણ ધર્મપ્રચાર કરી રહ્યા છે, ત્યારે હિંદીઓ પોતાના ભાઇને પણ ધર્મોપદેશ કરી શકતા નથી. પછી કેમ ન થાય ધર્મનો હાસ, કેમ ન પહોંચે ધર્મને હાનિ, અને કેમ ન હોય ધર્મની ગ્લાનિ ?

આ પ્રમાણે હિંદ ધર્મભ્રષ્ટ થવાથી માનભ્રષ્ટ પણ થયું છે. કેવા શોકની વાત છે કે સંસારની એકતા શીખવનાર પોતાના સાચા ધર્મ (વેદાંત)ને હિંદુસ્થાન આજે ભૂલી ગયું છે. જે ધર્મે તેને તે ઉચ્ચ આસન સુધી ચઢાવ્યું હતું કે જ્યાં પહોચવાની વાત સાંભળીને પણ આધુનિક સમયના પંડિતો દાંત વચ્ચે આંગળાં દબાવે છે–વિસ્મય ચકિત બની જાય

છે, તે ધર્મને, આજે ભારતવર્ષ વિસારી બેઠું છે. એક એવો પણ સમય હતો કે જ્યારે હિંદમાં ધર્મનો એટલો બધો પ્રભાવ હતો કે ધર્મવિચાર સિવાય હિંદીઓ અન્ય કંઇ કામજ કરતા ન હતા. તેમનું ખાવું ધર્મમાટે, સૂવું ધર્મમાટે, પહેરવું ધર્મમાટે, ઉઠવું બેસવું ધર્મમાટે, અને લગ્ન-વિવાહ પણ ધર્મમાટે થતા હતા; અર્થાત્ ધર્મ સિવાય હિંદીઓ કંઈ કામજ નહોતા કરતા. જે કાર્યને ધર્મ સાથે સંબંધ નહોતો, તે કાર્ય સાથે હિંદુસ્થાનીઓ પણ સંબંધ નહોતા રાખતા. તે લોકો ધર્મને માટે રણ-વગડામાં રખડવામાં, ભૂખતરસ સહન કરવામાં, પર્વતોમાં ભટકવામાં અને ટાઢ તડકો વેઠવામાં આનંદ માનતા હતા. ધર્મ સિવાય તેઓ સ્વર્ગના સુખને પણ નરકની સામગ્રી સમજતા હતા. માછલીના જીવન સાથે પાણીનો જેમ સંબંધ છે, તેમ હિંદુસ્તાનીઓના જીવન સાથે ધર્મનો પણ તેટલોજ સંબંધ હતો; અર્થાત્ ધર્મજ તેમનું જીવન, વા ધર્મજ તેમનો આધાર હતો-ધર્મજ તેમનો ઉદ્દેશ હતો. તેઓ ધર્મ-વીર હતા અને ધર્મ-ભીરૂ હતા. ધર્મ-વીર એટલા માટે કે ધર્મ ખાતર તેઓ પોતાના શરીરને પણ તુચ્છ ગણતા હતા; અને ધર્મ-ભીરૂ એટલા માટે કે તેઓ પ્રત્યેક કામ કરતી વેળા સદા બીતા રહેતા કે રખેને તેનાથી ધર્મને હાનિ પહોંચે. પોતાના શરીર સાથે તેઓ જેવું વર્તન રાખતા હતા, તેવુંજ વર્તન બીજાના શરીર સાથે પણ રાખતા. તેઓ પોતામાં અને અન્યમા ભેદ નહોતા ગણતા. તેમની દૃષ્ટિયે સંસારનાં સઘળાં પ્રાણી એક સરખાં હતાં. તેઓ સર્વને ધર્મોપદેશ કરતા, સર્વ ધર્માત્મા થાય એવું ઇચ્છતા. સર્વનું ભલું કરવું એ તેમનું નિત્યકર્મ હતું. પરંતુ હવે તો સમય બદલાઇ ગયો છે. હિંદુસ્થાનીઓનો ધર્મ હવે માત્ર પુસ્તકોમાંજ રહી ગયો છે; હિંદુસ્થાનીઓનો ધર્મ હવે માત્ર વાદવિવાદનાજ કામમાં આવે છે; હિંદુસ્થાનીઓનો ધર્મ હવે માત્ર મોઢેના જમાખર્ચમાંજ સમાઈ જાય છે.

હિંદીઓ હવે ન તો ધર્મ-વીર રહ્યા છે, ન ધર્મ-ભીરૂ; કેમકે ધર્મને માટે પોતાના શરીરની પરવા ન કરવાની વાત તો એક કોરે રહી, પરંતુ જો કોઇ તેમના ઘરમાં આવી તેમના ધર્મની નિન્દા કરવા માંડે તોયે તેઓ કાન સરખો હલાવતા નથી, અને જો પોતાને હાથે મહા અનર્થ થતો હોય, તોપણ પોતે કેટલા ધર્મ-હીન બની રહ્યા છે, ધર્મને કેવી

ઘાત લગાવી રહ્યા છે, તે વિષેની જરા જેટલીએ ભીતિ તેમના હૃદયમા નથી ઉદ્‌ભવતી વહાલા ભારતવાસીઓ! ભારતવર્ષના સતાનો થઈ તમે આજે તમારા અદ્વિતીય શાસ્ત્રો ભણી જરાયે ધ્યાન નથી આપતા, તેમની ઉપર વિચાર નથી કરતા, મનન નથી કરતા અહા! તમે નથી જાણતા કે તમારા પૂર્વજોએ તમારે માટે કેવા અક્ષય ખજાનાનો સગ્રહ કરી મૂકયો છે આવો ખજાનો પાસે હોવા છતા પણ, વહાલા! ભૂખે શાને મરો છો, ઠોકરો શાને ખાઓ છો, આમ તેમ કેમ ભટકો છો? આ ખજાનાનો ઉચિત વ્યય કરો, તેને યોગ્ય રીતે વાપરો, જુઓ, અને વિચાર કરો કે આ સપત્તિ ઉપર સમસ્ત જગત્‌નો હક્ક છે તમે તો માત્ર એટલી વાતનાજ એજન્ટ (આડતીઆ) છો કે આ ખજાના વિષે આખા જગતને જણાવી દો, કે "અમારા અને તમારા બધાને માટે અમોને ખજાનો સોપવામા આવ્યો છે આવો, આપણે સઘળા મળીને તેનો લાભ લઈએ" તમે પણ એ સપત્તિનો લાભ ટયો, અને જગતને પણ તેનો લાભ લેવા દો તે ખજાનાને કોઈથી પણ ગુપ્ત ન રાખો, નહિ તો વિશ્વાસઘાતના દોષમાટે તમને પકડવામા આવશે અને ખજાનો પણ તમારી પાસે નહિ રહે, કેમકે આ ખજાનો એવો છે કે જે તેને સતાડી રાખે છે, તેની પાસેથી તે ચાલ્યો જાય છે, મા ા ખાલી પેટી રહી જાય છે, અને અદરનો માલ ઉડી જાય છે, શરીર રહી જાય છે અને પ્રાણ ઉડી જાય છે, તમે પણ જુઓજ છો કે તમારી પાસે માત્ર નકલ રહી ગઈ છે, મૂળનો તો પત્તોજ નથી તમારા ધર્મના મૂળતત્ત્વ–ખરીખુબી જાપાન, અમેરિકા આદિ દેશોમા ચાલ્યા ગયા છે તમારી પાસે તો માત્ર નકલ–કેવળ ખાલી ખોખુજ રહી ગયું છે તમારા ધર્મનુ વૃક્ષ જીર્ણ થઈ ગયુ છે હજુયે જો બને તેટલી ઉતાવળે તેનો ઉપચાર નહિ કરો, તેનો ઉપાય નહિ કરો, તે માટે વિચાર નહિ કરો, તો જે પેટી તમારી પાસે છે તે તૂટી ભાગી જશે, શરીર પણ સડી–ગળી જશે, વૃક્ષ પણ પડી જશે, નકલ પણ ઉડી જશે, અને તમે મધમાખીની પેઠે હાથ ઘસતા અને માથુ કૂટતા રહી જશો

આ ખજાનાને ઘણા દિવસ સુધી સતાડી રાખી તમે ઘણાયે સકટો વેઠી ચૂકયા છો, બહુએ હાનિ ભોગવી રહ્યા છો, તમારી ઇજ્જત અને

આબરૂ ગુમાવી બેઠા છો, તથા તમારી સ્વતંત્રતા તથા રાજ્યપાટ પણ ખોઈ બેઠા છો, અર્થાત્ તમારૂં સર્વસ્વ તમે ગુમાવી ચૂકયા છો. ત્યારે વહાલા ! એથી વધુ તમે શું ગુમાવવા ઇચ્છો છો કે હજુ તેને સંતાડી રાખવાના પ્રયત્ન કરી રહ્યા છો ? શું તમે એમ ઇચ્છો છો કે તમારૂં નામ-નિશાન સુદ્ધાં આ જગત્માં ન રહેવા પામે ? હજુ સુધી કેટલેક અંશે તમારૂં નામ માત્ર બાકી રહ્યું છે, પરંતુ તેનોયે નાશ થવાની તૈયારી છે. કેમકે તમે આ ધર્મ ( ખજાના )ને એટલો બધો છુપાવી રાખ્યો છે કે તમે પોતેપણ તેને જોવા ઈચ્છતા નથી; કે તેમાં કેવાં કેવાં રત્નો ભરેલાં છે. તે જોવાથી તમને તમારી મૂળ-ખરી સ્થિતિનું ભાન થાત અને તમને ગર્વ થાત કે અમારો ખજાનો જગત્ના સર્વ ખજાના કરતાં ઉત્તમ છે. પરંતુ તેમ ન કરતાં તમે તો બીજાઓના કાચ ઉપર મોહિત થતા જાઓ છો. હજુએ જો એમજ ચાલવા દેશો તો તમે બધા કાચ-નકલી માલ ઉપર લોભાઇ મરશો અને તમારૂં નામનિશાન સુદ્ધાં બાકી નહિ રહે. વળી એટલુંયે યાદ રાખજો કે આ અમૂલ્ય ખજાનો હવે તમારા છુપાવવાથી છુપાઇ રહે એમ નથી. લોકોને તેની શોધ મળી ગઇ છે, અને અમૂલ્ય રત્નોને તેઓ કાઢી લેવા લાગ્યા છે, તમારા ખજાનાનાં અમૂલ્ય રત્નોમાંથી સત્ય, શૌચ, સંયમ, વિદ્યા, બુદ્ધિ, ધૃતિ, ક્ષમા નામનાં રત્નો તથા તે બધા રત્નાવડે બનેલું સમદર્શિતા નામનું મહારત્ન, જેનું બીજું નામ બ્રહ્મ-વિદ્યા અથવા વેદાંત છે, તેનું તો તમારી પાસે ચિન્હ સરખું નથી જણાતું; તે બધાયે અમેરિકા, જાપાન ઈત્યાદિ દેશોમા જતાં રહેલાં જણાય છે. જુઓ, અમેરિકા, જાપાન આદિ દેશોમાં જે અદ્ભુત પ્રકાશનું સૌંદર્ય દેખાય છે, તે એજ મહારત્નોની વિમલ જ્યોતિ કિંવા છટાનો પ્રાકૃતિક ગુણ છે, એમનોજ પ્રભાવ છે, અને એમનુંજ મહત્ત્વ છે. જાપાન, તથા અમેરિકાને જોઇને કૃષ્ણના સમયનું સ્મરણ થઈ આવે છે. તે સમયે હિંદમાં જે કોટિનો ધર્મ હતો તેજ કોટિનો ધર્મ અત્યારે તે દેશોમાં મળી આવે છે. ત્યારે હિંદની જેવી સ્થિતિ તે સમયે હતી તેવી સ્થિતિ હાલ જાપાન, અમેરિકા આદિની હોય તેમાં આશ્ચર્ય શું છે ?

એક વખત એક ધનવાન સ્ત્રીએ રામને નિમંત્રણ આપ્યું. તે સ્ત્રી વિપુલ ધનની અધિકારિણી હતી. તેણે પોતાના દેશની ઉન્નતિની ખાતર

પિસ્તાળીસ લાખ રૂપિયાનું દાન કર્યું હતું. "રામ" ત્યાં પહોંચ્યા ત્યારે તે શ્રીમંત બાઇ જોડા સાફ કરવામાટે તૈયાર ઉભી હતી. રામે આશ્ચર્યથી પૂછ્યું કે આટલા નોકરો હાજર છે છતાં આ કામ તમે સ્વહસ્તે કરવા ઇચ્છો છો ? તેણે જવાબ આપ્યો કે આ કામ કરવામાં લજ્જા શેની ? આવું શારીરિક કામ કરવામાંજ અમે અમારી આબરૂ ગણીએ છીએ. એમ કહી તેણે પોતાને હાથે તે કામ કર્યું. શું કોઇ હિંદુસ્થાની રઇસ, અથવા કોઈ સાધારણ માણસ પણ આવું કામ કરશે ખરો કે ? કદાપિ નહિ. હિંદુસ્થાની તો જો બને તો એવું કામ નજરે પણ ન જુએ. પરંતુ કૃષ્ણના સમયમાં આવો અતિથિસત્કાર મોટા માણસો સ્વહસ્તેજ કરતા હતા. સુદામા આદિ બ્રાહ્મણો અને અતિથિઓનો સત્કાર એવીજ રીતે કૃષ્ણ અને તેની પટરાણીઓએ સ્વહસ્તે કર્યો હતો. યુધિષ્ઠિરના યજ્ઞમાં અર્જુન અને કૃષ્ણે એંઠી પતરાવળીઓ ઉઠાવવાનું અને પગ ધોવાનું કાર્ય પોતાને માથે લીધું હતું. પરંતુ હવે તો એ વાતો અમેરિકામાં નજરે પડે છે, હિંદુસ્થાનમાં નથી દેખાતી.

કૃષ્ણના સમયમાં હિંદમાં બ્રહ્મચર્યની જે અવસ્થા હતી તે આજે અમેરિકામાં જોવામાં આવે છે. ત્યાં વીસ વર્ષસુધી ન તો કોઇ લગ્ન કરે છે, ન તેને લગ્નનો વિચાર આવે છે. તે એટલેસુધી કે વીસ વરસ સુધી તો છોકરા અને છોકરીઓ એકજ પાઠશાળામાં અભ્યાસ કરે છે, અને અરસપરસ ભાઇ બહેન જેવી પ્રીતિ રાખે છે, તેમને માટે બીજા ગમે તે કહે, પણ આ વાતનો અમને દૃઢ વિશ્વાસ છે કે તેમના હૃદયમાં કદાપિ અપવિત્ર વિચાર ઉદ્‌ભવતા નથી. આ કેટલું આશ્ચર્યકારક બ્રહ્મચર્ય કહેવાય ! તેઓ સ્ત્રી અને પુરુષને એક જેવું શિક્ષણ આપે છે, તેમને ભણાવવામાં તેઓ કંઇ ભેદ રાખતા નથી. જેટલી પુરુષના બળને વધારવાની આવશ્યકતા છે, તેટલીજ આવશ્યકતા સ્ત્રીના બળને વધારવાની પણ છે એમ તેઓ માને છે; અને છે પણ એમજ. તે લોકો સ્ત્રીના બળને ક્ષીણ થવા નથી દેતા, આપણે સ્ત્રીઓને બળહીન બનાવી દઈએ છીએ. આજ કારણથી હિંદુસ્થાનની સ્ત્રીઓ બળહીન હોય છે, નિર્બળ સંતાન જણે છે, અને ઘરના કામકાજને પણ યથારીતિ સંપાદન નથી કરી શકતી. ત્યાંની સ્ત્રીઓની વીરતાની વાર્તાઓ સાંભળી આશ્ચર્ય થાય છે. યુવાન

સ્ત્રીઓની તો વાતજ જૂદી, પરંતુ ત્યાં છોકરીઓ પણ ગજબ કરે છે. એક વખત અઢાર વર્ષની એક બાળાએ ત્રણ માઈલ પહોળા તળાવને તરી પાર કરવાની ઇચ્છા દર્શાવી. તેને માટે દિવસ નક્કી કરવામાં આવ્યો અને જાહેર ખબરો વહેંચવામાં આવી. બાળાની આ કઠિન પ્રતિજ્ઞા સાંભળી લોકોને આશ્ચર્ય થતું હતું. નિયત કરેલા દિવસે ભારે ભીડ એકઠી થઇ. બાળાએ તરવાનો આરંભ કર્યો. બે મછવાઓ તેની સાથે રાખવામાં આવ્યા, કે થાકી જાય તો ડુબવા ન પામે. બાળા તરતી હતી તેમ તેમ મછવાઓ પણ તેની સાથે સાથે ચાલતા હતા. પરંતુ આશ્ચર્યની વાત છે કે થાકયા વગર તે બાળા એટલા મોટા તળાવને તરી પેલે પાર પહોંચી ગઇ ! અહીં હિંદમાં પુરુષો પણ આવું કામ કરી શકે એવો સંભવ નથી. આવું કઠિન કાર્ય બ્રહ્મચર્ય સિવાય થવું અશકય છે. કૃષ્ણના સમયમાં સ્ત્રીઓ બ્રહ્મચર્ય પાળતી હતી અને મોટાં મોટાં કઠિન કામો કરી શકતી હતી. સત્યભામા કૃષ્ણની સાથે સ્વયં યુદ્ધ કરવા ગઇ હતી. તે સમયે સ્ત્રીઓને સારી પેઠે ભણાવવામાં આવતી હતી. રૂકમણી, સત્યભામા આદિ સારી પેઠે ભણેલી ગણેલી હતી. દ્રૌપદી એવી પંડિતા હતી કે તેણે સભામાં જે પ્રશ્ન કર્યા હતા તેના ઉત્તર આપવાનું ભીષ્મ–પિતામહ જેવાને માટે પણ અતિ કઠિન થઈ પડયું હતું. હવે હિંદમાં સ્ત્રીશિક્ષણ બંધ કરી દેવામાં આવ્યું છે, અને તેની સજા પણ હિંદ સારી પેઠે ભોગવી રહ્યું છે. અમેરિકા આદિ દેશોમાં સ્ત્રીશિક્ષણનો બહુ સારો પ્રચાર છે. એક સમયે રામ અમેરિકાના અરણ્યોમાં રહેતો હતો. એક અમેરિકન બાળા પોતાના પિતાની સાથે ઉપદેશ સાંભળવા આવી. ઉપદેશ પૂર્ણ થયા પછી તે બાળાએ જે કંઇ સાંભળ્યું હતું તેને તેણે કવિતામાં લખી નાખ્યું. આ સઘળી વાતો ઉપર વિચાર કરવાથી જણાય છે કે સ્ત્રી અને પુરુષને શિક્ષણ આપવામાં પૂર્વે કંઇ ભેદ રાખવામાં આવતો ન હતો, અને તેથી તેમની માનસિક શક્તિઓમાં પણ તફાવત નહોતો રહેતો. અત્યારે આપણને કંઇ સમજાતું નથી કે સ્ત્રીઓનું શિક્ષણ કેમ બંધ કરવામાં આવ્યું, અને સ્ત્રીઓની શક્તિઓને કેમ અટકાવી દેવામાં આવી છે ? દેશની ઉન્નતિમાટે સ્ત્રી શિક્ષણની અત્યંત આવશ્યકતા છે; અર્થાત્ સ્ત્રી શિક્ષણ વિના દેશોન્નતિ થવીજ અશકય છે. બાળપણમાં બાળકોને જે

ઉપદેશ આપવામાં આવે છે, તેની તરતજ અસર થાય છે, અને તે કદી નિષ્ફળ જતો નથી. હવે બાળકો માતા પાસેજ ઘણો વખત રહે છે. તેથી બાલ્યાવસ્થામાં બાળકોને શિક્ષિત માતાની આવશ્યકતા હોય છે. પણ જો સ્ત્રીઓને ભણાવવામાં નહિ આવે તો શિક્ષિત માતાઓ ક્યાંથી આવશે ? અને જ્યારે માતાઓજ શિક્ષિત નહિ હોય તો તે બાળકોને સદુપદેશ ક્યાંથી આપી શકવાની હતી ? અને જો બાલ્યાવસ્થામાંથીજ બાળકોને સદુપદેશદ્વારા સુયોગ્ય ન બનાવી દેવામાં આવે તો દેશની ઉન્નતિ કેવીરીતે થાય ? માટે વહાલા ! સ્ત્રી-શિક્ષણનો પ્રચાર કરો. તમારા પૂર્વજો સ્ત્રી-શિક્ષણના પક્ષપાતી હતા; તમે કેમ વિપક્ષી બનીને તમારેજ હાથે તમારા પગ ઉપર કુહાડો મારો છો ? બાળકોને માટે એટલું આવશ્યક છે કે બાલ્યાવસ્થામાંથીજ તેમની રગેરગમાં દેશોન્નતિની ભાવના ઠસાવી દેવી જોઇએ, કે જેથી મોટા થતાં તે વિચાર દૃઢ બને અને દેશોન્નતિ કરવી એ તેમનું કર્તવ્ય થઈ પડે. પછી તમારા દેશમાં કંઇ બાધ ઉપસ્થિત નહિ થાય, અને તમે બરાબર ઉન્નતિ કરતા વધતા જશો.

ઉન્નતિના માર્ગમાં સફળતા પ્રાપ્ત કરવામાટે સ્ત્રી-શિક્ષણની જેટલી પરમ આવશ્યકતા છે, તેટલીજ આવશ્યકતા સત્ય વ્યાપારની પણ છે. વ્યાપારની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે. ગમે તે ઉન્નત દેશ ભણી દૃષ્ટિ દોડાવશો તો વ્યાપારજ તેની ઉન્નતિનું મૂળ કારણ જણાશે. હિંદમાં વ્યાપાર અતિ દુર્દશામાં આવી પડેલો છે. હિંદીઓને વ્યાપાર કેમ કરવો તેજ આવડતું નથી, ઉદ્યોગ અને પુરુષાર્થનો ઉપયોગ નહિ કરતાં હિંદીઓ ક્ષુદ્ર વ્યાજના લોભમાંજ પોતાની પૂંજી ઘાલે છે, અને પોતે તો આળસુ અને નિરુદ્યમી બની ખાટલા ઉપર પડયા પડયા માખો ઉરાડયા કરે છે. અન્ય દેશોવાળા પોતાના ઉદ્યોગ, પુરુષાર્થ, અને સત્ય વ્યાપારવડે ગરીબમાંથી શ્રીમંત અને શ્રીમંતમાંથી કુબેર જેવા બની રહ્યા છે, ત્યારે હિંદીઓ ઉલટા નિર્ધન થતા જાય છે. વિદેશીઓના વ્યાપારના વિસ્તારને જોઇને મન આશ્ચર્યમાં લીન થઇ જાય છે. ચિકાગોમા માર્શલફ્રીલ્ડની એક દુકાન છે. આ દુકાન વીસ માળ જેટલી ઉંચી અને એક માઇલ જેટલી લાંબી પહોળી છે. તેમાં નિત્ય કરોડો રૂપિયાનો સોદો થાય છે. પણ આવી ભારે અને પ્રથમ પંક્તિની દુકાન જોઇને જેટલું આશ્ચર્ય નથી થતું તેટલું આશ્ચર્ય તે લોકોનો

ગ્રાહકો સાથેનો સદ્વ્યવહાર જોઇને થાય છે. લાખો રૂપિયાનો માલ ખરીદનાર અને એક પૈસાની દીવાસળી ખરીદનાર બન્ને સાથે એક સરખી સભ્યતાથી વર્તવામાં આવે છે. ગમે તેવો ખરીદનાર પણ જ્યારે તે દુકાનના બારણા ઉપર પહોંચે છે કે તરતજ એક દરવાન આગળ આવી તેનો સત્કાર કરેછે, અને અત્યંત નમ્રતા તથા વિનયપૂર્વક પૂછશે કે શી આજ્ઞા છે? મારે અમુક વસ્તુ ખરીદવી છે, અથવા મારે અમુક અમુક વસ્તુઓ જોવીજ છે, એવો જવાબ સાંભળતાંજ તે દ્વારપાળ તેને તે વિભાગોમાં લઇ જશે કે જ્યાં તને જોઇતો માલ મળી શકે, અથવા તે જે કંઇ જોવા ઇચ્છતો હોય તે જોઈ શકે. આમ દ્વાર ઉપરથી તેને યોગ્ય દિશામાં વળાવી વિનય પૂર્વક સલામ કરી દ્વારપાળ પાછો ફરશે. આવો એક સરખો વિનય, આવી સત્યતા અને આવો પ્રેમ હોવો એજ વ્યાપારની ઉન્નતિના મુખ્ય અંશ છે. વિદેશીઓ તેને સંપૂર્ણ રીતે વ્યવહારમાં મૂકે છે અને તેથીજ તેઓ વ્યાપારમાં એટલા આગળ વધેલા છે, કે તેમના જેવા થવાનું અતિ કઠિન જણાય છે. અહીં હિંદીઓની તો સ્થિતિજ કંઇ વિચિત્ર છે. અહીં ગ્રાહકો સાથે એક સરખું વર્તન નથી રાખવામાં આવતું. મોટી દુકાનોમાંથી થોડો માલ લેવાની કોઇની હિંમત નથી ચાલતી; તેનું કારણ એટલુંજ છે કે મોટી દુકાનવાળાઓ થોડો માલ ખરીદનાર સાથે સારી રીતે નથી વર્તતા. નાની દુકાનોવાળા તો બહુધા અસત્યજ બોલે છે. તેઓ તો એમજ માની બેઠા છે કે જૂઠ વિના વ્યાપારજ અશક્ય છે; અને તેથી એક પૈસાનો માલ ખરીદવો હોય તો એક કલાક સુધી તેની સાથે મગજમારી કરવી પડે છે. માટે જો સત્યતાથી વ્યાપાર કરવામાં આવે, તો વ્યાપારની ઉન્નતિ કેમ ન થાય?

હિંદમાં વ્યાપારની ઉન્નતિ કેમ નથી થતી? તેનું એક કારણ એ પણ છે કે જે હિંદીઓ લખી વાંચી જાણે છે તેઓ બહુધા નોકરીજ કર્યા કરે છે, વ્યાપારને તેઓ હલકો ગણે છે, અને તેથી તે તરફ તેઓ લક્ષ્યજ નથી આપતા, તેઓ વ્યાપારીની નોકરી કરશે, પરંતુ જાતે વ્યાપાર કરવાનો વિચાર કદી નહિ કરે. તેઓ આબરૂદાર શેઠની નોકરી કરશે. આબરૂદાર ધંધો કદી નથી કરતા! હિંદીઓએ વ્યાપાર તરફ લક્ષ્ય આપવાની અત્યંત આવશ્યકતા છે. કેવા પ્રકારે અને કેવો વ્યાપાર કરવાથી

કયા દેશમાં કેટલો લાભ થશે, તથા ગ્રાહકો સાથે આપણે કેવું વર્તન રાખવું જોઇએ, એ વ્યાપારનીતિનું રહસ્ય જાણવામાટે જીવતોડ મહેનત કરવાની તથા અનુભવ મેળવવાની અત્યંત આવશ્યકતા છે. આ વાત બરાબર લક્ષમાં રાખવી જોઈએ, અને તે ઉપર દઢ વિશ્વાસ રાખવો જોઈએ કે સત્યતાથી વેપાર કરવાથી જે લાભ મળે છે, તે અસત્ય વ્યાપારમાંથી કદી મળવાનો નથી. અસત્ય વ્યવહારથી એક વાર મોટી રકમ મેળવી લેવી સંભવિત છે, પરંતુ તે પછી તે આગળ ચાલવાનું નથી. કાષ્ઠની હાંડીમાં કદી એક વાર રાંધવું શક્ય હશે, પરંતુ બીજી વાર તે આગ ઉપર ચઢી શકવાની નથી. વરસાદમાંજ વહેવાવાળી નદી જેમ કિનારાને તોડી ફોડી; કીચડ, પત્થર તથા કાષ્ઠને વહેવડાતી; સૂસવાટા મારતી ધૂમધામ, કરતી થોડા દિવસમાટે વહે છે, અને પછી તેમાં પીવા જેટલું પણ પાણી રહેતું નથી, તેવીજ રીતે અસત્ય વ્યવહાર પણ થોડા દિવસ સુધી જગતને ઠગી લોકોને પોતાનો વૈભવ બતાવે છે, પણ તે પછી પોતે નાશ પામે છે, અને સાથે સાથે સ્વમાન અને પ્રતિષ્ઠાને પણ પોતાનામાં લય કરી દે છે, પરંતુ સત્ય વ્યાપાર કરવાથી ધનની પ્રાપ્તિ થાય છે, પ્રતિષ્ઠા વધે છે, ધર્મ થાય છે, અને મુક્તિ મળે છે. આ લોક અને પર લોક બન્ને સુધરે છે. * મહાત્મા તુલાધાર વૈશ્યના ઇતિહાસથી કોણ અજ્ઞાત છે? સત્ય વ્યાપાર કરતાં કરતાંજ તેઓ એટલા મોટા ધર્માત્મા અને જ્ઞાની થઈ ગયા હતા કે મોટા મોટા તપસ્વીઓને કેટલાયે વર્ષોના તપ પછી પણ તે જ્ઞાન નહોતું મળ્યું. એક વખત એક તપસ્વી મહાત્મા તુલાધારની ધર્મ અને જ્ઞાનકીર્તિ સાંભળીને તેમના સત્સંગને માટે તેમની સેવામાં આવ્યો. તે મહાત્મા તુલાધાર પાસે પહોંચ્યા કે તરતજ તુલાધારે તેમના આવવાનું કારણ જેવું ને તેવું કહી સંભળાવ્યું. તે તપસ્વીને આશ્ચર્ય થયું કે આટઆટલા વર્ષની તપસ્યા કરવા છતાં પણ જે જ્ઞાન મને પ્રાપ્ત નથી થયું તે આવી નીચ વૃત્તિ છતાં તેને કેવી રીતે પ્રાપ્ત થયું છે. મહાત્મા તુલાધારને પૂછતાં તેમણે ઉત્તર આપ્યો કે, " આપને આશ્ચર્ય થશે કે આવો ધંધો કરનારને આવું જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત થયું! પરંતુ તેમાં આશ્ચર્ય થવા જેવું કંઈ છેજ નહિ. હું સદા સત્યનો વ્યવહાર કરું છું.

* મહાભારતના શાન્તિ પર્વમાં આ કથા છે.

મારા ગ્રાહકોને છેતરવાની મને કદિ ઇચ્છા નથી થતી. સાધારણ નફો લઇ હું મારા ગ્રાહકોને માલ આપું છું. હું કદિ કોઇને ઓછું વધતું આપતો નથી, તેમ કોઇની પાસેથી ઓછું વધતું લેતો પણ નથી. સર્વની સાથે એક સરખો વ્યવહાર રાખું છું, અને સર્વની સાથે સત્ય વ્યવહાર ચલાવું છું. સત્યજ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ છે, અને તેનુંજ હું સેવન કરૂં છું. છળ-કપટ કદિ કરતો નથી. આજ કારણ છે કે જેવડે મને આવું જ્ઞાન પ્રાપ્ત થયું છે, અને જેને પ્રતાપે આપ જેવા મહાત્માઓનાં મને ઘેર બેઠે દર્શનનો લાભ મળ્યા કરે છે." અહા! સત્યનું શું માહાત્મ્ય છે! જો હિંદુસ્થાનના વૈશ્ય વ્યાપારીઓ તુલાધારના આ પવિત્ર આખ્યાન ભણી દૃષ્ટિ કરે, જો તેઓ તુલાધારની પેઠે સત્ય વ્યવહાર કરે, સત્ય બોલે, સત્યત તોળે તો તેમને તપસ્યામાટે જંગલમાં જવાની શી જરૂર રહે? સત્સંગમાટે મહાત્માઓને શોધવાની શી ગરજ રહે? દુકાન ઉપર બેઠાં બેઠાંજ ધન, ધર્મ, કામ, મોક્ષ, સત્સંગ, વૈરાગ્ય સ્વયં ચાલ્યાં આવશે. કેમકે બહુધા એવું જોવામાં આવે છે કે સત્પુરુષો લેવડદેવડમાટે મોટે ભાગે તે દુકાન ઉપરજ જાય છે કે જ્યાં સત્ય વ્યવહાર કરવામાં આવે છે. સત્પુરુષોના સમાગમનેજ સત્સંગ કહેવામાં આવે છે. સત્સંગવડેજ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષની પ્રાપ્તિ થાય છે. ત્યારે વહાલા! તમારે સત્ય વ્યવહાર—પ્રેમમય વર્તન કેમ ન રાખવાં જોઇએ? જુઓ, આજકાલ વિદેશીઓ તુલાધારની પેઠે સત્ય વ્યવહારને પ્રતાપે કેટલા સમૃદ્ધ બની રહ્યા છે. તેમનું ઐશ્વર્ય કેટલું વધી રહ્યું છે. આ વ્યાપારનેજ પ્રતાપે આખું જગત્ તેમને હસ્તગત થતું જાય છે. તમે પણ સત્ય વ્યાપાર કરો. વ્યાપારની વૃદ્ધિ કરો. ક્ષુદ્ર વ્યાજના લોભમાં પૂંજી રોકી આળસુ ન બનો. વિદેશીઓ વ્યાપારમાં એટલા બધા રૂપિયા રોકી રહ્યા છે કે બુદ્ધિને પણ ચક્કર આવે છે. એટલા બધા રૂપિયા તમારી પાસે તો છેજ ક્યાં? તાત્પર્ય એટલુંજ કે જેટલું ધન તમારી પાસે છે તે બધું વ્યાપારને માટે તેને વ્યાજમાં ન રોકી રાખી વ્યાપારમાં (નહિ કે સટ્ટાના ધંધામાં લગાવશો) તો તમોને આશાતીત લાભ થશે; તમારા દેશને પણ ફાયદો પહોંચશે.

ઉપર કહેવામાં આવ્યું છે કે કેળવાયલા હિંદીઓ વ્યાપાર ભણી લક્ષ નથી આપતા, એ વાત અતિ શોચનીય છે. પરંતુ તેથી પણ અધિક

શોચનીય એ વાત છે કે હિંદી વ્યાપારીઓ કેળવણી તરફ જરાએ લક્ષ નથી આપતા. વિદ્યાને તેઓ તુચ્છ ગણે છે. તેઓ તો એમજ માને છે કે અમારે થોડીજ કોઇની નોકરી કરવાની છે કે ભણવા પાછળ એટલી મગજમારી કરીએ ? તેમની આ માન્યતા અતિ મૂર્ખતા ભરેલી છે. અભણ માણસ જેટલા રૂપિયા ખર્ચી જેટલો નફો મેળવી શકે છે, તેટલાજ રૂપિયા ખર્ચી ભણેલો માણસ તેનાથી વીસ ગણો નફો કરી શકે છે. વ્યાપાર માટે ધનની જેટલી આવશ્યકતા છે, તેટલીજ વિદ્યાની પણ આવશ્યકતા છે. આ કેવો કઠિન કોયડો છે કે કેળવાયલા પુરુષો–વ્યાપાર કરવા **નથી** ઇચ્છતા **અને વ્યાપારીઓ કેળવણી લેવા નથી ચાહતા !** વ્યાપારને માટે નિત્ય નવી નવી યુક્તિઓ શોધવી પડે છે, અને યુકિતઓ શોધવા માટે વિદ્યાની જરૂર પડે છે. પરંતુ જ્યારે વ્યાપારીઓ વિદ્યાજ નહિ ભણે તો નવી નવી યુકિતઓ કેવી રીતે શોધી શકશે ? આને લીધેજ હિંદના વ્યાપારની વૃદ્ધિ નથી થતી. વિદેશીઓ નિત્ય નવી નવી યુકિતઓ શોધી કાઢી, નવી નવી કુશળતા બતાવી વ્યાપારમાં આશાતીત ઉન્નતિ કરે છે.

જ્યારે વિદેશીઓની આ ઉન્નતિનું કારણ હિંદવાસીઓને પૂછવામાં આવે છે ત્યારે હિંદીઓ બહુધા આવી દલીલ આગળ ધરે છે કે “ તેમનો દેશ ઠંડો છે અને આપણો ગરમ. ગરમ દેશ હોવાને લીધે આપણે તેમની સ્પર્ધા નથી કરી શકતા.” આ વિચાર તદ્દન અસત્ય છે. ઠંડી કે ગરમી ઉન્નતિનાં સાધક કે બાધક નથી. વિલાયતવાળાઓની આ પણ એક ચાલબાજી છે કે તેમણે હિંદુસ્થાનીઓના મનમા આ વિચાર દૃઢ રીતે જમાવી દીધો છે, કે જેથી હિંદીઓ તેમની સ્પર્ધા કરવાનો પ્રયત્નજ કરે નહિ આજ કાલ હિંદીઓ એવા ભોળા બની ગયા છે કે વિલાયતવાળાઓની ચટક મટક ઉપર મોહી પડ્યા છે. તેમના મનમાં આ વિચાર દૃઢરીતે જામી ગયો છે કે વિલાયતવાળા જે કંઇ કહે અથવા કરે તેજ બરાબર છે. “ રામ ” ભાર મૂકીને જણાવે છે કે ગરમીને લીધે હિંદુસ્થાનની ઉન્નતિ નથી અટકી પડેલી. હિંદની ઉન્નતિ તો હિંદવાસીઓ પોતાના સાચા ધર્મ ( વેદાંત કિંવા બ્રહ્મવિદ્યા ) ને આચરણમાં મૂકવાનું વીસરી ગયા છે તેથીજ અટકેલી છે. જેમ પોપટને “ રામ રામ ” કે કોઇ બીજા શબ્દો શીખવીએ છીએ ત્યારે તેમને શીખીને બોલ્યા કરે છે, પરંતુ તેને

સમજી શકતો નથી કે વર્તનમાં આણતો નથી, તેમ હિંદુસ્થાનીઓ પણ બ્રહ્મવિદ્યા, વેદાંત, આદિ શબ્દોને તો જાણે છે, પરંતુ તેમને અમલ-વર્તનમાં નથી લાવી શકતા. બસ, એજ છે અવનતિનાં ચિન્હ, અને તેને લીધેજ અવનતિ થાય છે. અમેરિકા, જાપાન આદિ દેશોમાં જો કે "બ્રહ્મવિદ્યા" શબ્દને નથી જાણતા, પરંતુ તેમની રગેરગમાં અને તેમનાં બધાં કાર્યોમાં બ્રહ્મવિદ્યા ભરેલી છે, પ્રકૃતિનો નિયમ છે કે કોઇ વસ્તુના બધા ગુણો જાણવા છતાં જ્યાંસુધી તેનો ઉપયોગ નહિ કરવામાં આવે ત્યાંસુધી તેની અસર નહિ થાય. સાકરના ગુણ કોઇ માણસ ગમે તેટલી સારી પેઠે જાણતો હશે, પરંતુ જ્યાંસુધી તેને ખાશે નહિ ત્યાંસુધી તેની અસર થવાની નથી. અથવા કોઇ માણસ અમૃતના ગુણ સારી પેઠે જાણતો હોય કે તે ખાવાથી મનુષ્ય અમર થઇ જાય છે, પરંતુ જ્યાંસુધી તે અમૃત ખાશે નહિ ત્યાંસુધી એ અમર થવાનો નથી. અમૃતને હાથમાં પકડી રાખવાથી પણ કંઇ લાભ નથી થવાનો. તેવીજ રીતે હિંદી લોકો બ્રહ્મવિદ્યાના ગુણને જાણે છે, તેની પ્રશંસા કરે છે, પરંતુ તેને વ્યવહારમાં નથી મૂકતા; પછી બ્રહ્મવિદ્યા તેમને પોતાના ગુણ કેવી રીતે દેખાડી શકે? અમેરિકા અને જાપાનવાળાઓએ બ્રહ્મવિદ્યાનું નામ નથી સાંભળ્યું, તેની પ્રશંસા નથી સાંભળી, પરંતુ તેઓ તેને અજાણ્યેજ વર્તનમાં મૂકી રહ્યા છે, અને તેથી તે તેમને પોતાનો ગુણ બતાવી રહી છે; અને તેમની ઉન્નતિ થઈ રહી છે. માટે વહાલા! ઠંડી અને ગરમી ઉન્નતિની સાધક કે બાધક નથી. જો ઠંડી ઉન્નતિનું કારણ હોત તો ટિબેટ આદિ દેશોની દશા પણ આજે સારી હોવી જોઈતી હતી. માત્ર બ્રહ્મવિદ્યાજ એક એવી વસ્તુ છે કે જેને વ્યવહારમાં મૂકવું અને ન મૂકવું એ ઉન્નતિનાં સાધક બાધક થાય છે. અમેરિકા આદિ દેશોની પેઠે જ્યારે તમે પણ શારીરિક પરિશ્રમ કરવામાં તમારી પ્રતિષ્ઠા માનવા લાગશો, વીસ પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય ધારણ કરશો, સ્ત્રીઓને સારી પેઠે શિક્ષિત બનાવશો, સર્વની સાથે એક સરખું વર્તન રાખશો, સત્ય વ્યવહાર કરશો, એક બીજા સાથે પ્રેમ રાખતાં શીખશો, ત્યારેજ તમારી ઉન્નતિ થશે. સાચું વેદાંત પણ એનેજ કહે છે. જરા વિચારવા જેવી વાત છે કે જ્યારે હિંદુસ્થાનના લોકો ચક્રવર્તી રાજ્ય ચલાવતા હતા ત્યારે શું હિંદ ગરમ નહોતું? જ્યારે હિંદ-

વાસીઓ એ મોટાં મોટાં દર્શન-શાસ્ત્ર રચ્યાં ત્યારે શું હિંદ ગરમ નહોતું ? જ્યારે ભારતવર્ષના લોકોએ વિમાન આદિ ભાતભાતની કળા નિર્માણ કરી હતી ત્યારે શું હિંદ ગરમ નહોતું ? જ્યારે હિંદવાસીઓએ પોતાની વિદ્યા, બુદ્ધિ, વીરતાવડે જગત્ જીતી લીધું હતું, ત્યારે શું હિંદ ગરમ નહોતું ? જો એમ કહેતા હો કે એ ખરૂં, પણ હવે તો કળિયુગ બેઠો છે, અને તે તો સત્યુગની વાતો છે; તો શું અમેરિકા, જાપાન આદિને માટે કળિયુગ નથી આવ્યો ? આ દલીલ તો વળી તદ્દન ઢીલી છે. કળિયુગ કંઇ વસ્તુજ નથી. કળિયુગ તો માત્ર સમયના એક ભાગનું નામ છે. તે કોઇને પણ સત્કાર્ય કરતાં નથી અટકાવતો. હા હા, જો બ્રહ્મવિદ્યાને વ્યવહારમાં ન મૂકવાને કળિયુગ નામ આપવામાં આવે તો તે નિઃસંદેહ સત્યજ છે. અને ત્યારે સાચેજ મનુષ્યથી કંઇ પણ સત્કાર્ય નથી બની શકતું, કેમકે કોઇ પણ સત્કાર્ય બ્રહ્મવિદ્યાથી ભિન્ન નથી. પણ એવો કોઈ યુગ નથી, સમય નથી કે જ્યારે બ્રહ્મ-વિદ્યાથી દૂર રહેવું પડે. આમ છે ત્યાં પછી કળિયુગને ક્યાં સ્થાન રહ્યું ? વહાલા ! વિચાર તો કરો કે ક્યાં તમારા પૂર્વપુરુષ જે * અડતાળીશ વર્ષલગી બ્રહ્મચર્ય પાળતા હતા, અને ક્યાં તમે કે જે બે ચાર વર્ષનાં બાળકોનાંજ લગ્ન કરી નાખો છો. તમે વિદ્યાનો ઉપયોગ નથી કરતા, અર્થાત્ જે કંઇ ભણો છો, તેને વ્યવહારમાં નથી મૂકતા. ગોખી ગોખીને બી. એ. એમ. એ. પાસ કરો છો પણ તેનોયે વ્યવહારમાં ઉપયોગ નથી કરતા. માત્ર નોકરી કરવામાંજ તમારી વિદ્યાને સાર્થક માનો છો. પોપટને જેમ ભણાવવાથી તે રામ રામ ભણે છે પણ કંઇ સમજતો નથી તેવીજ સ્થિતિ આજે હિંદવાસીઓની છે. આમ હિંદુસ્થાનીઓ બ્રહ્મચર્ય નથી પાળતા, બળ, વીર્ય અને વિદ્યાનો ઉચિત ઉપયોગ નથી કરતા, તેથી તેમની બુદ્ધિ ક્ષીણ થતી જાય છે. વિલાયતવાળા ઓછામાં ઓછાં વીશ વર્ષસુધી પૂર્ણ બ્રહ્મચર્ય પાળે છે, તેથી તેઓ બળવાન હોય છે; અને જે કંઇ ભણે છે તેને અમલમાં મૂકે છે, તથા સદા કંઇને કંઇ નવીન વાત ઉત્પન્ન કરવાનીજ ચિંતામાં રહે છે, જેથી તેમની બુદ્ધિ દિવસે દિવસે વિકાસ પામતી જાય છે. જેમની આટલી ઉન્નતિ ઠંડીને લીધે નથી થઇ. જે સમયે હિંદુસ્થાનીઓ ઉન્ન-

* ઉપનિષદ્‌મા આવી અદ્‌ભુત બ્રહ્મચર્યપાલનની કથાઓ છે.

તિને ઉચ્ચ શિખરે પહોંચેલા હતા, અને વિલાયતવાળા જંગલોમાં વસતા હતા, તે સમયે પણ ત્યાં ઠંડીજ હતી.

માટે ઠંડીની દલીલ તદ્દન અર્થહીન છે. ઠંડી કોઇ દિવસ ઉન્નતિની સાધક કે બાધક નથી થઇ. જાપાન જો પચાસ વર્ષ પહેલાં ગરમ હતું તો તે આજે ઠંડું નથી બની ગયું. તેણે એટલી બધી ઉન્નતિ કેમ કરી ? વહાલા ! ગુણોને ગ્રહણ કરવાથી, અને અવગુણોને ત્યાગવાથી, તથા પોતાની વિદ્યા અને બુદ્ધિનો ઉચિત ઉપયોગ કરવાથીજ જાપાને એટલી ઉન્નતિ કરી છે. તમે પણ તેમ કરી શકો છો. જે ભણો તેને વ્યવહારમાં લાવતાં શીખો, આજ ઉન્નતિનો ઉપાય છે. હિંદી લોકો બી. એ; એમ. એ. પાસ કરીને પણ જે વાત નથી શીખી શકતા તે વાત વિલાયતવાળા બાલ્યાવસ્થામાંથીજ શીખે છે. ત્યાં બાળકો માટે કિંડરગાર્ટન નામની નિશાળો છે. આ નિશાળોમાં બાળકોને એટલા પ્રેમપૂર્વક ભણાવવામાં આવે છે કે બાળકોને ઘરમાં પણ રહેવું ગમતું નથી. પોતાને નિશાળમાં જલ્દી મોકલવા માટે તેઓ ઘેર માત પિતાનો જીવ ખાઇ જાય છે. તેઓ સદા એમજ ઇચ્છે છે કે અમે નિશાળે કયારે પહોંચીએ. તેનું કારણ એટલુંજ છે કે શિક્ષકો બાળકો સાથે એટલા પ્રેમથી વર્તે છે કે માતા પિતાને પણ તેટલો પ્રેમ બતાવવાનો અવકાશ નહિ મળતો હોય. શિક્ષકો બાળકો સાથે તદ્દન બાળક બની જાય છે. તેઓ બાળકો સાથે રમે છે, કૂદે છે, હસે છે, અને સાથે સાથે તેમને ભણાવે પણ છે. તે નિશાળમાં રેલગાડી, આગબોટ, તાર ઇત્યાદિ વિવિધ સંચા બનાવવાની સામગ્રી તૈયારજ રહે છે. જ્યારે રેલગાડીનો પાઠ શીખવવામાં આવે છે ત્યારે શિક્ષકો બાળકોને જ્યાં રેલગાડી બનાવવાની કળો, ચક્ર આદિ રાખેલાં હોય છે ત્યાં લઇ જાય છે. શિક્ષક એન્જીન બનાવતાં તેમને શીખવે છે, અને બાળકો વાત કરતાં કરતાં એન્જીન બનાવતાં શીખી જાય છે. જેટલી ઉંમરે હિંદી બાળકો આર. એ. આઇ. એલ રેલ, અર્થાત્ આગગાડી યાદ કરે છે, તેટલી ઉંમરમાં ત્યાંનાં બાળકો આગગાડી બનાવતાં પણ શીખી જાય છે. અહીં કેવળ નામ માત્ર જાણે છે ત્યારે ત્યાં નામ સાથે આગગાડી બનાવતાં પણ શીખી જાય છે. હિંદીઓ શબ્દ-સમૂહને મસ્તિષ્કમાં ભરે છે, વિલાયતવાળા તેને મસ્તિષ્કમાંથી બહાર કાઢે છે, અર્થાત્ તેમને

સારી પેઠે સમજે છે. અહીં રટણ કરે છે. ત્યાં મનન કરે છે ત્યાં બુદ્ધિ વડે વિચાર કરે છે, મનમાં હોય તેને વ્યવહારમાં મૂકવા ઇચ્છે છે, અને હાથ વડે તેને કરી બતાવે છે. અહીં તેમાંનું કંઇજ નથી. માત્ર પુસ્તકો ગોખી ગોખીને પંડિત થાય છે. અહીંની વિદ્યા પુસ્તકોમાં છે, ત્યાંની વિદ્યા પ્રત્યેકને હસ્ત-ગત છે. ત્યાં કોઈ પણ વિદ્યાર્થીને, તે જે વર્ગમાં અભ્યાસ કરતો હોય તે વર્ગને યોગ્ય વિચાર તેમજ મનન કરવાની જ્યાંસુધી તેનામાં શકિત ન આવે, ત્યાંસુધી કદી ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવતો નથી. અહીં એ વાતનો વિચારજ નથી કરવામાં આવતો. પુસ્તકો મુખાગ્ર કરીને અબોધ બાળક પણ ઉચ્ચ વર્ગમાં ઉત્તીર્ણ થઈ શકે છે, કોઈ તેની યોગ્યતા ઉપર ધ્યાન આપતું નથી. ત્યાં માત્ર યોગ્યતાજ જોવામાં આવે છે. એક વખત એક બાળાએ મારૂં વ્યાખ્યાન સાંભળ્યું. તેણે તે પોતાની શૈલીમાં લખી નાખ્યું અને પોતાના અધ્યાપકને બતાવ્યું. અધ્યાપક તે જોઇ બહુ પ્રસન્ન થયો, અને તેણે તે બાળાને છ મહીનાનું પ્રમોશન આપ્યું. તેજ પ્રમાણે જ્યાંસુધી હિંદુસ્થાનમાં પણ વિદ્યાર્થીઓની યોગ્યતા અને વિચારશકિત ઉપર ધ્યાન આપવામાં નહિ આવે ત્યાંસુધી !હદી વિદ્યાર્થીઓનું ઉચ્ચ વર્ગોમાં ઉત્તીર્ણ થવું પણ વ્યર્થજ જશે. અહીં પણ બાળકો વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત કરે તેવી કિંડરગાર્ટન શાળાઓ હોવી જોઇએ, કે જેથી તેમની વિચાર શકિતમા વૃદ્ધિ થાય, અર્થાત્ જુવાન થતાં તેઓ કંઇક ઉપયોગી થઇ શકે અને પોતાના દેશને ફાયદો પહોંચાડી શકે. વખત ચાલ્યો જાય છે. એક એક પળ અતિ કિંમતી પસાર થાય છે. બહુ સૂતા, બહુ આરામ કર્યો, ઘણોયે સમય નષ્ટ કરી ચૂકયા છો, ઘણોયે વખત ગુમાવી ચૂકયા છો. વહાલા ! હવે તમારા કર્તવ્ય તરફ પણ ધ્યાન આપો. એવો ઉપાય કરો કે જે વડે તમારો મનુષ્યજન્મ સાર્થક થાય અસભ્યતાનો વેશ ઉતારીને ફેંકી દો. થોડા સમયમાટે એ વાત ઉપર વિચાર કરો કે તમે શું હતા અને હવે શું થઈ ગયા છો? તમારા કર્તવ્ય ભણી ધ્યાન નહિ આપવાથી હવે તમે અન્નને માટે પણ ટળવળવા માંડયા છો. જો આવીજ રીતે થોડા દિવસસુધી આવીજ અજ્ઞાન નિદ્રામાં સૂતા પડયા રહેશો, તો વહાલા ! તમારી શી દશા થશે એનો તમે પોતેજ વિચાર કરી લ્યો. અમને કહેતાં પણ દુઃખ થાય છે. સાવધાન ! સાવધાન !! સત્વરજ સાવધાન થવું જોઇએ.

પોતાની ઉન્નતિ કરવામાટે હિંદુસ્થાનીઓએ વિદેશીઓ પાસેથી ઘણું શીખવાનું છે. સૌથી પહેલી વાત તેમની પાસેથી એ શીખવાની છે કે તેઓ પોતાનાં બાળકોને કેવી રીતે શિક્ષણ આપે છે; કેમકે બાળકોના શિક્ષણ ઉપરજ દેશની ઉન્નતિઅવનતિ નિર્ભર હોય છે. બાળકોને જેવું શિક્ષણ આપવામાં આવશે તેવાંજ તેમનાં આચરણ, સ્વભાવ, અને વિચાર બનશે. જાપાનમાં જ્યારે બાળક પહેલ વહેલું નિશાળમાં દાખલ થાય છે ત્યારે શિક્ષક તેને પૂછે છે કે “ તમારૂં શરીર શાથી જીવે છે ? ” બાળક ઉત્તર આપે છે, “ અન્નવડે. ” શિક્ષક પ્રશ્ન કરે છે, “ કયાંના અન્નથી ? ” બાળક ઉત્તરમાં કહે છે, “ જાપાનના અન્નથી. ” શિક્ષક ફરી પૂછે છે, “ ત્યારે જો જાપાનમાં અન્ન ન હોય તો તમારૂં શરીર જીવે નહિ, કેમ ખરૂં ને ? ” બાળક જવાબ આપે છે “ હા, સાહેબ, ન જીવી શકે. ” પછી શિક્ષક કહે છે, “ જ્યારે તમારૂં શરીર જાપાનના અન્નનું બનેલું છે, ત્યારે જાપાનને એટલો હક્ક ખરો કે જ્યારે જરૂર જણાય ત્યારે તે તમારૂં શરીર લઈ લે ? ” બાળક બહાદુરીથી જવાબ આપે છે કે “હા, જાપાનનો હક્ક છે, કે તે અમારૂં શરીર ઇચ્છામાં આવે ત્યારે લઇ લે.” આ પ્રમાણે પોતાના દેશને માટે પ્રાણ હોમી દેવા સદા તત્પર રહેવાનું શિક્ષણ જાપાનના બાળકોને પ્રથમથીજ આપવામાં આવે છે. નાનો સરખો જાપાન રૂશીઆ જેવા પ્રબળ સામ્રાજ્યને જે ભારે હાર આપી શક્યો, તે આવા શિક્ષણનેજ પ્રતાપે. હિંદુસ્થાનીઓએ પણ પોતાના બાળકોને પ્રથમથીજ એવું શિક્ષણ આપવું જોઈએ કે જેથી તેમનો સ્વદેશપ્રેમ, તેમની દેશભક્તિ એટલી બળવાન થઇ જાય કે વખત આવે ત્યારે પોતાના દેશ ખાતર પ્રાણ અર્પવા તેઓ તત્પર થઈ જાય. શિક્ષણનો આ પ્રથમ પાઠ બાળકોને પ્રથમજ ભણાવવો જોઇએ. પ્રથમ દેશીઓ સાથે પ્રેમ તથા શાંતિપૂર્વક વર્તન કરવું એ તેમનો બીજો પાઠ હોવો જોઇએ. નિશાળોમાંજ આવું શિક્ષણ આપવાની વ્યવસ્થા થવી જોઇએ. જો નિશાળોમાં વિદ્યાર્થીઓ એક બીજાથી લડતાં નહિ શીખે, પરંતુ અરસપરસ પ્રેમથી રહેશે તો યુવાન થતાં તેઓ એકાએક પોતાના દેશબંધુઓ સાથે પણ નહિ લડે, પરંતુ પ્રેમથી વર્તશે. અમેરિકામાં આ પ્રકારની શિક્ષાનો અતિ ઉત્તમ પ્રબંધ છે. અમેરિકામાં એક વેળા એક નિશાળના વિદ્યાર્થી-

એમાં માહોમાહે લડાઈ થઇ ગઈ. સારી પેઠે માર પીટ ચાલી. તરતજ અધ્યાપકને ખબર આપવામાં આવી. અધ્યાપક સાહેબ આવ્યા. તેમણે ન તો કોઇ વિદ્યાર્થીની જબાની લીધી, કે ન કોઇને ધમકાવ્યો. તેમણે આવતાં વેંત વાજું વગાડવાની આજ્ઞા આપી, અને તેમાં શાંતિનાં ગીત ગવડાવ્યાં. તે પછી વિદ્યાર્થીઓને બોલાવવામાં આવ્યા અને લડાઇનું કારણ પૂછ્યું. વળી એ પણ પૂછ્યું કે કોની લુચ્ચાઇને લીધે આ બધી લડાઈ થઈ હતી. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે જે વિદ્યાર્થીઓમાં થોડીવાર પહેલાં લાકડી ઉડી હતી, તેમાના એકની પણ જીભ બીજાની સામે ફરિયાદ કરવા ઉપડી નહિ. તેનું કારણ શું ? વહાલા ! તેનું કારણ તે સંગીત અને શાતિનાં ગીત હતા. તેમને પ્રથમ જે ક્રોધ વ્યાપ્યો હતો તે સગીત અને શાતિનાં ગીત સાભળી શાંત થઇ ગયો. જો અધ્યાપક સાહેબે આવતાં વેત જબાની લેવાનો આરંભ કર્યો હોત તો આ લડાઇનો અત આવી શાંતિમા કદિ ન આવત. એક વિદ્યાર્થી બીજાનો વાક કાઢત, અને કેટલાક વિદ્યાર્થીઓ અવશ્ય ગુનેહગાર જણાત. જેને પરિણામે સભવિત છે કે કેટલાક વિદ્યાર્થીઓને નિશાળમાથી કાઢી મૂકવામા આવત અને જે વિદ્યાર્થીઓને નિશાળમાથી કાઢી મૂકવામા આવત તે બીજા વિદ્યાર્થીઓના કટ્ટા શત્રુ બની જાત, તેમની વિરુદ્ધ સાક્ષી પૂરત વિચાર કરતાં આ વાતનું પરિણામ ઘણુજ ખરાબ જણાઇ આવે છે, તે એટલેસુધી કે દેશમા અશાતિ ફેલાવાનો પણ સભવ રહે છે.

ત્રીજી વાત એ છે કે બાળકોને ડરાવવા કે ધમકાવવા ન જોઈએ. બાળકોને ડરાવવા કે ધમકાવવા એ બહુજ ખોટુ છે. તેનાથી તો બાળકો ઉલટા બીકણ અને બળહીન બની જાય છે. હિદુસ્તાનમા ડરાવવુ તથા ધમકાવવું એ ખરાબ છોકરાઓને સારા બનાવવાના સાધન ગણાય છે, પરતુ તેમ કરવું ઉચિત નથી બાળકોને સારા બનાવવાની ઉત્તમ રીતિ એ છે કે તેમની દૃષ્ટિએ કોઇ ખરાબ વાત પડવાજ ન દેવી અને વીર તથા બળવાન બનાવવા માટે તેમને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી જોઈએ. જાપાનમાં બાળકોને એટલી સ્વતંત્રતા આપવામાં આવે છે કે તેટલી સ્વતત્રતા બીજે કયાયે જોવામા નથી આવતી. ત્યા બાળકોને રમવામાટે ખાસ જગ્યાઓ નક્કી કરી નથી. તેમની મરજીમાં આવે ત્યાં તેઓ રમે છે. જાહેર જગ્યા

હોય કે ખાનગી, બજાર હોય કે ગલી, ગમે ત્યાં રમતાં તેમને કોઇ અટકાવી શકતું નથી; તે એટલેસુધી કે જો તેઓ બજારમાં રમતાં હોય, અને ત્યાંથી ત્યાંના બાદશાહની ગાડી નીકળવાની હોય, તોપણ કોઇની મગદૂર નથી કે તેમને એમ કહે કે " રમત બંધ કરો, રાજાજી આવે છે. " જ્યાં સુધી તેઓ પોતેજ પોતાની રમત બંધ ન કરે ત્યાંસુધી રાજા મિકાડો પણ પોતાની ગાડી રોકી રાખશે. આજ કારણથી જાપાનીઓના હૃદયમાં ભયનું નામમાત્ર પણ હોતું નથી.

ચોથી વાત એ છે કે બાળકોને જે કંઈ ભણાવવમાં આવે તેને વ્યવહારમાં મૂકતાં પણ શીખવવું જોઈએ. હિંદમાં આ વાતની અત્યંત ન્યૂનતા છે. હિંદની નિશાળોમાં જે કંઇ ભણાવવામાં આવે છે તેને વ્યવહારમાં મૂકવાનું શીખવામાં નથી આવતું. તેથી હિંદી વિદ્યાર્થીઓ યુવાન થતાં વાતો તો મોટી મોટી કરે છે, પરંતુ સંગીન કામ કંઈજ નથી કરી શકતા.

પાંચમી વાત એ છે કે જે વિષય ભણી બાળક પ્રવૃત્ત હોય તેજ વિષય તેને વિશેષ કરીને ભણાવવો જોઇએ; એમ કરવાથીજ તે અધિક ઉન્નતિ કરી શકશે. હિંદુસ્તાનમા આ મુખ્ય, પ્રયોજનીય વાત ભણી કોઇ ધ્યાન આપતું નથી. જો કોઇ બાળકને વકીલાત પ્રિય હોય તો તેનાં માતપિતા તેને ઇન્જીનીયરીંગ શીખવાની ફરજ પાડશે. જો ગણિતશાસ્ત્રમાટે તેને રુચિ હોય તો તેને ઇતિહાસ ભણવાનું કહેશે. જો તેની ચિત્તવૃત્તિ સાયન્સ (વિજ્ઞાન) ભણી હશે તો તેને સાહિત્ય ભણાવશે. હવે વિચારવા જેવી વાત છે કે જે વિષય ઉપર બાળકને રુચિ નથી તે વિષયમાં કેવી રીતે ઉન્નતિ કરી શકશે ? સારાંશ કે બાળકોના શિક્ષણ ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ. બાળકો ઉપર દેશની ભાવી ઉન્નતિનો આધાર છે.

એક વાત જે કેવળ હિંદુસ્થાનીઓમાં અન્ય દેશો કરતાં વિશેષ મળી આવે છે તે યોગ-વિદ્યા છે. પરંતુ હવે અમેરિકા આદિ દેશો તેમાં પણ સારી ઉન્નતિ કરી રહ્યા છે, જ્યારે હિંદીઓ તે પણ ભૂલી રહ્યા છે. અમેરિકાના એક એમર્સન સાહેબ, કે જેઓ જંગલોમાં વસતા હતા, તેમણે યોગ-વિદ્યામાં એટલી ઉન્નતિ કરી હતી કે તે જોકને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. તે મોહનને બદલી ગોપાલ કરી શકતો, જગને સ્થગ. આ સર્વ ચમત્કાર તે યોગ-વિદ્યાના બળે કરતો, જાદુવડે નહોતો કરતો.

તેથી હવે આશા છે કે તેઓ યોગ-વિદ્યામાં પણ હિંદીઓ કરતાં આગળ વધી જશે. માટે વહાલા હિંદીજનો! તમારે સાવધાન થવું જોઇએ. સૌથી પ્રથમ વિદ્યારૂપી સૂર્યનો પ્રકાશ અહીંજ પડયો હતો. અહીંથી અરબસ્તાન, મિસર, રોમ, ગ્રીસ વગેરે સ્થળોએ થઇને ઇગ્લેન્ડ પહોંચ્યો; અને ત્યાંથી અમેરિકા થઇ હવે જાપાન પહોંચ્યો છે. હવે જાપાનથી તેનાં કિરણો આ બાજુ ઉગતાં નજરે પડે છે. હવે તમારે સાવચેત થઈ જવું જોઇએ. એવું ન થવા પામે કે આ સૂર્ય પશ્ચિમમાં ઢળી જાય, અને તમે સૂતેલાજ પડયા રહો. ઊઠો, અને બીજાઓને ઊઠાડવાના પ્રયત્ન કરો. સૌ પોતપોતાના કર્તવ્યોમાં પરોવાઓ, અને આપણાં દેશવાસીઓને તેમનું કર્તવ્ય દેખાડો. સૂર્યોદય પૂર્વેજ આપણાં દેશોન્નતિરૂપી કર્તવ્યોને સ્થિર કરી લ્યો. એક ક્ષણ, એક પળ પણ વ્યર્થ ન જવા પામે. જો વિચારમાંજ પડયા રહેશો, તો સૂર્ય પશ્ચિમ તરફ ઢળી જશે, અને પછી તમારાથી કંઈજ બનવાનું કે થવાનું નથી.

ૐ! ૐ!! ૐ!!!



## पहाडी दरयो

( રાગ ભૈરવ—તાલ ધુમાર. )



ય દિલ ! ઈન્ત કુચે–જાનાં અસ્ત, અઝ જાં દમ મઝન;
અઝ દિલો–જાનો–જહાં દર પીશે–જાનાં દમ મઝન. ૧
જાંન દારદ કીમતે-બિસ્યાર અઝ જાંવા મગો;
ગરચે જા દરબાખ્તી દર રાહે જાનાં, દમ મઝન. ૨
ગર તુરા તુરા દર્દી સ્ત અઝવય, હીચ અઝ દરમાં મગો;
દર્દ ઊરા બેહ ઝ દરમાં દાં, ઝ દરમાં દમ મઝન. ૩
ચૂં યદીં આમદ, દિહાકુન કિસ્સએ શકો-ગુમાં;
ચૂં અયાં બિનમૂદ રૂખ, દીગર ઝ બુરહાં દમ મઝન. ૪
ફિતે-બેદીના ગુઝારો જેહલરા હિકમત મખ્વાં;
અઝ ખિયાલાતો–કુમ્રને–એહલે–ચૂનાં દમ મઝન. ૫
બા લબે—મયગુનો–રૂયે– ખુબો–ઝુલ્ફે–દિલકશશ;
અઝ શરાબો–શાહિદો—શમ્ઓ–શબિસ્તાં દમ મઝન. ૬
કુફ્રો–ઇમાંરા બ પીશે–ઝુલ્ફો–રૂયશ કુન રિહા;
પીશે ઝુલ્ફો–રૂયે–ઊ. અઝ કુફ્રો–ઈમાં દમ મઝન. ૭
ચૂંકે બા ઊ બરનયારી બૂદન અઝ વસ્લશ માગો;
ચૂંકે બે ઊ હમ નમી આશી ઝ હિજરાં દમ મઝન. ૮
મેહરે–તાબાં, ચકે હસ્ત અઝ અકસે–રૂયશ તાબિશી;
મગરબી દર પીશે–ઊ અઝ મેહરે–તાબાં દમ મઝન. ૯

અર્થ:–(૧) હે હૃદય ! આ તો પ્રિયતમની ગલી છે, અહીં તારા પોતાના પ્રાણ વિષે અભિમાન ન કર (કિંવા પ્રાણની પરવા ન કર), અને તારા પ્રિયતમની સમક્ષ પણ પ્રાણ, જગત્ અને હૃદયનું અભિમાન ન રાખ (અથવા તારા પ્રિયતમ સમક્ષ એ બધાંની પરવા ન કર)

(૨) પ્રાણુની કિંમત (તારા પ્રિયતમ કરતાં) અધિક નથી, માટે એ પ્રાણુને માટે શોક ન કર; તું તારા પ્રિયતમના મેળાપમાટે પ્રાણુની પરવા કર્યા વગર પ્રયાણ કરતો હોય તોપણ તું તેની વડાઇ ન કર.)

(૩) જો તને (તારા પ્રિયતમના પ્રેમમાં) કંઈ કષ્ટ થતું હોય, તો તેની ચિકિત્સા વિષે કંઈ ચર્ચા ન કર; અને એવા કષ્ટને ચિકિત્સા કરતાં પણ ઉત્તમ ગણીને ચિકિત્સા વિષે ચર્ચા ન કર. (અર્થાત્ ચૂપ રહે.)

(૪) તને વિશ્વાસ બેઠો હોય તો સંશય-સંદેહની વાત છોડી દે; તે વહાલાએ પોતાનું મુખડું બતાવ્યું એટલે હવે તર્કવિતર્ક અને વાદ-વિવાદ ન કર.

(૫) જેઓનો કોઇ ધર્મજ નથી એવા માણસોનો વિચાર છોડી દે; અને મૂર્ખતાને તત્ત્વજ્ઞાન ન માન; તેવીજ રીતે યૂનાનવાળાઓ (ગ્રીક લોકો) ના વિચારો અને તેમના આખ્યાનો વિષે દમ ન માર.

(૬) મદિરા જેવા લાલ હોઠ, સુંદર મુખડું, મનોહર કેશકલાપ, મદિરા, પ્રિયતમ, અને શમા (દીપક) તથા શયનાગાર વિષે પણ ચર્ચા ન કર.

(૭) નાસ્તિકતા અને શ્રદ્ધાને તેના મુખડા અને કેશકલાપ આગળ છોડી દે, અને તે પ્રિયતમના મુખડા અને કેશ સમક્ષ નાસ્તિકતા અને શ્રદ્ધા વિષે ચર્ચા ન કર.

(૮) તું તે પ્રિયતમ કરતા આગળ નહિ વધી શકે, માટે તું તેનાં દર્શનની ચર્ચા ન કર; અને તું તે વહાલા વિના રહી પણ નથી જવાનો, માટે વિયોગની ચર્ચા પણ ન કર.

(૯) આ પ્રકાશમાન સૂર્ય તો તે પ્રિયતમના મુખડાની જ્યોતિનું એક કિરણમાત્ર છે, માટે હે મગરબી, તેની સમક્ષ એ દુનીયાઇ સૂર્ય-ની ચર્ચા પણ ન કર.

(ગઝલ રાગ ભૈરવ—તાલ ઝપ).

મયાર અય બખ્ત ! બેહુરે-ગરકે-મા દર શોર દરિયા રા;
પરે-માહી મગર્દા બાદબાને-કિશ્તીયે મા રા. ૧
લિબાસે-મા સુબુકસારાં-તઅલ્લુક બર નમીતાબદ;
બુવદ હમચું હુબાબ અઝ બખિયા ખાલી પૈરહન મારા. ૨
દમે-જાં-બખ્શે-તૂ તા રંગે-હયરત રીખ્ત દર આલમ;

ઝ મેહર આઇના દર પીશે-નફ્સ દીદમ મસીહા રા.' ૩
અગર લબ અઝ સુખન ગોઇ ફેરો બંદીમ જા દારદ-
કે ન ળુવદ અઝ ન ઝાકત તાબે બિસ્તન માનએ મારા. ૪
શવદ અઝ શીશએ-આવાઝે-કુલકુલ બઝમે-મય રોશન,
સરત ગર્દીમ, મકુન ખામોશ સાકી ! શમ્એ મીનારા. ૫
ગની સાગર બ કફ્ જમશેદ પીશે મય-ફરોશ આમદ,
. કે શાયદ દર બહાયે-બાદા ગીરદ મુલ્કે-દુનિયારા. ૬

અર્થ:-(૧) ઓ કિસ્મત ! અમને ડૂબાડવા માટે સમુદ્રમાં (હૃદયમાં) વાવાઝોડું (સાંસારિક ઇચ્છાઓ) ઉત્પન્ન ન કર અને ઓ માછલીની પાંખ ! અમારી નૌકાના સઢને ન ફેરવ.

(૨) અમારા સાંસારિક સંબંધોથી મુક્ત લોકોનું વસ્ત્ર સંયોગ સહન કરવાની શકિત નથી ધરાવતું (અર્થાત્ સંબંધોથી ચલાયમાન નથી થઇ શકતું; અને અમારૂં પહેરણ બુદ્બુદની પેઠે સીવણ વિનાનું (સંબંધહીન) છે.

(૩) જ્યારથી તારા જીવન અર્પનાર શ્વાસે સંસારમાં આશ્ચર્યનો રંગ વિખેર્યો છે ત્યારથી મેં મસીહાને તારા પ્રેમને લીધે વિસ્મયપૂર્ણ જોયો છે. (અર્થાત્ હે સાચા પ્રિયતમ ! જીવનનું દાન દેનાર તારા શ્વાસે પ્રેમના રોગીઓને સ્વાસ્થ્યદાન કર્યું છે, તેથી તારા પ્રેમને લીધે હવે મસીહ (જે મરેલાને જીવતા કરવાનો ચમત્કાર ધરાવતો હતો) પણ વિસ્મય પામે છે, કેમકે હવે તેનો ચમત્કાર વ્યર્થજ છે).

(૪) જો તું કહેતો હોય તો અમારા હોઠ બંધ કરી રાખીએ (મૌન ધારણ કરીએ) અને કંઇ ન બોલીએ, પણ શું એ ઉચિત કહેવાશે ? કારણ કે તારી સુકોમળતાને લીધે અમારામાં અર્થ (રહસ્ય,) છુપાવવાની શકિત નથી. (અર્થાત્ સ્વભાવતઃ અમારા મોમાંથી તારી પ્રશંસા નીકળી પડશેજ અને તારૂં રહસ્ય પ્રકટ કર્યા વગર અમારાથી નહિજ રહેવાય)

(૫) મદિરાની સુરાહી પોતાના કુલકુલરૂપી શબ્દવડે અંધકારને પણ પ્રકાશિત થાય છે, માટે હે સાકી (મદ્ય પાનાર) ! તારી ઉપરથી કુરબાન થઇ જાઉં ! તું મદિરાના શીશાની જ્યોતિને ઓલવી ન નાખતો. (અર્થાત્ હે પૂર્ણ ગુરુ ! ભગવત્પ્રેમની-મદિરાની પ્યાલી (પ્રેમ લહરી) ફરતી રહેવા દેજે, તેને એક પળમાટે પણ અટકાવતો નહિ.)

(૬) હે ગની ! જમશેદ પોતાના સંસારદર્શક પ્યાલાને હથેળી

ઉપર મૂકીને મદિરા વેચનારા પાસે આવ્યો, એવી આશાથી કે કદાચ તે મદિરા વેચનાર તેની મદિરાની કિંમતના બદલામા "જગતના રાજ્ય-પાટ"ને સ્વીકારી લે; અર્થાત્ ભગવત્પ્રેમની મદિરા એટલી મૂલ્યવાન છે કે જમશેદ બાદશાહ તે ખરીદવા માટે "જગતના રાજ્યપાટ"ને અથવા જેમાં સમસ્ત સંસારનું દશ્ય દેખાતું હતું, તેના તે પ્યાલાને, જરા પણ સંકોચ વગર આપી દેવા તૈયાર હતો.

હે ગંગા! એ (પહાડો) શું તારાંજ સ્તન છે કે જેના પયપાનવડે બ્રહ્મવિદ્યાનું પોષણ થાય છે?

હે હિમાલય! શું એ તારોજ ખોળો છે કે જેમાં બ્રહ્મવિદ્યા (ગિરિજા) ક્રીડા કરે છે?

તમને તે દિવસ યાદ છે કે જ્યારે પહેલ વહેલો "રામ" 'પાંડુ-વર્ણ, શીતલ શ્વાસ, અશ્રુપૂર્ણલોચન' સાથે તમારે શરણે આવ્યો હતો? એકલા આ પત્થરો ઉપર પડયાં પડયા રાત્રીઓ વીતી જતી; અશ્રુઓ વડે શિલાઓ ભીંજાઇ જતી; અને અવિરામ ડચકાં સતત આવ્યાજ કરતા કે હાય! તે પરમ આનંદ કયાં છે કે જેની મસ્તીમાં કાલ કે આજનું ભાન રહેવા પામતું નથી? હાય! તે આનંદસાગર કયારે પ્રાપ્ત થશે કે જે સાંસારિક ભોગોને તૃણ અને કચરાની પેઠે વહેવડાવી તાણી જાય છે! જ્ઞાનનો તે પ્રચંડ માર્તંડ મધ્યાકાશમા કયારે આવશે? કયારે શારીરિક પ્રયોજન (સ્વાર્થ) અને ઇદ્રિયોના વિષય ધૂમસ તેમજ અંધકારની પેઠે ઉડીને સાફ-સ્વચ્છ થઇ જશે? ગંગાજળ કોઇ પણ સ્થળે કદિ ગરમ નથી થતું. હે ભગવન્! તે સમય કયારે આવશે કે જ્યારે બ્રહ્મજ્ઞાનના ઉન્માદ (કૈફ)ના પ્રતાપે રાગ અને દ્વેષ રામના હૃદય ઉપર સ્વપ્નમા પણ અધિકાર મેળવી શકશે નહિ? પાપ અને શોક ભૂતકાળની પેઠે કયારે ગયાં ગુજર્યાં થઇ જશે? તુર્યાઅવસ્થા પણ જો અંથમાજ લખવા માટે ન હોય તો તે અવસ્થા કયાં છે? આવી આતરિક અવસ્થામા રામ ઉઘાડે માથે, ઉઘાડે પગે, નગ્ન શરીરે, ઉપનિષદો હાથમા લઇને દિવાનાની પેઠે પર્વતો-અરણ્યોમા રખડી રહ્યો છે—

ખૂને જિગર શરાબ, તિરશ્રોહ હય ચશ્મે તર,
સાગર મેરા ગિરૌ નહી અબ્રે-બહાર કા.

અર્થ –મારા કલેજાનું રક્ત એજ મારૂં મદ્યપાન છે, અને મારા અશ્રુપૂર્ણ લોચન એજ વર્ષાના છાંટા છે, મારૂં પ્યાલું દુનિયાઇ મેઘનું આભારી નથી.

નાલાહાએ-કુન્જએ-અહઝા તસ્લ્લી બક્ષ નીસ્ત,
દર બિયાબા મીતવા ફર્યાદ ખાતિર ખાહ કર્દ.

અર્થ.-ઘરમાં કરેલું રુદન સંતોષજનક નથી હોતું જંગલમાંજ મનમાન્યો પુકાર કરી શકીએ છીએ ( અર્થાત્ વનમાંજ પ્રિયતમની યાદમાં દિલ ખોલીને રુદન કરી શકાય છે )

બર્ગે હિનાપે જા કે લિખુ દર્દે દિલકી બાત,
શાયદ કે રફ્તા રફ્તા લગે દિલરૂબા કે હાત

અર્થાત્ મારા હૃદયની વેદના હું મેંદીના પાત્ર ઉપર લખી આવું, કદાચ વખત જતા તે મારી મનહરણીને હાથ લાગે !

પહાડની ઓ તરફથી, પર્વતની કંદરા તરફથી મળેલો આ પીડાપૂર્ણ આર્તનાદનો સહાનુભૂતિપૂર્ણ ઉત્તર કદિ ભુલી શકાય તેમ નથી

ઇશ્કકા મન્સબ લિખા જિસદિન મેરી તકદીર મેં,
આહ કી નકદી મિલી સેહરા મિલા જાગીર મેં.

ભાવાર્થ મારા ભાગ્યમાં ઇશ્ક ( પ્રેમ ) નો લેખ લખાયો તેજ દિવસથી પુંજીમા મને " હાય " અને જાગીરમા " જંગલ " મળ્યા છે

"બસ, તખ્ત કે તખ્તો (અર્થાત્ રાજસિંહાસન અથવા તો ચિતા ) માતા પિતા ! તમારો પુત્ર હવે પાછો નથી આવવાનો વિદ્યાર્થીઓ ! તમારો વિદ્યાગુરુ હવે પાછો નથી આવવાનો. ગૃહસ્થો ! તમારો સંબંધ ક્યાં સુધી નભશે ? બકરાની મા પોતાના પુત્રની સલામતી માન્યા કરશે ? કાં તો (રામ) સર્વ સંબંધોથી રહિત થઇ જશે, અથવા તમારી આશાઓને શિરે એક સામટું પાણી ફરી જશે કાં તો રામના આનંદમય તરંગોમા ઘર-બાર ( દેશ, કાળ, કારણ ) નિમગ્ન થશે, અથવા તો રામનું શરીર ગંગાની લહરીઓ ને સમર્પણ થશે અને શરીરનો અંત આવશે મૂવા પછી તો પ્રત્યેકના હાડકાં ગંગામાં પડે છે, પરંતુ જો અપરોક્ષ નહિ અનુભવાય, અને જો શરીર-ભાવજ સદા સ્થાયી રહેશે તો રામના હાડકા અને મારા જીવતાજ માછલાને ભેટ થઇ જશે

બન કે પરવાના તેરા આયા હૂ અય શમ્એ તૂર,
બાત વોહ ફિર છિડ ન જાયે યેહ તકાઝા ઔર હય

ભાવાર્થ:—હે શમાએ તૂર! (ઓ સાઇ નાઇ પર્વત ઉપરનો ઇશ્વરી પ્રકાશ) હું તારો પરવાનો બનીને આવ્યો છું, અને વધારામાં, પ્રથમની વાત ફરી ન થવા પામે, એટલી એકજ માગણી કરૂં છું. [અર્થાત્ પ્રથમ જેમ તૂર (સાઇનાઇ) પર્વત ઉપર ઈશ્વરી પ્રકાશને જોઇને મૂસા પયગંબર તે તરફ દોડયા હતા, પરંતુ તેને બરાબર નિહાળવાને શક્તિવાન ન થતાં બેભાન થઈ નીચે પડી ગયા હતા, તેમ હું પણ, ઓ ઇશ્વરી પ્રકાશ? તારા ભણી ધાયો છું, પરંતુ એટલી માગણી કરૂં છું કે મૂસાને જેમ બેભાન કરી નાખ્યા હતા તેમ મને બેભાન ન બનાવી દેતાં તારી દિવ્ય જ્યોતિ જોવાની-અનુભવવાની શક્તિ આપજે.]

(રાગ આસાવરી. તાલ ચક્કા.)

નૈન મેરે સુખ[1] કયોં નહીં સાંદે.[2]
કઠ[3] પાંધા[4] પતરી[5], દેખ દિન મેરે,
કાગ[6] મેરે ઘર નિત ઉઠ લોંદે,
નૈન મેરે સુખ કયોં નહીં સાંદે.

ભાવાર્થ:— મારાં નયન કેમ સુખથી સૂતાં નથી ? પંડિતજી! શાસ્ત્ર કહાડો અને મારૂં જ્યોતિષ જુઓ. મારે ઘેર રોજ કાગડા બોલે છે. મારાં નયન કેમ સુખથી સૂતાં નથી ?

જો રામના ચરણોમાં ગંગા નહિ વહે તો રામનું શરીર તો ગંગા ઉપર અવશ્ય વહેશેજ.

करे रथांगं शयने भुजंगं याने विहंगं चरणेऽम्बुगांगम् ॥

નેત્ર જળ વરસાવી રહ્યાં છે, જાણે મેઘનો સાથ દેતાં હોય તેમ ઠંડા અને લાંબા શ્વાસ ચાલી રહ્યા છે, બહાર ધોધમાર વરસાદ પડી રહ્યો છે. અધીરતા અને રુદનસહિત રામના અંતઃકરણમાંથી આ ધ્વનિ નીકળી રહ્યો છે—

(રાગ જંગલા—તાલ તીન)

ગંગા તેથીં સદ બલહારે જાઉં.
હાડ ચામ સબ વાર કે ફેંકું, યહી ફૂલ બતાસે લાઉં. —ગંગા૦

૧ સુખે. ૨ સુતા. ૩ કાઢ. ખોલ. ૪ પડિત. જોશી. ૫ જન્મપત્રિકા. ૬ કાગડા

મન તેરે બન્દરનકો દે દૂં, બુદ્ધિ ધારા મેં બહાઉં. ગંગા૦
ચિત્ત તેરી મછલી ચબ જાવે, અહં ગિરિ ગુહામેં દબાઉં. „
પાપપુણ્ય સભી સુલગાકર, યેહ તેરી જ્યોતિ જગાઉં. „
તુઝમેં પડું તો તું બન જાઉં, ઐસી ડુબકી લગાઉં. „
પંડે જલ થલ પવન દશો દિક્, અપને રૂપ બનાઉં. „
રમણ કરું સત ધારામાંહીં, નહીં તો નામ ન રામ ધરાઉં. „

ગંગાના કિનારા ઉપરનાં ઉંચાં ઉંચાં વૃક્ષો જાણે ઉભાં ઉભાં સંધ્યા કરી રહ્યાં છે, અને મનોહર લતા-પતામાં રંગરંગનાં પુષ્પ ખીલીને નાનાં બાળકોની પેઠે સ્મિત કરી રહ્યાં છે. હવા આવીને તેમનું પારણું ઝુલાવી રહી છે. ઠંડા ઠંડા પવન મંદ સ્પર્શવડે દિલને લોભાવે છે.

બાદે સબા કે ઝોંકોં સે શાખોં કા ઝમના,
ઔર મ ઝૂમ કર વો રૂખે ગુલકો ચૂમના.

અર્થાત્ પ્રાતઃસમીરના ઝપાટાથી ડાળીઓ ઝૂમી રહી છે, અને ઝૂમી ઝૂમીને પુષ્પનું મુખ ચૂમી રહી છે. ચારે બાજુ એવી સ્થિતિ છવાઇ રહી છે કે કઇ બાજુ પીઠ કરીને બેસવું તેની સામસે ચિંતા થઇ પડી છે. એકથી એક વધુ મોહિત કરે છે. પર્વતોના ઢોળાવ ઉપર લીલાં લીલાં ચોખાનાં ખેતરો ખીલી-દીપી રહ્યાં છે. તે ખેતરોમાં પહાડો ઉપરથી ઉતરી આવતું નિર્મળ જળ વહી રહ્યું છે. અને આ જળ મુક્તપુરુષોની પેઠે બ્રહ્મસ્વરૂપ શ્રીભાગીરથીમાં મળીને તેનાથી અભેદ થઇ રહ્યું છે. શ્રીભાગીરથીની શોભા કોણ વર્ણવી શકે ? સાક્ષાત્ વિરાટ્ ભગવાનનું હૃદય-સ્થાન શું આજ છે ? તેનો ગંભીર અને શીતળ સ્વભાવ અને તેનો ૐકારરૂપી અનાહતધ્વનિ ચિત્તની ચપળતાને અને મલિનતાને દૂર કરી રહ્યો છે. કોઈ કોઈ સ્થળે ગંગાજળના વિચિત્ર શાંતિથી ભરેલા કુંડ બને છે. અજવાળી રાત્રે તો તે એવી લાગે છે કે એ ચમકતી દમકતી ગંગા છે કે કોટયાવધિ હીરા માણેક દાબીદાબીને ભર્યાં છે ? પ્રિયતમ ! આ મોતીનો સુર્મો આંખોને કેવી ટાઢક આપે છે ! હૃદયચક્ષુને પણ પ્રકાશિત કરી દે છે ! પોતાની અત્યંત શીતળતા અને નિર્મળતાવડે ગંગા વિષ્ણુપણું બતાવે છે; અને પ્રબળ વેગ, સુસવાટ ઘુઘવાટ; સિંહગર્જના તથા અસ્થિભક્ષણવડે તે પોતાનું શાક્તપણું પ્રકટ કરે છે. વિષ્ણુ અને શિવ બન્નેની ઝલક દેખાડતી તે બાબા-

પુરી (જગત્)ને કૃતાર્થ કરવા જઈ રહી છે. ગંગાના તરંગ આ સ્થળે મગર-મચ્છની પેઠે અવાજ કરતા અને છલગો મારતા આગળ વહી રહ્યા છે. તળીયે કોણ જાણે કેવા મોટા મોટા પત્થર હશે કે ગંગાની લહેરો ઝાગ ઝાગ થઇ જાય છે. મોજાં કેટલા બધા કુંડાળે વળે છે! અહીં જુઓ, ગંગાની ધારા ભયાનક ઝરણું બની રહી છે, પુષ્કળ પાણી એકદમ પડે છે, અને પાછું ઉછળે છે. આ તે ગગાની ઉન્મત્તતા પ્રકટ કરનારા ફીણ હવામાં નાચી રહ્યા છે કે ગર્જતા સિંહની કેશવાળી હવામાં ઉડી રહી છે? આ આવેશવડે જાણે ગંગા એમ કહે છે કે "ઓ અહંકાર (મૃગ)! આવ, હું તારો શિકાર કરૂં. ઓ અજ્ઞાનરૂપી શિયાળ! તારાં અહંતામમતા રૂપી માંસ ચર્મને ચાવી નાખીશ અને સઘળા હાડ પાસળાને જૂદા કરી નાખીશ. ઓ મોહરૂપી પત્થર! આવ, હું તને ચીરી નાખું. પર્વતોને કાપીને આવી છું, હવે તારો વારો છે"

પરંતુ અત્યારે અજ્ઞાનની બધી સેના કોણ જાણે ક્યાય સંતાઇ ગઇ છે કે ન તો અંધકારનો ક્યાએ પત્તો લાગે છે ન અવિદ્યા–તિમિરનો. આ લીલાછમ પર્વતોનો પ્રકાશ અને આનંદથી ભરપૂર હોવુ શું સૂચવે છે? આ શીતળતા અને આનંદ શું શુભ-સંવાદ સંભળાવે છે? "રામ"ની મનોકામના અહી પૂર્ણ થઈ જશે, સર્વ કામનાઓ તિરોહિત થઇ જશે.

સુઝદા અય દિલ કે મસીહા નફસી મી આયદ,
કે ઝ અનફાશે–ખુશશ બૂયે કસી મી આયદ

અર્થ:–હે દિલ! ખુશ થા, કેમકે કોઈ મસીહા (પગમ્બજ્ઞાની) આવતો જણાય છે, તેના આનંદી શ્વાસમાથી કોઈ બ્રહ્મવિદ્‌ની ગંધ આવે છે.

કેવા આનંદથી "રામ" સ્નાન કરે છે, જળ ઉછાળે છે, અને આનંદના ગીત ગાય છે!

(રાગ સિંધુરા–તાલ ત્રિતાલ)

નદિયઁા દી સરદાર, ગંગારાની, છીટે જલદે દેન બહાર, ગંગારાની.
સાનૂ રખ જિંદડી દેનાલ, ગગારાની, કદે વાર કદે પાર ગંગા૦
સૌ સૌ ગોતે ગિન ગિન માર, તેરીયા લહરા રામ સ્વાર, ગંગા૦

ભાવાર્થ –નદીઓની સરદાર, ગંગારાણી, તારા સીકરની શી બહાર ગંગારાણી
અમને રાખ જીવનની સાથ, ગંગારાણી, કદિવાર કદિ પાર ગંગા૦
સો સો ડુબકી ગણી ગણી માર, ગંગા, તારી લેહેરે રામ સવાર ગંગારાણી.

" શક્તિશાલી નદીઓની જન્મદાત્રી !
ઋષિ મુનિઓએ તારી આરાધના કરી છે.
" અત્યંત પ્રિય તથા અનુપમ ગંગા !
તારી કીર્તિ ચિરકાળથી વ્યાપક છે.
" તારાં મોજાં અચેતન રૂપથી વહે જાય છે,
પરંતુ તેમની પેઠે તું અચેતન નથી.
" તારા ગર્જન કરતા પ્રવાહનું આ ભયાનક રૂપ,
ચિરકાળથી ઈશ્વર તુલ્ય પૂજાતું આવ્યું છે.
" તારી પૂજા મૂર્ખ અને દાસોએજ નહિ;
પરંતુ સર્વોચ્ચ પ્રતિષ્ઠાવાળા ઋષિ મુનિઓએ કરી છે,

( રમેશચંદ્ર દત્ત. )

વિશાળ વક્ષઃસ્થળ ( પહોળા પટ )વાળી પુનીત ગંગા પોતાના નિર્મળ જળને બન્ને બાજુના ઉંચા તટો ઉપર ઉછાળતી મહત્તાના ગૌરવમાં વહી રહીછે.

સંધ્યા થવા આવી છે; એક નાની શી ટેકરી ઉપર રામ બેઠેલો છે. વિચિત્ર દશા છે, ન તો તેને ઉદાસીનતા કહી શકાય કે ન તો તે શોક કે દુઃખની અવસ્થા છે. સાંસારિક મનુષ્યોનો હર્ષ પણ તે નથીજ. ન તો તે જાગ્રદવસ્થા કહેવાય કે ન તો સ્વપ્નાવસ્થા. કદાચ તે ઉન્મત્તાવસ્થા હશે; પરંતુ સાંસારિક ઉન્માદ તો તે નથીજ. કેવી રસભીની અવસ્થા છે ! દૂરનાં વૃક્ષોમાંથી ઘંટાનાદ અને શંખધ્વનિ સંભળાવા લાગ્યાં. કદાચિત્ ત્યાં કોઈ મંદિર હશે. તેમાં આરતી થાય છે. જુઓ જુઓ ! સામેનાં ઉંચા શિખર ઉપર બે ત્રણ ફૂટ ઉંચે ત્રયોદશીનો ચંદ્ર પણ પોતાનું શશિમુખ લઈને આવી રહ્યો છે. શું તે આરતીમાં શામિલ થવા આવ્યો છે ? શામિલ શું થાય, તે તો પોતાના જળહળતા પ્રકાશમાન શરીરની જ્યોતિ બનાવીને પોતાની જાતને સદાશિવ ઉપર વારી રહ્યો છે. આરતીરૂપજ બની રહ્યો છે. અહા ! સમસ્ત પ્રકૃતિ આરતીમાં શામિલ થઈ ગઈ ! ચારે દિશામાંથી કેવો ધ્વનિ સંભળાવા માંડ્યો છે ! ઓ ચંદ્રમા ! આગળ વધી જનાર તું કોણ છે ? વહાલા ! એકલો ન રહે. પોતાનાં અસ્થિઓ અને શરીરને અગ્નિની પેઠે પ્રજ્વલિત કરી તારી પેઠે રામ પણ પોતાની

તને આ આરતીમાં કેમ વારી-હોમી નહિ દે?

* * * * *
* * * * * *

તે દિવસોમાં "રામ" ને શોધતો શોધતો એક પત્ર પર્વતોમાં તેને આવી મળ્યો. તેનો ઉત્તરઃ—

સર્ફે-બેસર, નામા રા પૈદા કુનમ,
આશિકાં રા દર જહાં શૈદા કુનમ.

અર્થઃ—જેની ઉપર શિરનામું નથી એવા પત્રનો ભેદ જો હું ખોલી દઉં તો સંસારના લોકોને આશિક (પ્રેમ વિહ્‌વળ) બનાવી દઉં.

એક પત્ર મળ્યો જેમાં ઘેર પાછા આવવા વિષે પ્રેરણા હતી. આ પત્રને તત્કાળ શ્રી ગંગાજીમાં વહેવડાવી દીધો.

રે રંગ નહીં મેરા કતને દા, જેરી બન્હ કે ભેરે ન ઘત માએ.
પીડાં પીડકે જાન નપીડ લીતી, માસા સાસ નહીં રત્તી રત્તમાએ.
ચરખા વેખ કે રંગ કુરંગ હોયા, સઈયાઁ બિચ બાહાં કેહી વત માએ.
મત્તી ઇશ્ક હુસૈન ન મત સૂઝે, મત્તી દેંદિયાં દી મારી મત માએ.

ભાવાર્થઃ—હે માતા! ગૃહસ્થરૂપી રેંટિયો કાંતવાની મારી સ્થિતિ નથી, મને પરાણે આ બંધનમાં ન નાખ. ગૃહસ્થીનાં દુઃખ દઇ દઇને તેં મારા પ્રાણ નીચોવી લીધા છે, હવે તો શરીરમાં એક વાલ જેટલું માંસ નથી કે રતી જેટલું રક્ત નથી. ગૃહસ્થીરૂપી ચરખાને જોઇને તો મારો રંગ ફિક્કો પડી જાય છે, ત્યારે તુંજ કહે કે હું આ ગૃહસ્થ મિત્રો વચ્ચે કેવી રીતે બેસું? પ્રેમમાં, હે હુસૈન, કાંઇ મતિ સૂઝતી નથી, ઊલટી મતિ દેનારાઓનીજ મતિ મારી જાય છે!

લોકોનાં મેણાં ટોણાંની બીક બતાવી હતી; તો ભગવન્! હવે તો બસ અમે છીએ ને ગંગા—

કફન બાંધે હુએ સર પર કિનારે તેરે આ બૈઠે,
હજારોં તાને અબ હમ પર લગાલે જિસકા જી ચાહે.

અર્થાત્ માથે કફન (શબવસ્ત્ર) ઓઢીને અમે તારા ગંગાને કિનારે આવી બેઠા છીએ, હવે જેની ઇચ્છા હોય તે હજારો મેણાં ટોણાં ભલે માર્યા કરે. તીર જેવાં લાંછન (દોષ) પણ અહીં કંઇ અસર કરી શકતાં નથી!'

ગર ન માનદ દર દિલમ પૈકાં, ગુનાહે તીર નીસ્ત,
આતિશે-સોઝાને-મન આહન ગુદાઝ ઉફતાદે અસ્ત.

અર્થાત્ જો મારા હૃદયમાં તીરનું ફળું નથી ટકી શકતું તો તેમાં તીરનો દોષ નથી; કેમકે મારા હૃદયમાં જે પ્રેમરૂપી પાવકની જ્વાળા ભડકી રહી છે તે લોઢાને પણ ગાળી નાખે છે.

તા નખાહદ સોખ્ત અઝ મા બરખ ખાહદ દાશ્ત દસ્ત,
ઇશ્ક બસ મારા ચું આતિશ દર કફા ઉફતાદા અસ્ત.

અર્થાત્ પ્રેમની જ્વાળા બસ એવી તો મારી પાછળ પડી છે કે જ્યાંસુધી તે મને બાળીને ભસ્મ નહિ કરી નાખે ત્યાંસુધી મારો કેડો મૂકવાની નથી.

તમારો ( રામ ) તો હવે પૂરો થઇ ગયો પૂરો, ન ઘરનો ન ઘાટનો.

કોઇ ઘરનાં કામકાજ વિષે શોક કરતા હો તો અતિ ખેદની વાત છે કે તમને તમારા વાસ્તવિક ઘર તરફ બેદરકાર રહેવાનો શોક થતો નથી!

સાંસારિક કામકાજમાં તનમનથી લાગી જવાની સૂચનાપૂર્વક આપ સર્વ લોકોએ મને પાછો બોલાવ્યો છે. વારૂ, જો લોકોની બહુમતિ ઉપરજ સત્યનો નિર્ણય કરવાનું સ્વીકારતા હો, તો આપજ કહો કે આદમથી લઇને તે આ દમ સુધી ( અર્થાત્ આદિ કાળથી તે આધુનિક સમય સુધી ) બહુમતિ કોની રહી છે? કામધંધાદ્વારા સંસારને સત્ય કહેનારાઓની કે પૃથ્વીતળ ઉપરની ધળના લગભગ પ્રત્યેક પરમાણુદ્વારા બોલી રહેલા સંસારને અસત્ય કહેનારાઓની ?

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥

અર્થ:-જે આદિમાં અને અંતમાં અવ્યકત છે અને માત્ર મધ્યમાંજ વ્યકત છે, તેને માટે શોક કેવો ?

ભગવન્! આપનીજ આજ્ઞાનું પાલન થઈ રહ્યું છે, અર્થાત્ આપની સાથેજ શીઘ્રતાથી મળી જવાના પ્રયત્ન ચાલી રહ્યા છે. શરીરની દૃષ્ટિએ તો વિયોગ કદાપિ દૂર થવાનો નથી. ગમે તેટલા નજીક રહીએ કે લેટીએ પણ જ્યાં એક શરીર છે તેજ સ્થળે બીજું આવી શકતું નથી; એટલે શરીરની પૃથકતા તો અનિવાર્ય છે; પરંતુ વાસ્તવિક વિયોગને દૂર કરવાનો "રામ" અહર્નિશ પ્રયત્ન કરી રહ્યો છે. તે દ્વૈતનું નામનિશાન પણ

નહિ રહેવા દે. આપના અંતરાત્મામાં, આપના હૃદયમા, આપની આંખોમાં, સર્વના જિગરમાં રામ પોતાનું ઘર કર્યા વિના ચેન પામવાનો નથી. આવો, આપ પણ પાંચ નદીઓ (રક્ત, મૂત્ર, પ્રસ્વેદ, વીર્ય અને લાળ)ના કીચડ અર્થાત્ શરીરમાંથી આપના નિજ ધામ (વાસ્તવિક સ્વરૂપ) ભણી પ્રસ્થાન કરો. આ પચનદ ઉપરથી ઉઠીને સાચા ધામ (સત્ય સ્વરૂપ)ના પર્વતો ભણી આકર્ષાઇ આવો. મળવું તો હવે કેંદ્ર ઉપરજ ઉચિત છે, કે જ્યાં મળ્યા પછી પુનઃ વિયોગજ થઈ શકતો નથી. વૃત્ત ઉપર આંખ મીચામણી રમવાનું તો ક્યાં લગી ચાલશે ? રામ તો જો સ્વયં ગંગાજીને પોતાના ચરણોમાથી વહેતી નહિ જુવે, તો જનસમૂહ તેના શરીરને ગંગાજી ઉપર વહેતું અવસ્ય જોશેજ.

મંય કુશ્તગાને ઇશ્કમેં સરદાર હી રહા,
સરભી જુદા કિયા તો સરે-દાર હી રહા.

અર્થાત્ હું પ્રેમમાં મરાયેલા—પ્રેમના શિકારીઓનો સરદારજ રહ્યો છું, મારા શિરને કાપીને જૂદું કરવામા આવ્યું તોપણ તે સરે-દાર અર્થાત શૂળી ઉપરજ રહ્યુ છે.

મોતી એકવાર છીપમાથી નીકળ્યું એટલે પાછું છીપમા નથી જવા પામતું.

ફિર ઝુલેખા ન નીંદ ભર સોઈ,
જબસે યુસુફ કો ખાબમેં દેખા.

અર્થાત્ જ્યારથી ઝુલેખાએ યુસુફને સ્વપ્નમાં જોયા, ત્યાર પછી તે કદાપિ સારી પેઠે ઉંઘીજ નહિ.

ગંગામા પડેલાં હાડકા વારસોને પાછા કેવી રીતે મળી શકે ? હા, મળવાની ઇચ્છા રાખનાર પોતાનાજ અસ્થિ ગંગાને સમર્પણ કરે તો તો કદાચ મેળાપ થઈ જાય. આ વાત અશકય પણ નથીજ, આતો નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિ છે, નિત્ય તૃપ્તની તૃપ્તિ.

ઇશ્કકા મન સબ લિખા જિસદિન મેરી તકદીર મેં,
આહ કી નકદી મીલી, સેહરા મિલા જાગીર મેં.
ભાવાર્થ.—ભાગ્યમા મારે લખાઇ ઇશ્કની પદવી જે દી,
"હાય!" ની પૂંજી મળી, જાગીર જંગલની મળી.

કબ સુબુકદોશ રહે કૈદીએ ઝિન્દાને વતન,
ખૂચે ગુલ ફાંદતી હય બાગકી દીવારોં કો.

અર્થાત્ વતનના કારાગૃહમાં પૂરાયલા કેદીઓ પણ ક્યારે ઉપાધિ વગરના-નિશ્ચિંત રહ્યા છે ? પુરુષની સુગંધ બગીચાની દિવાલોને પા કૂદી જાય છે.

ખુને આશિક ચે કાર મીઆયદ,
ન શવદ ગર હિનાએ-પાયે-દોસ્ત.

અર્થ:-પ્રેમીનું રુધિર જો મિત્રને પગ તળિયે મેંદીને સ્થાને લાગે તોપછી તે શું કામમાં આવવાનું હતું ?

શુદ ફિદાએ પાયે જાનાં જાને મન,
મુસહિફે રૂયશ બુવદ કુરઆને મન. ૧
દર સરમ હરદમ સરે આઝાદગીસ્ત,
કૈદે-તન બાશદ કનું ઝિન્દાને મન. ૨
સિજ્દએ મસ્તાના અમ બાશદ નમાઝ,
દર્દે-દિલ બા ઊ બુવદ ઈમાને મન. ૩

અર્થ:-( ૧ ) મારા પ્રાણ પ્રિયતમના ચરણકમળ ઉપર નિછાવર થઈ ગયા; પ્રિયતમના મુખમંડળનું દર્શન એજ મારૂં કુરાન (ધર્મપુસ્તક) છે.

( ૨ ) મારા મસ્તિષ્કમાં પ્રતિપળે સ્વતંત્રતાનો વિચાર રહ્યા કરે છે; હવે આ શરીર મને કારાગૃહ પ્રતીત થાય છે.

( ૩ )મસ્તી-ઉન્માદથી ભરેલા પ્રણામ એજ મારી નમાજ (પ્રાર્થના) છે, અને તેના માટેનું દિલમાંનું દર્દ એજ મારૂં ઇમાન-ધર્મ કે આસ્થા છે.

ઝિક્રે-ખુદા વફિક્રે-નાન્ મીશવદ, ઈનમી શવદ,
ઈશ્કે-સનમ વ બીમે જાં મીશવદ, ઈનમી શવદ.

અર્થ:-ઇશ્વરનું ભજન અને ઉદરનું ચિંતન એ બન્ને કદિ બનવાનું નથી; તેવીજ રીતે પ્રભુની પ્રીતિ અને પ્રાણની ભીતિ એ બેનો સંયોગ પણ કદાપિ શક્ય નથી.

મી રસી દર કાબા ઝાહિદ ઝૂદ અઝ રાહે તરી,
ઝોહદે-ખુશ્કો સવમે તૂ બે દીદએ ગિરયાં અબસ.

અર્થ:-હે કર્મકાંડી ( તપસ્વી )! તું જળમાર્ગે જલ્દી ઇષ્ટ સ્થાને પહોંચીશ. જ્યાંસુધી ઇષ્ટ વિરહમાં તારાં નેત્ર અશ્રુપૂર્ણ થતાં નથી ત્યાંસુધી તારી શુષ્ક તપસ્યા અને ઉપવાસથી કંઇજ વળવાનું નથી.

દર દબિસ્તાને મુહબ્બત અબજદ અઝ ખુદ રફતગીસ્ત,
માનીયે બિસ્મિલ્લાહ આં રેહમદ કસી કૂ બિસ્મિલસ્ત. ૧
રાહ નંવર્દાને-મુહબ્બતરા પયામ અઝમા રસાં,
કંદરીં રેહ યક કદમ અઝ ખુદ ગુઝસ્તન મંઝિલસ્ત. ૨

અર્થ:-(૧) પ્રેમની પાઠશાળાના મૂળાક્ષર (ક, ખ, ગ, ઘ) શું છે? હુંપણામાંથી નીકળી જવું અથવા આત્મ-વિસ્મૃત થઈ જવું તે; અને બિસ્મિલ્લાહ[1] (પ્રારંભિક વાકય=શ્રી ગણેશાય નમઃ) નો અર્થ તેજ જાણી શકે છે કે જે પોતે બિસ્મિલ અર્થાત્ ઘાયલ થએલો હોય.

(૨) પ્રેમને પંથે પળનારા પ્રેમીઓને અમારા તરફથી સંદેશો પહોંચાડો કે આ માર્ગમાં અહંભાવમાંથી એક ડગલું આગળ વધવું એજ મંઝિલ અથવા વિશ્રામસ્થાન છે.

નહીં કુછ ગર્ઝ દુનિયાકી ન મતલબ લાજ સે મેરા,
જો ચાહો સો કહો કોઈ, બસા અબ તો વોહી મનમેં.

એક કાળો નાગ પગ તળે આવે છે. વ્યાલભૂષણ "રામ" તેને પ્રેમ કરવા હાથ લાંબો કરે છે.

મેરે પ્યારે કા યે ભી પ્યારા હય, મેરી આંખોંકા યે ભી તારા હય.
સર્પ નાસી જાય છે.

## અપરોક્ષ (સાક્ષાત્કાર)

*ગાઢ જંગલ, પાણીનો આરો, ખીલેલાં વનઉપવન, એકાંત, થોડાંક ઉપનિષદ્ સમાપ્ત ............*

હે વાકશક્તિ! છે તારામાં બળ આ આનંદને વર્ણવવાનું? ધન્ય છે મને! કૃતકૃત્ય છું હું!!

જે પ્રિયતમના ઘુંઘટમાંથી કદિ હાથ, કદિ પગ, કદિ આંખ, કદિ કાન મહા મુશ્કેલીએ નજરે પડતા, તે હૃદયારામ સાથે મનમાનતું ઐક્ય પ્રાપ્ત થયું. અમે નગ્ન, તે પણ નગ્ન, છાતી સાથે છાતી મળેલી છે. ઓ હાડચામનાં જીગરકલેજાં! તમે વચમાંથી ખશી જાઓ. ભેદભાવ! હઠી જા. અંતર! નાસીજા. વિયોગ! દૂર થા. હવે તો અમે તે યાર અને યાર તે અમે. આ તે હર્ષ છે કે હર્ષ-મૃત્યુ? અશ્રુ કેમ છમાછમ વરસી રહ્યાં

[1] અલ્લાહના નામથી.

છે ? ........... આ તે લગ્નનો આનંદ કે મનના મરી જવાનું આક્રંદ ? સંસ્કારોનો અંતિમ સંસ્કાર થઇ ગયો ! ઇચ્છાઓ પણ મરી ગઇ. દુઃખ દારિદ્ર પણ અજવાળું આવતાંજ અંધકારની પેઠે ઉડી ગયાં. પાપપુણ્યનું યુગલ પણ બૂડી ગયું !

ખડા શોર સુનતે થે પેહલૂ મેં દિલકા,
જો ચીરા તો એક કતરએ-ખૂં ન નિકલા.

અર્થાત્ પડખામાં હૃદયનો શોરબકોર તો બહુ સાંભળતા હતા; પરંતુ ચીરીને જોયું તો તેમાં રક્તનું એક ટીપું પણ ન જણાયું ( અર્થાત્ હૃદય વિષે વાતો તો મોટી મોટી સાંભળતા હતા, પણ જ્યારે તેને પ્રત્યક્ષ જોયું ત્યારે તો તેની કંઇજ કિંમત ન ભાસી, માત્ર એક તુચ્છ વસ્તુ જણાઇ )

શુક્ર હય આઇ ખબર યાર કે આ જાને કી,
અબ કોઈ રાહ નહીં હય મેરે તરસાને કી. ૧
આપ હી યાર હું મૈં ખત્તો-કિતાબત કૈસી ?
મસ્તીયે કુલ હું મૈં હાજત નહીં મયખાને કી. ૨

અર્થાત્ (૧) ઇશ્વરનો મહાન ઉપકાર છે કે પ્રિયતમના આવી પહોંચવાના સમાચાર આવી ગયા છે; હવે મને ( દર્શન વિના ) તરસાવવાનો કોઇ માર્ગ રહ્યો નથી.

(૨) હું પોતેજ પ્રિયતમ છું, પછી પત્રવ્યહાર કેવો ? હુંજ મદિરાની મસ્તી ( કેફ ) છું, મને સુરાપીઠની આવશ્યકતા નથી.

જે તુર્યાવસ્થા આકાશપુષ્પવત્ અદૃશ્ય અત્યાર સુધી રહેતી હતી, તે તો હું પોતેજ નીકળ્યો; જેને અન્ય પુરુષ ગણીને સ્મરણ કર્યા કરતો હતો, તે ઉત્તમ પુરુષ પણ હુંજ નીકળ્યો. અન્ય પુરુષ હવે અંતર્ધાન ! ૐ હું હું ૐ ! હમ ન તુમ, દફતર ગુમ. ૐ! ૐ !! ૐ !!!

આ તે આંસુઓની ઝડી છે કે અભેદના આનંદની વર્ષા ? ઓ શિર ! તારૂં અસ્તિત્વ પણ આજે સફળ થયું. આંખો ! તમે પણ કૃતકૃત્ય થઇ ગઇ. કાનો ! તમારો પુરુષાર્થ પણ પૂર્ણ થયો. આ લગ્ન ધન્ય થજો, ધન્ય થજો, ધન્ય થજો. ધન્ય શબ્દ પણ આજે કૃતાર્થ થઇ ગયો.

શાદ બાશ અય અશ્ક ખોશ-સૌદાયે-મા,
અય દવાએ જુમ્લા ઇલ્લતહાયે મા.

અય દવાએ નખવતો નામૂસે મા,
અય તુ અફ્‌લા તૂનો જાલી નૂસે મા.

અર્થઃ—ઓ મારા દિવાનાપણાના કારણ ! ઓ મારી સર્વ રોગીની ઔષધી ! એ મારા માન અને અભિમાનની દવા ! તુંજ મારો અફ્‌લાતૂન ( પ્લેટો ) અને જાલી નુંસ[1] ( ગેલન ) છે.

દેહાભિમાનરૂપી ઢીંગલો અને બુદ્ધિરૂપી ઢીંગલ બંને બળી ગયાં. અહો નેત્રો ! તમારી અશ્રુની ઝડીઓ ધન્ય હજો. મસ્તી ભરેલાં નયનોને શ્રાવણવૃષ્ટિમાટે અભિનંદન હજો.

નાસ, નાસ, તારાથી બની શકે તેટલો નાસ. ઓ વહાલા ! પણ નાસીને જશે કયાં ? આકાશમાં સંતાશે ? હું પણ ત્યાં હાજરજ છું. કૈલાસમાં છુપાશે તો ત્યાં પણ હું ઉપસ્થિતજ છું. સમુદ્રમાં જઈને સૂઈ જા, પણ હું તારી પહેલાંજ ત્યાં પહોચેલો છું. અગ્નિમા પેસી જા, પણ એ તો મારૂંજ સુખ છે. સમસ્ત શરીરોમાં હું, સમસ્ત નામ અને રૂપોમાં હું, અને બધાં શરીર તથા નામરૂપ સ્વતઃ હુંજ. કોણ બોલે ? કોણ કહે ? મૂંગાના મુખમાં સાકર ( અથવા મૂગાનું સ્વપ્ન ). અહાહાહા ! હું કેવો સુંદર છું. મારી સોહની સૂરત, મારી મોહની મૂરત, મારી ઝલક, મારી ઠલક, મારૂં સૌંદર્ય, મારૂં લાવણ્ય; એને મારી આખ વિના અન્ય કોઈની પણ આંખ જોવાની શક્તિ ધરાવતી નથી.

મારા મહિમામાં હું મસ્ત પડયો છુ પરતુ હાય ! મારા સૌંદયનો કોઇ ખરીદનાર નથી, મારા યૌવનનો ગ્રાહક કોઇજ નથી. આ અણમોલ હીરાને કોણ ખરીદી શકે !

હું સ્વયં પ્રીતમ ( આશિક ) છું અને હુ પોતેજ પ્રિયા ( માશૂક ) છું. પ્રીતમ છું કે પ્રિયા છું ? હું તો પ્રેમ છું.

* * * * * * * * * * * * * * * *

જ્યારે પણ બહાર દૃષ્ટિ પડે છે ત્યારે પ્રત્યેક પુષ્પ અને પત્ર " તુહી, તુહી " ના સ્વરથી સ્વાગત કરે છે. અંદર આનંદના વાદળ પોતાની ગર્જ-

[1] ગ્રીસના પ્રખ્યાત તત્વવેત્તા પ્લેટોથી તો ભાગ્યેજ કોઇ અજાણ્યો હશે. ગેલન પણ તેજ દેશનો ધન્વતરી સમાન એક મહાન્ વૈદ્ય હતો એટલે આ બન્ને નામો માનસિક તેમજ શારીરિક વ્યાધિઓના, ઉત્તમોત્તમ વૈદ્યોના નામ છે.

નામા સર્વ કઇ ડુબાવી દે છે. ધીરે ધીરે અંગ શિથિલ (ગતિહીન) થયું. દેશકાળ ક્યાં નાસી ગયા ? અંતર–છેટું અને અંદર–બહાર કેવાં ? હવે આગળ કોણ વર્ણન કરી શકે ? " " " " "

" " " " " " " "

કેટલાયે દિવસો આવીજ દશામાં વીતી ગયા. પરંતુ દિન–રાત અને રાત–દિન કેવાં ?

ત્રીજા પહોરનો સમય હશે. એક લાકડાના પૂલ ઉપર બરાબર વચ્ચોવચ્ચ રામ નગ્ન બેઠેલો છે, અને મેઘસ્વરૂપે મેઘનાદની પેઠે આકાશમાં ગર્જી રહ્યો છે, વીજળી બનીને પોતાના પ્રકાશના ચમકારાવડે જળ અને પાષાણ ઉપર ચમકી રહ્યો છે, પાણી બનીને પોતાની વૃષ્ટિવડે બધાં પ્રાણીઓને પોતપોતાના નિવાસસ્થાનોમા ઘુસેડી રહ્યો છે. આકાશ કે ભૂમિ કે પર્વત કંઇજ દષ્ટિગોચર નથી થતુ. જ્યા જુઓ ત્યા જળજ જળ. જાણે, પોતાના નિજધામ "રામ" મા વિશ્રામ કરવા ગગા પણ પૃથ્વી ઉપરથી ઉડી આકાશસુધી ઉચે ચઢી ગઈ છે. આ બધાંને તો પોતપોતાનાં ધામ મળી ગયા, હવે ઘર વિનાનો રામ ક્યા વિશ્રામ કરે ?

ન નશીમની કે કુનમ મકા, ન પરી કે બર પરમ અઝમિયાં.

અર્થ:–ન તો ઘર છે કે જ્યા જઇ વિશ્રામ કરૂં, અને ન પાંખ છે કે જે વડે (પોતાની અંદરથી) બહાર ઉડી જાઉં.

રામ, જળશયન નારાયણ જળમા વ્યાપી રહ્યો છે. વાદળો ઉપર ચાલી રહ્યો છે, સમુદ્રને રમ્ય બનાવી રહ્યો છે. કદિ વર્ષા આવે છે, કદિ તડકો પરંતુ રામને ત્યા ન કઇ ચઢે છે કે ન ઉતરે છે.

જદ પાયા ભેદ કલન્દર દા, રાહ ખોજિયા અપને અંદર દા.
સુખ બાસી હો ઉસ મંદિર દા; જિત્થે કદે ન ચઢદી લહેંદી હૈ;
મુંહ આઇ બાત ન રહેંદી હય ૧.

ભાવાર્થ:–જ્યારે કલન્દર (સાધુ) નો મર્મ સમજાયો, ત્યારે પોતાની અંદરનો માર્ગ શોધવા લાગ્યા; તું તે મંદિરમાં સુખે નિવાસ કર કે જ્યાં કદિ સાંસારિકતા પ્રવેશ કરતી નથી. મોઢે આવેલી વાત કંઈ રોકી શકાતી નથી.

દુનિયા નથી એ તો પાર્વતી છે. ભાંગણુટી હર સમય ઘુંટયા કરે છે. સમાધિમાંથી જ્યાં શિવની આંખ ઉઘડી (ઉત્થાન થયું) કે ચટ પ્યાલો

હાજર! જરાક ભાન આવ્યુ ન આવ્યું (ઉત્થાન થયુ ન થયું) કે તરતજ પાછા નશામા (આત્મસમાધિમા) ચકચૂર!

આ મેરે ભગડા[1]! તુ આ ભગ પી જા
આ મેરે ભગડા! નિશગ ભગ પી જા ૧
ભર ભર દેનિયા મે ભગદે પ્યાલે,
નિશગ ભગ પી જા, નિહુગ ભગ પી જા ૨

ભાગ ઘુટનાર પ્રકૃતિ નથી, એ તો પોતેજ ભાગ અને મદિરા છે, ના, ના, ભાગ અને મદિરા પણ નથી, એ તો ભાગ અને મદિરાનો નિશો અને મસ્તી છે, ના, ના, તેમ પણ નહિ, એ તો સ્વયં હુંજ છુ

ન હય કુચ્છ તમન્ના ન કુચ્છ જુસ્તજૂ હય,
કે વેહદતમે સાકી ન સાગર ન બૂ હય. ૧
મિલી દિલકો આખે જભી મા'રેફતકી,
જિધર દેખતા હુ, સનમ રૂબરૂ હય ૨
ગુલિસ્તા મે જાકર હર એક ગુલકો દેખા,
તો મેરી હી રગત વ મેરી હી બૂ હય ૩
મેરા તેરા ઉઠા, હુએ એક હી હમ,
રહી કુચ્છ ન હસરત ન કુચ્છ આરઝૂ હય ૪

ભાવાર્થ –(૧) સર્વ ઇચ્છાઓ નષ્ટ થઈ ગઇ છે, કઇ શોધવા જેવું પણ રહ્યુ નથી, કેમકે અદ્વૈતમા મદિરા પાનાર, મદિરાની પ્યાલી, કે મદિરાની પરિમલ (ભોક્તા, ભોગ્ય અને ભોગવવાના સાધન) એમાના એક ને પણ સ્થાન નથી.

(૨) જ્યારથી હૃદયને આત્મજ્ઞાનના ચક્ષુ પ્રાપ્ત થયા છે ત્યારથી જ્યા જોઉ છુ ત્યા પ્રિયતમજ પ્રત્યક્ષ થાય છે

(૩) ઉદ્યાનમા જઇને પ્રત્યેક પુષ્પ ઉપર દૃષ્ટિ ફેરવી, તો તેમા પણ મારોજ રગ અને મારીજ સુગધ દેખાયા

(૪) મારા તારાનો ભાવ નષ્ટ થઈ ગયો છે અને અમે એકલાજ રહી ગયા છીએ, એટલે હવે નથી સ્થાન કોઇ આકાક્ષાને તેમ નથી રહી જગ્યા કોઇ વાન્છનામાટે

[1] ભાગપીનારા.

**એક વિલક્ષણ સ્વપ્ન:**—ગોલ ચંદ્ર (જેને સામાન્ય જનસમૂહ કૃષ્ણ પરમાત્મા કહે છે) રામ સાથે સંતાકૂકડી રમે છે. તેને શોધતાં શોધતાં થાકી જઇ—

રામ:– અરે ક્યાં સંતાઇ ગયો ? ન તો બહાર છે ન અંદર. ક્યાં અંતર્ધાન થઈ ગયો ? કેવો અંધકાર ! હાય, હાય !.... .... ....

હા !' હા ! હા !!! હવે બરાબર પકડાયા. કમાડ પાછળ સંતાયા હતા કેમ ? નીકળ બહાર, ગોલૂ ! હવે જાય છે ક્યાં ? (કાન મરડી, લપડાક લગાવી) "મોંજ ફેરવી નાખીશ !

* * * * * * * * *

તત્કાળ આંખ ઉઘડી ગઇ. કાન દુ:ખતો હતો અને મારો હાથ મારાજ ગાલ ઉપર લપડાક લગાવતો હતો ! આ સ્વપ્નનું રહસ્ય જે સમજાવે તે જ ખરો યુસુફ.[1]

એક પત્ર કેટલાક પ્રશ્નોને લઇ આ આનંદગંગામાં સ્નાન કરવા આવી પહોચ્યો. તે પ્રશ્નોના ઉત્તર.

"શું રામ એકલો છે ?"

(૧) સાથે કોઇ વિદ્યાર્થી નથી. પાસે કોઇ નોકર નથી. વસ્તી બહુ દૂર છે. મનુષ્યની ગંધ પણ નથી. તારલા ભરેલી રાત્રી, અડધી આ બાજુ પથરાયલી છે, અડધી પેલી બાજુ. તદ્દન એકાંત વન છે, સ્મશાન સમી શાંતિ છે. પરંતુ શું અમે એકલા છીએ ? એકલી હોય અમારી બલા. હમણાંજ વર્ષા દાસી અમને સ્નાન કરાવી ગઇ છે. હવારૂપી ચાકરડી ચારે ગમ દોડી રહી છે. સામે ગંગા પોતાની ગંગ ગંગ ગગની રાગણી આલાપે છે. સેંકડો સેવકો ચારે બાજુની ઝાડિઓમાં આરામ કરી રહ્યા છે. લ્યો, આ શબ્દ ક્યાથી સંભળાયો ? કોઇ વનપશુ ઝાડીઓમાથી બોલી ઉઠ્યો કે "હાજર." અમે એકલા કેમ ? અરે હા, હા. અમે એકલાજ છીએ. આ સેવક ચાકરો અન્ય નથી અમેજ છીએ. તરુવર નથી અમેજ છીએ. હવા નથી અમેજ છીએ ગંગા ક્યાંની ? અમેજ છીએ. તારલા,

---

[1] યુસુફ ઝુલેખાની પ્રેમવાર્તાથી પ્રખ્યાતિ પામેલા પયગંબર હજરત યુસુફ (અલ૦) અદ્વિતીય સૌંદર્ય ઉપરાત કોઈ પણ સ્વપ્નનુ સાચું રહસ્ય કહેવાની શક્તિ પણ ધરાવતા હતા.

ચંદ્ર' કંઈજ નથી, અમેજ છીએ. ખુદા નથી અમેજ છીએ. પ્રિયતમ અને મિલન કેવું ? પ્યારી અને પ્રણય કયાંનો ? અમેજ અમે. અરે એકાંતનો વિચાર પણ અમારી પાસેથી નાસી ગયો. "એકલો" શબ્દ પણ અમને એકલા મૂકી ચાલતો થયો.

તન્હાસ્તમ, તન્હાસ્તમ, ચે બુલઅજબ તન્હાસ્તમ !
જુઝ મન ન બાશદ હીચ શય, યકતાસ્તમ, તન્હાસ્તમ.

અર્થ:–હું એકલો છું, હું એકલો છું; કેવા આશ્ચર્યની વાત છે કે હું એકલો છું! મારા સિવાય કોઇ વસ્તુજ નથી, હું અદ્વિતીય છું, હું એકલો છું.

ઈનારાઓ, ઈ નારા ઝનો, નીઝ ઇ સેહરા,
અરઝારો કુહિસ્તાનો શબો રોઝ નગારાં; ૧
બાદ, અંજુમો ગંગા જલો અબ્રો મહે તાબાં,
માશૂકો ખુદા ખાસ વિસાલો દમે હિજરાં; ૨
કાગઝ, કલમ, ચશ્મ તો–મઝમૂનો તૂ ખુદજાં,
"રામ" અસ્ત હમા, નીસ્ત દિગર, ઊસ્ત હમા આં. ૩

અર્થ:–(૧) આ ગર્જના અને ગર્જનાર, વળી આ વન, વૃક્ષો, પર્વતો, અને રાત્રી દિવસનાં દૃશ્ય;

(૨) વાયુ, તારલા, ગંગાજળ, મેઘ અને પ્રકાશિત ચંદ્રમા, પ્રિયતમ, પરમેશ્વર, સંયોગાવસ્થા, અને વિયોગની ઘડી;

(૩) કાગળ, લેખિની, લખવાનો વિષય, તુજ નયન, અને ઓ પ્રાણેશ! તું પોતે: આ બધાં "રામ" જ છે, અન્ય નથી, તે બધાં તેજ છે.

## શું રામ નિરુદ્યમી છે ?

(૨) મનરૂપી માનસરોવર અમૃતથી છલાછલ ઉભરાઇ રહ્યું છે. હૃદયમાંથી આનંદસરિતા વહી રહી છે. અંતઃકરણ કૃતકૃત્ય અને ગદ્ગદ છે. વિષ્ણુમાં સત્ત્વગુણ એટલો ભરાયો કે સમાઇ ન શક્યો. એ સત્ત્વગુણના સ્રોતમાંથી ચરણદ્વારા સત્ત્વગુણની ગંગા વહેવા લાગી. બરાબર એવીજ રીતે પરમાનંદથી ભરપૂર રામ, જેનો બ્રહ્માનંદ રોકયો રોકાય એમ નથી, પૂર્ણાનંદનો સ્રોત બનીને આનંદસરિતાને સંસાર ભણી મોકલી રહ્યો છે. પ્રફુલ્લતા અને વિશ્રાંતિનો પ્રાતઃસમીર પાઠવી રહ્યો છે. કોણ કહે છે કે તે નિરુદ્યમી પડ્યો છે ?

( રાગ બરવા-તાલ દાદરા. )

અલાયા ઐયહુસ્સાકી મયે ખાકી બચશ અઝમા,
કે રોઝ અફઝું શવદ ઈશ્કત, કુનદ આસાંત મુશ્કિલહા. ૧
બ હુસ્ને મૌજ એઝે મન, કે શુદ તુર્કાં નિકાબેમન,
ઝ મૌજે ખૂબી એ બેહરમ ચે શોર ઉફતાદ દર દિલહા? ૨
શબે-મેહતાબો બાદે ખુશ લબે દર્યા સનમ દરબર,
ચે શાં દાનન્દ હાલેમા ગરીકાને તમબ્બુજ હા? ૩
મરા દર મંઝિલે જાનાં હમા ઐશો હમા શાદી,
જરસ બેહૂદા મીનાલદ, કુજા બંદીમ મેહમિલહા? ૪
હમા કારમ ઝ બેકામી બ ખુશ કામી કશીદ આખિર,
નિહાં ચું માનદ ઈ રાઝી કે બૂદા શમ્એ મેહફિલહા? ૫
હુઝુરી ચે હમી ખાહી? અઝુ ગાયબ નઈ અયજાં,
તુઈ ઉકબા, તુઈ મૌલા, તુઈ દુનિયા વ માફીહા. ૬
બ સિદકે-દિલ અનલહક ગો, ચુનીનત રામ ફરમાયદ,
કે દર યક દમ બદન ગર્દદ વિસાલો કિતએ મંઝિલહા. ૭

અર્થાત્ (૧) સાવધાન ઓ મદિરા વેચનાર! મારી પાસેની તે અમર મદિરા ચાખ કે જેથી તારો પ્રેમ દિવસે દિવસે વૃદ્ધિ પામતો જાય અને તારી કઠિનતાઓને સરળ બનાવી દે. ( અહીં ઈશ્વરપ્રેમમાં નિમગ્ન પુરુષ પુસ્તકપંડિત સકામી ધર્મોપદેશકને કહે છે કે મારી પાસેથી પ્રભુ-પ્રેમરૂપ અમૃતનું પાન કર કે જેથી તારા હૃદયની બધી ગ્રંથીઓ છૂટી જઈ તેમાં સત્ય રહસ્ય પ્રકટ થાય. )

( ૨ ) મારું ઉભરાઈ રહેલું સૌંદર્ય કે જે એક પ્રકારે મારા ઉપર પણ વિચિત્ર આવરણરૂપે બની રહ્યું છે, અને તે સુંદરતારૂપી સાગરનાં ઘુઘવાટ કરતાં મોજાંને લીધે અન્ય પણ કેટલાયે હૃદયોમાં કોલાહલ મચી રહ્યો છે! ( કેટલાં હૃદયો વ્યાકુળ બની રહ્યાં છે! )

( ૩ ) ચાંદની રાત, આનંદદાયક સમીર, સરિતાનો તટ, અને ઉર સાથે ચંપાયેલી પ્રિયા, આવી મારી દશાને મોજાંઓમાં ( બાહ્ય-લૌકિક સૌંદર્ય અને બીજાં પ્રલોભનોમાં ) ડુબેલા મનુષ્યો શું સમજી શકે?

( ૪ ) મને પ્રિયના સ્થાનમાં અત્યંત સુખ તેમજ પ્રસન્નતા છે; સંઘના

ંટ શામાટે વ્યર્થ કોલાહલ કરે છે ? અહીથી ગાસડા પોટલાં બાંધીને વે બીજે કયાં જઈએ ? ( અર્થાત્ મને તો અહિંજ પ્રિયનો મેળાપ થઇ ગયો છે, અને તેમાં હવે હું અત્યંત સુખ માણી રહ્યો છું, હવે મારે-માટે નાના પ્રકારના ઉપદેશ વ્યર્થ છે; હવે હું અહીથી ખસવાનો નથી; અથવા હવે શ્વાસોચ્છ્વાસનો કોલાહલ નકામો છે, અમારે માટે હવે આવાગમન અવશેષ નથી. )

( ૫ ) મારાં સર્વ કર્તવ્ય સમાપ્ત થયાં; મારી સકળ કામનાઓ પૂર્ણ થઈ, હવે આ ભેદ છુપો કેવી રીતે રહી શકશે ! કેમકે તે તો સભાઓના દીપક સમાન થઇ ગયો છે. અર્થાત્ પ્રિયના સયોગથી મારી બધી કામનાઓ પૂર્ણ થઇ ગઇ છે, હવે આ વાત છાની રહેવાની નથી.

( ૬ ) હે વહાલા ! તું તેની સમીપતા શામાટે ઇચ્છે છે ? તું તેનાથી કદાપી દૂર નથી (કેમકે તે દરેકની અંદર ઉપસ્થિત છે,) તુંજ પરલોક છે, તુંજ સ્વામી છે, તુંજ જગત્ છે અને તજ્જન્ય સઘળી વસ્તુઓ પણ તુંજ છે.

( ૭ ) બસ હવે તો સાચા દિલથી " અહં બ્રહ્માસ્મિ " લલકાર, " રામ " ની તને એજ આજ્ઞા છે, એથી પલકારામા તને બ્રહ્મ યોગ પ્રાપ્ત થશે અને સઘળો રસ્નો કપાઇ જશે.

" નહિ પાપ કંઇ, નહિ શોક કંઇ, નહિ દુઃખ મુજને થાય છે,
નિર્ભય છું આતમ ગઢમહી, આનદ ઉર ઉભરાય છે,
સીતી ' બધી ભાગી ગઇ, સશય કપાયા છે સહુ,
મુજ વિજય દિવસ ઉગિયો, જયગીત સઘળા ગાય છે. "

ઓ ઘોર! સત્વર બોલ, તારી વિજય વાતો કયા ગઈ ?
ઓ મૃત્યુ ! આવ, દેખાડ તારો દશ કેવો થાય છે ?

" મારો આત્મા મારૂં સામ્રાજ્ય છ. હું એવો પૂર્ણાનંદ તેમા અનુભવું છું, કે કોઇ પણ સાસારિક વિચાર મારા ચિત્તને વિચલિત કરી શકતો નથી. કોઇ પણ હાનિ કે લાભ મારા લેખામાં નથી. મને કોઇ શત્રુની ઘૃણા નથી. કોઇ મિત્રની આસકિત નથી. મૃત્યુનો ભય નથી. વિનાશની ખબર નથી. "

મંયને કહા કે રંજો ગમ મિટતે હંય કિસ તરહ કહો ?
સીના લગા કે સીને સે મેહને બતા દિયા કે યું.

અર્થાત્ મેં કહ્યું કે દુઃખ અને શોક કેવી રીતે નાશ પામતાં હશે ? તો તેમણે છાતી સાથે છાતી મેળવી દેખાડી આપ્યું કે આમ.

રામ કદાપિ નવરો નથી. સમસ્ત સંસારનાં નકામાં કામ રામજ કરે છે.

મેહર સરગસ્તા કે આફતાબ કુજાસ્ત ?
આબ હરસૂ દવાં કે આબ કુજાસ્ત ? ૧
ખાબ દોશમ ઝ દીદા મી પુરસીદ,
કે અય જહાં બીં બુગો કે ખાબ કુજાસ્ત ? ૨
મસ્ત પુરસીં કે મસ્ત રા દીદી ?
યારબ ! આં બે ખુદો ખરાબ કુજાસ્ત ? ૩
બાદા દર મયકદા હમીગર્દદ
ગિર્દે મજલિસ કે ઓ શરાબ કુજાસ્ત ? ૪
યાર ખુદ બેનકાબ મી ગર્દદ,
કે મર આં યાર બેનકાબ કુજાસ્ત ? ૫

અર્થ:-(૧) રવિ વ્યાકુળ છે કે સૂર્ય કયાં છે ? અને પાણી આમ તેમ શોધી રહ્યું છે કે પાણી કયાં છે ?

(૨) કાલે રાત્રે નિદ્રા મારી આંખને પૂછતી હતી કે "ઓ સમસ્ત જગતને જોનારી, મને બતાવ કે નિદ્રા કયાં ?"

(૩) મસ્ત લોક પૂછી રહ્યા છે કે તમે કયાંયે મસ્તને જોયો ? ઓ ઇશ્વર ! તે ભાન ભૂલેલો બદમસ્ત કયાં છે ? ।

(૪) મદિરા સુરાપીઠમાં સભાની આસપાસ ફરે છે અને પૂછે છે કે મદિરા કયાં છે ?

(૫) પ્રિયતમ પોતે બેપરદા (વ્યક્ત) થઇ ફરે છે અને પૂછે છે કે તે પરદા વગરનો પ્રિયતમ કયાં છે ?

ચું કાર મરદુમ મી કુનંદ અઝ દસ્તો પા હરકત કુનંદ,
બેકાર માન્દમ, જાયે હરકત હમ મનમ હર જાસ્તમ. ૧
અંઝ ખુદ ચેહાબીરૂં જેહમ ? ગોમન કુજા હરકત કુનમ ?
અઝ બેહરે ચે કારે કુનમ ? મન રૂહે મતલબહાસ્તમ. ૨

અર્થાત્ (૧) લોકો હાથપગવડે જે કામ કરે છે, તેવા કામથી હું બેકાર છું, કેમકે હલનચલનની જગ્યા પણ હુંજ છું, અને સર્વત્ર

રહેવાવાળો પણ હુંજ છુ.

( ૨ ) હુ મારાથી બહાર કેવી રીતે નીકળું ? અને કહો, કે હું નીકળીને પણ કયા જાઉં ? હું શામાટે કાર્ય કરૂં કેમકે સર્વ હેતુઓનો હેતુ–સર્વ આશાઓની આશા તો હુંજ છુ.

શું આ અહંકાર છે ?

અભિમાની તથા અહકારી કોણ છે ? જે અવિદ્યા (ગાઢ અધકાર)માં ફસાયલો હોય

આ કસ ઠે નદાનદ વ નદાનદ ઠે નદાનદ

અર્થાત્ તે પુરુષ કે જે ન જાણતો હોય, છતા એમ પણ ન જાણતો હોય કે હુ નથી જાણતો

અહકારી તે છે કે જે પદવી, કુળ, ધન, વિદ્યા, કે ચામડીના રગ અથવા વર્ણ પાસેથી ફાટેલી તૂટેલી જરી પુરાણી વડાઈની ઉપાધિ ઉધાર લઈને પહેરતો હોય અને તે ઉપર મુગ્ધ બનેલો હોય અર્થાત્ જે વાસ્તવમા ભિખારી હોવા છતા પોતાની તે દરિદ્રતાને સન્માનનુ કારણ માની બેઠો હોય ફિરઊન અને નિમરૂદે પોતે ઇશ્વર હોવાનો દાવો કર્યો હતો. નાસ્તિકતા અને ભૂલથી ભરેલા હોવા છતા ધન્ય છે તેમને કે " शिवोऽहं " " અનલ હક " નું મહાવાક્ય એકવાર તો બોલી ઉઠયા તેમની નાસ્તિકતા અને ભૂલ માત્ર એટલીજ હતી કે તેમણે પોતાને પરિચ્છિન્ન બનાવીને પોતાના પવિત્ર સ્વરૂપને લાછન લગાડયુ અને પોતાના નિજસ્વરૂપને "વહદહૂ લા શરીક" ( एकमेवाद्वितीयं ) ન જાણ્યુ, પોતાની સાચી પદવીને ન ઓળખી શકયા અને પોતાનો પ્રતિસ્પર્ધી એવો એક બીજો ઇશ્વર કલ્પીને તેના જેવા થવાની અથવા તેની બરાબરી કરવાની ઇચ્છા કરી, સાચી મહત્તાને તજી બનાવટી અભિમાનનો સ્વીકાર કર્યો, શરીરત્વમા ફસાયા, પગના પગરખાને માથે ચઢાવ્યા, હાથે કરીને પગમા કુહાડો માર્યો, અને પોતાના નિજસ્વરૂપ ઇશ્વર સામે બીજાને ખડા કરનારા અને સન્માર્ગથી ફરી જનારા બન્યા પરંતુ " રામ, " જે સ્વયં પુષ્પોને સુવાસ આપનાર સૂર્યમુખીઓને પ્રાણ આપનાર તથા મન્સૂરને સરદાર અને વિજયી બનાવનાર છે, તે " રામ " ને શું પડી છે કે ખાસ પોતાની મહત્તા તથા તેજ અને પ્રતાપને તજી ભિક્ષાવૃત્તિ, અર્થાત અભિમાન અને અહકાર, સ્વીકારે ?

નિમરૂદ શુદ મરદૂદ ચું ? ખૂદશ નિગાહ મેહદૂદ ચું;
મારા તકબ્બુર કે સઝદ ? ચું કિબરિયા મૌલાસ્તમ.

અર્થાત્ નિમરૂદ પતિત કેમ બન્યો ? કારણ કે તેની દષ્ટિ સંકુચિત હતી; મારે માટે આવો અહંકાર ઉચિત ક્યાંથી હોય ? હું તો મહત્તા સ્વરૂપ ( સર્વ શિરોમણિ બ્રહ્મ )ની પેઠે સર્વનો સ્વામી છું.

## આ ગાંડપણ નથી.

હમણાં હમણાં બુદ્ધિમાનોદ્વારા એવી ફર્યાદ સાંભળવામાં આવી છે કે “ રામ ” ને સન્નિપાત લાગુ પડયો છે, ઘેલછા થઇ ગઇ છે. વર્તમાન કાળના તર્કશાસ્ત્રીઓનો અગ્રગણ્ય “ જે. એસ. મિલ ” લખે છે કે “ બે પક્ષમાંથી એકની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાનો અધિકાર માત્ર તેજ વ્યકિતને છે કે જે બન્ને પક્ષોથી પૂરેપૂરો પરિચિત હોય. કેવળ એકજ બાજુનું જ્ઞાન ધરાવનાર બન્નેની તુલના નથી કરી શકતો. ” રામ પૂછે છે કે ઓ મિલ અને ડેવિડ હ્યુમના અનુયાયીઓ ! ઓ બુદ્ધિ તથા તર્કસંપન્ન વ્યકિતઓ ! શું તમે કદિ આ ઘેલછાનો આનંદ લીધો છે ? આ પાગલપણું અનુભવ્યું છે ? આ દિવાનાપણાનો સ્વાદ ચાખ્યો છે ?—કદાપિ નહિ. ( અર્થાત્ બે પક્ષના પરિચય વિનાજ રામને ગાંડો કહેવાની મૂર્ખતા કરો છો).

દિલ કે જાને કી ખબર આકિલ કી કયા જાને બલા,
કિસ તરેહ જાતા હય દિલ, બેદિલ સે પૂછા ચાહીયે.

અર્થાત્ હૃદયના ગુમ થવા વિષે બિચારા બુદ્ધિમાન તર્કશાસ્ત્રીને શી ખબર હોય ? હૃદય કેમ ગુમ થાય છે તે વિષે તો કોઈ હૃદય ગુમાવી બેઠેલાનેજ પૂછવું જોઇએ.

તેથી આ સદા શુભ પાગલપણા-ઘેલછા ઉપર આક્ષેપ મૂકવાનો તમને જરાએ અધિકાર નથી. હે આનંદાસકત મનુષ્યો ! જાઓ મદિરા તમને સંભારે છે, સંગીત તમને બોલાવે છે, સ્વાદિષ્ટ ભોજન તમને યાદ કરે છે, રમણીઓ તમારી વાટ જુએ છે.

જાઓ, પરંતુ સાંભળો તો ખરા ! સુંદરીઓમાં, સંગીતશ્રવણમાં, મદિરા અને માંસમાં અથવા અન્ય વિષયોમાં એવું શું છે કે જે તમને અહોનિશ પોતાના દાસ બનાવી રાખે છે ? વહાલા ! એ તો રામની ઘેલછાની માત્ર એક અંશ જેટલી ઝલક છે, બસ. તમને શરમ નથી આવતી

બાવળના ભૂત ( મદિરા ) પાસેથી કૃત્રિમ ઉન્માદ ઉછીનો લ્યો છો, ને ક્ષણિક આનંદ ( બેખુદી-ઘેલછા ) માટે રક્ત અને હાડ ચર્મ ઉપ-રી વારી વારી જાઓ છો, સ્ત્રીઓના દાસ બનો છો અને ભાતભાતના વેષયોમાં ફસાઈ પડો છો ? આવો, જગતના સમ્રાટના ભાગ્યમાં પણ ? મસ્તી-ઘેલછા નથી, તેનું રામ દાન કરી રહ્યો છે.

રામ ગાદો છે, પરંતુ વાત કરે છે સુદ્દાસર.

જામે-શરાબ[1] વેહદત[2] વાલા, પી પી હરદમ રહો મતવાલા,
પી, મૈં વારી, લાકે ડીક,[3] અલ્લાહ શાહ-રગથી[4] નઝદીક.
સુન સુન સુન લે "રામ" દોહાઇ, બે અંતા ! કયો અ ત હૈ પચાઈ ?
ઝાત-પાક નૂં[6] લાન લીક,[7] અલ્લાહ શાહ રગથી નઝદીક,

ભાવાર્થ:-" અદ્વૈતામૃતરૂપી મદિરા પ્યાલીને, ઓ વહાલા ! પી પીને તું પ્રતિપળ મતવાળો બન્યો રહે; વારી જાઉં, તેને તું એકદમ-એક ઘુંટડેજ પી નાખ, અને યાદ રાખ કે ઈશ્વર ગળાની ધોરી નસ કરતાં પણ અધિક નિકટ છે."

"ઓ વહાલા રામ ઢંઢેરાને ધ્યાનપૂર્વક સાભળી લે, સાભળી લે, સાભળી લે. તું તો અનંત છે ત્યારે સાંત થવાની કેમ ઇચ્છા કરે છે ? તારા શુદ્ધ સ્વરૂપને કલંકિત ન કર, યાદ રાખ કે અલ્લાહ ગળાના ધોરી નસ કરતા પણ અધિક નિકટ છે."

**રડી રડીને રૂપીઆ એકઠા કરવા અને તેનો વિયોગ થએથી ( કે જે વિયોગ અવશ્યજ થવાનો છે ) પાછા રડવું ! રૂપીઆ પાછળ આવા ઘેલા બનવું ઉચિત નથી. તમારા સ્વરૂપ-ધનને સભાળો ( કે જેના જેવું સુખ અને નિત્યતા બીજા કશામાં નથી) વાત વાતમાં " લોક શું કહેશે ? હાય ! ફલાણો શું કહેશે ?" એજ ભયથી સૂકાઇ જવું, અન્યની દૃષ્ટિએજ પ્રત્યેક વાતની કિંમત આંકવી, માત્ર જનતાની બુદ્ધિવડેજ વિચાર કરવો, અને તમારી પોતાની આંખ તથા સમજશકિતને ગુમાવી ઘેલા બનવું ઉચિત નથી. ભુંસી નાખો એ દ્વૈતના નામનિશાનને અને**

૧ મદિરા પ્યાલી, ૨ અદ્વૈત, ૩ એકદમ, એક ઘૂંટડે, ૪ ગળાની ધોરી નસ, ૫ ચાહે, ઇચ્છે, ૬ શુદ્ધ સ્વરૂપને, ૭ કલંક, ડાઘ,

સ્થાપન કરો તમારા નિજ સ્વરૂપને. ઘડિઆળના લોલક સમાન દુઃખ અને સુખ વચ્ચે ઝોલા ખાતા અને ઝૂલતા રહેવું એ તો હતાશ કરી દેનારી ઘેલછાજ છે. એને જવા દો અને તમારા અકાલ સ્વરૂપમાં સ્થિત થાઓ.

હા, રામ દિવાનો છે, અર્થાત્ બુદ્ધિથી પર તેનો નિવાસ છે. વ્યર્થ જગત્ બનાવ્યા કરવું અને તેમાંજ લુપ્ત થઇ જવું, આવાં કામ ઘેલાઓનાં નહિ તો બીજા કોનાં હોય?

દીવાના અમ, દીવાના અમ; બા અકલો હુશ બેગાના અમ,
બેહૂદા આલમ મી કુનમ, ઇ કર્દમો મન ખાસ્તમ.

અર્થાત્ હું દિવાનો છું, હું ઘેલો છું, બુદ્ધિ અને ભાનથી હું અજ્ઞાન છું, વ્યર્થ સંસાર રચું છું, અને તેને રચી હું પૃથક્ થઇ જાઉં છું.

તે સૌદાઇ ( ઘેલો ) નથી પરંતુ સૌ+દાઇ ( સો દાવ જાણનાર ) છે; પાગલ નહિ પરંતુ પા+ગલ ( રહસ્યને પ્રાપ્ત કરનાર ) છે.

મીરાં રામકી દિવાની, દુનિયા બાવરી કહે.
હોશો ખિરદ સે હમકો સરોકાર કુચ્છ નહી,
ઇન દોનોં સાહિબોં કો હમારા સલામ હય.

અર્થઃ-ચેતના અને બુદ્ધિ સાથે અમોને કંઇ લેવા દેવા નથી, એ બન્ને મહાશયોને અમારા પ્રણામ છે.

ગર તબીબીરા રસદ ઝીં સાં જુનૂં,
દફતરે તિબરા ફરોશોયદ બ ખૂં.

અર્થાત્ જો વૈદ્યને ( ઉપદેશકને ) પણ આ પ્રકારની ઘેલછા લાગે તો વૈદકશાસ્ત્રોને પોતાના રકતવડે ધોઇ નાખે.

જુનુની કૂ? કે અઝ કૈદે ખિરદ બીરૂં કશમ પારા,
કુનમ ઝંજીરે-પાયે-ખીશ્તન દામાને સેહરા રા.

અર્થાત્ તે ઘેલછા કયાં છે? કે જેનાવડે બુદ્ધિના બંધનમાંથી હું મારા પગ બહાર ખેંચી લઉં અને અરણ્યના પાલવને મારા ચરણની સાંકળ બનાવું. અર્થાત્ એવી ઘેલછા આપો કે જેથી બુદ્ધિથી પર થઇ હું અરણ્યમાં ફરતો ફરૂં. )

( રાગ જોગ-તાલ ત્રિતાલ. )

આ દે મુકામ ઉસે[1] આ, મેરે પ્યારિયા ! ટેક.
પા[2] ગલ[3] અસલી પાગલ હોજા,મસ્ત-અલસ્ત[4] સફા[5], મેરે પ્યારિયા !
ઝાહિર[6] સૂરત દોલા-મૌલા,[7] બાતિન[8] ખાસ ખુદા, મેરે પ્યારિયા !
પુસ્તક પોથી સુટ[9] ગંગા વિચ,[10] દમ દમ અલખ જગા, મેરે પ્યારિયા !
મેહલી[11]-ટોંપી લાહ્દે[12] સિર તો, રૂંડ મુંડ હો જા, મેરે પ્યારિયા !
ઈર્શ્રત દોકી કૂક[13] દુની[14] દી, અક[15] ધતૂરા ખા, મેરે પ્યારિયા. !
ઝગડે ઝેડે ફૈસલ તેરે, લેખા પાક ચુકા, મેરે પ્યારિયા. !
પરદે ફાડ દૂઇ દે સારે, ઇકકો ઇક લખા, મેરે પ્યારિયા. !
આપે ભૂલ ભૂલાવેં આપે, આપે બનેં ખુદા, મેરે પ્યારિયા. !
બુક્કલ[16] વિચ તેરા પ્યારા લેટે,[17] ખોલ તની[18] ગટલ[19] લા,[20] મેરે પ્યારિયા!

---

દિલ બ ઇસ્તિદલાલ બસ્તમ આંદમ અઝ મકસૂદ દૂર,
નર્દબાં કર્દમ તસવ્વુર રાહે-નાહમવાર રા.

અર્થ યુક્તિ અને તર્કમાં મેં મારા હૃદયને બાંધી લીધું અને એમ ખરા લક્ષ્યથી દૂર જઇ પડયો છું; આવા ઉંચા નીચા વિકટ માર્ગનેજ મેં (મારા લક્ષ્ય સુધી) પહોંચવાની સીડી ધારી લીધી !

અકલ નકલ નહી ચાહિયે હમકો, પાગલ પન દરકાર,
હમેં એક પાગલપન દરકાર.
છોડ પવાડે ઝગડે સારે, ગોતા[21] વેહુદત[22] અંદર માર,
હમે એક પાગલપન દરકાર.
લાખ ઉપાવ કર લે પ્યારે, કદી ન મિલસી યાર,
હમે એક પાગલપન દરકાર.
બેખુદ[23] હોજા, દેખ તમાશા, આપે ખુદ દિલદાર,
હમે એક પાગલપન દરકાર.

---

૧ ત્યા ૨ પ્રાસ કર ૩ રહસ્ય ૪ પ્રભુ પ્રેમમા મસ્ત ૫ શુદ્ધ ૬ પ્રકટ, બહારની ૭ ભોળો ૮ અંતરમા ૯ છોડીદે, ફેંકી દે ૧૦ માં ૧૧ માનની ૧૨ ફેંકી દે ૧૩ વ્યર્થ ૧૪ દુનિયાની ૧૫ આકડો, ૧૬ બગલ. ૧૭ સૂતો છે ૧૮ દિલ ખોલીને ૧૯ ગળેબાગ. ૨૦ ભેટીપડ ૨૧ ડુબકી ૨૨ અદ્વૈત ૨૩ અહંભાવને ભૂલી જા.

## રામ મેદાનોમાં

એક ઠેકાણેથી ફરિયાદથી ભરેલો પત્ર આવ્યો, જેમાં લખ્યું હતું કે રામ અમને કેમ વિસરી ગયા છે ? તેનો જવાબ

* * * * * * * * *

મન આં તાકત કુજા દારમ કે પૈમાં રા નિગેહ દારમ ?
બિયા અય સાકીયો બિશ્કન બયક પૈમાના પૈમાનમ.

અર્થાત્ હું વચન પાળવા જેટલી શક્તિજ કયાં ધરાવું છું ? ઓ સાકી ! આવ ને મદિરાની એક પ્યાલીવડે મારા આ પૈમાન (વચન)ને તોડી નાખ.

કોઇ કાર્ડ કવર પાસ નહોતું, તેમ નહોતો એક પાઇ પૈસો ગજવામાં—

દિરમો—દામ[1] અપને પાસ કહાં ?
ચીલ[2] કે ઘોંસલે[3] મેં માંસ કહાં ?

અત્યારે સંયોગવશાત્ એક પુસ્તકમાંથી બે ટીકીટો સાંપડી અને સાથેજ આપનો અવશ્ય ઉત્તર માગનારું કાર્ડ મળ્યું. એટલે ઉત્તર લખવામાં આવે છે. આવીજ રીતે અન્ય કામધંધા પણ ચાલે છે.

આજ લેમ્પમાં તેલ નથી, અને તેલ મંગાવવા માટે પૈસા પણ નથી; પરંતુ એવી વાતો ઉપરથી એમ ન ધારતા કે હાય હાય ! રામ બહુ ભીડમાં અને દુઃખી છે.

તવંગરોકો મુબારક હો શમ્એ કાફૂરી,
કદમસે યાર કે રોશન ગરીબખાના હુવા.

અર્થાત્ કપૂરની બત્તીઓ અને દીપકો ધનાઢ્યોનેજ મુબારક રહે, અમારી ક્ષુદ્ર ઝુપડી તો પ્રિયતમના ચરણકમળવડેજ પ્રકાશિત બની ગઇ છે.

પ્રકૃતિ રામની સહસ પ્રાણથી દાસી બની છે. પ્રતિક્ષણ રામની સેવા કરવાનીજ ધૂન તેને લાગેલી છે. આજે લેમ્પ એટલા માટે નથી સળગાવ્યો કે રખેને રામ ફરવા જતો અટકી પડે. આખો દિવસ તેણે વાંચ્યા કર્યું છે; હવે વળી જો તે વાંચવા લખવામાં ગુંથાઇ જશે તો આરોગ્યતાને હાનિ પહોંચશે.

*ઇશ્ક કે બીમાર કો અલ્લાહ શિફા કરે.*
"પ્રેમના રોગીને તો પરમેશ્વરજ સાજો કરી શકે છે."

---

૧ પાઇ પૈસો. ૨ સમડી. ૩ માળો

પ્રકૃતિ આજ રાત્રે નદી ઉપર ચાંદનીનો આનંદ દેખાડવા ઈચ્છે છે. રામ સર્વોચ્ચ પ્રકારની અમીરી અને બાદશાહી ભોગવે છે. જ્યાં દ્રવ્ય સામે આવી પડે છે કે તત્કાળ તેને મુક્ત કરી દે છે, અને પછી એવા આનંદ અને નચિંતાઈથી દિવસરાત્રિ નિર્ગમન કરે છે કે સમ્રાટોના પણ પ્રભાવ અને પ્રતાપને હાસ્યાસ્પદ બનાવી મૂકે છે.

ભલા ભલા જાનિયાં! મૌજાં લુટિયાં જ્ઞાનિયાં;
ખુશી રહના કાર હય, સોગ સોગિયાં દ્વાર હય.

પહેલાં તો આવશ્યકતાઓને પૂર્ણ કરવામાટે બહુ ચિંતાપૂર્વક પ્રયત્ન કરવામાં આવતા હતા; હવે આવશ્યકતાઓ બિચારી પોતેજ આપોઆપ પૂર્ણ થઈને સમક્ષ આવે છે તો કદાચ તેમના ઉપર દષ્ટિ પડી જાય છે, અન્યથા તેમના ભાગ્યમાં "રામ" નું લક્ષ્ય ખેંચવાનું ક્યાંથી હોય? જે આવશ્યકતાઓ હજુ પૂર્ણ નથી થઈ (અપૂર્ણ રહી ગઇ છે) તેનું પૂર્ણ એવા રામને પ્રયોજન પણ શું હોય?

ભેસ બદલે મજલિસે અહબાબમે બૈઠે થે હમ,
વોહ સમઝ તે થે યે કોઈ ઓપરા સા ઔર હય.

અર્થ:–વેશ બદલીને અમે મિત્રોની સભામાં બેઠા હતા એટલે તેમણે ધાર્યું કે આ પણ કોઇ અજાણ્યો છે.

આવું શિક્ષણ વિદ્યાર્થીઓને કેમ નથી આપવામાં આવતું કે જ્યારે કોઈ પણ આવશ્યકતાઓને પૂર્ણ કરવાના સાધન પ્રાપ્ત ન હોય ત્યારે તે આવશ્યક્તાઓનો અનુભવજ ન થવા પામે? સારી પેઠે યાદ રાખજો કે સાધનોના અભાવને સમયે જે આવશ્યક્તાઓ પ્રતીત થાય છે તે બધી કેવળ અસત્ય હોય છે.

જજ્જ (ન્યાયાધીશ) સાહેબ જ્યારે કચેરીમાં વિરાજેલા હોય ત્યારે તેમને દિવાનખાનાને વાળવા ઝાડવાની કે ખુરસી ટેબલ ગોઠવવાની, ખડીઓ કલમ આણવાની અને વાદી પ્રતિવાદીઓને બોલાવવાની જરા પણ ચિંતા ન હોવી જોઇએ. તેમણે તો માત્ર વિવેક અને ન્યાયને ખાતર પોતાનાં મન અને મસ્તિષ્કને શાંત અને પ્રફુલ્લ રાખવાનુંજ કામ કરવાનું છે. અન્ય કાર્યો તો જજ્જ સાહેબના ધ્યાન આપ્યા વિનાજ થઇ રહેશે. વાદી પ્રતિવાદીઓ આપોઆપજ નિયત તારીખ ઉપર હાજર થઇ જશે. વકીલો

પણ આપોઆપ ચાલ્યા આવશે. ખુરસી, ટેબલ, ખડીઓ કલમ વિગેરે પણ પટ્ટાવાળા વખતસર તૈયાર કરી રાખશે.

હે સત્યના જિજ્ઞાસુઓ ! રામ તમને વિશ્વાસપૂર્વક કહે છે કે જો તમે આત્મિક પરિશ્રમમાં અહોનિશ લાગેલા હશો, તો શારીરિક આવશ્યકતાઓ આપોઆપ વહન થયે જશે. તમારે તમારા મૂળ આસનને મૂકીને પટ્ટાવાળા અને નોકરોના કામને તમારો ધર્મ માની બેસવાની કંઈજ આવશ્યકતા નથી.

સંસારનો નિયમ છે કે જેમ જેમ મનુષ્યની પદવી ઉચ્ચ થતી જાય છે તેમ તેમ શારીરિક શ્રમ અને સ્થૂળ કામોથી નિવૃત્તિ મળતી જાય છે. જેમકે જજ્જ પોતે ઉપર લખેલાં કાર્યો નથી કરતો, પરંતુ તેની હાજરી માત્રથીજ બધાં કામો થતાં રહે છે. ન્યાયાધીશનું સાક્ષીરૂપ હોવું એજ પટ્ટાવાળાઓ, કેસ લડનારાઓ, અરજી લખનારાઓ ઇત્યાદિમાં હલચલ મચાવી દે છે. તેવીજ રીતે કર્તાભોક્તાની પદવીને ઉતારી સત્યતાના ઉન્માદમાં મસ્ત અને સાક્ષીરૂપે સ્થિત થવું એજ સર્વ યોગક્ષેમને ચલાવ્યા કરે છે. જે સાક્ષીના ભયથી ચંદ્ર-સૂર્ય પ્રકાશે છે, જેના ભયથી નદીઓ વહે છે, જેની બીકથી હવા ચાલે છે, એવા સાક્ષીને કામ અને ચિંતાનું શું પ્રયોજન ?

( રાગ ભૈરવી—તાલ શૂલ )

'યે ડર સે મિહર[1] આ ચમકા અહાહાહા ! અહાહાહા !!
ઉધર મેહ[2] બીમ[3] સે લપકા, અહાહાહા ! અહાહાહા !!
હવા [4]અઠખેલિયાં કરતી હય મેરે એક ઈશારે સે,
હય કોઠા[5] મૌત પર મેરા, અહાહાહા ! અહાહાહા !!
ઇકાઈ ઝાતમેં[6] મેરી અસંખ્યાં રંગ હંય પૈદા,
મઝે કરતા હું મંય કયા કયા, અહાહાહા ! અહાહાહા !!
કહું કયા હાલ ઇસ દિલકા કે શાદી[7] મૌજ મારે હય,
હય એક ઉમડા[8] હુવા દરિયાં,[9] અહાહાહા ! અહાહાહા !!
"યે જિસ્મે-રામ,[10]" અય બદગો[11] ! તસવ્વુર[12] મહઝહય[13] તેરા,
હમારા હય બિગડતા કયા, અહાહાહા ! અહાહાહા, !!

૧ સૂર્ય ૨ ચંદ્ર ૩ ભય ૪ ક્રીડા ૫ ચાબુક ૬ સ્વરૂપ (ઇકાઇ=એક, અદ્વૈત) ૭ આનંદ (મૌજ મારે હય=તરંગ ઉછાળે છે) ૮ પૂર આવેલી ૯ નદી ૧૦ રામનું શરીર ૧૧ ભૂંડું બોલનાર ૧૨ કલ્પના ૧૩ માત્ર, કેવળ

(રાગ જોગ–તાલ ધમાર)

ગુલ[૧] કો શમીમ,[૨] આબ[૩] ગુહર[૪] ઔર ઝર[૫] કો મૈં,
દેતા હૂં જબકે દેખૂં ઉઠાકર નઝર કો મૈં.
શાહોં કો રોબ[૬] ઔર હસીનો[૭] કો હુસ્નો–નાઝ,[૮]
દેતા બહાદુરી હું બલા[૯] શેરે–નર[૧૦] કો મૈં.
સૂરજ કો સોના ચાંદ કો ચાંદી તો દે ચુકે,
ફિરભી તવાફ[૧૧] કરતે હૈં દેખૂં જિધરકો મૈં.
અબ્રુયે[૧૨]–કેહકશાં[૧૩] ભી અનોખી[૧૪] કમંદ[૧૫] હૈ,
બે–કૈદ[૧૬] હો અસીર[૧૭] જો દેખૂં ઉધરકો મૈં.
તારે ઝમક ઝમક કે બુલાતે હૈં "રામ" કો
આંખોં મેં ઉનકી રેહતા હું, જાઉં કિધરકો મૈં ?

(રાગ બરવા–તાલ મુગલાઇ)

આપહી ડાલ સાયે[૧] કો ઉસકો પકડને જાય ક્યું ?
સાયા જો દોડતા ચલે કીજીયે વાય વાય ક્યું ? ૧
દીદએ–દિલ[૨] હુવા જો વા,[૩] ખુબ[૪] ગયા હુસ્ને[૫] દિલરૂબા[૬],
યાર ખડા હો સામને આખ ન ફિર લડાય ક્યું ? ૨
ગંજે–નિહા[૭] કુફ્લ[૮] પર સિર હી તો મોહરે–શાહ[૯] હૈ,
તોડ કે કુફ્લો–મોહર કો કંજ[૧૦] કો ખુદ ન પાય ક્યું ૩
અહલો–અયાલો માલો–ઝર[૧૧] સબકા હય બાર[૧૨] રામ પર,
અસ્પ[૧૩] પે સાથ બોઝ ધર, સરપે ઉસે ઉઠાય ક્યું ? ૪
"જબ વો જમાલે–દિલ ફરોઝ,[૧૪] સૂ-તે[૧૫] મેહરે–નીમ–રોઝ,
આપ હી હો નઝારા[૧૬] સોઝ[૧૭], પરદે મેં મુંહ છુપાય ક્યું ? ૫
દશ્ન[૧૮]એ ગમઝ[૧૯]એ–જાં[૨૦]સિતા, નાવિકે[૨૧]–નાઝે[૨૨]–બેપનાહ,[૨૩]

---

૧ પુષ્પ ૨ સુગંધ ૩ પાણી ૪ મોતી ૫ સુવર્ણ ૬ રૂઆબ પ્રભાવ ૭ સુંદરીઓ ૮ સૌંદર્ય અને નખરાં ૯ અત્યંત ૧૦ સિંહ ૧૧ પ્રદક્ષિણા ૧૨, ૧૩ આકાશ ગંગા સમાન ભ્રમર ૧૪ વિચિત્ર ૧૫ જાળ, ફાંસલો ૧૬ મુક્ત ૧૭ કેદી

૧ છાંયડો ૨ હૃદયચક્ષુ ૩ ઉઘડી ગયાં ૪ ખુલ્યુ ૫ સૌંદર્ય ૬ મનહરણ ૭ ગુપ્ત ખજાનો ૮ તાળું ૯ રાજાની સીલ, સિક્કો ૧૦ કોષ, ખજાનો ૧૧ બાળ બચ્ચા ધન દોલત ૧૨ બોજો, ભાર ૧૩ ઘોડા ઉપર ૧૪ હૃદય પ્રકાશિત કરે એવું સૌંદર્ય ૧૫ ની પેઠે ૧૬ મધ્યાહ્નના સૂર્ય, જોવું તે ૧૭ બાળી નાખનાર ૧૮ ખંજર ૧૯ કટાક્ષ ૨૦ પ્રાણ હરી લેનાર ૨૧ તીર ૨૨ નખરાં ૨૩ આડવગરના, ઉઘાડા,

તેરા હી અકસે-રૂખ[૨૪] સહી, સામને તેરે આય ક્યું? ૬

ભાવાર્થ:-(૧) પોતાને હાથેજ પોતાની સામે છાંયડો પાડી તેને પકડવા શામાટે જવું? અને વહાલા! એ તારી છાયા પકડાય નહિ અને તેના સ્વભાવ પ્રમાણે આગળ અને આગળ દોડી જાય તો તેને માટે હાયહાય કે શોક કરવાનું શું પ્રયોજન?

(૨) જ્યાં હૃદયચક્ષુ ઉઘડ્યાં કે પ્રિયતમનું સૌંદર્ય તેમાં સમાઇ ગયું; જ્યારે પ્રિયતમ સામેજ ઉભો હોય તો પછી તેની સાથે આંખ કેમ ન લડાવીએ?

(૩) શુભ ભંડારના તાળા ઉપર અહંકારનું મૂળ આ આપણું મસ્તિષ્કજ રાજાની સીલ કિંવા સિક્કાસમાન છે. ત્યારે તે સિક્કા અને તે તાળાને તોડીને અંદરનો શુભ ભંડાર પોતે કેમ ન પ્રાપ્ત કરવો?

(૪) બાળબચ્ચાં, ધનદોલત, બધાનો ભાર જ્યારે માત્ર એક રામ ભગવાન ઉપરજ છે, ત્યારે ઘોડા ઉપર બેસી તેને વધુ ભાર ન લાગે તે માટે સાથેનો સામાન પોતાનેજ માથે ઉપાડી લેવાની મૂર્ખતા શા માટે કરવી?*

(૫) જ્યારે તે હૃદયને પ્રકાશિત બનાવનાર સૌંદર્ય પોતેજ મધ્યાહ્નના સૂર્યની પેઠે દૃષ્ટિને બાળી નાખતું હોય (અર્થાત્ તેને જોવાની શક્તિ કોઇમાં પણ ન હોય) તો પછી તે પોતાનું મોં ઘુંઘટ-પડદા હેઠળ શા માટે સંતાડે?

---

૨૪ મુખનું પ્રતિબિંબ.

*એક ભોળા માણસ વિષે એવું કહેવાય છે કે એક દિવસે તે થોડોક સામાન લઇ પોતાના ઘોડા ઉપર બેસી બહાર જતો હતો. તે ઘોડા ઉપર તેની અત્યંત પ્રીતિ હતી. સમય મધ્યાહ્નનો હતો અને ઋતુ ગ્રીષ્મ હતી. થોડે દૂર જતાં જ્યારે ઘોડાને પરસેવાના રેગેરેગ વળવા લાગ્યા ત્યારે તેનું હૃદય પીગળી ગયું. આવી સખત ગરમીમાં ચાલવું તો વિકટ હતું. તેથી ઘોડાનો ભાર ઓછો કરવામાટે તેણે સામાન પોતાના શિર ઉપર ઉંચકી લીધો, અને પોતે ઘોડા ઉપરજ બેસી રહ્યો! ઘોડા ઉપરનો ભાર તો એટલો ને એટલોજ રહ્યો, પરંતુ મૂર્ખાએ પોતાની ડોક વ્યર્થમાં દુઃખવી નાખી. (તેજ પ્રમાણે આખા જગતનો ભાર ઈશ્વરરૂપી અશ્વ ઉપર છે. જે કોઇ મૂર્ખતા કરી તેને પોતાને શિરે ખેંચી લે છે તે વ્યર્થમાં પોતાની ડોક દુઃખવે છે. ઈશ્વરને તેથી કંઇ આરામ મળવાનો નથી.)

(૬) આ પ્રાણ હરી લેનાર નયનકટારી અને રોકયાં રોકાય નહિ તેવાં
મરાંરૂપી બાણ તારાજ મુખચંદ્રનાં પ્રતિબિંબ છે ખરાં, પરંતુ તેમણે તારી
મક્ષ કેમ આવવું જોઈએ? (અર્થાત્ મોહિત કરી નાખનાર આ તારી.
યા બનીને તારા સ્વરૂપ સમક્ષ આવી તને કેમ ઢાંકી દે છે?)

(રાગ પીલુ—તાલ ઝપ)

આપ[1] મેં યાર દેખકર આઈના[2] પુર-સફા[3] કિયોં,
મારે ખુશી કે કયા કહે, શશદર[4] સા રહ ગયા કિયોં. ૧
રો કે જો ઇલ્તિમાસ[5] કી દિલસે ન ભૂલિયો કભી,
પરદા હટા, દુઇ[6] મિટા, મોહને[7] ભુલા દિયા કે યોં. ૨
મંચને કહા કે રંજો-ગમ,[8] મિટતે હંય કિસ તરહ કહો,
સીના[9] લગા કે સીને સે મોહને[10] બતા દિયા કે યોં. ૩
ગરમી હો ઈસ બલા[11] કી હાય ભુન તે હોં જિસસે મર્દો-ઝન,[12]
અપની હી આબો-તાબ[13] હય, ખુદ હી હૂં દેખતા કે યોં. ૪
દુનિયા[14] વ આકબત[15] બના વાહ વાહ જો જેહૂલને[16] કિયા,
તારોં સા[17] મોહરે[18]–"રામ"ને પલ મેં ઉડા દિયા કે યોં. ૫

ભાવાર્થ:–(૧) સ્વચ્છ અરિસો પોતાની અંદર પ્રિયતમનું આબેહુબ
રતિબિંબ પડેલું જોઈ એવો આનંદ મગ્ન થઈ ગયો કે તેનાથી કંઇજ
બોલાયું નહિ; પરંતુ આશ્ચર્યચકિત દિગ્મૂઢ બની સ્તબ્ધજ થઈ રહ્યો.
(અર્થાત્ અંતઃકરણ અરિસા સમાન સ્વચ્છ બનતાં તેમાં પ્રિયતમનું પ્રતિ-
બિંબ એવું સ્પષ્ટ પડવા માંડયું કે તેના આનંદથી મન અને વાણી ચૂપ
બની જઇ હું અરિસા સમાનજ મૂક અને મુગ્ધ બની રહ્યો.)

(૨) જ્યારે મેં રડતા વદને પ્રાર્થના કરી કે મને હૃદયથી કદી વિસરતા
નહિ; ત્યારે તેણે તરતજ દ્વૈતરૂપી પડદો હટાવી દીધો અને મારી સાથે
અભેદ થઇ મને વિસારી મૂકી કહ્યું "આ પ્રમાણે ને?" (અર્થાત્ એક
એક ।બીજાનું સ્મરણ તો દ્વૈતમાંજ થઇ શકે છે, અદ્વૈત–અભેદતામાં જુદાઈ

૧ પોતામા. ૨ અરિસો. ૩ સ્વચ્છ. ૪ વિસ્મિત આશ્ચર્યચકિત. ૫ વિજ્ઞપ્તિ. ૬ દ્વૈત.
૭ ચદ્ર. પ્રિયા. ૮ શોક અને દુ:ખ. ૯ છાતી ૧૦ ચંદ્ર (પ્રિયા) ૧૧ એટલી બધી,
સખત. ૧૨ સ્રીપુરૂષ ૧૩. તાપ, તડકો, પ્રકાશ. ૧૪ આ લોક. ૧૫ પરલોક. ૧૬ અજ્ઞાન.
૧૭ તારા પેઠે. ૧૮ રામરૂપી સૂર્ય.

શાની ને સ્મરણ કોનું ? )

(૩) મેં પૂછ્યું કે મને કહેશો કે શોક અને દુઃખ કેવી રીતે નાશ પામતાં હશે ? તો તેણે મારી છાતી સાથે પોતાની છાતી મેળવી (અર્થાત્ સંપૂર્ણ રીતે અભેદ થઇ) કહ્યું કે આ પ્રમાણે.

(૪) ગરમી એટલી સખત પડતી હોય કે સ્ત્રીપુરુષ ચણાની પેઠે શેકાઇ જતાં હોય તોપણ હું તો એમજ માનું છું કે તે મારોજ પ્રકાશ અને મારીજ ઉષ્ણતા છે, અને હું પોતેજ તેને આવા સ્વરૂપે જોઈ રહ્યો છું.

(૫) આ લોક અને પરલોક બનાવીને "અજ્ઞાન" તેથી તેનાથી ખુશ થવા અને તેમાં આનંદ માણવા લાગ્યું, એટલે જેમ સૂર્ય તારાઓને ઉડાવી દે છે તેમ રામે આવી તમને ઉડાવી દીધાં.

શરીર કઠિન રોગથી પીડાતું હોય; જ્વર, ખાંસી, મરડો આદિ વ્યાધિઓ પોતપોતાના બળની પરીક્ષા કરતાં હોય, તે અવસર ઉપરનું રામનું ગાયન:

વાહ વા, અય તપ[1] વ રેઝિશ,[2] વાહ વા!
હબ્બઝા![3] અય દર્દો–પેચિશ,[4] વાહ વા! ૧
અય બલાયે—નાગહાની,[5] વાહ વા!
વેલકમ![6] અય મર્ગે—જવાની,[7] વાહ વા! ૨
યે ભંવર,[8] યે કેહ રે—બરપા,[9] વાહ વા!
બાહરે[10]–મેહરે[11]—રામ મેં હયા, વાહ વા! ૩
ખાંડ કા કુત્તા, ગધા, ચૂહા, ખિલા,
મુંહ મે ડાલો, ઝાયકા[12] હય ખાંડ કા. ૪
પગડી, પાજામા, દુપટ્ટા, અંગરખા,
ગૌર[13] સે દેખા તો સબ કુચ્છ સૂત[14] થા. ૫
દામની[15] તોડી વ માલા કો ઘડા,
પર નિગાહે[16]–હક મેં હય વોહી તિલા.[17] ૬
મોતીયા–બિંદ[18] દિલ કી આંખોં સે હટા,

૧ જ્વર. ૨ સળેખમ. ૩ ધન્ય છે. ૪ દુઃખ અને મરડો. ૫ એકાએક આવી પડની આફત. ૬ ભલે પધાર્યા. ૭ યુવામૃત્યુ. ૮ ભમર, પાણીના ચક્રાવા ખાતા. ૯ ઉપસ્થિત થયેલો જુલમ. ૧૦ સમુદ્ર. ૧૧ સૂર્ય (બેહરે મેહરે-રામ=રામના સૂર્યરૂપી સમુદ્ર). ૧૨ સ્વાદ. ૧૩ ધ્યાનપૂર્વક. ૧૪ સૂતર. ૧૬ સત્ય જોનાર, દૃષ્ટિ. ૧૭ સુવર્ણ. ૧૮ આં

મર્ઝી—સિહહત[19] ઔર[20] સહતે[21] રામ થા. ૭

ભાવાર્થ:-(૧) વાહ વા! ઓ જ્વર અને સળેખમ! અને ધન્ય છે ઓ મરડાની પીડા! ધન્ય છે તને. (૨) ઓ એકાએક આવી પડનારી આફત! શાબાશ છે તને, અને ઓ યુવાનીમાં આવતા મોત તું ભલે આવ્યું. (૩) રામના સૂર્યરૂપી સમુદ્રમાં આવાં વમળ અને આવાં તોફાન! વાહ વા! (અર્થાત્ રામના પ્રકાશ સ્વરૂપ સિંધુમાં નામરૂપ પ્રપંચરૂપી આ કેવાં વમળ ચાલી રહ્યાં છે અને કેવાં તુફાન મચી રહ્યાં છે! વાહવા!) (૪) ખાંડનું બનેલું કૂતરૂં, ગધેડું, ઉંદર, કે બિલાડું ગમે તે હોય પણ તેને મોંમાં મૂકશો એટલે સ્વાદ તો ખાંડનોજ આવશે. (૫) પાઘડી, સુરવાલ, સાફો કે અંગરખું ગમે તે હોય પરંતુ ખરૂં જોતાં તો બધાં સૂતરજ છે. (૬) એક આભૂષણને ભાંગી બીજું બનાવો પરંતુ તત્ત્વદર્શી દૃષ્ટિએ તો તે સુવર્ણજ હતું ને સુવર્ણજ રહેશે. (૭) હૃદયચક્ષુ ઉપર ઉતરી આવેલો મોતિયો દૂર કર્યો એટલે રોગ અને આરોગ્ય બન્ને રામને માટે તો શુદ્ધ આનંદસ્વરૂપજ થઇ રહ્યાં.

આભૂષણ રહો વા ન રહો તેની સુવર્ણને શી પરવા? સુવર્ણની દૃષ્ટિમાં તો ઘરેણું કદી બન્યુંજ નથી. સુવર્ણના ઘરેણાંની ઉપર પણ સોનું, નીચે પણ સોનું, આસપાસ પણ સોનું અને વચમા પણ સોનું, જ્યાં જુઓ ત્યાં સોનુંજ સોનું છે. આભૂષણ તો કેવળ નામમાત્ર છે. સુવર્ણ સઘળી દશાઓમાં એકરસ છે. મારામા નામરૂપજ કદિ સ્થિત નથી થયાં, તો નામરૂપનાં પરિવર્તન અને રૂપાંતરરૂપ રોગ અને આરોગ્ય તેમાં ક્યાંથીજ પ્રવેશી શકે? આ મારા એક વિચિત્ર આશ્ચર્યકારક મહિમાનો ચમત્કાર છે કે હું સર્વમાં પૃથક્ પૃથક્ અહં કલ્પી લઉં છું, જેથી આ બધી લીલા વ્યક્તિઓમાં વહેંચાઇ જઇ અહંતામમતાનો શિકાર બની જાય છે, અને એક બીજાને ઉપરિ-તાબેદાર, ગુરુ-શિષ્ય, શાસક-શાસિત, દુઃખી-સુખી, તરીકે સ્વીકારીને મદારીની પુતળીઓની પેઠે તમાશો કરવા લાગે છે.

આ મારી કાલ્પનિક બનાવટ મારા પ્રતિબિંબ કિંવા આભાસને લીધે પોતાને વાસ્તવમાં છે તેનાથી જૂદીજ માની બેઠી છે; પરંતુ તેને લીધે

આંખના પડળ ઉપર ઉતરતુ મોતિયાનુ બિંદુ. ૧૯ રોગ આરોગ્ય ૨૦ બરાબર. ૨૧ આરામ, શાંત, આનંદાવસ્થા.

મારામાં કોઈ પણ જાતની ભિન્નતા કદાપિ નથી આવતી; કારણ કે સમસ્ત અસ્તિત્વ અને ઈંદ્રિયગોચર એવું બધું સ્પષ્ટ જગત્ મારે લીધેજ છે. પાંજરામાં ચકલી ઉછળે છે, કૂદે છે, પ્રસન્ન થાય છે અને શોક કરે છે, પરંતુ પારધી સારી પેઠે જાણે છે કે તેમાં કેટલું બળ છે. તે તો શાંત ઉભો તમાશોજ જોયા કરે છે. આનંદ સ્વરૂપ એવો જે હું તે તો સદા એકાકીજ છું. હું પોતેજ મારામાં નાનાત્વ (દ્વૈત) રૂપે બાધક થાઉં તેનો શો અર્થ ?

અંદર બાહર ઉપર નીચે આગે પીછે હમ હી હમ;
ઉરમેં સિરમેં નરમેં સુરમેં પુરમેં ગિરમે હમ હી હમ.

## સમુદ્રની સેલ

સમુદ્રને કિનારે રામ ઉભેલો છે. ગુંછળાં વળતા તરંગો ચરણોમાં લહેરાય છે. વેગથી વાતો વાયુ વસ્ત્રોને ઉડાવી રહ્યો છે. સમુદ્રનું ગંભીર ગર્જન જગત્ના વિચારને લીન કરી રહ્યું છે.

શરીરમાં ગતિ નથી. આ કેવી દશા છે ?- રામ ક્યાં છે ?

* * * * *

જિસ તરફ અબ નિગાહ જાવે હય, આબ હી આબ નઝ આવે હય.

અર્થાત્ જ્યાં જ્યાં દૃષ્ટિ પડે છે ત્યાં જળજ જળ દૃષ્ટિગોચર થાય છે.

વિશાળ ઉંડો સાગર. સર્વત્ર પાણીજ પાણી; આ પાણીજ પાણી શુષ્ક ધરતીના વિચારને ચિત્ત પટલ ઉપરથી ધોઈ નાખે છે. મોટાં મોટાં નગરો, બજારો, સડકો, અને નાગરિકોના પરસ્પર લડાઈ ઝગડા, કોલાહલ આદિ અત્રે સ્વપ્નવત્ પ્રતીત થાય છે. આ સમુદ્રની સરખામણીમાં સંસારની કંઇ વિસાતજ જણાતી નથી.

પરંતુ જ્યારે દૃષ્ટિ થોડીક ઉંચે ઉંચકીને જોઇએ છીએ તો તંબુ સમાન ચારે બાજુ એંચાયલા નીલવર્ણ મહાકાશનો તટહીન સાગર વળી એવો વિશાળ, એવો વિશાળ, એવો તો વિશાળ જણાય છે કે તેમાં આ પૃથ્વી ઉપરનો મહાસાગર એક ટીપાની પેઠે તદ્દન ડૂબી જઈ પોતાનું નામ અને નિશાન ગુમાવી બેસે છે.

પણ આનંદની વાત એટલી છે કે એ અનંત મહાકાશ પણ સ્વયં આનંદ સ્વરૂપ રામમાં અણુ જેવું તુચ્છ દેખાઇ અદૃશ્ય થઈ જાય છે. સૂર્યના કિરણોમાં જેવું મૃગજળ દેખાય છે તેવુંજ આટલું મોટું મહા-

કાશ રામના પ્રકાશમાં જણાય છે.

આફ્તાબમ, આફ્તાબમ, આફ્તાબ; ઝર્રહા દારંદ અઝ મન્ રંગો તાબ.

અર્થઃ–સૂર્ય છું હું, સૂર્ય છું હું, સૂર્ય છું; રજકણોને રંગ તેજ હું આપું છું.

( રાગ કોંસિયા–તાલ ત્રિતાલ. )

શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મ હૂં, અજર અમર અજ અવિનાશી;
જાસુ જ્ઞાન સે મોક્ષ હો જાવે, કટ જાવે યમકી ફાંસી.
અનાદિ બ્રહ્મ, અદ્વૈત દ્વૈતકા જામેં નામ નિશાન નહીં,
અખંડ સદા સુખ જાકા કોઇ આદિ મધ્ય અવસાન નહીં.
નિર્ગુણ નિર્વિકલ્પ નિરુપમા, જાકી કોઈ શાન[1] નહીં;
રંચક ભાન નહીં નિર્વિકાર નિરવયવ માયાકા જામેં.
યહી 'બ્રહ્મ હૂં', મનન નિરંતર કરેં મોક્ષ–હિત સંન્યાસી.
શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મ હૂં, અજર, અમર, અજ, અવિનાશી. ૧
સર્વ દેશી હૂં, બ્રહ્મ હમારા એક જગેહ અસ્થાન નહીં,
રમા હૂં સબમેં મુઝસે કોઇ ભિન્ન વસ્તુ ઈન્સાન નહીં;
દેખ વિચારો સિવાય બ્રહ્મ કે હુવા કભી કુચ્છ આન નહીં,
કભી ન છુટે પીડ દુઃખસે જિસે બ્રહ્મકા જ્ઞાન નહીં;
બ્રહ્મજ્ઞાન 'હો જિસે ઉસે નહીં પડે ભોગની ચોરાસી;
શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મ હૂં, અજર, અમર, અજ, અવિનાશી. ૨
અદષ્ટ અગોચર સદા દષ્ટમેં જાકા કોઇ આકાર નહીં,
'નેતિ નેતિ' કહુ નિગમ ઋષિશ્વર પાતે જિસકા પાર નહીં;
અલખ બ્રહ્મ લિયો જાન જગત નહીં, કાર[2] નહીં કોઇ યાર[3] નહીં;
આંખ ખોલ દિલકી ટુક[4] પ્યારે, કૌન તરફ ગુલઝાર[5] નહીં?
સત્યરૂપ આનંદ રાશિ હું કહેં જિસે ઘટ ઘટ બાસી,
શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મ હૂં અજર, અમર, અજ, અવિનાશી. ૩

## કાશ્મીરપર્યટન

હવાયે ખુશ, ફિઝાએ ખુશ, સદાએ આબશારે ખુશ,
બહારે ખુશ, નિગારે ખુશ, ચુનારે–સાયાદારે ખુશ.

---

૧ સ્વરૂપ. ૨ કાર્ય. ૩ મિત્ર. ૪ જરા, થોડીક. ૫ ઉદ્યાન, બગીચો.

અર્થ:-સુખદ વાયુ વાય છે, વિશાળ અને આનંદદાયક મેદાન વિસ્તરેલું છે; ઝરણાંનું મંજુલ મનહરણ સુસ્વર ગાન સંભળાય છે; ઉત્તમ વસંત ખીલેલી છે, ભાતભાતનાં રૂપ અને આકાર દષ્ટિગોચર થાય છે; શીતળ છાયા આપનાર દેવદારનાં વૃક્ષ ઉભેલાં છે.

હે રામ ! આવી નિર્દયતા યોગ્ય નથી. પ્રકૃતિએ તારી ખાતર વિવિધ વર્ણનાં ઓઢણાં રંગાવ્યાં છે, નવાં નવાં વસ્ત્ર પરિધાન કર્યાં છે, અને તું તે ભણી અર્ધદૃષ્ટિ પણ નથી કરતો આવો નિર્દય ન થા. ચાલ, દર્શન આપ.

હમા આહુવાને-સેહરા સરહા નિહાદા બર કફ,
બ ઉમ્મી દે આં કે રોઝી બ શિકાર ખાહી આમદ.

અર્થાત્-જંગલનાં બધાં હરિણો શિર હથેલીમાં ધરીને ઉભેલાં છે, એવી આશાથી કે કદાચ કોઈ દિવસ તું ત્યાં મૃગયા રમવા આવી ચડે.

અઝીઝાં વકતો-સાઅત મી શુમારંદ,
રફીકાં ચશ્મો-દિલ દર ઈંતિઝારન્દ.

અર્થાત્-પ્રિયજનો ઘડી અને પળ ગણી રહ્યાં છે, અને મિત્રો હૃદય અને નેત્રવડે ( તેના આગમનની ) પ્રતીક્ષા કરી રહ્યા છે.

સરવ કદા ચમાં ચમાં, બર લબે-જૂ રવાં રવાં;
ફરશે-રહે-તૂ કુમરિયાં, તાલએ-શાં બ પા કુશા.

અર્થાત્-સરિતા તટ ઉપર ઠુમક ઠુમક ચાલી રહેલા એ શરૂ વૃક્ષ સમાન કદવાળા પ્રિયતમ ! કોયલો તારા માર્ગમાં ગાલીચા સમાન પથરાયલી છે, તેમના ભાગ્યને તારા ચરણસ્પર્શવડે પ્રકાશિત કર.

પ્રથમ દશ્ય

પર્વત ઉપરના ક્ષેત્રો થીએટરની બેચો સમાન શોભી રહ્યાં છે. એક પછી બીજું એમ ઉપરા ઉપર એકથી એક અધિક ઉંચાઇએ પથરાએલાં છે. ઉપરથી પડતું પાણી આખા ક્ષેત્ર ઉપર ફરી વળી તેમાંના લીલા પાકને સિંચન કર્યા પછી બીજી બેન્ચ ઉપર ઉતરે છે, અને તેવીજ રીતે ત્રીજી ઉપર પ્રાત: સમયે લીલાંછમ ખેતરોમાં શ્વેત પાણીની ઝળક એવી જણાય છે કે જાણે કોઇ ગૌરવર્ણી પ્રિયા લીલાં વસ્ત્ર પરિધાન કરી ન ઉભી હોય ! પરંતુ બપોરે દૂરથી જોઇએ તો શ્વેત જળજળ જળ જણાય છે અને પર્વત રૂપાના ઢગલા જેવો બની રહે છે.

એક લીલી સપાટી ઉપરથી રામ પસાર થઇ રહ્યો છે. સ્વચ્છ, નિર્મળ, લીલું મેદાન છે. પ્રફુલ્લિત કરનાર વાયુ અવિરામ ગતિથી હર વખત વાયા કરે છે. વિસ્તૃત મેદાન આકાશમંડળ સમાન નથી, પરંતુ એકાદ સુંદરીના મસ્તક સમાન ગોળાકાર છે કે જે સૌંદર્ય મદમાં મસ્ત બની ચંદ્રમાની સાથે આંખો લડાવતી હોય. ઘાસ શું છે, જાણે અત્યંત નરમ ચાદરો પાથરી હોય એવું જણાય છે. અપ્સરાઓ જાણે કે અહીંઆંજ નૃત્ય કરીને દેવરાજ ઇંદ્ર પાસેથી "પ્રસન્નતાનાં પ્રમાણપત્ર" પ્રાપ્ત કરતી હશે.

(રાગ ભૈરવી–તાલ શૂલ.)

ભલા હુઆ હર બીસરો, સિરસે ટાલી બલાય,
જૈસે થે વૈસે ભએ, અબ કછુ કહા ન જાય.
મુખસે જપું, ન કર જપું, ઉરસે જપું ન રામ,
રામ સદા હમકો ભજેં, હમ પાવે વિશ્રામ.
રામ મરે તો હમ મરે ? હમરી મરે બલાય,
સત પુરુષ લિયો જાન જબ, મરે ન મારા જાય.
હદ ટપ્પે સો ઓલિયા, બેહદ ટપ્પે સો પીર,
હદ બેહદ દોનોં ટપ્પે, તાકા નામ ફકીર.
હદ હદ કરદો સબ ગએ, બેહદ ગયા ન કોય,
હદ બેહદ મૈદાન મેં, રહ્યો કબીરા સોય.
મન ઐસો નિર્મલ ભયો, જૈસો ગંગા નીર,
પીછે પીછે હરિ ફિરે, કહત કબીર કબીર.

## દ્વિતીય દૃશ્ય

મદિરાની પ્યાલીના આકારમાં ઉભેલા પર્વતો, તેમની બરાબર મધ્યમાં શુદ્ધ શીતળ જળ; પાણી અત્યંત મીઠું, અમૃતના સ્વાદ જેવું; ઘાડ છાયાવાળાં ઉંચાં ઉંચાં વૃક્ષો, વેલાઓ પ્રાકૃતિક હીંચકાઓ સમાન શોભી રહ્યા છે, આનંદદાયક હીંડોળા લટકે છે; રામ હીંચકા ખાય છે અને ગાય છેઃ—

(રાગ પીલુ—તાલ ધમાર.)

દરિયા[1] સે હુબાબદી[2] હય ચેહ સદા,[3]
તુમ ઔર[4] નહીં, હમ ઔર નહીં,

૧ સરિતા, સમુદ્ર. ૨ બુદબુદ. ૩ અવાજ, અરજ, કહેવું તે. ૪ અન્ય, ભિન્ન. ૫

મુઝકો ન સમઝ અપને[૫] સે જુદા,
તુમ ઔર નહીં, હમ ઔર નહીં. ૧
જબ ગુંચા[૬] ચમન[૭] મેં સુબેહ[૮] કો ખિલા,[૯]
તબ કાન મેં ગુલ[૧૦] કે યેહ કેહને લગા,
હાં, આજ યેહ ઉકદા[૧૧] હય હમ પે ખુલા,
તુમ ઔર નહીં, હમ ઔર નહીં. ૨
આઇના[૧૨] મુકાબિલે—રૂખ[૧૩] જો રખા,
ઝટ બોલ ઉઠાયોં. અકસ[૧૪] ઉસકા,
ક્યોં દેખકે હૈરાં[૧૫] યાર હુવા ?
તુમ ઔર નહીં હમ ઔર નહીં. ૩
નાસૂત[૧૬] મેં આ કે યેહી દેખા,
હય મેરી હી ઝાત[૧૭] સે નશ્વોનુમા,[૧૮]
જૈસે પમ્બહ[૧૯]સે તાર કા હો રિશ્તા,[૨૦]
તુમ ઔર નહીં; હમ ઔર નહીં. ૪
તૂ ક્યોં સમઝા મુઝે ગૈર,[૨૧] બતા ?
અપના રૂખે—ઝેબા[૨૨] ન હમસે છુપા,
ચિક—પર્દા ઉઠા ટુક[૨૩] સામને આ,
તુમ ઔર નહીં, હમ ઔર નહીં. ૫
દાને[૨૪] ને ભલા[૨૫] ખિરમન[૨૬]સે કહા,
ચુપ રેહ ઇસ જા નહીં ચૂંનો ચરા,[૨૭]
વેહદત[૨૮] કી ઝલક કસરતમેં[૨૯] દિખા,
તુમ ઔર નહીં, હમ ઔર નહીં. ૬

આસપાસ રામની સેના કલ્લોલ કરી રહી છે. નાનાં નાનાં ચિત્ર

પોતાથી. ૬ કળિ. ૭ બગીચામાં. ૮ સવારમાં. ૯ ખીલી. ૧૦ ફૂલ. ૧૧ ગ્રંથી, ગાંઠ, કઠિન પ્રશ્ન. ૧૨ અરિસો. ૧૩ મુખડાની સમક્ષ. ૧૪ પ્રતિબિંબ. ૧૫ આશ્ચર્યચકિત ગાભરો. ૧૬ વ્યક્ત જગત, ઇંદ્રિજન્ય જગત. ૧૭ સ્વરૂપ અસ્તિત્વ. ૧૮ જન્મવું અને મોટા થવું, જન્મ અને વૃદ્ધિ ૧૯ રૂ. ૨૦ સબંધ. ૨૧ અન્ય. ૨૨ સુંદર વદન. ૨૩ જરા. ૨૪ દાણો, બીજ. ૨૫ કેવું સુંદર. ૨૬ પાક. ૨૭ કેમ અને શામાટે, પ્રશ્નોત્તર. ૨૮ એક, એકત્વ. ૨૯ અનેક, અનેકત્વ.

વિચિત્ર વર્ણનાં પક્ષી, પુષ્પો અને છોડવાઓ ઉપર કુદકા મારી પ્રસન્નતા પૂર્ણ સ્વરે ચીં ચીં કરી રહ્યાં છે.

ધોળા ધોળા ફીણની વચ્ચે નીલવર્ણું પાણી એવી રીતે ચળકી રહ્યું છે કે જાણે ગોરા ગોરા શરીર ઉપર નીલવર્ણી રગો. કોઈ કોઇ સ્થળે પાણીની નીચે પથરા એવા ચમકારા મારે છે કે જો "સર્વત્ર પોતાનુંજ ઘર" ન માનનાર કોઈ મનુષ્ય અહીં હોય, તો તત્કાળ તેના મનમાં એમજ થઇ આવે કે ગમે તેમ કરી આ પત્થરના કકડાને ચોરીને જરૂર જરૂર ઘેર લઈ જવા જોઇએ. પરંતુ ઘર કેવું? આ એવું સ્થાન છે કે જેને એકવાર જોયા પછી અહીંજ ઘર કરી બેસવાની ઇચ્છા થઇ જાય છે; તેને છોડવાનું મનજ નથી થતું. હાય રે સંસારની વાસના! તારાં બંધનો કેવાં દૃઢ છે કે આવા આનંદના ખોળામાંથી પણ લોકોને ખેંચીને લઇ જાય છે; અને પછી તેમને તાપમાં રડાવે છે અને માટીમાં મેળવી દે છે.

પ્રશ્ન:—અહીં લોક પરલોક લુપ્ત છે, આનંદજ આનંદ છે. સ્વર્ગ વા જન્નત કદાચ આનુંજ નામ ન હોય?

રામ:—હા! ઠીક સમજ્યા. શુભ કર્મોવાળો ભાગ્યશાળી પુરુષ જગતની જંજાળમાંથી છૂટી આ બાજુ આવી નીકળે છે, થોડો સમય અહીં વિશ્રામ લે છે, પરંતુ પછી પાછો પૂર્વના સંસ્કારોવડે ખેંચાઇ નીચે પડી જાય છે. માટે આજ સ્વર્ગ છે.

અગર ફિરદૌસ બર રૂયે ઝમીનસ્ત, હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત.
અર્થાત્ જો પૃથ્વી ઉપર સ્વર્ગ હોય તો તે આજ છે, આજ છે, આજ છે.

પરંતુ મારૂં સ્થાન (પરમ ધામ) આ નથી. કારણ કે મારા આનંદનું એવું આકર્ષણ છે કે તેની ઉપર સંસારની કોઇ ચીજ અધિકાર નથી જમાવી શકતી, અને તેને પાછળથી નથી હઠાવી શકતી. ત્યાંથી પાછા ફરવાનો શો અર્થ?

રૂખસત દે બાગબાં કે ઝરા દેખલેં ચમન,
જાતે હૈં વાં જહાં સે ફિર આયા ન જાયગા.

અર્થાત્ હે માળી! આ જગતરૂપી ઉદ્યાનને જોઇ લેવાની અમને રજા આપ, કેમકે એવે સ્થાને અમે જઇએ છીએ કે જ્યાંથી ફરી પાછું અવાશે નહિ.

( રાગ સોરઠ—તાલ ત્રિતાલ. )

માન માન માન કહ્યા માન લે મેરા
જાન જાન જાન રૂપ જાન લે મેરા.
જાને બિના સ્વરૂપ ગમ ન જાય ગા કભી;
કેહતે હૈં વેદ બાર બાર બાત યેહ સભી.
નૈનન કે નૈન જો હૈ સો બૈનન કે બૈન હૈ,
જિસ કે બગૈર શરીર મેં ન પલક ચૈન હૈ.
એ પ્યારી જાન! જાન તૂ ભૂપોંકા ભૂપ હૈ,
નાચત હૈ પ્રકૃતિ સદા મુજરા અનુપ હૈ.

### તૃતીય દૃશ્ય

કૂકરનાથ નજીક એક ગિરિશૃંગ ઉપર "રામ" આસન લગાવીને બેઠો છે, ચારે બાજુ પર્વતો ઉપર ક્યારા ઉપર ક્યારાની ખુરસીઓ બિછાવેલી છે. તે ખુરસીઓ ઉપર વાયુ, વરુણ, આદિત્ય, કુબેર આદિ દેવતાગણ વિરાજમાન છે. શહેનશાહ રામનો દરબાર ભરાયો છે. નીચે મેદાનમાં લાલ, લીલા, પીળા રંગના ગલીચા અને શેત્રંજીઓ (ઘાસ) પાથરેલી છે. આ કૌતુકાલયમાં કંચનીઓ (નદીઓ) વિચિત્ર નખરાંથી નૃત્ય કરી રહી છે, અને કૃતજ્ઞતાસૂચક કલકલ નાદ કરીને મન લોભાવી રહી છે. અને બાહ્ય મનોહરતા! જેણે નિકટ જઇ તેણી સાથે આંખ મિલાવી તેને તે પ્રેમપૂર્વક કહે છે કે આવો, આવો, મારા હૃદય અને કલેજામાં તમારૂં સ્થાન છે. વેલાઓના હાર ગળામાં નાખી, લાલ, પીળાં, આસમાની ફૂલ કાનોમાં પહેરી; લળી લળીને આ ઉંચાં ઉંચાં વૃક્ષ શું કરી રહ્યાં છે? સરિતાઓના સૌંદર્યની પ્રશંસા કરે છે ( અથવા સરિતાઓના સૌંદર્યની શોભામાં વૃદ્ધિ કરે છે. )

દિલબરે દિલરૂબાયે મન મીકુનદ અઝ બરાયે મન,
નકશો-નિગારો-રંગો-બૂ તાઝા બતાઝા નવ બ નવ.

અર્થાત્ મનહરણી પ્રિયા મારેમાટે તાજા તાજા અને નવા નવા શૃંગાર સજી રહી છે તથા સુગંધ અને રંગ લગાવી રહી છે.

ના, ના, કહેવામાં જરા ભૂલ થઇ. જેને અમે ચતુર કંચનીઓ ( સરિતાઓ ) માનતા હતા, તે તો નાગ અને નાગણીઓ છે, કરડી

ખાનારા (અત્યંત શીતળ) સર્પ છે જે ઝોલા ખાતા ખાતા, આમળા વળતા વળતા, સૂસવાટ કરતા ચાલ્યા જાય છે. શંકરે (અમરનાથે) પોતાના સર્પ મોકલ્યા છે કે જાઓ રામને તમારૂં નૃત્ય બતાવી આવો.

સૈર કર ઔર દૂર સે ગુલ દેખ ઉસ ગુલઝાર કે,
પર બના અપને ગલે કા ઇન કો મત ઝિનહાર હાર,

અર્થ:-આ પુષ્પોદ્યાનમાંનાં પુષ્પોની સેલ કર અને તેમને દૂરથી જો, પરંતુ તેમને તારા ગળાના હાર કદિપણુ ન બનાવતો.

બાઝીચએ-અતફાલ[1] હય દુનિયા મેરે આગે,
હોતા હય શબો-રોઝ[2] તમાશા મેરે આગે. ૧
હોતા હય નિહાં[3] ખાક[4] મેં સેહરા[5] મેરે હોતે,
ઘિસતા[6] હય જબી[7] ખાક પે દરિયા મેરે આગે. ૨
જુઝ[8] નામ નહીં સૂરતે-આલમ[9] મેરે નઝદીક[10]
જુઝ વેહ્‌મ[11] નહીં હસ્તીએ-અશ્યા[12] મેરે આગે. ૩

ભાવાર્થ:-(૧) મારી સમક્ષ-આ સંસાર બાળકોના ખેલ કરતાં અધિક નથી, રાત્રિ દિવસ તેનો તમાશો મારી આગળ ચાલી રહેલો છે. (૨) હું ઉપસ્થિત થાઉં છું કે અરણ્ય માટીમાં મળી જાય છે, અને મારી સમક્ષ વિશાળ મહાસાગર પણ ભોંય ઉપર માથું ઘસે છે. (૩) મારા મનથી આ જગત્ કેવળ નામમાત્રજ છે, અને વસ્તુઓનું અસ્તિત્વ ખાલી ભ્રમ સિવાય બીજું કંઇજ નથી.

## ચતુર્થ દશ્ય

સડકની બન્ને બાજુએ સામસામી હારમાં શમશાદ* વૃક્ષો ગગનની સાથે વાતો કરતાં ઉભેલાં છે, જાણે લાંબા કદવાળી માશૂકો લીલાં વસ્ત્રો પહેરીને શરીરની સાથે શરીર મેળવી રામની પ્રતીક્ષા કરતી હારબંધ ઉભેલી ન હોય! વિચિત્ર દશ્ય છે. કોઇ કોઇ સ્થાને તો શમશાદ એટલાં પાસે પાસે ઉભાં છે કે બિચારાના ખભા છોલાય છે, અને શિર આ

૧ બાળકોનો ખેલ ૨ રાતદિન. ૩ ગુમ, અદશ્ય. ૪ માટી. ૫ રણ, અરણ્ય. ૬ ઘસે છે. ૭ ભાલ, માથું. ૮ સિવાય. ૯ સંસારનું દશ્ય, જગત્‌નો આકાર. ૧૦ મારી આગળ. ૧૧ કલ્પના માત્ર ભ્રમ. ૧૨ વસ્તુઓનું અસ્તિત્વ.

* એક જાતનાં ઉંચાં વૃક્ષો.

કાશમાં એટલાં ઉંચાં કરેલાં છે કે જો ઉદયાચલ નિર્મળ હોય, અને સડક ઉપર ઉભા રહી આકાશ ભણી દષ્ટિ કરી હોય તો ખરા બપોરે પણ તારા દેખાય તો આશ્ચર્ય નથી.

એક દિવસ અનંત નાગની પાસે એવી સડક ઉપરથી ઘોડા ઉપર સવાર થઇ રામ જતો હતો. વાદળાં ઘેરાતાં હતાં. વાયુ શમશાદોની કેશ-લતા સાથે અટકચાળાં કરતો હતો. એકાએક ઘટા સમસ્ત આકાશ ઉપર છવાઇ ગઇ.

વોહ આઇ, વોહ આઇ, વોહ આઈ ઘટા,
ગુલિસ્તાને-આલમ[1] પે છાઈ ઘટા.
ઘટા કાલી કાલી ધનુપ લાલ લાલ,
કન્હૈયા કે અબુર પે જૈસે ગુલાલ.

પાછળ એક સુસ્વર થયો. તે વાયુ ઉપર સવાર થઇ સર્વત્ર પ્રસરવા લાગ્યો. વાદળાં સુધી તેના ગુંજરવથી સમસ્ત જગત્ ભરાઇ ગયું. એક પહાડી બાળક વાંસળી વગાડી રહ્યો હતો. કેવો સંગીતાનંદ વ્યાપી રહ્યો! અહાહાહા! હૃદયના અંતર્પટ લગી તે સૂરો ઉતરી ગયા હવે ઘોડાને હાંકવાની શક્તિ કોનામાં રહી હતી? પરંતુ ધ્વનિના તાલ સાથેજ ઘોડાનો પગ ઉપડવા માંડયો. એકાદ માઇલ ચાલ્યા ગયા પણ ખબરે ન પડી!

ત્યારે હવે વિચારવાની વાત છે, કે વાંસળીવડે ગોપીઓને સર્પની પેઠે ઘરોમાંથી ખેંચી આણવી અને દિવાલના ચિત્રવત્ બનાવી મૂકવી તે ગોળચંદ (કૃષ્ણચંદ્ર) માટે શું કઠિન હતું?

એક દિલ થા સો વોહ ભી ખો બૈઠે, અચ્છે ખાસે ફકીર હો બૈઠે. ૧
અબ બિઠાયેં ગે આપ કો કિસ જા? એક મુદ્દત સે દિલ કો રો બૈઠે. ૨

(૧) અર્થાત્ માત્ર એક દિલ (હૃદય) પાસે હતું, તે પણ ગુમાવી બેઠા, અને એ રીતે હવે તો પૂરેપૂરા ફકીર થઇ ગયા.

(૨) હવે તમને અમે કયાં બેસાડીશું એજ ચિંતા થઇ પડી છે, કેમકે તમારા બેસવાની જગ્યા જે હૃદય તે માટે તો અમે કયારના રોઈ પરવાર્યા છીએ—અર્થાત્ દીર્ઘકાળથી ખોઈ ચૂકયા છીએ.

આં શોલા રૂ બ ગમઝા દિલમરા કબાબ કર્દ,

૧ જગતનો બગીચો. ૨ ભ્રમર.

મારા ચે: કર્દ ? ખાન એ ખુદરા ખરાબ કર્દ.

અર્થાત્ તે જ્વાળાવદનીએ એકજ કટાક્ષમાં મારૂં હૃદય બાળી નાખ્યું, પણ એમાં મારૂં શું બગાડ્યું ? તેણે પોતાનું ઘર તારાજ કર્યું.

## પંચમ દૃશ્ય

બન્ને બાજુ લીલાછમ પર્વતો ઉભેલા છે. ઘાડી છાયા છે. વચમાં નદીના તટ ઉપર રામ ચાલ્યો જાય છે. લીલી લીલી કુંપળો, પ્યારાં પ્યારાં પત્રો, મનોહર વાલછડ, અને નરમ નરમ ઘાસથી આંખો કૃતાર્થ થઇ રહી છે તથા ચિત્ત પ્રફુલ્લિત બની રહ્યું છે. ડગલે ડગલે ઝરણાનું વહન અને વાંકાચૂંકા નૈસર્ગિક બગીચા નિજાનંદના નશાથી ભરપૂર બની રહ્યા છે. લીલાં લીલાં વૃક્ષોનાં જૂથ કાનોમાં ફૂલ અને ગળામાં વેલાઓના હાર પહેરીને ઉગતી જવાનીના મદમાં લગ્નના જાનૈયા જેવો શ્રૃંગાર સજી રહ્યાં છે.

ખર લબે જુયે જહાં બા સાજો-બર્ગે તાઝઇ,
હર ઝમાં આમદ ખરામાં યારે ખુશ રફ્તારે મા.

અર્થાત્ જગતરૂપી નદીના તટ ઉપર નવાં નવાં વસ્ત્ર તથા શ્રૃંગાર સજીને મારો સુંદર ગતિમાન મિત્ર હમેશાં ઠુમક ઠુમક ચાલતો આવે છે.

નૈસર્ગિક સુંદરતા ધરાવતાં પુષ્પ રામની એક મધુર દૃષ્ટિ ઉપર પોતાનું યૌવન લુટાવી દેવામાટે મીના બજાર લગાવી જૂથનાં જૂથ હાજર થયેલાં છે.

ગ્રીક દંતકથાઓમાં સાંભળવા પ્રમાણે સૌંદર્યની દેવીને ફીણમાંથી ઉત્પન્ન થએલી જણાવવામાં આવે છે. પરંતુ કાને સાભળેલું તે આંખે દેખેલા સમાન ક્યાથી હોય ? અહીં તો ઝરણાનાં ફીણ પોતેજ પ્રત્યક્ષ નૃત્ય કરતા જોઇ શકાય છે.

પાણી એટલું ઉંડું છે પરંતુ સાથે એટલું નિર્મળ છે કે વહાલી ગંગી (ગંગાજી) યાદ આવી જાય છે. જો ગોપીઓ અહીં સ્નાન કરતી હોત તો તેમનું નગ્ન શરીર જોવામાટે તેમને પાણીમાથી બહાર નીકળવા જેટલું કષ્ટ આપવાની ગોલચંદ (કૃષ્ણચંદ્ર)ને આવશ્યકતાજ ન લાગત. આ ચમકતા દમકતા ઉંચેથી પડતા ધોધ! જાણે ચાંદીના ફાંસલા અને દોરડાં, કે જેને પકડીને પરલોક (સ્વર્ગ) ઉપર ચઢી જવાનું મન થઈ જાય; અથવા તે હીરાનાં ગાત્રવાળી કંચનીઓ [નદીઓ] જાણે કે શિરવડે નૃત્ય કરીને મારી સેવામાં ભૂમિ ચૂમી રહી છે, અને સુરીલા અવાજમાં

રામના મહિમાનાં ગીત ગાઇ રહી છે.

આબ અઝ બરાયે દીદનમ ગી આયદ અઝ ફરસંગહા,
બેખુદ શુદા અઝ ખુર્રમી ગલતાં શવદબર સંગહા.

અર્થાત્ મને જોવામાટે પાણી માઇલો છેટેથી આવે છે, અને દર્શનના આનંદથી ભાન ભૂલી જઇ પાષાણો ઉપર આળોટવા માંડે છે.

આજે વ્યાયામ નથી કર્યો. ચાલો થોડીવારસુધી ધોધની નીચે છાતી રાખીએ, આપોઆપ વ્યાયામ થઇ જશે. પોતાની છાતીનું ક્ષેત્ર અને જળની ગતિનો વર્ગ ઇત્યાદિના આધારે ગણિતશાસ્ત્રની રીતિએ પાણીનું દબાણ આંકીશું; પણ આહ! આવું સખત પાણી, આ તો ગણિત બણિતને પણ વહેવડાવી લઇ જાય છે, ઇંટોથી પણ અધિક કઠણ છે. તેના આગળ છાતી ધરવા કરતાં તો એજ ઉત્તમ છે કે ચાર પાંચ પત્થરજ મારીને છાતી ફાડી નાખવામાં આવે. હે પાણી! તારી નમ્રતા તો ઉદાહરણરૂપ થઇ પડી છે, પણ અહિં તે ક્યાં છે? તારી શીતળતા ક્યાં વહી ગઇ કે આવી ગરમાગરમી સાથે દોડ્યું જાય છે? આવો આવેશ, આવી ઉત્કટતા અને શીઘ્રતા, એટલી બધી ગરમી શામાટે?

પાણીનો જવાબ-(જી) હું તો સદા શીતળ છું, સ્પર્શ કરીને જોઇ લ્યો. શરીર ઠરી ન જાય તો મને કહેજો. ઉષ્ણતા તો જોનારની કલ્પનામાંજ છે. વળી હું તો પ્રતિક્ષણ નમ્રજ છું, ઉલટી આપનીજ શિરજોરી છે કે મારામાં કઠોરતા આરોપો છો.

વહાલા વાચકો! જરા વિચાર કરજો કે સંસાર-સમુદ્રની તીક્ષ્ણતા અને કટુતા ક્યાં છે? એ તો તમારાજ પ્રતાપથી છે? આ જગત્ ઝાંખું ઝાંખું અથવા અંધકારપૂર્ણ દૃષ્ટિગોચર થાય છે.

ખંજર કી ક્યા [1]મજાલ કે એક ઝખ્મ[2] કર સકે?
તેરા હી હય ખેયાલ કે ઘાયલ હુવા હય તૂ.

બાદા અઝ મા મસ્ત શુદ ને મા અઝ મય.
હમ ઝ મા દાં બૂયે-ગુલ આવાઝે નય.

અર્થાત્ મદ્યમાં અમારો નિશો છે, અમે મદિરાથી મસ્ત નથી; તેવીજ રીતે પુષ્પની સુગંધ અને વાંસળીનો સૂર પણ અમારે લીધેજ છે. એમ જાણ.

---

૧ શકિત. ૨ ઘા. ૩ કલ્પના.

તમેજ જગત્ બની રહ્યા છો.

પ્રશ્ન:–જો વાસ્તવમાં એમજ છે તો સત્ય સ્પષ્ટ નથી થતું તેનું શું કારણ? હુંજ જગતનું મૂળ અને પછી હુંજ તેનાથી ભય પામું? કંઈ સમજ પડતી નથી. આપની આ શાંતિપૂર્ણ વાતોથી અમારા હૃદયની ઉષ્ણતા નથી હરતી. માયા અત્યંત પ્રબળ છે, શું કરીએ?

ઝે હર્ફે-સર્દે-નાસેહ ગરમીએ-ઇશ્કમન ગર્દદ કમ,
નયંદાઝદ ઝ જોશે-એફ્તન સેલાબ દરિયારા.

અર્થ:–ઉપદેશકોની ઠંડી વાતોથી મારા પ્રેમની ગરમી ઓછી નથી થતી; પૂર પોતાના વેગવડે કંઈ નદીને તોડી શકતું નથી.

રામ:–સત્ય છે. જ્યાંસુધી તમે પોતેજ પોતાને ઉપદેશ નહિ આપો, ત્યાંસુધી હૃદયની આગ નથી ઓલાવાની.

તૂ ખુદ હિજાબે ખુદી અય દિલ, અઝ મિયાં બરખેઝ.

અર્થાત્ હે હૃદય! તું પોતેજ તારા સ્વરૂપ વચ્ચેનો પડદો છે, વચમાંથી હઠી જા. પોતાનાજ હાથવડે પોતાનું મો કયાંસુધી છુપાવતા રહેશો?

બર ચેહ રએ તૂ નિકાબ તા કય? બર ચશ્મએ ખુર સહાબ તા કય?

- અર્થાત્ તારા મુખ ઉપર આવરણ કયાંસુધી રહેવાનું? સૂર્ય ઉપર વાદળ કયાંસુધી રહી શકશે?

સાહસનો ઉપયોગ કરો. માયા જેવી કંઇ વસ્તુજ નથી. નાનકડા તરણાની આડમાં મેરૂ પર્વતને સંતાડો છો! જ્યારે સાહસના સમુદ્રમાં જુવાળ આવે છે, ત્યારે એવો કિયો હિમાલય છે કે જેને તે કચરાની પેઠે વહેવડાવી નથી લઇ જઇ શકતો? એવો કિયો સમુદ્ર છે કે જેને તમે નથી સૂકવી શકતા? એવો કિયો સૂર્ય છે જેને તમે એક રજકણ સમાન નથી બનાવી શકતા?

વોહ કૌન સા ઉકદા હય જો વા હો નહીં સકતા?
હિમ્મત કરે ઈન્સાન તો કયા હો નહીં સકતા?

અર્થાત્ એવી કઈ ગ્રંથી છે જે ઉકેલાઈ ન શકે? અને જો મનુષ્ય હિંમત –સાહસ કરે તો શું ન થઇ શકે?

પ્રશ્ન:–પડદો અને ઘુંઘટનું કામજ શું છે? નિરવયવ અને નિરાકારમાં હાથપગની ચર્ચાનું શું કામ? એકજ પવિત્રાત્મામાં આ કયાંથી

આવી ગયાં ? એવી કઈ શકિત હતી કે જેણે સર્વશક્તિમાન ઉપર અધિકાર પ્રાપ્ત કર્યો ? અને એવું કેમ બને કે મારૂંજ સુખ સ્વયં પોતાને ઢાંકી દે ?

હિજાબે-જલ્વા હમ ચકસર હુજૂમે-જલ્વા હસ્ત ઈંજા,
નિકાબી નીસ્ત દરિયા રા મગર તૂફાને ઉર્યાની.

અર્થાત્ તેનો તેજપુંજજ તેના પ્રકાશને ઢાંકી દેનાર આવરણ બની રહ્યો છે; જેમકે નદી ઉપર કોઈ ઢાંકણુ નથી પરંતુ તેમાં આવતું પૂરજ નદીને ઢાંકી દે છે.

રામઃ—ચાદર સે મૌજકી ન છિપે ચેહરા આબકા,
બુર્કા હુબાબ કા ન હો બુર્કા હુબાબ કા.

અર્થાત્ જળના તરંગરૂપી પરદાથી કાંઈ પાણીનું મોં છુપાતું નથી, તેમ પરપોટાનો ગોળ ઘુમટ કંઈ પરપોટાને ઢાંકી દેતો નથી.

જબ વોહ જમાલે-દિલફરોઝ સૂરતે-મેહરે-નીમરોઝ,
આપહી હો નઝારા સોઝ પર્દે મેં મુંહ છુપાય ક્યું ?

અર્થાત્ જ્યારે તે હૃદયને પ્રકાશિત કરનાર સૌંદર્ય પોતેજ મધ્યાહ્નના સૂર્યની પેઠે જોનારની દૃષ્ટિને બાળી મૂકી શકતું હોય તોપછી તેને પડદા પાછળ મોં સંતાડવાની શી અગત્ય ?

તમારા દિવ્ય કાંતિમાન મુખડા ઉપરથી કાળી કેશલટરૂપી અંધકારને દૂર કરો, અને હૃદયરૂપી આંખોમાં સુરમો આંજો. અર્થાત્ સુંદર મુખ ઉપરથી અંધકારનું આવરણ ખસેડો અને હૃદયનેત્રમાં જ્ઞાનરૂપી સુરમો આંજો.

હિજાબે નવ ઉરૂસાની ઝ ગૌહરે ખુદ નમીમાનદ,
અગર માનદ શબી માનદ શબે દીગર નમીમાનદ.

અર્થાત્ નવવધની લજ્જા પોતાના પતિનાંચ આગળ નથી રહેતી, અને જો રહે તોપણુ માત્ર એક રાત્રી માટે, બીજી રાત્રે તો તે નથીજ રહેતી.

અહા, જુઓ—મિકરાઝે-મૌજ દામને-દરિયા કતર ગઈ,
વેહદતકા બુર્કા ફટ ગયા સારી સિતર ગઈ.

અર્થાત લહરી વા તરંગરૂપી કાતરે સરિતાનો પાલવ કાતરી નાખ્યો

અદ્વૈતને ઢાંકી દેનાર બુર્કો ફાટી ગયો, સઘળાં આવરણુ છેવટે દૂર થયાં, હવે અદ્વૈત તદ્દન નગ્ન-સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપે દષ્ટિગોચર થવા લાગ્યું. હવે ઘાટો પાડી પાડીને જળ પોકારે છે કે:—

મનમ ખુદા વ બ બાંગે બલંદ મી ગોયમ,
હર આં કે નૂર દેહદ મેહરો માહરા ઊ યમ.

અર્થાત્ હું ખુદા-ઈશ્વર છું, અને પોકારી પોકારીને જણાવું છું કે સૂર્ય અને ચંદ્રને પ્રકાશ આપનાર હુંજ છું.

પ્રશ્નઃ-તમે તમાશો જોવા આવ્યા છો કે સર્વ વસ્તુઓને ખાઇ જવા? સર્વની શોભા, સર્વની ચમક દમક શું તમેજ છો? શું તમે આ કવિ-વાક્યાનુરૂપ છો?

ચાંદની દેખે અગર વોહ મેહ જબીં તાલાબ પર,
અકસે રૂખ કી તાબ પાની ફેર દે મેહતાબ પર.

અર્થાત્ તે ચંદ્રવદની જો તળાવ ઉપર જઇ ચાંદની જોવા લાગે તો તેના મુખના પ્રતિબિંબનું તેજ ચંદ્ર ઉપર પણ પાણી ફેરવી દે છે.

રામઃ-શું આજેજ હું એ કવિ-વાક્યાનુરૂપ થયો છું? મારે માટે તો વેદ પણ ગાયું છે કેઃ—

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥

(મુંડકોપનિષદ્. ખડ ૨. મ. ૧૦)

અર્થઃ-ન તો ત્યાં સૂર્ય પ્રકાશે છે, ન ચદ્ર, ન તારા, આ વીજળીઓ પણ ત્યાં ચમકતી નથી, તો અગ્નિ તો કયાંથીજ હોય? તેનાજ પ્રકાશવાથી આ સર્વ કંઇ પ્રકાશે છે, અને તેનાજ પ્રકાશવડે આ બધાં પ્રકાશી રહ્યા છે.

### દશ્ય પહેલું
(રાગ પહાડી-તાલ ચલંત)

પહાડોં કા વોં લંબી તાને યે સોના, વો ગુંજાન દરખ્તોંકા દોશાલા હોના,
વો દામન મેં સબ્જેકી મખમલ બિછૌના, નદીકા બિછૌનેકી ચાદર પિરોના.
વેહ રાહત મુજસ્સમ, યે આરામ મંય હૂં, કહાં કોહો-દરિયા, યહાં મંય હી મંય હૂં-

ભાવાર્થઃ-તળેટીમાં લીલું લીલું ઘાસ મખમલની પથારી સમ પથરા-

ચલું છે, નદી તે પથારીની કોર ઉપર ઝાલર લગાવી રહી છે; એવી નૈસર્ગિક લીલી પથારી ઉપર પર્વતો લાંબી સોડ તાણીને સૂઈ રહેલા છે અને ઉંચાં ઉંચાં મોટાં વૃક્ષો તેના દુશાલાની ગરજ સારે છે. આ મૂર્તિમંત સુખ, આ આરામ અને વિશ્રામ હુંજ છું; પર્વત અને નદી ક્યાંનાં? અહીં તો હુંજ હું છું.

તાત્પર્ય:–ઝાલરવાળા મખમલના બિછાના ઉપર દુશાલો ઓઢીને કુંભકર્ણની પેઠે લાંબી પર્વતીય શ્રૃંખલાનું વિસ્તરિત હોવું એ મસ્તી (ઘનસુષુપ્તિ)નું બરાબર સ્વરૂપ છે. આ સુષુપ્તિમાં પ્રકાશ અથવા આનંદ (કૂટસ્થ) હું છું. મને જાણ્યા પછી આ સુષુપ્તિરૂપ પર્વત નદી આદિ ક્યાં રહે છે? સત્ય સ્વરૂપ પ્રાપ્ત થતાંજ ભ્રાંતિ પલાયન થઇ જાય છે.

અય ઝ રૂયત ગુલસિતાંહા શર્મસાર,
દર ગુલો ગુલઝાર ચુનત યાફતમ?

અર્થાત્ જેનું સુખ જોઇને બગીચાઓ શરમાઈ જાય છે એવો તું મને પુષ્પ અને ઉદ્યાનમાં કેમ નજરે પડયો! (અર્થાત્ તું પોતે લાખો ઉદ્યાન કરતાં કોટિ દરજ્જે વધુ સૌંદર્યવાન છે, ત્યારે તું પુષ્પ અને ઉદ્યાનની સુંદરતા જોવા બગીચામાં શામાટે આવ્યો હશે!)

દૃશ્ય બીજું:–કદી ઘોડાના રૂપમાં તો કદી રેલ ગાડીના આકારમાં અને કદિ મનુષ્યની આકૃતિમાં પર્વતો ઉપર હસ્તીની મસ્ત ગતિથી ચાલી રહેલાં ધોળાં ધોળાં વાદળ સ્વપ્નાવસ્થાની ચંચળતા દર્શાવી રહ્યાં છે. પ્રકૃતિ આ અવસ્થામાં પણ સ્ત્રીઓ જેવા હાવભાવ નથી છોડતી. પોતાના પ્રિયતમ "રામ"ની અમીદષ્ટિ પ્રાપ્ત કરવામાટે તે કદિ રડે છે, કદી હસે છે:—

યેહ પર્વત કી છાતી પે બાદલ કા ફિરના,
વોહ દમ ભરમેં આઆમે પર્વતકા ઘિરના,
ગરજના, ચમકના, કડકના, નિખરના,
છમાછમ છમાછમ યે બૂંદોં કા ગિરના;
ઉરૂસે ફલક કા વોહ હંસના, યેહ રોના,
ગ્રેરે હી લીયે હય ફકત જાન ખોના.

અર્થાત્ પર્વતની છાતી ઉપર આ વાદળોનું ફરવું, જોતજોતામાં

પર્વતોનું વાદળોથી ઘેરાઇ જવું, આ મેઘનું ગર્જન, આ વીજળીના ચમકારા અને કડાકા, આ વરસાદનાં ફોરાનું છમાછમ છમાછમ વરસવું, અને પ્રકૃતિનુ નાઇને સ્વચ્છ બની જવું, આકાશરૂપી નવવધૂનું આ પ્રમાણે ઘડીકમાં રડવુ અને ઘડીકમા હસવું, એ બધું મારેજ માટે છે, મારી ઉપરજ તે પ્રાણ નિછાવર કરે છે

દૃશ્ય ત્રીજું'-કોસો સુધી નૈસર્ગિક ઉદ્યાન વિસ્તરેલાં છે, રંગ બેરંગી ફૂલ ચારે બાજુ ખીલેલા છે—

ચેહ વાદી કા રંગીં ગુલોં સે લહકના,
ફિઝા કા ચેહ બૂસે સગપા મહેકના,
ચેહ બુલબુલ સા ખ દાં લબો કા ચહેકના,
વોહ આવાઝે-નય કા બહરસૂ લહકના,
ગુલોકી ચેહ કસ્ગત, ઇરમ રૂબરૂ હય,
ચેહ મેરી હી રગત, ચેહ મેરી હી બૂહય.

તાત્પર્ય.-આ ખીણુનુ રંગબેરંગી પુષ્પોથી આમ સુશોભિત થવું, આ વિશાળ સ્થળનું આમ સુગધથી મેહકી ઉઠવુ, હાસ્ય કરતા ઓષ્ઠોનું આમ બુલબુલની પેઠે બોલવું, અને તે વાસળીના સૂરોનુ સર્વત્ર પ્રસરી જવુ ( એ સર્વ મારા માટેજ છે ) પુષ્પોની આટલી બધી વિપુલતાને લીધે જાણે સ્વર્ગજ સામે આવી ઉભું હોય એમ જણાય છે. આ બધા રગ મારાજ છે, આ સઘળી સુવાસ મારીજ છે.

દૃશ્ય ચોથું.-એક મનોહર સ્થાન—

જો જૂ ઔર ચશ્મા હય નગમા સરા હય,
કિસ અંદાઝ સે આબ બલ ખા રહા હય,
ચેહ તકિયો પે તકિયે હય રેશમ બિછાહય,
સુહાના સમા, મન લુભાના સમા હય
જિધર દેખતા હૂ, જહાં દેખતા હૂ,
મય અપની હી તાબ ઔર શા દેખતા હૂ.

એટલે કે -જેટલા નદી નાળા છે તે બધા મારા માટે ગાન કરી રહ્યા છે, અહા! જુઓ તો ખરા કે પાણી કેવાં નખરાથી અગ મરડે છે ? આ રેશમના ઓશિકા ઉપર ઓશિકા. ધરેલા છે, અહા! કેવો સોહામણો

અને મનલોભામણો સમય છે. જે પણ દિશા તરફ નજર કરૂં છું ત્યાં મારીજ જ્યોતિ અને મારોજ મહિમા દષ્ટિગોચર થાય છે.

દૃશ્ય પાંચમું:-ઝરણાંનું સૌંદર્ય.—

નહીં ચાદરેં નાચતે સીમતન હું'ય,
ચેહ આવાઝ ? પાઝેબ હું'ય નારાઝન હું'ય,
પહાડોં કે દાને ઝમર્રૂદ ફ્રિગન હું'ય,
સફાઈ અહા! રૂયે મેહ પુર-શિકન હું'ય,
સબાહોં મેં ગુલ ચૂમતા બોસા લેતા,
મંય શમશાદ હૂં ઝૂમકર દાદ દેતા.

અર્થ:-આ ધોધ નથી પડતા, એ તો રજતદેહધારી નાચી રહ્યા છે. અને આ નાદ શેનો થાય છે ? એ તો તેમનાં ઝાંઝર ઝમકે છે. પર્વતોના અંડ જાણે લીલમના કકડા વેરી રહ્યા છે, અને તેમની સ્વચ્છતા ! અહા! જાણે ચંદ્રના મુખ ઉપર કરચલીઓ પડેલી છે! પ્રાતઃસમીર બની હું પુષ્પને ચુંબન કરૂં છું, અને શમશાદ વૃક્ષરૂપે હું ઝૂમી ઝૂમીને તેની કદર કરૂં છું

દૃશ્ય છઠ્ઠું:-મોટા મોટા ઉંચા પર્વતોને કાશ્મીરમાં "પીર" કહે છે (જેવા કે પીર પંચાલ, પીર ભુંજાલ, રતન પીર ઇત્યાદિ), તેનું કારણ એ જણાય છે કે ફારસીમાં "પીર" નો અર્થ વૃદ્ધ થાય છે, અને જેમ વૃદ્ધને શિરે ધોળા કેશ હોય છે, તેમ આ પર્વતોનાં શિખર પણ બરફને લીધે સદા સફેદજ રહે છે.

પરંતુ આનંદની વાત એટલી છે કે, કોણ જાણે આ વૃદ્ધોએ કેવા તાપમાં વાળ શ્વેત કર્યા છે (અર્થાત્ કેવા સારા દહાડા જોયેલા છે) કે શિર તો વૃદ્ધ થઇ ગયાં છે, પરંતુ યુવાપણાના બધા ઉમંગો મનમાં ભરેલા છે. તેમનાં હૃદય લીલાછમ છે, અર્થાત્ તે પર્વતોના શિખરને બાજુપર રાખીએ તો નીચેથી અત્યંત લીલાછમ જેવા છે. બાહ્યદૃષ્ટિએ આ કથન તેમને માટે યોગ્યજ જણાય છે કે—

પીરી મેં ન કિસ તરહ કરૂં સૈરો-જહાં કી,
દિન ઢલતેહી હોતા હય તમાશા ગુઝરીકા.

અર્થ:-વૃદ્ધાવસ્થામાં જગતનાં સુખો કેમ ન ભોગવું ? જોતા નથી કે .

દિવસ નમતાંજ ગુજરી ( સાંજની બજાર )નો તમાશો શરૂ થાય છે.

દેવદારનાં આ ઉંચાં વૃક્ષો સુરાની સુરાહી જેવી આકૃતિ ધરાવે છે. તેમની વચ્ચે સ્થળે સ્થળે કલકલ નાદ કરતાં ઝરણાં વહી રહ્યાં છે, જાણે બાટલીઓમાંથી કુલકુલ અવાજ કરતી મદિરા નીકળી રહી છે. આ મૂર્તિમંત મસ્તી રામનીજ એક મોજ છે.

મેરે સામને એક મેહફિલ સજી હય,
હંય સબ સીમ સર પીર, પુર સબ્ઝ જી હય;
શજર કયાં હંય ? મીના પે મીના ધરી હય,
નઝરનોંકા ઝરના હય, કુલકુલ લગી હય.
લુંઢાયે યે શીશે કે બેહ નિકલી લેહરેં,
હય મસ્તી મુજ રિસમ યેહ, યા અપની લેહરેં ?

ભાવાર્થ:-મારી સમક્ષ એક સભા બેઠેલી છે. બધાય વૃદ્ધો રૂપેરી શિરવાળા છે, પરંતુ તેમનું હૃદય હજુ તાજું અને લીલુંજ છે, અને આ વૃક્ષો ! જાણે બાટલી ઉપર બાટલી ગોઠવેલી હોયને ! આ તો ઝરણાં નથી વહેતાં, પરંતુ ઉપર્યુક્ત બાટલીઓમાંથી મદિરા કુલકુલ અવાજ કરતી નીકળી રહી છે એટલા શીશા ઉધા વાળ્યા કે તે વહીને વહેળા બની ગયા. આ મૂર્તિમંત મસ્તી છે કે મારી મોજો ?

દૃશ્ય સાતમું:-નૌકામાં બેસીને શ્રીનગરથી અનત નાગ જવું:—

રવાં આબે દરિયા હય કિશ્તી રવાં હય,
સબા નુઝહત આર્ગી સુબહદમ વ જાં હય.
યે લેહરો પે સુરજ કા જલ્વા અયા હય,
બલદી પે બર્ફ એક તજલ્લી ફિશા હય.
ઝુહૂર અપને હી નૂર કા તૂર પર હય,
પદીદ અપની હી દીદ કુલ બેહરો બરહય.

અર્થાત્ સરિતાના પાણીની સાથે અમારી નૌકા પણ ચાલી રહી છે, અને આ આનંદપૂર્ણ પ્રાતઃસમીર પ્રભાતમાજ જીવનને પ્રફુલ્લિત કરી રહ્યો છે. આ સરિતાની લહરીઓ ઉપર સૂર્યનું સૌંદર્ય-રવિનું પ્રતિબિંબ દૃષ્ટિગોચર થાય છે, અને ઉંચે પર્વતો ઉપર બરફ એક અનુપમ જ્યોતિ જગાવી રહ્યો છે. તૂર (પર્વત) ઉપર પણ મારોજ પ્રકાશ વ્યક્ત થઈ રહ્યો

છે, અને સમસ્ત જળ અને થળ મારીજ દષ્ટિવડે દશ્યમાન થાય છે.

**દશ્ય આઠમું:**-ડલ નામના સરોવરમાં આસપાસના પર્વતોનું પ્રતિબિંબ પડે છે, અને મંદ વાયુ પાણીને એવી રીતે હલાવે છે કે જેથી મોટા પર્વતો પણ હાલતા હોય એમ લાગે છે. કેટલો આનંદ ! કેવું આશ્ચર્ય !

ડલકતા હય "ડલ" દીદએ મેહ-લકા સા,
ધડકતા હય દિલ આઇના ગુર સફા કા,
હિલાતા હય કોહોં કો સદમા હવા કા,
ખિલે હૅય કૅવલ ફૂલ, હય એક બલાકા;
ચેહ સૂરજ કી કિરણેં કે ચપ્પે લગે હૅય,
અજબ ! નાવ ભી હમ હૅય, ખુદ ખે રહે હૅય.

તાત્પર્ય:-ચંદ્રવદની પ્રિયાના નેત્રની પેઠે "ડલ" સરોવરનું નીર હાલી રહ્યું છે, જાણે તેમાં સ્વચ્છ અરિસા જેવું તેનું હૃદયજ ધડકી રહ્યું છે! અહા ! કમળ પુષ્પો કેવાં ખીલેલાં છે અને સૌંદર્યની શોભા શી અનુપમ છે! સરોવરમાનું સૂર્યનું પ્રતિબિંબ જાણે એક નાનકડી નૌકા છે, અને સૂર્યનાં રશ્મિ એ જાણે તેનાં હલેસાં છે. કેવા આશ્ચર્યની વાત છે કે નૌકા પણ અમેજ છીએ, અને અમેજ તેને હંકારીએ પણ છીએ.

સૂર્ય "ડલ" સરોવરમાં નૌકા સમાન કંપિત જણાય છે. અને તેજ સૂર્યનાં કિરણ હલેસાંની પેઠે નૌકા ચલાવનાર છે. હું જ તે સૂર્ય છું કે જે નૌકા બનેલો છે, અને હંકારવાનાં હલેસાં પણ હું જ છું.

**દશ્ય નવમું:**-અમરનાથની ચઢાઈ-પૂર્ણિમાની રાત્રી:-

ચઢાઈ મુસીબત, ઉતરના ચે મુશ્કિલ,
ફિસલની બરફ, તિસપે આફત યે બાદલ,
ક્યામત યે સર્દી, કે બચના હય બાતિલ,
ચેહ બૂ બૂટિયોં કી કે ઘબરા ગયા દિલ.
યે દિલ લેના, જાં લેના કિસકી અદા હય ?
મેરી જાં કી જાં જિસપે શૈદા ફિદા હય.

(પાર્વતીજી)

અર્થાત્ ચઢવું દુર્ઘટ છે ઉતરવું તેથી પણ કઠિન છે, કેમકે બરફ

બહુ લપસણું છે, વાદળો પણ આફ્ત મચાવી રહ્યાં છે, શરદી પણ એટલી બધી કે પ્રભુજ બચાવે; અને જાણે આટલું યે પૂરતું ન હોય તેમ જડી બૂટીઓની તીવ્ર ગંધે પણ જીવને ગભરાવી નાખ્યો છે. આ પ્રમાણે હૃદયને હરી લેવું, અને પ્રાણને ગભરાવી મૂકવો, એ નખરાં કોનાં છે? (શિવજીનાં, કે જે મારાજ અંતરાત્મા છે) અને જેની ઉપરથી આ બધાં-નાંજ નખરાં કુરબાન છે તે કોણ? જે મારા જીવનનું પણ જીવન છે તેનાં (પાર્વતીજીનાં)

**દૃશ્ય દશમું:**–પૂર્ણિમાની રાત્રી.

અજબ લુત્ફ હય કોહ પર ચાંદની કા,
યેહ નેચરને ઓઢા હય જાલી દુપટ્ટા,
દિખાતા હય આધા, છિપાતા હય આધા,
દુપટ્ટે ને જોબન કિયા હય દો બાલા,
નશે મેં જવાની કે માશૂક નેચર,
હય લિપટી હુઈ "રામ" સે મંસ્ત હોકર

**અર્થ:**–પર્વત ઉપર પડતી ચાંદની કોઇ અનેરી મઝા આપે છે, જાણે પ્રકૃતિએ જાળીદાર ઓઢણું ઓઢેલું હોઇ તેમાંથી તેનું અરધું સ્વરૂપ જણાય છે અને અર્ધું ઢંકાઇ રહેલું છે. આ પ્રમાણે એ ઓઢણાએ પ્રકૃતિના યૌવનને બમણું આકર્ષક બનાવ્યું છે, અને આ જવાનીના મદમા પ્રકૃતિ-રૂપી પ્રિયા મસ્ત બનીને "રામ"ને આલિંગન આપી રહી છે.

**દૃશ્ય અગીયારમું:**–અમરનાથનું અત્યંત વિશાળ દૈવી દિવાનખાનું (જેને લોકો ગુફા કહે છે.)

બરફ જિસમેં સુસ્તી હય, જડતા, લા શય,
અમરલિંગ ઈસ્તાદા ચેતન કી જા હય,
મિલે યાર, હો વસ્લ, સબ ફાસલા તય,
યહી રૂપ દાયમ અમરનાથ કા હય.
વોહ આએ ઉપાસક તઐયુન મિટા સબ,
રહા "રામ" હી "રામ," મંય તૂ મિટા જબ.

**ભાવાર્થ:**–બરફ એ તો સુસ્તી છે, જડતા છે, તે કંઇ વસ્તુજ નથી ત્યારે તેની વચમાં ઉભેલું અમરલિંગ ચેતનસ્વરૂપ છે. આ પ્રમાણે મિત્ર

મિત્રનો સંયોગ પ્રાપ્ત થાય અને બધું અંતર દૂર થાય, એજ વાત અમરનાથનું સ્વરૂપ સદા બતાવી રહ્યું છે. જુઓ, પેલા ઉપાસકો સર્વ પ્રકારના પરિચ્છેદનો નાશ કરીને આવી પહોંચ્યા. આ પ્રમાણે જ્યાં "હું-તું" નો નાશ થયો કે "રામ" જ "રામ" અવશેષ રહે છે.

---

## હે રામ

(રાગ જંગલા—તાલ ધમાટ)

હર સૂ કે દવી દીમ, હમા સૂય તૂ દી દી મ,
હર જા કે રસીદીમ, સરે-કૂયે-તૂ-દીદી મ. ૧
હર કિબ્લા કે બુગ્ઝીદ દિલઅઝ બેહરે ઇબાદત,
આં કિબલએ-દિલરા ખમે-અબ્રૂયે-તૂ દીદીમ. ૨
હર સરવે-રવાંરા કે દરીં ગુલશને દેહ રસ્ત,
બર રૂસ્તએ-બુસ્તાને-લબે-જૂયે-તૂ દીદીમ. ૩
અઝ બાદે-સબા બૂયે-મુશત-હોશ શમી દીમ,
બા બાદે સબા કાફિલએ-બૂયે-તૂ દીદીમ. ૪
રૂયે હમા ખૂબાને-જહાં રા બ તમાશા,
દીદીમ વલે અ આઇનએ-રૂયે તૂ દીદીમ. ૫
તા દીદએ-શુહલાએ-બુતાને-હમા આલમ,
કદીંમ નઝર નરગિસે-જાદૂયે-તૂ દીદીમ. ૬
તા મેહરે રૂખત બર હમા ઝર્રાત ન તાબદ,
ઝર્રાતે જહાંરા બ તગો-પૂયે-તૂ દીદીમ. ૭

અર્થઃ-(૧) જે જે બાજુ દોડયો ત્યાં બધે અમે તનેજ જોયો, અને જ્યાં પહોંચ્યા ત્યાં તારીજ ગલીનું નાકું જોયું. (અર્થાત્ સર્વત્ર અને સર્વમાં તુંજ છે અને સઘળા પ્રયત્ન-સર્વ ધર્મો તારી પાસેજ પહોંચવાના માર્ગ છે.)

(૨) હૃદયે ઉપાસનાને અર્થે જે જે સ્થળને વંદનીય ગણ્યું, તે તે સ્થળમાં તારીજ ભ્રકુટિનો ચાપ દૃષ્ટિએ પડયો. (મુસલમાનો, ખ્રિસ્તીઓ, યહુદિઓ ઈત્યાદિનાં ઉપાસનામંદિરોમાં-મસીદોમાં અને દેવળોમાં કમાનોની બાંધણી કરેલી હોય છે. આ કમાનો કવિને પ્રિયાની ભ્રકુટિરૂપે જણાય

છે, અર્થાત્ પ્રાર્થનાનાં બધાં સ્થળોમાં તેને ઈશ્વરનાંજ દર્શન થાય છે.)

(૩) આ જગતરૂપી બગીચામાં જે કોઇ હાલતાં ચાલતાં સરોવર વૃક્ષ સમાન નાજુક અને સીધા કદવાળાં પ્રિય જનો છે તેમને મેં તારી નદીના તટ ઉપરના ઉદ્યાનમાં ઉગેલાં સરોવર વૃક્ષજ જાણ્યાં. (અર્થાત્ જગતનાં સર્વ મનુષ્યોના રૂપમાં પણ ઈશ્વરે પોતાનુંજ રૂપ પ્રકટ કરેલું છે.)

(૪) કાલે પ્રાતઃસમીરમાં અમે તારીજ ખુશબો સૂંઘી, અને જોયું તો પ્રાતઃસમીર સાથે તારી સુગંધનોજ કાફલો હતો. (અર્થાત્ તેમાં પણ તારીજ સુગંધ વસેલી હતી.)

(૫) કુતૂહલને ખાતર અમે જગતના સર્વ સુંદર પુરુષોનાં મુખડાં જોયાં, પરંતુ તે બધાં તારાં મુખરૂપી અરિસામાંજ જોયાં (અર્થાત્ તારા સૌંદર્યનાંજ તે સઘળાં પ્રતિબિંબ હતાં.)

(૬) સમસ્ત જગતની સુંદર મૂર્તિઓનાં મદ ભરેલાં લોચન તરફ જ્યારે અમે દૃષ્ટિ કરી ત્યારે તે અમને તારાંજ જાદૂભરેલાં નયન જણાયાં.

(૭) જ્યાંસુધી તારો મુખરૂપી સૂર્ય જગત્નાં બધાં રજકણો ઉપર ન પ્રકાશે, ત્યાંસુધી તે રજકણોને અમે તારીજ પાછળ નાસતાં અને દોડતાં જોયાં. (અર્થાત્ જ્યાંસુધી હૃદયમા તારી જ્યોતિ ન પ્રકાશે ત્યાંસુધી સત્યના જિજ્ઞાસુના પ્રયત્નો તારી તરફજ વળેલા રહે છે.

(રાગ ભૈરવી—તાલ દાદરા)

સેર નિયમ, સેર નિયમ, અઝ લબે-ખંદાને તૂ,
અય કે હઝાર આફરીં બર લબો-દંદાને તૂ. ૧
ગોસને તેગી કશીદ, ખૂને સમનરા બરીખ્ત,
તે ગણ સોસન કે દાદ ? નર્ગિસે-ખુંખારે તૂ. ૨
આઈન એ જાં શુદસ્ત ચેહરએ તાવાને તૂ,
હર દ્ર યકી ખુદાઈ મ જાને મનો-જાને તૂ. ૩

અર્થાત્ (૧) તારા ઓષ્ઠ અને દંતપંક્તિ ઉપરથી હું સહસ્રવાર બલિહાર જાઉં, એ સ્મિતપૂર્ણ ઓષ્ઠોથી હું હજુ સંતોષાયો નથી, હજુ મને જરાએ સંતોષ વળ્યો નથી.

(૨) કમળે તલવાર ખેંચી અને ચમેલીનું ખૂન રેડયું. પણ તેને તલવાર કોણે આપી? તારા લોહીતરસ્યા નયનેજ!

(૩) તારૂં ચળકતું મુખડું પ્રાણનું દર્પણ બનેલું છે, એ પ્રમાણે તારા પ્રાણ અને મારા પ્રાણ બન્ને એકજ છે.

ૐ ! ૐ !! ૐ !!!

## વનવાસ

રહિએ અબ ઐસી જગેહ ચલકર જહાં કોઈ ન હો,
દુશ્મને[1]-જાં હો ન કોઈ મહેરબાં કોઈ ન હો. ૧
પડિએ ગર[2] બીમાર તો આ કર ન પૂછે કોઈ બાત,
ઔર ગરમર જાઇએ તો નોહા[3]-ખાં કોઇ ન હો. ૨
રૂખસત[4] અય ઝિંદાં![5] જુનું[6] ઝંજીરે[7]-દર ખડકાએ[8] હય,
મુઝદાહો[9] ખારે[10]-દશ્ત અબ તલ્વા [11]મેરાં ખુજલાય[12] હય. ૩
ફિર બહાર[13] આઇ ચમનમેં[14] ઝખ્મે[15]-ગુલ આલે[16] હુવે,
ફિર મેરે દાગે[17] જુનું આતશકે[18] પરકાલે[19] હુવે. ૪

જીવતા રામનાં અસ્થિ ગંગામાં પડયે બે વર્ષ વીતી ગયાં છે, કાશ્મીરની યાત્રાને આશરે એક વર્ષ થઇ ચૂકયું છે.

જો કોઇ વ્યક્તિને ખાત્રી થઇ જાય કે આ મૃગજળ છે, તો તે ત્યાં પાણી ભરવા જશે? કદાચ કોઇના અત્યંત આગ્રહથી મારવા-બાંધવાથી તે ત્યાં જાય ખરો તોપણ તેના પગ ઉત્સાહથી તો નહિજ ઉપડે.

સંસારના વિષયોનું મૂળ સ્વરૂપ સ્પષ્ટ રીતે જણાઇ આવ્યા પછી અને સંસારિક વસ્તુઓ ઉપરનો ઢાળ ઉતરી જવા પછી તેમાં મન કેવી રીતે લાગે? કુંભાર ચાકને ચલાવવાનું બંધ કરી ગાદી ઉપર જઇ બેસે તો પણ પ્રથમ મળેલી ગતિનો લીધે તે ચાક થોડીવારસુધી તો ચાલ્યાજ કરશે; પરંતુ એ ગતિ કેટલી વાર ટકવાની? એ ગતિ ધીમે ધીમે મંદ પડતી જશે, અને માલિકના હાથ ફરીને નહિ લાગવાથી આખરે તે ચાલતું બંધ પડશે.

---

૧ જીવનો દુશ્મન ૨ જો ૩ રુદન-વિલાપ કરનાર ૪ રામરામ-છેલ્લી સલામ ૫ કારાગૃહ ૬ દિવાનાપણું ૭ દાગની સાંકળ ૮ ખટખટાવે છે ૯ વધાઇ, ખુશખબર ૧૦ અરણ્યનું કંટક ૧૧ પગનું નળું ૧૨ ખણે છે ૧૩ વસંત ઋતુ ૧૪ બગીચો ૧૫ પુષ્પના ઘા ૧૬ આળાં-જરા છેડતાં દુઃખે તેવા ૧૭ દૈવી ઘેલછાને લીધે હૃદય ઉપર પડેલા ડાગ-ડામ ૧૮ અગ્નિ ૧૯ અંગારા

જે શરીરનો કર્તા-ભોક્તા જીવ પોતાની સાચી ગાદી ઉપર આસન જમાવી બેસી ગયો હોય, તે શરીર પણ કુંભારના ચાકની પેઠે કયાંસુધી ફર્યા કરશે? તેના સાંસારિક સંબંધ ધીમે ધીમે નરમ પડતા જશે અને આખરે વિદેહ.

કબ સુબુકદોશ રહે કૈદીએ-ઝિંદાને-વતન,
બૂયે-ગુલ ફાંદતી હય બાગ કી દીવારેં કો.

ભાવાર્થ:–વતનના કારાગૃહમાં પૂરાયલા કેદીઓ પણ બિચારા કયાં ચિંતારહિત હોય છે? પુષ્પો બગીચામા પૂરાયલાં હોય છે પરંતુ તેમની સુગંધ બગીચાની દિવાલોને પણ કૂદીને બહાર જતી રહે છે, (અને તે પુષ્પોને ચુંટનારા-તેમના સુવાસને ભોગવનારાને બોલાવી લાવે છે, તેવુંજ શરીરરૂપી કારાગૃહમાં પૂરાયલા કેદી (જીવન્મુક્ત) નું પણ છે.

અકબરનો બાપ હુમાયું બાદશાહ મરી ગયો ત્યારે તેના જેવાજ ચહેરાવાળો મુલ્લા શિકબી નામનો એક કવિ કેટલાક દિવસ સુધી રાજ સિંહાસન ઉપર બેસતો, જેથી લોકો એમજ સમજતા કે હુમાયુ હજુ જીવે છે અને રાજ કરે છે. પણ આ પ્રમાણે સત્યને કયાસુધી છુપાવી શકાય? આખરે બધાને ખબર પડીજ ગઇ. તેવી રીતે જ્ઞાન થતા વેંતજ જ્ઞાની પોતે તો શરીર છોડીજ દે છે. સંસારી લોકોની દૃષ્ટિમા તે કામકાજ કરતો દેખાય છે; પરંતુ તે પણ કયાસુધી નભવાનું?

કેટલાક તારા આકાશમાથી તૂટી પડયા પછી પણ આ પૃથ્વી ઉપર રહેનારાઓને અત્યત આઘે હોવાને લીધે સેકડો બલ્કે સહસ્ર વર્ષસુધી જણાયા કરે છે, પરંતુ આખરે એક દિવસ તો એ દેખાવું બધ થઈને તે તૂટી ગયલા પણ જરૂર જણાય છેજ. જે રોટલીને એકવાર ખાઇ ગયા તેજ રોટલીને પછી હાથમા કેવી રીતે રાખી શકાય? અહકારને શિવોऽહં ખાઈ ગયો, પછી તે અહંકાર શું કામ આવશે?

છેવટે તે દિવસ પણ આવ્યો કે બધાં કામકાજ છૂટી ગયાં.

દિલબરા ચૂં રૂખ નમૂદી શુદ નમાઝે-મન કઝા,
આફતાબી ચૂ બર આયદ સિજદા કૈ બાશદ રવા?

અર્થાત્ ઓ વહાલા! તેં મુખડું બતાવ્યું કે મારી નમાઝ કઝા થઇ ગઇ (વખત વીતી જવાથી પઢવામાં ન આવી,) કેમકે જ્યારે સૂર્ય નીકળતો

હોય ત્યારે સિજદો (દંડવત્ પ્રણામ) કરતો નથી. (ફજરની નમાઝનો વખત સૂર્યોદય સુધીજ ગણાય છે. સૂર્યોદય થવા માંડે ત્યારથી તે સૂર્ય પૂરેપૂરો બહાર નીકળી આવે ત્યાં લગી નમાઝ પઢી શકાતી નથી. તે પછી, જો ફજર અથવા સવારની નમાઝ ન પઢી હોય તો, તેની કઝા કરવામાં આવે છે, અર્થાત્ ખરા વખત ઉપર છુટી ગયલી નમાઝ ફરી પઢવામાં આવે છે. )

ઇશ્ક કે મક્તબમેં મેરી આજ બિસ્મિલ્લાહ હય,
મુંહ સે કેહતા હૂં અલિફ દિલસે નિકલતી આહ હય.

અર્થાત્ પ્રેમની પાઠશાળામાં આજ મારો પ્રથમ પાઠ મોંવડે તો હું "અલિફ" (પહેલો અક્ષર) બોલું છું, પણ ત્યારે હૃદયમાંથી "આહ" (નિશ્વાસ) નીકળે છે.

એક ફારસી કાવ્યનો અર્થ આવો છે:—

મારી મૂર્છાએજ મને મસીહ (સાજા કરનાર)ની પાસે લાવી મૂક્યો; મારૂં દર્દજ મારી દવા બની ગયું.

પયૂરહન મીબદરમ દમ બદમ અઝ ગાયતે શૌક,
કે વુજૂદમ હમા ઊ ગશ્તો મન ઇ પયૂરહનમ.

અર્થાત્ દૈવી પ્રેમોત્સાહની અવધિને લીધે હું મારાં વસ્ત્ર પળે પળે ફાડી નાખું છું, કેમકે મારૂં અસ્તિત્વતો સર્વાંશે તેજ, રહ્યો છે થઈ અને હું આ બની ગયો છું.

મુઝે ઇસ દર્દ મેં લઝ્ઝત હય, અય જોશે જુનૂં, અચ્છા,
મેરે ઝખ્મે-જિગર કે હર ઘડી ટાંકે ઉધેડ જા.
રહા હય હોશ કુચ્છ બાકી ઉસે ભી અબ નિબેડજા,
યેહી આહંગ, અય મુતરબ પિસર, ટુક ઔર છેડ જા.

અર્થાત્ હે ઘેલછાના ઉન્માદ, મને આ દર્દમાં અત્યંત આનંદ આવે છે, માટે હરઘડી મારા જીગરના ઘા ઉપર મારેલા ટાંકા તું ઉધેડયા કર.

ઓ ગાયકપુત્ર, આજ ગાન-આજ લય થોડીવાર વધુ લલકારીને જે કંઇ થોડુંઘણું ભાન મારામાં બાકી રહી ગયું છે તેને પણ સમેટીને લઇ જા.

દર દિલમ ઇશ્ક ઝ લયલા કાફીસ્ત,
ખાહિશે-વસ્લ ઝ નાંઇન્સાફીસ્ત.

અર્થાત્ મારા હૃદયમાટે લયલાનો પ્રેમમાત્રજ પૂરતો છે, મેળાપની ઈચ્છા કરવી એ તો અન્યાય છે.

પીશ આમદમ શહે-બદેરા, ગુફતમ શહા કમ કુન બલા,
ગુફતા બેરવ, ગર આશકી હર દમ બલા અફઝૂં કુનમ.

અર્થાત્ મારા બાદશાહ આગળ હું ગયો અને અરજ કરી, "મારા બાદશાહ! મારા ઉપર પડેલી બલા (વિપત્તિ)ને જરા ઓછી કરવા કૃપા કર." તેણે જવાબ આપ્યો, "જા જા, જો તું ખરો પ્રેમી હશે તો તો પ્રતિ પળે તારી વિપત્તિમાં વૃદ્ધિ કરીશ."

એક એવો પણ દિવસ હતો, જ્યારે શીતળ શ્વાસ લેતો લેતો પીળા પડી ગયલા ચહેરાથી છૂપાઇ છપાઇને ચોધાર આંસુએ રડતો ગંગામાં ડૂબવાની ઇચ્છાથી "રામ" અહીં આવ્યો હતો.

વજ્હે-ઝર અઝ રૂયે દારદ ચશ્મે-લૂલૂ બારે મન,
કદ્બે-મન નકદે-રવા જાં રૂયે-દર બાઝારે મન. ૧
પીશ અઝાં કે બૈઝએ-ઝરીં ફિતદ બર તરતે ઝર,
દર ખરોશ આયદ ખરૂસ અઝ નાલા હાયે ઝારે મન. ૨

અર્થાત (૧) પ્રેમને લીધે મારી આંખ મોતી વરસાવે છે, સોનાનું મૂલ્ય ધરાવે છે, અને મારૂં હૃદય પણ પ્રેમને લીધે બજારમાં નાણાંની પેઠે ચાલે છે.

(૨) સુવર્ણવર્ણી ઈંડું રૂપાના થાળમાં પડે (અર્થાત્ આકાશમાં સૂર્ય ઉગે) તે પહેલાં તો મારાં રૂદન અને કકળાટને લીધે કૂકડો પોકારી ઉઠે છે કે સવાર થઇ ગયું.

"ગંગા! તેથીં સદ બલિહારે જાઉં,
ગંગા, તેથીં સદ બલિહારે જાઉં."

આજે એવો સમય છે કે ગંગા (શ્રીગંગાજી) માં લુગડાં-લત્તાં, બલ્કે શરીરનાં રોમ રોમ ઉખાડીને પરમ આનંદ સાથે મોજમાં લેહરાઇ લેહ-રાઇને "રામ" ગાય છે.

"સદ બલિહારે જા ગંગે! મેથીં સદ બલિહારે જા." ઈત્યાદિ.

હાજી બસૂયે કાબા રવદ અઝ બરાયે હજ,
અલ્હમ્દ ગો કે કાબા બિયાયદ બસૂયે મા.

અર્થાત્ હજ યાત્રા કરવા માટે હાજી (યાત્રાળુ) કાબા (મક્કામાં એક સ્થળ) ભણી જાય છે; પરમેશ્વરની કોટિ કોટિ સ્તુતિ ગાતો કાબા પોતેજ મારી ભણી આવી રહ્યો છે.

(રાગ સોરઠ–તાલ ગુગલઇ)

બાઝ આમદમ, બાઝ આમદમ, તા વકત રા મૈમૂં કુનમ;
બાઝ આમદમ, બાઝ આમદમ, તા દર્દે-દિલ અફ્ઝું કુનમ. ૧
બાઝ આમદમ, બાઝ આમદમ, તા બેહરે બીમારાને દિલ,
અઝ અશ્કે ચશ્મો આહે શબ, વઝ ખં જિગર માજૂં કુનમ. ૨
બાઝ આમદમ, બાઝ આમદમ, તા દિલ બર આંદિલબર નિહમ,
વઝ હરચે જુઝ દિલબર બુવદ, અઝ શેહરે દિલ બીરૂં કુનમ. ૩
બાઝ આમદમ, બાઝ આમદમ, ચીઝી ન દારમ જુઝ અલિફ,
કદ્દે અલિફ પયદા શવદ ચૂં રાસ્ત પુશ્તે નૂં કુનમ. ૪
બાઝ આમદમ, બાઝ આમદમ, દિલદાદઇ શોરી દઈ,
ખુદરા મગર લયલા કુનાં આં ચારરા મજનૂં કુનમ. ૫
ગુફ્તમ, "શહા, દર હિજરે તૂ બસ કતરાહા બારીદાઅમ;"
ગુફ્તા, "ચે ગમ? હર કતરા રા મન લુલૂયે મકનૂં કુનમ." ૬
ગુફ્તમ, "શહા, ચું હાઝેરી, ફ્ર્દા ચે હાજત વાદા રા?"
ગુફ્તા, "એ રવ, ખુદરા બબીં, તા વાદારા અકનૂં કુનમ. ૭
ગુફ્તમ, "શહા, દર પર્દહા ખુદરા ચેરા દારી નિહા?"
ગુફ્તા કે "ગર બીરૂં શવમ સીસદ ચુ તૂ મજનૂં કુનમ." ૮

અર્થ.–(૧) હું વળી પાછો આવ્યો છું, વળી પાછો આવ્યો છું, એટલા માટે કે સમયને શુભ બનાવું; હું વળી પાછો આવ્યો છું હું વળી પાછો આવ્યો છું, એટલા માટે કે દિલના દર્દમાં વધારો કરૂં.

(૨) હું વળી પાછો આવ્યો છું, વળી પાછો આવ્યો છું, એટલા માટે કે હૃદયના રોગીઓ માટે આંખનાં આંસુ, રાત્રીના નિશ્વાસ તથા કાળજાના રક્તવડે ઔષધિ બનાવું.

(૩) હું વળી પાછો આવ્યો છું, વળી પાછો આવ્યો છું, એટલા માટે કે મન તે મનહરણીમા લગાવું, અને મનહરણી સિવાય બીજા બધાને મનના નગરમાંથી કાઢી મૂકું.

(૪) હું વળી પાછો 'આવ્યો છું, વળી પાછો આવ્યો છું, અને મારી પાસે "અલિફ્" (અદ્વૈત) સિવાય અન્ય કોઇ વસ્તુ નથી. જ્યાં "નૂન" (અહંકાર) ની પીઠને સીધી કરૂં છું કે "અલિફ્" ઉત્પન્ન થાય છે. (ફારસી મૂળાક્ષરોમાં "નૂન" આવો. હોય છે, તેની વાકી વળેલી પીઠને સીધી કરીએ તો, (ઉભી લીટી અથવા અલિફ્ બને છે.)

(૫) હું વળી પાછો આવ્યો છું, પાછો આવ્યો છું, કેમકે હું હૃદયને ગુમાવી બેઠેલ ઘેલો માણસ છું, પરંતુ મને પોતાને લયલા બનાવી હું તે વહાલાને મજનૂં (દિવાનો) બનાવીશ.

(૬) મેં કહ્યું, "હે બાદશાહ! તારા વિયોગમાં મેં ઘણા ટીપાં (આંસુ) વર ા ," તેણે કહ્યુ, "ચિંતા નહિ, તે દરેક ટીપાનું હું સાબૂત મોતી બનાવીશ."

(૭) મેં કહ્યુ, "હે રાજન્! જ્યારે તું હાજર છે તો પછી આવતી કાલનો વાયદો શામાટે?" તેણે જવાબ આપ્યો, "જા, તને પોતાને જો, એટલે કાલનો વાયદો આજેજ પતી જશે."

(૮) મેં પૂછ્યું, "હે હાકમ! તું પોતાને પડદાઓમાં કેમ છૂપાવેલો રાખે છે?" તેણે ઉત્તર આપ્યો કે "જો બહાર આવું તો તારા જેવા ત્રણ હજારને દિવાના બનાવું."

## ગંગોત્તરીનો માર્ગ

કેવળ કટિ ઉપર લુગડું પહેરીને રામ ચાલ્યો જાય છે, અને ગાય છે. શું ગાય છે?–"ૐ!"

એક સ્થળે તો સામસામી પર્વતોની હાર ઉંચી ઉંચી દિવાલોની પેઠે દશેક માઇલસુધી ચાલીજ જાય છે. તેમની વચ્ચે બીજા એક પર્વત સાથે અથડાતી, ઝોલા ખાતી ગંગા વહે છે, બીજી બાજુ પહાડના ઢોળાવમાં એક નાનો સરખો પગદંડીનો માર્ગ ખોદેલો છે. રાત્રીના બે કે ત્રણ વાગ્યા હશે. સર્વત્ર ઘોર શાંતિ પથરાયલી છે. વાદળા ઘેરાયલાં છે. પંખી પાંખ નથી ફફડાવતાં. ઓ જુઓ! વીજળી ઝબકી, વાદળ ગર્જ્યું, વર્ષા પર્વતો ઉપર પોતાનું જોર અજમાવવા લાગી. માર્ગમાં પાષાણ અને વૃક્ષ પડવા લાગ્યાં, કડુડુડુ ધમ, કડુડુડુ ધમ. રામને માથે છત્રી નથી. પગ તદ્દન ઉઘાડા છે હાથમાં લાકડી પણ નથી. ગરમ વસ્ત્રોનોયે આધાર નથી.

બક્રિસુરદનમ હમા તન અલમ, બ તરદુદ આબલાદર કદમ,
ચુ ગુબારે-નાલા ફ્રિસુર દનમ, ચુ સરિશ્તે નંગે રવા નિયમ. ૧

ન નશીમની કે કુનમ મકાં ન પરી કે બર પરમ અઝ મિયાં,
ન કુની બ ઇશ્વએ-ઇમ્તેહાં, સિતમ આશિયાને-રેહાઇયમ. ૨

અર્થ:--(૧) કરમાઇ જવાની વાત કરતા હો તો આ આખું શરીર શોક સ્વરૂપજ છે, અને આવજાવ કરતે કરતે પગમાં છાલાં પડી ગયાં છે. વહેળામાં જામી ગએલી ધૂળની પેઠે હું ઠરી ગયો છું અને હાંસી--અપકીર્તિના જેવી મારી ચાલ છે.

(૨) મારે ન તો કોઇ માળો છે કે જ્યાં નિવાસ કરૂં, અને ન મારે પાંખ છે કે અહીંથી ઉડી જાઉં. નખરાં કરી પરીક્ષા ન કર. મને આ જુલ્મથી છૂટો કર.

દશ્ત પૈમાઇ સે હય અપને ખિયાબાં નાઝાં,
અપને પાબોસ સે હય ખારે-મુગીલાં નાઝાં.

અર્થાત્ મારા જંગલમાં ભટકવાથી અરણ્ય ગર્વ કરે છે, અને ચરણ ચૂમીને કંટક પોતાને ધન્ય ગણે છે.

આ સ્થળ એવું છે કે જ્યાં ધોળે દહાડે પણ મનુષ્યો જવલ્લેજ જાય છે. એવા આ સ્થળમાં આવી અંધારી રાત્રે કોણ જાય છે? જે સુષુપ્તિની ઘોર નિશામાં પણ જાગતો રહે છે તેના વિના બીજું કોણ હોય! सदोदितोऽहं सदोदितोऽहं।

એવી દશામાંજ આગળ વધતાં એક ત્રૂટેલી સડક સામે દેખાય છે. માર્ગ બંધ છે, પરંતુ જગતમાં એવી કઇ અડચણ છે કે જે "રામ" ને રોકી શકે? કાંટાવાળી ઝાડીઓને પકડી પકડીને, પત્થરોનો આધાર લઇ રામ પર્વત ઉપર ચઢી રહ્યો છે. જ્યાં બકરીને પણ પહોંચવું મુશ્કેલ થઇ પડે, ત્યાં રામ હાજર છે.

બજહાને જલ્વા રસીદા અમ, દેહ હઝાર પર્દા દરીદા અમ,
સમરે—નિહાલે—હકીકતમ, ચમને-બહારે – ખુદાઇ યમ. ૧

સરે-કાબા ગર્મે ફ્રિસુને-મન, દિલે-દેર જો શિશે-ખૂને-મન,
મગુઝર બ સૈરે-જીનુને-મન, કે, કયામતે' હમા જાઇયમ. ૨

અર્થ:-(૧) ઈશ્વરી સૌંદર્ય જ્યાં વ્યક્તભાવે ખીલી રહ્યું છે એવા જગત્‌મા હું પહોચેલો છું, અને મેં દશ હજાર પડદા ફાડી નાખ્યા છે. હું તત્ત્વ (સત્) વૃક્ષનું ફળ છું, હું ઈશ્વરી વસંતમાં ખીલેલી વાટિકા છું.

(૨) કાબા (મક્કામાંનું મુસલમાનોનું તીર્થસ્થળ) ના મસ્તિષ્કમાં મારૂંજ જાદુ–મારાજ વિચારો ભરાયલા છે, અને મંદિરના હૃદયમાં મારૂંજ રક્ત ઉછાળા મારે છે, મારી આ ઘેલછા જોવાનું છોડીને પસાર ન થઈ જા, કેમકે હું સર્વત્ર સ્થપાનારી કયામત છુ (અર્થાત્ મારી આગળજ તારો છેવટનો હિસાબ થવાનો છે.)

પર્વતના શિખર ઉપર કેટલા મોટા અવાજે ૐ! ૐ!! ૐ!!! નો સૂર સંભળાય છે! એ પાછલી રાત્રે ઉંઘનાગઓ! શું તમારા કાનમાં આ અવાજ નથી પડયો? હજુ સુધી તમારી નિદ્રા નથી ઉડી? વાદળો! જાઓ, સમસ્ત સંસારમાં ૐ નો ઢંઢેરો પીટાવી દો. વીજળીઓ! દોડો, પ્રકાશના અક્ષરથી લખી બતાવો કે "ૐ"

તેના ઉત્તરમા મેઘો ગરજી ગરજીને પત્થરોને જગાડે છે. વીજળી વૃક્ષો અને જનાવરોને પ્રકાશવડે જગમગાવી દે છે. રામની આજ્ઞાઓને પ્રકાશે આંખો વડે સ્વીકારી, આકાશે શિરસાવંદ્ય માની–"ભારત જાગ્યું, જાગ્યું, જાગ્યુ."

ફલક ગુફ્ત અહસન! મલક ગુફ્ત ઝેહ!

અર્થ:- આકાશે કહ્યું વાહવા! દેવોએ કહ્યું ધન્ય, ધન્ય!

**ઓ ગુલામી! અરે દાસત્વ! એ દુર્બળતા! હવે તમારૂં આવી બન્યું છે. બાંધો બિસ્તર પથારી, ઉઠાવો સરસામાન. અને કરો પલાયનમ્ ચાલો, છોડી જાઓ આ મુક્ત પુરુષોના દેશ (ભારત) ને તમારા અસ્તિત્વને લીધે વાદળો રડે છે હવે તો બસ જાઓ, વહી જાઓ ગંગામાં ડૂબી જાઓ સમુદ્રમાં, કે ગળી જાઓ હિમાલયમાં.**

આ ભયાનક અને શંકાપૂર્ણ અવસરે પણ રામ મૃત્યુને ધમકાવી રહ્યો છે. શું તેને પ્રાણુનો પણ ભય નથી? જેનાથી કોઇ સ્થાન ખાલી નથી તેને વળી ભય કેવો! મૃત્યુની પણ તાકાત છે કે રામની આજ્ઞા વિના શ્વાસ સુદ્ધાં લઈ શકે? જ્યાંલગી ભારત નહિ સુધરે ત્યાંલગી રામનો આ દેહ પડવાનો નથી.

આ શરીર કપાઈ જશે તોપણ તેનાં અસ્થિ દધીચિનાં અસ્થિની પેં કોઇ ને કોઈ ઇંદ્રનું વજ્ર બનીને દ્વૈતના રાક્ષસને મારી ચૂરેચૂરા કરી નાખશે આ શરીર ભલે પડી જાય, પરંતુ તેમાથી છુટેલું બ્રહ્મબાણ કદિપણ વ્યર્થ થવાનું નથી.

અશ્વત્થામાના "બ્રહ્મશર" ની પેઠે રામનું "બ્રહ્મબાણ" દ્વૈતદૃષ્ટિ અને તેના વંશનું બીજ સુદ્ધાં નહિ રહેવા દે. ગર્ભમાં જે ભેદરૂપી બચ્ચાં કચ્ચાં હશે તેમને પણ એ તો ઉડાંવી દેશે.

આવી શુદ્ધ સ્ફુરણા આગળ કોણ ઉભું રહી શકે? આ જ્ઞાન ગોળો ખાલી જવાનો નથી. ગર્વિષ્ઠ શિરવાળા અહંકારરૂપી રાવણનાં અંગે અંગ જૂદાં કરી દેશે

પડા નફસકો કે રાવન હય હમસે કામ નહી,
જલા કે ખાક ન કરદૂં તો રામ નામ નહીં.

અર્થ:--અહંકાર કે જે રાવણ છે તેને અમારો મેળાપ થયો નથી; : કાબલો થતાંજ બાળીને ભસ્મ ન બનાવી દઉં તો મારૂં નામ રામ નહિ.

ખિયા અય સબ્જ ખંગે મન બિનેહ બર આસમાંહા સુમ;
બખેજ અય મુર્દએ દુનિયા! બઈઝની કુમ, બઈઝની કુમ.

અર્થ:-હે ઓ મારા લીલા ઘોડા (મન)! આવ આકાશની પણ ઉપલી બાજુ-તારી ટાપ મૂક. (અર્થાત્ લોક પરલોકથી પણ ઉપર જા;) ઊઠ, ઓ મૃતક સૃષ્ટિ! ઉઠ, મારી આજ્ઞાથી ઊઠ, મારી આજ્ઞાથી ઊઠ.

પ્રભાતનો સમય છે. નિજાનંદમાં ઝૂમતો રામ ચાલ્યો જાય છે. કોઇ કોઇ વાર મોજમા આવી નાચવા માડે છે.

ચારે બાજુ ટેકરીઓએ શ્વેત (બરફની) સાડીઓ પહેરેલી જોઇને ક્રોધને લીધે મોં રાતું પીળું થઈ ગયું--

"તમે વિધવાનો વેશ કેમ ધારણ કર્યો છે? જોતી નથી કે આ કોણ આવી રહ્યો છે?"

ટેકરીઓમાંથી ઠંડા નિશ્વાસ (શીતળ વાયુ) નિકળે છે--

"હાય, સુઓ રંગારો આજે હજુ સુધી આવ્યો નથી."

રામે આખ ઉંચી કરતાંજ પ્રજ્તો ધ્રૂજતો લાલ રંગારો (સૂર્ય) આવે છે, અને તત્કાળ ટેકરીઓની ઓઢણીઓ ભગવી બની જાય છે

રંગ દે રે રંગરેઝ! સુનરિયા રંગ દે.
માહિ કી ચદરિયા, હમરી સુનરિયા, દોનોં કો જોગિયા રંગ દે.
રંગ દે રે રંગરેઝ! સુનરિયા રંગ દે.

---

મૈ પિયા! તોરે રંગમેં સમાય રહી, ઔર રંગ મોહે કાહે પ્રિય હોવે?
રંગ ચોહી, રંગ રેઝ ચોહી, મૈં ચટક સુનરિયા રંગાય રહી
પિયા! તોરે હી રંગમેં સમાય રહી.
હમરે પિયા, હમ પિયા કી રી સજની, પિયા પર જિયોડા ગઁવાય રહી.
મૈં પિયા! તોરે રંગમેં સમાય રહી.

ૐ! ૐ!! ૐ!!!



# સ્વામી વિવેકાનંદના સદુપદેશ

## ગ્રંથ ૧ લો–ભાગ ૧–૨ અને ૩

ઇંચિ પા।×૮નાં પૃષ્ઠ ૫૭૫, મુલ્ય રા પો. ૦।=

આમાંના કેટલાક વિષયોઃ—ધર્મ એટલે શું ? વેદાન્ત અને સુધારો. આર્યતત્ત્વજ્ઞાનનાં પગથિયાં. અનુભવનો માર્ગ. અમેરિકાની સર્વધર્મપરિષદ્‌માં વ્યાખ્યાન. ભારતમાં મળેલાં અનેક માનપત્રો અને તેના બોધપ્રદ ઉત્તરો. ઇંગ્લેન્ડ તથા અમેરિકાની સરખામણી. ભારતની જડતાનું કારણ—આત્મા પ્રતિ અવિશ્વાસ તમારામાં અનંત સામર્થ્ય છે. મહાભારતના કૃષ્ણની પૂજા. પ્રાચીન સભ્યતાની વિશેષતા. ધાર્મિક ઉત્સવોની આવશ્યકતા. સ્ત્રીકેળવણીની રૂપરેખા. સંઘશક્તિ એજ મહાશક્તિ. સંકલ્પસિદ્ધ ઋષિઓનું સામર્થ્ય. અવતારી પુરુષોનો અનુભવ. સેવાધર્મની ઉત્તમતા. ભોગ અને યોગ સાથે બનેજ નહિ. સંન્યાસ-મહિમા અને કર્તવ્ય. અમેરિકાની વિજયકથા. સૂક્ષ્મ મનનું સામર્થ્ય. પાદરીઓનો ઉપદ્રવ. પ્રેતયોનિનું આસ્તત્વ. એક પ્રેતાત્માનો ઉદ્ધાર. ડારવીનનો સિદ્ધાન્ત. શક્તિ ખીલવવાનો માર્ગ. ઈશ્વરના કૃપાપાત્ર કેમ બનાય ? મનને વશીભૂત કરવાનો માર્ગ.

## ગ્રંથ ૨ જો–ભાગ ૪ થો અને પાંચમો

ઈંચ પા।×૮નાં પૃષ્ઠ ૬૦૦, મૂલ્ય રૂ રા પો. ૦।=

આમાંના કેટલાક વિષયોઃ—વેદાન્તનુ મહાન કાર્ય. મારો યુદ્ધની વ્યૂહરચના. ભરતખંડના મહાન પુરુષો. ભરતખંડનુ ભવિષ્ય. હિંદુધર્મનાં સામાન્ય મૂળતત્ત્વો. સન્યાસનો આદર્શ અને તેનુ વ્યાવહારિક સ્વરૂપ હું શુ શીખ્યો છુ ? વર્તમાન હિંદના મહાન્ પ્રશ્નનુ નિરાકરણ. પવિહારી બાબાનુ વૃત્તાન્ત પરોપકાર કર્મબંધનને તોડી શકે છે. પરોપકાર પોતાના કલ્યાણમાટેજ કરવાનો છે. કર્મયોગનો આદર્શ.

## ભાગ છટ્ઠો તથા સાતમો

ઈંચ ૫×૬॥નાં પૃષ્ઠ ૪૨૦, મૂલ્ય રૂ ૧) પો. ૦)≡

આ ગ્રંથમાં સ્વામીજીના પત્રો, અનેકો સાથેનાં સંભાષણો, મુલાકાતો, તથા સંવાદોના રૂપમા અનેક બોધપ્રદ વિષયો સમાયલા છે. જેમકે —આજકાલ જન્મથી ખોડ કોના પાપથી આવે છે ? મનુ પછીની દશા બાળલગ્નનિષેધ. દુષ્કાળોનો ગહન સવાલ સ્વાર્પણ કરનારા કાર્યકર્તાઓ. દરેક જણ વિવેકાનંદ થઈ શકે અખંડ બ્રહ્મચર્ય એજ બળની ચાવી. પૂર્વ જન્મોનુ જ્ઞાન. ગુરુકુલની પ્રાચીન પ્રથા. રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય. સત્યકામની વાર્તા. ત્યાગીઓના હાથતળેનુ શિક્ષણ. પાઠ્ય પુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં ? જાપાનની મહત્તાનું રહસ્ય. અધિકારીવાદના અનર્થો.

## भाग आठमो

ઇંચ ૫×૬॥।નાં પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય રૂ ૨) પો. ૦।

આમાંના કેટલાક વિષયોઃ—પૂર્વ અને પશ્ચિમ. ભક્તિયોગ. ભક્તિ અને મૂર્તિપૂજા. વૈદિક ધર્મના આદર્શો. થિયોસોફીવિષે વિચારો. જડભરતની વાર્તા, પ્રહ્લાદની વાર્તા. જગતના મહાન્ આચાર્યો.

## भाग ९ मो--संपूर्ण जीवनचरित्र

ઇંચ ૫×૬॥।નાં પૃષ્ઠ ૭૪૦, મૂલ્ય ૨) પાકું ૨॥ પો. ૦।—

અનેક ગ્રંથોને આધારે લખાયલા આ ચરિત્રમાં સ્વામીજીના જીવનની તમામ જાણવા જેવી બાબતો સમાઇ જાય છે. કેટલીક બાબતોનાં નામઃ—કુલવૃત્તાન્ત. બાલ્યાવસ્થા અને વિદ્યાર્થી અવસ્થા. આવી પડેલી વિપત્તિઓ. જાગૃત થયેલી સત્યની જીજ્ઞાસા. શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે સમાગમ. સાધક દશા. નિર્વિકલ્પ સમાધિ. હિમાલયમાં અને દેશના જૂદા જૂદા ભાગોમાં પ્રવાસી સાધુ તરીકેનું જીવન. અમેરિકાનો પ્રવાસ અને મુસ્કેલીઓ. સર્વ ધર્મપરિષદ્‌ના સર્વોપરિ ધર્મવક્તા અને વેદાન્તના અદ્‌ભુત ઉપદેશક. બેલૂર મઠ અને રામકૃષ્ણ મિશનની સ્થાપના. ભગિની નિવેદિતા વગેરે સાથેની ચર્ચાઓ. મરકી, દુષ્કાળ વગેરે પ્રસંગોમાં તેમની સેવાઓ અનાથાશ્રમો, સેવાશ્રમો વગેરેની સ્થાપના. ફરીથી અમેરિકા જવું. બેલૂર મઠમાં જીવન. મહાસમાધિ. ઉપસંહાર.

## भाग १० मो--राजयोग

ઇંચ ૫×૬॥।નાં પૃષ્ઠ ૩૦૦, મૂલ્ય ૧) પાકું ૧। પો. ૦)=

આમાં સ્વામીજીનાં રાજયોગ ઉપરનાં આઠ મહત્ત્વપૂર્ણ ભાષણો ઉપરાંત યોગદર્શનનાં તમામ મૂળ સૂત્રો તેનો અર્થ તેમજ વિવેચન સાથે આપેલાં છે. યોગશાસ્ત્રને લગતાં અનેક રહસ્ય તથા ખુલાસાઓ આમાં આવી જાય છે.

## भाग ११-१२-१३ तथा १४

આ ભાગો હવે પછી વિવિધગ્રંથમાળાદ્વારા નીકળશે અને તેમાં સ્વામી વિવેકાનંદજીનો જ્ઞાનયોગ તથા બીજાં બાકી રહેલા વિષયો આવશે.

તમારાં બાળકોના મનપર ઉમદા વિચારોની છાપ પાડી તેમને
સદ્દગુણી, બુદ્ધિમાન અને આજ્ઞાંકિત બનાવવા માટે

# बाल ग्रंथावलिनां पुस्तको.

## સદ્દગુણી બાળકો { પાચમી આવૃત્તિ પૃ૪ ૧૨૮, મૂલ્ય ૦ા~ પો૦)-

બાળકોએ પ્રાણ સાટે પણ માતૃભક્તિ, પિતૃભક્તિ, ભ્રાતૃભક્તિ, પરોપકાર, સત્ય, વગેરે દર્શાવી આપ્યાના અનેક અસરકારક દાખલા.

## બાલકોની વાતો { પાચમી આવૃત્તિ પૃ૪ ૯૬, મૂલ્ય ૦ા પો૦)-

સ્વદેશપ્રેમ, દેશની દશા, ફરજ, ધર્મ, પરોપકાર, વગેરે બાબતોના રસિક વાતચિતરૂપે, અનેક અસરકારક પાઠ આમાં છે.

## બાલ સદ્બોધ { ચોથી આવૃત્તિ પૃ૪૧૧૨, મૂલ્ય ૦ા૦ાા પો૦)-

ભાગવત, મહાભારત, રામાયણ, ઇ૦ માંથી અનેક બોધદાયક પ્રસંગો, વાર્તાઓ અને દૃષ્ટાંતો સહિત ઉત્તમ ધાર્મિક શિક્ષણ.

## સુબોધક નીતિકથા { બીજી આવૃત્તિ પૃ૪ ૨૧૬, મૂલ્ય ૦ા≈ પો૦)≈

જૂદાં જૂદાં પ્રાણી-પદાર્થોને લાગુ પાડીને મોટાં બાળકોમાટે રચેલી પુષ્કળ નાની નાની, રમુજી અને બોધદાયક વાર્તાઓ.

## દુઃખમાં વિદ્યાભ્યાસ { બીજી આવૃત્તિ, પૃ૪ ૯૦ મૂલ્ય ૦ા પો૦)-

મોટી અગવડો વચ્ચે પણ ખૂબ અભ્યાસ કરીને મોટા માણસ-બનેલાઓના અનેક જાણવા જેવા અને અસરકારક દાખલા.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

અમદાવાદમાં—ત્રણદરવાજા ખહાર નદીને રસ્તે, સેશન કોર્ટ પાસે.
મુંબઇમાં—કાલબાદેવી રોડ,હનુમાન ગલીને નાકે, કાલબાદેવીના મંદિર સામે